

# શ્રી જ્ઞાન પ્રદીપ

## [ ભાગ ૧-૨-૩ ]

[ આત્મોન્નતિપ્રેરક ધાર્મિક, નૈતિક, સામાજિક આદિ
વિધવિધ લેખો અને સ્તવનો-કાવ્યોનો સંગ્રહ ]



: લેખક :
આચાર્ય શ્રીમદ્ વિજયકસ્તૂરસૂરીશ્વરજી મહારાજ



: પ્રકાશક :
શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

વિક્રમ સં. ૨૦૧૨ વીર સં. ૨૪૮૨
આત્મ. સં. ૬૦ ઈસ્વી સ. ૧૯૫૫





# નિવેદન



આ ગ્રંથમાં આવેલા લેખો, સ્તવનો, કાવ્યો વગેરેના લેખક શ્રી ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રી **વિજયાનંદસૂરીશ્વરજી** મહારાજના સદ્ગત શિષ્ય મુનિરાજ શ્રી **ઉદ્યોતવિજયજી** મહારાજના વિદ્વાન્ સુશિષ્ય આચાર્ય શ્રી **વિજયકસ્તૂરસૂરિજી** મહારાજ છે. કોઇ પણ વિદ્વાન્ વક્તા પોતાનું વક્તવ્ય શ્રોતા સન્મુખ રજૂ કરે છે ત્યારે તેની અસર જેટલો વખત રહે છે, તે કરતાં કોઇ વિદ્વાન્ લેખકના લેખની અસર વાચક ઉપર વધારે વખત રહે છે, તે ન્યાયે પોતાના ઉપદેશોને લેખરૂપે લખી આપવાની વિનતિ વિદ્વાન્ આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરીશ્વરજી મહારાજ પાસે શ્રી જૈન આત્માનંદ સભાએ મૂકી. આ વિનતિ તેઓશ્રીએ માન્ય રાખી. જેમ જેમ તેઓશ્રીના લેખો લખાતા ગયા અને 'શ્રી આત્માનંદ પ્રકાશ' માં તે પ્રગટ થતા ગયા તેમ તેમ તે લેખો ખૂબ પ્રશંસા પામતા ગયા અને જૈન સમાજમાં ભાવપૂર્વક વંચાતા ગયા.

સર્વ પ્રકારે ત્યાગી જીવન અને નિરંતરનો શાસ્ત્રાભ્યાસ–આ બંનેવડે જેમના આત્મામાં જ્ઞાનનો પરિપાક થયેલો હોય તેવા સમર્થ ધર્મગુરુઓની કૃતિઓ જ્યારે જ્યારે વાચવામાં આવે, ત્યારે ત્યારે આત્માને આનંદ થાય છે અને તેનું વિશેષ વિશેષ વાંચન–મનન થતાં આત્માના ખરા સ્વરૂપનું જ્ઞાન થાય છે. જીવન સાચી રીતે કેમ જીવવું તે સમજાય છે અને જીવન દરમ્યાન ઉપસ્થિત થતા જુદા જુદા પ્રસંગોમાં કેવી પ્રવૃત્તિ આદરવી તેનું માર્ગદર્શન મળી રહે છે. શાંતમૂર્તિ પરમત્યાગી આચાર્ય મહારાજશ્રીના સરલ, સાદી તથા રોચક ભાષામાં લખાયેલા આ લેખોએ જનસમૂહમાં આબાલવૃદ્ધ સહુનાં હૃદયો આકર્ષ્યાં અને આ લેખો જો પુસ્તકરૂપે પ્રગટ થાય તો વધારે ઉપયોગી થાય તેવી ભાવના જગાડી. દરમ્યાન પાલણપુરનિવાસી ઝવેરી શ્રી ચીમનલાલ માનચંદભાઇએ સદરહુ લેખો પોતાના ખર્ચે પુસ્તકરૂપે પ્રગટ કરવાની અને તમામ પુસ્તકો યોગ્ય સ્થળે ભેટ આપી દેવાની પોતાની ઇચ્છા પત્રદ્વારા સભાને જણાવી. સભાએ તે આભારપૂર્વક સ્વીકારી અને પ્રથમના પચાસ લેખો '**જ્ઞાનપ્રદીપ**' નામથી પુસ્તકરૂપે સં. ૧૯૯૯માં પ્રગટ કર્યા વળી ફરીથી તેઓશ્રીની જ આર્થિક સહાયવડે '**બોધસુધા**' વિભાગ ઉમેરીને આ **જ્ઞાનપ્રદીપ**ની બીજી આવૃત્તિ સં. ૨૦૦૦માં પ્રગટ કરવામાં આવી. ત્યારબાદ બીજા લેખોનો સંગ્રહ '**જ્ઞાનપ્રદીપ ભાગ ૨**' ના નામથી સં. ૨૦૦૬માં પ્રગટ કરવામાં આવ્યો તેમજ બાકીના લેખોનો સંગ્રહ '**જ્ઞાનપ્રદીપ ભાગ ૩**' ના નામથી પાલણપુરની જૈન બહેનોના મોટા ઉપાશ્રયના જ્ઞાનખાતામાંથી મળેલી આર્થિક સહાયવડે સં. ૨૦૦૯માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો.

આ રીતે આચાર્ય મહારાજશ્રીના લેખોનો સંગ્રહ આ સભા તરફથી જુદા જુદા ભાગરૂપે પ્રગટ કરવામાં આવ્યા બાદ જનતામાં તેની માગણી વધતી જ આવી અને આચાર્ય મહારાજશ્રીના તમામ લેખો અને સ્તવન-કાવ્યોનો સંગ્રહ એક દળદાર પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવે તો જીવનોન્નતિની શુભ પ્રેરણા મેળવવા માટે તે ખૂબ ઉપયોગી નીવડશે એવી ભાવના પાલણપુર જૈન સંઘના ગુરુભક્તોના દિલમાં જાગી, અને આચાર્ય મહારાજશ્રીની હાજરીમાં જ આ પ્રકાશન માટે યોગ્ય પ્રયાસ કરવામાં આવતાં પાલણપુર સંઘના ગૃહસ્થોએ જ આ ગ્રંથને પ્રકાશન માટે જરૂરી એવું એક યોગ્ય ફંડ એકત્ર કર્યું. તે દાતાઓની નામાવળી આ ગ્રંથમાં અન્યત્ર રજૂ કરવામાં આવેલ છે.

આચાર્ય મહારાજશ્રીની હયાતીમાં ઉદ્‌ભવેલ આ શુભ વિચારસરણી તેઓશ્રીની હયાતીમાં જ મૂર્તસ્વરૂપ લ્યે તેવી સૌની ભાવના હતી, પરંતુ વિધિના વિધાન હંમેશ જુદા જ હોય છે તેમ હજુ તો આ ગ્રંથપ્રકાશનનું કાર્ય આરંભાય તે પૂર્વે જ ભવિતવ્યતાના યોગે આચાર્ય મહારાજ સં. ૨૦૦૯ ના પ્રથમ વૈશાખ વદ ૪ ના રોજ કાળધર્મ પામ્યા, અને તેઓશ્રીની પુણ્યસ્મૃતિ તરીકે આ ગ્રંથ પ્રગટ કરવાનું કાર્ય તેઓશ્રીના શિષ્યરત્નો મુનિવર્ય શ્રી કુંદનવિજયજી મહારાજ તથા મુનિશ્રી ચિંતામણીવિજયજી મહારાજે ઉપાડી લીધું. ઉભય શિષ્યવર્યોની સતત પ્રેરણા, શ્રી પાલણપુર જૈન સંઘ અને દાતાઓના પૂર્ણ આર્થિક સહકારથી આ સભા આ મહામૂલો ગ્રંથ પ્રગટ કરવા ભાગ્યશાળી થઈ છે, તે બદલ તે સૌની આભારી છે

સ્વર્ગસ્થ આચાર્ય મહારાજનો આ સભા પરત્વે હંમેશા સદ્‌ભાવ હતો. તેઓશ્રી જે કંઇ લખતા તે બધું મોટા ભાગે "શ્રી આત્માનંદ પ્રકાશ"માં પ્રગટ કરવા માટે મોકલતા તેમ જ તેઓશ્રીના લેખોના સંગ્રહરૂપી જે ચાર-પાંચ ગ્રંથો પ્રગટ કરવામાં આવ્યા છે તેના પ્રકાશનનો લાભ પણ આ સભાને જ મળ્યો છે તેવી જ રીતે તેઓશ્રીની ગદ્ય-પદ્ય લગભગ તમામ કૃતિઓનો સમગ્ર સંગ્રહ દર્શનશાસ્ત્રના એક પ્રેરણાત્મક ગ્રંથરૂપે પ્રગટ કરવાની તક આ સભાને મળી છે તે ગુરુભક્તિના મળેલ યત્કિંચિત્ લાભ બદલ અમો આ તકે આનંદ અનુભવીએ છીએ.

આ પુસ્તકના સંકલનમાં જેમ આચાર્ય મહારાજશ્રીના શિષ્યરત્નો, પાલણપુર જૈન સંઘ અને દાતાઓએ સાભાર સહકાર આપ્યો છે તેવી જ રીતે ગુરુભક્ત શ્રી જયન્તીલાલ કાળીદાસ બી. એ. એલએલ. બી. અને શ્રી કીર્તિલાલ બી. બક્ષીની ગુરુભક્તિ અને સહકાર બદલ સભા બન્ને ગૃહસ્થોની તેટલી જ ઋણી છે.

ઉપર જણાવ્યું તેમ આચાર્ય મહારાજના લેખોનો સંગ્રહ જે "જ્ઞાનપ્રદીપ" ના ત્રણ ભાગમાં પ્રગટ કરવામાં આવેલ છે તે તમામ લેખો, તેમજ આચાર્ય મહારાજના સ્તવનો-કાવ્યો વગેરે પદ્ય-પ્રસાદી જે અમોને પ્રાપ્ત થઈ છે તે તમામ કૃતિઓનો આ ગ્રંથમાં સમાસ કરવામાં આવેલ છે. એટલે આચાર્ય મહારાજના જીવનમાં આત્મોન્નતિનું જે ઊંડું વિચાર-મંથન ચાલી રહ્યુ હતું અને એના પરિણામે જે ભાવવાહી શબ્દદેહ આકાર લઇ શકયો હતો તે લગભગ તમામ કૃતિઓનો સંગ્રહ આ ગ્રંથમાં આવી જાય છે.

ગ્રંથમાં રજૂ કરવામાં આવેલ જીવનોન્નતિની મંગળ પ્રેરણા આપતા સમગ્ર જ્ઞાન-ગુચ્છનો વધુ પરિચય આપવાની અત્રે જરૂર નથી. ભાવનગર શામળદાસ કૉલેજના તત્ત્વજ્ઞાનના નિવૃત્ત પ્રાધ્યાપક શ્રી જયન્તીલાલ ભાઈશંકર દવે એમ. એ. એ આ પુસ્તકનું અવલોકન કરી સર્વગ્રાહી "આમુખ" લખી આપેલ છે જે અન્યત્ર રજૂ કરવામાં આવેલ છે. આ આમુખ માટે અમે તેમનો આભાર માનીએ છીએ. સારાએ ગ્રંથની સમગ્ર દૃષ્ટિનો આછો ખ્યાલ આ આમુખમાં આવી જાય છે. બાકી તેનો વાસ્તવિક પરિચય તો ગ્રંથમાંના એક એક લેખના ઊંડા વાચન અને મનનથી જ થઇ શકે તેમ છે.

જડ અને ચેતનના ભેદનું મહામંથન આજે દુનિયાભરમાં ચાલી રહ્યું છે. -સુખ અને શાન્તિને માટે સૌ પોતપોતાની રીતે તલસી રહ્યું છે. જ્યારે "સુખની સમીક્ષા" કરતા આ ગ્રંથના લેખક આચાર્ય મહારાજ પણ કહે છે કે "અનાદિ કાળના મોહના દબાણને લઇને આત્મા સ્વતંત્ર બની પોતાનું શુદ્ધ-સ્વરૂપ મેળવી શકતો નથી અને જડ વસ્તુઓના અનુકૂળ-પ્રતિકૂળ સંયોગ-વિયોગથી સુખ-દુ:ખ માનવામાં એવો ટેવાઈ ગયો છે કે જાણે પોતે જડનું એક અંગ ન હોય ?"

"જેમ કૂતરો સૂકું હાડકું ચાવે અને તે હાડકું તેના મોંમાં વાગવાથી પોતાના તાળવામાંથી નીકળતા લોહીને ચાટીને આનંદ માને છે અને "આ લોહી હાડકામાંથી નીકળે છે" એવી ભ્રમણાથી હાડકાને વધારે ને વધારે ચાવે છે, તેમ **સાચા સુખના સ્વરૂપથી અણજાણ આત્મા પોતાનામાં સુખ રહેલ હોવા** છતાં પણ જડ વસ્તુઓનો ઉપયોગ કરતાં યત્કિંચિત્ ક્ષણિક સુખનો અનુભવ કરે છે. સુખ જડ વસ્તુમાંથી મળે છે એવી ભ્રમણાથી જડ વસ્તુઓ મેળવવામાં અને તેનો ઉપભોગ કરવામાં લીન રહે છે." અર્થાત્ વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખવા સિવાય માનવી અંધારામાં અટવાય છે અને કલ્પનાતીત સુખને સુખ માની તેની પ્રાપ્તિ માટે બાચકા ભરે છે અને તે ભ્રમણામાં જ મહામૂલો માનવભવ હારી જાય છે.

તરણતારણ "તીર્થ"ના મહિમાથી માંડીને "આત્મશુદ્ધિ" "સમ્યક્ત્વમીમાંસા" "સુખ-દુ:ખસમીક્ષા" "આત્માનું આરોગ્ય" "ગુણાનુરાગ" અને "તત્વાવબોધ" આદિ આત્મશુદ્ધિના માર્ગ પર પ્રકાશ પાડતા ૮૫ લેખો અને ૮૦ કાવ્યો આ ગ્રંથમાં રજૂ કરવામાં આવ્યા છે, જે દ્રવ્યાનુયોગનો એક મહામૂલો ગુચ્છ બની રહે છે. તેમાં વસ્તુસ્વભાવ-શાસ્ત્રનું જ્ઞાન ભર્યું છે, તેમાં અધ્યાત્મભાવ ભર્યો છે, તેમાં આત્મશુદ્ધિનું પરમ ઔષધ ભર્યું છે, જિનાગમનું તત્ત્વ પણ તેમાં છે, નીતિશાસ્ત્રનો તત્ત્વાવબોધ તેમાં છલકાય છે. માનવતાની પ્રેરણાત્મક માળા છે. આત્મ-જ્યોત પ્રગટાવતી એ અખંડ દીપમાળ છે.

એક વાત ચોક્કસ છે કે વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખવા સિવાય સાચું સુખ આપણે સમજી શકવાના નથી. એટલે આત્માની ઓળખ માટે "તત્ત્વચિંતન" એ જ સાચો ઉપાય છે; જ્યારે બીજી તરફ વિચાર કરીએ તો આજે જીવનકલહ વધતો આવ્યો છે. શિક્ષિત કે અશિક્ષિત માણસોને આત્મિક જ્ઞાન મેળવવાના માનસિક કે સ્થૂળ પ્રસંગો ઓછા થતા જાય છે. પરિણામે ધ્યેયવિહોણા વ્યવસાય કે પ્રમાદને વશ બની કોઈ પણ પ્રકારનું સાધ્ય સાધ્યા

વિના જિંદગીનો છેડો આવીને ઊભો રહે છે. આ સંયોગો વચ્ચે જીવનમાં બને તેટલો આસક્તિભાવ ઓછો થાય, પૌદ્ગલિક ભાવની લીનતા હળવી પડે અને આત્મિક જ્ઞાન મેળવવાની રુચિ પેદા થાય તેવું જ્ઞાન ફેલાવવાની જરૂર છે. તાત્ત્વિક વિષયોના વાચન તરફનો આદર વધારવાની જરૂર છે. આત્મિક જ્ઞાનની રુચિના પરિણામે એક વખત માણસને પોતાની વાસ્તવ જીવનદૃષ્ટિ સમજાશે અને આત્મ–વિકાસના જ્ઞાનની અગત્ય સમજાશે–પછી તો તે આપોઆપ સગવડે કે અગવડે જ્ઞાનોપાસનાના પંથે પડશે જ.

આપણા ધર્મશાસ્ત્રો ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ, અને દ્રવ્યાનુયોગ એમ ચાર વિભાગમાં વહેંચાએલ છે. ધર્મકથાનુયોગ બાળજીવોને તત્ત્વવિચારણાની પ્રાથમિક ભૂમિકામાં લઇ જાય છે, કથાનુયોગમાંથી ટપકતો જીવનશુદ્ધિનો સરળબોધ તેમના દિલમાં ધર્મશ્રદ્ધાના અંકુરો સ્ફુરાવે છે. જ્યારે ચરણકરણાનુયોગ આપણને શુભ ક્રિયા તરફ લઇ જાય છે અને એ રીતે તે આત્મસ્વરૂપમાં લીન થતા આવે છે, પરંતુ એ ધર્મશ્રદ્ધા અને ક્રિયારુચિના ઊંડા મૂળ તો દ્રવ્યાનુયોગથી નંખાય છે, મોહ અને મમતાનું વાસ્તવિક સ્વરૂપ તે સમજાવે છે, વૈરાગ્યનો ગાઢો રંગ તેમાંથી રંગાય છે. અને અધ્યાત્મભાવની શ્રેણિએ ચઢી માનવજીવનની સિદ્ધિનું સાચું સોપાન પણ તેમાંથી સાંપડે છે. આચાર્ય મહારાજે આ ગ્રંથમાં દ્રવ્યાનુયોગનો ઊંડો સંભાર ભર્યો છે, વાચકો તે પ્રેમપૂર્વક વાંચે, તેનો ઊંડો મર્મ વિચારે અને આચરણના પંથે પડે એ આ પુસ્તકના પ્રકાશનનો આશય છે. આ આશય અલ્પાંશે પણ સિદ્ધ થાઓ એવી આશા રાખીએ છીએ.

આચાર્ય શ્રીમદ્ વિજયકસ્તૂરસૂરીશ્વરજીનું જીવન એ પણ કર્મ–મીમાંસાના એક અદ્ભૂત બોધપાઠ સમાન છે.

એમના જીવનનો સ્થૂળ-પરિચય અનોખો જ હતો. કોઇએ તેઓશ્રીને એક ક્ષત્રિયપુત્ર કલ્પ્યા હતા, તો જામનગર નજીકના કેટલાક ભાઇઓ તેઓશ્રીને પોતાના જ કુટુંબના એક વણિક સભ્ય માનીને સૂરિજીને સંબોધતા હતા. પરંતુ વસ્તુસ્થિતિ અનોખી જ હતી. અને તેઓશ્રીના અસ્તિત્વ દરમિયાન એ જીવનરેખા ઉપરનો પડદો ઉચકાયો જ ન હતો. કાળમીંઢ પત્થરના અસંખ્ય થરો ભેદીને ખલખલ વહેતા નિર્મળ જળપ્રવાહને જેમ કેટલીએ વેદનાઓ સહન કરવાની હોય છે તેમ ખૂબ જ પ્રતિકૂળ સંયોગો વચ્ચે તેઓશ્રીનો જન્મ થયો, એમની આસપાસ અનાર્યતાના કઠીન થરો પથરાયા હતા, સંસ્કારનું નાનું સરખું કિરણ પણ એમના જીવનને સ્પર્શી શકે તેવું કોઇ સંસ્કારી વાતાવરણ એમની આસપાસ ન હતું. પરંતુ કાદવમાંથી સર્જાતા કમળના જેવું એમનું જીવન સર્જાએલ હતું, પૂર્વના સંસ્કારબળે પ્રતિકૂળ સંયોગોમાં પણ તેઓશ્રીનું આત્મજ્ઞાન વિકસતું આવ્યું, અધ્યાત્મના રંગે એ જીવન રંગાયું અને નિજ જીવનને ધન્ય કરી તેઓશ્રી આપણા વચ્ચેથી ચાલ્યા ગયા. અને "બ્રાહ્મણપણું કે શૂદ્રપણું એ કોઇના જન્મ કે વંશ ઉપર નહી પણ સૌ સૌના કર્મ ઉપર જ આધાર રાખે છે"એ જિનશાસનનો વિશાળ કર્મ–મર્મ સૌને સમજાવતા ગયા.

જીવનના અંતસમયે તેઓશ્રીને લાગ્યું કે મારા જીવનનો વાસ્તવિક પરિચય અપાય



न्यायांभोनिधि श्रीमद् विजयानंदसूरि
(आत्मारामजीमहाराज)

તો સારું. પોતાના ખાસ ભક્તને નજીકમાં બોલાવ્યા, અને પોતાના જીવનની રેખાનો સત્ય પરિચય નોંધાવ્યો, અને સમય આવ્યે, પોતાના દેહોત્સર્ગ બાદ યોગ્ય લાગે તો એ પ્રગટ કરવાની આજ્ઞા આપી

કુળ કે જાતિના ભેદ સિવાય, દરેક માનવીને આત્મવિકાસનો સમાન અધિકાર છે. એ તત્ત્વ સમજાવતી આચાર્યશ્રીની અપ્રગટ જીવનરેખા, ભાષા અને સંસ્કારના થોડા ઓપ સાથે શ્રી ફુલચંદ હરિચંદ દોશીએ આલેખી છે જે અન્યત્ર રજૂ કરવામાં આવેલ છે. વાચકો તેમાંથી યોગ્ય પ્રેરણા મેળવશે તેમ આશા રાખીએ છીએ. જીવનચરિત્ર લખી આપવા બદલ અમે શ્રી ફુલચંદભાઈનો આભાર માનીએ છીએ

આ પુસ્તકના હેતુને સ્પષ્ટ કરતું કેટલુંક પ્રાસંગિક વિવેચન જ્ઞાનપ્રદીપના પેલા ભાગના પ્રકાશન સમયે આચાર્ય મહારાજે લખ્યું હતું, ગ્રંથ–લેખનનો આશય સમજવા માટે તે ઉપયોગી હોવાથી તે પણ ગ્રંથના આરંભમાં રજૂ કરેલ છે.

ચિંતનપ્રેરક આ ગ્રંથને એક નવલકથાની જેમ માત્ર ઉપલક દૃષ્ટિએ ન વાંચતા ઊંડા મનનપૂર્વક તેને હૃદયમાં અને આચારમાં ઉતારવા વાંચકો પ્રયત્નશીલ થશે તો ગ્રંથના લેખક આચાર્ય મહારાજશ્રીનો તથા તેના પ્રકાશન માટે પ્રેરણા કરનાર મુનિવર્યશ્રી કુંદનવિજયજી તથા શ્રી ચિંતામણીવિજયજી, અને પ્રકાશનમાં સહાય આપનાર પાલણપુર સંઘ અને દાતાઓનો તથા આ સભાનો શ્રમ સાર્થક થયો ગણાશે.

આ તત્ત્વમય લેખોનું નિરંતર શ્રદ્ધાપૂર્વક વાંચન–ચિંતન કરનારા ભવ્ય આત્માઓ જલ્દી સિદ્ધિ પ્રાપ્ત કરે તેવી પ્રાર્થના છે.

દૃષ્ટિદોષથી કે મુદ્રણદોષથી આ ગ્રંથમાં કોઈ સ્ખલના રહી જવા પામી હોય તો તે સુધારી વાંચવા વાચકોને વિનમ્ર વિનતિ છે.

જ્ઞાનપંચમી : : સં. ૨૦૧૨
આત્માનંદ ભુવન
ભાવનગર

—પ્રકાશક



नमो तित्थस्स ॥




શ્રીમદ્ વિજયકસ્તૂરસૂરિજી મહારાજકૃત જ્ઞાનપ્રદીપને નવીન આવૃત્તિદ્વારા એક વિપુલ અક્ષરદેહ પ્રાપ્ત થાય છે. આ ગ્રંથના કેટલાક લેખો 'આત્માનંદ પ્રકાશ' માસિકમાં અવારનવાર પ્રસિદ્ધ થઇ ચૂકયા છે. વ્યાસમુનિ માટે એમ કહેવાય છે કે–મહાભારત ગ્રંથ રચીને તેણે એક જ્ઞાનમય પ્રદીપ પ્રજ્વલિત કર્યો प्रज्वालितो ज्ञानमयः प्रदीपः । શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજે પણ એવો જ એક જ્ઞાનપ્રદીપ પ્રગટાવ્યો છે કે જેના પ્રકાશથી અજ્ઞાનનું ગાઢ અંધારું શુદ્ધ જ્ઞાનના ઉજ્જવળ પ્રકાશમાં ફેરવાઈ જાય છે. જેમ વ્યાસના મહાભારતમાં યુદ્ધ, રાજનીતિ અને લોકસામાન્યધર્મથી માંડીને મોક્ષની પરમશાંતિ સુધીના વિષયો આવી જાય છે તેમ જ્ઞાનપ્રદીપમાં તીર્થભૂમિના પ્રભાવથી માંડીને વર્તમાન વિશ્વની દશા સુધી અનેક વિષયો આવરી લેવાયા છે. ગ્રંથના સ્વાભાવિક રીતે જ બે વિભાગ પડે છે. પ્રથમ છે ગદ્યવિભાગ અને બીજો છે પદ્યવિભાગ. ગદ્યવિભાગ લગભગ ૫૦૦ પાનામાં છે પણ પદ્યવિભાગ તેના દશમા ભાગ જેટલો છે. પદ્યવિભાગ નાનો હોવા છતાં તેમાંનાં કાવ્યો હૃદયંગમ અને બોધપ્રદ છે. ઘણુંખરાં કાવ્યોમાં સ્તુતિઓ અને તીર્થંકરના સ્તવનો છે. આત્મા કર્મ–કલેશોને દૂર કરી પરમાત્મપદ પ્રાપ્ત કરે એવી શ્રી તીર્થંકર પ્રભુઓ પ્રત્યે અભ્યર્થના કરેલી જોવામાં આવે છે. બાકીના કાવ્યોમાં જીવ માર્ગાનુસારી બનીને જીવનને સાર્થક કેવી રીતે બનાવી શકે અને કૃતકૃત્ય બને તે બતાવ્યું છે.

ગદ્યવિભાગમાં કેટલાક લેખો ખાસ ધ્યાન ખેંચે છે. 'આત્મશુદ્ધિ,' 'આત્મમીમાંસા,' 'કર્મમીમાંસા,' 'તત્ત્વાવબોધ,' 'સમ્યકૃત્વમીમાંસા,' આ લેખોમાં જૈન તત્ત્વજ્ઞાનનાં ઊંડાણો અને ઉચ્ચ સ્થાનો જોવામાં આવે છે. બીજા લેખોમાં ધાર્મિક, સામાજિક, નૈતિક ઇત્યાદિ વિવિધ વિષયોની ચર્ચા જોવામાં આવે છે. આત્મશુદ્ધિ વિષે લખતાં મહારાજશ્રી યોગ્ય જ કહે છે કે–"સંસારમાં સહુ કોઇ ચોખ્ખી વસ્તુને ચ્હાય છે, ભેળસેળ કોઇને પણ ગમતી નથી....... આત્મા સ્વરૂપથી જ શુદ્ધ હોવાથી, સકર્મક હોવા છતાં પણ પ્રકૃતિને લઇને તેને શુદ્ધ વસ્તુ જ

ગમે છે પણ સાચી બુદ્ધિથી અણુજાણુ હોવાથી સ્વરૂપે અશુદ્ધને પણ શુદ્ધ સમજીને અશુદ્ધમાં શુદ્ધનો આરોપ કરીને તેનો ઉપયોગ કરે છે અને માને છે કે હું શુદ્ધ વસ્તુ વાપરું છું. પણ જ્યાં સુધી તે પોતાને ઓળખતો નથી ત્યાં સુધી પોતાની શુદ્ધિ કરી શકતો નથી અને પોતાના આત્માને ઓળખ્યા વગર શુદ્ધ જ્ઞાનદર્શનાદિનો ઉપયોગ કરી શકતો નથી."

આત્માના સાચા સ્વરૂપના જ્ઞાન વગર ખરી આત્મશુદ્ધિ થઈ શકતી નથી. ગ્રીક તત્ત્વજ્ઞાનીઓના અગ્રણી મહાત્મા સોક્રેટીસે પણ એ જ ઉપદેશ આપ્યો છે. સોક્રેટીસના ઉપદેશનો સાર બે વાક્યોમા આપી શકાય. (૧) Know Thyself અર્થાત્ તું તારા આત્માને ઓળખ (૨) Knowledge is virtue and virtue is knowledge અર્થાત્ આત્માની ઓળખ એ સદાચાર છે અને સદાચારનો પાયો આત્મજ્ઞાનમાં છે.

યૂરોપનું પ્રાચીનતમ તત્ત્વજ્ઞાન ભારતીય તત્ત્વજ્ઞાનનાં સનાતન સત્યોને સ્વીકારે છે, પણ યૂરોપના આધુનિક તત્ત્વજ્ઞાનના પ્રવાહો કોઇ વિભિન્ન અને પરસ્પર વિરુદ્ધ દિશાઓમાં વહેતા હોય તેમ જણાય છે. ભારતીય તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ જીવનનું સાચું મૂલ્યાંકન કરી આત્મ-સાક્ષાત્કાર કરવો એ હતો. પશ્ચિમના આધુનિક તત્ત્વવિચારની વાત જુદી છે. અત્યારે તો તત્ત્વજ્ઞાન, કેવળ બૌદ્ધિક વિલાસ, એક વાણીવિલાસ જેવો માત્ર જોવામાં આવે છે. ભારતીય દૃષ્ટિ જુદી છે. આપણી સમજણુ એવી છે કે તત્ત્વજ્ઞાનના જ સનાતન સત્યોના આધારે આપણું જીવન રચવાનું છે. તત્ત્વજ્ઞાનથી જ જીવનશોધન થઇ શકે છે. આ જ હેતુથી આપણે ત્યાં ચાર પુરુષાર્થોની કલ્પના ઉદ્ભવી છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થોમા અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિ, લૌકિક દૃષ્ટિએ પુરુષાર્થો મનાયા છે, પરંતુ લોકોત્તર અથવા પારમાર્થિક દૃષ્ટિએ વિચારતાં ધર્મ અને મોક્ષ પુરુષાર્થો ગણાય. આ બેમાં પણ મોક્ષનો પુરુષાર્થ ચડિયાતો છે કારણ કે ધાર્મિક જીવનનું પરમ ધ્યેય મોક્ષ જ છે. તત્ત્વાર્થાધિગમ સૂત્રકારે આ હકીકત ધ્યાનમાં રાખીને જ **सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः** અર્થાત્ મોક્ષમાર્ગ ત્રણ વસ્તુઓના સમગ્ર સ્વીકારથી જ જીવને પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. પ્રથમ તો સમ્યગ્જ્ઞાન જોઇએ, સમ્યગ્દર્શન પણ જોઇએ અને સમ્યક્ચારિત્ર તો અવશ્ય જોઇએ જ. જૈનધર્મના અભ્યાસીઓ અને વિદ્વાનોનું માનવું છે કે પ્રાચીન જૈનધર્મ 'કિરિયાવાદ' તરીકે ઓળખાતો, માર્ગ શબ્દથી પણ જૈનધર્મ ઓળખાતો. 'કિરિયાવાદ' એટલે ક્રિયાવાદ અર્થાત્ સત્ક્રિયાવાદ. સારાં અને શુભ કર્મો કરવાં અને નઠારાં કે અશુભ કર્મોનો સમૂળગો ત્યાગ કરવો એનું નામ 'કિરિયાવાદ.' કાશીના જૈન સંસ્કૃતિસંશોધન મંડલદ્વારા પ્રસિદ્ધ થયેલ જ્યોતિપ્રસાદ જૈનની "Jainism–The Oldest Living Religion" એ નામની પુસ્તિકામાં પણ આ વાતનું સમર્થન મળે છે. તે ચોપડીના પૃષ્ઠ ૬૧ પર તે લખે છે કે "This oldest religion of man was primarily called simply Dharma, or Manavadharma or Magga (the Marga or Path); અર્થાત્ માનવ જાતનો આ આદિધર્મ (જૈનધર્મ) જગતમાં સૌથી પહેલાં માનવધર્મને નામે ઓળખાતો. કિંબહુના ? તેનું નામ 'માર્ગ' પણ હતું. ટૂંકામાં ભૂલેલા જીવોને સાચો માર્ગ બતાવે તે જ ધર્મના નામને યોગ્ય બની શકે છે. માર્ગાનુસારી જીવને જ ધર્મસ્વરૂપરમણતા, આત્મજાગૃતિ, આત્મસાક્ષાત્કાર સિદ્ધ થઇ શકે છે.

જગતના તમામ દર્શનશાસ્ત્રોમાં જૈન-દર્શનની અપૂર્વતા છે. જગતના કયા દર્શનશાસ્ત્રમાં અનેકાંતવાદ જેવી ગંભીર અને પ્રૌઢ તર્કમીમાંસા છે? જગતના કયા પ્રમાણુશાસ્ત્રમાં નય-વિચાર છે? વળી જૈનોની કર્મમીમાંસા, પુદ્‌ગલમીમાંસા પણ અપૂર્વ જ છે. આવો સૂક્ષ્મ વિચાર ક્યાંય પણ કરવામાં આવ્યો નથી. હું ધારું છું કે થીઑસૉફીના સાહિત્યમાં માણસના સૂક્ષ્મ શરીરોના લાલ, લીલા, ભૂરા ઇત્યાદિ રંગોનુ વર્ણન આવે છે તે જૈન દર્શનમા જે લેશ્યાનું વર્ણન કરાયેલું છે તેને મળતું આવે છે.

એકાંત દૃષ્ટિ સંકુચિત તો છે જ પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો એ મોટું પાપ છે, શુદ્ધ વિચારનો દ્રોહ છે. જૈન ધર્મમાં તેને મિથ્યાત્વ કહ્યું છે. પાંચ પાપોથી પણ વધારે ખરાબ મિથ્યાત્વ છે કારણ કે લોકપ્રસિદ્ધ પાંચ પાપોને લોકો ઓળખે છે પરંતુ એકાંતદૃષ્ટિનું મિથ્યાત્વરૂપી પાપ તો ધર્મનો સ્વાંગ ઓઢીને લોકોને ભોળવે છે, સમાજનો નાશ કરે છે. પાચ પાપોનો ઉપાય સરલ છે પણ એકાંતદૃષ્ટિનો ઉપાય કઠીન છે, કારણ કે જેના હૃદયમાં એકાંત દૃષ્ટિએ ઊંડાં મૂળ ઘાલ્યાં હોય છે તેના હૃદયમાં ઉદારતા, વિશ્વપ્રેમ વગેરે જે ધર્મનાં મૂળ તત્ત્વો છે તેનો પ્રવેશ થવો પણ ભારે મુશ્કેલ છે, પછી સર્વતોમુખ સત્યની તો ક્યાંથી જ ઝાંખી હોઇ શકે?

એકાત દૃષ્ટિની આ જ્ઞાનવિનાશક ભયંકરતાને દૂર કરવા માટે જૈનદર્શને અથાગ પરિશ્રમ ઉઠાવી ખૂબ ખૂબ કામ કર્યું છે. સપ્તભંગી અને નયવાદ જૈનદર્શનની એક મોટી વિશેષતા છે. અનેકાંત દૃષ્ટિવડે, આત્મવાદ અને અનાત્મવાદ, નિત્યવાદ અને અનિત્યવાદ, દ્વૈતવાદ અને અદ્વૈતવાદ વગેરે દાર્શનિક વિરોધોને શાંતિપૂર્વક શમાવવાનો પ્રયત્ન જૈનદર્શને કર્યો છે. આ રીતે જૈનદર્શનની બીજા દર્શનોથી વિલક્ષણતા છે અને અપૂર્વતા પણ છે. નિશ્ચય નયવડે સર્વ વિરોધોનો સમીહાર કરી સાચો તાત્ત્વિક સમન્વય સાધે છે એ પણ તેની અપૂર્વતા છે.

દર્શન અને ધર્મનો સંબંધ હિંદુસ્થાનમાં હમેશાં નિકટ રહ્યો છે. હિંદુ અને જૈન ધર્મોનુ મૂળસ્રોત તેમનાં દર્શનશાસ્ત્રોમા છે. પશ્ચિમના લોકોમાં એ પ્રમાણે દેખાતું નથી. યુરોપની પ્રજાઓ, યાહુદીઓ, મુસલમાનો વગેરેમાં ધર્મની બાબતોમાં વધારે પડતી અસહિષ્ણુતા દેખાય છે તે એકાંતદૃષ્ટિનું પરિણામ છે આ હકીકત ખુદ પશ્ચિમના વિચારકોના ખ્યાલ બહાર નથી. લોર્ડ એવબરી લખે છે તેમ ' Religion was intended to bring living peace on earth and good will towards men, and whatever tends to hatred and persecution, however correct in the letter, must be utterly wrong in spirit." અર્થાત્ ધર્મની પ્રવૃત્તિ તો જગતભરમાં શાંતિ સ્થાપવા માટે અને માનવસમાજમા ભલમનસાઈ લાવવા માટે છે. જેના થકી ધિક્કાર અને માનવદમનની ઉત્પત્તિ થાય તે શાસ્ત્રવચનના આધારે હોય તો પણ તત્વદૃષ્ટિએ બીલકુલ ખોટું, ખરાબ અને ત્યાજ્ય છે. માનવ-કલ્યાણ અને ચિરંતન જગતશાંતિનો સાચો ઉપાય અહિંસાધર્મનું પાલન છે.

શ્રીમદ્ રાજચન્દ્રે એક સ્થળે આ પ્રમાણે કહ્યુ છે: "શ્રી જિનતીર્થંકરે જેવો આત્મા, બંધ અને મોક્ષનો નિર્ણય કહ્યો છે, તેવો નિર્ણય વેદાંતાદિ દર્શનમાં દૃષ્ટિગોચર થતો નથી.'



જ્યારે આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ
પાલનપુરથી વિરાટ પ્રદેશ તરફ વિહાર કરી રહ્યા છે.
[ પાલનપુરના એક કળાકારે ઝડપી લીધેલું એક નૈસર્ગિક સુરમ્ય દ્રશ્ય ]

" આ ફોટો જગવિખ્યાત ફોટો કળાકાર ડો. કે. એલ. કોઠારી. એ. આર. પી. એસ., એ. પી. એમ. એ; એફ. આર. એસ. એ; ઑાન. ઇ એફ. આઈ એ. પી; એ લીધેલો છે."

આ અભિપ્રાયને પુષ્ટિ આપનાર એક બીજા જૈન વિદ્વાન શ્રી ચંપતરાય જૈન છે. એ લેખકના The Key of Knowledge નામના પુસ્તકના ૮૮૫ પૃષ્ઠ પર એવો જ અભિપ્રાય ફૂટનોટમાં આપેલો છે. જગતભરના તટસ્થ અને નિષ્પક્ષપાતી વિદ્વાનોનો પણ એવો જ મત છે કે જૈન દર્શનનો આત્મવિચાર પરિપૂર્ણતાએ પહોંચેલો છે અને એ જ સનાતન સત્ય છે.

હું અગાઉ કહી ગયો છું તેમ પશ્ચિમનાં દર્શનશાસ્ત્રોમાં બુદ્ધિવિલાસ છે, શુષ્ક તર્કવાદ છે અને પરિણામે કેવળ શબ્દજાળ જેવું થઈ જાય છે. તેથી ઊલટું ભારતીય દર્શનો અધ્યાત્મલક્ષી છે. આપણાં દર્શનશાસ્ત્રોના મૂળમાં આત્મશુદ્ધિની ભાવના છે. સમ્યક્ ચારિત્ર વગર આત્મશુદ્ધિ સંભવી શકે જ નહિ. તેથી જ મોક્ષમાર્ગના આવશ્યક અંગ તરીકે ચારિત્રનો સ્વીકાર કરાયેલો છે.

જૈન દર્શન અધ્યાત્મલક્ષી તો છે જ. પરંતુ વિશેષત. તેની દિશા ચારિત્રપ્રધાન રહી છે. ત્યાગ અને તપશ્ચર્યા અહિંસા ધર્મના પાયામા રહેલા છે જ. જૈન આગમોમાં ધાર્મિક ક્રિયાઓ જે બતાવેલી છે તેનો સૂક્ષ્મતાથી વિચાર કરીએ તો ક્રિયાઓના સૂત્રોમાં પણ અધ્યાત્મજ્ઞાન જ ભર્યું છે. છ આવશ્યક ક્રિયાઓ પણ અધ્યાત્મજ્ઞાનની પોષક છે, અધ્યાત્મમૂલક છે.

જ્ઞાનપ્રદીપમાં કેટલાંક વચનામૃતો તો બાઇબલના જૂના કરાર વિભાગમાં Proverbs આપેલ છે તેની સ્મૃતિ આપે છે. 'વિચારશ્રેણિ' 'બોધસુધા' 'શિખામણો' અને 'સુબોધમાળા'માંથી અનેક સુવાક્ય ટાંકી શકાય પરંતુ તે અહિં વિસ્તારભયથી આપી શકાતાં નથી. દરેક વચનામૃતમાં સતત આત્મજાગૃતિ–આત્મશુદ્ધિની ભાવના પદેપદે ભરેલી છે.

ધર્મની અને તત્ત્વજ્ઞાનની ગૂઢ સમસ્યાઓનો ઉકેલ કરવો એ સહેલું કામ નથી. પણ જ્ઞાનપ્રદીપના લેખકને તેનો ઉકેલ એવી સુસ્પષ્ટ રીતે દેખાય છે અને એવું અનુભવસિદ્ધ છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનની ગૂઢતમ અને અત્યંત દુર્બોધ વાતો અને વિચારોને સાદામાં સાદી તથા સરલમાં સરલ ભાષામાં તે મૂકે છે. ગ્રંથનું આ ખાસ લક્ષણ છે, કે જેને લીધે તે વાચનારના હૃદય પર અને કોઇ પણ નિષ્પક્ષપાતી અભ્યાસીના મન પર એક અપૂર્વ છાપ પાડે છે, એ જ એની આકર્ષકતા છે.

જ્ઞાનપ્રદીપનાં કિરણો સૂતેલી ધર્મભાવનાને જગાડે છે, અનેક વિષયોથી વિહ્વલ બનેલી બુદ્ધિને ધર્મમાં સ્થિર કરે છે, વૈયક્તિક અને સામાજિક જીવનના ઘડતરમાં પરમ ઉપયોગી છે, અધ્યાત્મ માર્ગ પર પ્રકાશ પાડે છે અને સચ્ચિદાનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિનો માર્ગ મુમુક્ષુઓને સરલ કરી આપે છે.

**પ્રોફેસર જયંતીલાલ ભાઇશંકર દવે**

# પ્રાસંગિક

'જ્ઞાન પ્રદીપ'નો પ્રથમ ભાગ જ્યારે પ્રગટ કરવામાં આવ્યો ત્યારે તે ગ્રંથ પરત્વે પૂ. આચાર્ય મહારાજે જે કંઇ લખ્યું હતું તે આ ગ્રંથની ભૂમિકા સમજવા માટે ઉપયોગી હોવાથી અત્રે રજુ કરવામાં આવેલ છે. તેઓશ્રી જણાવે છે તેમ સંપૂર્ણ વિકાસી વીતરાગ પ્રભુના માર્ગને લક્ષમાં રાખીને આ ગ્રંથની સામગ્રી રજુ કરવામાં આવી છે. વાચકો પણ આ આત્મદૃષ્ટિ લક્ષમાં રાખીને આ ગ્રંથનું વાચન-મનન કરે તેમ ઇચ્છીએ.

માનવી માને છે કે મેં ઘણું વાંચ્યું છે અને ઘણું સાંભળ્યું છે માટે હું સારી રીતે જાણું છું-સમજું છું, પણ તે એક ભ્રમણા છે. જ્યાં સુધી અનુભવજ્ઞાન ન થાય ત્યાં સુધી સાચું ન જણાય-ન સમજાય. અક્ષરજ્ઞાન, વસ્તુજ્ઞાન અને અનુભવજ્ઞાન એમ જ્ઞાન ત્રણ પ્રકારના છે. પુસ્તકોમાં કોઇ પણ ભાષામાં લખેલા સંકેતો માત્ર જાણવા તે અક્ષરજ્ઞાન અને સંકેતવાળી વસ્તુ જાણવી તે વસ્તુજ્ઞાન અને વસ્તુનું સાચું સ્વરૂપ જાણવું તે અનુભવજ્ઞાન. જેમકે ઘડો માત્ર એટલું તે અક્ષરજ્ઞાન અને પાણી ભરવાની માહેથી પોલી ગોળ આકૃતિવાળી વસ્તુ જાણવી તે વસ્તુજ્ઞાન અને તેની ક્ષણવિનશ્વરતા જાણવી તે અનુભવજ્ઞાન. આવી રીતે વસ્તુના સાચા સ્વરૂપને જાણવું તે અનુભવજ્ઞાન કહેવાય છે.

ઘણાખરા માનવીઓ અક્ષરજ્ઞાનવાળા હોય છે. વસ્તુજ્ઞાનવાળા તેનાથી પણ ઘણા જ થોડા હોય છે પણ અનુભવજ્ઞાનવાળા તો કોઇ જવલ્લે જ હોય છે. પુસ્તકો વાંચ્યા પછી કે તેમાંનું લખેલું સાંભળ્યા પછી સંસારમાં રહેલા પદાર્થોમાં દૃષ્ટિ આપવાથી જ વસ્તુજ્ઞાન થાય છે; પણ વસ્તુના યથાર્થ બોધરૂપે અનુભવજ્ઞાન મેળવવાને માટે તો મોહનીય કર્મનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમની અત્યંત આવશ્યકતા રહે છે. તે સિવાય વસ્તુ તો જણાય પણ તેનું સાચું સ્વરૂપ જણાતું નથી, જેથી માનવી તે વસ્તુનો યોગ્ય ઉપયોગ કરીને સાચું ફળ મેળવી શકતો નથી.

વસ્તુનો વિપરીત બોધ તે અજ્ઞાનતા કહેવાય છે અને તે અનુભવજ્ઞાનમાં હોતી નથી. અનુભવજ્ઞાનશૂન્ય માનવી અજ્ઞાની હોવાથી આગમશાસ્ત્રો જાણવા છતા પણ કષાયને ઉપશમાવી શકતો નથી અને વિષયથી વિરક્ત બનીને સ્વપરનું શ્રેય સાધી શકતો નથી, તેમ જ સાચાં સુખ, શાંતિ અને આનંદ પોતે પ્રાપ્ત કરીને બીજાને પ્રાપ્ત કરાવી શકતો નથી. અક્ષરજ્ઞાન કે

વસ્તુજ્ઞાન માત્રથી ધર્મ, મુક્તિ, મૃત્યુ, જન્મ, ગુણ, દોષ, સુખ, શાંતિ, આનંદ, સત્, અસત્ વગેરે વગેરે વસ્તુઓનું સાચું સ્વરૂપ સમજાતું નથી અને સાચું સ્વરૂપ ન સમજાવાથી સમભાવ પ્રાપ્ત કરી શકાતો નથી; જેથી સંસારનું ભ્રમણ ટાળી શકાતું નથી. વસ્તુના યથાર્થ બોધ વગરના માનવી કાલ્પનિક જગતમાં ભ્રમણ કરવાવાળા હોય છે. જો કે કાલ્પનિક વસ્તુઓ આકાશપુષ્પની જેમ અસત્ હોય છે, છતાં અજ્ઞાની જીવને સત્ જેવી ભાસે છે. સત્ જેવી ભાસે છે ખરી પણ સત્ વસ્તુનું ફળ આપવાવાળી હોતી નથી, જેનો પરિણામે સર્વને અનુભવ થાય છે.

કાલ્પનિક પણ મનગમતાં શાંતિ, સુખ, આનંદ આદિ મેળવવાને નિરંતર ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરતી, અથવા તો આ બધું ય મેં મેળવ્યું છે એમ માનીને અત્યંત હર્ષપૂર્વક મદઘેલી બનીને માર્ગભૂલેલી ડાહી અને બુદ્ધિશાળી કહેવાતી માનવજાતિ સત્ તથા અસત્ પદાર્થોથી અજ્ઞાત હોવાથી અસત્ વસ્તુઓમાં જ આનંદ મનાવી રહી છે. સાચા સત્યને ઓળખવાને સંકલ્પ સરખો ય કરતી નથી; કારણ કે અસત્ પદાર્થોમાં જ સત્યાસત્યની ગવેષણા કરીને સત્યનો સ્વીકાર અને અસત્યનો ત્યાગ કરવા ટેવાઇ ગઈ છે. સુખદુઃખ, શાંતિઅશાંતિ, ગુણઅવગુણ, જીવનમૃત્યુ વગેરે વગેરે બાબતોનો નિર્ણય કરવામાં જડના વિકારોને જ પ્રધાનતા આપી રહી છે.

માનવીને પાંચ વસ્તુઓ જોઇએ છેઃ સુખ, શાંતિ, આનંદ, માન અને સત્તા. આ બધું ય ત્યાગથી મળે છે અને ભોગથી ય મળે છે. ફરક એટલો જ છે કે ત્યાગથી મળેલાં સુખશાંતિ વગેરે સાચાં હોય છે અને ભોગથી મળેલા કૃત્રિમ–કાલ્પનિક હોય છે. સાચાં સુખશાંતિ આદિથી અપરિચિત માનવસમાજ પૌદ્‌ગલિક વસ્તુઓના ઉપભોગથી જ શાંતિ મેળવવા પ્રયાસ કરી રહ્યો છે. ઉપરથી બધું ય છોડયું હોય છતાં મિથ્યા સુખથી વાસિત આત્માઓ જડાસક્ત હોવાથી સુખશાંતિ માટે જડનો ઉપયોગ કરે છે અને દેવેંદ્ર તથા નરેંદ્રની પદવી માટે જ જપ, તપ આદિ ચારિત્રનાં અનુષ્ઠાનોનો આદર કરે છે જેઓ સુખશાંતિ તથા આનંદ માટે જડના વિકારરૂપ વિષયોનું અવલંબન લે છે અને માન તથા સત્તાને માટે કષાયોનો આદર કરે છે તેમને માનવા પૂરતો સંતોષ મળે છે, પણ પરિણામે વિપરીત અનુભવ થવાથી નિરાશ થવું પડે છે અને સુખ, શાંતિ વગેરેની દરિદ્રતા દૂર થતી નથી તેમજ અપમાન તથા તિરસ્કારના આશ્રિત થવું પડે છે. અનાદિ કાળથી ચાલી આવતી સુખ, શાંતિ આદિ મેળવવાની પદ્ધતિને શ્રદ્ધાપૂર્વક અનુસરનારાઓ પર–પૌદ્‌ગલિક વસ્તુઓની સહાયતા સિવાય કાલ્પનિક કાંઈ પણ મેળવી શકતા નથી. સાચી વસ્તુથી અજ્ઞાત તથા અનુભવશૂન્ય હોવાથી કાલ્પનિક વસ્તુઓમાં સાચાનો આરોપ પણ કરી શકતા નથી. અનુકૂળ પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવ્યા પછી સાચાં સુખશાંતિ મેળવવાના મહાપુરુષોએ ઉપયોગમાં લઇને બતાવેલા સાધનોનો ઉપયોગ કરતા નથી અનાદિ કાળથી જડાસક્ત જીવોએ માનેલા સુખ, શાંતિને જ સાચાં માનીને તેમની જેમ તેમને મેળવવા આદરેલા માર્ગનું અનુકરણ કરે છે અને મહાપુરુષોએ આદરેલા માર્ગનો અનાદર કરે છે.

દેહધારીઓના દેહનો ઉપયોગ કર્યા સિવાય પૌદ્‌ગલિક સુખ, શાંતિ, આનંદ મેળવી શકતાં નથી. પુદ્‌ગલાનંદી જીવો આત્માને થતી પીડાની અવગણના કરીને જીવવાને અથવા તો સુખ-

શાંતિ મેળવવાને અનેક જીવોને દેહથી મુક્ત કરે છે અને પરિણામે દુઃખ તથા અશાંતિ જ મેળવે છે, છતાં લૌકિક સુખ, શાંતિથી વાસિત થયેલા હોવાથી સુખશાંતિ મેળવવાના લૌકિક માર્ગથી વિરામ પામતા નથી અને અનેક જીવોને અશાંતિ તથા દુઃખના કારણભૂત પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષયોને મેળવવા કિંમતી જીવનનો દુરુપયોગ કરે છે.

સુખ, શાંતિ, આનંદ, જીવન વગેરે આત્માના ધર્મ છે અને તે સ્વરૂપથી જ આત્મામાં રહે છે માટે તે ચૈતન્યસ્વરૂપ છે. અને પાંચે ઇંદ્રિયો તથા વિષયો આત્માથી ભિન્ન છે અને તે જડના ધર્મ છે માટે તે જડસ્વરૂપ છે. જડ તથા જડના ધર્મો ચૈતન્યસ્વરૂપ સુખશાંતિ વગેરે આત્માના ધર્મોને વિકાસમાં લાવી શકતા નથી તેમજ તેને પ્રાપ્ત કરાવી શકતા નથી; પરંતુ અનાદિ કાળની મિથ્યા વાસનાને લઇને જડાસક્ત જીવો વિષયરૂપ જડના ધર્મોથી સુખશાંતિ માને છે પણ તે એક પ્રકારની ભ્રમણા જ છે. જો ઇંદ્રિયોના વિષયરૂપ જડ પદાર્થોનો દેહની સાથે સંસર્ગ થવાથી દેહ ધિષ્ઠિત આત્માને સુખશાંતિ મળતી હોય તો પછી તે જડનો ધર્મ હોવાથી ચૈતન્યને જડ અને જડને ચૈતન્ય બની જવાનો પ્રસંગ આવી જશે અને જડ ચૈતન્યની અવ્યવસ્થા થઇ જશે. અનુકૂળ વિષયના સંયોગોથી સુખ અને વિયોગથી દુઃખ. પ્રતિકૂળ વિષયના સંયોગથી દુઃખ અને વિયોગથી સુખ. આ સુખદુઃખને જો સાચાં જ માનવામાં આવે તો પછી મુક્તાત્મામાં જ્ઞાનસ્વરૂપ સુખનો સર્વથા અભાવ થવાથી પાષાણવત્ બની જશે અને ચૈતન્ય સ્વરૂપ આત્મતત્ત્વ નષ્ટ થઈ જશે, માટે પૌદ્ગલિક વસ્તુઓના ભોગથી થવાવાળું સુખ ખોટું છે, પણ, પૌદ્ગલિક વસ્તુઓના ત્યાગથી થવાવાળું સુખ તે એક આત્માનો ધર્મ છે અને તે જ સાચું છે. શાંતિ તથા આનંદ પણ આત્માના જ ધર્મ છે અને તેને મેળવ વાને કોઇ પણ ક્ષણિક તથા નાશવાન જડ વસ્તુની જરૂરત નથી, પણ અનાદિકાળથી આત્માની સાથે સંબંધ ધરાવવાવાળી ક્ષણવિનશ્વર જડ વસ્તુઓનો સર્વથા વિયોગ થવાથી જ મળી શકે છે.

પરપૌદ્ગલિક વસ્તુઓનો ઇંદ્રિયો સાથે સંબંધ થવાથી સકર્મક આત્મામાં અનેક પ્રકારની વિકૃતિઓ ઉત્પન્ન થાય છે જેને જીવાત્માઓ સુખદુઃખની કલ્પના કરે છે, શાંતિ તથા આનંદ માની સંતોષ માને છે, પરંતુ વિકૃતિ સુખશાંતિ કે આનંદના સ્વરૂપને પ્રાપ્ત કરી શકતી નથી; કારણ કે વિકૃતિ દોષસ્વરૂપ છે અને ભિન્ન જાતિ, ગુણ તથા ધર્મવાળી ભિન્ન વસ્તુઓના સંયોગથી ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થવાવાળી વસ્તુમાત્ર અસત્ છે–કૃત્રિમ છે. જે વસ્તુની ઉત્પત્તિ છે તેનો વિનાશ પણ છે જ, માટે વિકૃતિસ્વરૂપ ક્ષણિક સુખદુઃખ સાચાં હોઇ શકતાં નથી.

સુખ, શાંતિ અને આનંદ એ ગુણ છે પણ દોષ નથી; માટે જ પૌદ્ગલિક સંયોગથી ઉત્પન્ન થવાવાળી વિકૃતિ દોષસ્વરૂપ હોવાથી તેમાં સુખ આદિ હોઇ શકતા નથી. ગુણ તે પ્રકૃતિ છે અને દોષ તે વિકૃતિ છે. પૌદ્ગલિક વિયોગથી થવાવાળો આત્માના ગુણનો વિકાસ તે જ પ્રકૃતિ છે અને તે જ સુખસ્વરૂપ છે. પ્રકૃતિસ્વરૂપ સુખ મેળવવાને કોઈ પણ પૌદ્ગલિક વસ્તુના ઉપભોગની આવશ્યકતા નથી; પરંતુ સર્વથા પૌદ્ગલિક વસ્તુના ઉપભોગના ત્યાગથી પ્રાપ્ત થાય છે જ્યાં સુધી પૌદ્ગલિક વસ્તુનો ઉપભોગ હોય છે ત્યાં સુધી વિકૃતિસ્વરૂપ દોષ ટળી શકતો નથી.

અનાદિકાળની વાસનાને લઇને જીવો વિકૃતિસ્વરૂપ દોષમાં સુખશાંતિ માનતા આવ્યા

છે, તે સુખશાંતિ સાચી તથા ચિરસ્થાયી હોતી નથી, જેથી જીવોની સુખની ભૂખ ટળી શકતી નથી. જે સુખશાંતિ અને આનંદમાં જીવોને અત્યંત હર્ષપૂર્વક એવી સ્ફુરણાઓ થાય છે કે હું સુખી છું, આનંદમાં છું, મને બહુ શાંતિ છે એ બધો યે કર્મનો વિકાર છે અને તે અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓના સંયોગથી થાય છે, માટે તે સુખ આદિ સાચાં નથી પણ કલ્પના માત્ર છે.

વિકૃત થવાનો સ્વભાવ પુદ્ગલનો છે પણ આત્માનો નથી. આત્મા તો સ્ફટિક જેવો સ્વચ્છ છે. સ્ફટિકમાં જેમ ભિન્ન જાતિવાળી વસ્તુના સંયોગથી વિકૃતિ જણાય છે, તે વિકૃતિ સંયોગવાળી વસ્તુની છે, સ્ફટિકની નથી, સ્ફટિક સ્વચ્છ હોવાથી તેમાં પ્રતિભાસ થાય છે તેવી જ રીતે આત્માની અંદર જે વિકૃતિ જણાય છે તે કર્મસ્વરૂપ જડની છે પણ આત્માની નથી. આત્મા સ્વચ્છ હોવાથી વિકૃતિનો તેમાં આભાસ માત્ર થાય છે. આત્માની સાથે નહીં સંબંધ ધરાવવાવાળા પુદ્ગલોમાં સંયોગવિયોગરૂપ વિકૃતિઓ થયા કરે છે પણ તે જણાતી નથી. આવા વિકૃતિવાળા પુદ્ગલોનો આત્માની સાથે જ્યારે સંબંધ થાય છે ત્યારે વિકૃતિ જણાય છે. લાઇટ વગરની ફિલ્મ કરવામાં અનેક પ્રકારની વિકૃતિઓ થાય છે, પણ તે જણાતી નથી પણ જ્યારે લાઇટ ફેંકવામાં આવે છે ત્યારે જ ફિલ્મ માંની વિકૃતિઓ લાઇટમાં જણાય પણ તે લાઇટની વિકૃતિ હોતી નથી, પણ ફિલ્મની હોય છે. તેવી રીતે આત્મામાં જણાતી વિકૃતિઓ કર્મની છે પણ આત્માની નથી. જેમ ફિલ્મમાં અનેક પ્રકારના દશ્યો જેવા કે- મકાનો, માણસો, પશુઓ, એમના બોલવા આદિની ક્રિયાઓ વગેરે જેમ દેખાય છે તેવી રીતે આત્માની સાથે થયેલા કર્મના સંયોગથી અનેક પ્રકારના સંકલ્પો, વિકલ્પો અને માન્યતાઓ આત્મામાં જણાય છે પણ તે બધું ય ફિલ્મની જેમ અસત્ છે. સાચું સુખ સ્ફુરણાત્મક હોતું નથી, સંકલ્પવિકલ્પ સ્વરૂપ હોતું નથી. સાચું સુખ કોઇ પણ વસ્તુની અસર થવાથી થતું નથી, તે તો આત્માનો સ્વભાવ છે, અરૂપી છે. સાચા સુખને પાંચ ઇંદ્રિયો કે મન ગ્રહણ કરી શકતાં નથી. ઇંદ્રિયો અને મનની મારફત આત્માને થવાવાળાં સુખ, શાંતિ અને આનંદ ખોટાં છે, માટે જ સમ્યગ્જ્ઞાન વગરના સંસારી જીવો સાચા સુખને મેળવી શકયા નથી લોકસંજ્ઞા પ્રમાણે ભ્રાન્તિજન્ય સુખને જ સુખ માની સંતોષ ધારણ કરી રહ્યા છે.

માનવી જે જીવનમાં જીવી રહ્યા છે અને જે નામથી ઓળખાઈ રહ્યા છે તેની મહત્વતા વધારી માન મેળવવાને હમેશાં ઇચ્છાવાળા રહ્યા કરે છે અને તે માન પરપૌદ્ગલિક વસ્તુઓની પ્રાપ્તિથી મળે છે એવી માન્યતાવાળા હોવાથી, બીજાને ગમે તેવી પૌદ્ગલિક વસ્તુઓનો સંગ્રહ કરવાને અનેક પ્રકારના કષ્ટસાધ્ય પ્રયત્નો કરે છે જેમકેઃ શ્રીમંતનું માન મેળવવાને દ્રવ્ય ઉપાર્જન કરવા ઘણા કષ્ટો સહન કરે છે, લોકોને ગમે તેવા બાગબગલા વગેરે વસ્તુઓનો સંગ્રહ કરે છે, લોકોએ માનેલી શ્રીમંતાઇને છાજે તેવી પ્રવૃત્તિ કરે છે અને મહાકષ્ટે મેળવેલા દ્રવ્યનો વ્યય કરીને અનેક પ્રકારની ડિગ્રીઓ લે છે. નિર્ગુણી હોવા છતાં સદ્ગુણી કહેવડાવવાનો ખોટો ડોળ-આડંબર કરે છે. અવગુણ ઉપર ગુણનો ઓપ ચડાવે છે.

પૌદ્ગલિક વસ્તુઓનો સંગ્રહ કરી તેના ઉપભોગથી પુદ્ગલાનંદી જીવોની દૃષ્ટિમાં ભલે માન મેળવો પણ તે સાચું અને સ્થિર રહેવાવાળું નથી આ માન એક જ જીવનમાં મેળવી શકે

છે. મૃત્યુ પછીના જીવનમાં એનો અંશ માત્ર પણ હોતો નથી, કારણ કે માત્ર દેહને આશ્રયીને માન મેળવવા પ્રયાસ કરેલો હોય છે અને તે દેહ છૂટી ગયા પછી આત્માને તેમાંનું કશું પણ મળતું નથી જીવન દરમિયાનમાં અનેક પ્રકારના કાર્યો કરે છે. દ્રવ્ય એકઠું કરે છે, મકાનો બંધાવે છે, અનેક જીવોને કષ્ટ આપી મોજશોખનાં સાધનો એકઠા કરી તેનો ઉપયોગ કરે છે અને જગતમાં મોટા તરીકેની કીર્તિ મેળવે છે; પરંતુ તે દેહની સાથે નાશ પામી જાય છે. પરલોકમાં તેમાંનું આત્માની પાસે કશું ય રહેતું નથી; એટલું જ નહિ પણ જન્માંતરમાં આત્મા અપમાનનું પાત્ર બને છે, માટે દેહને આશ્રયીને મેળવેલાં માન, પ્રતિષ્ઠા સાચાં નથી નામધારી દેહની પ્રસિદ્ધિ થવાથી આત્માની પ્રસિદ્ધિ થતી નથી; કારણ કે નામધારી દેહ આત્માથી જુદો છે અને તેની પ્રસિદ્ધિ પૌદ્ગલિક વસ્તુઓના સંયોગથી થાય છે. પૌદ્ગલિક વસ્તુઓના ગુણ–ધર્મ પુદ્ગલસ્વરૂપ દેહને વિકાસમાં લાવી શકે છે, પણ આત્માને વિકાસમાં લાવી શકતા નથી આત્માને વિકાસમાં લાવી તેની મહત્ત્વતા વધારનાર તો સમ્યગ્‌જ્ઞાનદર્શનાદિ ગુણો જ છે અને તે પૌદ્ગલિક વસ્તુઓના ત્યાગથી પ્રગટ થાય છે. સમ્યગ્‌જ્ઞાનાદિ ગુણો પ્રગટ થવાથી આત્મા સાચી મહત્ત્વતા મેળવી શકે છે કે જે સાચી અને ચિરસ્થાયી હોય છે, કારણ કે સમ્યગ્‌જ્ઞાનાદિ પ્રાપ્ત થયા પછી આત્મા જન્મમરણમાંથી મુક્તિ મેળવે છે, કે જેને મેળવ્યા પછી પોતાની મહત્ત્વતા શાશ્વતી બની રહે છે.

પોતાની સત્ય અને શાશ્વતી વસ્તુનું માન મેળવવા પ્રયાસ કરનાર સંસારમાં મહાન બની સર્વનો પૂજ્ય બની શકે છે, કારણ કે તે પરને [દેહને] માન મળવાથી રાજી થતો નથી તેમજ પરને (દેહને) માન મેળવી આપવા પ્રયાસ પણ કરતો નથી. જેમ કોઈ બીજા માણસને દરેક પ્રકારે માન મળતું જોઈને તેનાથી ભિન્ન વ્યક્તિ ખુશી થઈને રાજી થતો નથી, કારણ કે તે પોતાને એમ માને છે કે બીજાને માન મળવાથી મને શું લાભ ? તેવી જ રીતે નામધારી દેહાદિને માન મળવાથી તેનાથી ભિન્ન આત્માને તે સંબંધી કાંઇ પણ ખુશી થતી નથી. આત્મા પોતે એમ સમજે છે કે જુદા ગુણ–ધર્મવાળો નામધારી દેહ મારાથી ભિન્ન છે, તે તેના ગુણ–ધર્મની પ્રશંસાથી મને શું લાભ ? ક્ષણવિનશ્વર ધર્મવાળા દેહની મહત્ત્વતાથી મારી કાંઈ મહત્ત્વતા વધી શકતી નથી; કારણ કે હું અવિનાશી ધર્મવાળો છું, નિત્ય જ્ઞાનાદિ ગુણોનો ધારણ કરવાવાળો છું, માટે દેહાદિની માન–મહત્ત્વતાથી મારા ગુણ–ધર્મનો વિકાસ થઇ શકતો નથી તો પછી મારે દેહાદિના માન–મહત્ત્વતા વધારવાને શા માટે પૌદ્ગલિક વસ્તુઓનો આશ્રય લેવો જોઈએ ? આવો સમ્યગ્‌જ્ઞાની આત્મા પૌદ્ગલિક વસ્તુઓનો પરિત્યાગ કરીને પોતાનું સત્ય સ્વરૂપ મેળવી શકે છે; જેથી સંસારમાં નિરંતર માનનું પાત્ર બની શકે છે, શાશ્વતા સુખ, શાંતિ તથા આનંદ મેળવી શકે છે. બીજાની પાસેથી માન મેળવવાની ઇચ્છા રાખવી તે પોતાને અપમાનિત થવા જેવું છે પરની પાસેથી માન મેળવવાની ઇચ્છા રાખનારને અવશ્ય જડ વસ્તુઓના દાસ બનવું પડે છે અને જડના દાસ બનવું તે પોતાનું મોટું અપમાન કરવા બરાબર છે. અજ્ઞાત સંસાર પૌદ્ગલિક વસ્તુઓને જ માન આપનારો હોય છે. જેઓ પૌદ્ગલિક વસ્તુઓના આશ્રિત હોતા નથી તેની ઉપેક્ષા કરવાવાળો હોય છે, માટે સમ્યગ્‌જ્ઞાની પુરુષો અજ્ઞાત સંસારના માનની પરવા કરતા નથી, પણ વિકાસી પુરુષોની પ્રવૃત્તિનું અનુકરણ કરીને વિકાસી બનવાની ભાવનાવાળા

હોય છે. આવા પુરુષો વિકાસ મેળવ્યા પછી જ્ઞાની સંસારની દૃષ્ટિમાં સદા સર્વદા માનનું પાત્ર બને છે અને જે પછી કોઇ કાળે અપમાનિત થતા નથી. આને જ આત્મસન્માન કહેવામાં આવે છે. જેઓ પૌદ્ગલિક વસ્તુના આશ્રયથી માન મેળવે છે તેઓ તેનો વિયોગ થવાથી અપમાન મેળવે છે, માટે આ માન નથી પણ અપમાન જ છે અને તેને દેહ-સન્માન કહેવામાં આવે છે. દેહની સાથે પૌદ્ગલિક વસ્તુઓનો સંયોગ નિત્ય હોતો નથી, એટલા માટે જ આ સંયોગોનો વિયોગ થવાથી નામધારી દેહનું અપમાન થાય છે માટે તે માન ખોટું છે. જ્ઞાની પુરુષો આવા માન માટે પ્રયત્ન કરતા જ નથી.

અનાદિકાળથી અજ્ઞાનતાને લઇને જીવો પોતે પૌદ્ગલિક વસ્તુઓની સત્તા નીચે દબાયલા હોવા છતાં પણ પૌદ્ગલિક વસ્તુઓને પોતાની સત્તામા રાખવા પ્રયત્ન કરે છે, પરંતુ પરિણામે તેઓ સફળતા મેળવી શકતા નથી આત્માની સત્તા પોતાના જ્ઞાનાદિ ગુણો ઉપર હોઈ શકે છે પણ પૌદ્ગલિક વસ્તુ પર હોઇ શકતી નથી. જડ તથા જડના વિકારોની પાસેથી અનેક પ્રકારના કાલ્પનિક પ્રસંગો મેળવવા પ્રયાસ કરવા છતાં પણ સફળતા મેળવી શકતા નથી, કારણ કે પૌદ્ગલિક વસ્તુઓ સ્વભાવથી જ એક સ્વરૂપે રહેવાવાળી હોતી નથી અને એટલા માટે જીવન, સુખ, શાંતિ, આનંદ આદિને ચિરસ્થાયી બનાવી શકતી નથી, આત્મા કર્મની સત્તાથી પૌદ્ગલિક વસ્તુઓને પોતાને સ્વાધીન તો કરે છે, પણ જે ક્ષણે આ વસ્તુઓ સ્વાધીન થાય છે તે ક્ષણે આત્માને કાલ્પનિક સુખશાંતિનો અનુભવ થાય છે, પણ બીજી ક્ષણે જ તે વસ્તુઓ આત્માની સત્તાનો અનાદર કરીને પોતાના સ્વરૂપને ફેરવી નાખે છે અને સ્વતંત્ર-પણે આત્માને અણગમતા પ્રસંગો ઉપસ્થિત કરે છે, જેથી આત્માને અનિચ્છાએ પણ તેને તાબે થવું પડે છે અને છેવટે કંટાળીને તેની પરાધીનતામાંથી મુક્ત થવા તેનો ત્યાગ કરવો પડે છે. જેઓ પરિશ્રમથી મેળવેલી વસ્તુ કેમ છોડાય એમ માનીને પૌદ્ગલિક વસ્તુઓને છોડતા નથી તેઓ જીવનપર્યંત તેના દાસ બન્યા રહે છે. પોતાની સત્તા નીચે રાખવાને બદલે પોતે તેની સત્તા નીચે દબાયેલા રહે છે. જેમકે કાલ્પનિક સુંદર બાગ, બંગલા, ઘરેણાં, વસ્ત્ર વગેરે વગેરે પૌદ્ગલિક વસ્તુઓને પોતાની સત્તામાં રાખીને પોતાના કલ્પનિક સુખ, શાંતિ, આનંદ માટે હમેશાં એ વસ્તુઓને નવી બનાવી રાખવા પ્રયાસ કરે છે, છતાં જીર્ણશીર્ણ થઈ જાય છે; જેથી પોતાની સુખની ઇચ્છા સફળ કરી શકતા નથી તેમજ તેને છોડી શકતાં નથી અને તેની સેવા કર્યે જાય છે. દેહના બળ, શક્તિ અને વીર્યને પોતાની સત્તાથી જાળવી રાખવા ઘણાં પ્રયાસો કરે છે છતાં દેહ તેનો અનાદર કરે છે. બળ વગેરેમાં ક્ષીણતા થઈ જાય છે અને દેહની સેવા જ માત્ર માથે પડે છે.

જ્ઞાની પુરુષો વસ્તુસ્વરૂપને જાણતા હોવાથી જ્ઞાનાદિ ગુણો ઉપર આત્મસત્તા વાપરીને પોતાનાં સાચા અને શાશ્વતાં સુખ, શાંતિ અને આનંદ મેળવે છે. તેઓ સારી રીતે જાણે છે કે પૌદ્ગલિક વસ્તુઓ ઉપર સત્તા અજમાવવા જતાં પોતાને જ તેની સત્તામાં રહેવું પડે છે, જેથી પોતામાં સાચાં સુખ, શાંતિ અને આનંદનો વ્યય કરીને કાલ્પનિક તથા ક્ષણિક સુખશાંતિથી સંતોષ માનવો પડે છે. આમ સમજીને જ જ્ઞાની પુરુષો પૌદ્ગલિક વસ્તુઓ ઉપર સત્તા સ્થાપવાનું સાહસ કરતા નથી પણ પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરીને પોતાની સાચી સત્તાનો વિકાસ કરવા પ્રયાસ કરે છે.

સકર્મક જીવો અજ્ઞાનતાને લઇને જડ વસ્તુઓના સ્વામી બનવાનો દાવો કરે છે. તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં ભિન્ન જાતિવાળા જડનો જીવ સ્વામી થઈ શકતો જ નથી પણ પોતાના સમ્યગ્જ્ઞાનાદિનો સ્વામી બની શકે છે. સંસારમાં વસ્તુમાત્ર પોતપોતાના ગુણ–ધર્મના સ્વામી છે. વર્ણાદિ ધર્મનો સ્વામી જડ છે, પણ આત્મા નથી. સચેતન અથવા અચેતન પુદ્ગલોના સ્વામી માનવાની વાસનાથી જીવ અનાદિ કાળથી વાસિત થઈ રહ્યો છે પણ તે માન્યતા સર્વથા મિથ્યા છે, કારણ કે જેનો પોતાને સ્વામી માને છે તેનો પોતે દાસ છે. જે સ્વતંત્ર છે તે જ સ્વામી હોઇ શકે છે. જ્યાં સુધી જીવ કર્મને આધીન છે ત્યાં સુધી તે સ્વામી બની શકતો નથી. જે વસ્તુનો જે સ્વામી હોય છે તે વસ્તુનો તે ભોક્તા હોય છે. સકર્મક જીવ જે વસ્તુનો પોતાને સ્વામી માને છે તે વસ્તુનો તે ભોક્તા નથી; કારણ કે આત્માનું ભોક્તાપણું એટલે વસ્તુનું યથાર્થ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું. જીવ જ્યાં સુધી કર્મને આધીન છે ત્યાં સુધી તે વસ્તુનું તે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. જ્યારે કેવળજ્ઞાન મેળવે છે અથવા તો સર્વ કર્મ ક્ષય કરીને મુક્તિ મેળવે છે ત્યારે સંપૂર્ણ જગતને યથાર્થપણે જાણી શકે છે, જેથી તે આખાય સંસારનો સ્વામી કહી શકાય છે. અજ્ઞાની જીવ સ્વામીપણાનું તથા ભોક્તાપણાનું સાચું સ્વરૂપ સમજી શકતા નથી એટલા માટે જ તે સ્વામી અને ભોક્તા બનવા જતાં દુઃખ, અશાંતિ અને ક્લેશ મેળવે છે અને જ્યાં ત્યાં અપમાનનું પાત્ર બને છે.

જીવે માન મેળવ્યું પણ ત્યારે જ કહેવાય છે કે જ્યારે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતજીવન, અનંતસુખ અને અનંત વીર્યનો સ્વામી છે એવી દૃષ્ટિથી જોવાય અને પ્રશંસા કરાય, જડ અને જડના ધર્મોના સ્વામી તરીકે ઓળખાતો અને પ્રશંસા કરાતો જીવ પોતાને માન મળે છે એમ માનતો હોય તો તેની એક મિથ્યા ભ્રમણા છે. જે વસ્તુ ઉપર જેની સત્તા નથી, સ્વામીપણું નથી તે વસ્તુથી ઓળખાવું તે એક પોતાની મહત્ત્વતા ખોવા જેવું છે. સ્વસ્વરૂપે જ ઓળખાવામાં માન છે. પરસ્વરૂપે ઓળખાવામાં અપમાન છે. અજ્ઞાની જીવ વસ્તુસ્થિતિને ન સમજતો હોવાથી પરસ્વરૂપે ઓળખાવાને તથા પ્રશંસા કરાવવાને પ્રયાસ કરે છે જેથી પરિણામે અનેક આપત્તિવિપત્તિ ભોગવે છે. સ્વસ્વરૂપ મેળવ્યા સિવાય પરસ્વરૂપનો આશ્રિત હોઇને સ્વસ્વરૂપે ઓળખાવાને અને પ્રશંસા કરાવવાને ડોળ કરનાર અજ્ઞાની જીવને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી પણ પરિણામે અધઃપાત થાય છે. જે વસ્તુનો જે સ્વામી તથા ભોક્તા હોય છે તે વસ્તુઓ ત્રણે કાળમાં તેનાથી એક સમય પણ છૂટી પડી શકતી નથી અને જે વસ્તુઓ છૂટી પડી જાય છે તેનો તે સ્વામી તથા ભોક્તા નથી, તેમજ તેની ઉપર અંશમાત્ર પણ તેની સત્તા નથી; એટલા માટે જ તેઓ કાલ્પનિક સુખશાંતિ અને આનંદ કે જે દુઃખ, અશાંતિ અને ક્લેશરૂપ છે તેને ભલે મેળવો; પણ સાચા સુખ આદિ મેળવી શકવાના નથી.

સંપૂર્ણ વિકાસી વીતરાગ પ્રભુના માર્ગને અનુસરીને મારી સમજ પ્રમાણે મેં વસ્તુસ્થિતિ જાણવાને પ્રયાસ કર્યો છે, છતાં દર્શન મોહનીયના ક્ષયોપશમની મંદતાને લઇને ક્યાંય પણ સ્ખલના થઇ હોય તો મિથ્યા દુષ્કૃત થાઓ અને સાચી તથા સારી રીતે પ્રભુના માર્ગને જાણનારા ગુણી પુરુષો સુધારી લેશો, એ જ અભ્યર્થના.

સંવત ૧૯૯૮ : : વિજયાદશમી, પાલણપુર

પં. શ્રી વિજયકસ્તૂરસૂરિજી



આ ગ્રંથના લેખક

આચાર્યશ્રીમદ્ વિજયકસ્તુરસૂરીશ્વરજી મહારાજ

# આત્મનિષ્ઠ શાંતમૂર્તિ આચાર્યશ્રી

## ★ વિજયકસ્તૂરસૂરિજીની ★

# ★ જીવનપ્રભા ★

ગુજરાતમાં જંબુસર પાસે વેડજ નામે નાનકડું ગામ છે. ત્યાંની તલવાડા નામની રજપૂત જાતિની એક બાઈએ વિ. સં. ૧૯૩૯ના જેઠ વદિ આઠમના રોજ અંકલેશ્વરમાં એક બાળકને જન્મ આપ્યો પણ આ બાળકના જન્મથી માતાને પુત્રજન્મનો જે આનંદ થવો જોઈતો હતો તે ન થયો. ઊલટી તે મૂઝવણમાં પડી આ બાળકને કોઈ અજાણ્યા સ્થળે મૂકી ભાગી જવાનો તેને વિચાર આવ્યો. આ વિચાર આવતાં જ તેને અમલમાં મૂકવા ઘર છોડી તે બાળકને લઈ ચાલી નીકળી. આ બાઈને બાળક સાથે ચાલી નીકળતાં તેના એક પાડોશીએ જોઈ અને તે તેનો વિચાર કળી ગયો. એટલે તે તેની પાછળ ગયો અને રેલ્વે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર તેને તેણે પકડી પાડી. બાઈને સમજાવી બાળક પોતે માગી લીધો. બાઈને તો છૂટવું જ હતું એટલે તેણે તે બાળકને પેલા પાડોશીને આપી દીધો અને પોતે ત્યાંથી બહારગામ ચાલી ગઈ.

બાળકને લઈને પેલા પાડોશી તો ઘેર આવ્યા અને તેને એક દાયણને સોંપ્યો. દાયણ એક યતિને ત્યાં કામ કરવા જતી હતી એટલે તે યતિએ આ બાળકને જોયો. બાળકનો મજબૂત દેહ તથા મનોહર ચહેરો જોઈને યતિએ ચેલા માટે તેને લઈ લેવા વિચાર કર્યો પેલા ભાઈને બોલાવ્યો, સમજાવ્યો અને છેવટે મનાવ્યો. આ બાળક ભવિષ્યમાં સારો યતિ થશે એવી આશાએ તેના ઉછેરનો યતિએ પ્રબંધ કર્યો અને તેનું નામ છગન પાડ્યું.

યતિને ત્યાં એક કોળણ બાઈ કામ કરતી હતી તેને બે નાનાં બાળકો હતાં એટલે ઉછેરવા માટે આ બાઈને યતિએ આ બાળકને સોંપ્યો. બાઈ તેને પોતાને ઝૂંપડે લઈ ગઈ અને ત્યા તેનાં બાળકો સાથે રમતો રમતો તે મોટો થયો અને ખાવા શીખ્યો. કોળીઓના છોકરાઓ સાથે રખડવું તથા જુવારનો રોટલો તથા છાશ ખાઈને પેટ ભરવું એ તેનો નિત્યક્રમ હતો. કોઈ કોઈ વાર યતિ પાસે જાય ત્યારે તે સારું સારું ખાવાનું આપતો એટલે છગન રાજીરાજી થઈ જતો. આમ કરતાં કરતાં તે સાત વર્ષનો થયો.

પછી કોળણુ પાસેથી લઇને યતિએ આ છગનને પોતાની પડોશમાં રહેતા એક માળીને સોંપ્યો. આથી યતિની નજર હંમેશા તેની ઉપર રહેતી. બગીચામાં રમવું, ફૂલો તોડવાં, હાર-ગોટા બનાવતા શીખવું એ તેનો નિત્યક્રમ હતો. માળી–માલણુ તેને પ્રેમથી રાખતાં એટલે તે હમેશાં આનંદમાં રહેતો.

માળી–માળણુને કોઇ સંતાન ન હતું એટલે તેમણે છગનને દત્તક લેવાનો વિચાર કર્યો પણુ માળી જ્ઞાતિએ વાધો ઉઠાવ્યો એટલે તેમ થઇ શક્યું નહી. તેર વર્ષનો થતાં માળીએ છગનને યતિને પાછો સોંપી દીધો અને પછી તે ત્યાં જ યતિની સાથે રહેવા લાગ્યો.

વિ. સં. ૧૯૫૨માં યતિ છગનને લઇને પાલણુપુર આવ્યા. તે વખતે પાલણુપુરમાં શાંત-મૂર્તિ મુનિ શ્રી હંસવિજયજી મહારાજ બિરાજતા હતા. તેમની પાસે તેને સંસ્કૃત શીખવા મૂક્યો. છગનનો શાંત સ્વભાવ, નમ્રતા, વિનય, સેવાભાવ તથા બુદ્ધિપ્રભા જોઇને પૂજ્ય હંસ-વિજયજી મહારાજ તેના તરફ મમતા રાખવા લાગ્યા. છગન ત્રણુ મહિનામાં માર્ગોપદેશિકાના ત્રીશ પાઠ શીખી ગયો. ગુજરાતી ભાષાજ્ઞાન પણુ વધાર્યું. બુદ્ધિની તેજસ્વિતા જોઇને બધાને છગન માટે પ્રેમભાવ ઉત્પન્ન થયો પણુ યતિને વહેમ પડયો કે શ્રી હંસવિજયજી મહારાજ છગનને ભોળવીને પોતાનો શિષ્ય બનાવી દે તો મારું શું થાય? આથી એકાએક યતિ છગનને લઇને ચાલ્યા ગયા. ત્રણુ વર્ષ યતિ સાથે ફરવામાં ગયા.

છગનની સોળ વર્ષની ઉંમર થતાં યતિ કાળધર્મ પામ્યા. હવે તો તે એકલો, અટૂલો નિરાધાર થઇ પડયો. એટલે પોતે કોણુ છે? માતા પિતા કોણુ છે? એ જાણુવાની ઝંખના તેને ઉત્પન્ન થઇ. તે તપાસ કરવા અંકલેશ્વર આવ્યો અને યતિ રહેતા હતા તે ઉપાશ્રય સામેના મંદિરના વૃદ્ધ બ્રાહ્મણુ પૂજારીને મળ્યો. પૂજારી છગનને ઓળખતા હતા. તેણે તેને જન્મથી માંડીને તે કેમ મોટો થયો તે વાત કરી અને તેની ખરી માતા જબુસર પાસેના વેડજ ગામની હતી તેમ જણુાવ્યું. છગને પોતાની સાથે વેડજ આવવા તે વૃદ્ધ બ્રાહ્મણુને વિનવ્યા અને બન્ને વેડજ આવ્યા. તપાસ કરતા ત્યાંના મઠના એક વૃદ્ધ બાવાજી પાસેથી ખબર મળ્યા કે બાઇ તો વેડજ છોડીને ચાલી ગઇ છે પણુ તેની બહેન–એટલે છગનની માસી–ત્યાં છે. બંને માસીને ઘેર ગયા અને ઓળખ આપી. માસી તો પોતાના ભાણેજને જોઇને રાજીરાજી થઇ ગઇ.

આવો રૂપાળો, ઊંચો, પડછંદ અને ભણેલો ભાણેજ જોઇને તેને હર્ષનાં આંસુ આવી ગયા. બંનેને બેસાડયા. છગનને ગોળ–ચોખા ખવરાવ્યા અને વૃદ્ધ બ્રાહ્મણુ માટે દૂધ માગી લાવી પણુ છગનને તો પોતાની માનું મોઢું જોવું હતું એટલે તેણે તે સંબંધી પ્રશ્નો પૂછયા. માસીએ કહ્યું કે આપણી તલવાડા જ્ઞાતિમા પૂનર્લગ્નનો રિવાજ છે અને તેની બાએ પૂનર્લગ્ન કર્યું છે. તેથી માતાના ગામનું નામ–ઠામ વગેરે પૂછી માતાને મળવા માટે ત્યાંથી છગન વૃદ્ધ બ્રાહ્મણુને સાથે લઇને ચાલી નીકળ્યો. તે ગામ પહોંચી ગયા. વૃદ્ધ બ્રાહ્મણુ છગનને ગામ બહાર બેસાડી બાઇના ઘરની બાતમી મેળવવા ગામમાં ગયો. બાઇ મળી પરંતુ પોતાના પુત્રને મળવાની ખાસ ઇંતેજારી ન બતાવી, છતાં કોઇ ન હોય તે વખતે છગન તથા વૃદ્ધ બ્રાહ્મણુ તેને ઘેર ગયા. માતાએ મૂંઝવણુ અનુભવી, તે જોઇ તેને છેલ્લા પ્રણુામ કરી છગન વૃદ્ધને સાથે લઇ ત્યાંથી ચાલી નીકળ્યો. માતાએ જરા પણુ સ્નેહ કે ભાવ બતાવ્યો નહિ તે જોઇ



પરમપૂજ્ય મુનિરાજશ્રી ઉદ્યોતવિજયજી મહારાજ

છગનને સંસાર અસાર લાગ્યો અને આ સંસારમાં પોતાનું કોઇ નથી તેવો ભાવ ઉત્પન્ન થયો. આ વખતે વૃદ્ધ પૂજારીએ છગનને પોતાને ત્યાં રહેવાનું વિનવ્યું પણ હવે તેને સંસાર તરફ નફરત થયેલી હોવાથી તેમનો આભાર માની તે બહાર નીકળી પડયો. ફરી એક વાર સંસારમાં એકલો અટૂલો નિરાધાર થઇ પડયો. પછી તો તે એક દોસ્ત સાથે અનેક શહેરોમાં ફર્યો.

બંને દોસ્તો ગુજરાતથી મારવાડ વિંધી ગ્વાલિયર, ઉજ્જૈન, કલકત્તા, દિલ્હી થઇને ઋષિકેશ પહોંચ્યા. ખાવા અને સાધુના સંગમાં રખડવું, ચલમો ફૂંકવી; ખાઇપીને પડયા રહેવું—એ તેમનો જીવનક્રમ હતો. થોડોએક વખત કોઇ બાઇની સાથે પણ રહેલા. પણ બાઇએ દગો દીધો. કોઇ જગ્યાએ મન સ્થિર થતું ન હતું એટલે રખડતા રખડતા તેઓ આગ્રા શહેરમાં આવી પહોંચ્યા. આગ્રાની બજારમાં ફરતા ફરતા એક જુલુસનું દૃશ્ય જોઇને ઘડીભર જોવા ઊભા રહ્યા.

જુલુસ હતું જૈન ધર્મના એક યુવાનના દીક્ષા મહોત્સવનું. સેંકડો સ્ત્રી-પુરુષો, બેન્ડવાજાં, રથ, પાલખી, સાધુ સાધ્વીઓના અને શ્રાવક-શ્રાવિકાઓના વિપુલ વૃંદથી બનેલા તે જુલુસમાં શણગારેલ ગાડીમાં એક નવજુવાન રેશમી સુરવાલ, મખમલનો પોષાક તેમજ જરીના સાફાથી શોભતો હતો. ગળામાં મોતીની માળા શોભી રહી હતી. ફૂલહારોથી ગાડી લચી પડતી હતી. મંગળ ગીતો ગવાતાં હતાં. જુલુસને જોવા સ્ત્રી, પુરુષો અને બાળકોની ઠઠ જામી હતી.

બજારમાંથી જુલુસ રોશન મહોલ્લામાં વળ્યું. બંને દોસ્તોને પણ આકર્ષણ થયું, મંદિર પાસેના વિશાળ ચોકમાં સ્ત્રીપુરુષો, સાધુ સાધ્વીઓ ગોઠવાઇ ગયાં.

દીક્ષાની ક્રિયાની તૈયારી ચાલી. સુંદર યુવાને ફૂલહાર, મોતીની માળા, રેશમી કપડાં, સાપ કાંચળી ઉતારે તેમ તમામ ઉતારી નાંખ્યું, સુંદર વાળ ઉતરાવી નાખ્યા. સફેદ ચોળપટ્ટામાં રજોહરણ લઇને તે ઊભો રહ્યો. સંબંધીઓની આંખો સજળ થઇ ગઇ. યુવાન તો ત્યાગભાવનામાં મસ્ત હતો. ગુરુવર્યે દીક્ષાની વિધિ કરાવી, સાધુતાના વ્રત ઉચ્ચરાવ્યા, વાસક્ષેપ નાંખ્યો, ચાદર ઓઢાડી અને જૈન શાસનના જય જયકારથી ઉપાશ્રય ગુંજી ઉઠયો. દીક્ષાર્થી નૂતન મુનિ હર્ષથી નાચી ઊઠયા, આનંદની લહેર લહેરાણી, પ્રભાવના થઇ. બધા ધીમે ધીમે ચાલ્યા ગયા. મુનિવરો ગોચરી માટે નીકળ્યા, ભક્તો મુનિવરોને પોતપોતાને ત્યાં ગોચરી માટે લઇ જવા આગ્રહભરી વિનંતિ કરવા લાગ્યા.

કયાં જવું, શું ખાવું, કયાં રહેવું એ બાબતની વિમાસણમાં આ બંને મિત્રો હતા જ. તેમને લાગ્યું કે જો આ સાધુસમુદાય સાથે રહેવાનું થાય તો બધી જ મુશ્કેલીઓ ટળી જાય. તેઓ મહારાજ શ્રી ઉદ્યોતવિજયજીને મળ્યા. તેઓશ્રીએ સામાનનાં પોટકાં ઉપાડવા રાખવાની સૂચના કરી. ખાવા રહેવાનું તો મળશે એમ માની બંને મિત્રો રહી ગયા, પરંતુ થોડા જ વખતમાં મિત્ર તો કંટાળીને ચાલ્યો ગયો. વિહારમાં ગામેગામ જૈન ગૃહસ્થને ત્યાં જમવા જવું પડે. કોઈ ભાવથી જમાડે અને કોઇ વેઠ પણ સમજે. કોઇ કોઈ વખત તો છગનને અપમાન જેવું પણ લાગતું. આથી કંટાળીને છૂટા થવા માટે ગુરુજીની રજા માંગી. મહારાજશ્રીએ રજા આપતા પહેલાં તે કોણ છે અને શું કરવા ઇચ્છે છે તે પૂછ્યું, છગને જવાબ આપ્યો.

કે આ દુનિયામાં મારું કોઇ નથી, ઘર નથી, સગાં નથી, કોઇ યાદ કરે તેવું નથી તેમજ કોઇ બોલાવે તેમ પણ નથી. તેની આ વાત સાંભળીને ગુરુમહારાજે તેને સમજાવ્યો કે જો તે દીક્ષા લેશે તો તેની બધી મુશ્કેલીઓ ટળી જશે. વૈરાગ્યની ભાવના કે પૂર્વ સંસ્કારથી નહિં પણ ખાવાનું મળશે, સ્વમાન જળવાશે અને ફાવશે તો ઠીક નહિ તો ભાગી જઇશું એ એક જ દૃષ્ટિએ છગને દીક્ષા લેવાનું કબૂલ કર્યું.

વિ. સં. ૧૯૫૮ના અષાડ શુદિ બીજના રોજ આગ્રામાં ઘણી જ સાદાઈથી છગનને દીક્ષા આપવામાં આવી. ન વરઘોડો ચડયો, ન માનવમેદની ભેગી થઇ. કોઇ ધામધુમ જરાયે નહિં. હજામને બોલાવી વાળ ઉતરાવ્યા, સાધુનાં કપડાં પહેરાવ્યાં અને રજોહરણ આપ્યું. ગુરુશ્રીએ મંગળ આશીર્વાદ ઉચ્ચાર્યા અને કસ્તૂરવિજય નામ પાડયું.

ગુરુમહારાજશ્રી ઉદ્યોતવિજયજીએ નવા મુનિ કસ્તૂરવિજયજીને શ્રી સિદ્ધચક્રનો એક ગટ્ટો આપ્યો અને તેની ઉપાસના કરવાનો આદેશ આપ્યો. મુનિ કસ્તૂરવિજય આ ગટ્ટા સામે એક ધ્યાન થઇને દરરોજ બેસતા. આમ છ મહિના સુધી ચાલ્યું. દરમ્યાન કોઇ સુભગ પળે હૃદયપલટો થઇ આવ્યો પૂર્વ જીવનના કુસંસ્કારો તરફ નફરત જાગી. શ્રી સિદ્ધચક્રના પસાયથી તેમના દિલમાં પ્રકાશનાં કિરણો પથરાયાં, અધ્યાત્મ ભાવના જાગી ઉઠી, બુદ્ધિપ્રભા ખીલી, અભ્યાસ તથા ચિંતન તરફ દૃષ્ટિ વળી. ધીમે ધીમે અભ્યાસ વધવા લાગ્યો, જ્ઞાનની ભૂખ જાગી અને જૈન દર્શનનાં ગ્રંથોનું પરિશીલન કરવા ઊર્મિઓ જાગી. શ્રી સિદ્ધચક્રના ધ્યાનથી જીવન-પરિવર્તન થયું તેઓ નવપદજીની આરાધના માટે પાછળથી વારંવાર ઉપદેશ આપતા અને શ્રી સિદ્ધચક્ર આધિ વ્યાધિ ઉપાધિશામક મહામંગળકારી છે તેમ પ્રરૂપણા કરતા તેમાં કારણભૂત આ સ્વાનુભવ હતો

પછી તો ગુરુવર્યની સાથે પંજાબ તરફ વિહાર કર્યો. પંજાબની ભૂમિમાં જીરા મુકામે સં ૧૯૬૧ના જેઠ માસમાં વડી દીક્ષા થઇ. પંજાબ તો ન્યાયાંભોનિધિ શાસનશિરોમણી આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી-શ્રી આત્મારામજી મહારાજની પુણ્યભૂમિ. એ ગુરુદેવે પંજાબમાં જૈન સમાજને ધર્મ, શ્રદ્ધા અને ધર્માચરણથી એવો તો રંગી દીધો હતો કે ગામે ગામ દેવમંદિરો, ઉપાશ્રયો, પાઠશાળાઓ અને વિદ્યાલયો થયાં હતા. એ પંજાબના ગામે ગામ શહેરે શહેરના આબાલવૃદ્ધની અસીમ ગુરુભક્તિ જોઇ જોઇને આપણા ચરિત્રનાયક શ્રી કસ્તૂરવિજયજીને પ્રેરણા મળી.

પોતાના ગુરુદેવ મુનિ શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ ન્યાયાંભોનિધિ પૂ. આત્મારામજી મહારાજના જ પ્રિય શિષ્ય હતા અને તેઓશ્રીની કૃપાથી ટૂંક સમયમાં જ પૂ આચાર્યદેવે યોગ્ય શાસ્ત્રજ્ઞાન સંપાદન કર્યું હતુ થોડા સમયમા જ ગુરુદેવનો વિરહ થયો અને ત્યારબાદ પંજાબ-કેસરી આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની આજ્ઞામાં તેઓશ્રીના સમુદાયના સાધુઓની સાથે તેઓશ્રી રહેતા હતા.

શાસનદીપક, શિક્ષણપ્રસારક, સમાજકલ્યાણસાધક, યુગવીર આચાર્ય શ્રી વિજયવલ્લભ-સૂરિજીના દર્શન, પરિચય અને શાસનઉદ્યોતના સેવાકાર્યોથી આપણા ચરિત્રનાયક શ્રી કસ્તૂર-



**આચાર્ય વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તથા આચાર્ય વિજયકસ્તુરસૂરીશ્વરજી મહારાજ**
પાલનપુરખાતે પધાર્યા હતા તે સમયે ઉભય આચાર્યવર્યોની એકવાક્યતાની સ્મૃતિ રજૂ કરતી ઐતિહાસિક તસ્વીર

વિજયજીને નવી દૃષ્ટિ આપી. પૂજ્યપાદ વયોવૃદ્ધ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી, શાંતમૂર્તિ શ્રી ચતુરવિજયજી તથા વિદ્વદ્વર્ય આગમપ્રભાકર શ્રી પુણ્યવિજયજી મહારાજ આદિની જ્ઞાનોદ્ધારક પ્રવૃત્તિથી મુનિ શ્રી કસ્તૂરવિજયજીમાં જ્ઞાનપ્રચારની ભાવના જાગી અને જ્ઞાનપ્રદીપના વિધવિધ વિષયો તેઓશ્રીની કલમમાંથી સરી પડ્યા.

આ અરસામાં તેઓશ્રી પાલણપુર અને આજુબાજુના ગામોમાં વિચરતા. દરમિયાન આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ મરુધરમાં શિક્ષણપ્રચાર કરતા કરતા ગુજરાત તરફ વિચરી રહ્યા હતા ત્યારે તેઓશ્રીના સમાગમનો શુભ યોગ પાલણપુરમાં જ થયો હતો. આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરીશ્વરજી મહારાજને મન આ મિલન એ જીવનના અનેરા આનંદનો ઉજ્જ્વળ પ્રસંગ હતો અને ઉભય આચાર્યોનું પ્રેમભર્યું મિલન એ પાલણપુરના સંઘને પણ એક ધન્ય પ્રસંગ હતો. આજે પણ ક્ષમા, મૈત્રી અને વાત્સલ્ય ભાવથી ઉભરાતી એ ઉભય આચાર્યોના સ્નેહમિલનની અપૂર્વ સ્મૃતિ તાજી કરતું એક સ્મૃતિચિત્ર પાલણપુરના ઉપાશ્રય અને તેઓશ્રીના ભક્તમંડળમાં પડ્યું છે ( જે આ ગ્રંથમાં અન્યત્ર રજૂ કરવામા આવેલ છે. )

મુનિરાજ શ્રી કસ્તૂરવિજયજી પંજાબ-મારવાડ-ગુજરાત અને સૌરાષ્ટ્રના ગામોમાં વિચર્યા અને તેઓશ્રીએ પાટણ, અમદાવાદ, મુંબઈ, વડોદરા, ડીસા તથા પાલણપુર આદિ શહેરોમાં ચાતુર્માસ કરી જનતાનો સંપર્ક સાધ્યો

સં. ૧૯૮૧ના મહા સુદ ૩ ના રોજ જૂના-ડીસામાં મુનિ શ્રી કસ્તુરવિજયજીને પંન્યાસ પદવી આપવામાં આવી અને સં. ૧૯૯૨ના વૈસાખ સુદી ૬ના રોજ મીયાગામ મુકામે આચાર્ય પદવી આપવામાં આવી.

સૂરિજીનું જીવન સામાન્ય રીતે અધ્યાત્મના રંગે જ રંગાએલું રહેતું એટલે આપણુને તેઓશ્રીના જીવનની પ્રભા, મહોત્સવો કે ઉજમણાઓમાં નહિ દેખાય, તેમ લાંબો શિષ્ય-સમુદાય પણ તેઓશ્રીએ એકત્ર કર્યો ન હતો તેઓશ્રીએ વૈરાગ્ય રંગથી સહજભાવે રંગાએલ ત્રણ શિષ્યોને પોતાના હાથે દીક્ષા આપી અને એ જ તેઓશ્રીનો શિષ્યપરિવાર. આમાંના એક તો થોડા જ સમયના દીક્ષા-પર્યાય બાદ કાળધર્મ પામ્યા અને બીજા બે શિષ્યરત્નો મુનિવર્ય શ્રી કુંદનવિજયજી મહારાજ તથા મુનિ શ્રી ચિન્તામણીવિજયજી મહારાજ હાલ હયાત છે. આચાર્ય મહારાજે પોતાના શિષ્યરત્નોને પોતાના આત્મિક ગુણો જાણે વારસામાં આપ્યા હોય તેમ આજે આ બન્ને શિષ્યરત્નોને આપણે નિહાળીએ છીએ ત્યારે તેઓશ્રીના અધ્યાત્મ ભાવ, ચારિત્રશીલતા, આત્મરમણતા અને સાદગી માટે આપણુને માન ઉપજ્યા વિના રહી શકતું નથી

આધ્યાત્મિક ભાવ એ જેમ પૂ આચાર્યદેવનું જીવનસૂત્ર હતું અને જેમ એ માટે તેઓશ્રી જીવ્યા, એ જ અધ્યાત્મ ભાવથી રંગાએલ હૃદયમાંથી અધ્યાત્મનો જ્ઞાનપ્રવાહ વહેતો મૂકયો અને એના પ્રચારમાં જ પોતાના જીવનનુ પરમ કર્ત્તવ્ય માન્યુ તેમ આચાર્યશ્રીના બન્ને શિષ્યરત્નો પોતાના ગુરુદેવના પગલે પગલે આધ્યાત્મિક જ્ઞાન-પ્રચાર માટે સુયોગ્ય પ્રયાસ કરી રહ્યા છે. એ જ્ઞાનજ્યોત સદા સર્વદા અખંડ રહે તેમ આપણે ઇચ્છીએ.

સમયના વહેવા સાથે આચાર્યશ્રી આત્મનિષ્ઠ થતા ગયા, અધ્યાત્મ તરફ ખૂબ રુચિ વધી અને સંસારી જીવનની દર્દભરી કહાણી તેઓ ભૂલી ગયા. આત્મશુદ્ધિ-આત્મશાંતિ-આત્મકલ્યાણ અને આત્માના સચ્ચિદાનંદના આત્મસ્વરૂપમાં સાચો આનંદ માનવા અને માણવા લાગ્યા. સેવાભાવ તો એવો કે નાના મોટા બધા મુનિની સેવા કરે, અને તેમાં પોતે આનંદ માને. આ સેવા પરાયણવૃત્તિથી ક્ષય રોગગ્રસિત એક મુનિની સેવા કરવામાં તેમણે આનંદ માન્યો અને પોતે તેના ભોગ બની જશે તેની પણ પરવા ન કરી અને ખરેખર થોડા જ વખતમાં શરીરની શક્તિ જરા ક્ષીણ પડી કે પોતે ક્ષય રોગનો ભોગ થઈ પડ્યા. છતાં શરીર ઉપર જરા પણ મમત્વ રાખ્યા વિના, આવા જીવલેણ રોગની પરવા કર્યા વિના-' સદા મગન મેં રહેના 'એ ભાવથી રહેવા લાગ્યા અને આત્મચિંતનમાં તેમજ લેખનપ્રવૃત્તિમાં પોતાનો સમય વીતાવવા લાગ્યા. આ રોગમાં બીજાની સેવા પણ ભાગ્યે જ લીધી. પોતે જ સહન કર્યું અને એવી કાળજીપૂર્વક રહેવા લાગ્યા કે ક્ષય રોગ બિચારો ફાલીફૂલી શકયો નહિ, એક ખૂણામાં છૂપાઈ રહ્યો અને આત્મલક્ષી સહનશીલ આત્માની કસોટી કરતો વર્ષોપર્યંત મિત્ર બની રહ્યો.

આચાર્યશ્રીએ ગઢ-માલણ અને ડીસા આદિમાં ઉપધાનો કરાવ્યાં તેમાં તેઓની અધ્યાત્મ દૃષ્ટિનાં દર્શન થતાં હતાં, ગામેગામ આત્મકલ્યાણ સાધવાના તેમના પ્રશાંત ઉપદેશો જનસમૂહને નવી દૃષ્ટિ આપતા હતા

આચાર્યશ્રી એક આત્મિક પુરુષ હતા, શાંતમૂર્તિ હતા, ચહેરા ઉપર તેજસ્વિતા હતી. મુખ ઉપર સદાય સ્મિત ફરકતું દેખાતું, સૌમ્ય અને સદ્‌ગુણાનુરાગી હતા, એકાંત જીવનમાં આત્મચિંતન, મનન અને નિદિધ્યાસનમાં સમય ગાળી જીવન સાર્થક કરવા મનોરથો સેવતા.

૨૦૦૯માં આચાર્યશ્રી ફરી પાલણપુર પધાર્યા. હવે કાયા ક્ષીણ થતી જતી હતી પણ આત્મચિંતન-આત્મમનન અને નિદિધ્યાસન ચાલુ હતા, આત્મજાગૃતિ સતત રહેતી.

આચાર્યદેવના બન્ને શિષ્યરત્નો મુનિ શ્રી કુંદનવિજયજી મહારાજ તથા મુનિ શ્રી ચિંતામણીવિજયજી મહારાજ આચાર્યશ્રીની સેવામાં સતત હાજર રહેતા. તેમની ભક્તિ અને વૈયાવચ્ચ એવી સુંદર રીતે કરતા કે આચાર્યને ખૂબ સંતોષ રહેતો. તેમના દિવસો શાન્તિથી પસાર થતા. આચાર્યશ્રી વારવાર તેમની સેવામાં રહેનાર બન્ને શિષ્યરત્નોનો આવો અનન્ય ભક્તિભાવ જોઈ આનંદ પામતા અને વારંવાર તેમની સેવાને યાદ કરતા.

પછી તો તેઓશ્રી મૃત્યુને ભેટવા આત્માની અમરતામાં લીન થયા. આત્મધ્યાનમાં રહેવા લાગ્યા. તેઓ વારંવાર કહેતાઃ-

" જાગતો રહેજે. ચોર આવે છે, ઊંઘતો નહિં. લાકડું લાકડાને બાળે છે. લોઢાને કોઇ કાંઇ કરી શકતું નથી. કાયા તો વજ્રની છે, તેને કશાનો ભય નથી.

* * *

જ્ઞાન દર્શન ચારિત્ર તારો સ્વભાવ છે, હું શરીરનો ગુલામ નથી, આત્માનો આનંદ એ જ સાચો આનંદ છે, તેમાં જ જીવનનું સાચું દર્શન છે.

* * *

હું મારા સ્વરૂપમાં છું. ઘર સંભાળીને બેઠો છું. છેવટ સુધી સહન કરીશ. તું આ દેહને લઈશ, બીજું શું લઈશ? પણ મારા નિજાનંદી આત્માનો ચિરંતન પ્રેમભાવ તો અજર અમર છે.

* * *

ૐ શાંતિ પરમ શાંતિ એ જ ધ્યાન, એ જ જ્ઞાન, એ જ દર્શન, એ જ ચારિત્ર, એ જ આત્મા, એ જ મોક્ષ

* * *

આ શરીરે તો બહુ અપરાધ કર્યા છે, તેનું પ્રાયશ્ચિત્ત પણ કર્યું છે, હવે તો ચિરંતન શાંતિની ગોદમાં જવું છે; ત્યાં જ આત્માનો મોક્ષ છે."

* * *

આવા આવા આત્મશુદ્ધિ અને આત્મશાંતિના ઉચ્ચ ભાવો પ્રગટાવી જીવનના ઝેરને અમૃત બનાવી, દેહના દુઃખોને હણ્યા કરી, આત્મરમણ કરતા કરતા વિ. સં. ૨૦૦૯ના પ્રથમ વૈસાખ વદિ ૪ના રોજ સાંજના પાચ વાગે આચાર્યશ્રી પાલણપુરમાં કાળધર્મ પામ્યા, હજારો જૈન જૈનેતર ભાઈ બહેનોએ તેમની સ્મશાનયાત્રામાં ભાગ લીધો, ડીસા–માલણના ભાઈઓ પણ આવ્યા હતા.

આચાર્ય શ્રી વિજય કસ્તૂરસૂરીશ્વરજી ૭૦ વર્ષની ઉંમરે જીવનલીલા સંકેલી આત્માની તેજસ્વી કણિકાઓ વર્ષાવતા આત્મદર્શનનું અમૃત પીને આત્મસ્વરૂપમાં લીન થઈ ગયા.

વનવગડામાં એક છોડ હતો, તેણે એક ફૂલને જન્મ આપ્યો. પણ ફૂલ દૂર દૂર ફેંકાઈ ગયું. ટાઢ–તડકો ગરમી–શરદી વેઠતું, ચીમળાતું ચીમળાતું, ભાગ્યયોગે બચી ગયું, થોડું ખીલ્યું ને પ્રભુના ચરણમાં પહોંચી ગયું ત્યારે હજારો સ્ત્રી પુરુષોના દર્શનનું ભાગી બન્યું. જ્ઞાનપ્રદીપ પ્રગટયો અને એ જ્ઞાનપ્રદીપે પ્રજ્વલિત થઈને ઘેર ઘેર ગામે ગામ જ્ઞાનના દીવડા પ્રગટાવ્યા અને કસ્તૂરીની મહેક મહેક કરતી મીઠી–મધુરી સૌરભ જગતના ચોકમાં મઘમઘી ઊઠી.

ધન્ય જીવન, ધન્ય સેવા.
ધન્ય ત્યાગ, ધન્ય અધ્યાત્મ

ફુલચંદ હરિચંદ દોશી મહુવાકર



# વિષયાનુક્રમ

## ગદ્ય વિભાગ

# પદ્ય વિભાગ

## સ્તુતિઓ



## શ્રી ચતુર્વિંશતિજિન સ્તવનાનિ

## વિવિધ લહરી





## પરમ પૂજ્ય આચાર્ય શ્રી વિજય કસ્તૂરસૂરિજી મહારાજ સાહેબના ઉપદેશથી "જ્ઞાનપ્રદીપ" પુસ્તક છપાવવા માટે આર્થિક સહાય કરનાર દાતાઓની નામાવલી

૧૦૦૦) શ્રી ભણુસાલી કેશવલાલ રવચંદભાઇ
૫૦૦) શ્રાવિકાઓના મોટા ઉપાશ્રયના જ્ઞાનખાતામાંથી
૫૦૦) શાહ અમૃતલાલ નથુચંદભાઈની દીકરી લીલાબાઇ તરફથી
૫૦૦) એક બ્હેન તરફથી
૫૦૦) એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. ગાંધી કેશવલાલ અમુલખભાઇ
૨૦૦) શાહ જોરમલભાઇ કસ્તુરચંદભાઇ
૨૦૦) સાધ્વીજીશ્રી જીતશ્રીજી હસ્તક આવ્યા તે
૨૦૧) જોઇતીબાઇ તરફથી હા. ધુડાલાલ મોહનલાલભાઇ
૧૦૦) એક બ્હેન હસ્તક જ્ઞાનખાતામાંથી
૧૦૦) એક બ્હેન તરફથી
૭૫) મેસર્સ ઝવેરી નગીનદાસ લલ્લુભાઇ એન્ડ સન્સ
૭૧) મેસર્સ પારી લહેરચંદ નગીનદાસની કું.
૫૧) શાહ વાડીલાલ કાળીદાસનાં ધર્મપત્ની લીલા બ્હેન તરફથી
૫૧) એક બ્હેન તરફથી હ. પારી મણીલાલ કેશવલાલભાઇ
૫૧) પારી સોભાગચંદ અમુલખભાઇ
૫૧) મહેતા વેલચંદ ઉમેદચંદ વકીલ
૫૧) મેસર્સ પારી કીર્તિલાલ ડાહ્યાભાઇની કું.
૫૧) મહેતા હિંમતલાલ અમીચંદભાઇ
૫૧) મહેતા મણીલાલ વેલચંદભાઈ
૫૧) પારી ચીમનલાલ હીરાલાલભાઈ
૫૧) પારી છોટાલાલ હરચંદભાઈ

૫૧) મેસર્સ શેઠ ભોગીલાલ ભુરાલાલની કુાં.
૫૧) મેસર્સ શેઠ કેશવલાલ દલપતભાઈની કુાં.
૫૧) બાબુ નગીનચંદજી હા. શ્રી પુનમબાબુ
૫૧) બહેન હીરાબાઇ દલછારામ
૫૧) સુરજમલ મગનભાઈ મોતીવાળા
૫૧) અમૃતલાલ જેઠાભાઇ ખંભાતવાળા
૫૧) શેઠ મણીલાલ હીરાલાલભાઇ
૫૧) બહેન જીવીબાઈ હે. નગીનદાસ નાથાચંદભાઇ
૫૧) પોપટલાલ પાનાચંદભાઈ કોઠારી
૫૧) પારી ડાહ્યાભાઇ સુરજમલભાઈ
૫૧) દોશી કાળીદાસ સાંકળચંદભાઇ
૫૧) શેઠ રતીલાલ ચીમનલાલની કુાં. પાટણવાળા
૫૧) કાન્તિલાલ ઉજમલાલભાઇ
૫૦) એક સદ્‌ગૃહસ્થ તરફથી
૨૫) ઉમરાવબાઇ તરફથી
૧૦) ભણસાળી હરીલાલ વેલચંદભાઈ

૫૧૫૪)



॥ ॐ नमोऽर्हद्भ्यः ॥

श्रीमद्विजयानंदसूरिपादपद्मेभ्यो नमः ॥

# જ્ઞાન પ્રદીપ

## 'તીર્થ'

(૧)

**तीर्यते अनेन इति तीर्थम्**–જે વડે કરીને તરાય તે તીર્થ અર્થાત્ તરવાનું સાધન. આ તીર્થની વ્યાખ્યા બહુ જ પ્રસિદ્ધ અને પ્રચલિત છે. સ્થાવર અને જંગમ એમ બે પ્રકારના તીર્થ શાસ્ત્રોમાં વર્ણવ્યાં છે. ચતુર્વિધ સંઘ જંગમ તીર્થ કહેવાય છે અને કલ્યાણકભૂમિઓ, કેવળ-જ્ઞાન, નિર્વાણભૂમિઓ અથવા તો સ્થાપનાભૂમિઓ સ્થાવર તીર્થ કહેવાય છે. આ બંને પ્રકારનાં તીર્થો સ્થાપન કરવામાં તીર્થંકરો અનંતરથી અને પરંપરથી કારણભૂત હોય છે. કેવળજ્ઞાન થયા પછી સઘળા ય તીર્થંકરો જંગમ તીર્થની સ્થાપના કરે છે અને નિર્વાણ પામ્યા પછી જંગમ તીર્થ સ્થાવર તીર્થની સ્થાપના કરે છે. ત્યાર પછી કલ્યાણક તથા સ્થાપનાભૂમિઓ સ્થાવર તીર્થ તરીકે પ્રસિદ્ધિમાં આવે છે અને તે પ્રભુની હયાતી પછીના તરવાની ભાવનાવાળા ભવ્ય જીવોને સંસારમાંથી તરવાનું અદ્વિતીય સાધન ગણાય છે. અનાદિ કાળથી કષાય–વિષયરૂપ અનુસ્રોત–પ્રવાહમાં ઘસડાતા જીવોને પ્રતિસ્રોત–સામે પૂરે તરીને સંસારથી બહાર નીકળવામાં સ્થાવર તીર્થ અસાધારણ સહાયક થાય છે.

### તીર્થસ્પર્શનની આવશ્યકતા

પ્રત્યેક ગામમાં સ્થાપનાતીર્થ હોય છે, અને તેના દર્શન–પૂજન કરીને અનેક ગ્રામવાસીઓ ભાવનાનુસાર લાભ લે છે, છતાં તેમને પણ વિશિષ્ટ ભાવશુદ્ધિ દ્વારા વિશિષ્ટ ફળ મેળવવાને તીર્થંકરોની કલ્યાણકભૂમિ, 'સામાન્ય કેવળીઓની કેવળજ્ઞાન યા નિર્વાણભૂમિ અને વિશુદ્ધતર

સ્થાપનાભૂમિઓની સ્પર્શનાની અનિવાર્ય આવશ્યકતા ખરી. ભાવનાની મંદતા, શ્રદ્ધાની શિથિલતા, લોભની તીવ્રતા અને વસ્તુસ્થિતિની અણુજાણુતાના અંગે, પ્રતિમાઓ બધે ય સરખી જ છે. 'મન ચંગા તો કથરોટમાં ગંગા' વગેરે વગેરે વિચારોને આધીન થઇને પવિત્ર ભૂમિઓની ઉપેક્ષા કરવાથી સર્વોત્કૃષ્ટ લાભથી વંચિત રહી જવાય છે. સ્થાવર તીર્થની અનાવશ્યકતાનો વિચાર લાવ્યા પહેલાં તીર્થસ્પર્શનાનો વાસ્તવિક હેતુ જાણવાની અત્યંત આવશ્યકતા છે.

## તીર્થસ્પર્શનનો હેતુ

જેમ અનેક ઉપચારો કરીને કંટાળી ગયેલો રોગી માણુસ રોગમુક્ત થવાને કોઈ સારા વૈદ્ય કે ડૉકટરની દવા કરતો હોય અને તેઓ તેને સલાહ આપે કે તમારે સારાં હવા–પાણીવાળા સ્થળે રહેવાની જરૂર છે, માટે તમે પંચગીની, આબૂજી કે દાર્જિલિંગ જાઓ. આ પ્રમાણે વૈદ્ય–ડૉકટરની સમ્મતિથી બીમાર સારા હવા–પાણીવાળા સ્થળે જઇને રહેવાથી, અને કુપથ્ય ટાળવાપૂર્વક દવાનો ઉપચાર કરવાથી રોગથી મુક્ત થાય છે, તેવી જ રીતે ભાવ રોગી જીવોને ધન્વંતરી વૈદ્ય સમાન મહાપુરુષો ભાવરોગથી મુક્ત થવા માટે અનેક ચરમશરીરીઓ–પુરુષોત્તમોના પુનિત દેહોના સ્પર્શથી અત્યંત પવિત્ર થયેલી–પરમ શુદ્ધ વાતાવરણવાળી અને પરમ ભાવશુદ્ધિના કારણભૂત તીર્થભૂમિઓની સ્પર્શના કરવાની સલાહ આપે છે. તદનુસાર ભાવ રોગી જીવો અસમ્યગ્ જ્ઞાન–ક્રિયારૂપ કુપથ્ય ટાળીને સમ્યગ્જ્ઞાન–ક્રિયારૂપ પથ્યસેવનપૂર્વક પૂર્ણ શ્રદ્ધાથી પ્રભુની આજ્ઞારૂપ ઔષધોપચાર દ્વારા તીર્થભૂમિની સ્પર્શના કરીને ભાવરોગથી મુક્ત થાય છે.

## તીર્થભૂમિનો પ્રભાવ

એક માણુસ પોતાના ગામના દેરાસરમાં હંમેશાં જતો હોય અને પ્રભુની પૂજા–ભક્તિ કરતો હોય, તો યે તેની જોઇએ તેવી ભાવશુદ્ધિ થતી નથી અને હર્ષોત્કર્ષ પણ થતો નથી. તે જ માણુસ પરમ પવિત્ર અનન્ય સાધારણ શ્રી શત્રુંજય જેવા મહાતીર્થની યાત્રા કરવા નીકળ્યો હોય અને જ્યાં સુધી શત્રુંજયની ભૂમિમાં પગ પણ મૂકતો નથી પરંતુ દૂરથી જ શત્રુંજય ગિરિના દર્શન કરે, કે તરત જ તેનું હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે, અને રોમાંચિત ગાત્રવાળો બની હર્ષાશ્રુ વહેવડાવે છે. ક્રમશઃ તીર્થભૂમિની સ્પર્શના થયા પછી તેના જીવનક્ષણો પરમશુદ્ધ દિશામાં વહેવા માંડે છે, ઐહિક જીવનની ચિંતાજાળમાંથી મુકાઈ જાય છે, પરિણામની પરમ શુદ્ધિથી સમ્યક્ત્વ ઉજ્જવળ બનાવે છે, અને ન હોય તો લાવે છે. દ્રવ્ય–ધનથી કંગાળ હોય તો પણ ભાવ–ધનની પ્રાપ્તિથી પોતાને શ્રીમંત કરતાં પણ અધિકતર માને છે. તાત્પર્ય કે–ભાવરોગથી મુક્ત થવાની ઇચ્છાવાળા શ્રદ્ધાળુને તીર્થભૂમિના રજકણો મહાન્ ઔષધિરૂપે પરિણમે છે અને રસાયણની જેમ તેના આત્માને સબળ અને પરમ સ્વચ્છ બનાવે છે.

## તીર્થભૂમિનાં પુદ્ગલોમાં આત્મશોધનશક્તિ

અનંતાનંત ચરમશરીરીઓના દેહના સ્પર્શથી વાસિત થયેલા અને તેમના જ દેહનાં પુદ્ગલોના મિશ્રણથી તદ્રૂપ બનેલાં શ્રી શત્રુંજય મહાતીર્થનાં રજકણોમાં, કર્મનાં રજકણોમાંથી આત્માને શુદ્ધ બનાવવાની–મુક્ત કરવાની શક્તિ રહેલી છે. આ પુદ્ગલોમાં શોધન કરવાની

શક્તિ સ્વાભાવિક નથી પણ પવિત્ર આત્માઓના સંસર્ગથી થયેલી હોવાથી સાંસર્ગિકી છે. જો પુદ્ગલોમાં આત્મશુદ્ધિ કરવાની શક્તિ સ્વાભાવિકી હોય તો પછી દરેક સ્થળે રહેલા પુદ્ગલો આત્મશુદ્ધિ કરવાવાળા હોવાથી તીર્થભૂમિની સ્પર્શના કરવાની આવશ્યકતા જ ન રહે અને કર્મપુદ્ગલોથી આત્મિક ગુણોના ઘાતરૂપ અશુદ્ધિ થાય જ નહિ, તેમજ દ્રવ્ય રોગીઓને પણ હવા-પાણી બદલવા ડૉકટરોને સલાહ આપવાની જરૂરત ન રહે, પરંતુ જેમ અપવિત્ર દેહધારીઓના આચાર, વિચાર અને ઉચ્ચારના તથા દેહના સંસર્ગથી આત્માને ભાવરોગ ઉત્પન્ન કરવા તથા વધારવા શક્તિવાળાં થયેલાં ભૂમિના રજકણોનો તથા વાતાવરણનો સંસર્ગ છોડી દઈ ચરમશરીરી પવિત્ર આત્માઓના આચાર, વિચાર અને ઉચ્ચારના દેહના સંસર્ગથી આત્મશુદ્ધિ કરવા શક્તિવાળાં બનેલાં રજકણોવાળી તીર્થભૂમિની સ્પર્શના કરી ભાવ રોગ મટાડવા માટેની મહાપુરુષો સલાહ આપે છે, તેમ જ અનેક પ્રકારની બિમારીઓથી ગ્રસ્ત થયેલા માંનવીઓના તથા અશુદ્ધ પદાર્થના સંસર્ગથી રોગ ઉત્પન્ન કરનારા તથા રોગ વધારનારાં હવા-પાણીવાળા સ્થળો છોડી દઇને વિવિધ પ્રકારની ઔષધિઓના સંસર્ગથી નાશ કરવા તથા દેહશુદ્ધિ કરવા શક્તિવાળા બનેલા હવા-પાણીવાળા પૌર્વાત્ય પ્રદેશોમાં દ્રવ્ય રોગ મટાડવા જવાની ડૉકટરો સલાહ આપે છે, માટે તીર્થભૂમિના રજકણોમાં ભાવ રોગ મટાડવાની, અને પૌર્વાત્ય પ્રદેશોના હવાપાણીમાં દ્રવ્ય રોગ મટાડવાની સાંસર્ગિકી શક્તિ રહેલી છે અને તે, તે ભૂમિઓની સ્પર્શનાથી ભાવ રોગો તથા દ્રવ્ય રોગો મટે છે.

તીર્થભૂમિનાં રજકણોનો સંસર્ગ દેહને થાય છે અને તે દેહનો મન સાથે સંયોગ થવાથી પરિણામોની શુદ્ધિ થાય છે. પરિણામની શુદ્ધિ થવાથી કર્મ તથા આત્માનો સંયોગ શિથિલ થઇને બનેનો પરસ્પર વિયોગ થાય અને જે કર્મ બધાય છે તે પરિણામના પુદ્ગલો શુભ હોવાથી શુભ બંધાય છે. પુદ્ગલોમાં પરસ્પર એક બીજાને વાસિત કરવાની શક્તિ હોય છે. શુભ હોય તો શુભ વાસના બેસાડે છે અને અશુભ હોય તો અશુભ વાસના બેસાડે છે. કસ્તૂરીનો સંસર્ગ જે વસ્તુની સાથે હોય તે વસ્તુ સુવાસવાળી થાય છે, અને લંસણનો જે વસ્તુની સાથે સંસર્ગ થાય તે વસ્તુ દુર્વાસનાવાળી થાય છે, અને તેવી જ રીતે શુભ પરિણામના સંસર્ગથી કર્મપુદ્ગલો શુભ બંધાય છે અને અશુભ પરિણામના સંસર્ગથી અશુભ બંધાય છે.

ઉપર વર્ણવ્યા પ્રમાણે સંસારમાં સર્વોચ્ચ દશાને પ્રાપ્ત થયેલા પરમપવિત્ર આત્માઓના સંસર્ગથી પરમ પવિત્ર થયેલી શત્રુંજય મહાતીર્થભૂમિની સ્પર્શના આત્માનું સર્વ શ્રેય કરવાવાળી હોવાથી નિઃશંકપણે શ્રદ્ધાપૂર્વક આત્મહિતેચ્છુઓએ અવશ્ય કરવી જોઈએ. તીર્થસ્પર્શનાનો હેતુ આત્મશુદ્ધિ સિવાય બીજો કોઈ પણ ન હોવો જોઈએ. તેમ જ આત્મશુદ્ધિના બાધક કષાયવિષયથી નિવૃત્ત થઇને સમભાવમાં રહેવું જોઇએ. પુદ્ગલોના નિરંતરના અનેક પ્રકારના વપરાશથી આત્મા ઝાંખો પડી ગયો છે તેને પાછો તેજોમય બનાવવા તપરૂપ અગ્નિમાં નાખવો જોઇએ અને પ્રભુગુણસ્તવન-ચિંતવનનો ઓપ ચઢાવી ચકચકિત કરવો જોઇએ. આ પ્રમાણે વિધિપૂર્વક જો તીર્થભૂમિની સ્પર્શના કરવામાં આવશે તો અવશ્ય આત્મા પરમાત્મા બની, પૂર્ણ વિકાસીઓની પંક્તિમાં ભળી જઇને શાશ્વતું સુખ મેળવશે.

••○○○••

# 'આત્મસન્માન'

( ૨ )

જડાસકત જીવોમાં ઓછાવત્તા પ્રમાણમાં મિથ્યાભિમાન અવશ્ય હોય છે, કારણ કે તેમને વૈષયિક વાસના પોષવાને માટે જડ વસ્તુઓની નિરંતર જરૂર રહે છે. અને જો ઇચ્છા પ્રમાણે પાંચે ઇંદ્રિયોના વિષયપોષક જડાત્મક તેવી વસ્તુઓ પ્રાપ્ત થાય તો તેમનું મિથ્યાભિમાન બહાર તરી આવે છે, અને માનના નશામાં બીજાઓને તુચ્છ સમજે છે. જેમકે–ધન, બળ, ઐશ્વર્ય, રૂપ, જાતિ, વિદ્યા આદિની સંપત્તિ, અથવા તો કોઈ પણ પ્રકારની કળાની વિશિષ્ટ સંપત્તિ પ્રાપ્ત થવાથી નમીને ચાલનાર નિરભિમાની ઘણા ઓછા પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે.

પુન્ય કર્મથી પ્રાપ્ત થનારી વસ્તુઓ જડ હોય છે અને તે વસ્તુઓમાં મમતા ધારણ કરી માન કરવું તે મિથ્યાભિમાન કહેવાય છે; કારણ કે આત્માથી પર જડ વસ્તુ મિથ્યા હોવાથી તે સંબંધી અભિમાન પણ મિથ્યા જ કહેવાય, અને તે મિથ્યા માન મમતા વગર આવી શકે નહિ. બીજા માણસ પાસે લાખોની સંપત્તિ હોય કે બાગ–બંગલા હોય અથવા તો રૂપ, બળ, ઐશ્વર્ય આદિ સારામાં સારા હોય તો તેને જોઇને બીજા કોઈને પણ મમતા થતી નથી, માટે તે સંબંધી અભિમાન પણ હોતું નથી; કારણ કે તે વસ્તુઓ માટે બીજા માણસોની એવી માન્યતા હોય છે કે આમાં મારું કાંઇ પણ નથી પણ પારકું છે. જો માનવી આવી સદ્બુધ્ધિથી વિચાર કરે કે જડાત્મક વસ્તુમાત્ર પર છે, તેમાં મારું કાંઈ પણ નથી; કારણ કે હું જ્ઞાનગુણસ્વરૂપ આત્મા છું અને પૌદ્ગલિક વસ્તુઓ અજ્ઞાનસ્વરૂપ જડ છે, માટે જ્ઞાન, દર્શન, જીવન, સુખ આદિ વસ્તુઓ મારી છે અને રૂપ–રસાદિ ગુણોવાળી જડાત્મક વસ્તુઓ મારી નથી. આ પ્રમાણેના વિચારોથી માનવીને પુન્ય કર્મના ઉદયને લઇને ગમે તેવી સુંદર અને ગમે તેટલી જડાત્મક વસ્તુઓ પ્રાપ્ત થયેલી હોય તો પણ તેને મમતા થતી નથી અને મિથ્યાભિમાનનો નશો ચઢતો નથી. જેમના મનમાં દૃઢ શ્રધ્ધાપૂર્વક એવું વસી ગયું હોય કે હું અનંત જ્ઞાન, દર્શન, જીવન, સુખમય આત્મા છું માટે જ હું ઉત્તમ છું, પવિત્ર છું અને તે જ મારી સાચી સંપત્તિ છે કે જેને હું નિરંતર વાપરી રહ્યો છું, તે મારી સંપત્તિ સાચી હોવાથી ત્રણે કાળમાં વિદ્યમાન રહેવાની, એક ક્ષણ પણ મારાથી છૂટી પડી શકતી જ નથી અને જડ વસ્તુ માત્ર તુચ્છ છે, અપવિત્ર છે, માટે તે મારી નથી, મારી જ્ઞાનાદિ વસ્તુઓને બગાડનારી છે માટે મારે તેનો સ્પર્શ માત્ર પણ ન કરવો જોઇએ, તેનાથી સુખ તથા આનંદ મળી શકતાં જ નથી પણ મારા સાચાં સુખ તથા આનંદને બગાડીને દુઃખ તથા શોક જ પ્રાપ્ત કરાવે છે તેથી મારે જડ વસ્તુના પડછાયાથી પણ અપવિત્ર ન થવું જોઇએ. આવા પ્રકારના આત્માભિમાનીમાં મમતા હોતી નથી પણ સમતા હોય છે, જેને લઇને તે મિથ્યાભિમાન કહેવાય નહિ

પણ આત્મસન્માન કહેવાય છે; કારણ કે જડાત્મક પરવસ્તુને પોતાની માનવી તે મમતા અને તેથી થવાવાળું માન તે મિથ્યાભિમાન અને જ્ઞાનાત્મક પોતાની જ વસ્તુને અપનાવવી તે સમતા અને તેથી પોતાની જ વસ્તુનું બહુમાન આત્મસન્માન કહેવાય છે. મિથ્યાભિમાની ક્રોધ, માન, માયા, લોભરૂપ કષાયો તથા પાંચે ઇંદ્રિયોના વિષયોથી લેપાયલા હોય છે, કારણ કે જડાસક્તમાં રાગ, દ્વેષ બળવત્તર હોય છે અને આત્મસન્માન કરનાર આત્માનંદી કષાય વિષયથી મુક્ત હોય છે. તેમનામાં આત્મસન્માનના પ્રમાણમાં રાગ, દ્વેષ, મંદ, મંદતર, મંદતમ હોય છે, અને સંપૂર્ણપણે આત્મસન્માન કરનાર વીતરાગમાં સર્વથા હોતા જ નથી. જેઓ આત્માને જાણે છે પણ ઓળખતા નથી તેઓ આત્માની કદર કરી શકતા નથી, તેથી તેમનામાં આત્મસન્માનની ઘણી જ અરુચિ રહે છે, કારણ કે અનાત્મજ્ઞ–અજ્ઞાની માનવીને બીજાનું અને તેમાં પણ અજ્ઞાની જનતાનુ આપેલુ માન બહુ જ ગમે છે પણ પોતાના આત્માનું આપેલું ગમતું નથી અને એટલા માટે જ બીજાની પાસેથી માન મેળવવાની ઈચ્છાથી જ બીજાને મનગમતાં વાણી, વિચાર તથા વર્તન બનાવવા પ્રયાસ કરે છે. જડાસક્ત જીવોનું આકર્ષણ કરી તેમની પ્રશંસા મેળવવા અવળા કૃત્યોથી આત્માનું અપમાન કરીને પણ પૌદ્ગલિક સુખના સાધનોનો સંગ્રહ કરે છે અને જનતાને પોતાની સંપત્તિ બતાવી તેમના વખાણથી પોતાને કૃતકૃત્ય સમજે છે અને મિથ્યાભિમાનથી ફૂલાઇને ઘણો જ સંતોષ માને છે. આવા જીવો માન મેળવવાની ચાહનાથી બીજાનો આદરસત્કાર કરે છે, નમ્રતા બતાવે છે અને તેને જે ગુણો અથવા વસ્તુ પસંદ હોય તે પોતાની પાસે ન હોય તો પણ તેને બતાવવાનો મિથ્યા ડોળ કરે છે કે જેના માટે પોતે ઘણા જ ઉત્સાહથી અસત્ય તથા દંભનો અત્યંત આદર કરે છે.

મિથ્યાભિમાનીને ઘણી જ પરાધીનતા ભોગવવી પડે છે. એક તો જડાસક્ત હોવાથી જડ વસ્તુની પરાધીનતા અને બીજી પાંચે ઇંદ્રિયોના વિષયો પોષવાને માટે અજ્ઞાની જનતાની પરાધીનતા: આમ બંને પ્રકારની પરાધીનતા ભોગવવા છતાં પણ ધાર્યા પ્રમાણે સફળતા ભાગ્યે જ મળે છે; કારણ કે આધિ, વ્યાધિ તથા મિથ્યા ગર્વથી અપમાનિત કરાયેલ માનવી વગેરે પુદ્ગલાનંદીના વિરોધી ઘણા હોય છે અને તે તેની કાર્ય સફળતામાં આડા આવીને વિઘ્ન ઉપસ્થિત કરે છે, જેથી તેના ચિત્તમાં અત્યંત ક્લેશ, ઉદ્વેગ, સંતાપ અને ચિંતા નિરંતર રહ્યા કરે છે, તો પણ બીજાથી કરવામાં આવતી પ્રશંસા સાંભળીને તે સુખશાંતિ અનુભવે છે.

આત્માનું અપમાન કર્યા વગર અજ્ઞાની જનતાનું માન મેળવી શકાય નહિં, કારણ કે જડાસક્ત જીવો અનાદિકાળથી અનેક દેહોમાં જડનો જ પરિચય કરતા આવ્યા છે એટલે જડને સારી રીતે ઓળખે છે, માટે સુખ, શાંતિ તથા આનંદ વગેરે જડાત્મક વસ્તુઓથી જ પ્રાપ્ત થાય છે, એવી દૃઢ શ્રદ્ધાવાળા હોવાથી પોતે વૈષયિક સુખોમાં મગ્ન રહે છે અને સારામાં સારા વૈષયિક સુખનાં સાધન મેળવીને આનંદ માને છે, તેથી તેઓ પોતે માનેલી સુખ, શાંતિ તથા આનંદ ભોગવનાર જે કોઈ વ્યક્તિ હોય તેને વખાણે છે; માટે જ પુદ્ગલાનંદી જીવો એક બીજાથી ચઢિયાતાં જડાત્મક સુખનાં સાધન મેળવવા અસત્ય, દંભ તથા અનીતિનો આદર કરે છે અને ચોવીસે કલાક વિષયોમાં આસક્ત રહીને એક બીજાની પ્રશંસાથી મિથ્યાભિમાનમાં મત્ત રહે છે. વૈષયિક સુખ માટે કરવામાં આવતી પ્રવૃત્તિ માત્રથી અજ્ઞાની જનતા તરફથી ભલે સન્માન મળે પણ આત્માનું તો અપમાન જ થાય

છે; કારણ કે જે પ્રવૃત્તિથી આત્માની અધોગતિ થાય છે અને પરિણામે આત્માને અનેક પ્રકારની યાતના ભોગવવી પડે તેવી પ્રવૃત્તિ માત્ર આત્માનું અપમાન કરવાવાળી જ કહી શકાય.

દુનિયામાં પુદ્‌ગલાનંદી વિષયાસક્ત જીવો બીજાની પાસેથી ભિન્ન ભિન્ન પ્રકારના સન્માનની રુચિવાળા હોય છે, કારણ કે સંસારમાં સજ્જન, ડાહ્યા, જ્ઞાની, તત્ત્વજ્ઞો, દુર્જન, મૂર્ખ, અજ્ઞાની આદિ અનેક સ્વભાવના જીવો હોવાથી જેવી પ્રકૃતિવાળા પાસેથી જેવા પ્રકારનું માન મેળવવું હોય તેવા જ પ્રકારનું વર્તન, વાણી તથા વિચાર જણાવવા મિથ્યાભિમાની ખાસ લક્ષ રાખે છે જેમકે તત્ત્વજ્ઞ, જ્ઞાની, વિદ્વાન્, ત્યાગી, ભોગી, ગુણી આદિ કહેવડાવવા માટે જનતાને પોતાનો પરિચય આપે છે; પોતાની પાસે તે વસ્તુ હોય તો વાતવાતમાં પોતાનાં વખાણ કરે છે; અથવા તો તેવા પ્રકારની કોઈ પ્રવૃત્તિ આદરે છે કે જેને જોઈને જનતા તત્ત્વજ્ઞ, વિદ્વાન આદિ શબ્દોદ્વારા પ્રશંસા કરે છે તેથી તે મિથ્યાભિમાનથી ફૂલાઈને બીજાને તુચ્છ સમજે છે અને અજ્ઞાન જનતા પાસેથી મેળવેલી પ્રશંસાની સહાયથી ભોળી જનતાને ભોળવી પોતાની ક્ષુદ્ર વાસના પોષે છે. જો મિથ્યાભિમાની પાસે જ્ઞાન, તત્ત્વ, વિદ્વત્તા કે ત્યાગ જેવું કશું ય ન હોય તો પણ તે વસ્તુઓનો મિથ્યાડંબર કરીને પણ જનતાને ઠગીને વૈષયિક સુખનાં સાધનો મેળવે છે અને મિથ્યાભિમાનમાં મસ્ત રહે છે.

પોતે મેળવેલી મોટાઈ તથા પ્રશંસા જાળવવાને અથવા તો મેળવવાને કેટલાક જીવો અવળાં કૃત્ય કરતા નથી અને તેથી સ્થૂળ દૃષ્ટિથી જોતાં આત્માનું અપમાન થતું નથી તો પણ જડાસક્તિને લઈને આત્મશ્રેયની ભાવનાથી નહિ પણ મિથ્યાભિમાન પોષવાનો અને પૌદ્‌ગલિક સુખ મેળવવાનો અધ્યવસાય હોવાથી સાચી રીતે આત્મસન્માન કહી શકાય નહિ; કારણ કે જે સાચી રીતે આત્મસન્માન કરે છે તેને જનતાના સન્માનની જરા ય આકાંક્ષા હોતી નથી. જનતાના સન્માનની આકાંક્ષા અને આત્મસન્માન બન્નેની દિશાઓ જુદી છે. જડાસક્ત જનતાના વાણી, વિચાર તથા વર્તનનું સન્માન કર્યા વગર તે સન્માનની દૃષ્ટિથી જોતી નથી અને આવી જનતાનું સન્માન કરનાર આત્માના અશ્રેયનો આશ્રિત બનીને તેનું અપમાન અવશ્ય કરે જ છે, કારણ કે કાન તથા જીભ આદિ ઇંદ્રિયોના વિષય પોષવાના સાધન મેળવવાને માટે જ જનતાના સન્માનની ઈચ્છા ઉદ્‌ભવે છે અને તેથી તે આત્માની અવગણના કરીને દેહ તથા તેના કૃત્રિમ નામને ઘણું જ મહત્ત્વ આપે છે જેથી આત્માનું અપમાન થયા વગર રહેતું નથી. આત્માના સન્મુખ થયા વગર આત્મસન્માન થઈ શકતું જ નથી, માટે જ જનતાના સન્માનની ચાહનાવાળા વિષયાસક્ત પુદ્‌ગલાનંદી જીવો નિરંતર આત્માથી વિમુખ જ રહેવાવાળા આત્માને પીઠ કરીને જ પ્રવૃત્તિ કરવાવાળા હોય છે તેથી અને દેહાધ્યાસ( શરીર તે જ હું છું એવી માન્યતા)ને લઈને પૌદ્‌ગલિક સુખને જ પ્રધાનતા આપેલી હોવાથી આત્મસન્માન કરી શકતા નથી. આવા જીવો અજ્ઞાની જનતાના સન્માનથી સન્માનિત થઈ શકતા જ નથી; કારણ કે તેઓ પોતાના જ આત્માથી તિરસ્કૃત થયેલ હોય છે. અવળાં કૃત્યોથી અપમાન પામેલો પોતાનો આત્મા જ જેમનો તિરસ્કાર કરતો હોય તેમની કોઈ પુષ્પોથી પૂજા કરે કે ચરણરજ માથે ચઢાવે તેથી તેમનું અપમાન જ થાય છે, પણ સન્માન થઈ શકતું નથી; કારણ કે જ્યારે અજ્ઞાન જનતામાં તેમનાં દુષ્ટ કૃત્યો ઉઘાડાં પડી જાય છે ત્યારે તેમનું સન્માન કરનાર જનતા જ તિરસ્કાર કરે છે, સન્માન અપમાનના રૂપમાં પરિણમે છે તે સાચી રીતે સન્માન કહેવાય જ નહિં. છતાં જો તેઓ ગર્વથી ફૂલાતા હોય તો તે તેમની ગાઢતમ અજ્ઞાનતા જ કહી શકાય.

આત્મ સન્મુખ રહીને વિકાસની દિશામાં વિચરનાર મહાપુરુષો તાત્ત્વિક દૃષ્ટિથી આત્મ-સન્માન કરનાર હોવાથી તેમને જનતાના માનઅપમાનથી હર્ષ શોક થતો નથી; કારણ કે તેઓ તત્ત્વજ્ઞ હોવાથી આત્મસન્માનને પરમાત્મસન્માન જેટલુ મહત્ત્વ આપે છે અર્થાત્ તેઓ સમ્યગ્જ્ઞાનને લઈને સાચું-જૂઠું સારી રીતે સમજતા હોવાથી સાચી રીતે જાણે છે કે પોતાની જ વસ્તુ પોતાને કામ આવે છે અને તેનાથી જ સાચાં સુખ, શાંતિ તથા આનંદ આદિનો લાભ મળી શકે છે, પણ પારકી વસ્તુથી કાંઈ પણ મળી શકતું જ નથી અને જે મળે છે તે ક્ષણિક છે માટે જ તે મિથ્યા હોય છે. માન અપાતુ લેવાતું નથી પણ પોતાના જ સદ્ભૂત ગુણોનું પ્રગટ થવું તેને જ જ્ઞાની પુરુષો માન મેળવવું કહે છે. તે સિવાય તો જે અપાય છે, લેવાય છે તે સાચી વસ્તુ હોતી નથી પણ સાચી વસ્તુનો ઉપચાર માત્ર કરવામાં આવે છે. જો એટલા માત્રથી જ સદ્ભૂત ગુણોને પ્રગટ કર્યા વગર પણ ગાઢતમ મિથ્યાત્વથી પોતાને તે માનને યોગ્ય માની લેવામાં આવે તો મિથ્યાભિમાન બળવત્તર બનવાથી આત્માનું અપમાન જ હોય છે, અને તેથી કરીને તે બીજાના સન્માનથી સન્માનિત થઈ શકતો જ નથી.

વિષયાસક્તિથી સદ્ભૂત ગુણો દબાયલા–અપ્રગટ હોવા છતાં અને ક્ષુદ્ર વાસનાઓથી વાસિત હોવા છતાં પણ જેઓ સોનાને પીત્તળ અને પીતળને સોનું સમજનાર મિથ્યાજ્ઞાન-વાસિત અણુજાણ જીવોથી અપાયેલા માનને સન્માન માને છે તેમનામાં તાત્ત્વિક બુધ્ધિમત્તા દૂર રહો પણ દુનિયામાં નૈતિક જીવન જીવનાર ડાહ્યા માણસો જેટલું પણ ડહાપણુ હોતું નથી. તેઓ ભલે પછી ગમે તેટલી વિદ્વત્તાનો ગર્વ રાખતા હોય તો પણ તે ગાઢતમ અજ્ઞાનતાના અંધારામાં આથડનાર જ કહી શકાય. કોલસાનો ધંધો કરનાર કે જેનાં કપડાં તથા મોં આદિ આખું ય શરીર કાળું થઇ ગયું હોય અને તેને કોઇ હબશી મળી જાય અને તેની સુંદરતાના વખાણ કરી રૂપાળાપણાનું માન આપી ખૂબ પ્રશંસા કરે કે તે સાંભળીને તે ગર્વથી ફૂલાય તેને જો બુધ્ધિમત્તા તથા ડહાપણ કહેવામાં આવતું હોય તો જ સદ્ભૂત ગુણ વગરનાને વખાણનાર તથા વખાણ સાંભળીને ગર્વ કરનારને ડાહ્યા અને બુધ્ધિશાળી કહી શકાય.

યદ્યપિ અસત્ય, અનીતિ, માયા, દંભ, કષાય આદિ મોહગર્ભિત પ્રવૃત્તિ માત્રથી આત્માનું અપમાન જ થાય છે, કારણ કે, જ્યાં સુધી જીવની બહિરાત્મદશા હોય છે ત્યાં સુધી તે તાત્ત્વિક દૃષ્ટિથી સાચી રીતે આત્માનુ સન્માન કરી શકતા જ નથી, તો યે જેઓ દુરાચાર, અહંત્વ, દંભ, માયા આદિથી મુક્ત હોય છે તેઓ અવગુણોના આશ્રિત ન હોવાથી સ્થૂળ દૃષ્ટિથી આત્માનું સન્માન કરે છે અર્થાત્ દુનિયાના સજ્જન–નીતિમાન પુરુષોની દૃષ્ટિમા જે દુર્ગુણો તરીકે ઓળખાય છે તેનાથી મુક્ત આત્મસન્માન જાળવે છે. આવા પુરુષોને બીજા સન્માન આપે કે ન આપે તો પણ આત્માથી સન્માનિત છે માટે તેને બીજાના સન્માનની જરૂર રહેતી નથી છતાં ડાહ્યા, સદાચારી સજ્જન માણસો તો આદર કરે છે તેથી તેઓ ગર્વથી મુંઝાતા નથી. ગુણવાન પુરુષોનો આત્મા બળવાન–સત્ત્વશાળી હોય છે તેથી તેમને અપકીર્તિનો ભય કે આશંકા હોતી નથી અને જનતામાં તેમનો સાચો પ્રભાવ પડે છે, કારણ કે તે પોતે જેવા છે તેવા જ દેખાય છે માટે તેમને ડોળ કરીને દુનિયાને ઠગવા અસત્ય તથા દંભનો આશ્રય લેવો પડતો નથી તેથી તેઓ પ્રમાણિકપણે સ્વપરને હિતકારી જીવન જીવીને માનવજીવન સફળ બનાવે છે.



# આત્મશુદ્ધિ

( ૩ )

સંસારમાં સહુ કોઈ ચોખ્ખી વસ્તુને ચહાય છે, ભેળસેળ કોઇને પણ ગમતી નથી. ખાવા-પીવાની વસ્તુઓ ચોખ્ખી જોઇને લે છે, ઘી દૂધનો વાપરનાર મોં–માંગ્યું મૂલ્ય આપીને પણ ચોખ્ખું ગ્રહણ કરે છે, ઘરેણાં પહેરનાર ચાંદી–સોનું ચોખ્ખું લઇને ઘરેણાં બનાવરાવે છે. માનવી ત્યાં સુધી ચોખ્ખાઈ પસંદ કરે છે કે કપડાં પણ મેલાં ગમતાં નથી અને શરીરની શુદ્ધિ માટે તો પૂરતી કાળજી રાખે છે. પણ સાચા જ્ઞાનના અભાવથી માનવી શુદ્ધની શુદ્ધિને વિસરી ગયો છે, એટલે અશુધ્ધ શુધ્ધ કરવાના પ્રયત્નમાં અત્યાર સુધી ફાવ્યો નથી, કારણ કે જડ વસ્તુ અશુધ્ધ સ્વરૂપ છે તે કોઈ પણ કાળે શુધ્ધ સ્વભાવવાળી થઈ શકતી નથી પણ પ્રકૃતિથી જ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા વિજાતીય જડ દ્રવ્યના મિશ્રણથી અશુધ્ધ થયો છે તે પોતાની પ્રકૃતિસ્વરૂપ શુદ્ધિને મેળવી શકે છે પણ તે તરફ માનવીનું જરા ય લક્ષ નથી અને જે તરફ લક્ષ છે તે જડ વસ્તુ છે અને જડ વસ્તુને જે અશુધ્ધ માનવામાં આવે છે તે જડના સંસર્ગથી થયેલી હોય છે; માટે અશુદ્ધને અશુદ્ધનો સંયોગ થવાથી વસ્તુ અશુદ્ધ થઈ ન કહેવાય પણ શુદ્ધને અશુદ્ધનો સંયોગ થવાથી અશુદ્ધ બને છે, અને તે પ્રકૃતિથી શુદ્ધ વસ્તુને અશુદ્ધ વસ્તુના સંસર્ગનું પરિણામ છે.

સંસારમાં મૂળ બે જ વસ્તુઓ છે: એક ચૈતન્ય અને બીજી જડ. ચૈતન્ય પ્રકૃતિથી જ શુદ્ધ છે ત્યારે જડ પ્રકૃતિથી અશુદ્ધ છે. ચૈતન્ય ભિન્ન ચૈતન્યના સંસર્ગથી શુદ્ધ જ રહેવાનું અને જડના સંસર્ગથી અશુદ્ધ થવાનું અને જડ ઈતર જડના સંસર્ગથી અશુદ્ધ જ રહે છે, પણ ચૈતન્યના સંસર્ગથી શુદ્ધ બની શકતું નથી. વ્યવહાર દૃષ્ટિથી જડ ચૈતન્યના સંસર્ગથી શુદ્ધ બની શકે છે જેમ કે પરમાત્મદશાને પ્રાપ્ત થયેલા સર્વજ્ઞ પુરુષો તથા અન્ય ઉચ્ચ કોટિના મહાપુરુષોના આત્માનાં સંસર્ગમાં રહેલી દેહાદિ જડ વસ્તુઓ શુદ્ધ કહેવાય છે, તેવી જ રીતે કર્મરૂપ જડના સંસર્ગમાં રહેલો આત્મા પણ શુદ્ધ કહેવાય છે તો પણ પ્રકૃતિમાં પરાવર્તન થતું જ નથી. ગમે તેટલો કાળ જડ તથા ચૈતન્યનો સંસર્ગ કેમ ન બન્યો રહે તો પણ ચૈતન્ય અશુદ્ધ થાય નહીં અને જડ શુદ્ધ થાય નહીં. અને જો નૈશ્ચયિક દૃષ્ટિથી પણ અશુદ્ધનું શુદ્ધ અને શુદ્ધનું અશુદ્ધ થઈ જાય તો વસ્તુ પોતાનો સ્વભાવ છોડી દેવાથી પોતાના સ્વરૂપને ખોઈ બેસે છે અને તેમ થવાથી ચૈતન્ય જડ અને જડ ચૈતન્ય થઈ જવાનો સંભવ રહે છે. આત્મા સ્વરૂપથી જ શુદ્ધ હોવાથી સકર્મક હોવા છતાં પણ પ્રકૃતિને લઇને તેને શુદ્ધ વસ્તુ જ ગમે છે, પણ સાચી શુદ્ધિથી અણજાણ હોવાથી સ્વરૂપે અશુદ્ધને પણ શુદ્ધ સમજીને–અશુદ્ધમાં શુદ્ધનો

આરોપ કરીને તેનો ઉપયોગ કરે છે અને માને છે કે હું શુદ્ધ વસ્તુ વાપરું છું. પણ જ્યાં સુધી તે પોતાને ઓળખતો નથી ત્યાં સુધી પોતાની શુદ્ધિ કરી શકતો નથી અને પોતાના આત્માને ઓળખ્યા વગર શુદ્ધ જ્ઞાનદર્શનાદિનો ઉપયોગ કરી શકતો નથી; માટે જ માનવીએ પોતાના આત્માને ઓળખી તેની શુદ્ધિ કરવાને પ્રભુશ્રીએ પોતાને ઓળખીને માનેલી શુદ્ધિ અને તેને મેળવવા આદરેલા ઉપાયોના અભ્યાસી બનવું જોઇએ.

ક્ષમાશ્રમણ પ્રભુ શ્રી મહાવીરની પરમપવિત્ર જીવનચર્યા ઉપર દૃષ્ટિપાત કરવાથી શુદ્ધિનું સાચું રહસ્ય સમજાય છે. પ્રભુશ્રી ક્ષમાના સ્વામી–નાયક હતા. પોતે ક્ષમામય જીવન દ્વારા સંપૂર્ણ શુદ્ધ બનીને શાશ્વતી શાંતિ તથા આનંદ મેળવ્યો અને તેના અભિલાષી જીવોને શુદ્ધ બનવા સાચો માર્ગ દેખાડ્યો. પ્રભુજીવનના દરેક પ્રસંગમાં પોતાના આત્માની પાસે ક્ષમા યાચવાનું અને અન્ય આત્માઓને ક્ષમા આપવાનું દૃષ્ટિગોચર થાય છે. અને સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરનારને તે યોગ્ય જ લાગશે, કારણ કે આત્મા પાસે ક્ષમા યાચનાર અને પરને ક્ષમા આપનાર નિરપરાધી બની શકે છે અને રહી પણ શકે છે. એટલે તેને પરની પાસે ક્ષમા યાચવાની જરૂરત રહેતી નથી. પ્રભુશ્રી પ્રસંગે પ્રસંગે અપરાધીઓને ક્ષમા આપીને પોતે નિરપરાધી જ રહ્યા છે, કારણ કે અપરાધી બનવાના કારણો જેવાં કે ક્ષુદ્ર સ્વાર્થ, કષાય, મદ કે સત્તાના પોતે સંપૂર્ણ ત્યાગી હતા એટલે તેમને અપરાધીઓને ક્ષમા આપવામાં જરા ય અડચણ આવી નથી. પ્રભુશ્રીએ અપરાધીઓના અપરાધની માફી આપીને એક સાથે બે કાર્ય સાધ્યા છે: એક તો જન્માંતરમાં કરેલા અપરાધોની સજા ભોગવીને નિરપરાધી બન્યા અને બીજું અપરાધીને ક્ષમા આપવાથી પોતે નિરપરાધી રહ્યા. નિરપરાધી જીવન જીવી શુદ્ધ બનવા માટે તો પ્રભુશ્રીએ મહિનાઓ સુધી આહારનો ત્યાગ કર્યો અને અપરાધી બનાવનાર મન, વચન અને કાયાના વ્યાપારોનો નિરોધ કર્યો. તેમ જ અપરાધોને અટકાવવા માટે બાર વરસ સુધી અપ્રમાદી રહીને સંપૂર્ણ શુદ્ધ બનીને કેવળજ્ઞાન મેળવ્યું, એક ક્ષણ પણ પ્રમાદી રહીને અપરાધને અવકાશ આપ્યો જ નથી.

સદા સુખનો ઇચ્છુક સંસારનો યાત્રી આત્મામાં નવજીવન જેવા અત્યુત્તમ તીર્થના પ્રદેશમાં આવીને પણ મૂઢ રહી જાય અને જ્ઞાન, દર્શન, સુખ તથા જીવનની શુદ્ધિ માટે વીતરાગ પ્રભુના જીવનનું અનુકરણ ન કરે તો પછી કયા પ્રદેશમાં જઇને કરશે? કારણ કે સંસારના કોઇ પણ પ્રદેશમાં જ્ઞાનાદિ સર્વ શુધ્ધિનું સ્થળ જ નથી, માટે માનવ જીવનમાં જીવનાર આત્માએ સર્વ શુધ્ધિ માટે ઉપર્યુક્ત પ્રમાણે પ્રભુજીવનના અભ્યાસી બની અનુપાલન કરવાની જરૂર છે. પ્રભુએ ચાલેલા પંથમાં ચાલ્યા વગર આત્મા પોતાની કોઇ પણ પ્રકારની શુધ્ધિ કરી શકતો નથી, અને તે સિવાય તો સદા સુખની ઇચ્છા રાખવી પણ નિરર્થક છે.

અશુદ્ધિને લઇને આત્માને અનંતાકાળથી જન્મમરણ કરવાં પડે છે તે ક્ષમામય જીવન જીવ્યા વગર ટળી શકતાં નથી, અને ક્ષમામય જીવન બનાવવા પ્રભુના જીવનનું અનુકરણ કરવું જ જોઇએ. માનવજાતિમાં પ્રભુની ક્ષમાને પોતાની બુધ્ધિથી સુધારીને ઉપયોગમાં લેવાની પધ્ધતિ પડી ગઇ છે, પણ તે વિકૃત થયેલી ક્ષમા આત્મશુદ્ધિ સાચવી શકતી નથી. શુધ્ધિના સાધક આત્માએ તો પોતાના આત્મા પાસે ક્ષમા માગવી જોઇએ, કારણ કે માનવી પોતાના આત્માનો જેટલો અપરાધી છે તેટલો બીજાનો નથી. મોહની શિખવણીથી સકર્મક આત્મા

શુદ્ધાત્માનો અપરાધી બન્યો છે. જો માનવી પોતાના આત્માનો અપરાધ કરતાં અટકે તો બીજા જીવોનો અપરાધી બની શકતો નથી. એટલે તેની પાસે ક્ષમા માગવાની પણ જરૂરત રહેતી નથી. ફક્ત અપરાધીઓને ક્ષમા આપવાની જ જરૂરત રહે છે.

શુદ્ધાત્માને જીવવાને કે આનંદ તથા સુખ માટે બીજા જીવોને દુઃખ આપી અપરાધી બનવાની જરા ય જરૂરત નથી; છતાં મોહનો દાસ માનવી અનાદિ કાળના કર્મના સંસર્ગને લઈને અજ્ઞાનતાથી બીજા જીવોની પીડાની અવગણના કરીને આત્માને જીવાડવાને અને આનંદ તથા સુખ મેળવી આપવાને બીજાના પ્રાણ લઈને આત્માનો અપરાધ કરીને પોતે અપરાધી બને છે, જેની સજા કાળાંતરે અથવા તો ભવાંતરે આત્માને ભોગવવી પડે છે. માનવી આત્માનો બહાને પોતાના દેહની તુષ્ટિ–પુષ્ટિ માટે અપરાધ કરે છે જેનું ફળ આત્માને અનિચ્છાએ પણ ચાખવું પડે છે. આ પ્રમાણે માનવી પોતાના આત્માનો અપરાધી હોવાથી તેની પાસે પોતાના અનેક જન્મમાં અનેક દેહને આશ્રયીને કરવામાં આવેલા અપરાધોની માફી માગી, ફરીને આત્માનો અપરાધી ન બનવા સાવધાન રહીને જપ, તપ તથા સંયમ તરફ વધારે લક્ષ રાખી પ્રભુની આજ્ઞાનું પાલન કરે તો જન્માંતરમાં કરેલા આત્માના અપરાધોથી મુક્ત થઇને આત્માની શુદ્ધિ સાધી શકે છે. આત્માનો નિરપરાધી બીજા જીવોનો અપરાધી બની શકતો નથી અને અપરાધીઓને ક્ષમા આપીને સંપૂર્ણ શુદ્ધિ મેળવી અકર્મક થઇને શાશ્વત સુખનો ભોગી થઈ શકે છે.

જે પોતાના આત્માની પાસે માફી માગે છે તે બીજા જીવોની પાસે શુધ્ધ અંતઃકરણથી માફી માગવાનો જ; કારણ કે તે સિવાય તો આત્માની પાસે માફી માગી કહી શકાય જ નહીં. શુધ્ધ અંતઃકરણથી બીજાની પાસે ક્ષમા માગવી તે જ આત્મક્ષમાયાચના અને અન્યને ક્ષમા આપવી તે આત્માની શુધ્ધિ. બીજા પાસેથી ક્ષમા માગવાને 'ખમાવું છુ' એમ મોઢેથી બોલવાની અત્યાવશ્યકતા નથી કારણ કે જે જીવોની પાસે ક્ષમા માગવામાં આવે છે તેમાંનો મોટો ભાગ જોવા, સમજવા, સાંભળવા અને બોલવાના સાધન વગરનો છે એટલે મોઢેથી બોલ્યા વિના પણ સંસારવાસી જીવમાત્રને સ્વસ્વરૂપે ઓળખીને સમભાવે સર્વ જીવને ક્ષમા આપવી તે જ આત્મશુદ્ધિનું કારણ ક્ષમાયાચના છે. સમજવા, બોલવાના સાધનસંપન્ન જીવ પાસે બોલીને ક્ષમા માગવામાં આવે તો તે કદાચ વિરોધ ટાળી ક્ષમા આપે અને અપરાધની સજા ભોગવવામાં નિમિત્ત ન પણ બને તો પણ બીજાનો અપરાધ કરતી વખતે કાયિક, વાચિક તથા માનસિક પ્રવૃત્તિ કરવામાં જે અશુભ અધ્યવસાયો થાય છે અને કર્મ બંધાય છે તેની શુદ્ધિ બીજાએ આપેલી ક્ષમા માત્રથી થતી નથી. બીજાની આપેલી ક્ષમાથી તો માત્ર વેરની શુદ્ધિ થાય છે, પણ કર્મની શુદ્ધિ માટે જપ–તપ કરવાની અને અપરાધીઓને ક્ષમા આપવાની જરૂરત રહે છે. શ્રી મહાવીર પ્રભુની આત્મશુદ્ધિની ચર્યાની પ્રણાલિકા પણ આવી જ સમજાય છે. પ્રભુશ્રીએ ઉપસર્ગો–પરિસહો સહન કર્યાં છે અર્થાત્ અપરાધીઓને ઉપકારી સમજી ક્ષમા આપી છે અને મહિનાઓ સુધી આહારાદિના પણ ત્યાગી રહ્યા છે. આ બંને ઉપાયોથી પ્રભુશ્રી સંપૂર્ણ આત્મશુદ્ધિ સાધી શક્યા છે, માટે આત્મશુદ્ધિના સાધકે જપ–તપ દ્વારા સ્વાધીનપણે અપરાધોથી મુક્ત થવું અને અપરાધોથી મુક્ત કરવા કોઈ પણ પ્રાણી નિમિત્તભૂત બને તો તેને અપરાધી માનવો નહીં પણ ઉપકારી માની તેના અપરાધની ક્ષમા આપવી અને સંપૂર્ણ શુધ્ધિ સાધી લેવી.

# આત્મમીમાંસા

(૪)

જે કાળે જે ઉદયમાં આવ્યું હોય તે વેદવું જ પડે છે. પછી તે આત્માને ગમે કે ન ગમે પણ ભોગવ્યા સિવાય છૂટકો જ નથી. સારાનો ઉદય સઘળા ય વાંછે, છતાં નબળું ઉદયમાં આવે અને તે અનિચ્છાએ પણ ભોગવવું પડે.

સુખ તથા દુઃખના વિકારો દેહમાં થાય છે. આત્મા તો અવિકારી છે, છતાં અનાદિ કાળના કર્મસંયોગથી આત્મા પોતાનામાં સુખદુઃખનો આરોપ કરે છે. આ આરોપ કરવાની ટેવને લઈને આત્મા કર્મથી છૂટી શકતો નથી. કર્મથી છૂટી જવારૂપ મુક્તિ મેળવવાની ઈચ્છાવાળા આત્માઓએ દેહ તથા આત્માની ભિન્નતારૂપ સમ્યક્ત્વને મેળવી તેને દઢ કરવા નિરંતર પ્રયત્ન કરવો જોઈએ.

જેમ બીજાના ઘરમાં આગ લાગે તો આપણને હર્ષ કે શોક થતો નથી અને બીજાનું ઘર બળે છે તેમાં મારે શું ? એ ભાવના તથા શ્રદ્ધા આપણી વૃત્તિમાં શાંતિ જાગ્રત કરે છે, તેવી જ રીતે દેહમાં થવાવાળા વિકારોમાં ભેદભાવનાનું ચિંતવન આત્મા કરે તો દેહમાં થતા વિકારોની અસર લેશ માત્ર પણ આત્માને થઈ શકતી નથી. આ અવસ્થાનું નામ ધર્મસ્વરૂપરમણતા, વિકાસ, જાગૃતિ વગેરે વગેરે કહેવાય છે.

ધર્મ એટલે અનંત આનંદ, અનંત જીવન, અનંત સુખ. દેહમાં થતાં કર્મજન્ય વિકારોથી વ્યાકુળ થનાર અનંત આનંદ, જીવન અને સુખ મેળવી શકતો નથી. પુન્યકર્મ તથા પાપકર્મ બન્ને કર્મોના વિકારો દેહમાં થાય છે, જેનું બીજું નામ વિપાક ઉદય છે. આ બન્ને પ્રકારના ઉદયમાં ધર્મને ન ઓળખનાર આત્મા વ્યાકુળ થાય છે.

વ્યાકુળતા એટલે વિષમભાવ–વિભાવ અને અવ્યાકુળતા એટલે સમભાવ–સ્વરૂપરમણતા અર્થાત્ વિકાસ–આનંદ–સુખ. પુન્યકર્મના વિકારને અનુકૂળ માની રાગ કરવો અને પાપકર્મોના વિકારને પ્રતિકૂળ માની દ્વેષ કરવો તે જ વ્યાકુળતા. રાગદ્વેષથી વ્યાકુળતા થાય છે અને વ્યાકુળતાથી રાગદ્વેષ થાય છે.

આત્મા અવિકારી છે અને જડ વિકારી છે. જે આત્મા ઉપર કર્મજન્ય દેહમાં થતા વિકારોની અસર થાય છે તે આત્મા ઉપર દેહથી ભિન્ન જડજન્ય જગતમાં થતાં વિકારોની અસર થાય છે. અસર થવી એટલે કર્મજન્ય, જડજન્ય વિકારોનો પોતાનામાં આરોપ કરવો–વિકૃતિ મારું સ્વરૂપ છે, વિકારો મારામાં થાય છે, હું વિકારી છું એમ માની લેવું.

સ્ફટિક અવિકારી–શુધ્ધ છે અને વિવિધ વર્ણના તાંતણા વિકારી છે. વિચિત્ર વર્ણના તાંતણાનો સંયોગ સ્ફટિક સાથે થવાથી વિવિધ વર્ણવાળું દેખાય પણ વાસ્તવિક તેમ નથી. વિકારી શુદ્ધ વસ્તુમાં વિકારી અશુદ્ધ મળે તો શુધ્ધ વિકારી અશુધ્ધ બની શકે છે; કારણ કે વિકારી છે પણ અવિકારી સ્વભાવથી શુદ્ધ વસ્તુમાં વિકારી સ્વભાવથી અશુદ્ધ ભળે તો અશુદ્ધ થઈ શકતું નથી, કારણ કે અવિકારી છે–સ્વભાવથી શુદ્ધ છે. સ્ફટિક જેવો આત્મા અવિકારી–શુદ્ધ હોવાથી વિકારી કે અવિકારી શુદ્ધ કે અશુદ્ધ વસ્તુનો સંયોગ થવા છતાં આત્મા અવિકારી–શુદ્ધ જ રહેવાનો–સ્વરૂપમાં જ રહેવાનો. કોઈ પણ વિકારી વસ્તુના સંયોગથી આત્મા વિકારી બની જાય તો પછી તેનો જ્ઞાનગુણ નષ્ટ થઈ જાય અથવા તો જે વસ્તુનો સંયોગ થયો હોય તે જ વસ્તુના જ્ઞાનવાળો બને, તેનાથી ભિન્ન ઈતર વસ્તુઓને જાણી શકે નહિ. જેમકે કાગળ વિકારી શુદ્ધ વસ્તુ. અરિસો અવિકારી સ્વભાવથી શુદ્ધ વસ્તુ. કાગળ ઉપર ઘોડાનું ચિત્ર કાઢીએ તો કાગળ ઘોડાના રૂપમાં વિકૃત થઈ જાય છે. તેના ઉપર માનવીનું ચિત્ર કાઢી શકાય નહિ. અથવા તો ઘોડાના રૂપમાં વિકૃત થએલો કાગળ માનવીનું રૂપ ધારણ–ગ્રહણ કરી શકે નહિ. અરિસામાં તેમ નથી, કારણ કે તે અવિકારી છે. તેથી નર, વાનર, ઘોડો આદિ અનેક વસ્તુઓને ગ્રહણ કરે છે છતાં તે સ્વરૂપમાં વિકૃત થતો નથી. આત્મા પણ અરિસાની જેમ હોવાથી અનંતી વસ્તુને જાણે છે, અર્થાત્ વસ્તુમાત્રનું પ્રતિબિંબ આત્મામાં પડે છે છતાં આત્મા સ્વસ્વરૂપ બદલતો નથી. વાસ્તવિક રીતે વિચાર કરીએ તો સુખદુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી. જડના વિકારોમાં ભળી વિકૃત દેખાતો જ્ઞાનનો પ્રકાશ છે, કારણ કે સુખ એટલે જ્ઞાન અને દુઃખ એટલે પણ જ્ઞાન. જ્ઞાન સિવાય સુખદુઃખ જેવી ભિન્ન વસ્તુ નથી. વિકૃત દેખાતા જ્ઞાનનું નામ જ સુખદુઃખ છે. સાચું સુખ પણ શુદ્ધ જ્ઞાનને જ કહેવામાં આવે છે. શાતા વેદે છે, અશાતા વેદે છે એટલે સુખ જાણે છે, દુઃખ જાણે છે. વેદવું એટલે જાણવું. જડના વિકારોનું વિકારરૂપે જ્ઞાન તે (સુખ, દુઃખ, હર્ષ, શોક, ભય, રતિ, અરતિ, હાસ્ય, રાગ, દ્વેષ વગેરે વગેરે વિકારોમાં વિકારરૂપે પરિણત થવાથી) અજ્ઞાન કહેવાય છે અને અવિકારરૂપે પરિણત થયેલું જ્ઞાન કહેવાય છે અને જ્ઞાનનું જડજન્ય વિકારોમાં અવિકૃતપણે પરિણમન તે જ સાચું સુખ–સાચો આનંદ કહેવાય છે. તેને જ સ્વરૂપરમણતા અને મુક્તિ કહેવામાં આવે છે. જ્ઞાન તે મુક્તિ અને અજ્ઞાન તે બંધન–સંસાર. જ્ઞાનમાં વિકાર એટલે જડજન્ય વિકારોમાં મારાપણું અને વિકારોમાં મારું નથી એવું પરિણમન તે અવિકાર. વિકાર તે અજ્ઞાન અને અવિકાર તે જ્ઞાન. અજ્ઞાન તથા જ્ઞાનમાં કેવળ એટલો જ તફાવત રહે છે. જ્ઞાન પણ જ્ઞાન છે અને અજ્ઞાન પણ જ્ઞાન છે, કારણ કે જ્ઞાનનો સ્વભાવ જડના વિકારોમાં પરિણમન થવાનો છે. તેમાં વિકૃત પરિણમન તે અજ્ઞાન અને અવિકૃત પરિણમન તે જ્ઞાન. જીવન તથા મૃત્યુને માટે પણ સાચું જીવન તે અવિકૃત પરિણમેલું જ્ઞાન છે અને જ્ઞાનનું વિકૃત પરિણમન તે જ જન્મ–મૃત્યુ.

જડના વિકારોને ભોગવનાર ભોક્તા આત્મા નથી. જડના વિકારસ્વરૂપ ઇંદ્રિયો છે. પોતાનાથી ભિન્ન જડના વિકારસ્વરૂપ વિષયોમાં ભલે ભળે, પરંતુ આત્માએ તો તેમાં જ્ઞાતા, દ્રષ્ટા તરીકે રહેવાનું છે; કારણ કે આત્મા જ્ઞાતા છે પણ ભોક્તા નથી. સ્વરૂપ ભોક્તા જાણવું તે જ્ઞાનનું અવિકૃત પરિણમન.

વિષયભોગ એટલે જડના વિકારોનો જડના વિકારોની સાથે વિચિત્ર સંયોગ. આ સંયોગ-સ્વરૂપ ભોગ આત્માનો હોઈ શકે નહીં, કારણ કે આત્મા નિરંતર જ્ઞાનનો ભોક્તા છે અને તે જ્ઞાન આત્માની સાથે તાદાત્મ્ય સ્વરૂપે છે, પણ સંયોગસ્વરૂપે નથી. જ્યાં સંયોગ છે ત્યાં આત્માનું ભોક્તાપણું નથી, છતાં જાણવું, માનવું તે જ્ઞાનનું વિકૃત પરિણમન, વિભાવ સ્વભાવ કહેવાય અને જ્ઞાનનું ભોક્તાપણું માનવું તે અવિકૃત પરિણમન. વિષયોનો હું ભોક્તા છું એવો આત્મામાં આરોપ કરવો તે બંધન–સંસાર અને હું જડના વિકારોના વિચિત્ર સંયોગોનો ભોક્તા નથી તે મુક્તિ. જડના વિકારોમાં અવિકૃત જ્ઞાનનું પરિણમન તે જ કેવળજ્ઞાન, સુખ, આનંદ અને જીવન કહેવાય છે અને તેને જ ધર્મ કહેવામાં આવે છે. કેવળજ્ઞાનસ્વરૂપ આત્મા મુક્તાત્મા કહેવાય છે–પછી તે દેહનો સંયોગી હો કે વિયોગી હો. આટલા ઉપરથી કાંઇક જાણી શકાશે કે ધર્મ, અધર્મ, સુખ, દુઃખ, હર્ષ, શોક આદિ શું વસ્તુ છે.

કર્મની ક્ષીણતા આત્માને અતીવ ઉપયોગી છે. સંયોગ માત્ર વિયોગાંત જ હોય છે. કર્મનો આત્માની સાથે સંયોગ હોય છે, માટે જ તે વિયોગવાળાં હોય છે. કર્મની નિર્જરા તે આત્મ-પ્રદેશોથી કર્મનું વિખૂટા પડવું–વિછડવું અને ક્ષય તે પુદ્ગલસ્કંધોનું–કર્મપરિણતિનું ત્યાગવું. કર્મપરિણામને પ્રાપ્ત થયેલા પુદ્ગલસ્કંધો નૂતન પુદ્ગલસ્કંધોને કર્મપરિણામી બનાવવાને આત્માની સહાયતા વડે પ્રત્યેક ક્ષણે પ્રયત્નશીલ રહે છે ત્યારે ઉપયોગસ્થ–સ્વભાવસ્થ આત્મા સ્વશક્તિવડે કર્મપરિણામી પુદ્ગલસ્કંધોને કર્મ વિપરિણામી બનાવવાનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે ઉભય મલ્લોનું નિરંતર દ્વંદ્વયુદ્ધ ચાલ્યા જ કરે છે. નિર્જરા ઈષ્ટ આત્મા સ્વરૂપનો ભોક્તા શીઘ્ર થઈ શકે છે. સુખ તથા દુઃખ શુભાશુભની નિર્જરા જ છે. શુભની નિર્જરા પ્રાણીઓને વધુ ઈષ્ટ હોય છે અને અશુભની નિર્જરા કોઈક જ પ્રાણીને ઈષ્ટ હોય છે. જ્ઞાની પુરુષોને ઉભય નિર્જરા ઈષ્ટ હોય છે. ઉભય નિર્જરામાં સમભાવ હોય છે. આપણે પણ ઉભય શુભાશુભની નિર્જરામાં સમભાવે રહેતાં શિખવાની ટેવ પાડવાની જરૂરત છે. ઉભયની નિર્જરા સિવાય આત્મશુધ્ધિ થઈ શકતી નથી અને શુધ્ધિ સિવાય આત્મવિકાસ થઇ શકતો નથી. કર્મોના ઉદયાધીન વિયોગમાં સુખશાંતિ અનુભવવી–વેદવી અને ઉદયાધીન જ સંયોગોમાં ખિન્નતાનો અનુભવ કરવો એ જ આપણા માટે વધુ ઈષ્ટ છે. શુભાશુભ કર્મની ક્ષીણતાએ જ દેહાદિ શુભાશુભ કર્મવિકારોની પણ ક્ષીણતા અવલંબીને રહેલી હોય છે, માટે આત્મપ્રદેશોમાં થતાં અશુભ ઉદયાધીન બાહ્ય કર્મવિકારોમાં ક્ષીણતા જણાય તો કાંઈ પણ શોચ કરવો નહિ.

દેહધારીઓને જે ક્ષેત્રમાં જેટલા સમયની સ્પર્શના કરવાની હોય છે, તે જન્મક્ષેત્રથી લઇને મૃત્યુક્ષેત્ર પર્યંત અવશ્ય કરવી પડે છે. તેની સાથે સાથે ઉદય, ઉદીરણા, બંધ અને નિર્જરા પણ થયા કરે છે. આ બધી ય વ્યવસ્થા ક્રમવાર સંપૂર્ણપણે સર્વજ્ઞો જાણે છે. આપણા જેવા ઔદયિક ભાવમાં વર્તનારા અલ્પજ્ઞો અટકળ પણ કરી શકતા નથી. માનવજાતની ભાવનાઓ અને ધારણાઓ પરિવર્તનશીલ હોય છે, પણ સ્પર્શના તો અપરિવર્તનશીલ જ હોય છે. દરેક સમયની નિર્માણ થયેલી સ્પર્શના સર્વથા દેહમુક્ત થાય ત્યાં સુધી અવશ્ય થવાની જ.

અનાદિકાળથી દેહયુક્ત આત્માએ એક એક આકાશપ્રદેશની અનંતી વાર સ્પર્શના કરી છે અને અનંતી વાર એક એક પ્રદેશમાં અનંતા દેહ ભોગવ્યા છે, છતાં દેહનો મોહ છૂટતો નથી,

દેહને છોડવાનું મન થતું નથી અર્થાત્ મોતની બહુ જ બીક લાગે છે. કેટલો દેહાધ્યાસ? જ્યાં સુધી મોહનો ક્ષય અથવા ઉપશમ થાય નહીં ત્યાં સુધી જીવની દેહવાસના છૂટી શકતી નથી અને દેહવાસનાને લઈને વારંવાર મૃત્યુ થવાનું જ અને મૃત્યુ જન્મ સિવાય હોય જ નહિ. જન્મ એટલે દેહસંયોગ અને મૃત્યુ એટલે દેહવિયોગ.

દેહ વગરનો આત્મા–મુક્તાત્મા કેવો હશે તે અત્યારે આપણા લક્ષ્યમાં પણ ન આવી શકે; કારણ કે વાસનાગ્રસ્ત દેહ–આશ્રિત જીવો ઇંદ્રિયો તથા મનની મારફત જાણવાનો પ્રયત્ન કરે છે, તે આંખ ઉપર લોઢાના ચશ્મા ચઢાવીને જોવા જેવું છે. સ્વચ્છ–આવરણ રહિત આંખ સ્વતંત્રપણે જે કાંઇ જોઇ શકે છે તે લોઢાના ચશ્મા દ્વારા પરતંત્રપણે જોઇ શકતી નથી.

જ્ઞાન, સુખ, જીવન, આનંદ મેળવવામાં આત્મા સ્વતંત્ર હોવા છતાં મોહાધીન થઈને તે જડથી મળે છે એવી અનાદિની મિથ્યા શ્રદ્ધા તેની ખસે નહીં ત્યાં સુધી સમ્યગ્જ્ઞાન કહેવાય નહિ અને સમ્યગ્જ્ઞાન સિવાય ધર્મના નામે કરવામાં આવતા બધા પ્રયત્નો નકામા છે, માટે મોહના ઉપશમભાવથી થવાવાળી ભાવનાઓ ને ધારણાઓ જ આત્માનું જ હિત કરવાવાળી છે. બાકી તો ઔદયિક ભાવની ભાવનાઓ અને ધારણાઓ આત્માને પરાધીન બનાવવાવાળી હોવાથી આત્માનું કાંઇ પણ હિત કરી શકતી નથી, અર્થાત્ આત્માનાં જ્ઞાન, સુખ, જીવન અને આનંદનો આવિર્ભાવ થવા દેતી નથી.

અનંતબળી ચૈતન્યને જડ કાંઇ કરી શકે નહિ, છતાં અનેક ભવોથી પોતાનું દરેક કાર્ય જડને સોંપી દઈ પોતે પ્રમાદી બની રહ્યો છે, માટે જ ચૈતન્યને ઘણી જ વખત જડ તથા જડના વિકારોનો આશ્રય લેવો પડે છે, જેથી કરી વિકૃત ભાવોમાં અનિચ્છાથી ભળીને પોતાને દુઃખી, રોગી, શોકગ્રસ્ત વગેરે વગેરે માનવું પડે છે.

આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, જીવન, શાંતિ વગેરે પોતાની વસ્તુઓ હોવા છતાં કૃત્રિમ જ્ઞાનાદિ માટે જડનો આશ્રિત બને છે. મોહની સત્તા નીચે રહેલો હોવાથી પોતાની સાચી વસ્તુઓ ગમતી નથી. બનાવટી વસ્તુઓમાં જ આનંદ માને છે અને તે વસ્તુઓનો સંગ્રહ કરવામાં અનેક વિપત્તિઓ સહન કરે છે. પોતે તેનો ગુલામ બને છે. જડનો જરા પણ વિશ્વાસ રાખવા જેવું નથી. જડના ઉપર શ્રદ્ધા રાખનાર આત્માઓને ઘણું જ ખમવું પડે છે. આંખ ફૂટી જાય, કાનનો પડદો ફાટી જાય, લકવો થઇ જાય, જલોદર, કંઠોદર થઇ જાય વગેરે વગેરે જડના વિલાસોમાં પ્રમાદી આત્માઓની કેવી દશા થાય છે તે આપણે જોઈએ છીએ. જડ અમને સુખ આપશે, અમને જ્ઞાન આપશે, અમારું આનંદનું સાધન મેળવી આપશે ઈત્યાદિ જડ ઉપરની શ્રદ્ધા આત્મા જ્યાં સુધી રાખી રહ્યો છે ત્યાં સુધી ખરી વસ્તુના અભાવે–પરિણામે આત્માને જડવત્ બનવું પડશે, માટે જડ ઉપરની શ્રદ્ધા કાઢી નાખવી જોઇએ. જડનો જરા ય વિશ્વાસ ન રાખતાં પોતાની વસ્તુઓનો વિકાસ કરવો જોઇએ, તો જ પરિણામે આત્માને સુખશાંતિ મળી શકશે. કેવળજ્ઞાનીઓ વિકાસી આત્માઓ જ છે. જરા ય અશાંતિ, અસુખ કે ભય–ભલે આંખ ફૂટી જાય કે પડદો ફાટી જાય અથવા તો ગમે તેવો જડનો દુઃખદાયી વિલાસ કેમ ન હોય!–વિકાસી આત્માને કાંઈ પણ અસર થતી નથી; માટે વિકાસના માર્ગમાં જ નિરંતર પ્રયાણ કરવું એ આત્માઓને અત્યંત હિતકારી છે.



# કર્મમીમાંસા

( ૫ )

જૈન શાસનમાં કર્મવાદ બહુ વિસ્તારથી વર્ણવ્યો છે, કારણ કે સંસારમાં જેટલી વિચિત્રતા જણાય છે તે સઘળી કર્મની કરેલી છે. કર્મ જેવી કોઈ વસ્તુ ન હોત તો સંસારની અસ્તિતાનો સર્વથા અભાવ જ હોત. આ કર્મપુદ્ગલ પરમાણુઓના અનંતાનંત સ્કંધોને સકર્મક જીવની પ્રેરણાથી અથવા સહાયતાથી નિરંતર કર્મપણે બનાવ્યા જ કરે છે. જીવ સકર્મક ક્યારથી થયો છે તેને સર્વજ્ઞો જાણે છે પણ કહી શકતા નથી, કારણ કે જીવ-કર્મ-સંયોગની આદિ નથી, પણ સંયોગોનો અંત હોવાથી જીવથી કર્મ સર્વથા ક્યારે છૂટા થશે તે કહી શકે છે.

જીવ પુદ્ગલસ્કંધોને કર્મપણે પરિણમાવે છે ત્યારે તે કર્મપરિણત પુદ્ગલસ્કંધોમાં જીવને અનેક પ્રકારની અનુકૂળતા, સુખ-દુઃખ આદિ ફળ પ્રાપ્ત કરાવવારૂપ સ્વભાવ કેટલા કાળ સુધી જીવની સાથે કર્મના સંબંધથી જોડાઈ રહેવું, તે સ્થિતિ, તીવ્ર કે મંદ ફળ આપવારૂપ રસ અને કર્મરૂપે પરિણમેલા પુદ્ગલોની સંખ્યા વજન. આ પ્રમાણે કર્મપણે પરિણમતી વખતે અને આત્માની સાથે એકમેક થવારૂપ બંધ પડતી વખતે પુદ્ગલસ્કંધો ચાર અવસ્થાઓ ધારણ કરવાવાળા થાય છે, તેમ જ આત્માની સાથે બંધાતી-જોડાણ થતી વખતે અધ્યવસાયની તારતમ્યતાના અંગે ત્રણ પ્રકારે બંધાય છે.

એક બંધ એવો નબળો હોય છે કે જો પશ્ચાત્તાપ કરવામાં આવે તો તરત છૂટી જાય છે. બીજો બંધ એવા પ્રકારનો હોય છે કે પ્રાયશ્ચિત્તથી છૂટી જાય છે અને ત્રીજો બંધ એવા પ્રકારનો હોય છે કે ભોગવ્યા સિવાય છૂટતો નથી. આત્માને તેનો રસ ચાખવો જ પડે છે. ચાખીને નિરસ કર્યા સિવાય છૂટી શકતો નથી.

પુદ્ગલસ્કંધો આત્મપ્રદેશો સાથે મળી કર્મપણે પરિણત થયા પછી ઉદયમાં આવ્યા સિવાય છૂટા પડી કર્મ-સંજ્ઞાને છોડી શકતા નથી. ઉપર બતાવેલા ત્રણ પ્રકારમાંથી ગમે તેવા પ્રકારના કર્મ કેમ ન હોય ? અને તેને કર્મસંજ્ઞાથી મુક્ત કરવાને ગમે તેટલા પ્રયત્નો કેમ ન કરવામાં આવે પણ ઉદયમાં આવ્યા સિવાય તો આત્માથી અલગ થઈ શકતા નથી. હા, એટલું તો બની શકે છે કે કેટલાંક કર્મ નબળાં હોય છે તે પશ્ચાત્તાપથી કે પ્રાયશ્ચિત્ત કરવાથી ભોગવવાં પડતાં નથી.

આ સ્થળે અવશ્ય શંકા થશે કે ઉદયમાં આવે અને ભોગવવાં ન પડે એ કેમ બને ?

પણ આમાં શંકા કરવા જેવું કાંઈ જ નથી, કારણ કે ઉદય બે પ્રકારનો છે: એક વિપાક ઉદય અને બીજો પ્રદેશ ઉદય. આ બન્ને પ્રકારના ઉદયમાંથી વિપાક ઉદય તે ભોગવવું–અનુભવ થવો, સુખ–દુઃખ આદિનું વેદવું, જેને આત્મા સારી રીતે જાણી શકે અને પ્રદેશ ઉદય તે જેનો આત્માને લેશમાત્ર પણ અનુભવ ન થવો–તે પછી શુભ હોય કે અશુભ હોય પણ પ્રદેશ ઉદય વખતે આત્માને જરા ય સુખ દુઃખ થતું નથી. આ બન્ને પ્રકારના ઉદય નિરંતર ચાલુ જ રહે છે અને તે એક સાથે જ થયા કરે છે. તેમાંથી વિપાક ઉદયનો આત્મા અનુભવ કરે છે તે જ સમયે થતા પ્રદેશ ઉદયને આત્મા જાણી શકતો નથી, કારણ કે પ્રદેશ ઉદયમાં બિલકુલ રસ હોતો નથી અને વિપાક ઉદયમાં દળિયાં રસથી ભરેલાં હોય છે. રસવાળાં કર્મપુદ્‌ગલનો ઉદય તે વિપાક ઉદય અને નિરસ બનેલાં કર્મદળનો ઉદય તે પ્રદેશ ઉદય. એમ તો બંને ઉદય આત્મપ્રદેશમાં જ થાય છે પણ વિપાક અને પ્રદેશનો ભેદ પાડનાર ઉપર જણાવેલ રસ અને સ્થિતિ જ છે. રસ અને સ્થિતિવિહીન તે પ્રદેશ ઉદય, રસ અને સ્થિતિ સહિત તે વિપાક ઉદય. ઓછામાં ઓછા રસ અને ઓછામાં ઓછી સ્થિતિવાળું કર્મ કેવળજ્ઞાની તીર્થંકર ભગવાન બાંધે છે. પ્રથમ સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે. શેષ સર્વ જીવો વધુ રસ અને વધુ સ્થિતિવાળાં કર્મ બાંધે છે. અધ્યવસાયશૂન્ય કેવળ કાયયોગથી બંધાતા કર્મમાં મિથ્યાત્વ, અવિરતિ અને કષાયના અભાવે અલ્પ સ્થિતિ અને અલ્પ રસ હોય છે. અને બંધમાં વિચિત્રતા હોતી નથી અર્થાત્ તીર્થંકર માત્ર કર્મ બાંધવામાં સરખા સ્થિતિવાળા હોય છે. સઘળા ય ત્રિસામયિક સ્થિતિવાળા હોય છે. પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તથી છૂટી જવાવાળાં નબળાં બાંધાવાળાં કર્મો ભોગવવાં પડતાં નથી અર્થાત્ તેનો વિપાક ઉદય ટળી શકે છે પણ પ્રદેશ ઉદય તો થાય જ છે. પ્રદેશ ઉદય થયા સિવાય પુદ્‌ગલસ્કંધોની પડેલી કર્મસંજ્ઞા ટળી શકતી નથી. કર્મક્ષય એટલે વિપાક ઉદય અથવા પ્રદેશ ઉદય થઈ આત્મપ્રદેશોથી છૂટા પડી જવું. મજબૂત બાંધાના કર્મ કે જેથી નિકાચિત–અવશ્ય ભોગ્યત્વ, વિપાક ઉદયમાં અવશ્ય આવવાવાળાં કહેવાય છે તેને પણ ક્ષપકશ્રેણીમાં વર્તતા મહાપુરુષો શુક્લધ્યાન દ્વારા તે નિકાચિત કર્મમાં રહેલાં સ્થિતિ તથા રસનો ઘાત કરી વિપાક ઉદયની શક્તિથી હીન કરી નાંખે છે, જેથી કરી તે કર્મો વિપાક ઉદયમાં ન આવતાં પ્રદેશ ઉદય થઈને ખરી પડે છે.

પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત અને શુક્લધ્યાનરૂપ પ્રયત્નથી કર્મ માત્રનો વિપાક ઉદય ટળી શકે છે અર્થાત્ ટાળ્યાં ટળી શકે છે. પ્રદેશ ઉદય તો કર્મ માત્રનો થવાનો જ. આ પ્રદેશ ઉદય તો કોલુમાં પીલી નાખેલી શેરડીના છોડા ચૂસવા જેવો હોય છે અને વિપાક ઉદય તે રસવાળો શેરડીનો સાંઠો ચૂસવા જેવો હોય છે. પ્રદેશ ઉદય નિરસ અને વિપાક ઉદય સરસ જાણવો અથવા ઔદયિક ભાવથી, ઔપશમિક ભાવથી અથવા ક્ષાયોપશમિક ભાવથી થવાવાળા જીવના પ્રયત્ન સિવાય કાંઇ પણ બની શકતું નથી. શુભાશુભનો ઉદય ટાળવા માટે જીવને અવશ્ય પ્રયત્ન કરવો પડે છે. ઔપશમિક ભાવ એટલે મોહનીય કર્મનું સત્તામાં દબાઈ જવું. ક્ષાયોપશમિક ભાવ એટલે ઉદય થયેલાનું ક્ષય થવું અને સત્તામાં રહેલાનો ઉદય ન થવો અને ઔદયિકભાવ તે કર્મનું ઉદયમાં આવવું. ચાર ગતિઓ, અનેક પ્રકારની આકૃતિઓ વગેરે ઔદયિકભાવમાં આવી જાય છે. જેમ જીવને કર્મ બાંધવામાં પ્રયત્ન કરવો પડે છે, તેવી જ રીતે કર્મથી છૂટવામાં પણ પ્રયત્ન

કરવો પડે છે. અને પૂર્વે બતાવેલા પ્રયત્નોથી વિપાકઉદય ટળી જઈ પ્રદેશોદય થઈ શકે છે અર્થાત્ ટાળ્યાં ટળી શકે છે. કેવળજ્ઞાનીઓ જે પ્રયત્નથી કર્મ છૂટવાનાં હોય છે, તે જાણી શકે છે અને તદનુસાર આત્માઓ પ્રયત્ન કરે છે. કેટલાક જીવો કર્મને ઉદયમાં લાવવાનો પ્રયત્ન કરે છે તે 'હું દુઃખ ભોગવું' એવા આશયથી નથી કરતા પણ ઉદયાધીન થઈને 'મને સુખ થાઓ' એવા આશય-થી કરે છે. અંતે કર્મ ઉદયમાં આવી, ભોગવાઈ, નિરસ થઈને ખરી પડે છે. જીવ માત્રની ત્રણ કાળની પ્રવૃત્તિને કેવળજ્ઞાનીઓ જાણે છે અને જીવો પણ તેમના જાણવા પ્રમાણે વર્તે છે.

પુરુષાર્થ કરશે કે નહીં કરે તે સઘળું જ્ઞાનીઓ જાણે છે અને તે જ પ્રમાણે થાય છે. વિપાક ઉદયનો પ્રદેશ કરવાનો પ્રયત્ન, વિપાક ઉદયમાં લાવવાનો પ્રયત્ન, ઉદયમાં આવેલાને ક્ષય કરવાનો પ્રયત્ન વગેરે પુરુષાર્થો જ્ઞાનીઓના જ્ઞાનથી બહાર હોતા નથી. ત્રિવિધ તાપ(દુઃખકર્મ)-ના વિપાક ઉદયને ક્ષય કરવા દ્રવ્ય પુરુષાર્થ (અનેક પ્રકારના વ્યવસાયરૂપ) અને ભાવ પુરુષાર્થ તપ-જપ આદિ જીવ માત્ર કરી રહ્યા છે.

સંસારમાં જેટલા ભાવો થયા છે, થાય છે અને થશે તે સર્વ જ્ઞાનીના જાણવા પ્રમાણે જ છે. આપણને જે કાંઈ વિચારો ઉત્પન્ન થાય છે તે કર્મની પ્રેરણાથી થાય છે અને તેને સર્વજ્ઞ જાણે છે. કેટલાક કહી દે છે કે જ્ઞાનીએ જોયું હશે તેમ થશે એમ માનીને પુરુષાર્થહીન થાય છે અને કેટલાક જ્ઞાનીઓએ શું જોયું છે તેની આપણને શી ખબર પડે? એમ માની પુરુષાર્થ કરે છે—એ સઘળું ય જ્ઞાનીઓના જ્ઞાન બહાર તો નથી જ. સંસારમાં હિંદુ સમાજમાં એવી માન્યતા છે કે જે કાંઈ થાય છે તે પ્રભુની પ્રેરણા સિવાય થતું નથી. ઈસ્લામ ધર્મમાં ખુદાના હુકમ સિવાય ઝાડનું પાંદડું પણ હાલતું નથી એવી માન્યતા છે. ત્યારે જૈન સમાજમાં એવી માન્યતા છે કે, પ્રભુએ જ્ઞાનમાં જોયું છે તેમ થાય છે, તેમાં જરા ય ફેર પડતો નથી. તાત્પર્ય કે—દુનિયાના અન્ય ધર્મો પ્રભુને પ્રેરક માને છે ત્યારે જૈનધર્મ પ્રભુને પ્રકાશક માને છે અને કર્મને પ્રેરક માને છે. બસ એટલો જ ફરક રહે છે.

જીવ કર્મની પ્રેરણાથી કાર્ય કરે છે. કાર્યમાત્રમાં કર્મની પ્રેરણા હોય છે. કેવળજ્ઞાનીએ જ્ઞાનમાં જોયું હોય તેમ થતુ હોય તો પ્રયત્નને અવકાશ ક્યાંથી? આ વિચાર પણ કર્મની પ્રેરણાથી અને પ્રભુના જાણવા પ્રમાણે થયો. પ્રભુએ આ જ પ્રમાણે જાણ્યું હતું કે અમુક વ્યક્તિને અમુક સમયે અમુક વિચાર ઉત્પન્ન થશે. તેમ જ કર્મના વિપાકોદયને ટાળવા પ્રયત્ન કરનાર વ્યક્તિના આશય અને પ્રવૃત્તિને પણ તે જાણતા જ હતા.

જો આપણને અમુક કર્મ ભોગવવું પડશે, એવું જ્ઞાનીએ જોયું હોય તો આપણને કર્મને ખસેડવા પ્રયત્ન સૂઝે જ નહિ, અને અમુક પ્રયત્નથી અમુકના અમુક કર્મ ટળી જશે, એવું જોયું હોય તો વ્યક્તિ અવશ્ય પ્રયત્ન કરી કર્મ ટાળ્યા સિવાય રહે નહીં. અમુક વ્યક્તિ અમુક પ્રયત્ન કરશે પણ નિષ્ફળતા પ્રાપ્ત થશે તો તે ભાવ પણ તેમ થયા સિવાય રહેતો નથી. તાત્પર્ય કે, ત્રિવિધ તાપ પ્રયત્નથી ટાળ્યાં ટળી શકે છે અને નથી પણ ટળતા. બન્નેમાં જ્ઞાનીઓને યથાર્થ જ જ્ઞાન હોય છે. જ્ઞાનીઓએ શું જોયું છે તે અલ્પજ્ઞાની જીવ જાણી શકતો નથી. પણ અનુમાન

કરી શકે છે કે મારી પ્રવૃત્તિ તથા અપ્રવૃત્તિ, સફળતા અને નિષ્ફળતા વગેરે કાયિક, માનસિક, વાચિક પ્રવૃત્તિઓ જ્ઞાનીઓની જાણ પ્રમાણે જ થાય છે. આટલા ઉલ્લેખથી કંઈક સમાધાન થશે જ કે જ્ઞાનીઓના જાણવા છતાં પુરુષાર્થને અવકાશ તો છે જ. જ્ઞાનીઓનું જ્ઞાન પુરુષાર્થમાં આડું આવી શકતું નથી તેમજ આપણે પણ જાણી શકતા નથી કે, જ્ઞાનીઓએ આપણા માટે જ્ઞાનમાં શું જોયું છે તેથી પણ પુરુષાર્થને અવકાશ છે જ.

બીજી એક બાબત સંસારમાં દૃષ્ટિગોચર થાય છે અને તે એ છે કે, દુઃખને ખસેડવા બાહ્ય પ્રવૃત્તિઓ તથા અભ્યંતર પ્રવૃત્તિ અદરાય છે. તેવી જ રીતે સુખને ખસેડવા અભ્યંતર કે બહારની પ્રવૃત્તિ અદરાતી નથી. દુઃખને ખસેડવા સૌ કોઈ પ્રયત્ન કરે છે, પણ સુખને ખસેડવા કોઈ પણ પ્રયત્ન કરતું નથી. જેમ દુઃખ કર્મ છે તેમ સુખ પણ કર્મ છે, છતાં અનાદિ કાળની વાસનાથી દુઃખ સૌને અપ્રિય લાગે છે અને સુખ પ્રિય લાગે છે. એટલે દુઃખને લક્ષમાં રાખીને દૂર કરવા પ્રયત્ન કરાય છે, છતાં એ જ પ્રયત્નથી સુખ પણ ખસી જાય છે. જે પ્રયત્નથી દુઃખ ખસે છે તે જ પ્રયત્નથી સુખ પણ ખસી શકે છે. અનેક જીવોને દુઃખ આપી સુખી બનવા કરવામાં આવતા પ્રયત્નથી સુખ પણ ખસી જાય છે. અથવા પૌદ્ગલિક સુખની આશાથી કરવામાં આવતા જપતપરૂપ પ્રયત્નથી પુણ્યકર્મ બંધાય છે અને તેથી કરી આત્મિક સાચું સુખ અવરાઇ જાય છે. આ સઘળો ય કર્મનો જ વિલાસ છે.



# પવિત્રાપવિત્રમીમાંસા

( ૬ )

**મા**નવી માત્રને પવિત્ર વસ્તુ ગમે છે. પવિત્ર, શુચ્ચ, ચોખ્ખું વગેરે એક જ અર્થને જણાવવાવાળા પર્યાયવાચક શબ્દો છે. ખોરાક, વસ્ત્ર, પાત્ર, મકાન, દેહ અને છેવટે માણસ પણ પવિત્ર હોય તો તેને બધા ચાહે છે. જ્યાં સુધી પવિત્ર વસ્તુ ન મળે ત્યાં સુધી માનવી ગમે તેટલી વસ્તુ મેળવે, વાપરે છતાં તેને અસંતોષ જ રહે છે. માનવી માને છે કે અપવિત્ર, અશુદ્ધ વસ્તુ મેળવવાથી કે વાપરવાથી ધારેલો લાભ મેળવી શકાતો નથી અને પરિણામે નુકશાન થાય છે, તેથી માનવી નિરંતર શુદ્ધ વસ્તુનો ગવેષક હોય છે છતાં ન મળે તો જીવનના નિર્વાહ માટે અનિચ્છાએ અશુદ્ધ વસ્તુનો આદર કરે છે.

જેવી રીતે માનવ જગત વિલાસ—વૈષયિક વાસનાની તૃપ્તિ માટે શુદ્ધ પૌદ્ગલિક વસ્તુઓનું અભિલાષી હોય છે તેનાથી અત્યલ્પ અંશે પણ વિકાસ માટે પવિત્ર ભાવનાઓનું ચાહનાવાળું હોતું નથી. વિકાસ આત્માને આશ્રયીને હોય છે, અને વિલાસ અનાત્મ-પૌદ્ગલિક દેહ આદિને આશ્રયીને હોય છે, જો કે તાત્ત્વિક પવિત્રતા તો આત્મામાં જ રહેલી છે અને પુદ્ગલસ્વરૂપ જડાત્મક વસ્તુઓમાં હોઈ શકતી નથી. તેથી આત્મા જ પવિત્ર બની શકે છે; છતાં અનાદિથી વિષયાસક્ત જગતે પૌદ્ગલિક વસ્તુઓમાં જ પવિત્રાપવિત્રપણું માન્યું છે, વાસનાધીન માનવી મનગમતી વિષયપોષક અનુકૂળ વસ્તુને પવિત્ર—શુદ્ધ માને છે અને અણગમતી—પ્રતિકૂળ વસ્તુને અપવિત્ર માને છે. અર્થાત્ શુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તથા શબ્દવાળી વસ્તુને પવિત્ર અને અશુભ વર્ણાદિવાળીને અપવિત્ર માને છે અને તે પાંચે ઇંદ્રિયોના વિષય તરીકે ઓળખાય છે. વર્ણ આદિ પૌદ્ગલિક વસ્તુના ધર્મ છે. શુભ વર્ણાદિના પુદ્ગલોની અધિકતાથી વસ્તુ શુદ્ધ—પવિત્ર કહેવાય છે અને અશુભની અધિકતાથી અશુદ્ધ—અપવિત્ર કહેવાય છે. બાકી જડાત્મક વસ્તુઓમાં પવિત્રાપવિત્રપણા જેવું કશું ય હોતું નથી, તો યે સકર્મક જડાધીન આત્મા જડને જ પવિત્રાપવિત્ર માને છે અને પોતાની—આત્માની તાત્ત્વિક પવિત્રતા અજ્ઞાનતાથી વિસરી જઈને તે દેહ તથા વસ્ત્રાદિની પવિત્રતાથી પોતાને પવિત્ર અને તેની અપવિત્રતાથી પોતાને અપવિત્ર માને છે.

જે પૌદ્ગલિક વસ્તુઓમાં પવિત્રાપવિત્રપણું માનવામાં આવે છે તે પુદ્ગલો સચેતન

અને અચેતન એમ બે પ્રકારના હોય છે. સચેતન પુદ્ગલસ્કંધોની રચનાને દેહ–શરીર કહેવામાં આવે છે અને અચેતન એટલે ચેતન રહિત થયેલા દેહસ્વરૂપ પુદ્ગલસ્કંધોને જડ કહેવામાં આવે છે. સંસારવાસી જીવમાત્રને સ્થાવરકાય અને ત્રસકાય એમ બે વિભાગમાં વહેંચી નાંખ્યા છે. તેમાંથી ત્રસકાયના અચેતન દેહ શબ, મડદું અથવા તો કલેવરના નામથી ઓળખાય છે, અને સ્થાવરકાયના નિર્જીવ દેહની જડ સંજ્ઞા છે. એમ તો સચેતન હોય કે અચેતન, દેહ માત્ર જડ કહેવાય છે અને તેને આશ્રયીને જ જડાસક્તિ માનવામાં આવે છે; છતાં જેમ સ્થાવરકાયના બન્ને પ્રકારના દેહ વિષયપોષક હોઇને આસક્તિભાવના સાધક હોય છે તેમ ત્રસકાયના અચેતન દેહ વિષયપોષક હોઇ શકતા નથી તેથી આસક્તિના સાધક નથી, પંચેંદ્રિય ત્રસ મનુષ્ય આદિના દેહ તો આસક્તિભાવને બદલે અનાસક્તિભાવના સાધક બને છે, તેથી જડાસક્તિમાં પ્રધાનતા સ્થાવરકાયના દેહને આપવામાં આવી છે.

જગતમાં જેને દેહ અથવા તો શરીર કહેવામાં આવે છે તે ઇંદ્રિયોની રચનાવિશેષ હોય છે. ઇંદ્રિયોની સંખ્યા પાંચની છે. પાંચે ઇંદ્રિયો જડમાં રહેલા વર્ણાદિ પાંચે ધર્મોનો બોધ કરાવે છે તેથી તે ઇંદ્રિયોના વિષયો કહેવાય છે અને ઇંદ્રિયો વિષયી કહેવાય છે. જે દેહ માત્ર સ્પર્શઇંદ્રિયનો બનેલો હોય છે તેનો અધિષ્ઠાતા જીવ એકેંદ્રિય કહેવાય છે અને તે સ્થાવર-કાયના નામથી ઓળખાય છે; કારણ કે તે જીવોને માત્ર શરીર હોવાથી તેઓ સ્વતઃ હાલી-ચાલી શકતા નથી. તેમનું જીવનમરણ સ્થિર દેહમાં થાય છે. જે દેહમાં સ્પર્શ અને રસન બે ઇંદ્રિયો હોય છે તેવા દેહવાળો જીવ બેઇંદ્રિય; સ્પર્શ, રસન, ઘ્રાણવાળો તેઇંદ્રિય; સ્પર્શ, રસન, ઘ્રાણ, ચક્ષુવાળો ચતુરિંદ્રિય અને સ્પર્શ, રસન, ઘ્રાણ, ચક્ષુ તથા શ્રોત્ર ઇંદ્રિયવાળો જીવ પંચેંદ્રિય કહેવાય છે. બે ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના જીવો સ્વતઃ હાલવાચાલવા-વાળા હોવાથી ત્રસકાય કહેવાય છે. પ્રત્યેક દેહની રચના ભિન્નભિન્ન પ્રકારની હોય છે; કારણ કે તેમના અવયવોનો આકૃતિભેદ હોવાથી શરીરમાં પણ અસદૃશતા હોય છે. માનવ દેહની આકૃતિમાં ભેદ હોતો નથી. એક સરખા અવયવોવાળા હોવાથી એક માનવીને ઓળખવાથી માનવી માત્ર ઓળખી શકાય છે; પણ એક ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના તિર્યંચોમાં સરખી ઇંદ્રિયવાળા એક તિર્યંચનું શરીર જોઇને ઓળખવાથી તેટલી ઇંદ્રિયવાળા બધા જીવોની ઓળખાણ થઇ શકતી નથી; કારણ કે સરખી ઇંદ્રિયવાળા એક જાતિના તિર્યંચોમાં અનેક પ્રકારના દેહની રચના ભિન્ન હોવાથી તેમના નામો પણ જુદાં હોય છે. જેમકે શંખ, જળો, અળશિયા, કરમીઆં આદિ બેઇંદ્રિયવાળા છે, છતાં બધાના દેહની આકૃતિ ભિન્ન હોવાથી એક શંખ માત્રની ઓળખાણ કરવાથી બધી બેઇંદ્રિય જાતિ ઓળખી શકાય નહિં. એ જ રીતે ત્રણ, ચાર અને પાંચ ઇંદ્રિયવાળા તિર્યંચોમાં પણ એક જ જાતિમાં ભિન્ન આકૃતિવાળા દેહ ધારણ કરવાથી આ કઇ જાતિના તથા શું નામવાળા છે તેને અસ્પજ્ઞો જાણી શકે નહિં. મોં, નાક, આંખ તથા કાન આ ચાર ઇંદ્રિયો તો ફક્ત પાંચ ઇંદ્રિયવાળા જીવોના દેહમાં જ હોય છે. બાકીના ચાર, ત્રણ, બે અને એક ઇંદ્રિયવાળા જીવોમાં કાનથી લઇને મોં સુધીમાં એક એક ઇંદ્રિય ઓછી થતી જાય છે, પણ સ્પર્શઇંદ્રિય તો એક ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના જીવોને હોય છે. જેને દેહ અથવા તો શરીર કહેવામાં આવે છે તે મુખ્યત્વે કરીને સ્પર્શ ઇંદ્રિયને આશ્રયીને હોવાથી એકેંદ્રિય જીવોને પણ દેહ હોય છે.

આ પ્રમાણે સંસારવાસી જીવ માત્ર દેહધારી છે છતાં મળ, મૂત્ર, રુધિર, માંસ આદિ સાત ધાતુથી બનેલો માનવદેહ જેટલો અપવિત્ર છે તેટલો તેવાં જ મળ, મૂત્રાદિ સાત ધાતુથી બનેલો પશુપક્ષી આદિ તિર્યંચોનો દેહ અપવિત્ર નથી અને સ્થાવરકાય કે જેને માત્ર સ્પર્શેંદ્રિય હોય છે એવા એકેંદ્રિય પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના દેહ તો અપવિત્ર હોતા જ નથી. એટલું જ નહિં પણ બેઇદ્રિય આદિ ત્રસકાયના જીવોના દેહને પોષનાર તથા તેમને જીવવામાં અદ્વિતીય સાધનભૂત હોઇને તેમના દેહની શુદ્ધિ–પવિત્રતાનું કારણ બને છે. તાત્પર્ય કે, સ્થાવરકાય પૃથ્વી આદિનો દેહ પોતે પવિત્ર છે એટલે બીજાને પવિત્ર બનાવે છે અને ત્રસકાય બેઇદ્રિય આદિનો દેહ પોતે અપવિત્ર હોવાથી પવિત્ર વસ્તુને પણ અપવિત્ર બનાવે છે, માટે જડાત્મક પૌદ્‌ગલિક વસ્તુઓમાં પવિત્રાપવિત્રપણું સચેતન અથવા તો અચેતન શરીરને આશ્રયીને મનાય છે. પૌદ્‌ગલિક વસ્તુઓના સંસર્ગથી પવિત્ર વસ્તુ અપવિત્ર અને અપવિત્ર વસ્તુ પવિત્ર બને છે. માનવી દેહ તથા વસ્ત્ર આદિની શુદ્ધિ–પવિત્રતા માટે માટી તથા પાણીનો ઉપયોગ કરે છે, પાણી આદિનાં સંસર્ગથી દેહ તથા વસ્ત્ર આદિ પવિત્ર બને છે અને મલિન દેહ આદિના સંસર્ગથી પાણી આદિ અપવિત્ર બને છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે માનવ દેહ અત્યંત અપવિત્ર છે. વસ્ત્રાદિ વનસ્પતિકાયનો દેહ છે અને તે પવિત્ર હોવા છતાં પણ માનવીના દેહ તથા તેના મળ આદિ અશુચિના સંસર્ગથી અપવિત્ર બને છે. તેને પાણી સ્વચ્છ, પવિત્ર બનાવે છે. તે ફરીને માનવ દેહના સંસર્ગમાં ન આવે તો અપવિત્ર બની શકતો નથી, કારણ કે સ્થાવરકાય મૂળથી જ પવિત્ર હોય છે. તેથી મૂત્રાદિના સંયોગથી થયેલી અપવિત્રતા દૂર થયા પછી પાછું સંયોગ સિવાય અપવિત્ર બની શકે નહિ, પણ માનવ દેહ કે જે મૂળથી જ અપવિત્ર છે તેને પાણી આદિથી ગમે તેટલો પવિત્ર બનાવવામાં આવે તો ય તે ક્ષણવાર પવિત્ર રહીને પાછો પોતાની અપવિત્ર મૂળ અવસ્થામાં આવી જાય છે. વિષ્ટાથી ભરેલી કપડાની કોથળી પાણીથી ધોવાથી સ્વચ્છ, પવિત્ર બની શકે તો જ માનવદેહ સ્નાન કરવાથી પવિત્ર-સ્વચ્છ થઈ શકે. સ્નાનથી દેહની ક્ષણિક શુદ્ધિ માનવામાં આવી છે તે માત્ર દેહ પર રહેલી મળાદિ અશુચિ પાણીથી ધોવાઇને દૂર થાય છે તેને આશ્રયીને જ છે. બાકી તો દેહમાં રહેલા મળાદિના ઝરવાથી તે પાછો અપવિત્ર બની જાય છે. ફળ, જળ, અન્નાદિ તથા દૂધ, દહિં, મિષ્ટાન્ન આદિ શુદ્ધ વસ્તુઓ માનવી ખોરાક તરીકે વાપરે છે તે જઠરમાં જઇને દેહનો સંસર્ગ થતાંની સાથે જ મળ મૂત્રાદિના રૂપમાં પરિણમી જઇને અપવિત્ર બને છે કે જે મળ મૂત્રાદિના સંસર્ગથી જે પવિત્ર વસ્તુ હોય છે તે પણ અપવિત્ર બની જાય છે. તેને માટી, પાણી, અગ્નિ અને વાયુરૂપ સ્થાવરકાયના દેહથી પવિત્ર બનાવવામાં આવે છે. માનવીના મળ મૂત્રથી અપવિત્ર બનેલી ભૂમિને પવિત્ર બનાવવાને માટે પશુના મળ મૂત્રાદિ વાપરવામાં આવે છે અર્થાત્ ગાય આદિનું મૂત્ર છાંટીને તથા છાણથી લીંપીને જમીનશુદ્ધિ કરવામાં આવે છે. પવિત્ર ધાર્મિક ક્રિયાઓ કે જેમાં માનવીઓને દેહ તથા વસ્ત્રાદિની સંપૂર્ણ શુદ્ધિ જાળવવાની હોય છે તેમાં પણ ગોમૂત્રને પવિત્ર માની વાપરવામાં આવે છે.

ઉપર પ્રમાણે જડાત્મક પૌદ્‌ગલિક પવિત્રાપવિત્રપણાનો વિચાર કરતાં સંસારી જીવ માત્રમાં માનવ દેહ જ સૌથી વધારે અપવિત્ર હોઈ શકે છે. માનવી વ્યવહારમાં બ્રાહ્મણ તથા ચાંડાલ આદિ ઊંચ નીચ જાતિથી ઓળખાતો હોય, સુંદર આકૃતિવાળો, રૂપાળો કે કુરૂપ, કુબડો અને

બેડોળ હોય તો પણ માનવજાતિમાં કોઈ પણ પ્રકારનો ભેદ ન હોવાથી માનવી માત્રનું શરીર એક સરખી રીતે અપવિત્ર હોય છે. બ્રાહ્મણ પવિત્ર અને ચાંડાળ અપવિત્ર એમ કહેનાર વસ્તુ-સ્થિતિથી અણજાણ છે, કારણ કે મળમૂત્રાદિ સાત ધાતુથી બનેલું શરીર કર્મ પરત્વે કલ્પેલી જાતિથી પવિત્ર બની શકતું નથી, પુદ્‌ગલાનંદી જડાસક્ત દેહદૃષ્ટિ માનવી કર્મ પરત્વે કલ્પિત ઊંચ નીચ જાતિને આશ્રયીને જો માનવદેહમાં પવિત્રાપવિત્રપણાનો ભેદ જોતો હોય તો તે ભૂલે છે. સંસારમાં મનુષ્યગતિને આશ્રયીને એક માનવજાતિ જ અનાદિથી નિર્માણ થયેલી છે તેમાં કોઈ પણ કાળે પરિવર્તન થયું નથી તેમ થવાનું પણ નથી અર્થાત્ અનાદિ કાળથી જ માનવદેહ મળમૂત્રાદિ સાત ધાતુથી બનતો આવ્યો છે અને બનશે તેથી માનવ જાતિમાં ફેરફાર થવાનો નથી; પરંતુ કલ્પિત બ્રાહ્મણ આદિ ઊંચ-નીચ જાતિમાં કાળક્રમે કરીને પરિવર્તન થતું આવ્યું છે અને થશે. અત્યારે મનુષ્યની ભિન્નભિન્ન જેટલી જાતિઓ જણાય છે તેનો વિચાર કરીએ તો સંખ્યાતા કાળ પહેલાં જૈન દૃષ્ટિએ બધાના વડવા યુગલિઆ હતા અને તે એક માનવજાતિથી જ ઓળખાતા હતા. ત્યાર પછી કાળક્રમે કરીને એક જ માનવજાતિ કલ્પિત અનેક જાતિઓમાં બદલાતી આવી છે અને બદલાશે. અત્યારે જે આર્ય દેખાય છે, સેંકડો વર્ષ પહેલાં તેમના વડવાઓ અનાર્ય હતા. અને જે અનાર્ય દેખાય છે તેમના વડવાઓ આર્ય હતા. આવી માનવીઓની કલ્પિત તથા અનિયમિત જાતિઓથી માનવદેહમાં પવિત્રાપવિત્ર-પણાની કલ્પના કરવી વ્યર્થ છે, કારણ કે ગમે તે કાળે, ગમે તેવી જાતિમાં માનવદેહ તો અપવિત્ર જ રહેવાનો. પાણી આદિથી જે માનવદેહની પવિત્રતા માનવામાં આવે છે, તે મળ-મૂત્રાદિથી બહારથી ખરડાયલા શરીરને ધોઇ નાંખવાથી દેહમાં મળાદિ રહેવા છતાં પણ ક્ષણિક શુદ્ધિ વ્યવહારથી જ છે અને તે પણ નાક, કાન તથા મોંની અંદરનો ભાગ ધોવાતો નથી માટે તે દેશશુદ્ધિ કહેવાય છે.

પાણી આદિ સ્થાવરકાયની પવિત્રતાની સિદ્ધિમાં એક બીજું પણ કારણ જાણવા મળે છે. પ્રભુપૂજા આદિ પવિત્ર ધાર્મિક કાર્યોમાં પાણી, અગ્નિ, વનસ્પતિ તથા માટી આદિનો ઉપયોગ કરવામાં આવે છે. પુષ્પ, જળ, ચંદન આદિથી પ્રભુની અંગપૂજા કરાય છે. ધૂપ, દીપમાં અગ્નિ વપરાય છે. તાત્પર્ય કે, પ્રભુની અષ્ટપ્રકારી પૂજામાં સચેતન તથા અચેતન સ્થાવરકાયના દેહ વપરાય છે. તેથી થાવરકાયના દેહમાં અપવિત્રતા હોઇ શકતી નથી; તે તો ત્રસકાયના દેહના સંસર્ગ વગર નિરંતર પવિત્ર જ રહી શકે છે.

બહિરાત્મદશા ભોગવતા પુદ્‌ગલાનંદી જીવો ઉપર બતાવ્યા પ્રમાણે જડ વસ્તુઓમાં પવિત્રા-પવિત્રપણું માને છે. તેમાં પણ વ્યવહારથી રૂઢ થયેલી પવિત્રાપવિત્રતાને પ્રધાનતા આપે છે, પણ બુદ્ધિપૂર્વક ઉચિતાનુચિતપણાનો વિચાર કરતા નથી, તેથી વ્યવહારિક પવિત્રાપવિત્રપણાનો પોતે સાચો બોધ કરી શકતા નથી અને વિષયાસક્તિના દબાણથી અપવિત્રને પણ પવિત્ર માની બનાવટી આનંદ તથા સુખમાં મગ્ન રહે છે, ત્યારે અંતરાત્મદશામાં વિચરતા મહાપુરુષો તાત્ત્વિક દૃષ્ટિથી જોનારા હોવાથી આત્માને જ પવિત્ર માની તેને અપવિત્રતાથી બચાવવા માટે જડાત્મક વસ્તુઓના સંસર્ગથી મુક્ત હોય છે, અર્થાત્ અપવિત્ર પૌદ્‌ગલિક વસ્તુઓનો ત્યાગ કરીને વિષય, કષાયથી આત્માને અભડાવી અપવિત્ર બનાવતા નથી અને આત્માની તાત્ત્વિક

પવિત્રતા પ્રગટ કરવા પરસ્વરૂપથી નિવૃત્ત થઈને આત્મસ્વરૂપમાં રમણુતા કરે છે. આત્મા સ્વરૂપથી તો ત્રણે કાળમાં પવિત્ર જ છે; પણ પુદ્‌ગલસ્વરૂપ કર્મના સંસર્ગને લઈને અપવિત્ર મનાય છે. તે તાત્ત્વિક નથી, માત્ર વ્યવહારદષ્ટિથી જ હોઈ શકે છે. પૌદ્‌ગલિક વસ્તુ સ્વરૂપથી જ અપવિત્ર છે; કારણુ કે તે પવિત્રસ્વરૂપ આત્માને પોતાની અપવિત્રતાથી અભડાવીને તેના સ્વરૂપને કલંકિત કરે છે. જો કે જડાત્મક દેહાદિ સ્વરૂપથી અપવિત્ર છે, છતાં વિકાસી આત્માના સંસર્ગથી પવિત્ર મનાય છે. તીર્થંકરો તથા લબ્ધિધારી અન્ય મહાપુરુષોના શરીર તથા તેમના સંસર્ગમાં આવેલી અન્ય જડાત્મક વસ્તુઓ પવિત્ર બનીને માનવીઓને આત્મવિકાસનું સાધન બની શકે છે. તીર્થંકરોના શરીર સામાન્ય માણુસો કરતાં ભિન્ન પ્રકારનાં હોય છે. એટલે કે તેમનું શરીર તો મળમૂત્રાદિ ધાતુથી જ બનેલું હોય છે, પણુ તેમના રુધિર, માંસ ગાયના દૂધ જેવાં ધોળાં હોય છે, શ્વાસોશ્વાસ કમળ જેવો સુગંધી હોય છે અને મળમૂત્રાદિમાં દુર્ગંધ હોતી નથી. લબ્ધિધારી મહાપુરુષોના શરીર પવિત્ર હોય છે, કારણુ કે તેમના કફ, શ્લેષ્મ, મળમૂત્રાદિ દુર્ગંધ વગરના હોઈને માનવીઓના અનેક પ્રકારના રોગોને મટાડનારા બતાવ્યાં છે. આ પ્રમાણે દેહાદિ જડ વસ્તુ અપવિત્ર હોવા છતાં પવિત્ર આત્માના સંસર્ગથી વ્યવહારથી પવિત્ર કહેવાય છે, અને એટલા માટે જ સંયમી, મહાવ્રતધારી મહાપુરુષોને પ્રભુમંદિર જેવા પવિત્ર સ્થળોમાં જવાને માટે અથવા તો ધાર્મિક પવિત્ર ક્રિયાઓ આદરવામાં સ્નાનની કે વસ્ત્રશુદ્ધિરૂપ બાહ્ય શુદ્ધિની આવશ્યકતા હોતી નથી; કારણુ કે મહાવ્રતધારી વિકાસી મહાપુરુષોનો આત્મા કષાય, વિષયથી અભડાયલો હોતો નથી, તેથી એવા મહાપુરુષોના દેહ તથા વસ્ત્ર શુદ્ધ હોય છે. આત્મવિકાસ માટે દેહ તથા વસ્ત્રશુદ્ધિ કરતાં અધ્યવસાયશુદ્ધિની અત્યાવશ્યકતા છે અને તે રાગ દ્વેષની મંદતા સિવાય હોઈ શકે નહિં, જે મંદતા સંયમી મહાપુરુષોમાં સ્વભાવથી જ હોય છે. મલિનારંભી ગૃહસ્થોમા પ્રાયઃ તેનો અભાવ હોવાથી તેમને દેહ તથા વસ્ત્રાદિની શુદ્ધિની ખાસ જરૂર રહે છે, દેહાદિની શુદ્ધિવાળા ગૃહસ્થે પણુ પ્રભુપૂજા આદિ પવિત્ર ધાર્મિક કાર્યોમાં કષાય, વિષયના મલિન અધ્યવસાયથી આત્મા અભડાઈને અપવિત્ર ન બને તેની કાળજી રાખવી જોઈએ, માત્ર દેહાદિની બાહ્ય શુદ્ધિથી આત્મવિકાસ સાધી શકાતો નથી એટલું જ નહિં પણુ પુન્ય કર્મથી પણુ વંચિત રહેવાય છે. માત્ર દેહશુદ્ધિથી આત્મા શુદ્ધ થતો નથી તેમ જ દેહ અભડાવવાથી આત્મા અભડાતો નથી, પણુ કષાય, વિષયથી આત્મા અભડાય છે અને આત્મા અભડાવવાથી માનેલી દેહશુદ્ધિ આત્મશુદ્ધિ માટે નિરર્થક છે, કારણુ કે તેનાથી અધ્યવસાયની શુદ્ધિ થતી નથી.

જે સ્થાવરકાયને પવિત્ર માની માનવી આદિ ત્રસકાયના દેહાદિની પવિત્રતાનું કારણુ માનવામાં આવે છે તે માત્ર વ્યવહારથી હોવાથી અતાત્ત્વિક છે, નહિં તો પૌદ્‌ગલિક વસ્તુ માત્ર અપવિત્ર હોવાથી તેમના દેહ પણુ પવિત્ર હોઈ શકે નહિ, કારણુ કે તે જડસ્વરૂપ કર્મનો વિકાર છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવાથી સમજાય છે કે જે વસ્તુ મૂળથી જ અપવિત્ર હોય તેનું કાર્ય પણુ અપવિત્ર જ હોય છે, પણુ એક પવિત્ર અને બીજું અપવિત્ર એમ ભેદસ્વભાવ સંભવી શકે નહિ. કર્મના વિકારરૂપ માનવી આદિ ત્રસકાયના દેહ અપવિત્ર અને પૃથ્વી આદિ થાવરકાયના દેહ પવિત્ર એમ એક જ કારણુના ભિન્ન ભિન્ન બે કાર્ય હોઈ શકે નહિં. કારણુનું ફળ કાર્ય થાય છે. ઉપાદાન કારણુના સ્વભાવથી પણુ ભિન્ન

સ્વભાવવાળું કાર્ય થાય નહિં. માટીનો ઘડો બની શકે પણ વસ્ત્ર બને નહિં અને કપાસ રૂનું વસ્ત્ર બને પણ ઘડો બને નહિ; અર્થાત્ પાણી આદિ ધારણ કરવાનો તથા રસોઈ બનાવી આપવાનો સ્વભાવ માટીના વાસણનો હોય છે અને શરીર ઢાંકવાનો તથા શરદી આદિથી બચાવવાનો કે કોઈ પણ વસ્તુનું પોટલું બાંધવાનો સ્વભાવ વસ્ત્રનો હોય છે. આ પ્રમાણે ભિન્ન સ્વભાવવાળા કારણ હોવાથી કાર્ય પણ ભિન્ન સ્વભાવવાળા છે, પણ એક જ સ્વભાવવાળા કારણથી ભિન્ન સ્વભાવવાળાને કાર્ય હોઈ શકતા નથી માટે આત્મા મૂળથી જ પવિત્ર સ્વભાવવાળો છે તેથી તેનું કાર્ય માત્ર પવિત્ર જ હોઈ શકે છે અને પુદ્ગલ સ્વભાવથી જ અપવિત્ર છે માટે તેનું કાર્ય પણ અપવિત્ર જ હોય છે. માત્ર વ્યવહારથી જ પવિત્ર આત્મામાં અપવિત્રપણું અને અપવિત્ર પુદ્ગળસ્કંધોમાં પવિત્રપણું માનવામાં આવે છે એટલા માટે જ સંસારની દૃષ્ટિથી વ્યવહારને પણ પ્રધાનતા આપવામાં આવી છે.

તાત્ત્વિક નિશ્ચય દૃષ્ટિથી આત્મા પવિત્ર હોવાથી કર્મસંયોગને લઇને વ્યવહારથી અપવિત્ર હોવા છતાં પણ તે પવિત્ર બની શકે છે; કારણ કે જે પવિત્ર સ્વરૂપ હોય છે તે જ પવિત્ર બની શકે છે, પણ સ્વરૂપથી જે અપવિત્ર હોય તે પવિત્ર બની શકતું નથી, તેથી આત્મામાં પવિત્રતા આવતી નથી પણ તપ, સંયમ દ્વારા રાગાદિ મળ દૂર થવાથી થતી પવિત્રતા પ્રકટ થાય છે. જ્યાં સુધી આત્મા ઉપરનો રાગાદિ મળ ધોવામાં નહિ આવે ત્યાં સુધી શરીરનો મેલ પાણીથી ગમે તેટલો ધોવામાં આવે તેથી આત્માની પવિત્રતા પ્રકટ થાય નહિં; જેમકે મૂળથી જ શ્વેત કપડા ઉપર ચીકાસ લાગવાથી રજ ચોંટીને મેલું થાય છે, તેને પાણીથી ગમે તેટલું ધોવામાં આવે તો ય તે ધોળું બની શકતું નથી; કારણ કે શ્વેત કપડામાંના તાંતણામાં વળગેલી ચીકાસ જ્યાં સુધી શિથિલ થાય નહિ ત્યાં સુધી માત્ર પાણીથી ધોવાથી ચોંટેલી રજ મૂળથી છૂટી પડતી નથી; કારણ કે રજનો સંબંધ ચીકાસની સાથે છે પણ કપડાંની સાથે નથી; એટલે રજ દૂર કરવા માટે પ્રથમ ચીકાસ કાઢવાની જરૂર છે, તે સિવાય તો કપડું ઊજળું બની શકે નહિ. ધોબી લોકો કપડું ઊજળું બનાવવા પ્રથમ ચીકાસ કાઢવા માટે ભઠ્ઠી કરીને કપડાંમાં રહેલી ચીકાસને શિથિલ બનાવે છે. પછી નદી આદિના અહોળા પાણીમાં કપડાંને ધોઇને ઊજળું બનાવે છે તેવી જ રીતે આત્મપ્રદેશોમાં રહેલી રાગ દ્વેષની ચીકાસની શિથિલતારૂપ સમ્યક્ત્વ (સમ્યગ્જ્ઞાનાદિ) પ્રાપ્ત કર્યા વગર કર્મ-રજ કાઢવાને કરવામાં આવતી બાહ્ય શુદ્ધિ અથવા તો જપ, તપ આદિ બાહ્ય ક્રિયાઓની કર્મ-રજ દૂર થઇને આત્મા વિકાસી, પવિત્ર બની શકતો નથી, પણ આવી પ્રવૃત્તિઓથી તો પુન્ય કર્મસ્વરૂપ રજનો સંગ્રહ કરી શકે છે જેથી આત્મસ્વરૂપ ઢાંકવાથી પવિત્રતા પ્રકટ થવાને બદલે ઢંકાઈ જાય છે. કર્મ શુભ હોય કે અશુભ, પણ તે પુદ્ગલસ્વરૂપ હોવાથી આત્મશુદ્ધિને મલિન બનાવે છે, કારણ કે તે પવિત્ર આત્મધર્મથી ભિન્ન ધર્મવાળા હોવાથી વિજાતીય છે, માટે આત્માની પવિત્રતાના બાધક છે. તેથી જન્મ મરણની વૃદ્ધિ થાય છે. એટલે આત્મા શાશ્વત જીવન મેળવી પરમપવિત્ર સિદ્ધાત્માની પંક્તિમાં ભળી શકતો નથી, માટે ધાર્મિક પ્રવૃત્તિ-ઓમાં દેહ તથા વસ્ત્રાદિની માત્ર બાહ્ય શુદ્ધિ કરવા કરતાં રાગ દ્વેષનો મળ આત્મા ઉપરથી કાઢવા માટે સમ્યગ્જ્ઞાનરૂપ પાણી વાપરીને અધ્યવસાય શુદ્ધ કરવાની આવશ્યકતા છે. પૂજા આદિ ધાર્મિક

પ્રવૃત્તિઓમાં રાગ દ્વેષજન્ય મલિન અધ્યવસાયથી આત્મા અભડાય નહિં તેની પૂરતી કાળજી રાખવી જોઇએ કે જેથી આત્મ-પવિત્રતા પ્રગટ થવામાં કાંઈ પણ બાધ આવી શકે જ નહિ.

ઉપર પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં સંસારમાં આત્મા સિવાય વસ્તુ માત્ર અપવિત્ર છે. જે અપવિત્ર હોય છતાં પવિત્ર કહેવાય છે તે પ્રકટ પવિત્ર સ્વરૂપવાળા આત્માના સંસર્ગનો જ પ્રભાવ છે; બાકી તો જે સ્વરૂપથી પવિત્ર છે તે વિજાતીયના સંસર્ગને લઇને અપવિત્ર કહેવાય પણ તેનું પવિત્ર સ્વરૂપ નષ્ટ ન થવાથી પરિણામે તેની પવિત્રતા પ્રગટ થાય જ છે અને જે જડાત્મક વસ્તુ સ્વરૂપથી જ અપવિત્ર છે તેનું પરિણામે અપવિત્રપણું પ્રકટ થયા વગર રહેતું નથી; માટે વિભાવસ્વરૂપ માનવ દેહધારી આત્માએ પોતાની સાચી પવિત્રતા પ્રકટ કરવા માટે રાગદ્વેષનો મેલ ધોઈ નાંખવા અધ્યવસાય પવિત્ર રાખવાની આવશ્યકતા છે.



# તાત્ત્વિક વિચારણા

(૭)

**પરમજ્ઞાની** પરમપુરુષોના જ્ઞાનમાં આખા ય સંસારના જડચૈતન્યની અનાદિઅનંત, સાદિઅનંત, સાદિસાંત અને અનાદિસાંત ફરસનાઓ સ્વચ્છ પ્રકાશી રહી છે. પુદ્‌ગલ સ્કંધોના બનેલા આ દેહની પ્રત્યેક ક્ષણની ફરસનાઓ સમાપ્ત થશે એટલે ચૈતન્ય દેહથી તત્કાળ છૂટો પડી જશે અને દેહનો વિલય થઈ જશે. જડ તથા ચૈતન્યની જે સમયે, જે સ્વરૂપે, જે ક્ષેત્રની સ્પર્શના થાય છે તે જ ક્ષેત્રની તે જ સ્વરૂપે ફરીને સ્પર્શના થઈ શકતી નથી. અનાદિ કાળથી સ્વતઃ ઘડાયેલો આ નિયમ સંસારને બહુ સારી રીતે વ્યવસ્થિત કરે છે. આ નિયમથી જ આખા ય સંસારનું અસ્તિત્વ જળવાઇ રહ્યું છે. સંસારની બધી ય વિશિષ્ટતા આ નિયમને અનુસરીને જ છે. સંસારી જીવોના અવાસ્તવિક સુખ અને આનંદનો આધાર પણ આ નિયમ ઉપર જ છે.

જગત ક્ષણવિનશ્વર છે, માટે સંસારી જીવોને સંસારમાં નવીનતાનો ભાસ થવાથી સુખ તથા આનંદ અનુભવાય છે. જો જે સ્વરૂપે થયેલી ફરસના પાછી તે જ રૂપે થાય તો મરી ગયેલા પાછા જીવતા થાય, અને મુક્ત થયેલાઓને સંસારમાં જન્મ ધારણ કરીને પાછું રઝળવું પડે. ક્ષણિક જગત અક્ષણિક થઈ જાય.

જે જન્મે છે તે જ મરતો નથી. મરનાર બીજો છે. જે માંદો પડ્યો હોય તે સાજો થતો નથી, માંદો પડનાર જુદો હતો અને સાજો થનાર જુદો જ છે. જે શ્રીમંત હતો તે ગરીબ થયો નથી અને જે ગરીબ હતો તે શ્રીમંત થયો નથી. જો કે આ ક્ષણિકતા બૌદ્ધોનું બળ વધારનારી છે છતાં તે સર્વવ્યાપી છે; આ ક્ષણિકતા સર્વ પદાર્થોને માન્ય રાખવી પડે છે અને જો માન્ય ન રાખે તો પદાર્થો પોતાનું સ્વરૂપ ખોઈ બેસે છે.

આત્મા એક જ વસ્તુને જાણે પણ અનંતી વસ્તુઓને ન જાણી શકે. અનેક રૂપે રહેલું જગત એક જ રૂપે દેખાય; માટે જ દરેક વસ્તુમાં ક્ષણિકતા તો રહેલી જ છે. આધાર તે વસ્તુ-દ્રવ્ય અને આધેય તે ક્ષણિકના પર્યાય. જે પર્યાય વ્યતીત થયો તે જ પર્યાય પાછો આવતો નથી અને પર્યાયને આશ્રયીને વસ્તુ ભિન્ન ભિન્ન અનેક રૂપે રહેવાની જ, માટે પર્યાયો તરફ લક્ષ ન આપતાં દ્રવ્ય તરફ લક્ષ્ય આપવું. પર્યાયોને ગ્રહણ ન કરતાં દ્રવ્યની શુદ્ધ દશા વિચારી તેને જ અગ્રસ્થાન આપવું. પર્યાયોના પ્રપંચમાં ન મૂંઝાવું તે જ જ્ઞાની પુરુષોનું ભૂષણ છે અને વિકાસની શરૂઆત છે.

પર્યાયો માત્ર વ્યવહારમાં વર્તવાને જ ઉપયોગી છે પણ દ્રવ્ય તો ખાસ સ્વરૂપ જ છે અને ત્રણે કાળમાં એકરૂપે રહેતું હોવાથી શુદ્ધ સ્વરૂપ છે;. માટે જ દ્રવ્યમાં અડોળવૃત્તિ છે અને પર્યાયોમાં ડોળવૃત્તિ છે. દ્રવ્ય એક છે, પર્યાય અનેક છે. પર્યાયદૃષ્ટિમાં ડહોળાણુ થવાથી મલિનતા રહેવાની જ અને દ્રવ્યદૃષ્ટિમાં હલચલ ન હોવાથી સ્વચ્છતા રહેવાની જ. અનેક રૂપને ધારણ કરનાર બહુરૂપી ગમે તેટલાં રૂપ બનાવી વ્યવહારમાં વર્તે છતાં નિશ્ચયથી પોતાને સારી રીતે જાણે છે કે હું તો પ્રાણુશંકર નામનો તરગાળો છું. તેવી જ રીતે તમે ચારે ગતિમાં ગમે તેટલાં રૂપ ધારણ કરી સંસારની વ્યવહારરાશિમાં ઓળખાઓ પણ તમારે તો નિશ્ચયથી પોતાને શુદ્ધ દર્શન, જ્ઞાન, ચારિત્રમય સદ્ચિદાનંદસ્વરૂપથી જ ઓળખાવું જોઈએ. પર્યાયદૃષ્ટિ વિરક્ત-ભાવ ઉત્પન્ન કરવાને ઉપયોગી છે. દ્રવ્યદૃષ્ટિ (સ્વસ્વરૂપમાં) સ્થિર કરવાને અદ્વિતીય કારણ છે. બાકી તો પર્યાયદૃષ્ટિપણું સર્વથા ત્યાજ્ય છે કારણ કે પર્યાય તે વિકૃતિ છે અને દ્રવ્ય તે પ્રકૃતિ છે. આ સ્થળે આટલી વાત ખાસ જાણવાં જેવી છે. આત્મદ્રવ્યમાં પુદ્ગલદ્રવ્યનો સંયોગ હોવાથી આત્માના સ્વભાવપર્યાય અને વિભાવપર્યાય એમ બે પ્રકારના પર્યાય આત્મામાં રહેલા છે. કર્મ-દ્રવ્યના પર્યાય તે વિભાવપર્યાય, અને આત્મદ્રવ્યના પર્યાય તે સ્વભાવપર્યાય. કર્મનો વિયોગ થયા પછી આત્મામાં વિભાવપર્યાય રહેતા નથી અને તેથી કંઈ આત્માનું બગડતું નથી પણ આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે. આત્માના અસ્તિત્વનું સૂચક કેવળ સ્વભાવપર્યાય જ રહી જાય છે. આ સ્વભાવપર્યાયોનો દ્રવ્યથી વિયોગ થઇ શકતો નથી અને તે પ્રકૃતિસ્વરૂપ કહેવાય છે અને પરપર્યાય તે વિકૃતિસ્વરૂપ છે. આત્મામાં રહેલા સ્વભાવ અને વિભાવસ્વરૂપ પર્યાયો ભિન્ન ભિન્ન રહીને પોતાનું કાર્ય કર્યે જાય છે. અનંતાનંત વિભાવપર્યાયો આત્માના સ્વભાવ-પર્યાયમા લેશ માત્ર પણ પરિવર્તન કરી શકતા નથી અર્થાત્ પોતાના સ્વરૂપમાં જરા પણ ભેળવી શકતા નથી. પર્યાયથી દ્રવ્ય જુદું નથી અને દ્રવ્યથી પર્યાય જુદા નથી. આ નિયમ સ્વભાવપર્યાયને લાગુ પડી શકે છે, પણ વિભાવપર્યાયને લાગુ પડી શકતો નથી અને જો વિભાવપર્યાયનો આત્મદ્રવ્યથી વિયોગ ન થાય તો આત્માની શુદ્ધિ કોઈ પણ કાળે થઈ શકે જ નહિ, માટે જ સ્વપર્યાયથી દ્રવ્ય જુદું નથી પણ પરપયાયથી તો જુદું જ છે. ઘટના પર્યાયથી પટ ભિન્ન અને પટના પર્યાયથી ઘટ ભિન્ન; જડના પર્યાયથી ચૈતન્ય ભિન્ન અને ચૈતન્યના પર્યાયથી જડ ભિન્ન છે.

પ્રથમ તો આપણે આત્માના વિભાવપર્યાય કે જે કર્મના વિકારસ્વરૂપ છે તેનો વિચાર ન કરતાં ચૈતન્યથી ભિન્ન જડ–પુદ્ગલદ્રવ્યના પર્યાયો જે અનેક રૂપે દૃષ્ટિગોચર થઇ રહ્યા છે અને પાંચ ઇંદ્રિયોના વિષયસ્વરૂપ છે તેનો વિચાર કરવાની અત્યંત આવશ્યકતા છે.

આત્માને સ્વચ્છ બનાવી સદાશિવ મેળવવા ઇચ્છનારે રાગદ્વેષરૂપી વિભાવપર્યાયની મલિનતા સ્વભાવપર્યાયમાંથી કાઢી નાખવાની જરૂરત છે. આ મલિનતાના ઉત્પાદક અને તેને પુષ્ટ બનાવનાર પાંચે ઇંદ્રિયોના વિષયસ્વરૂપ જડના પર્યાયો છે. જ્યાં સુધી જડના પર્યાયોમાં આત્મા વિભાવપર્યાયથી ભળે છે અર્થાત્ જડ અને જડના વિકારો કે જે પાંચે ઇંદ્રિયોના વિષયો છે તેમાં આત્મા રાગદ્વેષની પરિણુતિ રાખે છે. તે રાગદ્વેષની મલિનતા દૂર કરી શકતો નથી પણ સ્વભાવપર્યાયને વધારે મલિન બનાવે છે અને જે પૌદ્ગલિક વસ્તુઓમાં રાગદ્વેષ કરતો

નથી. અર્થાત્ કેવળ સ્વભાવપર્યાયથી જ પરપર્યાયોમાં ભળે છે તે સ્વભાવપર્યાયને સ્વચ્છ બનાવી વિભાવપર્યાયથી મુક્ત થઇ શકે છે અને આને જ–વિશુદ્ધ સ્વભાવપર્યાયને જ મુક્તિ કહેવામાં આવે છે.

સંસારમાં આત્માથી ભિન્ન સઘળા ય દ્રવ્ય અને સઘળા ય પર્યાયોની સાથે આત્માનો જ્ઞાયકતાપણાનો સંબંધ છે પણ ભોક્તાપણાનો નથી. આત્માનું ભોક્તાપણું સ્વગુણપર્યાયમાં છે, પણ પરગુણપર્યાયમાં નથી. આત્માની અપેક્ષાએ જ્ઞાન ગુણ છે અને જ્ઞેયની અપેક્ષાએ જ્ઞાન પર્યાય છે કે જેને આત્માના સ્વભાવપર્યાય કહેવામાં આવે છે.

દ્રવ્ય માત્ર પોતપોતાના ગુણપર્યાયના ભોક્તા હોય છે. એક દ્રવ્ય પોતાનાથી ભિન્ન બીજા દ્રવ્યના ગુણપર્યાયનો ભોક્તા બની શકે નહિ. આત્મદ્રવ્યમાં સ્વ-પર-ગુણ-પર્યાયનું જ્ઞાતાપણું છે અને સ્વગુણ–પર્યાયનું ભોક્તાપણું પણ છે. આત્મદ્રવ્યથી ભિન્ન દ્રવ્યમાં જ્ઞાતાપણું નથી પણ સ્વગુણપર્યાયનું ભોક્તાપણું જ છે. જો જડ દ્રવ્યમાં પોતાનાથી ભિન્ન આત્મદ્રવ્યના ગુણપર્યાયનું ભોક્તાપણું હોય તો જડ ચૈતન્ય થઇ જાય અને ચૈતન્યમાં જડના ગુણપર્યાયનું ભોક્તાપણું હોય તો ચૈતન્ય જડ થઈ જાય. આત્માને માટે જે કહેવામાં આવે છે કે કર્મના ભેદોનો કર્તા, કર્મનો ભોક્તા, સંસારમાં ભ્રમણ કરનારો અને સંસારથી છૂટી જનારો તે આત્મા છે. આ લક્ષણ કર્મદ્રવ્યના પર્યાયને આશ્રયીને છે કે જે પરપર્યાય છે અને આત્માની સાથે સંયોગ-સંબંધથી રહેલા છે, પણ આત્માના સ્વગુણપર્યાય કે જે સ્વભાવપર્યાય છે તેને આશ્રયીને નથી.

સર્વજ્ઞદેવની દૃષ્ટિમાં દરેક વસ્તુ અનેકાંતપણે દેખાઇ છે, એટલે દરેક વસ્તુને અનેક દૃષ્ટિથી તપાસીએ તો જ વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે અર્થાત્ વસ્તુ પૂર્ણપણે જણાય છે, નહિ તો અપૂર્ણ જ રહી જાય છે; માટે એક અપેક્ષાએ તપાસીએ તો આત્મા આખા ય સંસારનો જ્ઞાતા, કર્ત્તા અને ભોક્તા બની શકે છે.

જાણવું, કરવું અને ભોગવવું આ ત્રણેના સ્વરૂપથી અણજાણ આત્મા મોહના દબાણથી ઘણો જ મૂંઝાયા કરે છે.

ખરી રીતે જોતાં તો જ્ઞાન અને ક્રિયા–જાણવું અને કરવું–આ બે જ ભાવો છે. ભોગ જેવી કોઈ વસ્તુ નથી. ભોગનો જ્ઞાન–ક્રિયામાં સમાવેશ થઇ જાય છે. સંસારમાં જે ભોગો કહેવાય છે તે આત્માના વિભાવપર્યાયોનું પુદ્ગલદ્રવ્યની સાથે તથા પુદ્ગલદ્રવ્યના ગુણપર્યાયની સાથે સંયોગવિયોગરૂપ ક્રિયાનું અંગ છે અને તેમાં જે આત્માને આનંદ તથા ખુશીનો અનુભવ થાય છે તે એક પ્રકારનું અજ્ઞાન છે. અજ્ઞાન પણ એક પ્રકારનું જ્ઞાન છે, અને તે આત્માનો ગુણ છે–પર્યાય છે; છતાં તેને અજ્ઞાન એટલા માટે કહ્યું છે કે વિભાવપર્યાયની છાયા પડવાથી તે મલિન થયેલું છે. સ્ફટિકમાં કાળા વસ્ત્રની છાયા પડવાથી સ્ફટિક કાળું કહેવાય છે તેમ વિભાવપર્યાયની છાયા પડવાથી જ્ઞાન અજ્ઞાન કહેવાય છે, બાકી તો અજ્ઞાન કોઈ પણ દ્રવ્યનો ગુણધર્મ ન હોવાથી તાત્ત્વિક વસ્તુ નથી. જ્યારે અજ્ઞાન અતાત્ત્વિક છે, તો પછી ભોગો કે જે અજ્ઞાનની છાયા છે તે તાત્ત્વિક કેવી રીતે હોઈ શકે?

આત્મદ્રવ્યની સાથે સંયોગસંબંધથી રહેલા પુદ્ગલદ્રવ્યનો આત્મદ્રવ્યથી ભિન્ન-અલગ રહેલા પુદ્ગલદ્રવ્યની સાથે સંયોગસંબંધ થવો તે ભોગોપભોગ અને તેની અજ્ઞાનતાથી આત્મા પોતે માની લે કે હું આ વસ્તુઓનો ભોક્તા છું, આ ભોગોથી હું સુખી છું, મને બહુ જ સુખ ઉપજે છે, શાતા થાય છે. આવી માન્યતાથી તેની સાથે સંયોગ-સંબંધથી રહેલા કર્મ દ્રવ્યને પુષ્ટિ મળે છે અને પોતાના સ્વભાવપર્યાય વધુ મલિન બનતા જાય છે. આત્માનું સ્વગુણપર્યાયનું ભોક્તાપણું તાદાત્મ્ય છે-તત્સ્વરૂપસંબંધથી રહેલું છે. સઘળા દ્રવ્યમાં પોત-પોતાના ગુણપર્યાયનું ભોક્તાપણું તાદાત્મ્ય સંબંધથી જ હોય છે, માટે જે દ્રવ્યના ગુણપર્યાય સાથે અથવા તો તે દ્રવ્ય સાથે સંયોગસંબંધ છે તે તેનો ભોક્તા બની શકે નહિ અર્થાત્ દ્રવ્યના સંયોગ-સંબંધોમાં તેનું ભોક્તાપણું છે જ નહિ; માટે આત્મા પુદ્ગલદ્રવ્યોનો કે તેના ગુણના પર્યાયોનો ભોક્તા બની શકતો જ નથી અને એ હેતુથી જ પુદ્ગલદ્રવ્યના ભોગ માટે વલખાં મારવાં વ્યર્થ છે.



# ત ત્વા વ બો ધ

[ ૮ ]

**માનવી** સાચું સમજે તો માનવ જીવન એટલે પ્રભુ જીવન છે, પણ વાંચનાર વિચારનાર ભૂલા પડીને ભટકે તો પછી અણજાણનું તો કહેવું શું ? જો માનવ જીવન પ્રભુ જીવન ન હોય તો પછી માનવી જ પ્રભુ બની શકે છે એવો નિયમ છે તે ખોટો ઠરે. બધા દર્શનવાળા, તેમાં પણ ખાસ કરીને તો જૈન દર્શનવાળા માને છે કે દેવતા, નારકી, તિર્યંચ પ્રભુ બની શકતા નથી. ફક્ત માનવી જ પ્રભુ બને છે. જ્યારે માનવ જીવનની ઓથમાં પ્રભુ જીવન છે તો પછી પોતાને વિદ્વાન, જ્ઞાની, બુદ્ધિશાળી માનનાર પ્રભુ જીવનમાં ન જીવતાં તુચ્છ-પાશવી જીવનમાં જીવી રહ્યા છે તે જ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કહેવાતો વિદ્વાન જડાશ્રયી બનીને પોતે પ્રભુ તથા પ્રભાવશાળી બનવું પસંદ કરે છે; પણ તે ભૂલે છે. જડાશ્રય છોડયા વગર પ્રભુ જીવનમાં જીવાય નહિ, અને સાચા પ્રભાવશાળી બનાય નહિં. પ્રભુ જીવનમાં જીવનારનો પ્રભાવ અનેક માનવીને પ્રભુ જીવનમાં જીવતાં શીખવે છે, અને જે અનેક જીવોને પ્રભુ જીવનમાં જીવતાં શીખવે છે તે જ પ્રભુ જીવનમાં જીવતો હોવાથી સાચો પ્રભાવશાળી કહી શકાય છે. બાકી તો તુચ્છ જીવનમાં જીવનારા જડાસક્ત જીવો પૌદ્‌ગલિક સુખના સાધન મેળવી આપવામાં નિમિત્તભૂત બનવાથી તેમને પ્રભાવશાળી માનીને પુદ્‌ગલાનંદી જીવો આદરસત્કાર તથા પ્રશંસા કરે છે, કે જેને મેળવીને પોતાને મહાન પ્રભાવશાળી સમજીને મિથ્યાભિમાનના આવેશમાં બીજાને તુચ્છ સમજીને સ્વોત્કર્ષ તથા પરાપકર્ષના વ્યાધિથી પીડાય છે. તે પ્રભુ જીવનમાં જીવવું તો દૂર રહ્યું, માનવ જીવનમાં પણ તેઓ જીવી જાણતા નથી, માટે સાચી વાત એમ છે કે જે પ્રભુ જીવનમાં જીવે છે તે જ તાત્ત્વિક દૃષ્ટિથી માનવ જીવનમાં જીવે છે. બાકી તો જીવ માત્ર જડાસક્તિને લઈને માનવ જીવનમાં જીવવાના અધિકારી નથી છતાં લૌકિક દૃષ્ટિથી માનવજીવી કહેવાય છે.

વર્તમાન કાળમાં સાચું જીવતાં શીખવનાર શાસ્ત્ર છે કે જે સંપૂર્ણપણે પ્રભુ જીવન પ્રગટ કરીને સ્વાનુભવસિદ્ધ વસ્તુને પ્રતિપાદન કરનારાં વચન છે, તે બુદ્ધિશાળીને ઉપયોગી હોઈ શકે છે. એટલે કે ભાષા ભણેલાઓને નહિ પણ તેમને માથે કોઈ પણ પ્રકારની ફરજ હોતી નથી, પણ ભાવના અભ્યાસી જ્ઞાની પુરુષોને માટે જ ઉપયોગી છે. કેવળ ભાષા ભણીને જડાસક્તિમાં મગ્ન રહેનાર બુદ્ધિશાળી કહી શકાય નહિ, પણ જેની અંદર અનાસક્તિભાવ પ્રકટ્યો હોય તે જ બુદ્ધિશાળી-જ્ઞાની કહી શકાય છે. અને તેને માટે જ શાસ્ત્રો ઉપયોગી થઈ શકે છે અર્થાત્

એવા જ્ઞાની પુરુષોને જ પ્રભુ જીવનમાં જીવતાં શીખવે છે. બાકી જીવોને તો શાસ્ત્રો ક્ષુદ્ર વાસના પોષવાના ઉપયોગમાં વપરાતાં હોવાથી શસ્ત્ર તરીકે જ કહી શકાય છે, કારણ કે ભાષાશાસ્ત્રી-પુદ્ગલાનંદી શાસ્ત્રો દ્વારા અજ્ઞાની જનતા પાસેથી પૌદ્ગલિક સુખનાં સાધન મેળવીને પોતાના જ આત્માનો ઘાત કરે છે, જેથી એવા જીવોને શાસ્ત્ર શસ્ત્ર તરીકેનું કામ સાધી આપે છે. તાત્પર્ય કે માનવ જીવનમાં જીવનારે પોતાનું જીવન પ્રભુમય બનાવવાની આવશ્યકતા છે, કારણ કે માનવ જીવન પ્રભુ જીવનમાં ફેરવાઈ જાય. પ્રભુ જીવનમાં કેવી રીતે જીવી શકાય છે તે પ્રભુ જીવનમાં જીવી જાણનાર મહાપુરુષોના વચનરૂપ શાસ્ત્રોથી સાચી રીતે જાણી શકાય છે, કારણ કે વીતરાગ પ્રભુનું સ્વરૂપ સાચી રીતે શાસ્ત્રોમાં વર્ણવેલું છે તે પ્રમાણે જ્યાં સુધી જીવન અમુક અંશે પણ ન બને ત્યાં સુધી ઓઘદૃષ્ટિથી કરવામાં આવતી પ્રવૃત્તિ માત્રને ધર્મ કહેવો કે કેમ તે એક બહુ વિચારવા જેવી વાત છે. પ્રભુ જીવનમાં અમુક અંશે પણ જીવ્યા વગર માત્ર પ્રવૃત્તિ, ધર્મ કહી શકાય નહિ.

● ●

આપણે અલ્પજ્ઞ રહ્યા એટલે કાંઈ પણ ન જાણી શકીએ. આપણે બનાવી રાખેલી આપણી જીવનવ્યવસ્થા કાંઇ પણ કામ આવી શકે નહિ. આપણી જીવનવ્યવસ્થા તો સાચી રીતે સર્વજ્ઞ દેવ જ જાણી શકે છે, કારણ કે આપણે ધારીએ છીએ કાંઈ અને બને છે કાંઇ બીજું જ. આપણે જ્ઞાન ચક્ષુ વગરના છીએ. એટલે સર્વજ્ઞ દેવના જ્ઞાનના આધારે વિચરવાનું રહ્યું. જ્ઞાન જ્યાં દોરીને લઇ જાય ત્યાં જવાનું રહ્યું. જો સર્વજ્ઞ દેવના જ્ઞાનનો આધાર છોડી દઇને અલ્પજ્ઞોના મિથ્યાજ્ઞાનને અનુસરવામાં આવે તો અવશ્ય આપણા માટે મોટી અથડામણ ઊભી થાય. અને ઉન્માર્ગે પડી જવાય કે જ્યાં કષાય તથા વિષયરૂપ ચોરટાઓ આપણી સમ્યગ્જ્ઞાન, દર્શન, જીવન, સુખ તથા આનંદસ્વરૂપ સાચી લક્ષ્મી લૂંટી લઈ આપણને કંગાલ કરી નાખે છે અને પછી જડ તથા જડના વિકારો પાસેથી આપણે હંમેશના માટે ભિખ માગીને નિર્વાહ કરવો પડે છે. જ્યાં સુધી આપણે જડની પાસે ભિખ માંગીશું ત્યાં સુધી જડની ગુલામીમાંથી છૂટી શકીશું નહિ. જડના ગુલામોને જન્મ, જરા, મરણ, રોગ, શોક આદિ અવશ્ય ભોગવવાં જ પડે છે, કારણ કે જ્યાં સુધી આપણને સ્તુતિ સાંભળી હર્ષ થાય છે અને નિંદા સાંભળી દિલગીરી થાય છે. વંદન, પૂજન, આદરસત્કાર જોઇને ખુશી ઉત્પન્ન થાય છે અને અપમાન, અનાદર તથા તિરસ્કાર જોઇને ઉદ્વેગ થાય છે, તેમ જ અનુકૂળ રસ, સ્પર્શ, શબ્દ, ગંધથી ચિત્ત પ્રસન્ન થાય છે અને પ્રતિકૂળથી અણગમો થાય છે ત્યાં સુધી આપણે જડના દાસ છીએ. અને જડના દાસ આત્મવિકાસરૂપ સુખને મેળવી શકે નહિં, કારણ કે જડનું દાસપણું તે સાચી પરાધીનતા છે, અને પરાધીન આત્મા કોઈ કાળે પણ સુખ મેળવી શકતો નથી.

● ●

સંસારમાં માનવીઓ બે પ્રકારના સંબંધોથી જોડાય છે. એક તો પૂર્વ પરિચય અને બીજો પશ્ચાત્ પરિચય. પૂર્વ પરિચય એટલે જ્યાં જીવ જન્મ લઇને માતા, પિતા, ભાઇ, ભગિની આદિના સંબંધોથી જોડાય છે અર્થાત્ માતા પિતા આદિ પૂર્વ પરિચિત કહેવાય છે. તે સિવાયના બીજા અનેક પ્રકારના સંબંધોથી માનવી જોડાય છે તે બધા પશ્ચાત્ પરિચય કહેવાય છે. જીવ માત્ર સ્વતંત્રપણે અવતરે છે. નવ મહિના ઉદરમાં રાખી, જન્મ્યા પછી ઘણા

દુઃખો સહીને ઉછેરનાર માતા તથા અનેક કષ્ટ સહીને અને ભૂખ, તરસ, ટાઢ, તડકો વેઠીને ઉછેરવામાં કાળજી તથા મમતાપૂર્વક સહાય કરનાર પિતા આ બન્ને જણાનો સંસારમાં માનવ જીવનમાં અવતરનાર આત્મા ઉપર હક્ક હોય છે. અને સ્વતંત્રપણે અવતરનાર આત્માને એમના આધીનમાં રહી એમની આજ્ઞા માનવી તે તેની ફરજ છે. બાકી તો સંસારમાં બીજા સંબંધોમાં સ્વાર્થ માટે માનવી બીજાના તાબામાં રહીને તેમની આજ્ઞા પોતાની ઇચ્છા હોય તો જ માની શકે છે.

● ●

સંસારમાં માનવીઓ પ્રેમથી, મમતાથી, હેતથી પોતાના કલ્યાણ માટે, સ્વાર્થ માટે એક બીજાને પોતાનું જીવન અર્પણ કરીને એક બીજાની આજ્ઞાઓને આધીન રહી શકે છે. પણ એ સિવાય તો કોઈ પણ માનવીનો કોઇના ઉપર સત્તા અજમાવવાનો કે આજ્ઞા પળાવવાનો હક્ક છે જ નહિ. સાચું શ્રેય કે આત્મહિત કરવાને આત્મહિતના માર્ગે વિચરનાર માનવી બીજાને મીઠા શબ્દોમાં સૂચના કરી શકે છે, પણ સખ્તાઈથી સત્તા અજમાવી શકતો નથી.

● ●

આપણું જીવન બહુ ટૂંકું છે અને તેમાંથી ઘણુંખરું વીતી ગયેલું હોય છે. એટલે આ જીવનની જંજાળમાં પડીને આત્મહિતમાં ખોટ ન આવવા દેવી. માન, સત્કાર, મોટાઇ ન મળે તો મૂંઝાવાની કાંઈ પણ જરૂર નથી. અને તેના માટે આર્ત્તધ્યાન કરીને અનેક પ્રકારના પ્રયાસોમાં ગુંથાઈને આત્માથી વિમુખ થવાની જરા ય આવશ્યકતા નથી. બીજાને માન મળે છે અને મને કેમ નથી મળતું એવો સંકલ્પ સરખો ય કરવો નહિ.

● ●

સંસારમાં પૌદ્ગલિક પદાર્થોમાં વેરાયલી વૃત્તિઓને વીણી લઇને પ્રભુના ચરણમાં અર્પણ કરવી; પણ પૌદ્ગલિક ક્ષણિક સુખશાંતિ માટે અનેક પ્રકારની ઈચ્છાઓને સ્થાન આપવું નહિ, કારણ કે જ્યાં ઈચ્છાઓનો પ્રવાહ વહેતો હોય છે ત્યાં આત્મવિકાસને અવકાશ મળતો નથી. તેમ જ આનંદ, શાંતિ તથા સમભાવ આદિ આત્મિક ગુણોનો લાભ મળી શકતો નથી, અને કીંમતી માનવ જીવન વેડફાઈ જાય છે. ખાનપાન તથા માનમોટાઈ માટે અનેક પ્રકારનો ડોળ, આડંબર કરનાર તેમ જ અનેક પ્રકારના પૌદ્ગલિક સુખો માટે અનેક પ્રકારની ઇચ્છા કરનાર દેહાધ્યાસીઓની અંતાવસ્થા સુધરી શકતી નથી. તેમનું મૃત્યુ અત્યંત દયાજનક દુઃખોથી ભરેલું થાય છે અને એટલા માટે જ તેઓ સદ્ગતિ મેળવી શકતા નથી, માટે જેમ બને તેમ ઇચ્છાઓ ઓછી કરી દેહાધ્યાસથી મુક્ત થવું.

● ●

જેમ બને તેમ આત્માને સ્વતંત્ર બનાવવા પ્રયાસ કરવો તે જ ધર્મ કર્યો કહેવાય. બાકી તો ઘણું ય બહારથી જપ, તપ, તિતીક્ષા કરીએ તેથી પુન્યબંધ થાય છે. જ્યાં સુધી પુન્ય બંધાય છે ત્યાં સુધી પણ આત્મા સ્વતંત્ર બની શકતો નથી, કારણ કે પુન્ય ભોગવવાને માટે મનુષ્ય અથવા તો દેવના ભવમાં પૌદ્ગલિક સુખનાં સાધન મળવાથી અનાદિ કાળના આસક્તિના સંસ્કારને લઇને આસક્તિભાવે વૈષયિક સુખો ભોગવીને આત્મા સંસાર વધારે છે અર્થાત્ જન્મ મરણ વધારે છે. તે જ આત્માની પરતંત્રતા છે. કર્મની નિર્જરા કરીને પોતાના ગુણોનો વિકાસ કરે નહિ ત્યાં સુધી આત્મા જન્મ મરણથી મૂકાય નહિ અને સ્વતંત્ર બની શકે નહિ.

ત્યાગ એટલે સ્વતંત્રતા અને ત્યાગી એટલે સ્વતંત્ર. જો બહારથી ઘરબાર છોડીને પાછા ઘરબાર બનાવે તો તેણે ઘરબાર છોડ્યા કહેવાય નહિ. ઘરબાર, સગાંસબંધી આદિ બધું ય છોડીને જે ત્યાગી થાય છે તે એટલા જ માટે કે બહારની પરાધીનતામાંથી છૂટી જવાથી સ્વતંત્ર બની શકાય છે; માટે બહારથી બધું છોડવા છતાં ધનસંગ્રહ તથા મકાનો આદિ ભેળાં કરી મમત્વભાવ ધારણ કરવો તે સ્વતંત્રતાનો બાધક છે અર્થાત્ ત્યાગનો બાધક છે, માટે જેટલે અંશે નિઃસ્પૃહતા છે તેટલે અંશે ત્યાગ પણ છે અને સ્વતંત્રતા પણ છે. આહાર માટે જે પરાધીનતા ભોગવવી પડે છે તેમાંથી છૂટવાને માટે તો પ્રભુએ તપ કરવાનું જણાવ્યું છે. બીજું બધું છોડેલું હોય છે એટલે તેના માટે તો બીજાને આધીન રહેવું પડતું નથી, પણ આહાર સર્વથા છૂટી શકતો નથી, અર્થાત્ આહારની સર્વવિરતિ થઈ શકતી નથી; કારણ કે આહાર વગર માનવ-દેહ ટકી શકતો નથી, માટે યથાશક્તિ તપ કરીને તેના અંગે ભોગવવી પડતી પરાધીનતામાંથી છૂટવા માટે પ્રભુની આજ્ઞા છે. પણ માન, મોટાઈ, પ્રશંસા મેળવવાને કે દેવગતિના પૌદ્ગલિક સુખ મેળવી વધારે પરાધીન બનવા માટે પ્રભુએ તપ કરવાનું કહ્યું નથી. અને જે એવી ઈચ્છાથી કરે છે તે પ્રભુની આજ્ઞા પાળતા નથી એટલે તેમની તપસ્યાઓ લાંઘણ જ કહી શકાય અને તેને અજ્ઞાન તપની કોટિમાં મૂકી શકાય; માટે જેટલે અંશે જે સ્વતંત્ર છે–જડાસક્તિથી મુક્ત છે તેટલે અંશે તે ત્યાગી કહી શકાય; નહિ તો વસ્તુઓ છોડવા છતાં ભોગી કહેવાય.

જે બહારથી સાચો ત્યાગ કરી સાચો સ્વતંત્ર બને છે અર્થાત્ ભોગની દૃષ્ટિથી નહિ પણ ત્યાગની દૃષ્ટિથી જે ત્યાગ કરે છે તે જ અભ્યંતર કષાય વિષયોનો ત્યાગી બની શકે છે અને સાચી સ્વતંત્રતા મેળવી શકે છે. તે સિવાય તો ત્યાગ જેવી કોઈ વસ્તુ નથી. સમભાવ, કષાય-વિષયથી છૂટ્યા વગર આવી શકે નહિ. અને તે વગર તો આત્મવિકાસના દ્વારસ્વરૂપ સમ્યક્ત્વ મળવું દુર્લભ છે, તો પછી આગળના ગુણસ્થાનની વાતો કરવી તે એક પ્રલાપ માત્ર છે, માટે સાચી સ્વતંત્રતા એટલે આત્મવિકાસ અને તેને સાધવો હોય તેણે બહારની સ્વતંત્રતા મેળવવા પ્રયાસ કરવાની જરૂર છે, પણ મિથ્યાભિમાનનો આશ્રય લઈને આત્માને પરાધીન બનાવવાની જરૂર નથી.

• •

આત્માએ અનાદિ કાળથી નિગોદમાં અને નિગોદમાંથી નીકળ્યા પછી ચારે ગતિમાં અને ખાસ કરીને તો નરક તથા તિર્યંચ ગતિમાં અત્યંત દુઃખ ભોગવ્યાં છે. જન્મ, જરા, મરણ તથા છેદન, ભેદન, દહન આદિની વેદનાઓ ઘણી જ સહન કરી છે, છતાં અત્યારે જાણે કશું બન્યું ન હોય તેમ અનુભવે છે. બધું વિસ્મૃત થઈ ગયું છે, તે સ્પષ્ટ સૂચવે છે કે આમાંનું આત્માનું કશું ય નથી. અર્થાત્ જન્મ, જરા, મરણ આદિ કે છેદન, ભેદન આદિ આત્માનો ધર્મ નથી, પણ કર્મના વિકાર છે અને તે કર્મજન્ય દેહમાં કર્મનો ઉદય થવાથી છેદન, ભેદન આદિ દેહનાં થાય છે, તેને આત્મા મોહની શિખવણીથી પોતાનો માને છે. જો આત્મા મોહની શિખવણીમાંથી છૂટી જાય તો પછી જન્મ, મરણથી કે આધિ, વ્યાધિથી આત્મા મુંઝાય નહિ અને દુઃખ પણ માને નહિ. જો જન્મ, મરણ કે છેદન, ભેદન આત્માના ધર્મ હોત તો જેમ જ્ઞાન, દર્શન આદિ ધર્મથી આત્મા મુકાતો નથી તેમ આધિ, વ્યાધિ

પણ છૂટી શકત નહિ. પણ શુભાશુભ કર્મના ઉદયથી અનુકૂળ- પ્રતિકૂળ પૌદ્‌ગલિક વસ્તુઓનો સંસર્ગ થવાથી રાગ–દ્વેષના વિભાવ પરિણામને લઇને હર્ષ શોક કરે છે અને સુખ દુઃખ અનુભવે છે. જ્યારે કર્મના પુદ્‌ગલો આત્માથી છૂટા પડી જાય છે ત્યારે જાણે કશું ય બન્યું નથી એમ આત્મા જાણે છે, અને છે પણ તેમ જ, કારણ કે જડ વસ્તુઓની વિક્રિયાઓની સાથે આત્માનો કશો સંબંધ નથી. કારણ કે આત્મા જ્ઞાતા છે, દ્રષ્ટા છે પરંતુ પોતે જડના ભેગો ભળેલો હોવાથી પોતાને ભૂલી ગયો છે એટલે મોહની મદદથી હર્ષ, શોક આદિ કરે છે. પોતે શુદ્ધ હોવા છતાં પણ અશુદ્ધ પુદ્‌ગલોમાં ઓતપ્રોત થયેલો હોવાથી જાણવા, સમજવા તથા વિચારવામાં અશુદ્ધિને જ પ્રધાનતા આપે છે, અર્થાત્ તેવું જાણવું, સમજવું તથા વિચારવું અશુદ્ધ જ હોય છે અને તેથી તેના જ્ઞાનનો દુરુપયોગ થાય છે. જડ વસ્તુઓને ગુણકારી જાણે છે તથા પોતાને આનંદ તથા સુખ આપનારી સમજે છે. પાંચે ઇંદ્રિયોના વિષયોના વિચારોમાં લીન રહે છે અને તેથી આત્માને અનુકૂળ વૈષયિક વસ્તુઓ મળવાથી ઘણો સંતોષ માને છે. પોતે પોતાનું જ્ઞાતાપણું, દ્રષ્ટાપણું જે પોતાનો ધર્મ છે તેને તદ્દન વિસરી જઇને ભોક્તાપણું માને છે, અને એટલા માટે જ તેને જડ વસ્તુઓ ઉપર મમતા ઘણી રહે છે. જ્યાં સુધી આત્મા પોતાને પરવસ્તુનો ભોક્તા માને છે ત્યાં સુધી મમતા છૂટીને સમતા આવી શકતી નથી. અને જ્યાં સુધી સમતા ન આવે ત્યાં સુધી આત્માને પોતાને જ્ઞાતાપણાની કે દ્રષ્ટાપણાની શ્રદ્ધા જ થતી નથી. અને જ્યાં સુધી શ્રદ્ધા નથી ત્યાં સુધી કષ્ટાનુષ્ઠાનથી આત્માને લાભ મળી શકતો નથી. માંસક્ષમણ કે અઠ્ઠાઇઓની તપસ્યા કરવા માત્રથી તેનો દેહાધ્યાસ અથવા તો દેહ ઉપરથી મમતા છૂટી ગઈ છે એમ ન કહી શકાય, કારણ કે તેની અંદર સમતા ન આવી હોય તો તપ અજ્ઞાન–કષ્ટ જ કહી શકાય.

૧ સમતા આત્માનો ધર્મ છે, પ્રકૃતિ છે અને મમતા વિકૃતિ, અધર્મ છે; કારણ કે રાગ, દ્વેષ સમ થયા વગર સમતા ગુણ પ્રકટ થાય નહિ. અને સમ્યગ્‌જ્ઞાન દ્વારા વસ્તુને વસ્તુરૂપે સમજ્યા વગર રાગ દ્વેષ સમ થાય નહિ. જ્યાં સમતા હોય છે ત્યાં જ સાચાં સુખ, શાંતિ તથા આનંદ રહી શકે છે. જેમને પૌદ્‌ગલિક જડાત્મક વસ્તુઓમાં સુખની શ્રદ્ધા હોય છે તેઓ સમતા મેળવવાના અધિકારી નથી. સારાં ખાનપાન, માન તથા વખાણની લાલસાવાળા જડાસક્ત જીવો પુદ્‌ગલાનંદી હોઇ શકે છે. તેમના જપ, તપ, સંયમ આદિ દેખાવ પૂરતાં જ હોય છે અને તેથી કાંઈ આત્મિક ઉન્નતિ કે વિકાસ થઇ શકતો જ નથી.

• •

ધન, સંપત્તિ તથા પૌદ્‌ગલિક સુખની લાલસાથી પ્રભુની ભક્તિ, સ્મરણ તથા પૂજા કરનાર પાંચે ઇંદ્રિયોના વિષયોની વાસનાથી પ્રભુના શાસ્ત્ર તથા સિદ્ધાંતનો અભ્યાસ કરનાર, અજ્ઞાની જનતા પાસેથી જ્ઞાની તથા ધ્યાનીનું માન મેળવવા અધ્યાત્મની વાતો કરીને ઉપરથી અધ્યાત્મનો ડોળ કરનાર, મહાતપસ્વીનું માન મેળવવા બાહ્ય તપનો આદર કરનાર, સારો વક્તા તથા વ્યાખ્યાતા કહેવરાવવા અજ્ઞાની શ્રોતાઓને સારું લાગે તેવું બોલનાર, આ બધા સમતા મેળવી વીતરાગદશા પ્રાપ્ત કરવાના અનધિકારી છે. એમની પ્રવૃત્તિથી સ્વપરનું શ્રેય થઇ શકતું નથી. એમનામાં રાગ–દ્વેષની પ્રબળતા હોય છે અને તેઓ કષાયથી લિપ્ત હોય છે.

જનતાના ભયથી કે જનતાને સારું લગાડવા જપ, તપ, સ્વાધ્યાય, ધ્યાન આદિ કરવાથી અને અપકૃત્ય ન કરવાથી આત્મશ્રેય ન થઇ શકે. પણ વસ્તુને વસ્તુરૂપે સમજીને કેવળ આત્માના હિત માટે કરવામાં આવે તો આત્મોન્નતિ થઈ શકે છે અને સમતા આદિ ગુણો મેળવી શકાય છે. તે સિવાય તો બધું ય દેહાધ્યાસને લઇને થાય છે. જ્યાં સુધી કષાયોની કનડગત થયા કરતી હોય અર્થાત્ સ્તુતિ નિંદાની અસર આત્માને થતી હોય, અધ્યવસાયની શુદ્ધિ ન હોય તો ય અજ્ઞાની જનતાના મોઢેથી પોતાના વખાણ સાંભળવા તથા માન મેળવવા દેખાવ પૂરતો ડોળ કરવામાં આવે ત્યાં સુધી બહિરાત્મદશા જ કહેવાય, અને આવી પ્રવૃત્તિ દેહના બનાવટી નામ તથા પૌદ્ગલિક દેહના પિંડ માટે થતી હોવાથી દેહાધ્યાસ જ કહી શકાય.

વસ્તુસ્થિતિ આવી હોવાથી સાચું અને સારું પોતાના શ્રેય માટે કરવું. બીજાને સારું લગાડવા આદિ કૃત્ય તો માત્ર ઉપરથી જ કરવામાં આવે છે, તે કાર્ય કઈ ભાવપૂર્વક થતું નથી. તેથી ગમે તેવા સારાં કૃત્યનો આત્માને લાભ નથી, કારણ કે બીજાને સારું લગાડવાની ભાવના અને આત્મશ્રેયની ભાવના બન્નેનો પરસ્પર વિરોધ છે. બીજાને સારું લગાડવું દેહાધ્યાસને લઇને થાય છે તે કેવળ પ્રશંસા મેળવવા માટે હોય છે અને આત્માને આત્મશ્રેયની ભાવનાથી થાય છે તે આત્માને આશ્રયીને થાય છે એટલે તેથી સમતા આદિ ગુણો પ્રગટે છે, જેથી આત્મા જન્મમરણમાંથી ટી જઇને સંપૂર્ણ આત્મવિકાસ સાધી શકે છે.

જડ ચૈતન્યના ભેદજ્ઞાનશૂન્ય જગત, માનવ દેહ આદિ સઘળી સ્વસંપત્તિ ખોઈ નાખીને દુઃખના દરિયામાં ડૂબી રહ્યું છે. મારાપણાની બુદ્ધિથી પોતાની વસ્તુ મેળવવા અનેક ભવોથી પ્રયત્ન કરવા છતાં પણ અત્યાર સુધી અંશ માત્ર પણ મેળવી શક્યું નથી, તો પણ નિરાશ ન થતાં આશાવાદી બનીને મેળવવાના પ્રયત્નોથી વિરામ પામતું નથી, પરંતુ પોતાને સાચી રીતે ઓળખ્યા વગર પોતાની સાચી વસ્તુ મેળવી શકાતી નથી. આ સિદ્ધાંત ન જાણવાથી પ્રયત્ન કરવા છતાં કોઇ પણ કાળે પોતાની વસ્તુ મેળવી શકવાનો નથી.

સ્વસ્વરૂપથી અણજાણ જીવ જ્યારે સ્વપરના ભેદની વિચારણા કરે છે ત્યારે દેહને તથા દેહાશ્રિત ઈતર વસ્તુને પોતાની માનીને અને તેનાથી ભિન્ન જડ હોય કે ચેતન, સર્વને પર માને છે. તેમ જ ગાઢતમ મિથ્યાત્વના અંધકારમાં જ્ઞાનચક્ષુવિહીન થઈને પરવસ્તુ પોતાની બની શકે છે એવી ભ્રમણાથી તેને મેળવવા નિરંતર પ્રયાસ કર્યા કરે છે. અને દેહમાં સ્વપણાનું અભિમાન હોવાથી પોતાને ઓળખવાનો વિચાર સરખો ય કરતો નથી. જ્ઞાન, જીવન, સુખ તથા આનંદસ્વરૂપ હું છું એવો આભાસ દેહાધ્યાસીને થતો નથી. પણ જડ વસ્તુને મેળવીને તેના ઉપભોગથી આનંદ તથા સુખાદિ પ્રાપ્ત થાય છે એવી અજ્ઞાનતાથી નિરંતર જડ વસ્તુને આધીન રહીને તેની ઉપાસના કરે છે. મારું શરીર, મારું ઘર, મારું ધન, આ પ્રમાણે બોલવાથી તો સ્પષ્ટ ભાસ થાય છે કે સંસારની સઘળી વસ્તુઓથી પોને ભિન્ન છે, અને તે જ્ઞાનસ્વરૂપ છે છતાં અનાદિ કાળના જડના સહવાસને લઇને દેહથી પોતાને ભિન્ન જાણી શકતો નથી, તેમ જ માની શકતો પણ નથી. કર્મસ્વરૂપ જડની સાથે અનાદિ કાળથી ક્ષીરનીરની જેમ ઓતપ્રોત થયેલો હોવાથી કર્મના કાર્યસ્વરૂપ વિચિત્ર પ્રકારના જડ તથા જડના વિકારના સંયોગવિયોગમાં હર્ષ, શોક, આનંદ, સુખ અનુભવનો રાગદ્વેષની પ્રેરણાથી જડ જગતના દાસપણામાંથી છૂટી શકતો નથી.

માનવી વિભાવ પર્યાયને પ્રાપ્ત થયેલો માનવસ્વરૂપ જીવ કર્મસ્વરૂપ જડાશ્રિત હોવાથી નિરંતર તેની પ્રેરણા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, પુન્યકર્મથી જડના વિકારસ્વરૂપ બાહ્ય સંપત્તિ જેમ જેમ મેળવતો જાય છે તેમ તેમ તેની પરાધીનતા પણ વધતી જાય છે, છતાં મેં બહુ સારું મેળવ્યું છે, હું સંપત્તિવાળો છું એવા મિથ્યાભિમાનથી પોતાને સુખી માને છે. જો કે પરાધીનતામાં લેશમાત્ર પણ સુખ હોતું નથી, કારણ કે સ્વશક્તિહીન થવાથી જ પરાધીન બનીને પરાધીનતા પ્રાપ્ત કરાય છે અને પરાધીનપણામાં સ્વેચ્છા પ્રમાણે વર્તી શકાતું નથી, પરવસ્તુ પોતાના સ્વભાવ પ્રમાણે ઈચ્છાઓ પૂર્ણ કરવામાં સહાયભૂત થાય છે. કર્મની પ્રેરણાથી થયેલી ઈચ્છાઓ વસ્તુસ્થિતિ વિચારતાં તાત્વિક સાચી વસ્તુ હોતી નથી; અને પ્રાયે પરાધીનતાને દૃઢ કરનારી હોય છે; તો પણ મને સાચી જ વસ્તુ પ્રાપ્ત થઇ છે એવી અજ્ઞાનતાથી જીવ એક વખત તો સંતોષ માની લે છે, પરંતુ છેવટે જ્યારે તે વસ્તુ પોતાનું ખરું સ્વરૂપ દેખાડે છે ત્યારે પોતે હતાશ થઈ જાય છે અને નિરાશાની સાથે વ્યર્થ જીવન વ્યતીત કરવા માટે પશ્ચાત્તાપ કરે છે.

સત્સંગ એટલે સંતસમાગમની માનવીને અત્યંત આવશ્યકતા છે. પણ વર્તમાન કાળમાં સાચા સત્પુરુષો, સંતો મળવા મુશ્કેલ છે. મિથ્યાભિમાની, આડંબરી ઘણા મળી આવે છે. જ્યાં આડંબર હોય છે ત્યાં સાચી વસ્તુનો અંશ માત્ર પણ હોતો નથી. ક્ષુદ્ર વાસનાઓ પોષવાને માટે જ આડંબર કરવામાં આવે છે. કેટલાક અણસમજુ જીવો આવા આડંબરીઓની વાગ્જાળમાં ફસાઇ જઇને પોતાના પવિત્ર જીવનનું પણ લીલામ કરી નાંખે છે. સાચા સંતો આડંબર વિનાના, નિઃસ્પૃહી, વાસનાથી વિમુખ અને પરસ્પર શ્રેય કરનારા હોય છે. આવા સત્પુરુષોના જીવનની એક ક્ષણ પણ અમૂલ્ય હોઇને માનવીઓના જીવનની શુદ્ધિ કરવામાં અત્યંત કુશળ હોય છે. માનવીઓને મળેલી બક્ષિસોમાં ઉત્તમ અને કીંમતી તો માનવ જીવન હોય છે. આવા ઉત્તમ જીવનને આવા સુપાત્ર સત્પુરુષોના ચરણમાં અર્પણ કરવામાં આવે તો અવશ્ય આત્માની ઉન્નત દશા થઈ શકે છે, પણ આવા પુરુષો અત્યારના કાળમાં મળવા મુશ્કેલ છે, તો પણ અમુક અંશે સ્વપરનું હિત ચાહનારા, નિઃસ્વાર્થી, નિર્મોહી, સદાચારી, આડંબર વિનાના મળી શકે છે. આવા પુરુષોના આશ્રયમાં રહીને પણ કાંઇક જીવનશુદ્ધિ થઇ શકે ખરી.

સંસારમાં માનવ સમાજ જુદી જુદી ઇચ્છાથી જીવી રહ્યો છે અર્થાત્ માનવીઓની જીવનવ્યવસ્થા ભિન્ન ભિન્ન પ્રકારની છે. કોઈ ધન ભેગું કરવા જીવે છે, કોઇ કીર્તિ મેળવવા જીવે છે, કોઇ મોજશોખ કરવા જીવે છે, કોઇ મૂર્ખાઓને ભોળવી પોતાની ક્ષુદ્ર વિષયવાસના પોષવા જીવે છે, કોઈ બીજાને સન્મતિ, સદ્બુદ્ધિ આપી સુખે જીવાડવા જીવે છે, કોઈ આડંબર કરી પૂજાવા જીવે છે, કોઇ પોતાની જીવનશુદ્ધિ કરી બીજાની જીવનશુદ્ધિ કરવા જીવે છે, કોઈ આત્મવિકાસી બની બીજાનો આત્મવિકાસ કરવા જીવે છે, કોઇ નિંદવા તો કોઈ વાંદવા, કોઈ વખોડવા તો કોઇ વખાણવા, આ પ્રમાણે અનેક પ્રકારના જીવનમાં જગત જીવી રહ્યું છે. માનવ જીવનમાં જીવવાના અનેક પ્રકારના જીવનમાંથી કોઈ પણ પ્રકારના જીવનમાં જીવતો દુનિયાનો મુસાફર પોતાના જીવનનો સાથી બનાવવા નિરંતર ચાહનાવાળો હોય છે. જો તે બુદ્ધિશાળી હોય છે તો દીર્ઘદર્શિતા વાપરી પોતાના

જીવનને હિતકારી એક સાચો સાથી બનાવી એકનિષ્ઠપણે પોતાની જીવનયાત્રા સુખશાંતિપૂર્વક પૂરી કરે છે, પણ અસ્થિર મગજ અને મનોવૃત્તિના મુસાફર અનેક સાથીઓ કરે છે કે જેને લઇને તેમની જીવનયાત્રા સુખશાંતિથી સમાપ્ત થતી નથી, તેમ જ તેમનું શ્રેય કે હિત પણ થઈ શકતું નથી, માટે માનવજીવનમાં જીવનાર દુનિયાના મુસાફરે મનની ચંચળતા દૂર કરીને જીવનશુદ્ધિ, આત્મશુદ્ધિ, સમભાવ અને શાંતિમય જીવન વ્યતીત કરવા માટે બહુ જ વિચારપૂર્વક કોઈ એક સરખા વિચાર તથા વર્તનવાળો જીવનનો સાથી બનાવી, જીવનયાત્રા શાંતિથી સમાપ્ત કરી સદ્ગતિના ભાગી બનવું જોઇએ.

લાભ, અલાભ, સુખ, દુઃખ, પુન્ય, પાપ, નિર્જરા આદિના જમા ઉધાર સાથે આ વર્ષ પૂરું થાય છે અને સાથે સાથે ચોમાસું પણ પૂરું થાય છે. કાળના પ્રવાહથી માનવ જીવન પણ ઘસાઇને પાતળું પડતું જાય છે. આખા સંસારમાં નવું જૂનું થાય છે અને જીવની પણ સંસારભ્રમણની અથડામણ ઓછી થાય છે. આત્માએ કાળના પ્રવાહથી જ અનેક શરીર બદલ્યાં અને સંસારના બધા પુદ્ગલ પરમાણુંઓ તથા બધા સ્કંધોની સાથે વારંવાર અનંતી વખત સંબંધ કર્યો છે, તેવી જ રીતે ભિન્ન ભિન્ન પુદ્ગલસ્કંધોથી ભિન્ન ભિન્ન આકૃતિવાળાં શરીર ધારણ કરીને સંસારના સઘળા જીવોની સાથે પણ અનંત પ્રકારે અનંતી વખત સંબંધ કર્યો છે. ભવસ્થિતિ પાકી જવાથી જ્યારે જીવની સાથે સંયોગસંબંધથી રહેનારાં બધાં શરીર ઘસાઇને ખરી પડશે ત્યારે કાળનો પ્રવાહ જીવને ઘસડી શકશે નહિ, અર્થાત્ અનંતા કાળથી જીવ કાળના પ્રવાહમાં તણાતો આવ્યો છે તે પછી તણાશે નહિ અને સ્થિર થઈ જશે, જેથી પુદ્ગળના કાર્યરૂપ અનેક પ્રકારની દેહ—આકૃતિઓથી મુકાઈ જશે, એટલે પછી જીવોની સાથેના સર્વ પ્રકારના સંબંધોથી છૂટી જઇને મુક્તિ મેળવશે. લોઢાના ગોળાઓને પાણીનો પ્રવાહ ઘસડી શકે નહિ, પણ તે ગોળાઓને જો વહાણમાં ભરવામાં આવ્યા હોય તો તે ગોળાઓ લાકડાનો સંબંધ થવાથી પ્રવાહમાં તણાશે અને જ્યારે વહાણ ભાંગી જવાથી ગોળાઓ લાકડાના સંબંધથી છૂટા થશે ત્યારે તરત જ સ્થિર થઈ જશે અને તેને પાણીનો પ્રવાહ કાંઈ પણ કરી શકશે નહિ, તેવી જ રીતે જીવનો સ્વભાવ કાળના પ્રવાહમાં તણાવાનો નથી, પણ કર્મના સંબંધને અંગે કાળના પ્રવાહમાં તણાય છે તે જ્યારે કર્મથી છૂટો થઈ જશે ત્યારે કાળનો પ્રવાહ તે જીવને તાણી શકશે નહિ અને નિરંતરને માટે સ્થિર થઈ જશે. પછી તે મુક્તાત્મા કહેવાશે. કર્મોના સંબંધોને લઇને જીવ અનાદિ કાળથી કાળના પ્રવાહમાં તણાતો આવ્યો છે, છતાં તેના અસંખ્ય પ્રદેશોમાંથી એક પણ પ્રદેશ ઘસાઇને છટો પડ્યો નથી, તેમ જ પ્રત્યેક પ્રદેશમાં રહેલા અનંતા જ્ઞાનનો એક અંશ પણ ઝાંખો પડ્યો નથી. જીવ ઉપર વિંટળાયલાં કર્મો ઘણી વખત ઘસાઇને વિખરાઈ જાય છે અને નવા પુદ્ગલ-પરમાણુઓના ભળવાથી વધી પણ જાય છે. કર્મો પણ અનંતાનંત પુદ્ગલપરમાણુંઓના સ્કંધો છે.

આત્માઓના પરસ્પર સંબંધ બે પ્રકારે થાય છે : એક તો નિષ્કર્મા, શુદ્ધાત્મા, સિદ્ધોનો સાદિઅનંત સંબંધ અને બીજો કાળના પ્રવાહમાં તણાતા અશુદ્ધ, સકર્મક આત્માઓનો અનેક પ્રકારના શરીરો દ્વારા થવાવાળો સાદિસાંત સંબંધ. આ બે પ્રકારના સંબંધોમાંથી અશરીરી શુદ્ધાત્માઓનો સંબંધ સાચો અને શુદ્ધ હોય છે, ત્યારે કાળના પ્રવાહમાં તણાતા

દેહધારીઓના સંબંધ દેહની મુખ્યતાને લઇને રાગ-દ્વેષથી થવાવાળા હોવાથી ખોટા અશુદ્ધ હોય છે. જો કે પ્રશસ્ત રાગ ગૌતમસ્વામીની જેમ આત્મશ્રેય કરવામાં ઉપયોગી સાધનભૂત થઈ શકે છે, તો પણ દેહ દ્વારા થયેલો હોવાથી સંપૂર્ણ વિકાસ-કેવળજ્ઞાન મેળવવામાં બાધકર્તા થઇ પડે છે. જો ગૌતમસ્વામીનો પ્રભુ ઉપર રાગ હતો તે સાચો પ્રશસ્ત, તદ્દન વિશુદ્ધ હતો, કારણ કે પ્રભુશ્રી સંપૂર્ણ વિકાસી, શુદ્ધ આત્મા, વીતરાગી, પરમ ઉચ્ચ પુરુષ હતા અને ગૌતમસ્વામી ક્ષીણપ્રાયઃ કષાયી, અપ્રમત્ત ગુણસ્થાનના સ્વામી એટલે તેમનો રાગ તદ્દન શુદ્ધ આત્માને મુખ્ય રાખીને અને દેહને ગૌણ કરીને હતો એટલે પ્રભુના આત્મામાં તન્મયતા હોવાથી આત્માનો વિકાસ સાધવામાં ઉપયોગી નીવડ્યો હતો. પ્રભુશ્રી મહાવીર અને ગૌતમ પરમ પવિત્ર અને ઉચ્ચ આત્માઓ હતા એટલે ગૌતમને રાગ રાખીને પણ વિકાસ સાધવામાં અંશ માત્ર પણ અડચણ આવી નથી; પરંતુ નીચી કોટીના કે જેમણે ચોથા ગુણસ્થાન જેટલી પણ અધ્યવસાયશુદ્ધિથી આત્મશુદ્ધિ ન મેળવી હોય એવાઓના રાગમાં શુદ્ધિનો અંશ અત્યંત અલ્પ પ્રમાણમાં પણ હોઇ શકે નહિં, માટે તેને જે પ્રશસ્ત કહે છે તે ભૂલે છે, કારણ કે આવા પ્રશસ્ત રાગવાળાનો રાગ મોહસ્વરૂપ હોવાથી દ્વેષથી દૂષિત હોય છે અર્થાત્ જેના ઉપર રાગ હોય છે તેનાથી ઇતર વ્યક્તિઓ ઉપર દ્વેષ, વૈર, વિરોધ હોય છે. ગૌતમસ્વામીને પ્રભુ ઉપર રાગ હતો અને બીજા પ્રાણીઓ ઉપર સમભાવ હતો એટલે જ તેમનો રાગ પ્રશસ્ત, ઉત્તમ હતો. મિથ્યાત્વ ગુણસ્થાનકમાં રહેલાઓમાં એવો સમભાવ હોતો નથી. એમના રાગમાં દેહને પ્રધાનતા આપવામાં આવેલી હોય છે. અને મિથ્યા પ્રશંસા આદિ સ્વાર્થ-રૂપ આશંસા દોષોથી ભરેલી લાગણીઓ અને રાગ હોય છે માટે ભાવીમાં અનેક દેહાકૃતિઓને ધારણ કરવાવાળા કાળના પ્રવાહમાં તણાતા સકર્મક આત્માઓમાં પ્રશસ્ત રાગ નહિ પણ કામ તથા સ્નેહરાગ હોઇ શકે છે અને તે સ્નેહ અંશમાત્ર પણ શુભ હોય તો પુન્ય બાંધી શકે છે, પણ નિર્જરાનું કારણ બની શકે નહિ. દેવ, ગુરુ, ધર્મ ઉપરના રાગને સ્નેહરાગ કહી શકાય, તેમાં જો કંઇક અંશે શુદ્ધિ હોય તો તે પ્રશસ્ત કહી શકાય, પણ જો પક્ષપાતથી સ્વાર્થ-ગર્ભિત હોય તો કેવળ સ્નેહરાગ જ કહેવાય.

આ પ્રમાણે કાળના પ્રવાહમાં ઘસડાતાં જીવોના અનેક જીવન ઘસાઇને તૂટી ગયાં, પણ રાગ-દ્વેષ ઘસાઇને તૂટ્યા નહિં, જેથી જીવોને નવાં જીવન મેળવી ફરી ફરી નવા જન્મ ધારણ કરવા પડે છે. જન્મથી લઇને અત્યાર સુધીમાં કાળના પ્રવાહના ઘસારાથી આપણાં જીવન ઘસાઇને પાતળાં પડી ગયાં, પણ કષાયવિષય પાતળાં પડ્યાં નહિ, તે નવું જીવન મેળવી-ફરી નવી દેહાકૃતિ મેળવીને સંસારમાં અવતરવાનું સૂચવે છે, તો પણ કષાય વિષય ખોટા છે, આત્મિક ગુણોને ઢાંકવાવાળા છે, વિકાસના બાધક છે, આટલો પણ ઉપયોગ રહેવો અને વિકાસ-ની રુચિ રહેવી તે મિથ્યાત્વની મંદતા સૂચવે છે, એટલે વધુ વાર સંસારમાં અવતરવાનું નથી એમ અનુમાન કરી શકાય. કાળના પ્રવાહમાં મધ્યભાગમાંથી કિનારાની નજીક ગયા હોઈશું એમ પ્રભુના વચનોની સાથે સરખાવી શકાય, માટે કંઇક આત્માની સન્મુખ થયા હોઇશું એમ અટકળ કરીને કાંઇક સંતોષ મનાય ખરો.

વિભાવ પર્યાયરૂપ માનવ દેહ તથા કૃત્રિમ નામને જ આત્મસ્વરૂપ માની પ્રસિદ્ધિ; મોટાઈ, માન, પ્રતિષ્ઠા, ઋદ્ધિ, ગૌરવ, પૂજા વગેરેને માટે માયાપ્રપંચ, કાવાદાવા કરવા,

વૈર-વિરોધ કરવા તરફ અરુચિ થવી તે જ આત્માની ભવસ્થિતિની પરિપાક દશા તથા કાંઈક અંતરાત્મ દશા સૂચવે છે અને ચરમ પુદ્‌ગલપરાવર્તનમાંથી પણ ઘણી સ્થિતિ ઓછી થઈને અડધા પુદ્‌ગલપરાવર્તન રહી હોય એમ અનુમાન થઈ શકે છે. સાચું તો પ્રભુ જાણે.

• •

દેહોપયોગી સાધનોની વધારે કાળજી રાખવાની જરૂર નથી, પણ આત્મોપયોગી સાધનોને જેમ બને તેમ સારા બનાવી રાખવાની આવશ્યકતા છે. અને તે સમ્યગ્‌દર્શન, જ્ઞાન અને ચારિત્ર છે. આ ત્રણ સાધનો આત્માને કર્મોથી છૂટા પાડે છે અને તેથી આત્મા અનંત જીવન, અનંત સુખ આદિ મેળવીને શાશ્વતું સુખ ભોગવી શકે છે; માટે આ ત્રણે આત્મોપયોગી સાધનો અજ્ઞાન દોષથી મેલાં થયાં હોય તો તેને પ્રભુનાં વચનો દ્વારા સ્વચ્છ બનાવવાની આવશ્યકતા છે. પ્રભુવચનને સાચી રીતે ઓળખીને તેને વાપરવામાં આવે તો અધ્યવસાયની શુદ્ધિ થાય છે અને તેથી દર્શન, જ્ઞાન તથા ચારિત્રમાંથી મિથ્યાત્વનો કચરો નીકળી જવાથી તે સમ્યગ્ જ્ઞાનપણે પરિણમે છે અને તે પછી કર્મનો કચરો આત્માથી છૂટો પડે છે અને આત્મા શુદ્ધ થાય છે. આ સંપૂર્ણ આત્મશુદ્ધિ મુક્તિ તરીકે ઓળખવામાં આવી છે.

રાગદ્વેષ આત્માનો અશુદ્ધ ઉપયોગ છે માટે તે જડસ્વરૂપ નથી પણ ચૈતન્યસ્વરૂપ છે, છતાં તે આત્માનો સ્વભાવ નથી પણ પરિણામ છે. શુદ્ધોપયોગ આત્માનો સ્વભાવ છે અને અશુદ્ધ ઉપયોગ વિભાવ છે. આત્મામાં અનાદિ પારિણામિક ભાવ હોવાથી વિભાવદશામાં પરિણમે છે. તેનું કારણ અનાદિ રાગદ્વેષ છે, માટે આત્માનો પારિણામિક વિભાવ ઉપાધિજન્ય છે અને તેથી ઉપાધિસ્વરૂપ રાગદ્વેષથી મુક્ત થયા પછી વિભાવદશામાંથી મુક્ત થઈ જાય છે, તેથી નારકાદિ વિભાવ પર્યાયોમાં પરિણમતો નથી. ભવસ્થિતિનાં પરિપાકના પ્રમાણમાં અધ્યવસાયશુદ્ધિ તથા ભાવશુદ્ધિ થાય છે. જેમ ધોયેલા કપડાં ઉપર ધૂળ પડે તો તે કપડું ઉપરથી જેટલું મેલું દેખાય છે તેટલું અંદરથી હોતું નથી અને કપડું ખંખેરવાથી ધૂળ તરત ખરી પડે છે તેમ સમ્યગ્ દર્શનની શુદ્ધિથી ધોવાઇને શુદ્ધ થયેલા આત્મા ઉપર ઔદયિક ભાવની પડેલી કર્મરજથી તે મેલો દેખાય છે છતાં અંદરથી મેલો હોતો નથી, તેથી પશ્ચાત્તાપથી આત્માને ખંખેરી નાખવાથી આત્મા ઉપર પડેલી કર્મ-રજ ખરી પડે છે. શુદ્ધ આત્મા ઔદયિક ભાવે અશુદ્ધ પ્રવૃત્તિ આદરે છે ત્યારે તેના અંતરમાં અનાસક્તિ હોય છે. એટલે આમોદ, પ્રમોદમાં ઉત્કંઠતા હોતી નથી, માત્ર ઈચ્છાની નિવૃત્તિ જેટલી શાંતિ હોય છે. તીવ્ર ઔદયિક ભાવ વગર તો આત્મા ઈચ્છાઓને આધીન પણ થતો નથી. સામાન્ય ઔદયિક ભાવની તો શુદ્ધ પરિણામી આત્મા ઉપેક્ષા જ કરે છે. એટલે તેનાથી આત્મા દબાતો નથી. નિર્બળ ઈચ્છાઓ તો જન્મતાં જ લય પામી જાય છે.

જ્યાં સુધી અક્ષરસ્વરૂપ આત્માને વાંચવાની શક્તિ ન થાય ત્યાં સુધી કાગળ ઉપર લખેલા વર્ણરૂપ અક્ષર ઉકેલવાથી તાત્ત્વિક બોધ થાય નહિ, પણ કાલ્પનિક બોધ થાય છે. આ કલ્પનાઓ પોતપોતાના ક્ષયોપશમ અનુસાર થતી હોવાથી તે અનેક ભિન્ન ભિન્ન ઉક્તિઓનું સ્વરૂપ ધારણ કરે છે. અક્ષર-આત્માનું વાંચનમાં ભેદ હોય નહિ, કારણ કે ત્યાં કલ્પનાને અવકાશ નથી. તેમ જ જ્ઞાનીપણાના મિથ્યાભિમાનને અવકાશ નથી. માત્ર વર્ણ-વિન્યાસરૂપ

અક્ષરવાંચનમાં કલ્પનાની વિચિત્ર વેલડીઓ પથરાયલી હોવાથી તેને જ્ઞાનીપણાના મિથ્યાભિમાનનાં ફળ લાગ્યા વગર રહેતાં નથી, માટે સર્વોચ્ચ કોટીના મહાન પુરુષોના જીવનને અનુસરીને તેમની ઉક્તિઓની આત્મામાં ગવેષણા કરવા માટે નિરંતર પ્રયત્ન કરવાની આવશ્યકતા છે; નહિ તો ભિન્ન દશ પૂર્વો મિથ્યાદષ્ટિઓમાં પણ હોય છે.

• •

જીવન અને ક્ષેત્રફરસના આ બંનેનો ગાઢ સંબંધ છે એટલે બંનેનો છેડો એક સાથે આવે છે. જે કાળે જે ક્ષેત્રની ફરસના જ્ઞાનીની દૃષ્ટિમાં નિર્માણ થયેલી છે તે જ કાળે તે ક્ષેત્રની ફરસના અવશ્ય થાય જ છે. તેમાં અલ્પજ્ઞ જીવોનું ધારેલું, નક્કી કરી રાખેલું કામ આવતું નથી. જ્યારે દેહધારી ધારણ કરેલા દેહથી નિર્માણ થયેલી ફરસના પૂરી કરે છે ત્યારે જીવને તે દેહનો અવશ્ય ત્યાગ કરવો પડે છે. કર્મજન્ય સુખ, દુઃખ, આધિ, વ્યાધિ આદિ અનેક વિક્રિયાઓ પણ નિર્માણ થયેલા ક્ષેત્રમાં જીવ અનુભવે છે.

સુખ, જીવ માત્રને જોઈએ છે પણ તે બનાવટી. સાચું સુખ કોઇને ગમતું નથી, કારણ કે અજ્ઞાની જીવો સાચા સુખને દુઃખ માને છે. સાચું સુખ એટલે કર્મનો ત્યાગ, કર્મનો સર્વથા ત્યાગ તે મુક્તિ અને મુક્તિ એટલે શાશ્વતું પરમસુખ. જડાત્મક વસ્તુઓનો સમજણપૂર્વક ઈચ્છાઓથી ત્યાગ તે કર્મ ત્યાગવાનું કારણ છે. પણ અણસમજુનો અન્ય ઈચ્છાઓને આધીન થઇને ત્યાગ તે બાહ્ય ત્યાગ અને તેથી કર્મનો ત્યાગ થાય નહિ, એટલે સાચું સુખ મળે નહિ. પણ અજ્ઞાની જનતાએ માનેલું સુખ મળી શકે છે કે જે અનેક દુઃખોની પરંપરાનું કારણ બને છે, અર્થાત્ તેવા સુખથી જન્મમરણની પરંપરા ચાલુ રહે છે. જ્યાં ઈચ્છાઓની પરંપરા છે ત્યાં ધર્મ નથી, કારણ કે ઈચ્છા માત્ર કર્મનો વિકાર છે, તેથી તે વિકાર સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ધર્મનો બાધક છે પણ સાધક નથી; માટે જ કેવળ બાહ્ય ત્યાગ તાત્ત્વિક ત્યાગ નથી.

પોતાને ઓળખ્યા વગર રાગ–દ્વેષ સાચી રીતે ઓળખી શકાય નહિ, અને રાગ–દ્વેષને ઓળખ્યા વગર આત્મધર્મ ઓળખાય-નહિ, તો પછી સાચી રીતે સત્ય ધર્મની ઉપાસના કેવી રીતે થઈ શકે ? વીતરાગના માર્ગમાં આત્મધર્મ અને અનાત્મ–જડ ધર્મની જ વિવક્ષા કરી છે, માટે જો આત્મા અનાત્મધર્મનો આદર કરે તો તેને માટે તે અધર્મ કહેવાય; માટે આત્માએ પોતાના ધર્મનો જ આદર કરવો જોઇએ. તેને માટે અનાત્મ ધર્મ ભય ઉત્પન્ન કરવાવાળો છે; તેમ જ સર્વથા નિરુપયોગી હોવાથી સ્વધર્મનો ઘાતક છે. જે આત્મધર્મને સાચી રીતે ઓળખી શકે છે તે જ આત્માને સાચી રીતે ઓળખી શકે છે અને સાચો ધર્મી પણ તે જ કહી શકાય છે.

• •

શ્રી વીતરાગ દેવના વચનોમાં જેટલી રુચિ છે, શ્રદ્ધા છે તેટલી આત્મશુદ્ધિ માટે પ્રવૃત્તિ થઇ શકતી નથી. જીવને ચારિત્ર–મોહનીય આગળ વધવા દેતી નથી. તે કાંઈક લાંબી ભવિસ્થિતિનું સૂચન કરે છે. ખોટી મોટાઇ માટે જીવો ઘણી જ પ્રવૃત્તિ કરે છે. કષ્ટાનુષ્ઠાન પણ કરે છે. મહાન્ તપસ્યાઓ આદરે છે, તે કેવળ દેહાધ્યાસથી જ થાય છે, કારણ કે જો દેહાધ્યાસ ન હોય તો અવશ્ય ચારિત્રમોહનીય અને દર્શનમોહનીયની નિર્જરા થવી જોઇએ પણ પૌદ્ગલિક

સુખો માટે જીવાત્માઓ મોટા ભાગે તપ-જપનો આદર કરે છે, તે તેમની કષાય અને પાંચે ઇંદ્રિયોના વિષયના અત્યાદરથી સ્પષ્ટ જણાઇ આવે છે. જીવાત્માને ખોટી મોટાઇ જોઇએ છે–ગમે છે. પ્રભુ આજ્ઞા પ્રમાણે વર્તીને પ્રભુ બનવું ગમતું નથી. દેહની પ્રશંસા ગમે છે, પણ આત્માની પ્રશંસા ગમતી નથી. મોટા કહેવરાવવું ગમે છે પણ મોટા બનવું ગમતું નથી. જ્યારે જ્યારે જેવા જેવા કર્મનો ઉદય હોય છે ત્યારે ત્યારે તેવા તેવા અધ્યવસાયો આત્માના થાય છે. જ્ઞાની પુરુષો અનાસક્તિ ભાવે–સમભાવે બધું વેદી લે છે. શરીરમાં કર્મના ઉદયનો વિકાર, સુખ દુઃખ આદિ જણાય છે તેને જ્ઞાની પુરુષો પરપરિણતિ માને છે. એટલે તેમની મનોવૃત્તિમાં સમભાવ રહે છે. પોતે શરીરમાં થતાં કર્મના વિકારોને પોતાનાથી અભિન્ન માને છે. અને સાચી રીતે જાણે છે કે કર્મના વિકારોનો આત્માની સાથે કોઈ પણ સંબંધ નથી. તેઓ દેહથી પોતાને સર્વથા ભિન્ન માને છે અને દેહથી આત્મા ભિન્ન છે એવું મરણસમયે અજ્ઞાની જગતને પણ જે પ્રત્યક્ષ દર્શન થાય છે તે જ્ઞાનીઓને જ્ઞાનદૃષ્ટિમાં જણાતું હોવાથી તેમને કષાયો કાંઈ પણ કરી શકતા નથી. તેઓ આત્મસ્વરૂપમાં જ હમેશાં લીન રહે છે.

• •

અપરાધો અપરિમિત છે અને ક્ષમા પરિમિત છે, એટલે શુદ્ધિ થવી મુશ્કેલ છે. કષાયોના ઉપશમભાવ વગર સાચી ક્ષમા કહેવાય નહિ અને સાચી ક્ષમા વગર સમભાવ આવી શકે નહિ, એટલે નિરંતર અપરાધો થવાના જ. જેમની પાસે ક્ષમા માગવી તેમના ફરીને અપરાધી ન થવાય તો જ ક્ષમાની સાર્થકતા કહેવાય.

મન, વચન, કાયાથી કોઇનો પણ અપરાધ ન થવા પામે એવું લક્ષ્ય રાખવામાં આવે તો નિષ્કારણ અપરાધી બની શકાય નહિ અને તે માટે કષાયની મંદતાની ઘણી જરૂર છે. નિષ્કષાયી, નિરપરાધી રહી શકે છે. મિથ્યાભિમાની ક્ષમા માગે તોયે નિરપરાધી બની શકે છે. અભિમાનીમાં નમ્રતા હોય નહિ, અને તેથી તે સ્વોત્કર્ષ અને પરાપકર્ષવાળો હોવાથી પ્રથમ તો ક્ષમા માગતો જ નથી અને કદાચ માગે તો પણ અહંતાગર્ભિત ક્ષમા હોવાથી તે દેખાવ પૂરતી જ ક્ષમા હોય છે એટલે તે ફળશૂન્ય હોય છે.

આપણે આપણા આત્માના જ ઘણા અપરાધી છીએ, માટે પોતાના આત્માની જ ક્ષમા માગવાની જરૂર છે. જે પોતાના આત્માની સાચી રીતે ક્ષમા માગે છે તેને અપરાધી બનવાનો પ્રસંગ આવતો નથી. જે બીજા જીવોની ક્ષમા માગે છે અને આત્માની ક્ષમા માંગતો નથી તે અપરાધોથી છૂટતો નથી. આત્માની અનેક પ્રકારની માઠી ગતિઓમાં અનેક પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે. તે આપણી આત્મા પ્રત્યેની નિર્દયતાનું પરિણામ છે. બહિરાત્મા અજ્ઞાનતાને લઈને પોતાના માનેલા બનાવટી સુખ માટે અંતરાત્માનું ઘણું જ અહિત કરીને અપરાધી બને છે, માટે અંતરાત્માની ક્ષમા માગી નિરપરાધી બનનાર સંસારના જીવમાત્રના અપરાધોથી મુક્ત થાય છે. તો તે વગર માત્ર બીજા જીવોની પાસે ક્ષમા માગવી તે એક રૂઢિ સચવાય છે. અત્યારની રૂઢિમાં બહિરાત્મા બીજા બહિરાત્માની ક્ષમા માંગે છે, તે માત્ર પૌદ્ગલિક સુખમાં પહોંચાડેલી બાધાને આશ્રયીને છે. પાંચે ઇંદ્રિયોના વૈષયિક સુખમાં મગ્ન અજ્ઞાની બહિરાત્માને તેનાં માનેલાં વૈષયિક સુખમાં અંતરાય ઊભો કરવાથી તેને દુઃખ થાય છે.

વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દનો અણગમતો ઉપયોગ કરવાથી તેને દુઃખ થાય છે. પોતાની ક્ષુદ્ર વાસનાઓ પોષવાને વિષયાભિનંદી જીવોના જીવવામાં અંતરાય નાખવાથી તેને દુઃખ થાય છે.

આ પ્રમાણે બહિરાત્માઓ એક-બીજાના અપરાધી બને છે, તેની જ માત્ર અત્યારે ક્ષમા માગવાની પ્રથા છે. એટલે ક્ષમા માગવા છતાં પણ જીવો અપરાધથી છૂટતા નથી અને નિરંતર અપરાધ કર્યે જાય છે, તેથી કોઈ પણ જન્મમાં તેમને નિરપરાધી બનવાનો વખત જ આવતો નથી અને અંતરાત્માની પ્રીતિ જાગવી શકાતી નથી. કેવળ અધ્યાત્મની, અંતરાત્મા, બહિરાત્મા, પરમાત્માની તથા સ્વર્ગની, અપવર્ગની વાતો કરવા માત્રથી નિરપરાધી બની શકાય નહિ તેમ જ પરમાત્મદશા પ્રાપ્ત કરી શકાય નહિ. આત્મા સત્ છે, જગત અસત્ છે, કષાય, વિષય અકલ્યાણના હેતુ છે, વસ્તુ માત્ર ક્ષણવિનશ્વર છે, સંયોગ દુઃખનું મૂળ છે, આત્મા એકલો છે, નિત્ય છે, શાશ્વતો છે, સુખસ્વરૂપ છે, વૈષયિક સુખ દુઃખસ્વરૂપ છે, રાગ, દ્વેષ, મોહ આત્માના અહિતકર્તા છે, ઈત્યાદિ વાતો સાચી છે, પણ તે અંતરાત્મ દશાને પ્રાપ્ત થયેલા માટે છે, બાકી બહિરાત્મ દશાવાળા માટે તો બધું વ્યર્થ છે, કેવળ બોલવા પૂરતું છે અને સ્વાર્થ સાધવા પૂરતું છે; માટે અંતરાત્મ દશાની ક્ષમા માગીને નિરપરાધી બનવાની આવશ્યકતા છે. જે અંતરાત્માની ક્ષમા માગે છે તે અવશ્ય પરમાત્માના દર્શનનો અધિકારી બની શકે છે અને નિરપરાધી બનીને શાશ્વત સુખનો ભોગી બની શકે છે.

• •

"તે જ સાચું છે, નિઃશંક છે, જે જિનેશ્વરોએ કહ્યું છે"—આવી શ્રદ્ધાની ખામીને લઈને દેહાધ્યાસ સર્વથા છૂટતો નથી. આત્મા અમર છે એમ જાણ્યું છે, છતાં મોતનો ભય છૂટતો નથી. પૌદ્ગલિક વસ્તુઓના સંયોગથી માનેલું સુખ તે સાચું નથી, કારણ કે તેનું પરિણામ દુઃખ હોવાથી તે દુઃખસ્વરૂપ છે. આવું જાણવા છતાં પણ કાંઈક અંશે મનોવૃત્તિઓમાંથી પૌદ્ગલિક સુખની વાસના જોઈએ તેવી ભૂંસાતી નથી. વાસનાઓને લઈને તેવાં સુખ મેળવવાની સ્ફુરણાઓ થાય છે, એટલી શ્રદ્ધાની કચાશ સમજાય છે. સજીવ અથવા તો નિર્જીવ, સંસારમાંની કોઈ પણ વસ્તુ, પછી તે દેહ હોય, ધનસંપત્તિ હોય, બાગબંગલા, મોટર કે નોકરચાકર હોય અને છેવટ માતા, પિતા, પુત્ર, સ્ત્રી, સગાંસંબંધી કે સ્નેહી હોય, પણ પરિણામે બધાંનો વિયોગ અવશ્ય થશે. આમ જાણવા છતાં પણ અંતરમાં કલ્પનાસૃષ્ટિ સર્જીને મમતાની સાંકળથી આત્મા બંધાઈ રહ્યો છે, તે જ શ્રદ્ધાની કંઈક અંશે ખામી જણાય છે. સાચી રીતે જાણીએ છીએ કે દેહનો સંયોગ છે. તેનો અવશ્ય વિયોગ થવાનો છે કે જેને મરણ કહેવામાં આવે છે. પછી શા માટે દેહનો સંયોગ ટકાવી રાખવા અનેક જીવોના અપરાધી બની ઉપાયો કરવા પૂરતી કાળજી રાખવી જોઈએ ? પણ હજુ પ્રભુને ઓળખતાં ઘણી વાર છે. પ્રથમ તો પોતાની જોઈએ તેવી ઓળખાણ થઈ નથી તો પછી પ્રભુ ક્યાંથી ઓળખાય ?

દર્શનમોહે કાંઈક વિવર આપ્યું હોય તો કાંઈક આછો આછો આત્મા તથા પરમાત્માનો આભાસ થાય, પણ સ્પષ્ટપણે તો આત્મા કે પરમાત્માનું સ્વરૂપ અનુભવજ્ઞાનગોચર થતું નથી. જ્યાં સુધી મોહનું બળ જોઈએ તેટલા પ્રમાણમાં ઓછું થયું ન હોય, પણ દર્શનમોહનાં દ્વાર

સહેજ ઢીલા પડીને જો ઊઘડી જાય તો પછી પ્રભુદર્શનનો માર્ગ ખુલ્લો થઇ જાય. પછી જ્યારે દર્શનની ઇચ્છા થાય ત્યારે અલ્પ પ્રયાસે પણ પ્રભુદર્શન થઈ શકે છે. પ્રયાસ હોય અને શ્રદ્ધા હોય તો દર્શનમોહનો દરવાજો ઊઘડશે અને પ્રભુદર્શન પણ અવશ્ય થશે. ત્યાં સુધી હમણાં તો કુંઇક અંશે મોહની શિખવણી પ્રમાણે ચાલવું પડશે, તો ય અંતરથી સમજાશે અને મનાશે કે આ બધું ખોટું છે એટલે અંશે પ્રભુનાં વચનો ઉપર શ્રદ્ધા સૂચવે છે. દર્શનમોહનાં દ્વાર શિથિલ થયાં છે એટલે જ કંઇક અનાસક્તિ રહે છે તે સંપૂર્ણ અનાસક્તિ પ્રકટ થવાનું ચિહ્ન સમજાય છે. ભવસ્થિતિ પાકતાં બધું વ્યવસ્થિત થઇ જાય છે. શ્રદ્ધાની કચાશમાં પણ ભવસ્થિતિની કચાશ આડી આવે છે માટે શાંતિ, સમભાવ, અનાસક્તિ અને અંતરાત્મદશાને કેળવવાનો પ્રયાસ ઉચિત જણાય છે

● ●

જ્યારે આપણે સ્વપરના ઔદયિક ભાવે સંસારવાસી જીવોને જોઈએ છીએ ત્યારે ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા જીવો જણાય છે, પણ જ્યારે ઔપશમિકભાવે જોઈએ છીએ ત્યારે પ્રકૃતિભેદ જણાતો નથી. આત્મા માત્ર એક જ પ્રકૃતિભાવવાળા જણાય છે અને તે જ તાત્ત્વિક છે. જીવ તથા આત્મામાં અંતર પણ એટલું જ છે. જીવો ભિન્ન ભિન્ન અનેક પ્રકૃતિવાળા છે ત્યારે આત્મા એક જ પ્રકૃતિવાળા હોવાથી અભેદ સ્વરૂપે ઓળખાય છે. દ્રવ્ય પ્રાણો ધારણ કરવાથી જીવ કહેવાય છે અને તે દ્રવ્ય પ્રાણ ભિન્ન પ્રકૃતિના ઉત્પાદક છે, કારણ કે તે જડ પુદ્ગલસ્વરૂપ છે, અને તે વિકૃત સ્વરૂપ હોવાથી તેની વિકૃતિઓ તે જ જીવોની પ્રકૃતિરૂપે ઓળખાય છે, અર્થાત્ દશ પ્રાણોના સમુદાયને રૂપી કહેવામાં આવે છે. આ શરીરનું બીજ કર્મ છે અને તે કર્મ મૂળ તથા ઉત્તર પ્રકૃતિને આશ્રયીને અનેક પ્રકૃતિવાળું ઓળખાવ્યું છે. તે પ્રકૃતિઓના ભેદથી અનેક ભેદવાળું કહેવાય છે. આ બધી પ્રકૃતિઓનો અનુભવ શરીર વગર હોઇ શકતો નથી, માટે જ્યાં સુધી પ્રકૃતિઓ છે ત્યાં સુધી શરીર પણ રહેવાનું જ. સર્વ પ્રકૃતિઓનો ક્ષય થયા પછી જ્યારે જીવ અશરીરી થાય છે ત્યારે તેને આત્મા કહેવામાં આવે છે. આવા આત્માની પ્રકૃતિ તે જ તેનો સ્વભાવ ગુણ કહેવાય છે, અશરીરી આત્માઓ સરખી રીતે જ્ઞાન સ્વભાવવાળા હોવાથી જીવોની પ્રકૃતિની જેમ ભેદવાળા હોતા નથી. આત્માની પ્રકૃતિ જીવ અવસ્થામાં નષ્ટ થતી નથી, કારણ કે તે પ્રકૃતિ જ્ઞાનસ્વરૂપ હોવાથી આત્માથી અભિન્ન છે. જો જ્ઞાન પ્રકૃતિનો નાશ થાય તો આત્માનો પણ નાશ થઇ જાય. પછી આત્માની જીવ જેવી અવસ્થા જ ન રહે. કર્મના સંયોગથી આત્માની પ્રકૃતિ ઢંકાઇ જાય છે પણ નષ્ટ થતી નથી, તેમ જ તેમાં કોઇ પણ પ્રકારની વિકૃતિ થતી નથી. પણ પુદ્ગલ સ્વરૂપ કર્મમાં અનેક પ્રકારની વિકૃતિઓ થાય છે. તેનો અધિષ્ઠાતા આત્મા હોવાથી તેની કહેવાય છે અને તેથી તે સંસારી જીવ તરીકે ઓળખાય છે. કર્મની જેટલી વિકૃતિઓ છે તેટલી જ જીવની પ્રકૃતિઓ. આવી વિકૃતિસ્વરૂપ પ્રકૃતિઓ નાશવાળી હોય છે. તેનો સર્વનાશ થવાથી જીવ શુદ્ધ થાય છે, જેથી તેને મુક્તાત્મા કહેવામાં આવે છે. આત્માને આત્મદર્શનમાં આડી આવનાર પ્રકૃતિને શાસ્ત્રવાળાઓ દર્શનમોહ તરીકે ઓળખાવે છે. તે પ્રકૃતિ જ્યારે નષ્ટ થાય છે ત્યારે જીવને આત્મદર્શન થવાથી એવી શ્રદ્ધાવાળો થાય છે કે હું આત્મા છું, પણ જીવ નથી. જ્યારે જીવ પોતાને આત્મા તરીકે ઓળખતો થાય છે ત્યારે તે સંસારને પણ સાચી રીતે ઓળખે છે અને સાચી રીતે જાણે છે કે કષાય વિષય આત્માની પ્રકૃતિ નથી પણ વિકૃતિ છે અને તે

વિકૃતિને લઇને જીવ સ્વરૂપે ઓળખાતો આત્મા પોતાની પ્રકૃતિનો વિકાસ સાધી શકતો નથી. રાગદ્વેષ મારી પ્રકૃતિ નથી, પણ કર્મની વિકૃતિ છે અને તેની સાથે મારે તાત્ત્વિક સંબંધ જ નથી, કારણ કે તે રાગદ્વેષ પૌદ્ગલિક વસ્તુઓના સંસર્ગથી પુદ્ગલસ્વરૂપ કર્મમાં થવાવાળી વિકૃતિ છે, માટે તે રૂપી છે અને હું તો અરૂપી છું. વિકૃતિ માત્ર રૂપી પુદ્ગલોનું જ પરિણામ છે. અરૂપી વસ્તુઓમાં વિકૃતિ છે જ નહિ. અને જે અરૂપીમાં વિકૃતિ કહેવાય છે તે ઔપચારિક હોવાથી તાત્ત્વિક નથી. આત્મદર્શન થયા પછી આત્મા સમ્યગ્જ્ઞાની થાય છે, જેથી કરીને તે પોતાની પ્રકૃતિનો સંપૂર્ણ વિકાસ સાધી શકે છે, માટે પ્રથમ આત્મદર્શન મેળવવા પ્રયાસ કરવાની જરૂર છે. જીવદશામાં જ્યાં સુધી વિકૃતિસ્વરૂપ પ્રકૃતિને પોતાની પ્રકૃતિ તરીકે માનીને માન, મોટાઇ મેળવવા ધર્મના પ્રચારના બહાને બાહ્ય આડંબર કરનારા તથા અમે સાચા અને બીજા જૂઠા એમ કહેનારા, અમે કહીએ છીએ તે જ વીતરાગનો માર્ગ છે, અને તે માર્ગમાં ચાલનારને જ મુક્તિ છે પણ બીજામાં મુક્તિ નથી એમ કહેનારા, અને નિશ્ચયને આગળ ધરીને પૌદ્ગલિક આસક્તિભાવને પોષનારા જો એમ કહેતા હોય કે અમને આત્મદર્શન થયું છે તો તે વીતરાગના માર્ગથી દૂર અવળે રસ્તે ચાલી રહ્યા છે અને તે આત્મવિકાસના અધિકારી નથી, અને તેથી તે સ્વપરના અકલ્યાણ કરનારા હોય છે; માટે આવા જીવોથી અનેકનું અશ્રેય થાય છે અને તેથી આત્મહિતૈષીઓ એવા વચનો ઉપર શ્રદ્ધા રાખતા નથી પણ તેમની ઉપેક્ષા જ કરે છે.

વખત જાય છે તેમ જીવન ટૂંકું થાય છે. ન કરવાનું થાય છે અને કરવાનું રહી જાય છે. બીજાને ઉપદેશ અપાય છે તે જ ઉપદેશ પોતાના આત્માને આપવાની ઘણી જરૂર છે. જેની એવી માન્યતા હોય કે મેં ઘણાંને બૂઝવ્યાં છે, તેણે કોઈ દિવસ વિચાર્યું છે કે પોતાના આત્માને કેટલો બૂઝવ્યો છે. જો તેનો પોતાનો આત્મા બૂઝાયો ન હોય તો બીજાને બૂઝવવાનું કહે છે તે જૂઠું છે. અત્યારે તો કોઇ પણ પ્રકારની લાલચથી, દાક્ષિણ્યતાથી, મોટાઈની પ્રશંસાથી કે દબાણ આદિથી લીલોતરી આદિ ખાવાપીવાની બાધા કરાવવી, સામાયિક, પડિક્કમણાં, પૂજા આદિની બાધા કરાવવી—પછી તે અણસમજણથી વેઠ જ કેમ ન કરે અને રાગદ્વેષ, મદ, મોહનો હ્રાસ જ કેમ ન હોય, પણ એમ કહેવાય છે અને એમ મનાય છે કે, અમે અમુકને બૂઝવ્યા છે. તેમાં જો આ બધી બાધાઓ પાળનાર તથા સામાયિક આદિ કરનાર તેને પગે ન લાગતો હોય, માનતો ન હોય, નમતો ન હોય તેમ જ તેની વાસનાઓ પોષતો ન હોય તો તે ધર્મઠગ, દૃષ્ટિરાગી, કષાયી તથા ખોટો ડોળ કરનાર કહેવાય છે; અને જો તે નમતો હોય, ગુરુપણાની બુદ્ધિ ધારણ કરતો હોય, ઇચ્છાઓ પૂરી કરતો હોય, રાગ ધરાવતો હોય તો તે વ્યક્તિ ધર્મિષ્ઠ, વિવેકી, હળુકર્મી, ઉત્તમ જીવ તરીકે ઓળખાય છે. આજકાલ બૂઝવા–બૂઝવવાની આવી પ્રથા પડી ગઇ છે. બાકી તાત્ત્વિક વૈરાગ્યથી બૂઝવું–બૂઝાવવું લુપ્તપ્રાય થઇ ગયું છે.

સારા અને સાચા ત્યાગ–વૈરાગ્ય પંચમ કાલ ભક્ષણ કરી ગયો છે. સાચાને પણ ઝાંખા કરી નાખે તેવા ત્યાગ–વૈરાગ્યની પ્રગતિ થઈ રહી છે. તેને સાચા પરીક્ષકો ઓળખી શકે છે. બાકી વસ્તુસ્થિતિના અણજાણ ભોળવાઇ જાય છે તો ય છેવટે બનાવટી વસ્તુઓનો ચળકાટ વધુ ન ટકવાથી અજાણી રીતે પણ ઓળખી જાય છે. ફક્ત વાસના પોષવાના ધંધાને પ્રાયઃ ધર્મ

મનાવવાનો પ્રચાર થઈ રહ્યો છે એટલે તે તરફ સમજુ માણસો ધ્યાન આપતા નથી, તેથી અત્યારે એમ કહેવાય છે કે–ધર્મની શ્રદ્ધા ઓછી થઇ ગઈ છે; બાકી સાચા ધર્મની શ્રદ્ધા ઓછી થઈ નથી. સાચા ત્યાગ–વૈરાગ્યને બધા માને છે, વીતરાગ દશાને, સમભાવને બધા માને છે, પણ પુદ્‌ગલાનંદીપણે સામાયિક, પડિક્કમણાં, પૂજા કે બીજી કોઈ ધાર્મિક ક્રિયા કરાવવાના બહાના હેઠળ પોતાના ભક્ત બનાવવાના વ્યવસાયને સમજુ માણસો ધર્મ માનતા નથી. પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરવા ધર્મના બહાને પૈસા ભેગા કરી ખાતાં ખોલવા કે શાસનની પ્રભાવનાનાં બહાના હેઠળ પોતાનાં માન, પ્રશંસા કે મોટાઈ માટે છ–કાયનો આરંભસમારંભ કરાવવો તેને પ્રભુની વાણીનું રહસ્ય સમજનાર શાસનનો અનુરાગી સમજુ માણસ ધર્મ માનતો નથી. આવા માણસને શ્રદ્ધાહીન કે ધર્મની અવજ્ઞા કરનાર કહેવું તે પ્રભુના વચનની અવજ્ઞા કરવા જેવું છે. અત્યારે તો પુદ્‌ગલાનંદી જીવોથી ભરમાવેલા પુદ્‌ગલાનંદી જગતને ઉપદેશ આપી સમજાવવા કરતાં આત્માર્થી જીવોએ પોતાના આત્માને ઉપદેશ આપી સમજાવવામાં અત્યંત શ્રેય રહેલું છે. જેને માત્ર પાંચે ઇંદ્રિયોના વિષયોની વાસના પોષવી હોય તેને તો અત્યારના પુદ્‌ગલાનંદી જીવોએ અખત્યાર કરેલી ઉપદેશની કે સમજાવવાની પદ્ધતિનો સ્વીકાર કરવાની જરૂર છે, પણ જેને પ્રભુના સિદ્ધાંત પ્રમાણે પોતાનું શ્રેય સાધવું હોય તેને જરા ય જરૂર નથી.

● ●

માનવજીવનનું માપ કાઢી શકાતું નથી. આપણે ધારીએ ઘણું અને નીકળે થોડું અને થોડું ધારતા હોઇએ તો ઘણું નીકળે, માટે ગમે તેટલું જીવન હોય પણ માનવીએ પોતાનું જીવન વાપરીને સમ્યગ્જ્ઞાન, દર્શન, સમભાવ આદિ આત્માના ગુણો ખરીદવાની જરૂર છે. પણ મોહની શીખવણીથી અનુકૂળ વર્ણ, રસ, સ્પર્શ આદિ ખરીદવામાં કીંમતી માનવજીવન વેડફી નાખવું ન જોઈએ. અનાદિ કાળથી સંસારમાં રખડતા જીવને જો ઉત્તમ અને કીંમતી વસ્તુ મળી હોય તો તે માનવજીવન છે. તેને સાચી રીતે ઓળખીને તેની કદર કરનાર આત્મા પ્રભુની સાચી સંપત્તિનો વારસ બને છે. સંસારને આંખોથી જોનાર માનવજીવનનો સદ્‌ઉપયોગ કરી શકતો નથી, પણ જ્ઞાનદૃષ્ટિથી જોનાર વિવેકી માનવી સાચો ઉપયોગ સમજી શકે છે અને આત્માને વિપત્તિમાંથી બચાવીને શાશ્વત સુખી બનાવી શકે છે.

● ●

માનવ જીવન ટૂંકાં અને તેમાં અનેક વિઘ્નો, અંતરાયો આવે એટલે માનવી શું કરી શકે? લોકપ્રવાહમાં તણાઇ જવાથી આત્માનું કશું શ્રેય બની શકતું નથી. જેમ ભિખારી બીજાને શ્રીમંત બનાવવાનું સાહસ કરે અને તે જેમ મૂર્ખાઈ કહેવાય તેવી રીતે આપણે આત્મસંપત્તિના કંગાલ હોઇને બીજાને સાચા શ્રીમંત બનાવવા માટે પ્રયાસ કરીએ તે એક પ્રકારની અજ્ઞાનતા કહેવાય. પ્રભુએ બાર વરસ મૌન સેવી આત્મસંપત્તિથી સંપૂર્ણ શ્રીમંત બન્યા પછી જ બીજાઓને આત્મસંપત્તિથી શ્રીમંત બનાવવા પ્રયત્ન કર્યો છે. અત્યારે તો આપણે પ્રભુની પારકી જ્ઞાનસંપત્તિથી શ્રીમંતનો–જ્ઞાની હોવાનો ડોળ કરીએ છીએ અને એટલા માટે જ કહેવું પડે છે કે શાસ્ત્રકાર આમ કહે છે, પ્રભુ આમ કહે છે.

પુદ્‌ગલાનંદી જીવને ઋદ્ધિ–ગૌરવતા અને શાતા–ગૌરવતા ઘણી જ કનડતી હોવાથી ત્યાગી

જીવનમાં પણ ભોગી ગૃહસ્થને ગમે તેમ વર્તવું પડે છે. એટલે આત્મસંપત્તિ મેળવવા પ્રભુના કહેવા પ્રમાણે વર્તાતું નથી. અને તેથી દ્રવ્ય ચારિત્રની સામગ્રી મેળવવા છતાં પણ આત્માને ચારિત્રશીલ બનાવી વિકાસ સાધી શકતો નથી. મોટે ભાગે જોઇએ છીએ તો પુદ્ગલાનંદી જીવો શાસ્ત્રોનો અભ્યાસ, તપસ્યા અને કાંઈક સાધુનો આચાર પાળે છે, તે આત્મદૃષ્ટિથી નહિ પણ ગૃહસ્થોને રાજી કરીને આહાર, પદવી, પૂજા, સન્માન આદિ મેળવવા માટે હોય છે. આત્મશુદ્ધિ અને આત્મવિકાસને જાણનાર સંસારમાં વિરલા હોય છે, કારણ કે પ્રથમ તો આત્માને ઓળખવામાં જ બધા ભૂલે છે. એટલે પછી તેની શુદ્ધિ કે વિકાસની તો વાત જ કયાંથી હોઈ શકે ?

જેમાં એકેન્દ્રિયથી લઇને પંચેંદ્રિય સુધીના જીવોની વિરાધના થતી હોય એવા કાર્યનો આરંભ કરાવીને તેને ધર્મ કહેવો એ જરા વિચારવા જેવું છે. પ્રભુની આજ્ઞા શું છે ? તેનો સારી રીતે વિચાર કરવાથી અત્યારની કેટલીક પ્રવૃત્તિઓમાં અધર્મ હોવા છતાં પણ તેને ધર્મ કહેવો, અને બીજાને તેની શ્રદ્ધા કરાવવા પ્રયાસ કરવો તે એક પ્રકારનું મિથ્યાત્વ કહેવાય છે, અને પોતે મિથ્યાત્વ સેવીને પોતાની માન–પ્રતિષ્ઠા વધારવા ખાતર બીજાને મિથ્યાત્વ સેવરાવવું તે પ્રભુની આજ્ઞાને લોપવા જેવું છે.

આત્મ–ગવેષણા કરનારાઓ ગૃહસ્થોના ભોગોપભોગની વસ્તુઓની ઈચ્છા રાખતા નથી, તેમ જ ગૃહસ્થોના માન–સન્માનની પણ તૃષ્ણા છોડી દે છે. તેમ જ પૈસાવાળાઓને પોતાના અનુયાયી બનાવવાનો મિથ્યા મોહ પણ રાખતા નથી. તેઓ જાણે છે કે અજ્ઞાની ગૃહસ્થને રાજી રાખવા પ્રયાસ કરવાથી કદાચ તે રાગી બની જાય તો તે કાંઈ કર્મની નિર્જરા આપી શકતો નથી કે સદ્ગતિ આપી શકતો નથી. આત્મશુદ્ધિ કે વિકાસ આપી શકતો નથી, પણ તે આત્મગુણઘાત કરવામાં નિમિત્ત બને છે, કારણ કે તે રાગી બનવાથી આપણી ઈચ્છા પ્રમાણે પૈસા વાપરે છે કે જેથી આપણે પોતાની પ્રશંસા સાંભળી રાજી થઇએ છીએ, જેથી આત્માને અને પ્રભુને અંધારામાં રાખી આત્માને કર્મબંધ અને પ્રભુની આજ્ઞાનું ખંડન કરીએ છીએ.

રાગી થયેલો ગૃહસ્થ પૌદ્ગલિક સુખ ભોગવવામાં સારી અનુકૂળતા કરી આપશે કે જેથી એકાંતે આત્માના ગુણોનો ઘાત જ થાય. આપણે તો રાગી થયેલા ગૃહસ્થની આવી પ્રવૃત્તિનાં વખાણ કરીને તેને ધર્મના અગ્રેસર તરીકે વખાણીશું. પણ કાંઇક આત્મિક ગુણ મેળવવા હોય તો આવી ધમાલોથી કિનારે રહેવામાં જ લાભ છે. બાકી તો જેને જે ગમે તે ખરું, પણ સાચાને સાચું અને ખોટાને ખોટું માનવું જ પડે છે. પછી આપણે હોઇએ કે બીજા કોઈ હોય, પણ માનવું તો યથાર્થ જોઇએ. વસ્તુને વસ્તુરૂપે જ માનવી જોઇએ.

• •

સંસારની રચના જ એવી છે કે ઉપરથી જોનારને સાચું સમજાય નહિ. ઉપશમભાવે ઊંડા ઊતર્યા વગર વસ્તુનું તાત્ત્વિક સ્વરૂપ જણાય નહિ. સ્વરૂપથી તો વસ્તુ બદલાય નહિ, પણ સમજણ વગરના જોનારને બદલાતી નજરે પડે છે. જે બદલાય છે તે તાત્ત્વિક નથી. જે તાત્ત્વિક છે તે સ્વરૂપથી નિત્ય છે, અને તે જ ગ્રાહ્ય છે, કારણ કે તે અસ્થિર અને ક્ષણિક નથી. આત્મા પોતાને ભૂલતો નથી. જો તે પોતાને ભૂલે તો જડ બનવાનો પ્રસંગ આવી જાય

અને સ્વરૂપ ભૂંસાઈ જાય. જડ ચેતન બન્ને જુદાં છે. બન્નેનો સ્વભાવ જુદો છે. કેવળજ્ઞાનમય ચેતન છે અને પૂરણ ગલનવાળું જડ છે, પણ તે અત્યારે તો જાણવા તથા શ્રદ્ધા કરવા પૂરતું છે. બાકી તો અત્યારે ચેતન તથા જડ બન્ને અરસપરસ મળીને ઓતપ્રોત થઈને રહ્યાં છે. અનાદિકાળથી બન્ને એવાં તો ઓતપ્રોત થઇ ગયાં છે કે બન્નેને જુદાં ઓળખવાં મુશ્કેલ છે. જ્ઞાનીઓના વચન વગર સ્વતંત્રપણે બન્નેને કોઇ પણ ઓળખાવી શકતું નથી, માટે જ્ઞાની પુરુષોએ અનુભવ કરીને બતાવેલા માર્ગને અનુસરવાની અત્યારે અત્યંત આવશ્યકતા છે. જ્ઞાનીઓએ કહેલું કહેવા માત્રથી જડ ચેતન પોતાના શુદ્ધ સ્વરૂપમાં આવી શકતાં નથી. સકર્મક જીવો અત્યારે તો કર્મનાં કાર્યોથી જ ઓળખાય છે. અત્યારે તો જીવને ઓળખાવ-નાર જડ છે. પુસ્તક, વચન, શબ્દ, મૂર્તિ, શરીર વગેરે જડની મારફતે જ જીવાદિ તત્ત્વો તથા તેના ધર્મોને જાણવાનું રહ્યું. આત્મા પોતાના શુદ્ધ જ્ઞાનબળથી જડની સહાયતા લીધા વગર જાણી શકતો નથી. જડની સહાયતાથી જ જાણી શકે છે, પણ પ્રત્યક્ષ કરી શકતો નથી. કારણ કે આત્મપ્રદેશો ઉપર કર્મસ્વરૂપ જડના થર જામી ગયા છે.

મહાઆરંભ તથા પરિગ્રહ, સંયમની પ્રવૃત્તિઓને ધર્મ માનવા મનાવવા પ્રયાસ આદરવો તે આત્મગુણવિકાસનો પૂર્ણ બાધક છે. જ્યાં આરંભ તથા પરિગ્રહનો આદર હોય છે ત્યાં ધર્મને જરા ય અવકાશ નથી. મલિન આરંભી ગૃહસ્થનો આચાર આત્મધર્મનો બાધક છે. મલિન આરંભીનો અત્યંત પરિચય સંયમનો બાધક છે. તેમને રાગી બનાવવાની પ્રવૃત્તિ આદરી, તેમની આત્મગુણઘાતક ભક્તિથી પ્રસન્ન થવું, અને અન્યને પોતે પ્રભાવશાળી કે પ્રતાપશાળી બનાવી મહોત્કર્ષ કરવો તે પ્રભુના સંયમમાર્ગની દિશાથી વિમુખ થવા જેવું છે. સંયમની વૃદ્ધિ તથા પુષ્ટિ પ્રભુના વચનોની શ્રદ્ધાપૂર્વક આરાધનાથી જ થઇ શકે છે, પણ અજ્ઞાની જનતાના બહુમાન કે સેવાભક્તિથી થઇ શકતી નથી. અજ્ઞાની જનતાના બહુમાન તથા ભક્તિ અસંયમની વૃદ્ધિ તથા પુષ્ટિનું કારણ બની શકે છે. જ્યાં ચોવીશે કલાક અ-સંયમીઓનો સહવાસ હોય અને અસંયમપોષક પ્રવૃત્તિઓનો આદર થતો હોય ત્યાં સમ્યગ્-જ્ઞાન, દર્શન, ચારિત્રની છાયા પણ હોતી નથી. ઉચ્ચરવું અને આદરવું બંને એક દિશામાં ન વિચરે ત્યાં સુધી માત્ર ઉચ્ચરવાથી આત્માનું લેશ પણ હિત થઇ શકતું નથી. એક કંગાલ માણસ ચક્રવર્તીની કે દેવેન્દ્રની રિદ્ધિ સમૃદ્ધિની તથા સુખની વાતો કરી જાણે કે સાંભળી જાણે તેથી કાંઇ તેનું દારિદ્રય નાશ પામી સુખસંપત્તિનો ભાગી કે ભોગી બની શકતો નથી. તેવી જ રીતે શુદ્ધ આત્માનો રિદ્ધિ સમૃદ્ધિ તથા શાશ્વત સુખની વાત કરનાર, માન–મોટાઈની તૃષ્ણાવાળો તથા પાંચે ઇંદ્રિયોના દાસ, આત્મસંપત્તિનો કંગાલ, શુદ્ધ આત્માની રિદ્ધિ તથા શાશ્વત સુખનો ભાગી કે ભોગી બની શકતો નથી. આવો કંગાલ આત્મા શુદ્ધ આત્માની સંપત્તિનું વર્ણન કરી અજ્ઞાની જનતાની પાસેથી માન, મોટાઈ મેળવવાની તૃષ્ણાવાળો હોય છે. સાચી વસ્તુ જાણનાર તથા શ્રદ્ધનાર જ્ઞાની મહાપુરુષ મહારંભના કાર્યને ધર્મ માને નહિ અને મનાવે પણ નહિ. તેમ જ પોતાની મહત્ત્વતા બતાવવા અણજાણ જીવોને તેવા માર્ગ તરફ દોરે પણ નહિ. જ્યાં સુધી સાચી રીતે ગુણ મેળવે નહિ ત્યાં-સુધી તે ગુણના વિકાસ માટે નિરંતર પ્રયાસ કરે, પણ મિથ્યાડંબર કરીને તેવા ગુણી કહેવડાવવા અજ્ઞાની જનતાને ધર્મના નામે અવળે માર્ગે દોરે નહિ. એવા જ્ઞાની મહાપુરુષો જ પ્રભુના સત્, સંયમ તથા માર્ગને જાળવી રહ્યા છે, અને

તેઓ જ અનેકશઃ વંદનને લાયક છે અને એવા પવિત્ર પુરુષોથી જ આપણો આત્મા પવિત્ર બની શકશે.

● ●

"**उवसमसारं खु सामन्नं**" આવું વચન કલ્પસૂત્રમાં વાંચ્યું છે તે બરાબર સાચું સમજાય છે. શ્રમણપણું ઉપશમપ્રધાન બતાવ્યું છે. ઔપશમિક ભાવ વગર તો ચોથું ગુણસ્થાન નથી, તો પછી છટ્ઠું તો હોય જ કયાંથી ? ઔદયિક ભાવ જ્યાં સુધી હોય ત્યાં સુધી સાચી ક્ષમા માગી શકાય નહિ. કષાયોના આવેશોને શમાવ્યા વગર તો ઉપશમ ભાવ આવે પણ નહિ અને તે વગર ભાવથી ક્ષમાપના થાય નહિ. ભાવશૂન્ય વચનથી ક્ષમા માગવી અને આપવી તે એક પ્રકારની રૂઢિ અને એટલા માટે જ વારંવાર અપરાધો કરાય છે અને ક્ષમા મગાય છે. ઔદયિક ભાવથી ઔપશમિક ભાવમાં આવવાનું નામ ક્ષમા માંગવી તથા આપવી કહેવાય છે. ત્યાં વચનના ઉચ્ચારની આવશ્યકતા હોતી નથી.

પ્રથમ તો આપણે પોતાના આત્માની પાસેથી ક્ષમા માગવી જોઇએ. તે જ્યાં સુધી ક્ષમા ન આપે ત્યાં સુધી બીજાની પાસે ક્ષમા માગવી નકામી છે. આપણે ઔદયિક ભાવને આધીન થઇને આપણા આત્માને અધોગતિમાં રખડાવીને અને અસહ્ય દુઃખોમાં નાંખીને પોતાના જ આત્માના મોટા અપરાધી છીએ, માટે તેની ક્ષમા માગવી અવશ્ય કર્તવ્ય છે. જો આપણે પોતાના આત્માની પાસેથી ક્ષમા મેળવશું તો જ વિશ્વના બધા ય પ્રાણીઓ ક્ષમા આપશે, નહિ તો આપણી માગેલી ક્ષમા કોઇ પણ સ્વીકારશે નહિ.

પોતાના આત્માની પાસેથી ક્ષમા માગ્યા પછી પ્રભુની પાસેથી ક્ષમા માગવાની છે, કારણ કે આપણે પ્રભુના વચનોની ઘણી જ અવજ્ઞા કરી છે અને કરીએ છીએ, માટે આત્મા પછી પરમાત્માની ક્ષમા માગવી. બંને તરફથી ક્ષમા મળી જાય તો પછી સંસારના કોઈ પણ જીવની પાસેથી ક્ષમા માગવાનું રહેતું નથી. આત્મા તથા પરમાત્માની પાસેથી ક્ષમા માગવી એટલે ઔદયિક ભાવથી ઔપશમિક ભાવમાં આવી જવું. ઔદયિક ભાવથી અપરાધી થવાય છે અને ઔપશમિક ભાવથી નિરપરાધી રહેવાય છે. જ્યાં સુધી આપણે ઉપશમ ભાવમાં રહીએ છીએ ત્યાં સુધી પ્રભુના વચનોનું, પ્રભુનું તથા આત્માનું બહુ જ માન કરીએ છીએ તેથી આપણે અપરાધી બની શકતા નથી. પ્રભુના વચનોનું બહુમાન કરનાર પ્રભુનું બહુમાન કરે જ છે અને પ્રભુનું બહુમાન કરનાર આત્માનું બહુમાન જાળવે જ છે તેથી તે અપરાધથી મુક્ત હોય છે. અને નિરપરાધીને જન્મ, જરા, મરણનો ભય હોતો જ નથી.

સકર્મક આત્મા મોહના દબાણથી ઔદયિક ભાવમાં ચાલ્યો જાય છે, છતાં તે જો સાવધ રહીને પોતે ભૂલે છે એવી શ્રદ્ધાવાળો હોય તો તે અક્ષમ્ય અપરાધી થતો નથી અર્થાત્ તેને પરમાત્મા તથા આત્મા તરફથી ક્ષમા તરત મળી જાય છે, કારણ કે તે જડાસક્તિપણે પોતે કરે છે તે ઠીક કરે છે અને આત્માને આનંદ તથા સુખ આપવાને કરે છે એમ માનતો નથી; પણ ઔદયિક ભાવની પ્રબળતાને લઇને અનિચ્છાએ પણ ઔદયિક ભાવના બળાત્કારથી તણાય છે એટલે પ્રભુની તથા આત્માની ક્ષમા માગવાનો અધિકારી છે અને તેને ક્ષમા મળી જાય છે.

● ●

જગતના જીવો સુખ, શાંતિ તથા આનંદ માટે નિરંતર તીવ્ર રુચિપૂર્વક પ્રયાસ કરી રહ્યા છે, અને માનવ જીવન ઘણી જ ઉદારતાથી વાપરી રહ્યા છે, છતાં જીવન વપરાઈને પૂરું થઈ જતાં સુધી કોઈ પણ સંપૂર્ણ સુખ, શાંતિ તથા આનંદ મેળવી શકયું નથી; કારણ કે તેઓ બધા સુખ, શાંતિથી અણજાણ છે. પાંચે ઇન્દ્રિયોના વિષયો જે જડ વસ્તુના ધર્મો છે તેની અનુકૂળ પ્રાપ્તિથી અજ્ઞાની જગત સુખ, શાંતિ તથા આનંદ માને છે, અને તે જ રૂપ, રસ આદિ જડના ધર્મોની પ્રતિકૂળ પ્રાપ્તિથી દુ:ખ, અશાંતિ માને છે. આવાં સુખ, દુ:ખ, અશાંતિ તથા શાંતિ, પુણ્ય તથા પાપ કર્મના ઉદયથી થાય છે, માટે તે ઔદયિક ભાવનું પરિણામ છે. આત્માને કર્મના ઉદયથી પ્રાપ્ત થનારી વસ્તુઓ અતાત્ત્વિક (ઔપચારિક) હોય છે, અર્થાત્ શુભાશુભ કર્મના ઉદયથી મળનારી વસ્તુઓ પુદ્ગલપરિણામ હોય છે, માટે તે આત્મિક દૃષ્ટિથી અતાત્ત્વિક છે અને એટલા માટે જ ઔદયિક ભાવનાં સુખ, દુ:ખ, શાંતિ, અશાંતિ, અતાત્ત્વિક—ખોટાં છે. શાતાવેદનીયના ઉદયથી શારીરિક સુખ અને અનુકૂળ વિષયોની પ્રાપ્તિથી માનસિક શાંતિ અણજાણ જીવો અનુભવે છે અને સંતોષ માને છે, પણ આત્મિક સુખ જેવી વસ્તુ કે જે નિરુપચરિત અને તાત્ત્વિક છે તે તેમના સંકલ્પમાં ય હોતી નથી, મન તથા શરીર બન્ને જડ વસ્તુઓ છે, તેમાં જે સુખ, શાંતિનો અનુભવ થાય છે તે કર્મસ્વરૂપ જડનો વિકાર હોવાથી જડ પરિણામ છે અને એટલા માટે જ તે ઔદયિક ભાવસ્વરૂપ છે અને જે સુખ, શાંતિનો આત્મામાં અનુભવ થાય છે તે ક્ષાયોપશમિક તથા ઔપશમિક ભાવ હોવાથી તાત્ત્વિક છે. સાકરને મીઠી બનાવવા માટે મીઠાની જરૂર પડતી નથી; કારણ કે સાકર પોતે જ મીઠી છે. તેની સાથે જો મીઠું ભળે તો સાકરનો સ્વાદ જ બદલાઈ જાય છે, તેથી મીઠાશ વિચિત્ર સ્વાદવાળી થાય છે, માટે જો ખારા મીઠાથી સાકર ગળી બને તો જ પાંચે ઇંદ્રિયોના વિષયથી આત્મા સુખ મેળવી શકે.

જડાત્મક વસ્તુઓના સંયોગથી જ જો આત્માને સુખ મળી શકતું હોય તો કર્મથી છૂટા થઈને મુક્તિ મેળવવાની જરૂર રહે નહિ; અને જે મુક્તાત્માઓ છે તે બધા પરમ દુ:ખી જ હોવા જોઈએ. સારાં પુદ્ગલો મેળવવાને શુભ કર્મના ઉદયની જરૂર રહે છે, અને તેથી આત્માને શુભ કર્મનાં પુદ્ગલોનો સંગ્રહ કરવાની જરૂર રહે છે અને તે શુભ કર્મનાં પુદ્ગલો શુભ કર્મના ઉદયથી કરવામાં આવતી પ્રવૃત્તિથી મેળવી શકાય છે; માટે જ તે સુખ કાલ્પનિક છે. વાસ્તવિક સુખ માટે કર્મનો વિયોગ(નિર્જરા)ની જરૂર છે, ત્યાં શુભ કર્મના સંયોગની જરૂર નથી. જડસ્વરૂપ સુખ જોઈતું ન હોય તેને જડ વસ્તુની સહાયતાની જરૂર હોતી-નથી. તેને તો શુભાશુભના ઉદયથી થવાવાળા પૌદ્ગલિક વસ્તુઓના સંયોગ વિયોગ તરફ ઉદાસીનતા ધારણ કરવાની જરૂર છે, પણ હર્ષ શોક કરવાની કે આનંદ તથા ઉદ્વેગ કરવાની જરૂર નથી. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે સુખ તથા શુદ્ધ બન્ને એક જ ભાવને ધારણ કરવાવાળા શબ્દ છે અને તે જીવ તથા અજીવ બન્ને પ્રકારના દ્રવ્યોમાં ઘટી શકે છે. આનો ભાવાર્થ આવી રીતે સમજાય છે કે:—

છએ દ્રવ્ય(ધર્માસ્તિકાયાદિ)નું પોતાના સ્વભાવમાં—સ્વરૂપમાં વર્તવું તેને સુખ અથવા તો શુદ્ધ કહેવામાં આવે છે. જે શુદ્ધ છે તે સુખસ્વરૂપ છે, અર્થાત્ દ્રવ્યોનું ઉપાધિથી મુકાઈને પોતાના સ્વરૂપમાં વર્તવું તે દ્રવ્ય શુદ્ધ કહેવાય છે અને જે શુદ્ધ સ્વરૂપ છે તે જ સુખ છે,

પરંતુ અજીવ દ્રવ્યમાં સુખ કહેવામાં આવતું નથી, પણ શુદ્ધ કહેવામાં આવે છે. તે ચૈતન્યના અભાવને લઈને જ છે. જીવ દ્રવ્યમાં શુદ્ધાવસ્થામાં સુખ કહેવાય છે તે ઉપયોગની અપેક્ષાને લઈને જ છે. ઉપયોગસ્વરૂપ જીવમાં શુદ્ધિની સાથે સુખનો પ્રયોગ કરવામાં આવે છે અને અજીવની શુદ્ધિની સાથે સુખનો પ્રયોગ કરાતો નથી. સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીએ તો આત્માનો કર્મથી સર્વથા વિયોગ થાય છે ત્યારે તેના સ્વભાવસ્વરૂપ જ્ઞાનનો સંપૂર્ણ વિકાસ થાય છે અર્થાત્ કેવળજ્ઞાનસ્વરૂપ પ્રગટે છે અને તે આત્માનો અસાધારણ ધર્મ છે, પણ કેવળજ્ઞાન કે જે આત્માનો સ્વભાવ છે તેને છોડીને સુખ જેવી બીજી કઈ વસ્તુ છે કે જે આત્મશુદ્ધિસ્વરૂપ કેવળજ્ઞાનથી ભિન્ન તાત્ત્વિક કહી શકાય, માટે જે આત્માની શુદ્ધ અવસ્થા–કેવળજ્ઞાન છે તેને સુખસ્વરૂપે ઓળખવામાં આવે છે, તે સકર્મક અવસ્થામાં કર્મને લઈને આત્મા જે સુખ દુઃખનો ભોક્તા કહેવાતો હતો તેની અપેક્ષાથી આત્માને સ્વરૂપાવસ્થામાં સુખસ્વરૂપ કહેવાય છે. અજીવ પદાર્થોમાં અન્ય દ્રવ્યની સંયોગાવસ્થામાં સુખ દુઃખ જેવું કશું હોતું નથી. એટલે તેમની શુદ્ધાવસ્થામાં સુખનો આરોપ કરવામાં આવતો નથી, પણ માત્ર શુદ્ધ અથવા તો સુખ એટલે પ્રકૃતિ અને અશુદ્ધ અથવા તો દુઃખ એટલે વિકૃતિ કહેવામાં આવે છે.

●

દુનિયામાં માનવી માત્રને સુખની ઇચ્છા ઘણી જ હોય છે અને એટલા માટે તેઓ ચોવીશે કલાક સુખ મેળવવાના ઉપાયોની ચિંતામાં મગ્ન રહે છે, પણ શાંતિ મેળવવાનો વિચાર સરખો ય કરતા નથી. સુખ મેળવવામાં જો અશાંતિનો આદર કરવો પડતો હોય તો તે ખુશીથી સ્વીકારે છે, પણ તેમને એટલી પણ સમજણ હોતી નથી કે અશાંતિગર્ભિત સુખ નથી પણ દુઃખ છે. જે સુખ મેળવવામાં અશાંતિનો આશ્રય લેવો પડતો હોય તે સુખ હોઈ શકતું જ નથી અને એટલા માટે જ વીતરાગી મહાપુરુષો કહેતા આવ્યા છે કે, અજ્ઞાની જીવો સંસારમાં દુઃખોને ભ્રાંતિથી સુખ માની રહ્યા છે. પુદ્ગલાનંદી અજ્ઞાની જીવ જેને સુખ માને છે તે સુખ નથી પણ દુઃખ જ છે, કારણ કે તે અશાંતિના પરિણામરૂપ છે. જેનું કારણ અશાંતિ હોય તેનું કાર્ય સુખ ક્યાંથી હોય ? મોહનીય કર્મના ઔદયિક ભાવે થવાવાળા વિકારને અશાંતિ કહેવામાં આવે છે અને મોહનીયના ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમને શાંતિ કહેવામાં આવે છે. કષાય તથા વિષયથી થતી આત્મામાં વિકૃતિસ્વરૂપ મૂંઝવણ તે અશાંતિ અને કષાય–વિષયના ઉપશમ આદિ ભાવો તે શાંતિ છે. જ્યાં શાંતિ છે ત્યાં જ સુખ છે અને જ્યાં સુખ છે ત્યાં જ શાંતિ છે અને ત્યાં જ આત્મકલ્યાણ તથા આત્મવિકાસ રહેલાં છે અને તે વગર તો જગત અજ્ઞાનના અંધારામાં આથડે છે.

સુખ ભોગવનારને સુખ ભોગવવામાં કોઈ પણ પ્રકારના સાધનની જરૂર પડતી નથી, કારણ કે સુખ ગુણ છે અને તે જે દ્રવ્યમાં રહેલો છે તે દ્રવ્ય નિરંતર પોતાનો ગુણ ભોગવવામાં ભિન્ન ધર્મવાળા દ્રવ્યની અપેક્ષા રાખતું નથી અર્થાત્ સુખ આત્માનો ગુણ છે અને તે આત્મા પોતાનો સુખસ્વરૂપ ગુણ નિરંતર ભોગવી જ રહ્યો છે, તે ભોગવવામાં તે આત્માને પુદ્ગલાસ્તિકાયસ્વરૂપ ભિન્ન ધર્મવાળા જડ દ્રવ્યની જરા ય જરૂર હોતી નથી. જડ દ્રવ્ય તો આત્માને પોતાનું સુખ ભોગવવામાં અંતરાય કરવાવાળું છે. જડનો સંસર્ગ થવાથી આત્માનું સુખ મલિન થાય છે અને તેથી તે મલિન સુખમાં દુઃખનો આરોપ કરવામાં આવે છે. મેલું સુખ તે દુઃખ કે જેને અજ્ઞાની

આત્મા સુખ માને છે. આવા પ્રકારનાં સુખ તથા દુઃખ અતાત્ત્વિક છે. જ્યારે આત્મગુણસ્વરૂપ સુખ કર્મસ્વરૂપ જડના સંસર્ગથી રહિત થઈને સ્વચ્છ થાય છે ત્યારે તાત્ત્વિક સ્વરૂપ સુખ પ્રગટ થાય છે. અને તેને જ આત્મશુદ્ધિ કહેવામાં આવે છે કે જેને વિકાસી પુરુષો કેવળજ્ઞાનના સ્વરૂપમાં વર્ણવે છે. જગતનાં અજ્ઞાની માનવી કષાય–વિષયના પ્રેરક અને પોષક જડાત્મક સાધનો મેળવીને તેનો આસક્તિભાવે ઉપયોગ કરવામાં સુખશાંતિ માને છે, પણ પરિણામે તેમને નિરાશ થવું પડે છે; કારણ કે જડના સંસર્ગથી સંસર્ગના કાળમાં જ અનેક પ્રકારનાં આધિ, વ્યાધિ આદિ અનેક પ્રતિકૂળ પરિણામોનો આવિર્ભાવ થાય છે અને આગામી ભવમા આત્માને અનિષ્ટ સંયોગોમાં કે જેને દુનિયા દુઃખસ્વરૂપ દુર્ગતિના નામથી ઓળખાવે છે તેમાં અનિચ્છાએ પણ આથડવું પડે છે.

આ ઉપરથી ફલિત થાય છે કે કષાય–વિષયને ઉપશમાવીને જડની અપેક્ષા રાખ્યા વગર જેઓ આત્મસ્વરૂપમાં સ્થિર રહ્યા છે તે જ સુખશાંતિ ભોગવી રહ્યા છે, તે જ જ્ઞાની મહાપુરુષો કહી શકાય છે. બાકી જગતમાં વિદ્વત્વની, તપસ્યાની, વાચાળતાની કે એવી બીજી કોઈ પણ પ્રકારની કળાથી જગતના અજ્ઞાની જીવોને રંજિત કરીને પોતાની કષાય–વિષયજન્ય ક્ષુદ્ર વાસનાઓ પોષીને પોતાને સુખ, શાંતિ ભોગવવાનું માનતા હોય તેઓ અજ્ઞાની હોવાથી દિશા ભૂલ્યા છે.

આ જીવે અનંતા ભવોમાં અનંતી અશાતા ભોગવી છે અને અનંતી અશાતા ભેગી કરી રાખી છે, તો તે ભોગવ્યા વગર છૂટકો નથી. સ્વાધીનપણે તો ભોગવવી ગમતી નથી. તો પછી પરાધીનપણે તો ભોગવવી પડશે જ. ગમે તેટલા બાહ્ય ઉપચાર કરીએ તેથી કાંઈ અશાતા ટળી શકતી નથી પણ દબાઈ જાય છે. તે પછી કાળાંતરે જુદા સ્વરૂપમાં ભોગવવી પડે છે. પ્રભુએ બતાવેલા ઉપચાર કરવાથી મૂળમાંથી નાશ પામી જાય છે, પણ તે ઉપચારો ઉપર આપણને અણગમો રહે છે. બીજા જીવોને અશાતા આપ્યા વગર બાહ્ય ઉપચારો થઇ શકતા નથી, અને બીજા જીવોને અશાતા આપી શાતા મેળવવી તે વિષ ખાઇને જીવવા જેવું કૃત્ય છે. આભ્યંતર ઉપચારમાં બીજા જીવોને શાતા આપીને શાતા મેળવવાની છે, માટે તે ઉચિત ઉપચાર છે. આ શાતા આપીને શાતા મેળવવારૂપ આભ્યંતર ઉપચાર કરીને અનંત આત્માઓ અનંતી શાતા મેળવીને નિર્વાણ પામ્યા છે. આપણને પણ છેવટે દેહાધ્યાસ છોડીને પ્રભુએ બતાવેલા અશાતા ટાળવાના ઉપચાર કર્યા વગર છૂટકો જ નથી.

આપણે આશાતા વેદનીરૂપ વ્યાધિ મટાડવાને જે ઔષધિનો ઉપચાર કરીએ છીએ, તે દેહનો સત્કાર કરીએ છીએ કે જે એક સાચો જ્ઞાની કરે નહિ, કારણ કે કરુણાસિંધુ પરમગુરુ પ્રભુએ જડસ્વરૂપ દેહની શુશ્રૂષા કરવાનો નિષેધ કર્યો છે. જડની શુશ્રૂષા કરવામાં અનેક જીવોને અશાતા આપવી પડે છે અને તેટલા માટે જ આત્માની અનાહાર અવસ્થા પ્રકટ કરવાને પ્રભુ ભલામણ કરે છે અને પોતે પણ સાડાબાર વરસ પર્યન્ત આહારનો ત્યાગ કર્યો છે; તેમ જ અનેક પ્રકારનાં પરિષહો તથા ઉપસર્ગો આવવા છતાં પણ તેને ટાળવાના ઉપાયો કરીને દેહનો આદરસત્કાર કર્યો નથી. પ્રભુએ સાચી રીતે જાણીને જણાવ્યું છે કે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રમય સ્વધર્મી આત્માઓને અશાતા આપીને વિધર્મી જડનો સત્કાર કરવાથી સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રની હાનિ થાય છે અને જડ સ્વરૂપ કર્મોથી છૂટી શકાતું નથી. જ્યાં સુધી આપણે જડનો

સત્કાર કરતા રહીશું ત્યાં સુધી જડથી છૂટકારો થવાનો નથી, પરંતુ પુન્યની ખામીને લઈને આપણને દેહાદિ સાધનો ઘણાં જ નબળાં મળ્યાં છે તેમ જ ચારિત્રમોહનીયનો પણ પુષ્કળ ઉદય છે. એટલે આ જીવનમાં આપણે એટલી ઊંચી કોટિએ પહોંચી શકીએ તેમ નથી, તો પણ આપણાથી બનતું બધું કરવું અને દર્શનશુદ્ધિ માટે પ્રયાસ કરવો, કારણ કે દર્શનશુદ્ધિ વગર આહારત્યાગ કે ઔષધત્યાગ બધું ય છાર ઉપર લીંપણ જેવું છે. કેવળ જનતાની પાસેથી ત્યાગનું માન મેળવવાના આશયથી થાય છે કે જેનું ફળ નહિવત્ છે.

અધ્યવસાયની શુદ્ધિ વગર અથવા તો આત્માનંદ બની પુદ્ગલાનંદપણું છોડ્યા વગર આત્મા આગળ વધી શકે નહિં, અર્થાત્ પોતાનું સ્વરૂપ મેળવી શકે નહિ અને તે શુદ્ધિ ચારિત્રમોહનીયના ક્ષય કે ક્ષયોપશમ વગર થઈ શકે નહિ, અર્થાત્ ચારિત્રના પરિણામ થાય નહિ કે જેને છઠ્ઠું ગુણસ્થાનક કહેવામાં આવે છે. અત્યારે જે આપણે સાંભળીએ છીએ કે અમુકને ચારિત્રના પરિણામ થયા અને ચારિત્ર લીધું તે એક ખોટી ભૂખ લાગે અને ખાવા જેવું છે. માણસને ખોટી ભૂખ લાગે છે અને ખાય છે ત્યારે તેને અજીર્ણ થાય છે, કારણ કે જઠરાગ્નિ મંદ હોવાથી પચતું નથી, તેમ જેઓ ચારિત્રમોહનીયના ક્ષયોપશમ વગર ખોટી ભૂખની જેમ ચારિત્ર લેવાના પરિણામના ભ્રમથી ચારિત્ર લે છે તેઓ ક્ષયોપશમના અભાવે પુદ્ગલાનંદીપણે રસગૌરવતા, શાતાગૌરવતામાં લીન રહે છે. બહાર પ્રસિદ્ધિ મેળવવાને, ઉત્કૃષ્ટ ચારિત્રી કહેવડાવવાને અથાગ પ્રયત્ન કરે છે અને કષાયોનો અત્યંત આદર કરે છે તેમ જ મિથ્યાભિમાનથી આત્માને અભડાવે છે. પરિણામ હોય કે ન હોય, શક્તિ હોય કે ન હોય તો પણ આપણો વ્યવહાર છે, 'લોકો ધર્મ પામે' એમ કહીને આઠમ, ચૌદશ ઉપવાસ કરે છે. છઠ્ઠ, અટ્ઠમ, અઠ્ઠાઈ, માસખમણ આદિ તપ કરે છે. પૌષધ, પ્રતિક્રમણ, પ્રતિલેખન આદિ ક્રિયા કરે છે. આ બધું કરવા છતાં અંતરંગથી તદ્દન કોરા હોય છે અને જે કાંઈ કરે છે તે પોતાની પ્રશંસા કરાવવાને કરે છે. આવા માણસોની ભૂલ કાઢવામાં આવે તો તરત ચીડાય જાય છે, ક્રોધાંધ થઈ જાય છે, કારણ કે આવા માણસોમાં કામ, ક્રોધ, મદ તથા મોહનું દબાણ હોવાથી મિથ્યાભિમાન ઘણું જ રહેલું હોય છે અને જનતાને ઉપરથી ત્યાગનો ડોળ બતાવે છે, તે કેવળ પોતાની પ્રશંસા કરાવવાને તથા પોતાને ઉત્કૃષ્ટ અને બીજાને શિથિલ કહેવડાવવાને માટે જ હોય છે. દર્શનમોહ તથા ચારિત્રમોહના ક્ષયોપશમવાળા સાચા ત્યાગી–આત્માનંદી પુરુષો તો વિરલા જ હોય છે.

અસ્તુ, આત્માનંદીઓ તો દર્શનમોહના ક્ષયોપશમ માટે પ્રયાસ કરી દર્શનશુદ્ધિ કરે છે, નિર્જરા માટે યથાશક્તિ તપ કરે છે, કષાય–વિષય જેમ બને તેમ ઓછાં કરી નાખી રાગદ્વેષનું બળ ઘટાડે છે, સમભાવી બનવા પ્રયાસ કરે છે, ડોળ–આડંબર કરતા નથી તેમ જ સારા કહેવડાવવા કાંઈ પણ ન કરતાં સારા બનવા દરેક પ્રવૃત્તિ કરે છે અને યથાશક્તિ આત્મશ્રેયના માર્ગે ચાલે છે.

● ● ●

આત્મા અનાદિ કાળથી પૌદ્ગલિક સુખથી પોતાને સુખી માનવાનો અભ્યાસી થઈ ગયો છે, એટલે હમેશાં અનુકૂળ પુદ્ગલોના સંયોગોની ઈચ્છા રાખ્યા કરે છે. આત્માને પ્રતિકૂળ

પુદ્ગલોનો સંયોગ ગમતો નથી. પ્રતિકૂળ પુદ્ગલોના સંયોગ વગર પાપકર્મની નિર્જરા થઈ શકતી નથી. જે કાળે જેવું ઉદયમાં આવે તેવાંને આવકાર આપવો જોઈએ. શાંતિ અને ક્ષમાને સારી રીતે જાળવવાં, સંસારમાં અજ્ઞાની જીવોએ માનેલા પ્રતિકૂળ પ્રસંગો અને સંયોગોમાં સમભાવનો આશ્રય લેવો, સંસારમાં દરેક આત્માનો સ્વામી પોતે જ છે, અર્થાત્ પોતાના આત્મા ઉપર સ્વામિત્વ પોતાનું જ હોય છે, બીજા આત્માનું હોતું નથી; માટે આપણા આત્માને આપણે પોતે જ સમજાવવો, બોધ આપવો, મૂંઝાવા દેવો નહિ, વિષમ ભાવ થવા દેવો નહિ. કેટલેક અંશે એક સરખા કર્મના ઉદયવાળા આત્માઓ એકબીજાની સાથે સ્નેહ–સંબંધથી અથવા તો શત્રુના સંબંધથી જોડાય છે અને લાભ અથવા તો નુકસાન મેળવે છે. સ્નેહ–સંબંધ કરતાં શત્રુ–સંબંધ જીવને અત્યંત અનિષ્ટ કરનારો હોય છે, માટે શત્રુ-સંબંધ કોઈની પણ સાથે રાખવો નહિં. હમેશાં સર્વ જીવોનું શ્રેય ઇચ્છવું, કલ્યાણની કામના રાખવી; કારણ કે **જગતના શ્રેયમાં આપણું શ્રેય સમાયેલું છે.**

● ●

ક્ષાયિક તથા ક્ષાયોપશમિક ભાવવાળાને સુયોગ તથા કુયોગ સરખા છે. બાકી ઔદયિક ભાવવાળાને સુયોગ કુયોગની અસર થાય છે. જે યોગ એટલે સંબંધથી આત્મિક સારામાં સારો લાભ મળે, સમભાવ–શાંતિ મળે, કાંઇક આત્મિક ગુણોનો વિકાસ થાય એવો યોગ મળે તે સુયોગ કહેવાય. ભલે પછી બહારનો ગ્રહ, તિથિ, વાર, નક્ષત્રનો ગમે તેવો કુયોગ હોય તો પણ તે કાંઇ પણ કરી શકતો નથી. બહારના યોગો ફક્ત દેહ માટે છે, પૌદ્ગલિક વસ્તુઓની અનુકૂળતા–પ્રતિકૂળતાને માટે છે. શાતાવેદની, યશઃકર્મ, નામકર્મ માટે ખાસ કરીને સારો દિવસ જોવાય છે અને તે એક વ્યવહાર પૂરતું જ ઠીક ગણાય. બાકી તો મોહનીયના અનેક પ્રકારના ઉદયને દબાવનાર સત્પુરુષોનો યોગ સાચી રીતે સુયોગ કહેવાય છે. તે સિવાયના કેવળ બહારના સુયોગ આત્મોન્નતિના સાધક બની શકતા નથી. ધાર્મિક કાર્યોમાં સુયોગ જોવાનો વ્યવહાર છે, પણ તે એકાંતે શુભનો ઉદય લાવી શકે નહિ. મોહનો ક્ષય કે ઉપશમ અથવા તો ક્ષયોપશમ કરવાને સમર્થ નથી, માટે સમ્યગ્જ્ઞાન દ્વારા સાચું સમજાવી ઉપશમભાવને પ્રકટ કરવામાં નિમિત્ત થાય એવા મહાપુરુષોના યોગની અત્યંત આવશ્યકતા છે; કારણ કે જ્યાં સુધી વસ્તુતત્ત્વને સાચી રીતે સમજીને ઉપશમ તથા ક્ષયોપશમભાવનાં સુખ–શાંતિ ન મળે ત્યાં સુધી શાતાવેદની, પૌદ્ગલિક સુખોની અનુકૂળતા તથા માન, પ્રતિષ્ઠા કે મોટાઈથી સાચાં સુખ, શાંતિ મળી શકતાં નથી; કારણ કે તે અતાત્ત્વિક છે. તેનાથી ગર્વ ધારણ કરવાથી આત્માને ઘણી જ મૂંઝવણ રહ્યા કરે છે. બીજાને તુચ્છ સમજવામાં માનસિક વિક્રિયા ઘણી જ મૂંઝવે છે. પોતાનાથી બીજાનું વધારે સન્માન જોઇને કે પૌદ્ગલિક સુખોની વધારે અનુકૂળતા જોઇને અદેખાઈથી અંતર બળ્યા કરે છે, એટલે શાંતિ મળી શકતી નથી, પણ અશાંતિ જ રહે છે. એક વખત જે આપણું માન જાળવતા હોય તે જ આપણી ઉપેક્ષા કરે અથવા તો અપમાન કરે તો માનસિક દુઃખ પુષ્કળ થાય છે. એટલે આવી રીતે બહારના બધા યોગો વિષયભાવને મટાડી શકતા નથી. તે સારાં હોય તો પણ આત્મિક લાભ માટે તો અકિંચિત્કર છે, માટે હંમેશાં સમભાવ તથા આત્મિક ગુણના વિકાસમાં સહાયક તાત્ત્વિક બોધના પોષક સત્પુરુષોના યોગથી જ આત્મશ્રેય છે.

● ●

ભાવીને તો કોઇ ટાળી શકતું નથી, પણ એક વ્યવહાર પૂરતું મુહૂર્ત આદિ જોવું પડે છે. ગમે તેટલું સારું ઇચ્છીએ તો પણ પ્રારબ્ધનું ધાર્યું થાય છે. આપણે તો શુભ માટે પ્રયત્ન જ કરવો રહ્યો. મુહૂર્ત તો આપણી શારીરિક સ્થિતિ સારી રહે અને માન–સન્માન જળવાય એટલા પૂરતું જ જોઇએ છીએ; બાકી આધ્યાત્મિક સ્થિતિ સારી રહે અને ભાવ-શત્રુઓ કનડે નહિ તથા આત્મિક લાભ સારો મળે તે તરફ લક્ષ ભાગ્યે જ હોય છે. સંસારનો મોટો ભાગ દ્રવ્યલાભ ઇચ્છે છે પણ ભાવલાભ ઇચ્છતો નથી. ભાવલાભ વગર દ્રવ્યલાભ તો અનંતી વખત પ્રાપ્ત થયો છે, છતાં ભાવલાભ વગર દરિદ્રતા ટળી નહિ, કારણ કે દ્રવ્ય-લાભમાં આત્માને કાંઇ પણ મળતું નથી. પણ ભાવલાભથી પોતાની સાચી વસ્તુ મળવાથી જીવવાની, સુખની, શાંતિની બધી દરિદ્રતા ટળી જાય છે, જેથી આત્માને સારો લાભ મળે છે અને આત્મા સંતોષ મેળવે છે. બાહ્ય ધન–સંપત્તિ આદિથી આત્માને સંતોષ એટલા માટે થતો નથી કે તે વસ્તુ પોતાની નથી અને મળ્યા પછી ચાલી જાય છે. એટલે આત્મા ખાલીનો ખાલી રહે છે તેથી આત્માને સંતોષ થતો નથી; જ્યારે પોતાની વસ્તુ મળે છે ત્યારે તે કાયમ રહેવાવાળી હોવાથી સંતોષ મેળવે છે. વૈષયિક વસ્તુઓથી સુખ, શાંતિ માનવામાં આવે છે તે મોહના દબાણથી હોય છે, માટે તેનાથી અંતરમાં સંતોષ મળતો નથી, માટે બને તેટલો પ્રયાસ કરીને પોતાની સાચી વસ્તુ મેળવાય તેટલી મેળવી લેવી અને તે મેળવવા માટે સારો દિવસ જોવો અને બાહ્ય ઇચ્છાઓ છોડી દઇને કેવળ પોતાની વસ્તુઓ મેળવવાની ચાહના રાખવી.

• •

ભાવીના ગર્ભમાં શું છે તે તો સર્વજ્ઞ પ્રભુ જ જાણી શકે. માનવી માત્ર પૌદ્ગલિક સુખના લાભની પ્રવૃત્તિમાં સફળતા મેળવે એટલે તેમના મનના આનંદનો પાર નહિ અને નિષ્ફળતા મેળવે તો દિલગીરીનો પાર નહિ. ચોવીશે કલાકની પ્રવૃત્તિમાં બહિરાત્મદશાની જ જ્યાં છાયા હોય ત્યાં ત્યાગ અને ભોગ બન્ને સરખા જ છે. આત્મભોગી તો સંસારમાં કોઇક વિરલા જ અદૃશ્યપણે રહેતા હશે. બાકી ત્યાગી કહેવાતા હોય કે ભોગી, પુદ્ગલભોગીપણું પુષ્કળ પ્રમાણમાં અનુભવાય છે. ચારિત્રમોહના ઉપશમ વગર અંતરાત્મદશામાં રહેવાય નહિ, તેમ છતાં દર્શનમોહનો ઉપશમ હોય તો પણ અંતરાત્મદશા સન્મુખ થવાય ખરું અને બહિ-રાત્મદશાથી વિમુખ થવાય અને અનાસક્તિભાવે બાહ્ય પ્રવૃત્તિમાં સંતાપ નડી શકે નહિ. અંતરમાં શીતળતા રહે છે, માટે વસ્તુસ્વરૂપના તાત્ત્વિક બોધની સહાયથી ઔદયિક ભાવને નિર્બળ બનાવવા પ્રયાસ કરવાની જરૂર છે. તેમ છતાં અવશ્ય ભોક્તવ્ય હોય તો ઉદાસીનભાવે, સમભાવે ભોગવી લેવું પણ આસક્તિને અવકાશ આપવો નહિ. રાગ–દ્વેષની મંદતાનો આદર કરવો એટલે આત્મિક નુકસાન વધુ પ્રમાણમાં થશે નહિ. ઉદયમાં આવેલાં નિર્જરી જશે.

• •

ભાવ શાતા માટે પુન્યકર્મના ઉદયની જરૂર નથી, પણ મોહનીયના ઉપશમ, ક્ષયોપશમ તથા ક્ષયની જરૂર રહે છે. તે વગર તો આત્મસ્વરૂપ, સુખશાંતિ મળી શકતાં નથી. કર્મજન્ય શાતા પૌદ્ગલિક છે, કારણ કે તે કર્મસ્વરૂપ પુદ્ગલપરિણામ છે અને તેનો અનુભવ દેહમાં થાય છે ત્યારે ભાવશાતા અપૌદ્ગલિક છે અને તે મોહનીયના ક્ષય આદિથી પ્રકટે છે અને

તેનો અનુભવ આત્મામાં જ થાય છે. દ્રવ્યશાતા પૌદ્ગલિક હોવાથી અશાતાથી સંકળાયલી છે અને તેથી કરીને શાતા પછી અશાતા આવે છે. તેને અશાતાનો ઉદય કહેવામાં આવે છે, પણ ભાવશાતા માટે તેમ નથી, એટલે કે ભાવશાતા આત્મસ્વરૂપ હોવાથી અને ક્ષયોપશમાદિ ભાવવાળી હોવાથી ભાવઅશાતા જેવી કોઇ વસ્તુ જ નથી તેથી ભાવશાતા પછી ભાવઅશાતા હોતી નથી, કારણ કે ભાવશાતા આત્માનો ગુણ છે માટે ઔપચારિક છે. આત્માના શાતારૂપ ગુણનો શાતાવેદનીય કર્મના ઉદયમાં ઉપચાર કરવામાં આવે છે, નહિ તો જડસ્વરૂપ કર્મમાં શાતા જેવું કાંઇ પણ હોતું નથી, તે વિચાર કરવાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

શાતા દ્રવ્ય નથી પણ ગુણ છે, માટે તે ગુણ આત્માનો છે પણ પુદ્ગલનો નથી અને તેથી કરીને જ શાતા આત્મસ્વરૂપ છે અથવા તો શાતાસ્વરૂપ આત્મા છે અને મોહનીયના ક્ષયોપશમાદિ ભાવો વગર પ્રકટ થઇ શકતો નથી. શાતાવેદનીય કર્મના ઉદયથી મોહનીય કર્મના ઉદયવાળો આત્મા જે શાતા માને છે તે આત્મગુણસ્વરૂપ શાતાનો વેદનીયના ઔદયિકભાવમાં આરોપ, ઉપચાર કરે છે, માટે જ તે ઔપચારિક હોવાથી તાત્ત્વિક નથી; માટે વ્યવહારમાં જે શાતા કહેવામાં આવે છે તે અતાત્ત્વિક હોવાથી સંતોષ માનવા જેવું નથી અને તાત્ત્વિક શાતા મેળવવામાં આળસ કરવી નહિ.

• •

અશાતાનો ઉદય અશાતા ભોગવાઇ ક્ષય થાય છે ત્યારે ટળી જાય અને વ્યાધિ શાંત થઈ જાય છે તો ય દવા વગેરે નિમિત્ત છે. અમુક પુદ્ગલો અશાતા ક્ષય કરવામાં નિમિત્ત બને છે. જેમકે પ્રભુનો વ્યાધિ કોળાપાકથી મટ્યો એમ વ્યવહારમાં કહેવાય છે અને તે વ્યવહાર એક દૃષ્ટિએ આદરવા યોગ્ય છે. છદ્મસ્થોને તો વ્યવહાર મુખ્ય હોય છે. પ્રભુ, અમુક સમયે કોળાપાકના પુદ્ગલોથી વ્યાધિ શાંત થશે અને તે પુદ્ગલોની સ્પર્શના અવશ્ય થશે જ એમ કેવળજ્ઞાનથી જાણતા હતા એટલે બીજી ઔષધિઓ ન લેતાં સમય આવ્યો ત્યારે કોળા-પાક લીધો. છદ્મસ્થોને અતિશાયી જ્ઞાન ન હોવાથી ઔષધિઓ બદલવી પડે છે, તેમ જ વ્યાધિ આવ્યે ઔષધિનું આલંબન લેવું જ પડે છે. જેમણે આત્મબળ સારી રીતે મેળવ્યું હોય તેમને ઉદય કનડી શકતો નથી. બાકી સામાન્ય જનતાને ઉદય બહુ જ હેરાન કરે છે. તેમાં બીજાં કર્મો કરતાં મોહનો ઉદય ઘણો જ બળવાન છે અને તેને લઇને જ બીજાં કર્મોનાં ઉદયો પણ બળવાન બનીને જીવને ઘણો જ હેરાન કરે છે. નિરંતર મોહનો ઉદય ચાલુ જ હોય છે. જો તેને પોષક સાધનો ન મળે તો તે જોર કરી શકતો નથી, પણ રસગૌરવતા, ઋદ્ધિગૌરવતા તથા બાગબંગલા, સારાં વસ્ત્રો, સારાં ભોજન, માન સન્માન આદિ વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવે તો કહેવાતા ત્યાગીની પણ મોહ દુર્દશા કરી નાખે છે; માટે મોહનો ઔદયિક ભાવ બહુ જ બળવાન હોય છે.

આઠ કર્મમાંથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચારેની તો બધી પાપપ્રકૃતિઓ છે. એમાં એકે પુન્યપ્રકૃતિ નથી. ઉપશમભાવ તો ફક્ત મોહનીયનો હોય છે. બાકીનાં કર્મોનો ક્ષાયોપશમિક ભાવ તથા ક્ષાયિક ભાવ હોય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને મોહનીય–ત્રણે ઘાતી કર્મોના ક્ષયોપશમથી કાંઇક આત્મિક ગુણો પ્રકટ

થાય છે અર્થાત્ આત્મિક ગુણોનો લાભ થાય છે અને અંતરાયના ક્ષયોપશમથી પૌદ્ગલિક વસ્તુઓની પ્રાપ્તિ થાય છે અર્થાત્ દાનાંતરાયના ક્ષયોપશમથી પુન્ય કર્મની પ્રાપ્તિ થાય છે, લાભાંતરાયના ક્ષયોપશમથી ધનસંપત્તિ પ્રાપ્ત થાય છે અને ભોગાંતરાયના–ઉપભોગાંતરાયના ક્ષયોપશમથી ભોગો તથા ઉપભોગો મેળવીને તેનો સારી રીતે ઉપયોગ કરી શકાય છે. તેમ જ વીર્યાંતરાયના ક્ષયોપશમથી શારીરિક શક્તિ મળે છે, માટે અંતરાયના ક્ષયોપશમથી પૌદ્ગલિક સંપત્તિ સારી મેળવીને તેના ભોક્તા બની શકાય છે. જો અંતરાયનો ક્ષય થાય તો આત્મિક ગુણો પ્રકટે છે. અંતરાય સિવાયના બાકીના ત્રણના ક્ષયોપશમથી ક્ષાયોપશમિક ભાવનાં જ્ઞાન, દર્શન તથા ચારિત્રની પ્રાપ્તિ થાય છે. મોહના ક્ષયોપશમ વગર જ્ઞાનાવરણ તથા દર્શનાવરણનો ક્ષયોપશમ થાય તો પણ જ્ઞાન, દર્શનની પ્રાપ્તિ થાય છે કે જે આત્માના ગુણો છે. ફરક એટલો જ રહે છે કે મોહનો ક્ષયોપશમ ન હોવાથી મિથ્યાજ્ઞાન, દર્શન કહેવાય છે, પણ એકંદરે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને મોહનો ક્ષયોપશમ આત્મિક ગુણોને પ્રકટ કરે છે. અને ચારેનો ક્ષય થવાથી આત્માનું કેવળજ્ઞાનસ્વરૂપ સંપૂર્ણ વિકાસ પામે છે. ઘાતીકર્મના ક્ષાયિક ભાવને માટે એવો નિયમ છે કે જો મોહનીયનો ક્ષય થાય તો જ બાકીના ત્રણનો ક્ષય થાય. તે વગર બીજાનો ક્ષાયિક ભાવ હોતો નથી. મોહનો ક્ષયોપશમ હોય કે ન હોય, ઔદયિક ભાવ જ ન હોય તો પણ બાકીના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય ત્રણેનો ક્ષયોપશમિક ભાવ તો થઇ શકે છે. બાકી ચારેનો ઔદયિક ભાવ તો આત્મિક ગુણોનો બાધક છે જ, માટે ઘાતી કર્મોનો ક્ષાયોપશમિક ઔદયિક ભાવ કરતાં અત્યંત શ્રેષ્ઠ ગણાય. ઘાતી કર્મોનો ઔદયિક ભાવ તો આત્મગુણોનો ઘાત કરનાર હોવાથી કનિષ્ઠમાં કનિષ્ઠ ગણાય.

વેદનીય, આયુષ્ય, નામ તથા ગોત્ર આ ચાર અઘાતી કર્મોમાં કેટલીક પુન્યપ્રકૃતિઓ પણ છે અને પાપપ્રકૃતિઓ પણ છે. આ ચારે અઘાતી કર્મની પ્રકૃતિઓ આત્મિક ગુણોને કાંઇ પણ કરી શકતી નથી. પછી તે પુન્યપ્રકૃતિ હોય કે પાપપ્રકૃતિ હોય. ઘાતી અને અઘાતી કર્મમાં એટલો ફરક છે કે ઘાતી કર્મના ઔદયિક, ક્ષાયિક, ઔપશમિક અને ક્ષાયોપશમિક એમ ચાર ભાવો હોય છે અને અઘાતી કર્મના ઔદયિક તથા ક્ષાયિક બે જ ભાવ હોય છે. અઘાતી કર્મોનાં ઔપશમિક તથા ક્ષાયોપશમિક ભાવ હોતા નથી. અઘાતીની પુન્ય તથા પાપપ્રકૃતિઓનો ઉદય હોય છે ત્યારે શુભાશુભ પૌદ્ગલિક વસ્તુઓની પ્રાપ્તિ થાય કે જેને મોહના ઉદયથી જીવ પોતાને સુખી અથવા તો દુઃખી માને છે. હર્ષ, શોક કરે છે. અઘાતી કર્મોનો આત્મિક ગુણો સાથે કાંઇ પણ સંબંધ હોતો નથી અને એટલા માટે જ આત્મિક ગુણ વિકાસ પામ્યા પછી પણ ચારે કર્મ વિદ્યમાન હોય છે અને શુભાશુભ પ્રકૃતિઓનો ઉદય પણ હોય છે, છતાં આત્માને તેની કાંઇ પણ અસર થતી નથી. ચાર અઘાતી કર્મમાં તો પુન્યપ્રકૃતિનો ઉદય સારો ગણાય. બાકી ક્ષાયોપશમિક ભાવ તો હોતો નથી. ક્ષાયિકભાવ થાય ત્યારે તો આત્માને મુક્ત દશા પ્રાપ્ત થવાથી સર્વશ્રેષ્ઠ ગણાય. ઘાતી કર્મના ક્ષયથી કેવળજ્ઞાનની જ પ્રાપ્તિ થાય છે પણ અઘાતીના ક્ષયથી તો મોક્ષ પ્રાપ્ત થાય છે; માટે જ અઘાતીનો ક્ષાયિક ભાવ ઘાતીના ક્ષાયિક કરતાં પણ શ્રેષ્ઠ છે.

ક્ષાયોપશમિક ભાવ પૌદ્ગલિક અને ઔપશમિક ભાવ અપૌદ્ગલિક કહ્યો હતો તે ફક્ત દર્શનમોહનીયને આશ્રયીને હતો; માટે દર્શનમોહનો ઔદયિક ભાવ કરતાં ક્ષાયોપશમિક ભાવ

શ્રેષ્ઠ જ ગણાય. મોહનો ઔદયિક ભાવ તો કનિષ્ઠમાં કનિષ્ઠ છે: ક્ષાયોપશમિક કરતાં ઔપશમિક અપૌદ્ગલિક હોવાથી શ્રેષ્ઠ છે. બાકી ઘાતી કર્મમાં તો બધાનો ઔદયિક ભાવ ઘણો જ કનિષ્ઠ જાણવો.

સંસારની પરિસ્થિતિ જ એવી છે. સંસારમાં તાત્ત્વિક શાંતિ તો હોતી જ નથી, કાલ્પનિક હોય છે અને એટલા માટે જ પાછી અશાંતિ થઇ જાય છે, માટે અશાંતિ તથા અસુખસ્વરૂપ સંસાર છે. જ્યાં સુધી મોહનીયનો ક્ષયોપશમ કે ઉપશમભાવ નથી ત્યાં સુધી સાચું સુખ તથા શાંતિ આત્માને મળી શકતાં નથી. જ્યાં સુધી ઔદયિક ભાવ હોય છે ત્યાં સુધી બહારની ગમે તેટલી શાંતિ હોય તો ય તેને અશાંતિ જ કહી શકાય. માનવી વૈષયિક સુખોના બાધક અસંગોથી અશાંતિ અને સાધક પ્રસંગોથી શાંતિનો અનુભવ કરે છે, પણ તે બધી તેની અજ્ઞાનતા જ છે. ઔદયિક ભાવે વૈષયિક સુખોની અનુકૂળતા મળવાથી જીવ પોતાને સુખી માને છે અને પરમ શાંતિ અનુભવે છે, પણ પરિણામે તો તે દુઃખ તથા અશાંતિનો જ ભોક્તા બને છે. મોહનીયનો ઉપશમભાવ હોય તો બીજાં કર્મોનો તીવ્ર ઉદય પણ આત્માને અશાંતિ, ઉદ્વેગ કે દુઃખ આપી શકતો નથી. અશાતારૂપ દ્રવ્ય વ્યાધિ તો માત્ર દેહને નુકસાન પહોંચાડે છે, પણ મોહના ઉદયરૂપ ભાવ વ્યાધિ આત્માનું અહિત કરે છે. અધ્યવસાયની શુદ્ધિ થવા દેતો નથી. અધ્યવસાયની શુદ્ધિ વગર આત્માનું હિત થઇ શકતું નથી. અશાતા વેદની તો આજે છે ને કાલે નથી અર્થાત્ કોઇ પણ વ્યક્તિ જન્મથી લઇને મરણ પર્યંત વ્યાધિગ્રસ્ત રહેતો નથી. ઘણા માણસો એવા છે કે જેમને રોગ ભાગ્યે જ થાય છે. વર્ષો સુધી ઘણાઓનું માથું પણ દુઃખતું નથી. આ પ્રમાણે વ્યાધિ તો જીવનમાં કોઇ કોઇ વખત જ આવે છે, પણ મોહના ઉદય વગરનો કોઇ પણ જીવ નથી અને મોહના ઉદયરૂપ ભાવરોગ જન્મથી લઇને મરણ પર્યંત સંસારના જીવ માત્રને હોય છે. વર્તમાન કાળમાં જ્યારે દર્શનમોહનો ઔપશમિક ભાવ પ્રાપ્ત થવો દુર્લભ છે, તો પછી ચારિત્રમોહનો ઉપશમભાવ ક્યાંથી હોઇ શકે? બાકી ઉપરથી દેખાવ માત્ર કરવાવાળાં તો ઘણાં હોય છે, તેથી કાંઇ આત્મા વિકાસી બની શકે નહિ, તો પણ બહારથી સાચી રીતે જળવાય અને શુભ પ્રવૃત્તિ બની રહે તો યે ઠીક છે: કાંઇક પુન્ય બંધાય છે અને તે પુન્યથી ભવાંતરમાં કાંઇક સુખ મળી શકે છે, તેમ જ આગળ વધવા માટે સાધનસામગ્રી મળવાનો પણ સંભવ રહે છે, માટે બહારથી સારી પ્રવૃત્તિ આદરવામાં પણ લાભ જ છે. પણ તેમાં આ લોક સંબંધી માન, મોટાઈ કે બીજા તુચ્છ સ્વાર્થની ભાવના ન હોવી જોઇએ; નહિ તો કેવળ બહારની પ્રવૃત્તિથી પુન્ય બાંધવામાં પણ શંકા જેવું જ રહે છે.

આવી રીતે વિચાર કરતાં સમજાય છે કે, ભાવરોગ મટાડવા પ્રયાસ કરવાની ઘણી જ જરૂર છે; અને તે મોહના ઉપશમ વગર બની શકે જ નહિ. દ્રવ્ય રોગને માટે વૈદ્યો છે અને ઔષધિ પણ છે, પરંતુ ભાવરોગ મટાડવાને વર્તમાન કાળમાં વૈદ્ય નથી અને ઔષધે નથી અને જે ઔષધ છે તે પુસ્તકોમાં લખેલા છે, પણ કોઇ અનુભવી વૈદ્ય વગર તેનું રહસ્ય જાણીને ઉચિત રોગનું ઉચિત ઔષધ કોણ આપી શકે? ભાવ રોગોની દવા પુસ્તકોમાંથી વાંચીને પોતાની મેળે જ કરવાની રહી તે બરાબર થઇ શકતી નથી.

ભગવાને આ કાળ માટે સર્વથા નિરોગી બનવાનો (મુક્તિ–કેવળજ્ઞાન) નિષેધ કર્યો તેનું કારણ એ જ કે કોઈ પણ અનુભવી વૈદ્ય ન હોવાથી દવાઓ હોવા છતાં પણ તેનો ઉપયોગ ન થવાથી કોઇ પણ ભાવરોગથી છૂટશે નહિ. તો ય કાંઈક ઉપશમભાવવાળા પુસ્તકોમાં લખેલા ભાવ ઔષધોનો ઉપયોગ સાચી રીતે સમજીને તે દવા વાપરીને કાંઇક અંશે ભાવરોગથી છુટાશે જ.

• •

જ્ઞાનીઓની દૃષ્ટિમાં નિર્માણ થયેલી ક્ષેત્રસ્પર્શના અવશ્ય પૂરી કરવી પડે છે. જે સમયે જે ક્ષેત્રની સ્પર્શના હોય તે સમયે તેવા જ પ્રકારના પ્રસંગો ઉપસ્થિત થાય છે કે જેથી માનવીને તે ક્ષેત્રમાં જવું જ પડે છે. તેમાં માનવીના સંકલ્પોને પ્રધાનતા અપાતી જ નથી અર્થાત્ માનવીના સંકલ્પો ક્ષેત્રસ્પર્શનાને બદલી શકતા નથી. માનવી સંકલ્પ કરવામાં સ્વતંત્ર છે, પણ સંકલ્પની સિદ્ધિ માટે પરતંત્ર છે. માનવી મનગમતા સાધ્યની સિદ્ધિ માટે સંકલ્પ કરી પ્રવૃત્તિ આદરે છે, પણ તે પ્રવૃત્તિ નિર્માણ થયેલા ભાવી તરફ ઘસડી જાય છે કે જે ભાવી માનવીના સંકલ્પમાં હોતું જ નથી. માનવીને ગમે કે ન ગમે તો પણ ભાવીભાવને આધીન જરૂર થવું જ પડે છે. જો માનવીના બધા સંકલ્પો પ્રમાણે સિદ્ધિ પ્રાપ્ત થઈ જાય તો તે પોતાને જ પ્રભુ માનવા મનાવવા તૈયાર થઇ જાય, પણ તેમ બની શકતું નથી. એટલે માનવી પ્રભુનો તથા પ્રારબ્ધનો આદર કરે છે અને વિનય તથા નમ્રતાનો આશ્રય લે છે. અપ્રમત્ત (સાવધાન) મહાપુરુષો જ પ્રારબ્ધને નબળાં પાડી શકે છે જેથી આત્માને મૂંઝવી નાખી સમ્યગ્ જ્ઞાનાદિ સંપત્તિ પડાવી લેવા ઉપસ્થિત કરેલા પ્રસંગોથી મહાપુરુષો મૂંઝાતા નથી અને પોતાની સમ્યગ્જ્ઞાનાદિ સાચી સંપત્તિનું રક્ષણ કરી શકે છે. બાકી પ્રમાદી (અસાવધાન) માનવીઓને તો પ્રારબ્ધ (મોહનીય) મૂંઝવી નાખીને તેમની સાચી સંપત્તિ છીનવી લે છે. સમ્યગ્જ્ઞાની ઉત્તમ પુરુષો સિવાયનું આખું ય જગત પરાધીન પડયું છે એટલે મૂંઝાઇ રહ્યું છે અને પોતાની સાચી સંપત્તિ ખોઇ રહ્યું છે, માટે માનવીઓએ પ્રારબ્ધોએ ઉપસ્થિત કરેલા પ્રસંગોમાં દ્રષ્ટા તરીકે રહેવું જોઇએ. પણ કર્તા કે ભોક્તા તરીકે સંકલ્પ સરખો ય ન કરવો જોઇએ. જે માનવી જગતમાં દ્રષ્ટા તરીકે રહે છે તેને અશાંતિ, દિલગીરી કે કોઇ પણ પ્રકારની મૂંઝવણ થતી નથી જેથી કરીને પોતાની સાચી સંપત્તિ બચાવીને સંપૂર્ણ સાચો શ્રીમંત બની શકે છે અને મોહની ઉપર વિજય મેળવીને સાચી સ્વતંત્રતા મેળવી શકે છે.

• •

સો વરસ જીવવાની ઇચ્છા રાખી પણ જેટલું જીવાય તેટલું સાચું અને સુખશાંતિથી જીવાય એટલે હજાર વરસ જીવ્યા છીએ એમ માનવાથી ઘણો જ સંતોષ મળશે. આત્મોપયોગી જીવન થોડું પણ ઘણું જ છે. પૌદ્ગલિક વસ્તુ–પૈસા માટે ગૃહસ્થો ચોવીશે કલાક ધંધામાં રાચ્યામાચ્યા રહે છે, છતાં બધા કરોડપતિ નથી બનતા તો પણ હજારોપતિ બને જ છે. તેવી જ રીતે આત્મિક પોતાની વસ્તુ અનંત–ચતુષ્ટય માટે આપણે ચોવીશે કલાક આત્મહિતના વ્યવસાયમાં વળગ્યા રહીશું તો કદાચ મનઃપર્યવ કે કેવળજ્ઞાન નહિ મળે પણ સમ્યગ્દર્શન આદિ મેળવીને આત્માને સાચો શ્રીમંત બનાવી શકીશું.

આત્મહિત માટે વીર્ય ફોરવી બનતો પ્રયાસ કરવો. પછી જેટલું મળે તેટલું મેળવી હાલ તો સંતોષ માનવો, કારણ કે કાળબળથી વર્તમાન કાળમાં કર્મનું પ્રાબલ્ય વધારે છે, એટલે

વધારેમાં વધારે છઠ્ઠા ગુણસ્થાનકની પ્રાપ્તિ સુધીની અધ્યવસાયની શુદ્ધિ થઇ શકે છે. એટલી શુદ્ધિ તો કોઇક વિરલ જીવ જ મેળવી શકે છે, માટે દર્શનશુદ્ધિ થઇ જાય તો ય. પંચમ કાળમાં ઘણું જ મેળવ્યું છે તેમ માની ખુશી થવા જેવું છે. દર્શનશુદ્ધિ જેટલી પણ અધ્યવસાયની શુદ્ધિ થઇ જાય તો માનવ જીવન સફળ માની શકાય.

• •

માનવી ભલે ઊંઘે, પ્રમાદી બને, પણ ભાવી તો ચોવીશે કલાક નિરંતર જાગતું જ રહે છે; કારણ કે ભાવીના કામમાં ભૂલવાનું હોય જ નહિ. જે સમયે જે બનવાનું હોય છે તેમાં એક સમય પણ આઘોપાછો થાય નહિ. માનવીઓ પોતાને કરવાનું કામ મુલતવી રાખીને ફેરફાર કરે છે અને પોતે માને છે કે મેં ફેરફાર કરીને કામ લંબાવ્યું છે, પણ માનવી ભૂલે છે. તેનું કરેલું કાંઇ પણ બની શકતું નથી, પણ ભાવીને મંજૂર ન હતું એટલે આવી રીતે ફેરફાર થયો છે; એમ માનવી સમજતો નથી. પાંચ સમવાયમાં કાળ પણ એક સમવાય છે. તેની જો કચાશ હોય તો બધી વાતે તૈયારી હોય છતાં પણ કામ અટકી પડે છે અને એટલા માટે સારી રીતે સમજેલા અને કિનારા પાસે આવેલા જ્ઞાની પુરુષો પણ ભવસ્થિતિ પાકેલી ન હોવાથી કાંઇક કચાશને લઇને થોડા પણ રખડે છે. અંતરંગથી બધી તૈયારી હોવા છતાં પણ, જ્ઞાન, અનાસક્તિ આદિ બધું હોવા છતાં પણ મોહનીય કર્મ કાંઇક ભૂલ ખવડાવે છે, જેથી આત્મવિકાસની વૃદ્ધિ થતી અટકી પડે છે, માટે કાંઇ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. લોકોમાં જે કાંઇ કહેવાય છે કે જે કાંઇ થાય છે તે સારા માટે થાય છે, તેથી વિપરીત બનવામાં પણ કાંઇક કુદરતી સંકેત હોય છે, જેને અલ્પ બુદ્ધિવાળા માણસો સમજી શકતા નથી.

• •

ભાવરોગ ગયા સિવાય સાચી સંપૂર્ણ આરોગ્યતા મળી શકે જ નહિ. લૌકિક દૃષ્ટિથી અશાતાવેદનીને ગૌણ રાખી શાતાવેદનીમા ઉદયને શાતા કહેવામાં આવે છે, પણ વેદનીયકર્મનો ક્ષય ન થાય ત્યાં સુધી આરોગ્યતા પ્રાપ્ત થાય નહિ અને એટલા માટે જ વ્યવહારમાં કોઇ પણ એમ નથી કહેતું કે મારા આત્માને ઠીક છે, પણ મારા શરીરને ઠીક છે, મારી તબિયત સારી છે એમ કહેવાની લૌકિક વ્યવહારમાં પ્રવૃત્તિ ચાલી રહી છે. તે સ્પષ્ટ સૂચવે છે કે કર્મના ઉદય તથા ક્ષયોપશમને આશ્રયીને આવી પ્રવૃત્તિ ચાલે છે. કર્મનો ઉદય તથા ક્ષયોપશમ શરીરમાં જણાય છે. ઉપશમ ભાવ તથા ક્ષાયિક ભાવ આત્માને આશ્રયીને છે, અર્થાત્ આત્મસ્વરૂપના બોધક છે અને એટલા માટે જ બન્ને અપૌદ્ગલિક માન્યા છે. બાકી ક્ષાયોપશમિક તથા ઔદયિક ભાવ પૌદ્ગલિક છે. ઔદયિક ભાવમાં વિપાક ઉદય છે અને ક્ષાયોપશમિક ભાવમાં પ્રદેશ ઉદય હોય છે. આ બન્ને ઉદયો દેહાશ્રિત હોવાથી દેહને પ્રધાન રાખીને વ્યવહાર કરવામાં આવે છે. એટલા માટે જ શુભાશુભ બન્ને પ્રકૃતિઓનો તીવ્ર, મંદ ઉદય હોવા છતાં તીવ્ર ઉદયવાળી પ્રકૃતિને મુખ્ય રાખીને મંદ ઉદયવાળીને ગૌણ રાખવામાં આવે છે. શાતા વેદનીનો ઉદય તીવ્ર હોય તો શાતા કહેવામાં આવે છે. જો કે શાતા અથવા અશાતાના તીવ્ર ઉદય વખતે શાતામાં ઉદય હોય છે, છતાં તે મંદ હોવાથી તેને ગૌણ રાખવામાં આવે છે.

• •

ઔદયિક ભાવમાં સુખ, શાંતિ, આનંદ જેવું કશું હોતું નથી; તો પણ મોહનીયના દબાણથી અનાદિ કાળથી જ આત્મા અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓમાં બધું માનતો આવ્યો છે જેથી કરીને, ઔપશમિક કે ક્ષાયિક ભાવથી પ્રકટ થતાં આત્મિક સુખ, શાંતિ આદિ તરફ અરુચિ ધરાવે છે અને તેને મેળવવા કર્મનો ક્ષય કરવાની ભાવનાઓ તથા પ્રવૃત્તિઓનો આદર કરતો નથી, પણ પૌદ્ગલિક સુખનાં સાધન મેળવવાની ભાવના તથા પ્રવૃત્તિનો આદર કરે છે અને ચોવીશે કલાક પંચેંદ્રિયોના વિષયોને પ્રાપ્ત કરવાની આકાંક્ષાવાળો રહે છે. ઔપચારિક ધર્મવાળી બાહ્ય ક્રિયાઓ પણ વૈષયિક ઇચ્છાઓથી આદરે છે. અર્થાત્ રસગૌરવતા, શાતાગૌરવતા અને ઋદ્ધિ-ગૌરવતા મેળવવા બાહ્ય ક્રિયાઓનો દેખાવ કરે છે, પણ રાગ દ્વેષની પરિણતિનો ક્ષય કરતો નથી તે તેની કષાય–વિષયવાળી મનોવૃત્તિઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. સમભાવ, વીતરાગ દશાનો અંશ પણ ન હોવા છતાં છઠ્ઠા ગુણસ્થાનકના માન મેળવવાની ઇચ્છા રાખનાર પોતાને ઉત્કૃષ્ટ ચારિત્રી માનીને અને બીજાને શિથિલ ચારિત્રી માનીને ગર્વથી ફૂલી જનારમાં આત્મિક ગુણ મેળવવાની યોગ્યતા સરખી પણ હોતી નથી; કારણ કે આવી ભાવનાઓ અજ્ઞાનને લઇને થાય છે તેથી તે મિથ્યાત્વ ગુણસ્થાનકનું સૂચન કરે છે

● ●

સમભાવીનું અંતરંગ મિથ્યા માન, માયા, સ્વોત્કર્ષ તથા પરાપકર્ષથી મુક્ત હોય છે. તેનામાં ખોટું માન મેળવવાની ઇચ્છા સરખી ય હોતી નથી, માટે મહાપુરુષો તથા ઉચ્ચ કોટિના આત્માઓની પંક્તિમાં ગણાવા ખોટો ડોળ પણ કરતા નથી. કદાચ મોહનીયના દબાણથી પૌદ્ગલિક વસ્તુઓ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય તો પણ તેઓ આસક્તિ ભાવને આધીન થતા નથી. ભેદજ્ઞાનની સહાયતાથી મોહના બળને શિથિલ બનાવી દે છે. એટલે અજ્ઞાની જનતાને મોહ જેટલો કનડે છે તેટલો તેને કનડી શકતો નથી અને સુખ–શાંતિથી જીવન વ્યતીત કરે છે. ભવસ્થિતિની કાંઇક કચાશને લઇને પ્રભુની આજ્ઞાઓનું બરાબર પાલન ન થવાથી કાંઇક અંશે વિરાધક ભાવવાળો રહે છે, તો પણ સમકિતનું બીજ વવાઇ જવાથી દર્શનમોહનીયને નબળું બનાવેલું હોય છે, તેથી તેનો આત્મા શુદ્ધ શ્રદ્ધાથી વાસિત હોય છે. એટલે અપુનર્બંધકપણે શીઘ્ર કર્મોનો ક્ષય કરીને નિર્વાણ મેળવી શકે છે, તેથી તે તિર્યંચ તથા નારકીની ગતિઓથી મુક્ત થયેલો હોય છે, એટલે મોટે ભાગે મનુષ્ય તથા દેવભવને મેળવે છે, કારણ કે તેના અધ્યવસાયની અત્યંત અશુદ્ધિ હોતી નથી, તેથી તે અશુભ ગતિ મેળવતો નથી.

વસ્તુને વસ્તુરૂપે જાણવી તથા શ્રદ્ધવી તે દર્શનમોહના ક્ષયોપશમ વગર બની શકે નહિ. કદાચ અપ્રત્યાખ્યાની આદિ વિરતિના બાધક આવરણોની તીવ્રતાથી વિરતિના પરિણામ ન પણ થાય, તો પણ શુદ્ધ શ્રદ્ધાના બળથી આત્મા પોતાને ઉન્નત બનાવી શકે છે. અને વિરતિના બાધક કર્મોને ખસેડીને પરમાત્મદર્શન કરી શકે છે; માટે આ કાળમાં તો એટલું પણ પ્રાપ્ત થઈ જાય તો માનવજીવન સફળ થયું કહી શકાય.

● ●

આત્મા તો અનંત જ્ઞાની છે, શુદ્ધ છે, છતાં અનાદિ કાળથી મોહની સોબતથી અજ્ઞાની અને અશુદ્ધ કહેવાય છે, તે તાત્ત્વિક નથી. આત્મા બધું ય જાણે છે, છતાં જગતને જોઇને મૂંઝાય છે, આશ્ચર્ય મનાવે છે તે જ કર્મની પરાધીનતા સૂચવે છે. કર્મને આધીન થઇ

રહેનાર આત્મા સાચું અને સારું કરી શકે નહિ, કારણ કે કર્મની પ્રેરણાથી જણાયં, કરાય તે વૈભાવિક છે, સ્વાભાવિક નથી. સ્વાભાવિક દશામાં પરતંત્રતા હોતી નથી, કારણ કે તે ઔપશમિક અથવા તો ક્ષાયિક ભાવ હોય છે. ઔપશમિક તથા ક્ષાયિક ભાવ અથવા તો ક્ષાયોપશમિક ભાવ વગર સાચું જાણી શકે નહિ, સાચું શ્રદ્ધી શકે નહિ અને સાચું કરી શકે પણ નહિ. ફક્ત સાચું કહી શકે છે, પરંતુ સાચું કહેવા માત્રથી સાચું સ્વરૂપ મેળવાય નહિ અને સાચા સુખી થઇ શકાય નહિ; તેમ જ સાચી સંપત્તિ અને આનંદના ભોગી બની શકાય નહિ. અજ્ઞાની જીવોએ માની રાખેલા સુખ–શાંતિ અને આનંદની સાથે સરખાવીને પોતાને સુખી માનનારા અથવા શાંતિ તથા આનંદમાં મગ્ન રહેનાર જ્ઞાનીઓની દૃષ્ટિમાં બાળજીવ તરીકે જ હોઇ શકે છે. અજ્ઞાની સંસારવાસી જીવોની પાસેથી સુખ મેળવવાની આશા રાખનાર અથવા તો તેમની સહાયતાથી સુખની પ્રાપ્તિ થાય છે એવી શ્રદ્ધા રાખનાર જ્ઞાનીઓનાં વચન વિચારવાનો અધિકારી નથી, કારણ કે તે જ્ઞાનીઓનાં વચનનો અનાદર કરે છે, દુરુપયોગ કરે છે. જ્ઞાનીઓનાં વચન અમૂલ્ય હોય છે, તેને પૌદ્ગલિક સુખનાં સાધન મેળવવા અજ્ઞાની જનતાને વેચી નાખે છે અર્થાત્ પૌદ્ગલિક વૈષયિક સુખનાં સાધન મેળવવા પ્રભુનાં વચનોને વાપરે છે, તે અનંત જ્ઞાનીઓનું અપમાન કરે છે, કારણ કે જ્ઞાનીઓનાં વચન પૌદ્ગલિક વાસનાની વ્યાધિ મટાડીને, ભાવ આરોગ્યતારૂપ આત્મવિકાસ સાધીને શાશ્વત આત્મિક સુખશાંતિ તથા આનંદ પ્રાપ્ત કરાવનારાં હોય છે, માટે જ પૌદ્ગલિક સુખ મેળવવા વચનોનો દુરુપયોગ કરવો ન જોઈએ.

● ●

અનુભવજ્ઞાન વગર માત્ર લખેલું વાંચી જવાથી તો મિથ્યાભિમાન પોષાય છે, પણ સુખશાંતિ, સમભાવ મળી શકતાં નથી. જ્યાં સુધી કર્મ વિવર આપે નહિ ત્યાં સુધી અનુભવજ્ઞાન થવું મુશ્કેલ છે. અનુભવજ્ઞાનશૂન્ય અણજાણ જ કહી શકાય. તદ્દન અણજાણ માણસ ગમે તેટલું વાંચી જાણે, છતાં તેને પ્રભુનો માર્ગ જડી શકતો નથી, અને તેથી સારંભી તથા સકષાયી પ્રવૃત્તિઓને ધર્મ માને છે, મનાવે છે. ધર્મ શોધવાથી જડતો નથી. અપ્રમત્ત દશા તે જ ધર્મ છે. જ્યાં ચોવીશે કલાક પ્રમાદનો આદર થતો હોય ત્યાં ધર્મની સંભાવના પણ હોઇ શકે નહિ. ચોવીશે કલાક સારંભી-ગૃહસ્થની સોબતમાં રહેનાર સંયમી બની શકે નહિ. ધર્મ હોય ત્યાં છકાયનો આરંભ હોય નહિ. નિર્દયતાથી છકાયનો આરંભ કરી, કરાવી, અનુમોદીને ધર્મ માનનારને પ્રભુ સંમત હોય જ નહિ.

● ●

વીતરાગ દશાનું વર્ણન વીતરાગ સ્વયં પણ કરી શકે નહિ, કારણ કે તે આત્મસ્વરૂપ હોવાથી અનુભવગમ્ય છે. મમતા હોય ત્યાં સુધી અનાસક્તિઓ પ્રકટે નહિ, તેથી મહાપુરુષો સંસારી માતા, પિતા આદિ સગાંસંબંધીઓનો ત્યાગ કરીને એકત્વ દશાનો અભ્યાસ કરે છે, એટલે તેમની મનોવૃત્તિમાંથી મમતા ભૂંસાઈ જાય છે. પછી દેહ તથા આત્માના ભેદજ્ઞાનનો અભ્યાસ કરે છે જેથી છેવટે આત્મદર્શનના અધિકારી બને છે અને પછી તે સ્વસ્વરૂપમાં સમાઇ જાય છે. અનાદિ કાળથી આરંભ તથા પરિગ્રહના પાસવાળો આત્મા શુદ્ધ થઇ શકતો નથી. ભલે પછી તે બાહ્ય દૃષ્ટિથી આરંભ તથા પરિગ્રહના ત્યાગીની પ્રતિજ્ઞા કેમ ન બોલી જણાવે? તેથી

કાંઈ આત્મા આરંભ તથા પરિગ્રહની વાસનાથી છૂટી શકતો નથી. ધર્મના નામે પણ તે આરંભ તથા પરિગ્રહનો અત્યંત આદર કરે છે. આરંભ–પરિગ્રહના વૃત્તિત્યાગ વગર અને મમતા ભૂંસાયા વગર સંયમ જેવી કોઇ વસ્તુ નથી, કારણ કે સર્વ પ્રકારે જડાસક્તિથી વિરામ પામવારૂપ આત્મસ્વરૂપને સંયમ કહેવામાં આવે છે. સંયમ મળવું એટલે અપ્રમત્તભાવે આત્મસ્વરૂપમાં રહેવું. તે પણ માત્ર તપ જપ કરવાં, બે વખત કપડાં સંભાળવાં, બે વખત સમજ્યા વગર સાચાં ખોટાં પ્રતિક્રમણનાં સૂત્રો બોલી જવાં ઇત્યાદિ ગૃહસ્થથી વિલક્ષણ કપડાં પહેરીને વર્તવાનું નામ સંયમ નથી. તેમ જ પૈસાવાળા ગૃહસ્થોને પોતાના નામ ઉપર રાગ ઉત્પન્ન કરવા તેમને ગમે તેવું બોલવું, વખાણ કરવાં કે ચોવીશે કલાક તેમના સંસર્ગમાં રહેવું અને તેમને ઘણો સ્નેહ તથા હેત દેખાડવાં તે સંયમ નથી, અથવા તો ધર્મના નામે અનેક પ્રકારનાં આરંભ-સમારંભ કરાવી પરિગ્રહનો સંચય કરી ગૃહસ્થનાં વખાણ કરવાનું નામ સંયમ નથી. સંયમી પુરુષો તો સંસારથી પર હોય છે, આરંભ પરિગ્રહથી મુક્ત હોય છે, મમતાની વાસનાથી રહિત હોય છે. નિરંતર આત્મસંસર્ગમાં રહેવું તે અપ્રમત્તદશાનો અત્યંત આદર કરનાર હોય છે. બાકી તો ક્ષુદ્ર તૃષ્ણા પોષવાના એક પ્રકારના ધંધાને ધર્મ માનવા મનાવવાથી સંયમી બની શકાતું નથી. તેમ જ આરંભ, પરિગ્રહ તથા મમતાથી છૂટી શકાતું નથી. એટલે વીતરાગના માર્ગથી વિમુખ રહેવાથી વીતરાગદશા પ્રકટ થઇ શકતી નથી, તો પછી વીતરાગની, આત્મા પરમાત્માની માત્ર વાતો કરવાથી કોઇ પણ તાત્ત્વિક કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી.

● ●

દવાથી આયુષ્ય વધી શકતું નથી, પણ અશાતાનાં દળિયાં દબાયલાં રહે તો કાંઇક વાંચવા વિચારવામાં અનુકૂળતા રહી શકે. બાકી તો સત્તામાં રહેલ ભાવ ઔષધિથી ક્ષય ન થાય ત્યાં સુધી દવા કાંઇ પણ કરી શકે નહિ. ફક્ત વેદનીય કર્મ જ એવું છે કે જેના માટે દ્રવ્ય ઔષધિનો પ્રયોગ કરતા આવ્યા છે અને કરે છે. બાકી બીજા જ્ઞાનાવરણાદિ સાતે કર્મ માટે દ્રવ્ય ઔષધિનો ઉપચાર થતો નથી, પણ ભાવ ઔષધિ વાપરીને ભાવરોગથી મુક્ત થતા આવ્યા છે અને મુક્ત થાય છે. દ્રવ્ય રોગની સંજ્ઞા પણ ફક્ત અશાતા વેદનીયને આશ્રયીને છે. બાકી બીજાં બધાં ય કર્મો તો ભાવરોગથી ઓળખાય છે. ક્ષુધા પણ દ્રવ્યરોગ હોવાથી તેના માટે અન્નાદિ દ્રવ્ય ઔષધિ વપરાય છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે—દ્રવ્ય ઔષધિ દ્રવ્ય વ્યાધિને જ મટાડે છે, પણ કષાય–વિષયાદિ ભાવ રોગને મટાડી શકતી નથી. સુદર્શન ચૂર્ણ તાવને મટાડે, પણ ક્રોધાદિને મટાડે નહિ. અભ્રખ ભસ્મ શરીરની નબળાઇને મટાડે, પણ સમભાવની નબળાઇને મટાડે નહિ. તાત્પર્ય કે ક્ષમા, નમ્રતા, સરળતા, ત્યાગ આદિ ભાવ ઔષધિથી દ્રવ્યરોગ તથા ભાવરોગ બંને મટી જાય છે અને દ્રવ્ય ઔષધિથી માત્ર દ્રવ્યરોગ જ મટે છે, તે પણ મૂળથી જતો નથી. અર્થાત્ ઉદયમાં આવેલ અશાતાના દળિયાં ખસેડવામાં નિમિત્તભૂત બને છે, પણ સત્તામાં રહેલી અશાતાને કાંઈ પણ કરી શકતા નથી. સત્તામાં રહેલી અશાતાને તો સમ્યગ્ જ્ઞાનપૂર્વકના સમભાવગર્ભિત તપ જપરૂપ ભાવ ઔષધ જ નષ્ટ કરી શકે છે, માટે ભાવ ઔષધ, સમભાવ, શાંતિ, ક્ષમા, પ્રભુના વચનની શ્રદ્ધા, સમ્યગ્જ્ઞાનાદિ નિરંતર વાપરવાની આવશ્યકતા છે અને પ્રભુના સાચા માર્ગને અવલંબવાની જરૂર છે, જેથી ભાવરોગ નષ્ટ થઇને આત્મા હંમેશાંને માટે નિરોગી બની જશે.

● ●

આ જીવનમાં જેટલા પુદ્‌ગલ સ્પર્શવાનાં નિર્માણ થયેલાં છે તેને સ્પર્શ્યા વગર છૂટકો નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવથી જેટલી સ્પર્શના છે તેટલી આ જીવનની પૂરી કરવી જ પડશે. જે કાળે જે ક્ષેત્રની, દ્રવ્યની અને ભાવની સ્પર્શના જ્ઞાનીઓના જ્ઞાનમાં પ્રત્યક્ષ છે તેટલી પૂરી થયા પછી નવો દેહ ધારણ કરવાનો સમય આવશે. આ દેહમાં વેદનીય, મોહનીય આદિ કર્મોનો ઉદય ભોગવવા માટે જેટલો નિર્માણ થયેલો છે, તેટલો પૂરો નહિ થાય ત્યાં સુધી આયુષ્ય કર્મનો પણ ક્ષય થશે નહિ. ગમે તેવી આપત્ત, વિપત્તિ, રોગ, શોક, દરિદ્રતા આદિ માણસ ભોગવતો હોય, મરણાન્ત કષ્ટના આધીન હોય તો પણ તે આ દેહથી અવશ્ય ભોક્તવ્ય છે–તે પછી શુભ હોય કે અશુભ હોય, પુન્યસ્વરૂપ હોય કે પાપસ્વરૂપ હોય, વગર તથા વિલાસનું સાધક હોય કે બાધક હોય, ભોગવ્યા વગર કોઈ પણ પ્રાણી દેહથી છૂટો થઈ શકતો નથી. જ્યાં સુધી બધું ય ભોક્તવ્ય પૂરું નહિ થાય ત્યાં સુધી તેનું આયુષ્ય સંપૂર્ણ થઈ શકતું નથી. તેમાં પણ મોહનીયના તીવ્ર ઉદયથી તો બુદ્ધિશાળી ડાહ્યો માણસ પણ મૂંઝાઈ જાય છે અને પોતાની શક્તિને કામમાં લાવી શકતો નથી, માટે અલ્પજ્ઞ જીવોએ તો બનતાં સુધી પ્રભુના માર્ગનું અવલંબન લઈને પોતાનું ડહાપણ વાપરવું અને પ્રભુના પગલે ચાલ્યા કરવું તેમાંજ શ્રેય છે.

● ●

અમર શાંતિ મેળવવા પ્રભુના જીવનમાં જીવતાં શીખવાની જરૂર છે. ઔદયિક ભાવના દરેક પ્રસંગોમાં અપનાવવાની અત્યંત આવશ્યકતા છે. અનુકૂળતા તથા પ્રતિકૂળતાની ભાવનાનો અનાદર કરીને ઔદયિક ભાવની દરેક અવસ્થામાં દ્રષ્ટા તરીકે રહેવાની જરૂર છે. કર્તા તથા ભોક્તાના અભિમાનથી નિવૃત્ત થઈને અંતરમાં અનુકૂળ પ્રતિકૂળ હર્ષ શોક આદિ કોઈ પણ પ્રકારની વિકૃતિને અવકાશ ન આપીને પ્રકૃતિસ્વરૂપ સમભાવમાં સ્થિર રહેવાથી આત્મસ્વરૂપ સાચી શાંતિ વિકાસ પામે છે. સાચી શાંતિ માટે કોઈ પણ જડાત્મક વસ્તુની આવશ્યકતા નથી. પરપૌદ્‌ગલિક વસ્તુની વિકૃતિસ્વરૂપ અનુકૂળતાની જરૂર અંશમાત્ર પણ નથી, કોઈ પણ પ્રસંગમાં મૂંઝાવાની જરૂર નથી, કારણ કે પ્રતિકૂળતાની માન્યતાથી અજ્ઞાનતાને લઈને મૂંઝવણ થાય છે. જેટલી પ્રતિકૂળતા હોય છે તેટલો જ અશુભના ઉદયનો ક્ષય થાય છે, માટે તે કર્મ નિર્જરવાથી આત્મશુદ્ધિનું કારણ બને છે અને આત્મવિકાસમાં અનુકૂળતા મળે છે, તેથી અજ્ઞાનથી માનેલો પ્રતિકૂળ પ્રસંગ આત્મઉપયોગી છે. તેથી સમભાવે દરેક પ્રસંગનો આદર કરવાથી અને વિષમભાવ વિકૃતિનો ત્યાગ કરવાથી શાશ્વતી શાંતિનો વિકાસ થાય છે.

● ●

જો કે શાતા પણ એક પ્રકારનો ઔદયિક ભાવ છે અને તે વેદનીય કર્મની પ્રકૃતિ છે, છતાં અનાદિ કાળના પુદ્‌ગલભોગી આત્માને તે અનુકૂળતાના મિથ્યાજ્ઞાનથી ગમે છે અને અશાતાનો ઉદય ગમતો નથી. બાકી તો શાતા તથા અશાતાનો ઉદય પૌદ્‌ગલિક કર્મની વિકૃતિ હોવાથી આત્માનંદી આત્માને માટે ગમવા ન ગમવા જેવું કશું હોતું નથી; કારણ કે આત્માનંદી આત્મા વિકૃત દૃષ્ટિથી જોતો જાણતો નથી. ત્રણે કાળમાં નિર્વિકાર અને નિર્વિકલ્પ છે, એમ સાચું જાણે છે, સમજે છે. ભાવમાત્ર પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. આત્મભાવ આત્મસ્વભાવ પ્રમાણે વર્તે છે, અને અનાત્મભાવ અનાત્મસ્વભાવ પ્રમાણે વર્તે છે. આત્મભાવના

સ્વભાવમાં ભેદ નથી, પણ અનાત્મભાવમાં રૂપી તથા અરૂપીપણાના ભેદને લઈને સ્વભાવભેદ છે. અને નિરુપચરિત હોવાથી તાત્ત્વિક છે. ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્‌ગલ આ ચારે અનાત્મભાવો સ્વભાવ ભેદવાળા છે; આ ચારેમાં વિભાવને અવકાશ નથી. ફક્ત પુદ્‌ગલને અનાદિથી આત્મસંસર્ગને લઈને કર્મ સંજ્ઞાવાળું પુદ્‌ગલાસ્તિકાય વિભાવદશા જેવું ભાસે છે, પણ તે ઔપચારિક હોવાથી અતાત્ત્વિક છે. જો કે આત્મતત્ત્વ કર્મસંસર્ગને લઈને રૂપી છે, છતાં તે તાત્ત્વિક છે; તેમ જ તેની વિભાવદશા પણ અતાત્ત્વિક છે. આ પ્રમાણે પુદ્‌ગલભોગી આત્મા ઔદયિક ભાવને આધીન રહે છે. અને તેથી તે સુખ–દુઃખ, હર્ષ–શોક આદિ કર્મના વિકાસસ્વરૂપ ઔદયિક ભાવને જ પ્રધાનતા આપે છે. જેમ જેમ પુદ્‌ગલાનંદીપણું ઓછું થાય છે, અર્થાત્ ઉપશમભાવ પ્રાપ્ત કરે છે તેમ તેમ કર્મજન્ય હર્ષ–શોક આદિ વિકૃતિઓથી મુક્ત થાય છે, અને ઔદયિક ભાવોમાં દ્રષ્ટા તરીકે રહે છે. આવા ઔપશમિક ભાવવાળા જ સાચા જ્ઞાની હોઈ શકે છે, માટે ઉપશમભાવ કેળવવાનો પ્રયાસ કરવાની જરૂર છે; પણ કેવળ ભાષાઓનો પરિચય કરીને તેમાં લખાયલાં પુસ્તકો માત્ર વાંચી સંભળાવી મિથ્યાજ્ઞાનથી ફુલાવાથી કાંઇ પણ સિદ્ધિ નથી.

● ●

જો કે કર્મોનો છેડો તો આ કાળમાં આવી શકતો નથી, કારણ કે કર્મોનો છેડો આવવો એટલે કર્મથી છૂટી જવું–મુક્તિ મેળવવી તે. આ દુષમ કાળમાં કોઈ પણ જીવ મુક્તિ મેળવી શકે નહિ. સંસારમાં જીવોનો મોટો ભાગ પુદ્‌ગલાનંદી હોવાથી સત્ત્વહીન બની રહ્યો છે એટલે આ કાળમાં કોઈ પણ મુક્તિનો અધિકારી નથી, તો પણ ઉદયનો છેડો એટલે કર્મનો ક્ષાયિક ભાવ નહિ, પણ ઉપશમભાવ કે ક્ષાયોપશમિક ભાવ થવાથી આત્માને કાંઈક સુખશાતા મળી શકે છે. આત્મા સારી ભાવના અને પવિત્ર વિચારો કરી શકે છે. વેદનીય કર્મ ઉદયમાં આવેલું ક્ષય થવાથી અને સત્તામાં રહેલાનો ઉપશમ થવાથી તેમ જ શાતા વેદનીયનો ઉદય થવાથી મોહાધીન થયેલો અનાદિ કાળના અભ્યાસવાળો આત્મા સુખશાંતિ માને છે. મોહનીય ક્ષય થયેલા આત્માઓને કોઇ પણ શુભાશુભ કર્મનો ઉદય કનડી શકતો નથી. સંપૂર્ણ પોતાનું સ્વરૂપ મેળવ્યા પછી સુખશાંતિ તથા આનંદ માટે શાતાવેદની કે બીજા કોઇ પણ શુભ કર્મનાં પુદ્‌ગલો ભોગવવાની આત્માને જરૂર રહેતી નથી.

● ●

દુષમકાળના જીવોની પરિણુતિ અને પ્રવૃત્તિ ઉપરથી જાણી શકાય છે કે પોતાના સ્વરૂપને ઓળખનાર કોઇ નથી તો પછી તે સ્વરૂપને મેળવવાનું તો ક્યાંથી બની શકે? બાકી પુસ્તકોમાં વાંચીને મોઢેથી બોલી જનારા તેમ જ અનુભવશૂન્ય કાલ્પનિક વાતો કરનારાઓનો તો અત્યારે તોટો નથી, પણ અનુભવી સ્વરૂપસ્થ ચૈતન્ય મહાપ્રભુનાં દર્શન તો આ કાળમાં અત્યંત દુર્લભ છે. પોતાના સ્વરૂપને ઓળખ્યા વગર અને અજ્ઞાત ભેદનો કોયડો ઉકેલ્યા વગર પુદ્‌ગલાસ્તિકાયના આશ્રિત બનીને કેવળ અન્નત્યાગથી આત્માની ઉન્નતિનું અજ્ઞાત જનતાને સમજાવીને શરીર કૃશ બનાવનારાઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં જણાય છે. પણ પુદ્‌ગલાસ્તિકાયથી અલિપ્ત અનાસક્ત જડ તથા જડના વિકારસ્વરૂપ બાહ્ય જગતના સંગથી અને કષાય વિષયરૂપ અંતરંગ જગતના સંસર્ગથી મુક્ત થયેલા ભાગ્યે જ કોઈક હશે. અસ્તુ! જગત ગમે તેમ કરે, આપણે તો આપણા આત્મા પૂરતું જ લક્ષ આપવાનું છે. આપણે કર્મોથી મુક્ત થયેલા નથી.

આઠે કર્મ ઉદયમાં તથા સત્તામાં વિદ્યમાન છે, બધાં કર્મોનો સમૂળ નાશ કરવાનું આપણામાં બળ–વીર્ય નથી, તો પણ ઉદયમાં આવેલાં કર્મને નિષ્ફળ બનાવવા માટે કાંઇક પ્રયત્ન કરવાની જરૂર ખરી. સમ્યગ્જ્ઞાન દ્વારા કર્મને નિર્બળ બનાવવાથી ઉદયમાં આવેલા કર્મની અસર આપણા ઉપર થઇ શકતી નથી. અનાદિકાળથી પુદ્ગલાસ્તિકાયમાં ઓતપ્રોત થયેલો આપણો આત્મા અનુકૂળ પ્રતિકૂળ વસ્તુઓના સંસર્ગથી સુખ–દુઃખ, હર્ષ–શોક માનવાને ટેવાઇ જાય છે.

આપણે શુભાશુભના ઉદયમાં અનુકૂળતા, પ્રતિકૂળતા, સુખ, દુઃખ માનવાનાં જ અર્થાત્ શુભાશુભના ઉદયથી મોહનીયના દબાણને લઇને રાગદ્વેષની પરિણતિ થવાની જ. આ રાગદ્વેષની પરિણતિને લઇને આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી જવાનો, જેથી કરીને જડ તથા જડના વિકારોની આત્મા ઉપર અત્યંત અસર થવાથી કાયિક, વાચિક તથા માનસિક ત્રિવિધ તાપોથી સંતપ્ત થઇને અનેક પ્રકારની યાતનાઓ ભોગવવાનો, પરંતુ આ બધા કલેશોની શાંતિ માટે આ કાળમાં આપણે કાંઇક પ્રયાસ કરવો જોઇએ અને વારંવાર થતાં કર્મના તે હુમલાઓમાંથી આત્માને બચાવી લેવો એટલું અત્યારે બની શકે છે. બાકી કર્મોનો નાશ કરવા જેટલું સત્ત્વ–સામર્થ્ય આપણામાં નથી; તેમ જ શરીર વગેરે સાધનો પણ સારાં મળ્યાં નથી.

● ●

આત્માને છોડીને વસ્તુ માત્ર ક્ષણવિનશ્વર છે, માટે જડ વસ્તુઓનાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ ગુણોમાંથી સારા નરસાની ભાવના કાઢી નાખી જડ વસ્તુઓમાંથી આસક્તિ ઓછી કરી નાખવી. જડ વસ્તુના ભોગોપભોગની ઇચ્છાથી રહિત થવા પ્રયાસ કરવો. જડ વસ્તુઓમાં સુંદરતા, સુખ, શાંતિ, આનંદ છે એમ મોહનીય કર્મ આપણને સમજાવે તો તેના ઉપર શ્રદ્ધા રાખવી નહિ. કોઇ આપણને દુઃખ આપે, આપણી નિંદા કરે, અવર્ણવાદ બોલે, આપણું અહિત કરે તેને શત્રુ તરીકે મોહ સમજાવીને તેનું વિરૂપ કરવાને પ્રેરણા કરે તો આપણે તેને શત્રુ માની દુઃખી કરવાના પ્રયાસો કરવા નહિ. આ બધામાં આપણાં અશુભ કર્મોનો જ દોષ જાણવો તેમ જ આપણા સાચા શત્રુ કર્મને સમજવા. રાગદ્વેષને ઓછા કરી નાંખીને સમભાવ રાખવાની ટેવ પાડવી.

● ●

આપણે તો વિચાર–સંકલ્પ માત્ર કરી શકીએ. બાકી જ્ઞાની પુરુષો–સર્વજ્ઞો ભાવીને જાણી શકે છે. સમય–સમયમાં થનારી ક્ષેત્રસ્પર્શનાઓ અને ભાવોને સર્વજ્ઞો સાચી રીતે જાણે છે. દ્રવ્ય, કાળ, ક્ષેત્ર અને ભાવથી આ આત્માએ અનંતા પુદ્ગલપરાવર્તન કર્યાં છે, છતાં કર્માધીન હોવાથી કાંઇ પણ જાણી શકતો નથી, તો જે સ્પર્શનાઓ થવાની છે તેને તે ક્યાંથી જાણે ? આ આત્મા વિભાવ પર્યાયરૂપ આકૃતિ, પ્રકૃતિઓ અને વિકૃતિઓમાં ભળ્યો તો પણ સ્વરૂપથી ભ્રષ્ટ થયો નથી. એક એક પુદ્ગલ અનંતી વખત ફરસ્યું, હવે કેટલી વખત અને કેટલા કાળ સુધી સ્પર્શવાનાં છે તે બતાવનાર જ્ઞાની અત્યારે કોઇ નથી. જે વિભાવ પયાયમાં આત્મા અત્યારે વિચરી રહ્યો છે તેણે કેટલું આકાશ ક્ષેત્ર ફરસ્યું અને કેટલું બાકી છે ? આ મનુષ્ય પર્યાયમાંથી બીજા પર્યાયમાં પરિવર્તન કયા આકાશપ્રદેશમાં થશે તે બધું અંધારામાં છે. જે જે આકાશ ક્ષેત્રમાં સંસારવાસી પ્રાણીઓ સાથે સાથે ભિન્નભિન્ન સંબંધોથી જોડાઇને જે કાંઇ લાભ કે હાનિ થવાનાં છે તેમાં સંકલ્પ, વિકલ્પ કે ઇચ્છાને અવકાશ જ નથી. ઘણાખરા પ્રસંગો

અણધાર્યા જ બને છે, છતાં અર્ધા પુદ્ગલપરાવર્તનની સ્પર્શના શેષ રહે છે ત્યારે ઘણે ભાગે આત્માને લાભના પ્રસંગો મળી રહે છે.

ટૂંકું જીવન, સ્થિતિ વિષમ, બુદ્ધિની દરિદ્રતા અને વિચારની તુચ્છતા હોય તો માનવી, કશું મેળવી શકે નહિ. વસ્તુવિચારણા વગર પુસ્તકોનાં પાનાં ફેરવવાં વ્યર્થ છે, પણ વર્તમાન કાળમાં પ્રાયે ભાષા જાણી લખેલું વાંચી સંભળાવીને વિભાવ પર્યાયની પૂજા અને મહત્ત્વતા વધારવા પ્રયાસ કરવામાં આવતો હોવાથી એ દૃષ્ટિએ કાંઇક સાર્થકતા ખરી, છતાં પૂજા અને મહત્ત્વતા મેળવવામાં અનેક વિઘ્નો રહેલાં હોવાથી ક્લેશમય જીવન વ્યતીત થાય છે કે જે આત્માનું અહિત અને અનિષ્ટકર્તા થઈ પડે છે. ભાષામાંથી જાણી, સમજી સમજાવી જાણે તે પંડિત કહેવાય અને ભાવ વાંચી જાણી સમજી સમજાવી જાણે તે જ જ્ઞાની કહેવાય છે. પંડિત તો મિથ્યાદૃષ્ટિ અભવ્ય જેવા પણ થઇ શકે છે અને તે અનાર્યો પણ અત્યારે ઘણા છે, પરંતુ જ્ઞાની તો સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી લઇને આગળના ગુણો મેળવેલા ઉચ્ચતમ આત્માઓ હોઈ શકે છે.

● ●

જગત બે દૃષ્ટિથી જોવાય છે: એક અંતરદૃષ્ટિ અને બીજી બાહ્યદૃષ્ટિ. આ અંદરની અને બહારની બંને દૃષ્ટિઓ વચ્ચે ઘણું અંતર છે. દિશાઓ તદ્દન જુદી છે. પાછલા મહાપુરુષોએ વ્યવહાર દૃષ્ટિને લક્ષમાં રાખીને ખમાવવાની રૂઢિ પ્રચલિત કરી છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચારીએ તો પ્રાણીમાત્ર પ્રભુના અપરાધી છે, કારણ કે પ્રભુના કહ્યા પ્રમાણે વર્તતા નથી. જો પ્રભુના કહ્યા પ્રમાણે વર્તાય તો કોઈના પણ અપરાધી થવાય નહિ. એક જીવ બીજા જીવનો અપરાધી બની શકતો નથી, કારણ કે એક વખત એક જીવ પોતે બીજા જીવના સુખદુઃખમાં નિમિત્ત બને છે ત્યારે બીજી વખતે બીજો જીવ પોતાના સુખદુઃખમાં નિમિત્ત બને છે. તેમાં કોઇ કોઇનો અપરાધી બની શકતો નથી, તો પણ જો બીજાના સુખદુઃખના નિમિત્તમાં પ્રભુની સંમતિ ન હોય તો, અર્થાત્ પ્રભુના કહ્યા પ્રમાણે ન વર્તાય તો પ્રભુના અપરાધી બનાય છે, માટે આપણે સંસારના સઘળા જીવોએ પ્રભુ પાસે ક્ષમા માગવી જોઇએ. અર્થાત્ પ્રભુના કહ્યા પ્રમાણે ન વર્તાયું તેની ક્ષમા માગી અઠ્ઠમના તપરૂપ પ્રાયશ્ચિત્ત લેવું અને ભાવી માટે પ્રભુની આજ્ઞા પાળી નિરપરાધી બનવા લક્ષમાં રાખવું, તે તાત્ત્વિક ક્ષમા યાચના. હવે રૂઢ થયેલી ક્ષમા માટે તો એટલું જ કે મન, વચન અને કાયાથી બીજાને દુઃખ થાય તેવું કાંઇ પણ બોલાયું કે વર્તાયું હોય તો તેની ક્ષમા યાચવી. બીજાના અપરાધો માટે દરગુજર કરવું અને તેને શુદ્ધ હૃદયથી આત્મસ્વરૂપે જોવું. આ જીવનમાં જ્યાં સુધી માનવી શુભ ઉપયોગમાં હોય છે ત્યાં સુધી તો આત્મસ્વરૂપે પોતાને જોવાય છે—જણાય છે, અને ભાવી જીવનમાં તો ઉપયોગશુદ્ધિ મેળવાય છે.

● ●

સંસારમાં દેહાધ્યાસની ઉન્નતિ થઇ રહી છે. એટલા માટે રાગદ્વેષ બહુ જ બળવાન બનીને સંસારી જીવોને હેરાન કરી રહ્યા છે. વૈર–વિરોધની વૃદ્ધિને લઇને આત્મિક ગુણોની હાનિ થઇ રહી છે, છતાં તે તરફ જરા પણ લક્ષ અપાતું નથી. પોતાનું બોલેલું અને માનેલું જનતાને સાચું મનાવીને જનતાથી ખાનપાન અને આદરસત્કાર મેળવવા માટે માયા, પ્રપંચ અને અસત્યનો છૂટથી ઉપયોગ થઈ રહ્યો છે. ધર્મના નામે ઋદ્ધિગૌરવતા, શાતાગૌરવતાની

તૃષ્ણાઓ શાંત કરવા સતત પ્રયાસ કરવામાં આવે છે, છતાં સુખ–શાંતિ મેળવી શકાતી નથી. પણ તેથી ઊલટા ક્લેશિત થઈને દુઃખી જીવન ગાળી રહ્યા છે; કારણ કે સહુને પોતાનાં જ માન–સત્કાર અને પૂજા ગમે છે, પણ બીજાનાં પૂજાસત્કાર ગમતાં નથી, એટલે ઈર્ષ્યા અને દ્વેષથી અત્યંત દુઃખ ભોગવાય છે.

● ●

વેદનીય કર્મથી આત્માનું અહિત કે અશ્રેય થતું નથી; કારણ કે વેદનીય કર્મ તો કેવળીને પણ ભોગવવું પડે છે, પરંતુ માનસિક અશાંતિ, સંકલ્પવિકલ્પ અને અજ્ઞાનતાના કારણભૂત મોહનીયના ઉદયની ચિંતા કરવી અને મોહનીયને નિર્બળ બનાવવા આપણાથી બનતું બધું કરવું. કષાય અને વિષયને નિર્બળ બનાવવા વસ્તુ તત્ત્વનું નિરંતર ચિંતવન કરવું. કષાય અને વિષયો ઉપર વિજય મેળવવો ઘણું જ કઠણ કામ છે. અત્યારે તો કષાય અને વિષયથી આખું જગત પરાભવ પામી રહ્યું છે. ભાષાઓ શિખવાથી કે સિદ્ધાંતો વાંચી જવા માત્રથી અથવા તો વિનયપૂર્વક–અભિનયપૂર્વક સારાં ભાષણો કરવાથી કાંઇ કષાય–વિષય પરાભવ પામતા નથી, પણ વધારે બળવાન બનીને આત્માનું વધારે અહિત કરે છે. જનતાની પાસેથી સારાં સારાં ખાનપાન અને આદરસત્કાર મેળવવાના આશયથી જગત્ સમક્ષ વિદ્વાન્ વક્તા કે પ્રસિદ્ધ વક્તા કહેવરાવવા જેટલા પ્રયાસ કરવામાં આવે છે તે પ્રબળ મોહનીયના ઉદયને લઈને થાય છે અને તે કષાય તથા વિષયોને બળવાન બનાવવાનો પ્રયાસ છે કે જે એકાંતે આત્માનું અનિષ્ટ કરનાર છે અને તે જ્ઞાન નથી પણ એક પ્રકારનું અજ્ઞાન છે.

● ●

વીતરાગના સિદ્ધાંતો અને શાસ્ત્રો ભાવરોગના સ્વરૂપને ઓળખાવી તેને મટાડવાના ઉપાયો જણાવનારાં છે. ભાવરોગથી પીડા પામતા આત્માઓ તેનો અભ્યાસ કરીને તેમાં બતાવ્યા પ્રમાણે ઉપચાર કરીને પોતાનો ભાવરોગ મટાડીને ભાવ આરોગ્યતા મેળવી શકે છે, પણ વીતરાગના સિદ્ધાંતોનો સ્પર્શ બોધશૂન્ય–ઉપર ઉપરથી અભ્યાસ કરીને કષાય, વિષય અને અજ્ઞાનતાની પ્રેરણાથી જનતામાં વિદ્વાન્ કે વક્તા તરીકેની પ્રસિદ્ધિ મેળવી કષાય વિષયને પોષવા જેઓ પ્રયાસ કરે છે તેઓ ભાવરોગ મટાડવાને બદલે પુષ્કળ વધારી રહ્યા છે; તેમને ભાવ આરોગ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી. જેઓ આત્માથી પરાઙ્મુખ થઈને અર્થાત્ આત્મદ્રોહી બનીને નામધારી દેહને પ્રસિદ્ધિમાં લાવવા અથવા તો દેહને તથા ઇંદ્રિયોના વિષયોને પોષવાનો પ્રયાસ કરી રહ્યા છે, તેઓ છેવટે દેહનો નાશ થવાથી અપરાધી બનીને અધમ ગતિ મેળવ્યા સિવાય બીજું કાંઈ પણ પ્રાપ્ત કરી શકતા નથી.

● ●

જેઓ આત્માની કાળજી રાખ્યા વગર ઇંદ્રિયોને ગમે તેમ વર્તે છે તે આત્મદ્રોહી કહેવાય છે. આત્માને અશાંતિ ઉત્પન્ન કરનાર અનુચિત ઇચ્છાઓ છે; માટે કોઇ પણ પૌદ્ગલિક વસ્તુ વાપરવાની ઇચ્છા થાય ત્યારે તે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ વિચારવું. આત્માને શું લાભ મળે છે? પરિણામે શાંતિ ઉત્પન્ન કરે છે કે અશાંતિ? આત્મા અપરાધી બને છે કે નિરપરાધી? ઈત્યાદિ વિચાર કરવાથી ઇચ્છાઓ નબળી પડી જશે અને આત્મા અપરાધી થતો અટકશે.

● ●

માનવ જીવનમાં તો કંઇક એવી અશાતા ઉદયમાં આવતી નથી, પણ ભવાંતરમાં ભોગવવાં યોગ્ય અનંતી અસહ્ય અશાતા સત્તામાં ભરી છે, તે સમય આવતાં જીવને ભોગવવી પડશે. જ્યાં સુધી સર્વ કર્મ ક્ષય ન થાય ત્યાં સુધી જીવને સુખશાંતિ મળી શકવાની નથી. જે સુખશાંતિ માનવામાં આવે છે તે બધી બનાવટી છે; મોહગ્રસ્ત અજ્ઞાની જીવે માની લીધેલી છે. જ્યાં આઠે કર્મોનો ઉદય ચાલુ હોય અર્થાત્ આઠ પ્રકારના ભાવરોગ જીવ ભોગવી રહ્યો હોય ત્યાં સુખશાંતિ તથા આનંદ હોય શાનો ? સુખશાંતિ આદિ આત્માના ધર્મ છે, તે અનુકૂળ વૈષયિક જડાત્મક વસ્તુઓના સંયોગથી પ્રકટ થાય નહિ, પણ અવરાય છે–દબાય છે પછી સુખશાંતિ શાની ?

• •

શાતાવેદની પણ કર્મ છે માટે તે પણ ભાવરોગ હોવાથી તેને ભોગવનાર સુખશાંતિ ભોગવે છે એમ કેવી રીતે કહી શકાય ? તો પણ મોહનીય કર્મના દબાણથી શાતાવેદની ભોગવનાર જીવને 'હું સુખશાંતિ ભોગવું છું' એમ કહેવું પડે છે. આત્મધર્મના વિકાસ વગર કાંઇ પણ સાચું અને સારું છે જ નહિ અને તે વિકાસ કર્મના વિયોગ વગર થઇ શકે નહિ.

• •

જ્યારે મોહ નબળો પડી જાય છે ત્યારે આત્માને સાચું સૂઝે છે. ધન–સંપત્તિને વિપત્તિ સમજે છે, બનાવટી સુખશાંતિને અશાંતિ તથા દુઃખ સમજે છે, વૈષયિક સુખના સાધનને આત્મગુણઘાતક તથા સાચી સુખશાંતિ, જીવન અને આનંદના બાધક સમજે છે અને એટલા માટે જ તે આત્મા ધન, સંપત્તિ આદિ છોડી દઇને આત્મિક ગુણ મેળવવા ઉદ્યમ કરે છે, અજ્ઞાની જીવોને ઉદ્વેગ કરનાર કષ્ટાનુષ્ઠાન કરીને સંતોષ માને છે. અજ્ઞાની જીવો જેને દુઃખ માને છે તેને પોતે સુખ માને છે; કારણ કે કર્મક્ષય નિમિત્તે કરવામાં આવતાં કષ્ટાનુષ્ઠાન આત્મવિકાસ કરવાવાળાં હોવાથી પરિણામે સાચાં સુખશાંતિ પ્રાપ્ત કરાવનારાં હોય છે માટે તેને દુઃખ નહિ પણ સુખ જ માને છે. જ્યારે મોહનીય સર્વથા નિર્બળ થઇ ગયું ત્યારે જ આત્મા કંઇક સ્વતંત્રપણે સાચું મેળવે છે; તે સિવાય તો સબળ મોહનીયથી નિર્બળ બનેલા આત્માઓ જૂઠાને સાચું માની હેરાન થઇ રહ્યા છે, છતાં માની રહ્યા છે કે અમે સુખી છીએ, મોટા છીએ, પૂજ્ય છીએ, ઉદ્ધારક છીએ, તારક છીએ. આ બધું મોહના નશાનું પરિણામ છે, માટે તે પ્રલાપ માત્ર છે, જરા પણ સાચું નથી.



# ભાવનાબળ શું ન કરી શકે?

[ ૯ ]

કર્મવાદને પ્રધાન માનનાર માનવજાતિ અને ઈશ્વરવાદને પ્રધાન માનનાર માનવજાતિ બંનેય ભાવનાબળને ઘણી જ મહત્ત્વતા આપે છે. માનવજાતિમાં આપત્તિ-વિપત્તિ તથા સંપત્તિના જે પ્રસંગો ઉપસ્થિત થાય છે તેનું મુખ્ય કારણ સામુદાયિક ભાવનાબળ છે. પુદ્‌ગલાનંદી જડાસક્ત જીવોનું સંખ્યાબળ વધે છે ત્યારે વૈષયિક વાસના પોષવાને માટે અધર્મ તથા અનીતિના આશ્રય તળે મલિન ભાવનાઓનું બળ પણ વધે છે અને અનિચ્છાએ પણ માનવજાતિને આપત્તિ-વિપત્તિ ભોગવવી પડે છે.

આપત્તિ-વિપત્તિ ભોગવવાનાં અનેક પ્રકાર છે; જેવાં કે-બિમારી, ભૂકંપ, યુદ્ધ, જળપ્રલય, અગ્નિપ્રકોપ વગેરે વગેરે. આ બધાંય નિમિત્તો પ્રાણીઓનાં ધન તથા જીવનનો હ્રાસ કરનારાં છે, નાશ કરનારાં છે. પુદ્‌ગલાનંદી પ્રાણીઓ પૌદ્‌ગલિક સુખના સાધનોનો હ્રાસ થવાથી કે નાશ થવાથી અથવા તો હ્રાસ તથા નાશની આશંકાથી અત્યંત ગભરાયલા તેમ જ ચિંતાતુર બનીને પ્રાણોથી પણ મુકાઇ જાય છે. યદ્યપિ તત્ત્વજ્ઞાની મહાપુરુષો આપત્તિ-વિપત્તિને કર્મની નિર્જરાનું કારણ માનીને ચિંતાતુર બની આર્ત્તરૌદ્ર ધ્યાન કરતા નથી અને સમભાવે શાંતિથી વેદી લે છે, પરંતુ પુદ્‌ગલાનંદી, વિષયાસક્ત, દેહાધ્યાસી સંસારી જીવો તો વસ્તુતત્ત્વથી અજ્ઞાત હોવાથી વિનાશી ધન તથા જીવનને જ સુખશાંતિનું સાધન માને છે, અને તેના વિયોગના નિમિત્તને આપત્તિ-વિપત્તિ માને છે, જેનાથી મુકાવાને અર્થાત્ બનાવટી સુખના સાધનરૂપ ધન તથા જીવનને જાળવી રાખવાને અનેક પ્રકારના ઉપાયો કરે છે, છતાં તેમાં સફળતા તો થોડાક જ મેળવી શકે છે; કારણ કે પૌદ્‌ગલિક સુખનાં સાધનો જડ તથા જડના વિકારસ્વરૂપ હોય છે. તેનું અસ્તિત્વ જાળવી રાખવાને પુદ્‌ગલસ્વરૂપ પુણ્યકર્મની અત્યંત આવશ્યક્તા રહે છે. પુણ્યકર્મ સિવાય ધનસંપત્તિ જાળવવાને માટે બાહ્યથી કરવામાં આવતા દરેક પ્રયત્નો નિષ્ફળ નિવડે છે, અને એટલા માટે જ મુખ્યપણે ધાર્મિક પ્રયત્ન જ કરવો ઘટે છે. તે સિવાયનાં બધાં ય પ્રયત્નો નકામાં છે.

પૂર્વકાળે ધાર્મિક શ્રદ્ધાના યુગમાં જ્યારે જ્યારે આપત્તિ-વિપત્તિ આવતી ત્યારે ત્યારે માનવજાતિ પોતપોતાની માન્યતા પ્રમાણે તન, મન અને ધનથી ધાર્મિક અનુષ્ઠાનોનો અત્યંત આદર કરતી. મોજશોખ તથા કાંઇક લોભદશાને લઇને યત્કિંચિત્ કરવામાં આવતી અનીતિ તથા અધર્મને તિલાંજલી આપીને 'સર્વ જીવ સુખી થાઓ'ની ભાવનાથી કોઇ શાંતિસ્નાત્ર,

જપ-તપ આદિ ધાર્મિક પ્રવૃત્તિ કરતું, તો કોઇ યજ્ઞયજનાદિ, કોઇ પ્રભુપ્રાર્થના તો કોઇ દાન-પુન્ય કરતું. તાત્પર્ય કે સહુ કોઈ આપત્તિ-વિપત્તિમાંથી ઉગરવાને પોતપોતાના ઇષ્ટદેવની સહાય માગતું, અને પુન્યબળ વધારવાને પ્રયત્ન કરતું કે જેને લઇને આપત્તિ-વિપત્તિમાંથી બચી જઇને સુખી થતું; પરંતુ અત્યારે એનાથી વિપરીત પ્રવૃત્તિ જોવામાં આવે છે. પહેલાં શ્રદ્ધાવાદનો સમય હતો ત્યારે અત્યારે બુદ્ધિવાદનો સમય છે, અને તેના અંગે અત્યારે ધન તથા જીવનને બચાવવાને ધાર્મિક પ્રવૃત્તિઓને છોડી દઇને કેવળ બુદ્ધિનો જ અનેક પ્રકારે ઉપયોગ થઈ રહ્યો છે. ધનને ઓળખીને કોઈ લઈ ન જાય અથવા તો કોઈ નાશ ન કરી શકે એટલા માટે તેને સોનું, ચાંદી, નોટો, ઘર, જમીન આદિ અનેક રૂપોમાં ફેરવી નાખવામાં આવે છે, જીવન બચાવવાને સ્થળાંતરો કે દેશાંતરો કરવામાં આવે છે; તો પણ ધન તથા જીવનના નાશની આશંકા ટળતી નથી. આવા સમયમાં ય મોજશોખ છૂટતા નથી, અધર્મ તથા અનીતિથી બચતા નથી; વૈષયિક તૃષ્ણાઓ ઓછી થતી નથી; વૈરવિરોધ શમતા નથી અને એક બીજાના ભલાની ભાવના જાગૃત થતી નથી. પાડોશીનું બળી જાઓ, ઢંગી જાઓ કે સર્વનાશ થઇ જાઓ; પણ મારું તો બચી જ જાઓ—આ પ્રમાણેની ભાવનાવાળાઓની સંખ્યા વૃદ્ધિંગત થતી ગઈ અને એક બીજાના વિનાશની ભાવનાનું વાતાવરણ ઉગ્ર બની ચોમેર ફેલાતું ગયું. તેમ જ બીજા સુખી થાઓ કે દુઃખી થાઓ પણ મારે તો બાગ, બંગલા, મોટર, નોકર, ચાકર, મિષ્ટાન્ન, સુંદર સુંદર ઘરેણાં, વસ્ત્ર અને સિનેમા, નાટક, ખેલ, તમાશા જોઇએ જ એવી ભાવનાથી પરની પીડા ન ગણીને પરસંપત્તિને પોતાની બનાવવાના પ્રયાસમાં જ અનીતિ તથા અધર્મનો પ્રચાર વધતો ગયો કે જેને પરિણામે અત્યારની દુઃખદ પરિસ્થિતિ ઊભી થઇ છે. જ્યારે જ્યારે એક બીજાના વિરોધની, દ્રોહની ભાવનાનું બળ વધે છે ત્યારે આપત્તિ-વિપત્તિના પ્રસંગો ઉપસ્થિત થાય જ છે, અને પાછું જ્યારે શુભ ભાવનાબળ વધે છે ત્યારે આપત્તિ-વિપત્તિ નાશ પામી જાય છે.

ધર્મ તથા નીતિ, મનગમતા મોજશોખમાં તેમ જ તુચ્છ વૈષયિક વાસનાઓ પોષવામાં બાધ કરતા જણાવાથી કેટલાક પુદ્ગલાનંદી જીવો સુધારક તરીકે બહાર આવ્યા અને માનવસમાજના ધાર્મિક તથા નૈતિક બળને નિર્બળ બનાવવા ઐહિક પૌદ્ગલિક સુખને સન્મુખ રાખીને તેમની ધાર્મિક તથા નૈતિક ભાવનાઓને ભૂંસી નાખી ધર્મનો આશ્રય લેનાર અને નીતિનો આદર કરનાર માનવસમાજ દુઃખી થઈ રહ્યો છે અને ધર્મ તથા નીતિને તિલાંજલિ આપી સ્વેચ્છાવિહારી માનવસમાજ બાહ્ય સંપત્તિ મેળવી સુખ ભોગવી રહ્યો છે, એવી શ્રદ્ધા બેસાડવા પ્રાચીન સુકૃતના બળથી સુખ ભોગવતા ધર્મવિહીન માનવીઓને ઉદાહરણ તરીકે આગળ મૂકીને જડાસક્ત-ભાગ્યહીન અનેક જીવોને અધર્મ તથા અનીતિના સંસ્કાર બેસાડ્યા કે જેના અંગે અનાદિ કાળથી પૌદ્ગલિક સુખમાં ટેવાયલા જીવોની ધર્મભાવના ખસતી ગઇ અને અધર્મની ભાવનાનું બળ વધી ગયું. કેટલાક સુધારકો પણ પોતાના પ્રયત્નમાં સફળતા માનવા લાગ્યા, પણ આ સુધારકો અને તેમનો સુધારો કુદરતને ગમ્યો નહીં, એટલે કુદરતે પોતે જ માનવસમાજનો સાચો સુધારો કરવા કમર કસી છે, અને અધર્મ તથા અનીતિની ભાવનાથી સુખ મળી શકતું નથી પણ પૂર્વસંચિત પુન્યબળથી મળેલા સુખનો નાશ થઇને, પરિણામે દુઃખ જ ભોગવવું પડે છે, તેનો તાદૃશ ચિતાર અત્યારના પ્રસંગોમાં માનવી માત્રને

પ્રત્યક્ષ બતાવી રહી છે. સુધારકોની સુધારણા અને ધારણાને ધરાશાયી બનાવવાને અદૃષ્ટ મહાશક્તિ તનતોડ–અસીમ પ્રયત્ન કરી રહી છે. જે ભૂમિ અને પ્રદેશો સ્વર્ગના સૌંદર્યની સ્પર્ધા કરતા હતા તેને જ અત્યારે ભયાનક યાતનાના સ્થળોનું સ્મરણ કરાવી રહી છે. જડાસક્ત અલ્પજ્ઞ જીવોની તુચ્છ બુદ્ધિથી ગૂંથેલી વાગ્જાળમાં ફસાઇને સર્વજ્ઞ મહાપુરુષોના વચનોનો અનાદર કરનારાઓને સર્વજ્ઞોના સિદ્ધાંતોની સત્યતા સિદ્ધ કરી આપ્યા સિવાય અદૃષ્ટ મહાશક્તિ સંહારના કાર્યમાંથી વિરામ પામવાની નથી.

ધર્મબળ અને બુદ્ધિબળ આ બંને પ્રકારના બળોમાંથી ધર્મબળ વધી જાય છે. દેખીતી રીતે તો ધર્મબળ કરતાં બુદ્ધિબળ બહુ જ સારું કાર્ય કરતું જણાય છે, પરંતુ પરિણામે વિનાશક તથા વિઘાતક પોતાના સ્વભાવ પ્રમાણે માનવસમાજને ફળ આપવાવાળું થાય છે. કોઇ પણ કાર્યના પરિણામે બુદ્ધિનો પક્ષપાતી માનવી જ્યારે સફળતા મેળવે છે ત્યારે બુદ્ધિમત્તાના આવેશમાં આવી જઇને ધર્મબળને હસી કાઢીને વખોડે છે, પણ ધર્મબળને લઈને જ બુદ્ધિબળ કાર્યનું સાધક બની શકે છે. આ બાબતથી અનભિજ્ઞ મિથ્યાભિમાની માનવી જ્યારે બુદ્ધિનું પરિણામ વિનાશના રૂપમાં અનુભવે છે ત્યારે તો બુદ્ધિબળના અકિંચિત્કરપણાનું ભાન થવાથી સર્વ કાર્યમાં નિરાશ બનીને નિશ્ચેષ્ટ થઈ જાય છે. ધર્મબળ વગરનું કેવળ બુદ્ધિબળ શું કાર્ય કરી શકે છે તે સહુ કોઇને અત્યારે પ્રત્યક્ષ થઇ રહ્યું છે. એક વખતની બાહ્ય સુખની સહાયક બુદ્ધિની પ્રશંસા કરનારાઓ આજે તે જ બુદ્ધિને સંહાર સ્વરૂપવાળી જોઇને વખોડી રહ્યા છે. ધર્મબળ ખૂટી પડવાથી બુદ્ધિબળના કાર્યક્ષેત્રમાં ઘણી જ અવ્યવસ્થા ઊભી થઇ છે. વિનાશમાં પણ આબાદીની આશા રાખનારા બુદ્ધિશાળીઓ પોતાની બુદ્ધિને વિનાશના પંથે વાળી રહ્યા છે, પણ પ્રાચીન અથવા તો અર્વાચીન ધર્મબળ વગર વિનાશમાંથી આબાદી મળવી મુશ્કેલ છે. યદ્યપિ વિનાશની ભાવના અભ્યુદય કરવાવાળી થઈ શકતી નથી, તો પણ પ્રાચીન પુન્યબળથી એક વખત વિનાશક પણ પોતાના કાર્યમાં વિજય મેળવી શકે ખરો, પરંતુ પરિણામે તે જ વિજય પરાજયના રૂપમાં ફેરવાઈ જાય છે. વિનાશ સ્વરૂપથી જ વિપત્તિનો વિકાસી છે; પણ સંપત્તિનો તો વિનાશક જ છે, અને એટલા માટે જ વિનાશની ભાવનાનું વર્તુળ વિશાળ થવાથી આપત્તિનો અંત શીઘ્ર આવી શકે તેમ નથી. બીજાના વિનાશની ભાવના વહેલીમોડી પોતાના વિનાશ માટે થશે, કારણ કે અરસપરસની વિનાશની ભાવના સમગ્ર માનવસમાજમાં વ્યાપી જવાથી સામુદાયિક ભાવનાબળથી માનવી માત્રને આપત્તિવિપત્તિના ભાગી બનવું પડશે. બીજાના તરફ દુર્લક્ષ રાખીને કેવળ પોતાના જ માટે કરવામાં આવતી ભાવનાથી વ્યક્તિગત બચાવ થઈ શકતો નથી પણ સમષ્ટિના બચાવની ભાવનાથી આપત્તિવિપત્તિ લય પામી જઇને સર્વનો બચાવ થઈ શકે છે, માટે સર્વના શ્રેયમાં જ પોતાનું શ્રેય સમાયેલું છે, સર્વના સુખમાં જ પોતાનું સુખ સમાયેલું છે. આવી દૃઢ શ્રદ્ધાથી શુદ્ધ અંતઃકરણપૂર્વક સર્વના ભલાની ભાવના જ ઉપસ્થિત થયેલા દુઃખદ પ્રસંગને દૂર કરી શાંતિ કરવાવાળી થશે.



# પુન્યનું મહત્વ

(૧૦)

**માનવ** જીવનમાં પુન્યકર્મ રળવાનો સમય ખોઈ બેસનાર આપત્તિ વિપત્તિનો જ ગ્રાહક કહી શકાય. રાજા હોય કે રંક હોય, શ્રીમંત હોય કે કંગાળ હોય, બધાયને પુન્યકર્મ પેદા કરવા માટે એક સરખો જ પ્રયાસ કરવાની જરૂરત છે. શ્રીમંત અથવા તો રાજાએ પોતાને મળેલી સંપત્તિ જોઇને પુન્યની અનાવશ્યકતા સમજી સંતોષ માનવાની જરૂરત નથી; કારણ કે પુન્યથી મળેલી સંપત્તિ વપરાઈને ઓછી થતી જાય છે તે ઓછી ન થવા દેવા અથવા તો તેને વધારવાને માટે પુંન્યબળની અત્યંત આવશ્યકતા રહે છે. પુન્યબળ ઘટી ગયા પછી મેળવેલી સંપત્તિ નષ્ટ થાય છે એટલું જ નહીં પરંતુ નવી સંપત્તિ મેળવવાનો પ્રયાસ પણ નિષ્ફળ જાય છે અને માનવજીવન પૂર્ણ થયા પછી ભાવી જીવન અધમ અને દુઃખપૂર્ણ મેળવાય છે.

માનવ જીવનમાં જેટલું પુન્ય વપરાય છે તેટલો વપરાશ પશુજીવનમાં હોતો નથી; કારણ કે પશુ કરતાં માનવી ઘણો જ સુખી કહેવાય છે. માનવી જેટલું સુખ મેળવે છે તે બધું પુન્યથી ખરીદેલું છે. જેમ જેમ સુખ ભોગવાય છે તેમ તેમ પુન્ય વપરાય છે. એકલું ધન મેળવવામાં જ પુન્યની જરૂર પડે છે એટલું જ નહીં પણ પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષયો મેળવવામાં, નિશ્ચિંત અને નિરોગી રહેવામાં, સુખે જીવવામાં અને માન, પ્રતિષ્ઠા, આદર તથા યશ-કીર્તિ મેળવવામાં પુન્ય પુષ્કળ વપરાય છે; માટે જ પુન્ય ભેગું કરવા ધાર્મિક વ્યવસાય કરવાની અત્યંત આવશ્યકતા રહે છે, તો તે વ્યવસાય માટે નિર્ણીત કરેલા સમયને નિરુદ્યમીપણાથી દૂષિત કરવો ન જોઇએ. જેમ ગૃહસ્થીને હાલતાંચાલતાં પૈસાની જરૂર પડે છે, માટીના ઘડા જેવી વસ્તુ, અરે! એક દાતણ પણ પૈસા આપ્યા વિના મળી શકે નહીં, તેમ સંસારી જીવનમાં જીવનાર જીવને પુન્યની ઘણી જ જરૂરત રહે છે. દરેક જન્મમાં જીવની પાસે પુન્ય હોય તો જ સર્વ પ્રકારની અનુકૂળતા મેળવી તે સુખપૂર્વક જીવી શકે છે.

કોઈ પણ વસ્તુ કીંમત આપ્યા વગર મળી શકતી નથી. જેવા પ્રકારની વસ્તુ હોય છે તેની કીંમત પણ તેવા જ પ્રકારની હોય છે. પૌદ્ગલિક જડાત્મક સુખના સાધન મેળવવાને માટે કીંમતમાં પુન્ય આપવું પડે છે. જેની પાસે પુન્ય સારા પ્રમાણમાં હોય છે તે સ્વેચ્છા પ્રમાણે પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી શકે છે, પણ અજ્ઞાની પુન્યહીન કંગાળ સાધનના અભાવે દુઃખપૂર્વક જીવી દુર્ગતિમાં ચાલ્યો જાય છે, કે જ્યાં વધારે દુઃખમય જીવનનો

અનુભવ કરે છે; કારણ કે માનવ જીવનમાં પુન્યની કંગાળતા હોવા છતાં પણ તેણે પુન્ય રળવા કાંઈપણ વ્યવસાય કર્યો નહીં. અને દરિદ્રતાના આશ્રયમાં રહીને નિરુદ્યમીપણે સર્વોત્તમ પુન્ય રળવાના સાધનભૂત માનવજીવનને વેડફી નાંખ્યું. જો કે માનવી સુખી થવા કાંઈ ને કાંઇ ઉદ્યમ તો કરે જ છે તેમ જ જીવનને પણ વાપરે છે, છતાં માનવજીવનના મુખ્ય કર્તવ્યરૂપ ધાર્મિક વ્યવસાય કે જે આત્મિક તથા પૌદ્ગલિક સુખ આપે છે તે ન કરતાં પુન્યહીનપણે પૌદ્ગલિક સુખના સાધન મેળવવા અધર્મ તથા અનીતિના કાર્યમાં ઉદ્યમવાળો રહે છે અને છળ–કપટ–વિશ્વાસઘાત કરીને કાંઈક સાધન મેળવે પણ છે, છતાં તે સુખને બદલે મેળવેલી વસ્તુઓથી અનેક પ્રકારનાં દુઃખ જ ભોગવે છે. અને પરિણામે અધર્મથી ઉપાર્જન કરેલા પાપનાં ફળરૂપ દુર્ગતિનો આશ્રિત બને છે, એટલા જ માટે તેને નિરુદ્યમી અને જીવન વેડફી નાંખશે તેમ કહેવામાં આવે છે. જે માનવી માનવીજીવનમાં સુકૃત કરીને પુન્યકર્મ અથવા તો નિર્જરા–મુક્તિ મેળવે છે તે જ સાચો ઉદ્યમી અને જીવનનો સદુપયોગ કરનાર કહેવાય છે. બાકીના જીવો તો પાપકર્મ કરી દુઃખની પરંપરા મેળવનારા હોવાથી સાચા ઉદ્યમી અને જીવનને સાર્થક કરનારા કહી શકાય નહીં. જે માનવી પોતાની સમજણ પ્રમાણે કહે કે હું બધી વાતે સુખી છું, મારી પાસે લાખો–કરોડોની સંપત્તિ છે, બાગ–બંગલા–મોટર–નોકર–ચાકર છે, મારે સ્ત્રી–પુત્ર–ભાઈ–ભાંડુ આદિ કુટુંબ પરિવાર સારો છે, અને બધાય મારી ઇચ્છા પ્રમાણે વર્તે છે, મિત્રાદિ પણ સારા સજ્જન, હિતૈષી અને સ્નેહપૂર્ણ છે, હું વાર્ષિક લાખોની આવકવાળો છું, મારી શારીરિક સંપત્તિ પણ સારી છે, રોગ રહિત સુંદર કાયા છે, લોકોમાં પણ મારી આબરૂ સારી છે, સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો મારો આદરસત્કાર કરે છે વિગેરે આ પ્રમાણે કહેનારાએ વિચારવું જોઇએ કે આ બધું શાથી? બીજાઓમાં ઘણી ખામીઓ દેખાય છે. કોઇને પુત્રનું દુઃખ તો કોઇને ધનનું. આ પ્રમાણે અનેક પ્રકારના દુઃખોથી ઘેરાયેલા જગતમાં ઘણા છે અને મને સર્વ પ્રકારની અનુકૂળતા મળી છે તેનું શું કારણ?

જે સર્વ પ્રકારે સુખ ભોગવે છે તેણે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે તેની પાસે પુન્યનો સંગ્રહ સારો છે અને તે પુન્ય ખરચીને સુખ મેળવે છે. સુખના પ્રમાણમાં પુન્યનો વ્યય થાય છે માટે જેટલું પુન્ય ખરચાય છે તેટલું જ નવું પુન્ય રળવાને માટે તેને ધાર્મિક વ્યવસાય કરવાની જરૂરત છે. જો ઉદ્યમ કરીને નવું પુન્ય નહિં રળે તો પુન્યનો પુષ્કળ ખરચ હોવાથી જલદી ખૂટી જશે અને છેવટે સુખની દરિદ્રતા ભોગવવી પડશે. અને જો દુઃખ આવીને ઊભું રહેશે તો પછી પાછું તેટલું પુન્ય આ જીવનમાં મેળવી શકાશે નહિ. જેને રોજનું પચાસનું ખરચ હોય તેણે રોજ પચાસ રળવા જ જોઇએ. જ્યાં સુધી પચાસ રળે ત્યાં સુધી તે વધુ સુખની આશા રાખી શકે નહિં. તેમજ વ્યવસાય બંધ કરી નિશ્ચિંતપણે સુખ ભોગવી શકે નહિ પણ જો તે પચાસથી વધુ રળે તો જ ભવિષ્યમાં સુખની સામગ્રી મેળવી વગર વ્યવસાયે પણ રળેલા દ્રવ્યથી સુખી થઇ શકે છે. તેવી જ રીતે જેઓ પુન્ય ભોગવે છે પણ નવું પેદા કરતા નથી તેમને આજ જીવનમાં અથવા તો ભાવી જીવનમાં પુન્યના અભાવે સુખની સામગ્રી મળી શકતી નથી, પણ ધાર્મિક વ્યવસાય કરી ખરચ કરતાં પણ વધુ પુન્ય રળનાર ઉભય લોકમાં ઇચ્છિત સુખ મેળવી શકે છે. જેમ ખાવાની કોઈપણ વસ્તુ ખાતા જેમાં જેટલું

આપણને ગળ્યું લાગે છે તેટલા પ્રમાણમાં તેમાં સાકર હોય છે.–જો કે તે સાકર આપણને પ્રત્યક્ષ જણાતી નથી. પ્રત્યક્ષ તો શીરો–લાડુ આદિ મિષ્ટાન્ન અથવા તો શેરડી–ગાજર આદિ વનસ્પતિ જણાય છે; છતાં મીઠાશ સાકરનો ગુણ છે અને તે તેમાં જ રહેલી છે એમ એકલી સાકર ખાવાથી જનતાને અનેક વખત અનુભવસિદ્ધ થયેલું હોવાથી અણજાણમાં અણજાણ પણ મીઠી લાગતી વસ્તુઓમાં સાકરનું જ અનુમાન કરવાનો.–તેવી જ રીતે જ્યાં જ્યાં જેટલે અંશે સુખ છે ત્યાં ત્યાં તેટલે અંશે પુન્ય અવશ્ય હોય છે. જેમ સાકરનો સ્વભાવ ગળપણ છે તેમ પુન્યનો સ્વભાવ સુખ છે. જેની પાસે પૌદ્ગલિક સુખની સામગ્રી જેટલા પ્રમાણમાં હોય છે તેની પાસે પુન્ય પણ તેટલા પ્રમાણમાં રહેલું છે. પુન્યના રજકણો પુદ્ગલોમાં દુઃખનો અંશ પણ હોતો નથી. જેમ સાકર ફિકાશવાળી વસ્તુને મીઠી બનાવે છે તેમ પુન્ય દુઃખીને સુખી બનાવે છે.

સંસારમાં સર્વ પ્રકારે સુખી અથવા તો દુઃખી કોઇક જ હોય છે. ધન છે ત્યાં પુત્ર નથી અને પુત્ર છે ત્યાં ધન નથી. જ્યાં બન્ને છે ત્યાં આરોગ્યતા નથી. આ પ્રમાણે કોઇ ને કોઇ સુખની ખામી માનવીઓમાં જણાય છે તેનું કારણ પુન્યની અશુધ્ધિ છે અર્થાત્ પુન્યમાં પાપ ભળેલું હોવાથી જ સુખની ન્યૂનતા રહે છે. જેમ સાકરમાં કરિયાતું ભળી ગયેલું હોય અને તેને ખાઇએ તો સાકર કેવળ મીઠી ન લાગતાં કાંઇક કડવી પણ લાગે છે તેવી જ રીતે પાપ મિશ્રિત પુન્ય ભોગવતાં કોઈ વાતે સુખ તો કોઈ વાતે દુઃખ અનુભવાય છે. માનવીઓમાં ભાગ્યે જ કોઇક એવો હશે કે જે કેવળ પુન્ય અથવા તો કેવળ પાપ જ ભોગવતો હશે. કોઇ પુન્ય અધિક તો પાપ અલ્પ અને કોઈ પાપ વધારે તો પુન્ય ઓછું ભોગવે છે. જે પાપ અધિક અને પુન્ય અલ્પ ભોગવતો હશે તે પોતાને દુઃખી જણાવે છે અને પુન્યની અધિકતા-વાળો પોતાને સુખી જણાવે છે.

જેમ દાળ–શાક આદિ વસ્તુઓને સ્વાદિષ્ટ બનાવવાને ખારાશ, ખટાશ, મીઠાશ, તીખા-શવાળી વસ્તુઓનું ચૂર્ણ–મશાલો કરીને બીજી વસ્તુઓને સ્વાદ આપવા છતાં પણ દાળને ખારી કહેશે અને જો મરચાં વધારે હશે તો તીખી કહેશે. તેવી રીતે માનવી ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ અને અધ્યવસાયથી કરેલા કાર્યના પરિણામરૂપ પુન્ય તથા પાપને એકી સાથે જ ભોગવવાથી જે કર્મ વધુ પ્રમાણમાં દળ તથા રસવાળું હશે તેને અનુસરીને પોતાને સુખી અથવા તો દુઃખી જણાવશે. પુન્ય પાપ આદિ ભિન્ન પ્રકૃતિવાળા આઠે કર્મનો દરેક સમયમાં એકી સાથે જ ઉદય હોય છે તેમાં વધારે રસ તથા દળવાળા કર્મ અત્યંત સ્પષ્ટ રીતે અનુભવાય છે. અશાતા વેદની તથા લાભાંતરાય, ભોગાંતરાય અને ઉપભોગાંતરાયના ઉદયથી ઘેરાયેલા અર્થાત્ હમેશના રોગી, ધનહીન, બાગ–બંગલા, સ્ત્રી, વસ્ત્ર, ઘરેણાં તથા સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો આદિથી વંચિત દુઃખી અજ્ઞાની માનવી પાપીને સુખી અને ધર્મીને દુઃખી જોઇને કેટલાક એમ કહેતા નજરે આવે છે કે પાપ કરવાથી સુખી થવાય છે અને ધર્મ કરવાથી દુઃખી થવાય છે; માટે અધર્મ જ કરવો ઠીક છે. પણ તે મોટી ભૂલ કરે છે; કારણ કે જો સાકર કડવી લાગે અને કરિયાતું મીઠું લાગે, દેવતા શીતળતા આપે અને પાણી બાળી નાંખે તો જ ધર્મથી દુઃખ અને અધ-ર્મથી સુખ થઈ શકે, વસ્તુમાત્ર પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તે છે. ધર્મથી પુન્ય ઉત્પન્ન થાય છે અને તેનો સ્વભાવ જ પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી આપવાનો છે. અને અધર્મથી

પાપ થાય છે કે જે પરિણામે દુઃખોત્પાદક પૌદ્ગલિક સાધનો મેળવી આપે છે, જેથી માનવી અનેક પ્રકારનું દુઃખ ભોગવે છે, છતાં અધર્મી માણસો જે સુખી જણાય છે તે તેમના પૂર્વ-સંચિત પુન્યના ઉદયનું પરિણામ છે. પણ જે સુખી અવસ્થામાં અધર્મ કરી પાપ ઉપાર્જન કરી રહ્યા છે તે જ્યારે ફળ આપવા સન્મુખ થશે–ઉદયમાં આવશે ત્યારે ભવિષ્યમાં તેઓ અવશ્ય દુઃખ ભોગવશે જ. તેવી જ રીતે ધર્મી માણસો જે દુઃખ ભોગવી રહ્યા છે તે પણ તેમના પૂર્વે કરેલા પાપના ઉદયનું ફળ છે; પણ તેમની ધાર્મિક પ્રવૃત્તિનું નથી. પોતાની શુભ પ્રવૃત્તિથી ઉપાર્જન કરેલા પુન્યના ફળથી તો તેઓ ભાવીમાં અનેક પ્રકારે સુખની સામગ્રી પ્રાપ્ત કરશે જ.

એક માણસ ઘઉંની રોટલી ખાતો હોય અને બાજરી કે બંટી વાવી રહ્યો હોય તો તે કાંઈ વાવેલું ખાતો નથી પણ પૂર્વે સંઘરી રાખેલું ખાય છે. તે પહેલાના સંઘરેલા ઘઉં થઇ રહેશે ત્યારે વાવેલી બાજરી કે બંટી જ ખાવાનો અને જેણે બંટી સંઘરી રાખી હશે તે હાલમાં બંટી ખાતો જણાશે, પણ જે ઘઉં વાવી રહ્યો છે તે તૈયાર થયા પછી ઘઉં જ ખાશે, તેવી જ રીતે પુન્ય સંઘરનાર પાપી માણસ હાલમાં સુખ ભોગવે છે, પણ પુન્ય થઈ રહ્યા પછી પાપનું ફળ દુઃખ જ ભોગવશે અને પૂર્વે સંચિત પાપના ઉદયવાળો ધર્મી માણસ પાપ ક્ષય થયે સુખી જ થશે આકડો વાવનાર આંબાના ફળ મેળવી શકે નહિ અને આંબો વાવનાર આકડાના ફળ મેળવે નહીં.

ખેડૂત ખેતરમાં પરિશ્રમ કરીને અનાજ વાવે છે તેને ઘડી બે ઘડીમાં લણવાનો પ્રસંગ આવતો નથી, અર્થાત્ સવારે ખેતરમાં જઇને ઘઉં કે બાજરી આદિ વાવી અને સાંજે ખેતર-માંથી અનાજના ગાડાં ભરી લાવે તેમ બનતું નજરે આવતું નથી; પણ વાવેલા ઘઉં વિગેરેને અનુકૂળ હવા-પાણી મળે તો તે ઊગી નીકળે છે. ત્યાર પછી છોડવા થાય છે અને પછી કણુશલાં આવી દાણા ચડે છે અને પાકી જાય છે ત્યારે ખેડૂતને લણવાનો પ્રસંગ આવે છે. આ પ્રમાણે ખેતરમાં દાણા વાવ્યા પછી ચાર છ મહિને વાવેલું અનાજ ખાવાના કામમાં આવે છે. સાંજે આંબાની ગોટલી વાવીને સવારમાં કેરીઓના ટોપલા ભરીને લઈ જતું કોઇપણ જોવામાં આવતું નથી. ગોટલી વાવ્યા પછી વર્ષો વીતે ત્યારે આંબા ઉપર કેરીઓ લાગે છે. તેવી જ રીતે ધર્મ તથા અધર્મ કરનારાઓને તત્કાળ ફળ મળતું નથી, પણ કાળાંતરે જ્યારે કર્મ ફળ આપવા સન્મુખ થાય છે–ઉદયમાં આવે છે ત્યારે પ્રાણી માત્ર પોતપોતાનાં કરેલાં કર્મના અનુસારે ફળ ભોગવે છે. ધર્મની પાસે પુન્ય હોવાથી સુખી થાય છે અને અધર્મીએ પાપનો સંચય કરેલો હોવાથી દુઃખી થાય છે. આમ હોવા છતાં પણ કોઇને એવો જ આગ્રહ હોય કે ધર્મથી દુઃખ અને પાપથી સુખ થાય છે તો તેણે પ્રત્યક્ષ અનુભવ કરવા આ પ્રમાણે કરી જોવું. કોઇ માણસ રસ્તામાં ચાલ્યો જતો હોય તેને નિષ્કારણ ગાળ દેવી, બે ચાર તમાચા મારવા, તેની ચોરી કરવી અથવા તો તેની સાથે જતી તેની માતા તથા પુત્રીની સાથે ગેરવર્તણુક કરવી, પછી જો તે સામેનો માણસ બહુ જ પ્રસન્ન થઇ પ્રશંસા કરે અને સ્નેહપૂર્વક બહુ જ વિનય તથા નમ્રતા દાખવે ત્યારે તો અધર્મનું ફળ સુખ કહી શકાય. અને આવી પ્રવૃત્તિથી વિપરીતપણે વર્તવાથી, અર્થાત્ સામેના માણસને પગે લાગી તેની પ્રશંસા કરવાથી, તેની સેવા–ચાકરી કરવાથી, તેની

માતા અને પુત્રીની સાથે માતા તથા પુત્રીની જેમ વર્તવાથી જો તે ચીડાઇ જઇ આવેશમાં આવીને ગાળોનો વરસાદ વરસાવે અને હંમેશનો શત્રુ બનીને કોઇ પણ પ્રકારે દુઃખી કરવા પ્રયત્ન આદરે તો ધર્મનું ફળ દુઃખમાં જ પડે; પરંતુ આ પ્રમાણે તો કોઇએ પણ અનુભવ્યું નથી તેમ જ કોઇને ઇષ્ટ પણ નથી.

વિચારશૂન્ય કેવળ બાહ્ય દૃષ્ટિથી જોઇએ તો પણ સંસારમાં ધર્મની ભાવનાથી નીતિપૂર્વક ધર્મ કરનારાઓ મોટે ભાગે સુખી જણાય છે અને પાપબુદ્ધિથી અનીતિપૂર્વક અધર્મ કરનારાઓનો મોટો ભાગ દુઃખી છે. સુખ અનેક પ્રકારે ભોગવાય છે. અને દુઃખ પણ અનેક પ્રકારે ભોગવાય છે. ચોરી કરનારાઓને જેલમાં જઇને દુઃખ ભોગવવું પડે છે અને ખૂની માણસોને ફાંસીના માંચડે ચડવું પડે છે. વ્યભિચારીઓ તથા બીજાને દુઃખ દેનારાઓને કમોતે મરવું પડે છે. કોઇક પ્રસંગે ચોર તથા ખૂની કદાચ સજામાંથી બચી જાય છે તો પણ તે બીજા પ્રકારની યાતનાઓ ભોગવી રીબાઇને કમોતે મરે છે. જ્યારે પાપીઓની આવી દશા થાય છે ત્યારે ધર્મીઓ જેવાં કે-નીતિથી ચાલનાર, સત્ય બોલનાર, બીજાના દુઃખથી દુઃખી થઇને તેમને સુખી કરવા પ્રયાસ કરનાર, જગતનું ભલું ઇચ્છનાર, જીવ માત્રની દયા કરનાર, પ્રભુની ઉપાસના કરનાર, યશ-કીર્તિ, ધન-સંપત્તિ, સહાનુભૂતિ, પ્રમાણિકતા તથા સુખશાંતિ મેળવી છેવટે સદ્ગતિ પામે છે. '**अत्युग्रपुन्यपापानां इहैव फलमश्नुते**' આ નીતિના વાક્યને બાહ્ય દૃષ્ટિથી જોઇએ તો ઉગ્ર પુન્ય અથવા તો પાપ કરનારને તે જ જન્મમાં ફળ મળતું પ્રત્યક્ષ જણાય છે; જેમકે-ચોરને જેલ અને ખૂનીને ફાંસી; પણ તાત્વિક દૃષ્ટિથી જોઇએ તો તે તેના પૂર્વજન્મમાં સંચિતનું ફળ છે અને જે ચોરી તથા ખૂન કરવાથી જે કાંઇ પાપકર્મ ઉપાર્જન કર્યું છે તેનું ફળ તો તેને ભવિષ્યમાં ભોગવવાનું બાકી જ છે. આવી જ રીતે જે ઉગ્ર પુન્ય કરે છે અને સુખ ભોગવે છે તે પણ તેના પૂર્વ જન્મમાં કરેલા પુન્યનું ફળ છે અને અહિં કરેલું પુન્ય તો ભાવીમાં ભોગવવાનું બાકી જ રહે છે. જો શુભાશુભ પ્રવૃત્તિથી ઉપાર્જન કરેલાં પુન્ય-પાપ એક જીવનમાં ભોગવી લઇને જીવન સમાપ્ત થતું હોય તો જીવને ફરી જન્મ ધારણ કરવાની જરૂર રહેતી નથી, કારણ કે સંસારમાં જીવ માત્રનો જન્મ પૂર્વસંચિત કર્મ ભોગવવાને માટે થાય છે. પોતપોતાના કરેલા કર્મના અનુસાર જીવો સદ્ગતિ અથવા દુર્ગતિમાં ઉત્પન્ન થઇને પૂર્વે કરેલા શુભાશુભ કર્મના ફળરૂપ સુખદુઃખ આદિ ભોગવે છે. તે ભોગવતી વખતે પાછા નવાં કર્મ ઉપાર્જન કરે છે તે ભોગવવા પાછો તેને જન્મ ધારણ કરવો પડે છે. આ પ્રમાણે અનાદિ કાળથી જીવ જન્મ મરણ કરતો ચાલ્યો આવે છે. જ્યાં સુધી નવાં કર્મ બંધાતાં અટકે નહિં અને બધાય જૂનાં કર્મ ભોગવાઇ જાય નહિ ત્યાં સુધી તો જીવ જન્મ મરણ કરવાનો જ અને તે મોહનીય કર્મના અંગભૂત રાગ-દ્વેષ વિદ્યમાન છે ત્યાં સુધી કર્મના બંધનો વિચ્છેદ થવાનો નથી. જમીનમાં રહેલા જડ વૃક્ષનાં મૂળિયાં જ્યાં સુધી લીલાં રહે છે ત્યાં સુધી ઝાડનાં પાંદડાં ખરી જાય, ડાળી કપાય કે ફળ ફૂલ નષ્ટ થાય તેથી કાંઇ ઝાડ સુકાઇ જતું નથી. ગયેલાં પાંદડાં-ડાળી કે ફળ-ફૂલ હતાં તેનાથી બમણાં આવી જાય છે અને ઝાડ ગાઢી ઘટાવાળું બની જાય છે, તેમ બીજાં કર્મ પાતળાં પડી જાય, ઓછાં થઇ જાય, નબળાં જણાય તો પણ રાગ-દ્વેષનાં મૂળિયાં લીલાં હોવાથી તે હતાં તેનાથી વધારે શક્તિવાળાં અને ઘણા પ્રમાણમાં એકઠાં થાય છે; માટે જ્યાં સુધી રાગ-દ્વેષ નષ્ટ ન થાય ત્યાં સુધી

જીવ પુન્ય ભોગવતો હોય કે પાપ ભોગવતો હોય તે વખતે અવશ્ય નવાં કર્મ બાંધવાનો જ અને તેને ભોગવવા સંસારમાં ભમવાનો જ. જેમ નદીના પ્રવાહમાં જૂનું પાણી ચાલતું થાય અને નવું આવતું જાય, બન્ને પાણીનું જોડાણ એવું હોય છે કે જોનાર બંનેને જુદા પાડી શકે નહીં, તે તો ફક્ત પાણી વહે છે એટલું જ જાણે તેમ કર્મપ્રવાહ અનાદિ કાળથી વહ્યા કરે છે. જૂનાં કર્મ ભોગવાતાં જાય અને નવાં ક્રમસર તેની સાથે જોડાઇને આવતાં જાય. આ પ્રવાહ એક ક્ષણ પણ અટકતો નથી, કારણ કે કર્મ ભોગવતી વખતે જે નવાં બંધાયલાં હોય છે તે ચાલતા કર્મના પ્રવાહમાં વહેવાને માટે ક્રમસર ગોઠવાઇ જાય છે અને પ્રવાહના વહેણને કાયમ રાખે છે. કર્મની સ્થિતિ લાંબી હોવાથી એક વખતનું બાંધેલું કર્મ અનેક જન્મ સુધી ભોગવવું પડે છે. બધાય કર્મ કરતાં આયુષ્યની સ્થિતિ બહુ જ ઓછી હોય છે. તે આયુષ્યના ઉદયનો પ્રારંભ તે જન્મ અને ક્ષય તે મરણ કહેવાય છે. બાકી ઉદય અને ક્ષયની વચમાં આયુષ્યનું ભોગવવું તે જીવન કહેવાય છે. આ પ્રમાણે હોવાથી લાંબા આયુષ્ય-માં પણ લાંબી સ્થિતિનું બીજું કર્મ સમાપ્ત થતું નથી. ભોગવતાં બાકી રહે તે બીજા જીવનમાં, ત્યાં બાકી રહે તે ત્રીજા જીવનમાં એમ અનેક જીવનમાં એક કર્મ પૂરું ભોગવાઇ રહે છે. એક કર્મ પૂરું ભોગવાઇ રહ્યા પછી પણ જીવ તે કર્મથી રહિત થતો નથી, કારણ કે રાગ–દ્વેષની સહાયતાથી નવું બંધાયલું તેવા જ નામવાળું કર્મ તેની સાથે જોડાઇ જાય છે એટલે જીવ એક કર્મ ભોગવાઇને ક્ષય થઇ જવા છતાં પણ ભોગવેલી અવસ્થાનો વારંવાર અનુભવ કર્યે જ જાય છે. કયું કર્મ કયારે પૂરું થાય છે અને તેની સાથે તેવા જ કર્મનું અનુસંધાન કયારે થાય છે તે સર્વજ્ઞ સિવાયના અલ્પજ્ઞ જીવો જાણી શકે નહિ.

પચાસ લાખની ઈમારતનું ચણતર એક દિવસમાં પૂરું થાય નહિં. તે ઈમારત તૈયાર થતાં ઘણાં વર્ષ લાગે છે. સૂર્યોદયથી પ્રારંભેલું કાર્ય સૂર્યાસ્ત સુધીમાં અધૂરું જ રહે છે તે બીજે દિવસે આગળથી શરૂ કરવામાં આવે છે. આ પ્રમાણે હમેશાં કામ ચાલુ રહે તો વર્ષના અંતે ઇમારત ચણાઇ રહે છે. આવી જ રીતે એક કર્મ ભોગવવાની શરૂઆત થાય છે તેની સમાપ્તિ માટે અનેક જીવનના ઉદયાસ્ત થાય છે. કેટલાક ટૂંકી સ્થિતિના કર્મ હોય છે કે જે ઉપાર્જન કરેલા જ જીવનમાં વપરાઇ જાય છે, તે હલકા અને નિરસ હોવાથી જીવને તેની અસર થતી નથી.

આવો તો નિયમ છે કે–પૂર્વસંચિત ભોગવાય છે અને તે જ સમયે બંધાતાં કર્મ ભાવીમાં ભોગવાય છે, પણ એવો નિયમ નથી કે ભોગવાતાં અને બંધાતાં બંને કર્મ એક જ પ્રકારનાં હોય. પુન્ય ભોગવતાં પુન્ય પણ બંધાય છે અને પાપ પણ બંધાય છે. તેવી જ રીતે પાપ ભોગવતાં પાપ પણ બંધાય છે અને પુન્ય પણ બંધાય છે. આ પ્રમાણે ભોગ અને બંધમાં અનિયમિતપણું છે. જેમકે સુખના સાચા કારણથી અણજાણ ધન–સંપત્તિ તથા આરોગ્યતા આદિ સુખના સાધન મેળવનારાઓ કષાયના આશ્રિત બની પાંચે ઇન્દ્રિયોના વિષયોના આસક્તિ ભાવથી સુખ ભોગવતા પાપ પ્રવૃત્તિનો આદર કરવાથી ગાઢતમ અશુભ કર્મ બાંધે છે. ત્યારે સર્વ પ્રકારનું સુખ પુન્યથી મળે છે અને તેનું મૂળ ધર્મ છે એવી દૃઢ શ્રદ્ધા-વાળા ધર્મની ઉપાસના કરીને પોતાની સુખી અવસ્થામાં સુખનો અનુભવ કરતાં પુન્ય બાંધે

છે. કેટલાક પાપના ઉદયથી દુઃખ ભોગવતા હોય તેમને સત્સમાગમ થવાથી દુઃખ ટાળવા ધર્મની શ્રદ્ધા થાય છે અને પછી ધાર્મિક પ્રવૃત્તિ આદરે છે તો પણ સંચિત પાપનો ઉદય ચાલુ હોવાથી દુઃખ ભોગવતાં છતાં પણ પુન્ય બાંધે છે. ત્યારે પાપકર્મના ઉદયથી દુઃખનાં સાધન મેળવી સર્વ પ્રકારે દુઃખ ભોગવનારા ગાઢતમ અજ્ઞાનતાને લઈને હિંસા, ચોરી, વ્યભિચાર આદિ દુષ્કૃત્ય કરીને પાપ બાંધે છે. આવા જીવોને સત્સંગ થવા છતાં પણ ધર્મભાવના ઉત્પન્ન થતી નથી; કારણ કે ધર્મભાવનાનું ઉત્પાદક પુન્યકર્મ એમની પાસે હોતું નથી. જેમની પાસે ધર્મભાવના ઉત્પન્ન કરનાર કર્મ હોય છે અને તે ઉદયમાં આવે છે ત્યારે ગમે તેટલા દુઃખી અને પાપી કેમ ન હોય તો પણ તેઓ પાપથી નિવૃત્ત થઈને ધાર્મિક પ્રવૃત્તિઓ આદરે છે અને દુઃખી હોવા છતાં પણ ધર્મ કર્યે જાય છે.

પુન્ય કર્મ બે પ્રકારનાં હોય છે, એક તો પૌદ્દગલિક સુખના સાધન મેળવી આપે છે ત્યારે બીજું આત્મિક સાચું સુખ પ્રગટ કરવાની ધાર્મિક સામગ્રી પ્રાપ્ત કરાવે છે. કોઈની પાસે બન્ને પ્રકારનું પુન્ય હોય છે અને કોઈએ એક જ પ્રકારનું પુન્ય ઉપાર્જન કરેલું હોય છે. બન્ને પ્રકારના પુન્યના ઉદયવાળામાંથી કોઈક તો નવું પુન્ય બાંધે છે અને કોઈક આત્મિક સાચા સુખને ઢાંકી દેનાર કર્મને ખસેડીને સ્વાભાવિક સુખ પ્રગટ કરે છે. સર્વજ્ઞોની દૃષ્ટિમાં જેમની સંસારયાત્રા સમાપ્ત થયેલી હોય છે તેઓ તો નવું પુન્ય કર્મ ન બાંધતાં બધાય કર્મનો ક્ષય કરી શાશ્વત સુખ ભોગવે છે. જે સુખ સાચું હોય છે તે શાશ્વત જ હોય છે અને જે પૌદ્દગલિક જૂઠું સુખ હોય છે, જે પુન્યવાન જીવોના પૌદ્દગલિક–જડાત્મક વસ્તુઓના ભોગનો અંત આવેલો હોય છે અર્થાત્ સંસારમાં રહીને જન્મ–મરણ કરવાના નિયત થયેલા કાળનો છેડો આવી પહોંચ્યો હોય છે, ત્યારે તેઓ પૌદ્દ-ગલિક વસ્તુઓથી સંપૂર્ણ વિરક્ત ભાવને પામે છે અને દેહની પણ ઝાઝી પરવા ન રાખીને સંપૂર્ણ દુઃખનો નાશ કરવા પ્રભુના કહેવા પ્રમાણે વર્તીને અક્ષય સુખ મેળવે છે. જેમના સંસારનો છેડો કાંઈક દૂર હોય છે અર્થાત્ સંસારની પૌદ્દગલિક વસ્તુઓ ભોગવવાની કાંઈક બાકી હોય છે એવા બન્ને પ્રકારના પુન્યના ઉદયવાળા જીવો ઓછી આસક્તિથી પૌદ્દ-ગલિક સુખ ભોગવતાં અથવા તો ક્ષણિક સુખનો ત્યાગ કરી પ્રભુના માર્ગની આચરણા કરતાં પુન્ય બાંધે છે. આ પુન્ય અત્યંત ઉચ્ચ પ્રકારનું હોય છે અને તેના ઉદયથી ઊંચી કોટીના પૌદ્દગલિક સુખ મળે છે કે જેને ભોગવતાં અનાસક્તિ હોવાથી તેઓ પાપ કર્મ બાંધતાં નથી અને ધર્મની વાસનાથી આત્માને વિશેષ પ્રમાણમાં વાસિત કરે છે. ભવસ્થિતિ પરિપક્વ થવાથી ચરમ શરીરને ધારણ કરવાવાળા સંસારના કિનારે રહેલા જીવો બન્ને પ્રકારના પુન્યવાળા હોય અથવા તો કેવળ ધાર્મિક પ્રવૃત્તિમાં દોરનાર એક જ પુન્યવાળા હોય અર્થાત્ ધન સંપત્તિ આદિ પૌદ્દગલિક સુખની સામગ્રીવાળા હોય કે કંગાળ દશા ભોગવતા હોય. બન્ને આત્મિક સુખને લક્ષમાં રાખીને ક્ષણિક સુખનો સર્વથા ત્યાગ કરી કર્મોની નિર્જરા કરે છે પણ પુન્ય બાંધતા નથી.

જ્યાં સુધી મોહનીય કર્મનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ હોતો નથી અને આત્મા ઉપર બળવત્તર દબાણ હોય છે ત્યાં સુધી પુન્ય અથવા તો પાપનું ફળ ભોગવનારાઓમાંથી કોઈપણ આત્મસ્વભાવસ્વરૂપ સાચું સુખ પ્રગટ ન થવા દેનાર કર્મની નિર્જરા કરી શકતું

નથી, પણ જો મોહનીય કર્મનો ક્ષય અથવા તો ઉપશમ આદિ થયો હોય તો તે સુખ ભોગવતો હોય કે દુઃખ ભોગવતો હોય તે કર્મની સાચી અને સારી રીતે નિર્જરા કરી શકે છે. અને પુન્ય અથવા તો પાપ અલ્પ પ્રમાણમાં બાંધે છે. કદાચ ભવસ્થિતિ પાકતાં વાર હોય એટલે કે પાંચ–સાત જન્મ ધારણ કરવાના બાકી હોય તો પુન્ય વધુ પ્રમાણમાં ઊંચા પ્રકારનું બાંધે છે પણ પાપ તો અલ્પ પ્રમાણમાં તથા હલકા પ્રકારનું બાંધે છે.

કર્મની નિર્જરા–ક્ષય બે પ્રકારે છેઃ એક તો સાચી અને એક દેખાવ માત્ર. મોહનો ક્ષય થતાં સાથે જે કર્મોની નિર્જરા થાય છે તે સાચી હોય છે; કારણ કે ક્ષય થયેલાં કર્મનો બંધ ફરીને થતો નથી. પછી તે પુન્ય હોય કે પાપ હોય તેની મોહના ક્ષય સાથે નિર્જરા થવાથી ફરીને ન બંધાવાથી તેના ફળસ્વરૂપ સુખ–દુઃખ આત્માને ભોગવવું પડતું નથી. મોહનો ક્ષયોપશમ કે ઉપશમ થતાં જે નિર્જરા થાય છે તે પણ સાચી જ છે. તાત્પર્ય કે મોહનો અંશ માત્ર પણ ક્ષયોપશમ ન હોય ત્યાં સુધી આત્મા શુભાશુભ ભોગવતાં ભોગવતાં ભોગવાયલા માત્રની નિર્જરા કરે છે અને પાપકર્મ વધુ પ્રમાણમાં અને તીવ્રતર બાંધે છે. અને ઉપશમ આદિ ભાવમાં વિકાસની પ્રભા પ્રગટ થવાથી આત્માની શુદ્ધિ સારી થાય છે.

મોહના દબાણથી આત્મા સાચી વસ્તુને ઓળખી શકતો નથી. દેહને જ આત્મા માને છે અને પોતાને ભૂલી જાય છે. પુન્ય કર્મના ઉદયથી મળેલા પૌદ્ગલિક સુખને જ સાચું સુખ માની તેને મેળવવા અને મળેલાને જાળવી રાખવા નિરંતર પ્રવૃત્તિ કરે છે. પોતે દેહને જ આત્મા માનતો હોવાથી ધાર્મિક પ્રવૃત્તિ પણ ક્ષણિક સુખ માટે કરે છે. જપ–તપ કષ્ટાનુષ્ઠાન પણ પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષયો મેળવવાની ઇચ્છાથી કરે છે અને તે તેની તપસ્યા આદિની અવસ્થામાં આંખ–કાન અને સ્પર્શ ઇંદ્રિયોના અનુકૂળ વિષયની પ્રાપ્તિથી થવાવાળી પ્રસન્નતા ચિત્તનું પ્રફુલ્લિતપણું સ્પષ્ટ બતાવી આવે છે. આ પ્રમાણેની પ્રવૃત્તિથી તે પુન્ય બાંધી શકે પણ નિર્જરા કરી શકે નહિ. અને જો મોહના ઉપશમ આદિથી એથી પણ ઓછું કષ્ટાનુષ્ઠાન કરતો હોય તો તે પોતાને ઓળખતો હોવાથી તેને પૌદ્ગલિક સુખ તરફ સ્વાભાવિક અરુચિ રહે છે માટે તે વિષયોને અસાર તથા તુચ્છ સમજીને ચિત્તવૃત્તિને સાચા સુખની વાટે વાળે છે.

પુદ્ગલાનંદી જીવને પુન્ય બાંધવું ગમે છે પણ નિર્જરા ગમતી નથી, કારણ કે નિર્જરાથી પૌદ્ગલિક સુખ મળી શકતું નથી. પણ પુન્યથી મળે છે, માટે જ કોઇ પણ પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિ આદરતાં ક્ષણિક સુખની ઈચ્છા રાખી પુન્ય બાંધે છે. તપસ્યાથી નિર્જરા સારી થાય છે છતાં કઠણ તપ કરનારાઓ પ્રાયઃ વિશેષ ક્રોધી જણાય છે તેથી તેની જડાશક્તિનું માપ કાઢી શકાય છે; કારણ કે ક્રોધ મોહનું અંગ છે તે અનુકૂળ વિષયની પ્રાપ્તિ ન થવાથી થાય છે. જેને લઇને ધર્મ નિમિત્તે કષ્ટ સહન કરવા છતાં પણ પાપની નિર્જરા અલ્પ પ્રમાણમાં કરે છે અને કાંઇક પુન્ય બાંધે છે જેને દેવગતિમાં અથવા તો માનવ ગતિમાં શ્રીમંત તથા રાજા મહારાજા બનીને ભોગવે છે પણ મિથ્યાત્વ મોહથી પાપ માર્ગે વળી પાપ બાંધી તેને ભોગવવા માઠી ગતિ મેળવે છે.

ભવસ્થિતિની કચાશવાળા સંસારવાસી આત્માઓને પુન્યની અત્યંત આવશ્યકતા રહે છે. જ્યા સુધી સંસારમાંથી મુકાઇને પોતાનું સાચું સુખ મેળવે નહિં ત્યાં સુધી પુન્ય

જીવને સહાયક છે. પૌદ્ગલિક તેમજ આત્મિક બન્ને પ્રકારના સુખની સામગ્રી પુન્યથી જ મળી શકે. પાપ પુન્યથી તદ્દન વિપરીત છે. પાપની અધિકતાથી જીવ પૌદ્ગલિક સુખથી રહિત હોવાથી પાપને જ પુષ્ટિ આપનાર પ્રવૃત્તિ કરે છે, જેથી પાપ પુષ્ટ બનીને ભવાંતરમાં જીવને અસહ્ય યાતનાઓનો ભોગી બનાવે છે અને અનેક જન્મ સુધી પૌદ્ગલિક સુખનો સંપર્ક પણ થવા દેતું નથી તેમ જ સાચું સુખ મેળવવાની સામગ્રીથી સદા સર્વદા વંચિત જ રાખે છે, જેથી કરીને જીવ સંસારના પ્રવાસનો અંત આણી શકતો નથી, માટે તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં દરેક આત્માને પાપનો ઉદય સર્વથા હાનિકારક છે તો તેની ઉત્પાદક પાપ-વૃત્તિને છોડી દઈને બન્ને પ્રકારના સુખને મેળવી આપનાર પુન્ય બાંધવાને ધાર્મિક જ પ્રવૃત્તિ કરવી ઉચિત જણાય છે.

# સાથે શું લઈ જશો?

(૧૧)

ઉપર આકાશ અને નીચે પાણી માત્ર બધી દિશામાં દેખાઇ રહ્યું હોય એવા ભરદરિયે વહાણમાં બેઠેલો મુસાફર બધું ય સ્થિર જુએ છે, પણ જ્યારે છેટેથી દરિયાનો કિનારો દેખાય છે ત્યારે તેને બધું ય અસ્થિર દેખાય છે. વહાણ તથા કિનારા પરની વસ્તુઓ ઘણી જ ઝડપથી ચાલતી જણાય છે, તેવીજ રીતે દેહરૂપી વહાણમાં બેઠેલો મુસાફર આત્મા માનવજીવનનાં મધ્ય દરિયે બધું ય સ્થિર જુએ છે, પણ તેને જ્યારે મોતનો કિનારો દેખાવા માંડે છે ત્યારે બધું ય અસ્થિર જણાય છે. અને જ્ઞાની પુરુષોએ કહેલી એક વાત તો સાચી સમજાય છે કે સંયોગી વસ્તુઓનો વિયોગ અવશ્ય થાય છે માટે બધું ય મૂકીને જવાનું છે. ધન, સંપત્તિ, બાગ, બંગલા, કુટુંબપરિવાર આદિ કે જેનો જન્મ્યા પછી જીવનની શરૂઆતથી સંયોગ થયો છે તેમાંનું કશું ય સાથે જવાનું નથી. સામાન્ય બુદ્ધિનો માનવી માત્ર આટલું જ સમજી શકે છે અને તે પણ છેવટની ઘડીએ, પરંતુ એમ તો કોઈક જ માનવી જાણતો હશે કે પાછલા ભવમાંથી જે કાંઇ સાથે લઇને અવતર્યો છું તેને પણ અજ્ઞાનતાથી અહીં જ મૂકીને જઉં છું. માણસો બુદ્ધિપૂર્વક વિચાર કરે તો સાચી રીતે સમજી શકે છે, પણ બુદ્ધિની નિર્બળતાને લઇને જ્ઞાની પુરુષોના વચનો સાંભળવા છતાં પણ તાત્ત્વિક વસ્તુ સમજી શકતા નથી.

માનવીને મૂકી જવાની વસ્તુઓ બે પ્રકારની હોય છે: એક તો પાછલા જન્મમાંથી સાથે લાવેલ વસ્તુઓ જેવી કે નરદેહ–માનવજીવન, અખંડ પાંચે ઈંદ્રિયો અને લાંબું જીવન. આ બધી વસ્તુઓ સાથે લઇને આત્મા માનવસ્વરૂપે અવતરે છે અને ધન, સંપત્તિ, બાગબંગલા આદિ વસ્તુઓ તેમ જ સ્ત્રીપુત્રાદિ કુટુંબપરિવારના સંબંધો અવતર્યા પછી મેળવે છે. આ પ્રમાણે બન્ને પ્રકારની વસ્તુઓ માનવી મૂકીને જાય છે, છતાં તે માનવ દેહે અવતર્યા પછી મેળવેલી વસ્તુઓને પ્રધાનતા આપીને તેના માટે મોતની સાથે જતી વખતે શોક કરે છે, દુઃખી થાય છે, પણ પાછલા ભવમાંથી સાથે લાવેલી વસ્તુઓ મૂકી જવા માટે જરા પણ શોક કરતો નથી. અર્થાત્ આત્મોન્નતિ માટે મળેલાં માનવજીવન આદિ ઉત્તમ સાધનો મૂકી જવા માટે કોઇ પણ દુઃખી થતું નથી. જે માનવી માનવજીવન તથા દેહ છોડતાં દુઃખ મનાવે છે તે વિષયાસક્ત જીવ વિષયની લાલસાવાળો હોવાથી વિલાસનું સાધન માનીને જ તે દેહાદિનો વિયોગ થતી વખતે મુંઝાય છે, પણ આત્મવિકાસનું સાધન માનીને તેના અભાવે વિકાસથી વંચિત રહેવાની-

સમજણથી શોક કરતો નથી. આવા જીવો વિલાસ માટે જ જીવવું પસંદ કરે છે, પણ વિકાસ માટે નહિં અને તેથી કરીને જ કેટલાક માનવી વિલાસનાં સાધન મળવાથી ખુશીથી મરતાં–આપઘાત કરતાં દૃષ્ટિગોચર થાય છે.

અજ્ઞાની માનવી જીવનને ઘણી જ કાળજીપૂર્વક જાળવે છે તે તેમને મળેલા વૈષયિક સુખો ભોગવવાની લાલસાથી અથવા તો વૈષયિક સુખનાં સાધનો મેળવવાની ઇચ્છાથી જ સાચવે છે. આવતા મોતને રોકવા પોતાનાથી બનતું બધું કરી છૂટે છે તો પણ આયુષ્યકર્મ ભોગવવારૂપ માનવ જીવન સમાપ્ત થાય છે એટલે મોત આવીને ઊભું રહે છે અને દ્રવ્ય તથા ભાવથી કંગાળ બનેલા માનવીના આત્માને અસહ્ય દુઃખના દરિયામાં હડસેલી મૂકે છે. જ્ઞાની આત્માઓ તો જન્માંતરમાંથી સાથે લાવેલાં નરદેહ તથા માનવજીવન આદિ સંપત્તિથી ઉત્તમ પ્રકારનો વ્યવસાય કરીને સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, સમભાવ આદિ સાચી સંપત્તિની વૃદ્ધિ કરેલી હોવાથી જન્મ–મરણ માટે હર્ષ–શોક કરતાં નથી; કારણ કે તેઓ સમજે છે કે જીવીશું તો આત્મક સંપત્તિને વધારીશું અને મૃત્યુ આવશે તો સત્કાર્યો કરીને સાચી સંપત્તિ સારી રીતે મેળવી છે એટલે તેની સાથે જતાં કાંઇ પણ હરકત આવે તેમ નથી. અર્થાત્ આ જીવનમાં દુષ્કૃત્યોનો આદર કરીને કોઇને દુઃખી કરી અપરાધી બન્યા નથી એટલે ભાવી જીવનમાં સજા ભોગવવા દુર્ગતિનો સીમાડો ભાળવો પડશે નહિ, માટે જીવીશું તો શ્રેય છે અને મરીશું તો ય શ્રેય જ છે. આવા વિચારવાળા જ્ઞાની પુરુષો વૈષયિક સુખનાં સાધનો મેળવવાના કષ્ટથી મુક્ત હોય છે. પૌદ્ગલિક સુખનાં સાધન તેમને મળો યા ન મળો તેના માટે હર્ષ–શોક કરતા નથી. તેમને પુન્યબળથી મળેલી પૌદ્ગલિક સંપત્તિને પ્રધાનતા આપી ઘણા રાજી થતા નથી તેમ જ તેને સાચવવા કે વધારવા જન્માંતરમાંથી સાથે લાવેલા માનવ જીવનને વેડફી નાખતા નથી અને છેવટે પૌદ્ગલિક સંપત્તિ મૂકીને જતાં જરા ય શોક પણ કરતા નથી.

નર–દેહ તથા માનવ–જીવન મેળવ્યા પછી ધન, સંપત્તિ આદિ જે કાંઈ મેળવ્યું હોય તેને આત્મશ્રેય સાધવા માટે છોડવાની જરૂર છે, કારણ કે તે મોહ મમતાને ઉત્તેજન આપવાવાળું હોવાથી આત્મવિકાસનું બાધક છે. છતાં પોતાને ( આત્માને ) ન ઓળખનાર આસક્તિ ભાવથી ભલે તેને વળગી રહે પરંતુ છેવટની ઘડીએ તો તે છૂટી જ જવાનું છે. તેને સાથે લઈ જવાને કે રાખવાને મહેનત કરવી નકામી છે; કારણ કે તે રહી શકતું નથી તેમ જ સાથે પણ જઇ શકતું નથી, તો પણ જડાસક્ત જીવો તેને જતું અટકાવવાને માનવ જીવનની કીંમતી ક્ષણો વગરસંકોચે છૂટથી વાપરે છે અને આત્માનાં અશ્રેયની પણ પરવા રાખતા નથી. છતાં ધન, સંપત્તિ, બાગ, બંગલા આદિ રહેતાં નથી. પુન્ય ક્ષય થતાંની સાથે જ બધી વસ્તુઓનું સ્વામીપણું છૂટી જાય છે અને તે વસ્તુઓ નાશ પામી જાય છે, અથવા તો તેનો બીજો સ્વામી થાય છે, જેથી માનવી તેની મમતાથી મુક્ત થવાથી છૂટો થાય છે. છૂટું થવું એટલે પરાધીનતાથી મુક્ત થવું કે જે એક પ્રકારે સુખશાંતિનું કારણ છે પણ મોહઘેલો માનવી સુખશાંતિને બદલે દુઃખ તથા અશાંતિ મનાવે છે; કારણ કે પોતે પૌદ્ગલિક સુખ તથા વિલાસથી વિરામ પામ્યો નથી અને વિકાસી સુખથી તદ્દન અજાણ છે એટલે જો કે તેને ગયેલી વસ્તુની મમતા રહેતી નથી, પણ વિલાસમાં મોજશોખની વસ્તુ વગર અડચણ પડવાથી પોતે ગયેલી વસ્તુનો શોક કરે છે, દુઃખ માને છે અને પાછો વિલાસનાં સાધન મેળવવાને શેષ જીવન વાપરી

નાખીને માનવ જીવનનો કંગાળ બની જાય છે જેથી તે માનવ જીવનનો દરિદ્રી અનંતકાળ સુધી સુખનો પડછાયો પણ ભાળી શકતો નથી.

જે વસ્તુઓ મૂકી જવાની છે તેને મેળવવાની તૃષ્ણાથી સાથે લઇ જવાની વસ્તુઓ મેળવીને વધારવાને બદલે સાથે લાવેલો છે તેને વેડફી નાખનારમાં ડહાપણનો અંશ પણ હોતો નથી, છતાં માનવી પુન્યની સહાયતાથી ધન–સંપત્તિ મેળવીને પોતાને ડાહ્યો માને છે અને બહુ જ ડહાપણનું કામ કર્યું છે એમ બીજાના મોઢેથી પોતાની પ્રશંસા સાંભળીને ફુલાય છે; તેમ જ જેઓ સાથે લઇ જવાની વસ્તુને સાચવીને વધારવા માટે મૂકી જવાની વસ્તુની ઉપેક્ષા કરે તેમને બુધ્ધિ વગરના માને છે. આવા માનવી ભવાભિનંદી–ગમે તેવો ભવ મળ્યો હોય તેમાં જ આનંદ માનનારા–હોવાથી તેમને જેટલો ધનાદિ સંપત્તિ ઉપર પ્રેમ હોય છે તેટલો પ્રભુ ઉપર હોતો નથી અને કાંઇક પ્રેમ હોય છે તે પણ ફક્ત ધનાદિ મળે છે એવી શ્રદ્ધાથી જ હોય છે અને એટલા માટે જ તેમને પ્રભુના સાચા વચનો ઉપર શ્રદ્ધા હોતી નથી. ધનાદિ મેળવતાં નરક, તિર્યંચની માઠી ગતિઓમાં લઇ જનારી પાપપ્રવૃત્તિઓનો ઉત્સાહપૂર્વક આદર કરતો હોવાથી નરક, તિર્યંચનાં અસહ્ય દુઃખો ભોગવવાં પડે છે તેની પણ પ્રાયઃ શ્રદ્ધા હોતી નથી. આ જીવોને પુન્યના અભાવે અથવા તો પુન્ય ક્ષય થઇ જવાથી પૌદ્ગલિક સુખનાં સાધન ન મળ્યાં હોય કે મળીને ચાલ્યાં ગયાં હોય તો તેઓ ઘણા જ ઉદ્વેગવાળા તથા ચિંતાવાળા રહે છે અને પોતાને અત્યંત દુઃખી માને છે, તેમ જ બીજાની ધન–સંપત્તિ તથા તેમના ધાર્યા પ્રમાણે વૈષયિક સુખ ભોગવતા જોઇને પોતે ઘણા જ ઝૂરે છે અને માનવ જીવનને નકામું માનીને તેનાથી છૂટી જવાને ઇચ્છે છે, પણ ઉત્તમ માનવ જીવનને આત્મશ્રેય માટે વાપરવાની ઇચ્છા રાખતા નથી.

માનવ જીવન, માનવ દેહ તથા પુન્યાનુબંધી પુન્ય આદિ મેળવવાને ધન–સંપત્તિની ખાસ જરૂર રહેતી નથી. તે સિવાય પણ માનવી પોતાના માનવ જીવન દ્વારા આત્મસંપત્તિ તથા ભાવી જીવનમાં આત્મોપભોગી વસ્તુઓ મેળવી શકે છે. જેઓ એમ માનતા હોય કે ધન વગર ધર્મ થઈ શકતો નથી તેઓ મોટી ભૂલ કરે છે, કારણ કે પુન્ય કર્મસ્વરૂપ ધર્મ કે કર્મની નિર્જરાસ્વરૂપ તાત્ત્વિક ધર્મ ધન–સંપત્તિના ત્યાગથી જેટલો સારો અને સાચો થઇ શકે તેટલો ભોગથી થઇ શકતો નથી. ધન ખરચીને ધર્મ કરનારા ધન–સંપત્તિના ભોગી હોય છે અને જડાત્મક વસ્તુઓનો ભોગ પ્રાયઃ કર્મની નિર્જરારૂપ તાત્ત્વિક ધર્મ કરવામાં અંતરાયભૂત હોય છે એટલે તેઓ આત્મિક ગુણ પ્રકટ કરવારૂપી વિકાસ સાધી શકતા નથી, પણ પુન્ય કાર્યમાં ધનાદિનો સદ્વ્યય કરવાથી પુન્ય ઉપાર્જન કરી શકે છે. અને ધર્મસંપત્તિના ત્યાગી માનવ જીવનનો સદ્વ્યય કરીને આત્મવિકાસ સાધી શકે છે. અને જો તાત્ત્વિક બોધની નિર્બળતાથી પુદ્ગલાનંદીપણું હોય તો પણ ધનવ્યય કરીને પુન્ય ઉપાર્જન કરનાર કરતાં અસંખ્યગણું પુન્ય ઉપાર્જન કરી શકે છે. પુન્યની નબળાઇને લઇને કદાચ માનવીને ધન તો ન મળે, પરંતુ જીવન તો માનવી માત્રને મળેલું હોય છે એટલે માનવી માત્ર ધર્મ કરવા માટે સ્વતંત્ર જ હોય છે. તેમને જડાત્મક ધનાદિ વસ્તુઓની અપેક્ષા રાખવી પડતી નથી. મળેલી ધનસંપત્તિ આદિ જડાત્મક વસ્તુઓનો સર્વથા ત્યાગ કરીને જ મહામાનવીઓએ સંપૂર્ણ આત્મવિકાસ સાધ્યો છે અને તેઓ પુરુષો તરીકે ઓળખાયા છે;

વિપરીત સમજણવાળા કેટલાક માનવી બધી બાબતોમાં ધનને પ્રધાનતા આપીને તેને મેળવવા પોતાનું ત્રીશ–પાંત્રીશ વર્ષ સુધીનું માનવ જીવન વાપરી નાખે છે, છતાં જો તેમને કેવળ ચાલુ જીવનમાં જ ઉપયોગી અને મૂકી જવા જેવી તુચ્છ ધનાદિ વસ્તુ ન મળે તો પછી તેમણે પોતાનું શેષ જીવન સાથે લઈ જવાય તેવી વસ્તુ અથવા તો આત્મિક સંપત્તિ મેળવવા વાપરવું જોઇએ; નહિ તો બન્ને ભવોમાં ઉપયોગી સંપત્તિથી કંગાલ જ રહેવાના. જો ભવિષ્યમાં પૈસો મળશે એવી આશાથી મૂકી જવાની વસ્તુ માટે જ જીવનનો વ્યય કરીને મૃત્યુના સીમાડારૂપ વૃદ્ધાવસ્થાએ પહોંચીને કદાચ ધનાદિ મેળવે તો તે બધું નકામું છે, કારણ કે વયથી નિર્બળ બનેલો માનવી પાંચે ઇન્દ્રિયોની નિર્બળતાને લઈને મેળવેલા વૈષયિક સુખનાં સાધનોનો ઉપયોગ કરી શકતો નથી અને જીવન સમાપ્ત થતાં બધું અહીં જ મૂકીને મોતની સાથે ચાલતો થાય છે.

માનવી જે ધનાદિ સંપત્તિ સાથે લઇને અવતર્યો નથી તેને સાથે લઈ જઈ શકતો નથી પણ નર દેહ, માનવ જીવન તથા પુન્ય આદિ સંપત્તિ કે જેને સાથે લઇને અવતરે છે તેને માટે કાળજી રાખી પ્રયાસ કરે તો તેને પાછી મેળવી શકે છે. એટલે કે પોતે તેવા પ્રકારનું પુન્ય મેળવવામાં માનવ જીવનનો ઉપયોગ કરે કે જેનાથી ભાવીમાં માનવ જીવન તથા માનવદેહ મેળવી શકે, અને તે ધનાદિ મેળવવાની તથા વધારવાની તૃષ્ણાથી વિરામ પામીને ધાર્મિક વ્યવસાયમાં જીવન વાપરે તો જ બની શકે છે. જો માનવી માનવ જીવનની કદર કે કીંમત કરી જાણતો હોય તો ભાવી માટે અત્યારે તેની પાસે છે તેના કરતાં ય ઉચ્ચ કોટિનું માનવજીવન મેળવી શકે છે કે જેમાં આત્મિક સંપૂર્ણ વિકાસ સાધીને સદાને માટે તાત્ત્વિક સુખસંપત્તિનો ભોગી બનીને જન્મ, જરા, મરણના ભયથી મુક્ત થઈ જાય છે, પણ અજ્ઞાની જીવ જેમ બાળક ગળ્યું ખાવાની લાલચથી લાડવા માટે ગળામાંથી કીંમતી સોનાનું ઘરેણું કાઢી આપે છે તેમ પૌદ્ગલિક વૈષયિક સુખ માટે જડાસક્ત કીંમતી માનવજીવન ખુશીથી ખરચી નાખે છે. કોઈ માણસ પોતાના અગત્યના કામે ઝડપથી જઈ રહ્યો હોય અને રસ્તામાં કોઇ બે માણસોની મારામારી કે ગાળાગાળી જોવા માણસો ટોળે વળ્યા હોય તો તેમાં પોતે પેસી જઇને ચિત્તમાં કલેશ, ઉદ્વેગ તથા કષાય ઉત્પન્ન કરનાર પ્રસંગ જોવામાં કલાક કાઢી નાખે છે. અથવા તો રસ્તામાં કોઇ વાતો કરનાર મળી જાય તો સ્વાર્થની કે સ્વાર્થ વગરની વાતો કરવામાં ઘણો સમય ગાળી નાખે છે, તે વખતે પોતે જે કામે નીકળ્યો હોય તે બધું ભૂલી જાય છે અને ચિત્તની પ્રસન્નતાથી કલાકોની સંખ્યામાં માનવજીવન વાપરી નાખે છે, તે દરમ્યાન મોડું થવાનો કે કામ બગડવાનો સંકલ્પ સરખો ય કરતો નથી તેમ જ કલાક દોઢ કલાકનું માનવ જીવન વાપરીને દ્રવ્યથી તથા ભાવથી લાભ મેળવ્યો છે કે નુકસાન મેળવ્યું છે તેનો પણ વિચાર કરતો નથી. આવા માનવીને આત્મિક સંપત્તિ મેળવવાને કે પુન્યાદિ સાથે લઈ જવાય તેવી સંપત્તિ મેળવવાને ધાર્મિક વ્યવસાયમાં માનવજીવન વાપરવાનું કહેવામાં આવે તો તે પ્રથમ તો ચોકખી ના જ પાડશે તેમ છતાં ઘણા દબાણ પૂર્વક તેને સમજાવવામાં આવે તો બહુ જ કંજુસાઈથી માનવજીવન વાપરશે અને તે પણ અરુચિથી તથા ઉત્સાહ વગર એક કલાકનું કામ પા કલાકમાં પતાવી દેશે. અડતાલીસ મિનિટ સુધી સમભાવમાં રહેવાની પ્રતિજ્ઞા લઈને (સામાયિકમાં) બેઠો હશે તો પણ વિષમ ભાવમાં જ વખત ગાળશે અને અકળામણથી પોતે લીધેલી પ્રતિજ્ઞાનો સમય પૂરો કરશે.

માનવીને ધનાદિ સંપત્તિની મમતા વધારે હોય છે, કારણ કે તે એમ માને છે કે મેં ઘણા જ પરિશ્રમથી લક્ષ્મી મેળવી છે તેથી પોતે મેળવેલી લક્ષ્મીને બહુ જ કરકસરથી વાપરે છે. એક રૂપિયો વાપરીને પાંચની અથવા એથી વધારે લાભની આશા રાખે છે અર્થાત્ પાંચની કીંમતની વસ્તુ એક રૂપિયામાં મેળવીને સંતોષ માને છે અને જો અણજાણપણે એક આનાની વસ્તુનો રૂપિયો અપાઈ ગયો હોય તો 'પોતે ઠગાયો છે' એમ માનીને ઘણો જ પશ્ચાત્તાપ તથા ઉદ્વેગ કરે છે; કારણ કે તેને મહામહેનતે મેળવેલી લક્ષ્મી વધારીને કિંમતી વસ્તુઓ સંઘરવાનો લોભ હોય છે તેથી તે શ્રમથી મેળવેલી લક્ષ્મીને સાચવીને તેને વધારવામાં જ ડહાપણ સમજે છે. આવી જ રીતે પુદ્ગલાનંદી જડાસક્ત માનવી અત્યંત કષ્ટ વેઠી ઉપાર્જન કરેલા પુન્યના પ્રભાવથી મેળવેલા માનવજીવનને વૈષયિક વ્યાપારમાં વાપરતાં લાભહાનિનો જરા પણ વિચાર કરતો નથી. પાંચે ઈંદ્રિયોના વૈષયિક આનંદની લાલસાથી માનવજીવનના કલાકોના કલાકો વાપરીને પોતે ખોયું છે કે મેળવ્યું છે તેનો વિચાર કરીને જરા પણ શોક કરતો નથી. અંત-ર્મુહૂર્ત્તમાં સંપૂર્ણ આત્મવિકાસ ( કેવળજ્ઞાન ) મેળવી શકાય છે તેવા કીંમતી માનવજીવનને વિષયપોષક વ્યવસાયોમાં વાપરતાં ખૂબ જ ઉદારતા રાખવી અને વિષયશોષક આત્મવિકાસ વ્યવસાયમાં કંજુસાઇ બતાવવી તે તદ્દન અજ્ઞાનતા સૂચવે છે.

ધન–સંપત્તિ મેળવવામાં તેટલું કષ્ટ વેઠવું પડતું નથી કે જેટલું કષ્ટ માનવ જીવન આદિ સામગ્રી મેળવવામાં સહન કરવું પડે છે. અનંતી પુન્યની રાશિ હોય તો જ માનવ જીવન-નર દેહ આદિ સામગ્રી પ્રાપ્ત થાય છે. અને તે રાશિ એકત્રિત કરવામાં ઘણાં જ કષ્ટાનુષ્ઠાન કરવાં પડે છે અને ધન તો સામાન્ય પુન્ય હોય તો પણ અલ્પ પ્રયાસે અથવા તો પ્રયાસ વગર પણ મળી શકે છે, માટે જ ધન મેળવવા કરતાં માનવ જીવન મેળવવામાં ઘણું જ કષ્ટ સહન કરાતું હોવાથી ધન કરતાં જીવન ઘણું જ કીંમતી છે. અને માનવ જીવનથી સંપૂર્ણ આત્મવિકાસ સાધી શકાતો હોવાથી તે અમૂલ્ય છે. ધનથી ઘણામાં ઘણું તો પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી આપે તેવું વિશિષ્ટ પુન્ય બંધાતું હોવાથી તે તુચ્છ છે, છતાં સંસારી જીવ જ્યાં સુધી મુક્તિ ન મેળવે ત્યાં સુધી પુન્યની ઘણી જ જરૂર છે કે જેથી માનવ–જીવન તથા માનવ–દેહ આદિ સામગ્રી પણ પાછી મેળવી શકે.



# વિકાસનું કિરણ

[ ૧૨ ]

છૂટી જઈ પૂર્ણ સ્વતંત્રતા મેળવવાના એક જ આશયવાળું માનવજગત વધારે ને વધારે બંધાવાના કારણોની જ દિશામાં ગમન કરીને પોતે એમ માની લે કે હું મુકાઇ ગયો. તે એક મુક્ત બની પૂર્ણ વિકાસી આત્માઓની દૃષ્ટિમાં ખોટું સ્વપ્ન સેવી રહ્યો છે. સાચી સ્વતંત્રતા-સાચા વિકાસમાં મનની માન્યતાને અવકાશ નથી; કારણ કે મનની માન્યતા વિકાર છે અને તે વિકાર વિકાસમાં હોય જ નહિ. આત્મશ્રેય માટે કોઇ પણ દિવસ મુકરર કરેલો નથી. ગમે તે દિવસે પરિણામની શુદ્ધિથી આત્મશ્રેય સાધી શકાય છે છતાં માનવીઓની અપૂર્ણતાના અંગે શ્રેયસાધક દિવસોને ભેદભાવમાં સ્થાન આપ્યું છે અને તે પણ પોતપોતાને જ અનુસરવાની બુદ્ધિથી જેને જે દિવસ મુકરર કર્યો હોય તેની બુદ્ધિ અને માન્યતા તે જ દિવસને શ્રેયમાં સાધક માને છે; અન્ય નહિ. અસ્તુ! એમ રહો, પણ શ્રેય સાધો. અશ્રેયના કારણ રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાનને સ્થાન ન આપો. આવું સ્પષ્ટ હોવા છતાં શ્રેયના નામે અશ્રેયનો આદર કરનાર આત્માઓ ગાઢ અંધકારમાં આથડી રહ્યા છે.

જ્યાં સુધી ક્ષમા નથી જડતી ત્યાં સુધી અજવાળાની દિશાથી પરાઙ્મુખ જ કહી શકાય, તો પછી અજવાળામાં ચાલનાર કેવી રીતે કહી શકાય? અજવાળા વગર તો અનંતો કાળ આથડનો ગયો પણ સ્થાન મળ્યું નહિ તેમ જ ઓળખ્યું પણ નહિ.

ક્ષમા એટલે? સહન કરવું. આ સહન કરવું તે કેવળ અશુભના ઉદય માટે હોતું નથી પરંતુ શુભના ઉદય માટે પણ હોય છે. શુભના ઉદયથી મળેલા પૌદ્ગલિક સુખનાં સાધનો જોઇને ઘણો હરખાય છે, ઘણો મદગ્રસ્ત થાય છે, ઘણો ક્રોધી થાય છે, ઘણો કામી થાય છે, ઘણો અન્યાયી થાય છે, ઘણો લોભી થાય છે, ઘણો માની થાય છે, ઘણો નિર્દય થાય છે. આ બધું શાનું પરિણામ? અક્ષમા—અસહિષ્ણુતાનું. અશુભના ઉદયથી થતા અનિષ્ટ પ્રસંગો જેવાં કે—રોગ, શોક, દરિદ્રતા, પ્રતિકૂળતા, અપયશ આદિ સુવિદિત જ છે કે જેને માનવીઓ સહન ન કરવાથી આ લોકમાં વૈર, વિરોધ, અશાંતિ આદિ ફળોને મેળવે છે ને પરલોકમાં દુર્ગતિની યાતનાઓ ભોગવે છે.

પાંચે ઈંદ્રિયોના વિષયોને ઉદયભાવમાં પણ માનવીએ ક્ષમા—સહન કરવાની અતિ આવશ્યકતા રહે છે. જેઓ વિષયોને સહન કરી શકતા નથી અને વિકળ થાય છે તેઓની ઉભય લોકમાં માઠી દશા થાય છે.

ક્ષમા એટલે કર્મોના ઉદય માત્રને સહન કરવું, લેશ માત્ર પણ વિકૃતિ ન થવા દેવી. આવી ક્ષમાથી નિર્જરા થાય છે, કર્મનો ક્ષય થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે કર્મથી છૂટવાનો કેવળ એક જ માર્ગ છે અને તે ક્ષમા છે.

દરેક પ્રસંગો અને સંજોગોને તેમ જ વિકારી જગતની પ્રવૃત્તિને જ્યાં સુધી સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું નથી, સહન કરતાં શીખ્યા નથી ત્યાં સુધી ધર્મ કરીએ છીએ અથવા કર્યો છે, તત્ત્વબોધ કરીએ છીએ અથવા કર્યો છે, કહી શકાય જ નહિ.

સાચી સહનશક્તિ પ્રગટ થયેલી ત્યારે જ કહી શકાય કે જ્યારે પ્રતિકૂળ સંયોગો કે સંબંધોનું સ્મરણ પણ ન થાય તેમ જ સ્ફૂરણા પણ ન થાય, કારણ કે સ્ફૂરણા જ સકળ સંસારનું ઉપાદાન કારણ છે. બહારથી ગમે તેવી પ્રવૃત્તિમાં રહ્યા છતાં તે સમયની સ્ફૂરણા જ ભાવી સંસારની વ્યવસ્થા બનાવે છે. તમે વાંચ્યું હશે અથવા તો વાત સાંભળી હશે કે "**एकोऽहं बहु स्याम्**" આ સ્ફૂરણા જ જગતનું ઉપાદાન કારણ બની છે, અર્થાત્ સ્ફૂરણામય પ્રભુથી સંસારની ઉત્પત્તિ થઇ છે. સ્ફૂરણામય પ્રભુ તે જગત અને સ્ફૂરણાવિહીન પ્રભુ તે પ્રભુ. આમ સમળ અને નિર્મળ આત્મા બે સ્વરૂપમાં વહેંચાઈ ગયા છે. જ્યાં સ્ફૂરણા નથી ત્યાં સંસાર નથી. ત્યાં કેવળ આત્મસ્વરૂપ જ છે. નિર્વિકલ્પ સ્ફૂરણાવિહીન સમાધિ તે જ વાસ્તવિક ધર્મ અને તે જ પોતે આત્મા.

પ્રસન્નચંદ્ર રાજર્ષિને પણ સ્ફૂરણાત્મક સાતમી નરક હતી. સ્ફૂરણા નષ્ટ થતાંની સાથે જ સાતમી નરક પણ નષ્ટ થઇ ગઇ અને નિર્વિકલ્પ સમાધિ થતાંની સાથે જ આત્મદર્શન થયાં.

આત્મસ્વરૂપ મેળવવાને સ્ફૂરણાની આવશ્યકતા નથી. સ્ફૂરણાનું ઉપાદાન કારણ કર્મ છે, માટે કર્મજન્ય સ્ફૂરણા હોવાથી કર્મનો વિકાર છે અને વિકાર વિકાસનું કારણ બની શકે નહિ. જડ અને જડના વિકારો પ્રારંભમાં કાઇક મદદગાર થઇ શકે ખરા, પણ તે વિકાસ દૃષ્ટિ વિસારીને નહિ. વિલાસ દૃષ્ટિવાળાને તેનું આત્મિક નુકસાન કરનારા થાય છે. શક્તિ મેળવવાની દૃષ્ટિવાળો અમુક સમય સુધી ભલે લાકડીનું આલંબન લે પણ વિલાસ દૃષ્ટિવાળો લાકડીના નિરંતર આલંબનથી અશક્તિ જ મેળવે છે. અશક્ત બનનારે અશક્તિના આશ્રયસ્થળો સર્વથા છોડી દેવાં જોઇએ.

માટે ક્ષમા–સહનશક્તિ અર્થાત્ ઉદયનું અલક્ષ્ય, સ્ફૂરણાનો અભાવ થયા પછી જ આત્મા નિવૃત્તિમાં આવે છે અને પોતાનો વિકાસ મેળવી શકે છે. શાંતિ, આનંદ અને સુખ ત્યાં જ છે. બાકી તો આત્માને ઉચ્ચ કોટીનો વિકાસમાર્ગમાં ગમન કરનારો ઓળખાવવા બહારથી ગમે તેટલો ડોળ કરો પણ શાંતિ, સુખ આનંદ મળી શકતાં નથી.

મોહથી મુક્ત બની સ્વતંત્ર થયા સિવાય અથવા સ્વતંત્ર બનવાની હાર્દિક ઇચ્છા સિવાયની ધર્મના નામે જેટલી બાહ્ય પ્રવૃત્તિઓ કરી ડોળ કરાય છે તે કેવળ આજીવિકાના ધંધા સિવાય કશું ય નથી, માટે જ્યાં જ્યાં જેટલે–જેટલે અંશે ક્ષમા છે ત્યાં ત્યાં તેટલે તેટલે અંશે ધર્મ છે, વિકાસ છે, સુખ છે, આનંદ છે, શાંતિ છે.



# સાચો પ્રકાશ

(૧૩)

અત્યારે તો ચોમેરથી કોલાહલ થઈ રહ્યો છે કે ઉદ્યોત થયો, ઉન્નતિ થઈ, પ્રકાશ થયો. ક્યાં કઈ દિશામાં? પૂછીએ તો એ જ ઉત્તર મળે છે કે વીતરાગના શાસનની, વીતરાગના ધર્મની. ભાગ્યફેર હોય કે મતિમંદતા હોય, ગમે તે કારણને લઈને બતાવેલી દિશામાં દૃષ્ટિ કરીએ છીએ કે ગાઢ અંધકાર જ દેખાય છે. કહીએ છીએ કે ગાઢ અંધારું છે, તો તેઓ બૂમો પાડી ઊઠે છે કે માનો કે અજવાળું છે, કહો કે અંધારું નથી. મધ્ય રાત્રિએ પણ મધ્યાહ્ન મનાવવાની વિલાસીઓની પ્રબળ ઈચ્છાને પાળવી કે ટાળવી તે એક વિકાસમાર્ગમાં પ્રયાણ કરનાર, સહજાનંદના સહવાસની કામનાવાળા, નિરાગ ચિત્ત મનસ્વીઓના માટે વિચારણીય થઈ પડયું છે. દેખાય રાત્રિ અને મનાવો દિવસ તે જ્ઞાનચક્ષુવાળો હૃદયથી કેમ માને? સંપૂર્ણ વિકાસી તો ઇંદ્રિયોના વિલાસીને જણાવો કે મળવો મુશ્કેલ છે. વિકાસના માર્ગમાં રહેલો અને વિકાસનો અર્થી સંપૂર્ણ નહિ તો સામાન્ય વિકાસીને જાણી શકે, મેળવી શકે; બાકી તો વિલાસી તો અનધિકારી છે. વિલાસી વિકાસીને ઓળખી શકતો નથી. વિલાસની વૃત્તિઓ કાંઈક અંશે મંદ થાય તો જ વિકાસ અને વિકાસીને ઓળખી વિકાસના માર્ગમાં સન્મુખ થઇ શકે છે. વિકાસ એટલે ખીલવું. અંદરની વિભૂતિનું બહાર પ્રગટી નીકળવું. કમળની જેમ અવિકસિત કમળ ઉપરથી લીલું દેખાય છે, પણ જ્યારે વિકસિત થાય છે ત્યારે વિવિધ વર્ણ યુક્ત થઇ તેનો સૌરભ ચોમેર પ્રસરી જાય છે. આત્માનો વિકાસ, સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રનું પ્રગટી નીકળવું. જ્ઞાનનું પદાર્થ માત્રમાં વ્યાપ્ત થઈને રહેવું.

વિલાસ એટલે પૌદ્ગલિક પદાર્થોમાં વૃત્તિઓનું તન્મય થવું, વિષયી ઇંદ્રિયોનું વિષય જડના ધર્મો વર્ણાદિમાં રંગાઇ જવું અને વૃત્તિઓ ઉપરથી વર્ણાદિનો રંગ ફિક્કો પડી જવો, ઊડી જવો તે જ વિરંગ, વિરક્ત, વૈરાગ્ય. તાંતણાની રૂવાંટીમાં પેસી ગયેલો રંગ કાઢતાં ઘણો જ પરિશ્રમ વેઠવો પડે છે અને તે વિલાસીને રુચે નહિ, સંસારનો મોટો ભાગ શ્રીમંત બનવાની કેમ ઇચ્છા રાખે છે? ધનાસક્ત બની ધોખી શા માટે થાય છે? પરિશ્રમ વગર જો પેટ ભરાતું હોય તો પરિશ્રમને કોઈ પણ ઈચ્છે નહિ.

દોરાને ઉપરાઉપરી ગાંઠો વાળતાં જરા ય પરિશ્રમ પડતો નથી પણ તે વાળેલી ગાંઠો છોડતાં ઘણો પરિશ્રમ પડે છે. અલ્પ પરિશ્રમે કપડાંના ટુકડા થઇ શકે છે, પણ કપડું વણતાં ઘણો

પરિશ્રમ કરવો પડે છે. ધન વેડફી નાખતાં પરિશ્રમ પડતો નથી, ધન ભેગું કરતાં મહેનત અને વખત લાગે છે. ચિત્રને ભૂંસી નાખતા પરિશ્રમ અને સમય લાગતો નથી. ચિત્ર ચીતરતાં પરિશ્રમ અને સમયની બહુલતા હોય છે.

રાગદ્વેષની ગાંઠો વાળતાં પરિશ્રમ કે મુશ્કેલી નડતી નથી, છોડતાં અત્યંત પરિશ્રમ અને મુશ્કેલીઓ નડે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર ખોઈ નાખતાં જરા ય વાર લાગતી નથી, મેળવતાં વાર લાગે છે. ગુણોને ભૂંસી નાખતાં પરિશ્રમ પડતો નથી, સુસંસ્કારને ભૂંસી નાખતાં વાર લાગતી નથી; પણ ગુણો અને સંસ્કારોને મેળવતાં પરિશ્રમ પડે છે અને વખત લાગે છે. મન, વચન, કાયાના યોગમાં સહુથી અલ્પ, નહિ જેવા જ પરિશ્રમવાળો વચનયોગ છે. મોઢેથી મોટી મોટી વાતો કરવામાં જરા ય જોર પડતું નથી. વચનચાતુરી એટલે વચન-વંચનામાં વગરપ્રેરણાએ અને વગરપરિશ્રમે આખું ય જગત વળી ગયું છે.

વચનયોગ કરતાં કાયયોગ ઘણા જ પરિશ્રમવાળો છે. મોઢેથી બોલી જવું સહેલું છે, પણ કરી બતાવવું ઘણું કઠણ છે.

વસ્તુનું સ્વરૂપ કહી બતાવવું, શાસ્ત્રો વાંચી સંભળાવવા બધું ય સહેલું. વર્તનમાં વર્તવું, આચરણમાં આચરવું, પરિશ્રમ વગર બની શકતું નથી.

વચનયોગ, કાયયોગ કરતાં મનોયોગમાં પરિશ્રમ અનહદ છે. કાયયોગના પરિશ્રમનો પાર પામેલા કેટલા ય નીકળી આવશે પણ મનોયોગ સાચવવાવાળા સંસારમાં કોઇક જ નીકળશે.

કષાય અને વિષયની વૃત્તિઓ-દોરડીઓ કાપી નાખી આત્માને બંધનમાંથી છૂટો કરનાર આજના સમયમાં કેટલા હશે ? તો પછી વીતરાગની દિશામાં ઉદ્યોતની અને ઉન્નતિની બૂમો પાડનારમાં તથ્યતા-સત્યતા કેટલી છે તે સહેજે ગણી શકાય છે.

રાગદ્વેષ, વૈરવિરોધ અને કષાયવિષયની દિશા સન્મુખ વળીને કહેવું કે જુઓ, વીતરાગની દિશામાં કેટલી ઉન્નતિ અને કેટલો પ્રકાશ થયો છે ? એમનું કહેવું સાચું છે. ઉન્નતિ છે અને પ્રકાશ પણ છે, પરંતુ તે વીતરાગની દિશામાં નહિ પણ સરાગની દિશામાં, પૂર્વમાં નહિ પણ પશ્ચિમમાં. પશ્ચિમમાં ઊભા રહી સંધ્યાસમયે કહેવું કે જુઓ, સૂર્યોદય થાય છે તો જ્ઞાન-ચક્ષુ કેમ માને ?

સંસારમાં વસ્તુ બે : એક જડ અને બીજું ચૈતન્ય. આ બેનો પ્રપંચ તે જ સંસાર. આ બે વસ્તુઓને જુદા જુદા રૂપે તપાસવાની છે, આપણે તો આપણા પક્ષમાં રહીને ચૈતન્ય માત્રનું હિત ચિંતવવાનું છે. ભગવાન પોતે પોતાના પક્ષનું સમર્થન કરીને બંધનમાંથી મુકાતાં સ્વસ્વરૂપી આત્માઓને ચેતાવતા ગયા કે પરસ્વરૂપ ભયાવહ છે, માટે સ્વસ્વરૂપમાં સમાઇ જાઓ.



# આ શા ત ના

(૧૪)

વિવેકી માનવીએ 'ઉચિત આત્માનું' ઉચિત જાળવવું જોઇએ, પણ મિથ્યાભિમાનના નશામાં અજ્ઞાનતાથી ઉચ્ચ કોટિના મહાન પુરુષોની અવગણના ન કરવી જોઇએ. ક્ષાયિક, ક્ષાયોપશમિક કે ઔપશમિક ભાવે આત્મિક ગુણના વિકાસી આત્માઓ ઉપર પૂજ્યબુદ્ધિ રાખીને તેમના ગુણોનું વારંવાર સ્મરણ કરવું જોઇએ, તથા એવા પુરુષોનું નામ સાંભળતાંની સાથે જ મસ્તક નમી પડવું જોઇએ, તેમની અથવા તો તેમની પ્રતિમા સમક્ષ તેમનો મોભો જળવાય તેમ વર્તવું અને તેમની મર્યાદા જાળવવી. તેમનું અપમાન કે અનાદર થાય તેવી કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ તેમની સમક્ષ આદરવી નહિ. હું જેમના સમક્ષ છું તે કોણ છે? કઈ કોટિના છે? અને હું કોણ છું? મારામાં અને એમનામાં શું અંતર છે? ઇત્યાદિ વિચારપૂર્વક વર્તવું.

સંસારમાં ગુણને લઇને ગુણીનું બહુમાન કરવામાં આવે છે. તેમાં મોહનીયના ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમથી પ્રગટ થતાં આત્મિક ગુણો જ તાત્ત્વિક દૃષ્ટિથી ગુણ કહી શકાય છે. તે સિવાય માત્ર જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી કે અન્ય કોઈ કર્મના ક્ષયોપશમ કે પુન્ય પ્રકૃતિના ઉદયથી કહેવાતા વિદ્વત્તા આદિ ગુણો તાત્વિક નથી; કારણ કે મોહનીયના ઉપશમ વગરના કહેવાતા ગુણોના આત્મિક વિકાસરૂપ લાભ મળી શકતો નથી, તેમ જ અધ્યવસાયની શુદ્ધિ થતી નથી. જ્યાં સુધી કોઇ પણ વસ્તુમાં પોતાનો ગુણ પ્રગટે નહિ ત્યાં સુધી વ્યવહારમાં તે વસ્તુનું બહુમાન થતું નથી. વસ્તુનો ગુણ પ્રગટ થયા પછી તેનું બહુમાન તથા આદર થાય છે. વૃક્ષોનાં પુષ્પો ખીલે છે અને ચોમેર સુવાસ ફેલાય છે ત્યારે ભમરા, ભમરીઓ ખેંચાઇને આવે છે અને તેની સેવા કરે છે તેમ જ મધુ ગ્રહણ કરે છે. સાદો પાષાણ પડ્યો હોય છે ત્યારે તેની ઉપર સહુ કોઈ બેસે છે અને પગ મૂકીને ઊભા પણ રહે છે, પરંતુ જ્યારે તે ઘડાઈ પૂજ્ય પુરુષની આકૃતિમાં પરિણમે છે ત્યારે તેનું બહુમાન કરવામાં આવે છે અને પૂજ્યબુદ્ધિથી નમન તથા પૂજન કરવામાં આવે છે; તેવી જ રીતે આત્માના ગુણો પ્રગટ થતા નથી ત્યાં સુધી સંસારમાં રખડે છે અને જ્યાં ત્યાં તેનું અપમાન અને અનાદર થાય છે; પણ જ્યારે સમ્યગ્દર્શનાદિ ગુણોનો વિકાસ થાય છે ત્યારે ગુણજ્ઞ-ગુણગ્રાહી માનવીઓ આત્માની ઉપાસના કરીને ગુણો મેળવવાની ચાહના રાખે છે. તેથી તેનું ઘણું જ માન જાળવવામાં આવે છે.

જેઓ તે તરફ બેદરકાર રહીને અજ્ઞાનતાથી અપમાન કરે છે તેઓ ગુણ મેળવી શકતા નથી અને ઊલટા અપરાધી બનવાથી ઉભય લોકમાં આપત્તિ, વિપત્તિના આશ્રિત બને છે, જ્યાં જાય છે ત્યાં અપમાન, અનાદર તથા તિરસ્કાર જ મેળવે છે.

સર્વોચ્ચ કોટિના આત્માઓ કે જેમણે સંપૂર્ણ વીતરાગ દશા પ્રાપ્ત કરી છે તેમનું બહુમાન જાળવી તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર વીતરાગ બની શકે છે અને પોતાના આત્માનો વિકાસ સાધી શકે છે, પણ વીતરાગની સમક્ષ રાગ-દ્વેષનું વર્તન કરનાર પ્રભુનો અપરાધી બને છે. વીતરાગની પ્રતિમા વીતરાગ સદૃશ હોવાથી વીતરાગ જેટલું જ તેનું માન જાળવવું જોઇએ. વીતરાગના ગુણોનું બહુમાન કરવા અવગુણવાળી પ્રવૃત્તિ ન આદરવી જોઇએ છતાં જેઓ તે તરફ દુર્લક્ષ રાખે છે અને કષાય, વિષયવાળી પ્રવૃત્તિ આદરે છે તેઓ પ્રભુની આશાતના કરે છે, અર્થાત્ તેવી પ્રવૃત્તિથી પોતાના આત્માને અધોગતિના અધિકારી બનાવે છે. એટલે તે પ્રભુની આશાતના નથી કરતો, કારણ કે પ્રભુની આશાતના થઇ શકતી નથી પણ પોતાના આત્માની આશાતના કરે છે. જે પોતાના આત્માની આશાતના ટાળે છે તે જ પ્રભુની આજ્ઞા પાળે છે અર્થાત્ પ્રભુની સાથે ઉચિતપણે વર્તીને પ્રભુનું બહુમાન કરે છે અને તેથી આત્મા અપરાધી ન બનવાથી માઠી ગતિની યાતનાઓથી બચી જાય છે, માટે આશાતનાનો અર્થ જ એ થાય છે કે સર્વોચ્ચ કોટિના પવિત્ર પુરુષોના આગળ મન, વચન, કાયાને અપવિત્ર વ્યાપારમાં વર્તાવીને આત્માને અસહ્ય યાતનાઓનો ભોગી ન બનાવવો, માટે પવિત્ર પુરુષોની સમક્ષ તો પવિત્ર જ વ્યાપારો જોઇએ કે જેથી આત્મા પવિત્ર બનીને સર્વ દુઃખોથી મુક્ત થઇ જાય.

આશાતના અને અપમાન બન્નેમાં કાંઇક અંશે સાદૃશ્ય રહેલું છે. સર્વોચ્ચ કોટિના આત્માઓની સાથે અનુચિત વર્તન આચરવું તે આશાતના અને મધ્યમ કોટિના આત્માઓની સાથે ઉદ્ધતપણે વર્તવું તે અપમાન કહેવાય છે. જે આત્માઓમાંથી માન સર્વથા ખસી ગયું છે અર્થાત્ જેમના કષાય ક્ષય થઇ ગયા છે તેમનું અપમાન થઈ શકતું જ નથી. કષાયોને લઈને જ માન તથા અપમાનને અવકાશ છે; પણ જ્યાં સમગ્ર મોહનો ઉપશમ કે ક્ષય થઇ ગયો હોય ત્યાં માન કે અપમાન જેવું કશું હોતું નથી. જે આત્મા જેટલે અંશે અજ્ઞાનતા ટાળીને વિકાસ મેળવે છે તેટલે અંશે તે આત્મા માન, અપમાનથી મુકાય છે. જે જીવો અહંતાના આશ્રિત હોય છે તેમને માનની ઘણી જ ભૂખ હોવાથી જ્યાં ત્યાં માનની ભીખ માગતા ફરે છે. જો તેમની પાસે પૈસાની સારી સગવડ હોય તો હજારો ખર્ચીને તુચ્છ સ્વાર્થી હલકા માણસો પાસેથી પણ માન ખરીદીને સંતોષ માને છે. સંસારમાં માનવી માત્રને કુદરતે વેચવાને માટે માન આપેલું છે, તે હલકી કીંમતનું તથા ભારે કીંમતનું પણ હોય છે. જેઓ સારા શ્રીમંત હોય છે તેઓ બહુ મૂલ્યવાળું માન ખરીદે છે અને જેઓ સાધારણ સ્થિતિના હોય છે તે અલ્પ મૂલ્યવાળું ખરીદે છે. અને તદ્દન કંગાળ અથવા તો ધન-સંપત્તિથી વેગળા રહેનારા માન આપીને માન મેળવે છે. તાત્પર્ય કે, સંસારમાં મધ્યમ તથા તેનાથી નીચી કોટિના માનવીઓમાંથી ભાગ્યે જ કોઇ એવો હશે કે જેને માનની ભૂખ નહિ હોય. માનની ભૂખ મટાડવા માટે કેટલાકની પાસે ઝવેરાત જેવી જપ, તપ તથા ત્યાગ આદિ અમૂલ્ય વસ્તુઓ હોય છે કે જેની કીંમત જ આંકી શકાય નહિ. તેનો વ્યય કરીને ચિંતામણિ આપીને કાચ

ખરીદવાની જેમ માન ખરીદીને ઘણો જ સંતોષ માને છે. જે વ્યક્તિએ અજ્ઞાની જનતાની પાસેથી પુષ્કળ પ્રમાણમાં માન મેળવ્યું હોય છે તેવાઓનું આપેલું માન ઘણું જ કીંમતી ગણાય છે, અને તેનાથી ઇતરનું માન થોડી કીંમતવાળું ગણાય છે. માનની ભૂખવાળાને હમેશાં જેમને કહેવાતા શ્રીમંતો તથા વિદ્વાનો બહુ માનતા હોય તેવાઓના માનપાનની ઘણી જ ચાહના રહે છે અને તેથી તેને મેળવવા માટે છૂટથી ધનસંપત્તિનો તથા સાચી આત્મિક સંપત્તિ મેળવવાને સંઘરી રાખેલા જપ, તપ, ત્યાગ આદિનો વ્યય કરતાં અચકાતા નથી.

આ પ્રમાણે માનના ઉપાસક માનવીઓને જો અજ્ઞાની જનતાના માન વગરની સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ થતી હોય તો તેનો અનાદર કરીને માન મેળવવા માટે જ આતુર રહે છે; કારણ કે પુદ્ગલાનંદી–વિષયાસક્તને લોકોત્તર માન કરતાં લૌકિક માન અત્યંત પ્રિય હોય છે. અને એટલા માટે જ તેઓ શુભ કર્મના ઉદયથી મળેલી લોકોત્તર માન મેળવવાની સાધન–સામગ્રીને તુચ્છ સમજીને વિકાસના બાધક અજ્ઞાનીઓને આકર્ષી તેમનું માન મેળવવાના પ્રયાસો કરે છે, અને તેમની પાસેથી વિષયપોષક ખાન, પાન મેળવીને પરમ સંતોષ માને છે અને પોતે પોતાને કૃતકૃત્ય સમજે છે. જો કે આવા માનવીઓ લોકોત્તર માન મેળવવાનો બહારથી ડોળ તો કરે છે છતાં તેમની શ્રદ્ધા ન હોવાથી તેની પ્રવૃત્તિ પ્રત્યે બહુમાન હોતું નથી. તેઓ જે બહારનો દેખાવ કરે છે તે કેવળ લૌકિક માન મેળવવાની ખાતર જ હોય છે. લૌકિક માનને તુચ્છ સમજીને તેની ઉપેક્ષા કરનાર લોકોત્તર માનના ઉપાસકો ઉચ્ચ કોટિના હોવાથી તેમને અપમાન નડતું નથી, પણ તેમનું અપમાન કરનારનું જ અપમાન થાય છે; કારણ કે લોકોત્તર માનના ઉપાસક તેમને કહેવામાં આવે છે કે જેમનો દેહાધ્યાસ છૂટવાથી બહિરાત્મ દશા ટળીને અંતરાત્મ દશા પ્રાપ્ત થઈ છે, અને જેઓ દેહાદિના ગૌરવને તુચ્છ સમજે છે, માટે તેમને દેહ તથા કૃત્રિમ નામના બહુમાનની જરા ય અસર થતી નથી; એટલે અપમાનની પણ અસર થતી નથી; પરંતુ લૌકિક માનને પ્રધાનતા આપનારાઓમાં તીવ્ર દેહાધ્યાસ રહેલો હોવાથી તેમને અપમાનની ઘણી જ અસર થાય છે, કારણ કે તેમણે પોતે માની રાખેલી માન આપવાની પદ્ધતિથી વિપરીતપણે તેમની સાથે વર્તનાર ઉપર અપમાન કરવાની માન્યતા હોવાથી પોતાનું અપમાન થયું છે એમ માનીને ઘણું જ દુઃખ ઉપજાવે છે, માટે જ તેમનું અપમાન થાય છે. કષાય મોહનો કેદી અને લોકોત્તર માનની અવજ્ઞા કરીને લૌકિક માનના લાલચુ બીજાની પ્રવૃત્તિ અપમાનવાળી લાગવાથી ખેદ, ઉદ્વેગ તથા દ્વેષને આશ્રય આપે છે, એટલે તેનું અપમાન અવશ્ય થાય છે, અને તેથી તે અપમાન કરનારનું અપમાન કરીને બદલો વાળવાની માન્યતાથી પ્રાયઃ સંતોષ માને છે; કારણ કે સામો માણસ પણ તેમના જેવો જ હોવાથી તેને અપમાનથી થયેલું દુઃખ જોઇને પોતે શાંતિ મેળવે છે.

સંસારમાં એક આત્મા જ સન્માનનો અધિકારી છે કે જેનું દેહાદિની જેમ અપમાન થઇ શકતું જ નથી, છતાં તે જ્યાં સુધી મોહને તાબે રહીને માન કષાયનું બહુમાન કરે ત્યાં સુધી તે અપમાનથી છૂટતો નથી; કારણ કે તે માનની શિખવણથી પોતાનું અપમાન માને છે, દેહ તથા તેની કૃત્રિમતાને પોતાનાથી અભિન્ન માને છે, જો કે તે માનવીઓને મરતા નિર્જીવ કલેવર–દેહથી પોતે જાણે તો છે કે દેહ અને જીવ બે જુદી વસ્તુ છે તો પણ અનાદિ કાળની અજ્ઞાનતાને લઇને દેહમાં ઔદયિક ભાવે થવાવાળા કર્મના વિકાસોને પોતાના માને છે.

છે. પોતાની જ્ઞાન, દર્શન, જીવન તથા ચારિત્રાદિ સાચી સંપત્તિના ભોગે પણ દેહનું બહુમાન કરાવે છે અને પોતે સર્વસ્વ મળી ગયા જેટલો આનંદ મનાવે છે, માટે ખરું જોતાં તો જીવ જ્યાં સુધી સાચું જાણીને સાચી શ્રદ્ધા રાખતો નથી ત્યાં સુધી પોતે જ પોતાનું અપમાન કરે છે. સાચું ન સમજનાર અજ્ઞાની જીવ માનને અપમાન અને અપમાનને માન સમજે છે. જે વસ્તુ જે ગુણ–ધર્મવાળી તેને તે ગુણ–ધર્મથી ઓળખવાથી તથા કહેવાથી તે વસ્તુનું બહુમાન કર્યું કહેવાય છે અને તેનાથી વિપરીત ગુણ–ધર્મવાળી માનવી તે અપમાન કરવા બરોબર છે. પૌદ્ગલિક વસ્તુઓમાં આનંદ તથા સુખ માનનાર જડાત્મક વસ્તુઓ પોતાની હોવા છતાં પણ પોતાની માનનાર, દેહાદિની પુષ્ટિ, સેવા તથા બહુમાનને પોતાનું જ માનનાર અને જડાત્મક વસ્તુ ક્ષણભંગુર હોવાથી તેનો નાશ થતાં પોતાનું મોટું નુકસાન સમજીને અત્યંત દુઃખ મનાવનાર આત્મા અજ્ઞાનતાથી પોતે જ પોતાનું અપમાન કરે છે, કારણ કે આત્માની આવા પ્રકારની સ્થિતિ ન હોય છતાં પણ તેના માટે આવી માન્યતા ધારણ કરવી તે આત્માની ઉપર મિથ્યા આરોપ મૂકીને તેનું અપમાન કરવા જેવું છે. જે માણસો બીજાનું અપમાન કરે છે તેઓ પણ આવી જ રીતે અજ્ઞાનતાથી અછતા અવગુણોનો આરોપ કરીને બીજાને હલકા બનાવે છે, માટે તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ. જ્યાં સુધી આત્મા પોતે જ પોતાનું અપમાન કરવાથી નિવૃત્ત નહિ થાય ત્યાં સુધી તેનું અપમાન થવાનું. જ્યારે તે પોતાનું બહુ સન્માન કરવાની જાગૃતિ લાવશે ત્યારે જ તે સંસારી જીવોના અપમાનથી મુક્ત થઈને પ્રાણી માત્રના સાચા સન્માનનું પાત્ર બનશે.

આવી રીતે પુદ્ગલાનંદી વસ્તુસ્વરૂપથી અણજાણ જીવો આપસમાં પરસ્પર નક્કી કરી રાખેલી વર્તવાની પદ્ધતિને માન તથા અપમાન તરીકે ઓળખે છે. માનવીઓની સમજણ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન હોવાથી માન તથા અપમાન મેળવવાની પદ્ધતિ પણ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન હોય છે. દેશકાળને અનુસરીને પણ તેમાં ભિન્નતા રહેલી હોય છે તેમ જ તેમાં કાળને અનુસરીને પધ્ધતિમાં પણ પરિવર્તન થતું દૃષ્ટિગોચર થાય છે. ત્યારે વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખનાર જ્ઞાની પુરુષોમાં માન આપવાની પદ્ધતિ એક જ પ્રકારની હોય છે. જો કે ગુણોની તારતમ્યતાને લઈને તેમાં કાંઇક અંશે ભિન્નતા હોય છે, પણ તે ભાવોમાં હોય છે. જ્ઞાની પુરુષો આત્મદૃષ્ટિ હોવાથી ત્યાં અપમાનને તો અવકાશ હોતો નથી. વસ્તુતત્ત્વમાં અણજાણ જીવો વસ્તુના ગુણોથી અનભિજ્ઞ હોવાથી કે ગુણી આત્માની સાથે વાણી, વિચાર તથા વર્તનની ઉચિતતા જાળવી શકતા નથી જેથી કરીને જોનાર અણજાણ વ્યક્તિ વ્યવહારથી તેની પ્રવૃત્તિને અપમાન તરીકે ગણે છે, છતાં તેથી ગુણીનું અપમાન થતું નથી અર્થાત્ ગુણીના ગુણોને કોઈ પણ પ્રકારનો બાધ નડતો નથી તેમ જ ગુણો નષ્ટ થતા નથી, તેથી જ અનુચિત વર્તન–આશાતના કરનાર અજ્ઞાનતાના દોષને લઈને પોતાની અનુચિત પ્રવૃત્તિનું માઠું ફળ મેળવે છે. ઉચ્ચ કોટિના મહાપુરુષો કે જેમણે કાંઈક અંશે આત્મવિકાસ મેળવ્યો છે એવા સમભાવી શાંત અંતરાત્મ દશામાં વિચરતા પ્રભુના માર્ગના અનુયાયી આત્માઓની અવજ્ઞા કરવી તથા તિરસ્કાર કરીને તેમની સમક્ષ રાગ–દ્વેષની સૂચક પ્રવૃત્તિઓ આદરવી તે તેમનું અપમાન કરવા જેવું છે, કારણ કે આવા વર્તનવાળાની બુદ્ધિમાં અપમાન કરવાની ભાવના હોય છે અથવા તો ઉચિતનું યોગ્ય માન જાળવવાની કાળજી વગરના હોય છે, એટલે બાહ્ય દૃષ્ટિથી અપમાન જેવું લાગે પણ મહાપુરુષોનું અપમાન થતું જ નથી, કારણ કે મહાપુરુષો

કોઇ પણ જીવ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે તેથી પોતાનું અપમાન સમજતા જ નથી અને તેથી સમ્યગ્જ્ઞાનને લઇને તેમને કષાય કનડી શકતા નથી, પરંતુ અપમાન બુદ્ધિથી તથા ઉચિત વર્તનની બેદરકારીથી અપમાન કરનારનું ઉભય લોકમાં અહિત જ થાય છે.

મધ્યમ કોટિના માનવીઓ કે જેમણે ઉચ્ચ કોટિના મહાપુરુષોના પ્રમાણમાં ગુણો મેળવ્યા નથી, પણ બહારથી માત્ર તે ગુણોની સૂચક પ્રવૃત્તિ આદરેલી હોય છે એવાઓ જો મહાપુરુષો તરફથી ઉચિત માન મેળવીને રાજી થાય અથવા માન મેળવવા પ્રયાસ કરે તો તેઓ મહાપુરુષોનું અપમાન, આશાતના કરીને પોતે પણ અપમાનિત થાય છે. અર્થાત્ ગુણ વગર પણ ગુણીપણાનું માન મેળવી ગર્વથી પુલકિત થવું તે પણ એક પ્રકારનું અપમાન છે. અપમાનને પણ માન તરીકે માનવું તે મૂર્ખતા છે. આવી રીતે સર્વથા નિર્ગુણીને પણ પુરુષોચિત માન આપનાર પણ મહાપુરુષોની અવજ્ઞા, આશાતના કરીને માન લેનારનું અપમાન જ કરે છે. માન આપનાર જો અજાણ હોય તો કાંઈક ઓછો અપરાધી બને પણ જાણીને જો માન આપી ઉચ્ચ કોટિના પુરુષોનું અપમાન કરે તો તેને ભાવ તો મળી શકતો જ નથી પણ આત્મ–અહિતરૂપ હાનિ તો પ્રાપ્ત થાય જ છે; માટે ઉચિતનું ઉચિત માન જાળવવાથી જ લાભ મળી શકે છે. સર્વોચ્ચ કોટિના વીતરાગ દેવ સાક્ષાત્ હોય કે તેમની પ્રતિમા હોય તેમની સમક્ષ અનુચિત વર્તન કરવાથી પ્રભુની આશાતના કરી કહેવાય છે, પણ અપમાન કહેવાતું નથી. પ્રભુની આશાતના કરનાર જીવ અવશ્ય માઠી ગતિ મેળવે છે. કદાચ પ્રબળ પુન્યના ઉદયથી આ લોકમાં મીઠું ફળ પણ ભોગવે તેથી કાંઇ તે ભાવી ભવોની અસહ્ય યાતનાઓથી મુકાતો નથી. આત્મિક ગુણોનો તિરસ્કાર કરનાર સમગ્ર આત્માઓનો તિરસ્કાર કરે છે અને વિકાસી આત્માઓનો તિરસ્કાર કરવો તે કર્મોને પોષવા જેવું છે. કર્મો પુષ્ટ બનવાથી આત્માના ગુણોને ઢાંકી દઇને તેને અત્યંત મલિન બનાવે છે. આત્માની મલિનતા એટલે કર્મની આધીનતા કે જેને લઇને આત્મા વિકાસની બાધક પ્રવૃત્તિઓ આદરે છે અને પોતાને જ્ઞાની જણાવે છે. પોતે જાણે છે અને માને છે પણ તે બધું ય મિથ્યા છે, કારણ કે તેમાં પ્રબળ મોહની પ્રેરણા છે. પુદ્ગલાનંદી, વિષયાસક્ત હોય જ છે. તેનું જાણવું, માનવું તથા આદરવું બધું ય મિથ્યા છે. બુદ્ધિના ક્ષયોપશમથી ભલેને તે વીતરાગનાં વચન કેમ ન જાણે-જણાવે તો ય તે પ્રભુની તો આશાતના કરે જ છે, કારણ કે તે મોહની શિખવણીથી પાંચે ઇંદ્રિયોના વિષય પોષવા પ્રભુના પવિત્ર વચનોનો ઉપયોગ કરે છે. પુદ્ગલાનંદી વિષયાસક્ત જીવ પ્રભુનો શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આદર કરી પ્રભુનું બહુમાન કરી શકતો નથી, તેથી પ્રભુની આશાતના ટાળી શકતો નથી. દેહની અશુદ્ધિથી થતી આશાતનાઓ કરતાં ભાવની અશુદ્ધિથી થતી આશાતનાઓ આત્માનું અત્યંત અહિત કરનારી છે. કષાય વિષયના બંધનમાંથી મુકાયા વગર ભાવશુદ્ધિ થઇ શકતી નથી, માટે કષાયાદિના પરિણામો બદલાય નહિ ત્યાં સુધી મન, વચન તથા કાયાથી થતી પ્રભુની આશાતના ટાળી શકાય નહિ. કષાયાદિથી મુક્ત પવિત્ર પુરુષોની દેહાદિની શુદ્ધિ કરવી પડતી જ નથી, કારણ કે મોહની મંદતાને લઇને તેમની ભાવશુદ્ધિ પ્રબળ હોય છે એટલે તેઓ પ્રભુને શુદ્ધ સ્વરૂપે જાણે છે, જુએ છે તેથી તેઓ પ્રભુની આશાતનાથી સર્વથા મુક્ત હોય છે અને એટલા માટે જ તેઓ સર્વ દુઃખોથી છૂટીને પ્રભુસ્વરૂપ બની શકે છે.

## સમ્યક્ત્વ મીમાંસા

## ( ૧૫ )

**ઇંદ્રિયોના** વિષયમાં આસક્તિ ધરાવનાર સંસારવાસી જીવોને કષાય તથા નોકષાયની અત્યંત આવશ્યકતા રહે છે અર્થાત્ રાગદ્વેષ વગર પૌદ્ગલિક વસ્તુમાં આસક્તિ ટકી શકતી નથી. અત્યંત આસક્તિને ધારણ કરનારા જીવો અનુકૂળ પૌદ્ગલિક વસ્તુના સંયોગને ઇચ્છનારા અને પ્રતિકૂળ સંયોગને ત્યાગનારા હોય છે. સ્વર્ગની વાતો સાંભળીને રાજી થાય છે, નારકીનાં દુઃખો સાંભળીને દિલગીર થાય છે માટે તેઓ સ્વર્ગને પસંદ કરે છે પણ નારકીને પસંદ કરતા નથી. સ્વર્ગનાં સુખો મેળવવાને પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરવામાં આવે છે, પણ તેથી કાંઇ આત્માને લાભ મળી શકતો નથી; કારણ કે ત્યાગ આસક્તિગર્ભિત હોય છે. આસક્તિ ટળ્યા વગરના ત્યાગથી શારીરિક સુખ પ્રાપ્ત થાય છે કે જેનો અનુભવ શરીરમાં જ થઇ શકે છે પણ આત્મિક સુખ પ્રાપ્ત થતું નથી. જેમ વ્યાધિગ્રસ્ત માનવી કુપથ્યનો ત્યાગ કરે છે કે જેથી તેને શારીરિક આરોગ્યતા પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે પ્રતિકૂળ પૌદ્ગલિક વસ્તુના સંસર્ગથી દુઃખી થનાર તેનો ત્યાગ કરીને ભવાંતરમાં અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓ મેળવીને સુખી થાય છે.

શરીર દ્વારા મેળવેલા સુખમાં આનંદ માની તલ્લીન થવું તે આસક્તિ કહેવાય છે. આવી આસક્તિવાળો જીવ સાચું સુખ મેળવવાનો અધિકારી હોઇ શકતો નથી; કારણ કે તે દુઃખને સુખ માનવાથી અજ્ઞાનદશામાં પડેલો હોય છે, કે જે મિથ્યાદૃષ્ટિ કહેવામાં આવે છે. જ્યાં સુધી સાચી દૃષ્ટિ થાય નહિ ત્યાં સુધી સાચું જણાય નહિ અને સાચું જાણ્યા વગર સાચી વસ્તુ મેળવી શકાય નહિ. પોતાને સાચી રીતે ઓળખનારા સાચા સુખને ઓળખી શકે છે જેને સમ્યગ્જ્ઞાની કહેવામાં આવે છે; કારણ કે તેને દેહ અને આત્માની ભિન્નતા સારી રીતે સમજાય છે કે જેથી કરી તેની પૌદ્ગલિક આસક્તિ ટળી જાય છે.

જેઓ અનાસક્ત હોય છે તેઓ સ્વર્ગનાં સુખ સાંભળી રાજી થતા નથી અને નરકનાં દુઃખ સાંભળી દિલગીર થતાં નથી. તેમને સ્વર્ગ મળે તો ય આનંદ છે અને નરક મળે તો ય આનંદ છે, કારણ કે તેઓ જાણે છે કે પુણ્ય અને પાપ બન્નેનો ક્ષય કર્યા વગર આત્મવિકાસ થઇ શકતો નથી કે જેમાં શાશ્વત સુખ, શાંતિ અને આનંદ રહેલાં છે. તેઓ જાણે છે કે અનેક અપરાધો કરીને ઉપાર્જન કરેલ પાપ, દુઃખ ભોગવ્યા વગર ક્ષય થવાનાં નથી. તે તીવ્ર પાપોનો ક્ષય કરવા નરક જેવા સ્થાનો પ્રાપ્ત થાય તો તેમાં મને લાભ જ છે અને તીવ્ર પુન્ય-કર્મનો ક્ષય કરવા દેવગતિ જેવા સ્થાનો પ્રાપ્ત થાય તો પણ મને લાભ જ છે એમ માને છે.

આ પ્રમાણે તે સમભાવે રહીને પુન્ય પાપના સુખદુઃખરૂપ ફળને ભોગવી લેવાથી આત્માની ઉન્નતિ સાધી શકે છે. જેઓ અશુભ ગતિમાં જવાના ભયથી પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરીને સ્વર્ગીય સુખો મેળવવા પ્રયાસ કરે છે તે તેમની પૌદ્ગલિક આસક્તિ સ્પષ્ટ સૂચવે છે. આવા જીવોમાં સમ્યગ્જ્ઞાનનો અંશ પણ હોતો નથી માટે તે મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. વસ્તુ સ્વસ્વરૂપે ન ઓળખાતા પરરૂપે ઓળખાય ત્યાં સુધી સ્વસ્વરૂપ ઓળખી શકાતું નથી અને સ્વસ્વરૂપ ન ઓળખાય ત્યાં સુધી આસક્તિ ટળી શકતી નથી. પૌદ્ગલિક વસ્તુઓ ઉપરથી આસક્તિ ટાળવી તે જ સાચો ત્યાગ કહી શકાય છે; બાકી તો કેવળ વસ્તુ છોડવા માત્રનું નામ ત્યાગ નથી. આસક્તિ રાખીને માત્ર વસ્તુ છોડવાનું નામ જો ત્યાગ હોય તો પછી લંગોટી વાળીને શેરીઓમાં ભીખ માગનારાઓ પણ ત્યાગી કેમ ન કહી શકાય ?

અધ્યવસાયની વિશુદ્ધિ માટે બહારથી ત્યાગ કરવામાં આવે છે અને તે વિશુદ્ધિ અનાસક્તિને કહેવામાં આવે છે; માટે જો અનાસક્તિ પ્રગટ ન થાય તો અધ્યવસાયની વિશુદ્ધિ થઇ કહેવાય નહિ; જેથી કરી બાહ્ય ત્યાગ નિષ્ફળ જાય છે.

આસક્તિ ચીકાશ છે અને તે ચીકણા કપડાને ધૂળ ચોંટે તેમ આત્માની સાથે કર્મના પુદ્ગલો ચોંટાડનારી છે. જો કે આસક્તિ રાગનું અંગ નથી; છતાં દ્વેષને ઉત્પન્ન કરનારી છે. જેમ કે એક મનગમતી વસ્તુ ઉપર રાગ થાય છે પણ જ્યારે તે વસ્તુ કોઈ પણ પ્રકારનો દોષ ઉત્પન્ન કરે છે ત્યારે તે વસ્તુ ઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે અથવા તો એક વસ્તુ ઉપર રાગ હોય છે ત્યારે તેનાથી વિરોધી વસ્તુ ઉપર દ્વેષ હોય છે. અણગમતી વસ્તુ ઉપર અનાસક્તિ જેવું જણાય છે, છતાં તે પણ એક પ્રકારની આસક્તિ છે. વ્યવહારમાં જે વસ્તુ ઉપર અત્યંત રાગ હોય છે, તેને આસક્તિ કહેવામાં આવે છે. પણ જે વસ્તુ ઉપર દ્વેષ હોય છે તેને આસક્તિ કહેવામાં આવતી નથી, તેથી કાંઈ તેના ઉપર અનાસક્તિભાવ છે એમ કહી શકાય નહિ. પરંતુ રાગસ્વરૂપ આસક્તિથી એક ભિન્ન પ્રકારની આસક્તિ કહી શકાય જે વસ્તુ ઉપર અત્યંત દ્વેષ હોય છે. તેનો વિનાશ કરવામાં લીન રહેવું અને જે વસ્તુ પર અત્યંત રાગ હોય તેનો ઉપભોગ કરવામાં હંમેશાં લીન રહેવું અર્થાત્ કોઇ પણ વસ્તુમાં કોઇ પણ પ્રકારે લીન થવું તેને આસક્તિ કહેવામાં આવે છે. આ આસક્તિ જડ તથા જડના વિકારોને આશ્રયીને થાય છે અને તે મોહના ઉદયસ્વરૂપ છે.

અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓ મેળવવાની તીવ્ર અભિલાષા કે જે પૌદ્ગલિક વસ્તુઓ મળવા છતાં પણ વધુ મેળવવાની આકાંક્ષા રહેવી તેને લોભ કહેવામાં આવે છે. આ લોભ અનેક પ્રકારનો હોય છે અને તે સઘળો ય પૌદ્ગલિક વસ્તુઓ સંબંધી હોય છે. લોભ જ્યાં હોય છે ત્યાં માયા અવશ્ય રહેલી હોય છે; કારણ કે માયા અને લોભમાં નામમાત્રનો જ ફેરક છે. અને તેથી કરીને બન્નેને રાગ કહેવામાં આવે છે. માયાના અનેક અર્થ થાય છેઃ સ્નેહ-મમતાને માયા કહેવામાં આવે છે અને પ્રપંચ-કપટને પણ માયા કહેવામાં આવે છે. વૈષયિક વસ્તુને મેળવીને તેનો ઉપભોગ કરવા છતાં પણ અતૃપ્ત રહીને વધુ ને વધુ તેને મેળવવાની આકાંક્ષા પૂરી કરવાને માટે જે પ્રયાસ કરવામાં આવે છે તેને માયા કહેવામાં આવે છે કે જે એક મમતાસ્વરૂપ છે અથવા તો વૈષયિક વસ્તુઓ સરળતાથી પ્રાપ્ત ન થાય તો તેને મેળવવા મનના વિચારોથી કાયિક તથા વાચિક પ્રવૃત્તિને ભિન્નપણે દર્શાવવી તે પણ માયા

કહેવાય છે, કે જે એક પ્રપંચસ્વરૂપ હોય છે. આ બધી ય પ્રવૃત્તિઓ રાગને લઇને થાય છે કે જેને આસક્તિ કહેવામાં આવે છે. પૌદ્ગલિક સંપત્તિમાં મમતાને લઇને સ્વામીપણાની બુદ્ધિથી મિથ્યાભિનિવેશ થવો તે માન કહેવાય છે. આ માન પરપૌદ્ગલિક વસ્તુને આશ્રયીને થાય છે માટે તેને મિથ્યાભિમાન પણ કહેવામાં આવે છે. તેને સ્પષ્ટપણે પ્રગટ કરનાર કાયિક તથા વાચિક ચેષ્ટાઓને ક્રોધ કહેવામાં આવે છે અર્થાત્ ક્રોધ અને માનમાં નામ માત્રનો ભેદ છે અને તે બન્ને દ્વેષની કોટીમાં ગણાય છે કે જે એક પ્રકારની આસક્તિ છે; કારણ કે પૌદ્ગલિક વસ્તુમાં આસક્તિ વગર અભિમાન આવી શકતું નથી, માટે જ રાગદ્વેષ આસક્તિનાં અંગો છે અને તે જ્યાં સુધી હોય છે ત્યાં સુધી સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ શકતું નથી અર્થાત્ તેને સમ્યગ્-જ્ઞાન કહી શકાતું નથી. જ્યારે પૌદ્ગલિક વસ્તુમાંથી આસક્તિ દૂર થઇને અનાસક્તિભાવ પ્રગટ થાય છે ત્યારે રાગદ્વેષ ઉપશમી જાય છે; જેથી કરીને વસ્તુના યથાર્થ સ્વરૂપનું ભાન થાય છે, જેને સમ્યગ્જ્ઞાન કહેવામાં આવે છે.

જ્યાં સુધી આસક્તિભાવ છે ત્યાં સુધી વિકાસની શરૂઆત થઈ શકતી નથી પણ વિલાસ-પ્રિય બનીને જીવ આત્મિક ગુણોનો વિનાશ કરે છે, કારણ કે અનાદિકાળના પૌદ્ગલિક સંસર્ગ-ને લઇને કુવાસનાઓથી વિપરીત શ્રદ્ધાવાળો હોવાથી ગુણમાં દોષ અને દોષમાં ગુણ જુએ છે. ઇંદ્રિયોના વિષયો કે જે આત્માને એકાંતે નુકસાન કરનાર છે અને કેવળ દોષસ્વરૂપ છે તેમાં પોતે ગુણ જુએ છે અને કષાય તથા વિષયની વિરતિસ્વરૂપ સમભાવ કે જે એક ગુણ છે તેમાં પોતે દોષ જુએ છે. આવી વિપરીત શ્રદ્ધારૂપ અજ્ઞાનતાને લઇને કર્મની પરાધીનતા-માંથી તે છૂટી શકતો નથી અને જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિરૂપ સંસારમાં ભમ્યા કરે છે. જે ભવમાં ઉત્પન્ન થાય છે ત્યાં જ આનંદ માની પોતાનું જીવન પૂરું કરે છે. જ્યાં સુધી જીવન જડના વર્ણાદિ ધર્મમાં સારા નરસાપણું રહે છે ત્યાં સુધી તેને જડને આધીન રહેવું પડે છે. પૌદ્ગલિક વિષયોમાં આસક્તિ ધારણ કરનારને વારંવાર જન્મમરણ કરવાં પડે છે. જ્યાં સુધી પુદ્ગલાનંદીપણાની વાસના હોય છે ત્યાં સુધી આત્માનંદીપણું પ્રાપ્ત થતું નથી, અને આત્માનંદીપણું પ્રાપ્ત થયા વગર આત્મિક સંપત્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. આત્મિક સંપત્તિના અભાવે સમ્યગ્જ્ઞાનની દરિદ્રતા દૂર થઈ શકતી નથી. સ્રી, પુત્ર, બાગ, બંગલા આદિ વૈષયિક સંપત્તિના મદમાં અંધ બનેલા આત્મા તુચ્છ–ક્ષણિક–અસાર એવા પૌદ્ગલિક સુખમાં આનંદ માની સંતોષ ધારણ કરનારા હોય છે; જેથી તેઓ શાશ્વત સુખ મેળવવા જરા પણ પ્રયાસ કરતા નથી; કારણ કે તેથી તેઓ સર્વથા અજ્ઞાત હોય છે. કદાચ કોઇ તેમને શાશ્વત સુખનું સ્વરૂપ જણાવી તે મેળવવા ઉદ્યમ કરવા કહે તો તે તેમને બિલકુલ રુચતું નથી; કારણ કે તેમને શાશ્વત–સાચા સુખની શ્રદ્ધા જ હોતી નથી. દર્શનમોહનીયને લઇને તેઓની એવી જ દૃઢ શ્રધ્ધા થઇ ગયેલી હોય છે કે પૌદ્ગલિક વિષયો-ના ઉપભોગ વગર સુખ જેવી કોઇ વસ્તુ નથી. આવી માન્યતાથી તેઓ નિરંતર પૌદ્ગલિક વિષયોને મેળવવાના પ્રયાસવાળા હોય છે. જ્યાં સુધી અનુકૂળ પૌદ્ગલિક વિષયોનો સંયોગ ઇંદ્રિયોની સાથે રહે છે ત્યાં સુધી તેઓ આનંદ તથા સુખ માને છે. જ્યારે તેનો વિયોગ થાય છે ત્યારે આનંદ તથા સુખનો અંશ પણ રહેતો નથી, જેથી કરીને તેમની વિષયોની

ઇચ્છા ટળી શકતી નથી અને અતૃપ્તપણે તે પાછા મેળવવા પ્રયાસ કરે છે. આ બધું ય જીવની વિપરીત શ્રદ્ધાનું પરિણામ છે કે જે મિથ્યાત્વ કહેવાય છે.

જેઓ મોતથી બીએ છે તેઓ આત્મવિકાસની દિશામાં જવાને લાયક નથી. શરીર છૂટી જવાનો કે શરીરને ઈજા પહોંચવાનો ભય આસકિતભાવથી રહે છે. આસકિતભાવવાળો જીવ આત્મિક સંપત્તિનો વિનાશ કરીને પણ પૌદ્ગલિક વિષયોને જાળવી રાખે છે; કારણ કે તે પૌદ્ગલિક વિષયોમાં જ આનંદ તથા સુખ જોનારો છે, માટે જ તે સુખ અને આનંદરૂપ વિકાસને મેળવી શકતો નથી, પણ કોઇક વખતે ઉપશમભાવે કાંઈક મળેલા હોય તેને ખોઇ બેસે છે, કારણ કે તે અજ્ઞાની–બાળજીવ છે, માટે જ તે સાચાને ખોટું અને ખોટાને સાચું માને છે, જેથી કરી સાચી વસ્તુનો વ્યય કરી ખોટી વસ્તુ સંઘરે છે કે જે પરિણામે તેની ધારણાને સફળ કરી શકતો નથી.

અજ્ઞાનીઓની ધારણાઓ અને ભાવનાઓ પણ મિથ્યા હોય છે; કારણ કે તે વૈષયિક વસ્તુઓની સાથે સંબંધ ધરાવનાર હોય છે. પૌદ્ગલિક વિષયોનો ઇંદ્રિયો સાથેનો સંબંધ છૂટો પાડીને જ્ઞાનનો જ વિષય માનવામાં–શ્રદ્ધવામાં આવે તો તે વિષયો આત્મિક વિકાસને બાધકર્તા થઇ શકતા નથી. જ્ઞાનમાં વિષયોની અસર થવાવાળી વિકૃતિ થઈ શકતી નથી. આ જ્ઞાનને સમ્યગ્જ્ઞાન કહેવામાં આવે છે; કારણ કે તે આત્માનો સ્વભાવ છે.

શબ્દ, વર્ણાદિ વિષયોને ઇંદ્રિયોનો વિષય માનવામાં આવે તો વિષયોની અસર આત્મા ઉપર જરૂર થાય અને વિકૃતિ ઉત્પન્ન કરે છે. પણ ઇંદ્રિયનો વિષય ન માનતા જ્ઞાનનો વિષય જો માનવામાં આવે તો આત્મા ઉપર વિષયોની અસર થતી નથી અર્થાત્ પૌદ્ગલિક વિષયોને ઇંદ્રિયોના ઉપભોગ તરીકે માનવા તે મિથ્યાત્વ–અજ્ઞાન છે અને જ્ઞાનના ઉપભોગ તરીકે માનવા તે સમ્યગ્જ્ઞાન છે.

જ્ઞેય માત્ર જ્ઞાનનો વિષય છે. દ્રવ્યગુણ–પર્યાયમયી જગત બધું ય જ્ઞેય છે. આત્મા જ્ઞાનનો ભોક્તા છે અને જ્ઞાન જ્ઞેયનો ભોક્તા છે, માટે જ્ઞેયનો પરંપરાથી આત્મા ભોક્તા થઈ શકે છે. જ્ઞેયનો આત્મા ભોક્તા છે એટલે તે જ્ઞેયને જાણે છે અર્થાત્ ભોગવવું એટલે જાણવું. જયાં સુધી સકર્મક આત્મા અજ્ઞાની હોય છે ત્યાં સુધી ઇંદ્રિયો દ્વારા જડના ગુણસ્વરૂપ વિષયોને જાણે છે. એ અપેક્ષાને લઇને ઇંદ્રિયોના વિષયો કહેવાય છે કે જેમાં રાગદ્વેષને લઇને જીવ આસક્ત થાય છે અને તેને મેળવીને, તેનો ઉપભોગ કરીને પોતે આનંદ તથા સુખ મનાવે છે કે જે એક વિકૃતિસ્વરૂપ છે. ઇંદ્રિયો જડ હોવાથી વિષયો ગ્રહણ કરી શકતી નથી. દર્શન–મોહના આવરણવાળો આત્મા ઇંદ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરે છે અર્થાત્ જાણે છે. તે સાચું જાણતો નથી પણ વિપરીત જાણે છે, જેને અજ્ઞાન કહેવામાં આવે છે. કેવળ ઇંદ્રિયો દ્વારા વસ્તુનું સાચું સ્વરૂપ જણાતું નથી પણ વિપરીત જ જણાય છે કે જે એક વિકૃતિ ઉત્પન્ન કરે છે. વિકૃતિ એટલે ઉપયોગશૂન્ય થઇને સ્વરૂપને ભૂલી જવું અને પોતાને પરરૂપે માનવું, અને તે વિષયોનો ઇંદ્રિયો સાથે સંબંધ થવાથી થાય છે. વિષયોનો ઇંદ્રિયોની સાથે સંબંધ થતી વખતે જો જીવની દ્વેષની પરિણતિ હોય તો તે

સંબંધને પ્રતિકૂળ માની દુઃખ મનાવે છે અને જો રાગની પરિણતિ હોય તો અનુકૂળ માની સુખ મનાવે છે. અનુકૂળ વિષયના સંસર્ગથી હર્ષ થાય છે—આનંદ થાય છે અને પ્રતિકૂળ વિષયના સંસર્ગથી દિલગીરી—શોક થાય છે. ઇંદ્રિયોના વિષયો ભોગવવા એટલે પૌદ્ગલિક વસ્તુનો ઇંદ્રિયોની સાથે સંબંધ થવો. પૌદ્ગલિક વસ્તુઓનો ઇંદ્રિયની સાથે સંસર્ગ થવાથી રાગપરિણતિવાળા આત્માને આસક્તિ થવી. અનુકૂળ વિષયના સંબંધને જ ઉપભોગ કહેવામાં આવે છે પણ પ્રતિકૂળ વિષયના સંબંધને ઉપભોગ કહેવામાં આવતો નથી. આ ઉપભોગ અજ્ઞાનતાને લઈને થવાવાળી વિકૃતિ માત્ર છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચારીએ તો આત્માનો ઉપભોગ ઉપયોગસ્વરૂપ પ્રવૃત્તિ છે અર્થાત્ મોહ ક્ષય થવાથી સમ્યગ્જ્ઞાન દ્વારા વિષયાદિ જ્ઞેયનું યથાર્થ સ્વરૂપ જાણવું તે આત્માનો ઉપભોગ કહેવાય છે, જે એક પ્રકૃતિસ્વરૂપ છે અને તેને સમ્યક્ત્વ કહેવામાં આવે છે.

નિરંતર પૌદ્ગલિક વિષયોની ઇચ્છા થવી તે વિકૃતિ છે કે જે એક અજ્ઞાનસ્વરૂપ છે અર્થાત્ પ્રકૃતિ તે જ્ઞાન છે અને વિકૃતિ તે અજ્ઞાન છે. આ વિકૃતિ જીવ અને જડ બન્નેની પ્રકૃતિઓ ભેગી ભળવાથી થાય છે. જેમ જેમ પૌદ્ગલિક વિષયોનો સંસર્ગ વધારે તેમ તેમ અજ્ઞાનતા વધતી જાય છે અને તે અજ્ઞાનતાને લઈને જીવ નિરંતર વિષયાભિલાષી થાય છે. મનગમતાં વિષયોને મેળવીને આનંદ તથા સુખનું મિથ્યાભિમાન ધરાવે છે, કે જે પરિણામે દુઃખરૂપ નીવડે છે. જીવને દુઃખ નથી જોઈતું પણ સુખ જોઈએ છે; પરન્તુ તેનું સાચું જ્ઞાન ન હોવાથી પ્રયાસ કરીને, સુખાભાસ મેળવીને પોતે રાજી થાય છે, પણ પરિણામે તેનું ક્ષણ-વિનશ્વર સ્વરૂપ પ્રગટ થતાં તેને અત્યંત દિલગીર થવું પડે છે. આ બધું ય મિથ્યા જ્ઞાનરૂપ હોય છે. વસ્તુસ્વભાવને સાચી રીતે જાણવું તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે અને સાચી રીતે શ્રદ્ધવું તે સમ્યગ્દર્શન કહેવાય છે. જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી સાચી શ્રદ્ધા હોતી નથી.

દર્શનમોહનો ક્ષય થવાથી સમ્યગ્જ્ઞાન થાય છે અને પછી સમ્યક્શ્રદ્ધા થાય છે. જો કે જીવનમાં જ્ઞાન અને શ્રધ્ધા બન્ને રહેલાં હોય છે પણ તે દર્શનમોહને લઈને વિપરીત હોય છે અર્થાત્ અતાત્ત્વિક હોય છે, જેથી કરીને જીવ તાત્ત્વિક સુખ, શાંતિ, આનંદ અને જીવન મેળવી શકતો નથી. માનવીને પ્રત્યક્ષપણે અનુભવ થાય છે કે દેહને છોડી જીવ ચાલ્યો જાય છે. જીવના ગયા પછી દેહમાં બુદ્ધિ, જ્ઞાન કે કોઇ પણ પ્રકારની ક્રિયા જણાતી નથી—નિશ્ચેષ્ટ થઈને પડી રહે છે, માટે જીવ અને દેહ બન્ને જુદી વસ્તુ છે, બન્નેના સ્વભાવ પણ જુદા જ છે. દેહ જડસ્વરૂપ છે અને જીવ ચૈતન્યસ્વરૂપ છે, છતાં માનવી દેહને ચૈતન્યસ્વરૂપ માને છે અને તેને જાળવી રાખવાને અનેક પ્રકારની જડ વસ્તુઓનો ઉપયોગ કરે છે, છતાં પરિણામે જીવનો વિયોગ થવાથી દેહમાં ચૈતન્યની કોઈ પણ શક્તિ જણાતી નથી અને જડનો ક્ષણવિનશ્વર સ્વભાવ સ્પષ્ટપણે જણાય છે કે જે ચૈતન્યનો સંબંધ હતો ત્યાં સુધી અપ્રગટ હતો. આમ હોવા છતાં પણ માનવી મિથ્યા જ્ઞાન તથા મિથ્યા શ્રદ્ધાને લઈને નિરંતર દેહની સેવામાં વળગ્યો રહે છે અને પોતાને ન ઓળખવાથી પોતાનું કાંઈ પણ શ્રેય સાધી શકતો નથી. જ્યાં સુધી દેહમાં આત્મબુદ્ધિ હોય છે ત્યાં સુધી પુદ્ગલાનંદીપણું ટળી શકતું નથી તેમ જ રાગદ્વેષ પાતળા પડી જઈને સમભાવની પણ પ્રાપ્તિ થઈ શકતી નથી અને દરેક પ્રવૃત્તિ અજ્ઞાનતાને લઈને વિપરીત થાય છે. દેહને પોષનારા પૌદ્ગલિક વિષયોમાં અત્યંત આસક્તિ ધરાવે છે

અને દેહને નુકસાન કરનારા પદાર્થો ઉપર દ્વેષબુદ્ધિ રાખે છે. જીવ પોતાને દેહસ્વરૂપ માનવાથી દેહની સાથે સંબંધ ધરાવનાર વસ્તુ માત્રમાં નિરંતર રાગદ્વેષની પરિણતિવાળો બને છે. જેને લઇને તે કોઈ પણ વસ્તુના સાચા સ્વરૂપને ઓળખી શકતો નથી; કારણ કે જેનું કારણ જ અજ્ઞાનસ્વરૂપ છે, તેનું કાર્ય અથવા ફળ જ્ઞાનસ્વરૂપ ક્યાંથી હોઇ શકે ? જીવ દેહને પોતાના સ્વરૂપ માને છે એટલા માટે જ તેને જડ તથા જડના વિકારો બહુ ગમે છે. સુખ, શાંતિ, આનંદ તથા જીવનના આધારભૂત જડના વિકારોને માને છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, મકાન આદિ જડાત્મક બાહ્ય સંપત્તિને સુખનાં સાધન માનતો હોવાથી તે વસ્તુના વિયોગ તથા વિનાશથી પોતાને દુઃખી માની અત્યંત દિલગીર થાય છે. પૌદ્ગલિક વસ્તુઓના વિનાશથી પોતાનો વિનાશ માને છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચારીએ તો જીવને રતિ, અરતિ, ભય, શોક આદિના સંકલ્પો, વિકલ્પો તથા સ્ફૂરણાઓ થાય છે, તે બધું ય દેહાધ્યાસરૂપ અજ્ઞાનતાનું જ પરિણામ છે.

જ્યાં સુધી જીવ ' હું દેહસ્વરૂપ છું ' એવી દૃઢ શ્રદ્ધાવાળો હોય છે ત્યાં સુધી મિથ્યાત્વને લઇને બાહ્ય સંપત્તિનો સાચો ત્યાગી બની શકતો નથી. માતા, પિતા, સ્ત્રી, પુત્ર આદિ પરિવાર છોડવા છતાં પણ તેઓના ઉપરની મમતા ટળી શકતી નથી—પૌદ્ગલિક વિષયોની ઇચ્છા વિરામ પામી શકતી નથી. અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓના સંસર્ગથી આનંદ અને પ્રતિકૂળથી દિલગીરીની અસરવાળો રહ્યા કરે છે. બાહ્ય ધનસંપત્તિ અસાર જાણી છોડવા છતાં પણ શ્રીમંતોનો સંસર્ગ અને તેમની સેવાની ચાહના રાખ્યા કરે છે. અજ્ઞાનીઓએ માનેલી પૌદ્ગલિક સુંદર વસ્તુઓમાં આસક્તિને ધારણ કરે છે. પોતે જે નામથી ઓળખાતો હોય તેને માટે માયા–પ્રપંચને સેવે છે. દરેક પ્રકારનાં કષ્ટાનુષ્ઠાન કરીને ઉચ્ચ પુરુષોની કોટિમાં ગણત્રી કરાવવાની ઇચ્છાવાળો રહે છે. દેહાધ્યાસી પરિસહ તથા ઉપસર્ગ સહન કરવામાં નિરંતર કાયર હોય છે. જીવ બધી બાહ્ય સંપત્તિ છોડી શકે છે, પણ દેહને છોડી શકતો નથી, કારણ કે દેહને સાથે લઇને અવતરે છે અને બીજી બધી ય વસ્તુઓ પાછળથી મેળવે છે; માટે છોડેલી વસ્તુઓનો દેહ પાછો ઉપયોગ કરે છે અને પૌદ્ગલિક વસ્તુઓ સંબંધી સારાનરસાની ભાવના ભૂંસાતી નથી. પૌદ્ગલિક વસ્તુઓના વિનાશની આશંકાથી દિલગીરી ઉત્પન્ન થવી તે સ્પષ્ટ પુદ્ગલાનંદીપણાને સૂચવે છે.

રાગ, દ્વેષ, રતિ અરતિ, ભય, શોક, હર્ષ પૌદ્ગલિક વસ્તુને આશ્રયીને જ થાય છે. વિકાસી આત્માઓ સિવાયના વિલાસી જીવોને જીવન–વ્યવસ્થા પૌદ્ગલિક વસ્તુને અવલંબી રહેલી હોય છે. તેમના વિચારોમાં નિરંતર વિલાસપ્રિયતા જ રહેલી હોય છે. દેહાધ્યાસ અને વિલાસપ્રિયતાને ગાઢ સંબંધ છે, અને તે અજ્ઞાનતાનું પરિણામ છે. એમાંથી એકના અભાવે બીજાનો પણ અભાવ થઇ જાય છે. દેહાધ્યાસ છૂટે છે તો પુદ્ગલાનંદીપણું છૂટે અથવા પુદ્ગલાનંદીપણું છૂટે તો દેહાધ્યાસ છૂટે છે. બન્ને ખસી જવાથી સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય છે કે જે એક આત્માનું સ્વરૂપ છે. મૃત્યુથી ભયભીત થનાર તથા પોતાને દુઃખી માનનાર જીવ પોતાને સાચી રીતે ઓળખી શક્યો નથી. તેને દેહમાં જ પોતાપણાની શ્રદ્ધા છે. જ્યાં સુધી તીવ્ર રાગદ્વેષ હોય છે ત્યાં સુધી ગાઢ અજ્ઞાનતા હોય છે, અને જ્યાં રાગદ્વેષ મંદ છે ત્યાં મંદ અજ્ઞાનતા હોય છે. ક્ષયોપશમ થવાથી સમ્યગ્જ્ઞાન થાય છે અને ક્ષય થવાથી સંપૂર્ણ જ્ઞાન થાય છે, માટે અજ્ઞાનતાનું કારણ રાગદ્વેષ છે અને તે દેહમાં આત્મબુદ્ધિ થવાથી થાય છે.

રાગદ્વેષ કષાયસ્વરૂપ છે અર્થાત્ કષાયો રાગદ્વેષને ઓળખાવે છે. જેઓ માન, મોટાઇ, કીર્તિ, યશ મેળવવાના અભિલાષથી પ્રયાસ કરે છે, જેઓ પોતાની નિંદા, સ્તુતિ સાંભળીને હર્ષ શોક કરે છે, પોતાનું નામ અમર રાખવાને સ્મારકો બનાવે છે, બીજાએ કરેલા પોતાના ગુણાનુવાદો સાંભળીને બહુ રાજી થાય છે, બીજાની પાસેથી સત્કાર–સન્માન મેળવવાને હમેશાં ઉત્કંઠાવાળા રહે છે, પોતે નિર્ગુણી હોવા છતાં પણ વિકાસી ઉચ્ચ કોટિના મહાપુરુષોની પંક્તિમાં ગણાવા માયાનો આદર કરે છે, વિકાસી પુરુષો તરીકે બીજાની પાસેથી પૂજા–સત્કાર મેળવીને પોતે ગર્વથી ખૂબ ફૂલાય છે, એવા જીવોને દેહથી આત્મા ભિન્ન છે એવી જરા ય શ્રદ્ધા હોતી નથી; માટે તે અજ્ઞાની હોવાથી મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. તેઓ વિકાસના માર્ગથી અવળી દિશામાં પ્રયાસ કરવાવાળા હોય છે માટે તે આત્મવિકાસરૂપ ધર્મથી પરાઙ્મુખ હોવાથી નિર્જરાસ્વરૂપ મુક્તિ મેળવવાના અધિકારી નથી, કારણ કે તે પુદ્ગલાનંદીપણાને લઇને એક પ્રકારના વિલાસી કહેવાય છે. પૌદ્ગલિક વિષયો મેળવવાના આશયથી અથવા તો જનતામાં પૂજાવાની ઇચ્છાથી જેઓ ભાષાજ્ઞાન મેળવી શાસ્ત્રસિદ્ધાંતોનો અભ્યાસ કરે છે અથવા તો જપ-તપ નિમિત્તે અનેક પ્રકારનાં કષ્ટાનુષ્ઠાન કરે છે તેઓનો અંશમાત્ર પણ દેહાધ્યાસ ટળ્યો નથી, તેથી આત્મસ્વરૂપને પણ ઓળખી શકયા નથી અને તે વિષયાભિનંદી હોવાથી કષાયોનો આદર કરનારા હોય છે. આવા જીવોમાં મિથ્યાભિમાનની માત્રા અધિક રહેલી હોવાથી, ધાર્યા પ્રમાણે ઇચ્છા નિષ્ફળ જવાથી અથવા તો તેમનું અપમાન થવાથી ઘણો ક્રોધ કરે છે; માટે તે વસ્તુસ્થિતિની અજાણતાને લઇને અજ્ઞાની કહેવાય છે. પરને મોઢે જેઓ પોતાની પ્રશંસા સાંભળીને ફૂલાય છે તેમનામાં પ્રશંસાને લાયક એકે ગુણ હોતો નથી; કારણ કે ઉચ્ચ કોટિના ગુણવાન પુરુષો પોતાની પ્રશંસા સાંભળીને મિથ્યાભિમાનથી મદવાળા થતા નથી. પ્રશંસા સાંભળી મદમાં આવી જઈ ફૂલાવું તે એક નિર્ગુણતાની નિશાની છે. સંસારમાં કોઈક જ વિરલા પુરુષ હશે કે જે પ્રશંસા સાંભળીને રાજી ન થાય. ડાહ્યા અને બુદ્ધિશાળી કહેવાતા પુરુષોને પણ પ્રશંસા પ્રિય હોય છે. જેઓ પ્રશંસા સાંભળીને રાજી થાય છે તેઓ નિંદા સાંભળીને અવશ્ય દિલગીર થવાના જ. આ હર્ષ અને દિલગીરીનું કારણ દેહાસક્તિ સિવાય બીજું કાંઈ પણ હોતું નથી. આ દેહાસક્તિને અજ્ઞાનતા કહેવામાં આવે છે. દર્શનમોહનીયના દબાણ વગર પ્રશંસાની ઈચ્છા પણ થતી નથી માટે જ તે એક પ્રકારનું મિથ્યાત્વ છે.

જીવ જે ગતિમાં જાય છે તે ગતિમાં જે શરીરને ધારણ કરે છે તે શરીરની મમતાવાળો થાય છે, અને તે શરીરને છોડવું પસંદ કરતો નથી, કારણ કે અજ્ઞાનતાથી તેને દેહથી ભિન્ન હું જુદી વ્યક્તિ છું એમ જણાતું નથી, પણ અનાદિકાળના અભ્યાસને લઇને દેહનો નાશ થવાથી મારો નાશ થઇ જશે એવી દૃઢ શ્રદ્ધા હોય છે; માટે જ દેહની રક્ષા નિમિત્તે અનેક પ્રકારના અપરાધો કરે છે. અનેક જીવોનો વધ કરીને તેમના દેહથી પોતાના દેહને પોષે છે. પશુજીવનમાં જીવનારાઓને વિવેકદૃષ્ટિ ન હોવાથી અજ્ઞાનીઓ હોય છે; જેથી તેઓ દેહ તથા આત્માની ભિન્નતા જાણી શકતા નથી, પણ મનુષ્યજીવનમાં જીવનારા દેહધારીઓમાં વિવેકબુદ્ધિ હોય છે, તો પણ તેઓ દેહથી આત્મા ભિન્ન છે એમ જાણી શકતા નથી. માનવીઓ પશુ તથા મનુષ્યોનો મરતાં નજરે જુએ છે તેમ જ નિર્જીવ થયેલા કેવળ દેહને પણ જુએ છે છતાં તેમને દેહ તથા જીવની ભિન્નતા સમજાતી નથી, તે એક પશુ કરતાં પણ વધારે અજ્ઞાનતા કહી શકાય કેટલાક કહે છે કે–અમને પ્રભુનાં વચનો

ઉપર પૂર્ણ શ્રદ્ધા છે પણ તેમની પ્રવૃત્તિ જોતાં તેઓ અસત્ય બોલે છે અથવા તો તેઓ પ્રભુનાં વચનોનું રહસ્ય સમજ્યા નથી; કારણ કે પ્રભુએ કહ્યું છે કે: 'દેહથી આત્મા ભિન્ન છે, એટલા માટે બન્નેના સ્વભાવ જુદા છે. સમ્યગ્જ્ઞાન–દર્શન–ચારિત્ર સ્વભાવવાળો આત્મા છે અને સડવું, પડવું, નાશ પામવાના સ્વભાવવાળો દેહ છે. બન્ને સંયોગસંબંધથી ઓતપ્રોત થઇને રહેલા છે, માટે સંયોગની અવધિ પૂરી થતાં બન્ને છૂટા પડી જાય છે, જેને મરણ કહેવામાં આવે છે. આવા વિનાશ ધર્મવાળા જડસ્વરૂપ દેહનો સંયોગ જાળવી રાખવા અનેક જીવોનો વિનાશ કરનાર અજ્ઞાની છે. ગમે તેટલા પ્રયાસો કરવા છતાં પણ દેહ તથા આત્માનો સંયોગ શાશ્વત બની શકતો નથી. આયુષ્ય કર્મની સ્થિતિ પૂરી થવાથી બન્ને અવશ્ય છૂટા પડી જાય છે. જીવ–દેહના સંયોગને જાળવી રાખનાર આયુષ્ય કર્મ જ છે, પણ બીજા જીવોનાં નિર્જીવ શરીર નથી. આમ હોવા છતાં અજ્ઞાની જીવોને જેમ પોતાના શરીર પર મમતા હોવાથી છોડવું ગમતું નથી તેમ બીજા જીવો પણ મમતાને લઇને પોતાનાં શરીરને છોડવા રાજી નથી; છતાં બળાત્કારે તેમના પ્રાણોનો નાશ કરીને તેમનાં શરીરનો પોતાને જીવવા માટે ઉપયોગ કરે છે, તે તેમની એક અજ્ઞાનતા છે.'

પરમાત્મા કહે છે તે જ સાચું છે એવી દૃઢ શ્રદ્ધા હોય તો તેમના બતાવેલા માર્ગને અનુસરવો જોઇએ, પરંતુ સુખને માટે નિરંતર પ્રયાસ કરનારાઓ પ્રભુના માર્ગને ન અનુસરતા અજ્ઞાનીના માર્ગને અનુસરે છે. આત્મામાં રહેલા સ્વાધીન, અખંડ, નિત્ય સુખને વિસરી જઇને અર્થાત્ ન ઓળખીને પરાધીન ક્ષણવિનશ્વર સુખને માટે જડની ઉપાસના કરે છે કે જે પ્રવૃત્તિ પ્રભુનાં કથનથી તદ્દન વિરુદ્ધ છે, માટે જ તેવી પ્રવૃત્તિવાળા અજ્ઞાની કહેવાય છે. પ્રભુ પ્રશમ સુખને સાચું બતાવે છે અને ઇંદ્રિયોના વિષયસ્વરૂપ પૌદ્ગલિક સુખને સુખાભાસ બતાવે છે, કે જે એક દુ:ખસ્વરૂપ છે. આ બન્ને પ્રકારનાં સુખોમાંથી મિથ્યા સુખ ઉપર શ્રદ્ધા હોવાથી તેને મેળવવાને પ્રયાસ કરે છે. આ સુખથી સુખી થવાને વર્ણ, ગંધ, રસ, શબ્દ, સ્પર્શવાળા જડ તથા જડના વિકારોનો સંગ્રહ કરવો પડે છે; જેવાં કે: ધન, બાગ, બંગલા, વસ્ત્ર, આભૂષણ વગેરે વગેરે. આ જડ વસ્તુઓ સ્વાધીનપણે પ્રાપ્ત થવાથી જીવ પોતાને સુખી માને છે અને જ્યાં સુધી તે પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પોતાને દુ:ખી માને છે, કે જે એક પ્રભુનાં વચનની અશ્રદ્ધાનું પરિણામ છે. પ્રભુએ બતાવેલ પ્રશમ સુખ તેનાથી વિપરીત છે અને તે પૌદ્ગલિક વિષયોની ઇચ્છા ત્યાગવાથી પ્રાપ્ત થાય છે. આ સુખ ઇંદ્રિયો દ્વારા નથી થતું, કારણ કે ઇંદ્રિયો જડ છે અને તેનાથી ગ્રહણ થતી વસ્તુઓ પણ જડ છે; માટે તે પૌદ્ગલિક સુખ કહી શકાય, પણ પ્રશમ સુખ નહિ; કારણ કે પ્રશમ સુખ ચૈતન્યસ્વરૂપ છે, અને તે ઇંદ્રિયો ઉપર વિજય મેળવવાથી પ્રાપ્ત થઇ શકે છે. જેટલે અંશે પૌદ્ગલિક વિષયની ઇચ્છાઓ ઓછી થતી જાય છે તેટલે અંશે પ્રશમ સુખ પ્રાપ્ત થતું જાય છે. સંપૂર્ણ ઇચ્છાઓનો નાશ થવાથી સંપૂર્ણ પ્રશમ સુખ પ્રગટી નીકળે છે. આ પ્રશમ સુખ જીવનો સ્વભાવ હોવાથી નિરંતર તેની સાથે જ રહે છે, અને પૌદ્ગલિક સુખ જડનો સ્વભાવ હોવાથી જડનો વિયોગ થવાથી નષ્ટ થઇ જાય છે, અને તે એક જ જીવનમાં અનેક વખત પ્રાપ્ત થાય છે અને અનેક વખત નાશ પામે છે. મૃત્યુ પછીના જીવનમાં તો તેનો અંશમાત્ર પણ રહેતો નથી; કારણ કે મૃત્યુસમયે સુખ માટે મેળવેલી જડ વસ્તુઓનો સર્વથા વિયોગ થઇ જાય છે; પણ જીવસ્વરૂપ પ્રથમ સુખનો વિયોગ થતો નથી, માટે તે જન્માંતરમાં પણ જીવની સાથે

જ રહેલો હોય છે. આ સુખને જ પ્રભુ સુખ કહે છે, છતાં જીવાત્મા જડના સંયોગથી થવા-વાળા સુખને સુખ માને છે, તે પ્રભુનાં વચનથી વિપરીત શ્રદ્ધાવાળા હોવાથી અજ્ઞાની-મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. વસ્તુને તેના ધર્મથી વિપરીતપણે જાણવી તે મિથ્યાત્વ-અજ્ઞાન કહેવાય છે અને અવિપરીતપણે જાણવી તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે. મિથ્યાત્વને લઈને સંસારમાં ભ્રમણ એટલા માટે કરવું પડે છે કે વસ્તુમાં અછતા ધર્મનો આરોપ કરવામાં આવે છે; જેથી સાચી વસ્તુ ન જણાવાથી વિપરીત આચરણ કરીને સંસારભ્રમણનાં કારણરૂપ મિથ્યાજ્ઞાની જીવ કર્મ બાંધે છે, જેને ભોગવવા સંસારની ચારે ગતિમાં રઝળવું પડે છે.

વસ્તુમાં અછતા ગુણોનો આરોપ કરીને તેનો ઉપયોગ કરવાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થઇ શકતી નથી. ગુણ-દોષની સમ્યગ્વિચારણા વગર ગુણી બની શકાય નહિ. દેહને માટે ઉપયોગમાં આવતી પૌદ્ગલિક વસ્તુઓ કે જે એક દોષસ્વરૂપ છે અર્થાત્ આત્માને એકાંતે દૂષિત કરનારી છે તેમાં ગુણ માની મેળવવા પ્રયાસ કરવો અને આત્માના ગુણ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ કરવામાં દોષ માની તેનો પરિત્યાગ કરવો તે એક અજ્ઞાનતા કહેવાય છે. આત્માના સમ્યગ્જ્ઞાન જીવન-સુખને ઢાંકી દેનાર વસ્તુમાં ગુણ હોઈ શકે જ નહિ, પણ જેનાથી આત્મ-સ્વરૂપ વિકાસ પામે તેમાં જ ગુણ હોઇ શકે, કારણ કે અહીં ગુણદોષ સમ્યગ્દૃષ્ટિથી જોવાના છે, માટે જો સમ્યગ્દૃષ્ટિથી જોઇએ તો પૌદ્ગલિક વસ્તુમાત્રના ગુણો આત્મગુણના વિનાશક હોવાથી તે દોષસ્વરૂપ કહેવાય છે, તેથી તે આત્માને માટે સર્વથા નિરુપયોગી છે. જડ વસ્તુઓ દેહને ઉપયોગી થઇ શકે, કારણ કે તે જડથી દેહપુષ્ટિ મેળવી શકે છે. જે જીવો અજ્ઞાનતા-થી ઇંદ્રિયો દ્વારા ગ્રહણ થતા જડના ધર્મરૂપ વિષયોમાં આત્મિક સુખ માની આસક્તિ ધારણ કરે છે, તેમને સાચાં સુખ, શાંતિ, જીવન આદિ પ્રાપ્ત થઇ શકતાં નથી; કારણ કે તેઓ ઇંદ્રિયોના દાસ હોવાથી જડના ઉપાસક બની રહે છે.

જ્યાં સુધી ઇંદ્રિયોના વિષયરૂપ જડ વસ્તુથી આત્માનું અહિત સમજાતું નથી ત્યાં સુધી દેહાધ્યાસ ટળી શકતો નથી, અને જ્યાં સુધી દેહાધ્યાસપણું ટળતું નથી ત્યાં સુધી અંશમાત્ર પણ આત્મિક ગુણવિકાસ ન થાય તેવી સમજણથી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તે મિથ્યા જ્ઞાનપૂર્વકની પ્રવૃત્તિઓ હોવાથી મિથ્યાત્વ કહેવાય છે, માટે આત્મવિકાસની ઇચ્છાવાળા-એ દેહને આત્માથી સર્વથા ભિન્ન માની તેને માટે કરવામાં આવતી પૌદ્ગલિક વસ્તુમાત્રની આસક્તિ છોડી દેવી, જેથી સમ્યગ્જ્ઞાનસ્વરૂપ સમ્યક્ત્વ મેળવી આત્મવિકાસ સાધી શકાય.



# સાચી ઓળખાણ

(૧૯)

માનવી જ્યાં સુધી અણજાણ હોય છે ત્યાં સુધી તેને ઓળખાણની જરૂરત રહે છે. ઓળખાણ વગર સંસારનો વ્યવહાર ચાલી શકતો નથી. જીવ માનવ દેહે અવતર્યા પછી તરત જ સંકુચિત સંસ્કારની અવસ્થામાં પણ દ્રશ્ય જગતને ઓળખવા મથે છે, પણ અવિકસિત બુદ્ધિને લઈને ઓળખી શકતો નથી. તે જ્યારે વર્ષ દિવસનો થાય છે ત્યારે માતાપિતા આદિ સ્વજન વર્ગ સચેતન તથા અચેતન વસ્તુની ઓળખાણ કરાવે છે. વસ્તુ દેખાડી તેનું નામ વારંવાર સંભળાવે છે એટલે બાળક તે નામવાળી વસ્તુને ઓળખતું થાય છે. પછી કોઈ પણ વખતે તે નામ સાંભળવા માત્રથી તે વસ્તુને ઓળખી શકે છે, અથવા તો તે વસ્તુ જુએ છે કે તરત જ તેનું નામ ઉચ્ચારણ કરી તે જાણપણું બતાવે છે. જેમ જેમ વય વધતી જાય છે તેમ તેમ બુદ્ધિ તથા સંસ્કારનો વિકાસ થતો જાય છે અને અનેક માણસોના સહવાસમાં આવવાથી તેમ જ અનેક સ્થળોમાં ફરવાથી પોતાની બુધ્ધિના પ્રમાણમાં પોતાની મેળે અથવા તો માણસો દ્વારા અનેક વસ્તુઓને ઓળખતો થાય છે. પોતાના જીવનવ્યવસાયના ક્ષેત્રના સંબંધમાં આવતી તથા વપરાતી વસ્તુઓને સારી રીતે ઓળખી શકે છે, અર્થાત્ પોતાના ધંધાના અંગે સહવાસમાં આવતાં માણસોને, કરવામાં આવતી પ્રવૃત્તિઓને અને વ્યાપારને લગતી વસ્તુઓને સારી રીતે ઓળખે છે. જીવનમાં નિરુપયોગી અને સ્વપ્નમાં પણ ન મળનારી વસ્તુઓના નામ પણ તે વસ્તુઓના જાણકાર દ્વારા ઓળખે છે અને હું પણ અમુક વસ્તુઓનો જાણકાર છું એવું મિથ્યાભિમાન ધારણ કરે છે.

અનેક પ્રકારના સ્વાર્થને લક્ષમાં રાખીને માણસો એક બીજાની સાથે ઓળખાણ કરવાને હંમેશાં આતુર રહે છે, કારણ કે તેઓ ઓળખાણને એક પ્રકારની ખાણ માને છે. ધન, રૂપ, બળ અને સત્તાથી સમૃદ્ધ માણસોની ઓળખાણ ઘણી જ મહત્ત્વની ગણાય છે, છતાં ધનવાનની ઓળખાણને પ્રધાનતા આપવામાં આવે છે. ત્યાગી હોય કે ભોગી હોય, બધાયને બીજી ઓળખાણ ન હોય તો ચાલે પણ ધનવાનની ઓળખાણ વગર તો જીવન નિરસ લાગે છે, કારણ કે વૈષયિક કામનાઓ ધનવાન વગર સફળ થતી નથી, માટે ધન વગરનાને ધનવાનની ખુશામત કરીને પણ તેની ઓળખાણ કરવી પડે છે અને અનેક પ્રકારની તાબેદારી ઉઠાવીને તેને ટકાવી રાખવી પડે છે. ધનસમૃદ્ધ માણસો ધનવાનની ઓળખાણની ઓછી પરવા રાખે છે, કારણ કે તેમની પાસે ધન હોવાથી ધાર્યા પ્રમાણે કામના સફળ કરી શકે છે. વાસનાપૂર્ણ

ધનહીન ભોગી હોય છે તેમ કહેવાતા ત્યાગી પણ હોય છે. ત્યાગીમાં પણ કળાવાન, આવડતવાળા ત્યાગી, કાવાદાવાની કુશળતાથી જાડી બુદ્ધિના ધનવાનને વશ કરીને તેમના ધન તથા વૈષયિક વસ્તુઓથી વાસના પોષીને પોતાને કૃતકૃત્ય માને છે, ત્યારે આવડત વગરના ખુશામત કરીને પણ ધનવાનની ઓળખાણથી પોતાની ઈચ્છા પૂર્ણ કરે છે. ધનહીન ભોગી પણ ખુશામતથી અથવા તો કોઈ પણ પ્રકારની કળાથી ધનવાનની ઓળખાણ દ્વારા જીવન–નિર્વાહનાં સાધનો મેળવે છે તેમ જ વૈષયિક ઇચ્છાઓ પૂર્ણ કરે છે. ધનવાનની ઓળખાણની જેમ રૂપ, બળ તથા સત્તા સમૃદ્ધિની ઓળખાણો પણ ક્ષુદ્ર સ્વાર્થ સાધવા માટે માણસો કરે છે.

સકર્મક સંસારી જીવોને વૈષયિક સંસ્કારો અનાદિ કાળથી હોય છે. નિગોદની અવસ્થામાં પણ તિરોભાવે રહેલા હોય છે તેનો ઇંદ્રિયો તથા મનની સામગ્રી મળવાથી આવિર્ભાવ થાય છે. આહાર તથા વિષયોને માટે જોઇતી પૌદ્ગલિક વસ્તુઓની ઓળખાણ જીવને દરેક જીવનમાં કરાવવી પડતી નથી. પૂર્વના સંસ્કારોને લઇને પોતાની મેળે જ કરી લે છે, ફક્ત સાધારણ નિમિત્તની જરૂર પડે છે. વૈષયિક પ્રવૃત્તિ જોઇને કે સાંભળીને જીવની વિષયવાસનાઓ જાગૃત થઈ જાય છે. વિષયાસક્ત બનવા ઉપદેશની કે અભ્યાસ કરવાની જરૂર રહેતી નથી, તો ય વિષયને વધારે રસવાળો બનાવી આનંદ તથા સુખ વધારનાર પૌદ્ગલિક વસ્તુઓને ઓળખવા માટે નિરંતર કામાસક્ત વિષયના અનુભવી માણસોના સહવાસમાં રહીને અજ્ઞાત વૈષયિક વસ્તુઓને ઓળખે છે અને તેને મેળવવાને જોઈતા સાધનો માટે કાળજીપૂર્વક પરિશ્રમ કરે છે.

માનવી માત્ર સ્વાર્થ પૂરતી ઓળખાણ કરવાને વધારે કાળજી રાખે છે. જે વસ્તુથી અથવા માણસથી પોતાનો કાંઇ પણ સ્વાર્થ ન સધાતો હોય તેની ઉપેક્ષા કરે છે, સાધારણ જાણવા પૂરતું જ તે લક્ષ આપે છે. તો ય સંસારમાં પ્રધાન ગણાતી વિશિષ્ટ વ્યક્તિઓ તથા વિશિષ્ટ વસ્તુઓની ઓળખાણ કરવામાં કેટલાક માનવીઓ પોતાની મહત્તા સમજે છે. એટલે આવી ઓળખાણ કરવા જીવન તથા ધનનો વ્યય કરવામાં પણ સંકોચ રાખતા નથી અને ઓળખાણ કરીને ઘણો જ સંતોષ માને છે. વિશિષ્ટ વસ્તુઓની ઓળખાણ કરીને જનતા પાસેથી બુદ્ધિશાળી તથા વિદ્વાન્ તરીકેનું માન મેળવે છે, અને વિશિષ્ટ ગણાતી વ્યક્તિઓની ઓળખાણથી જીવનની સફળતા સમજે છે. ધનથી અથવા તો કોઇ પણ પ્રકારના સન્માનથી જગતમાં મોટા ગણાતાની અંદર પ્રાયઃ ગર્વની ગરમી રહે છે એટલે તેમનામાં સુધરેલી ઢબની નમ્રતા તથા સભ્યતા હોય છે તેથી તેઓ સાધારણ માણસોની ઓળખાણ રાખતાં સંકોચાય છે, છતાં તદ્દન સુધરેલી ઢબની વિશિષ્ટ વ્યકિતઓ સાધારણ અને ગરીબમાં ગરીબની પણ ઘણા જ ચાહથી નિઃસંકોચપણે ઓળખાણ રાખવામાં પોતાની મહત્તા સમજે છે, પણ તે સર્વસાધારણ સેવાના રૂપમાં હોવાથી તેવી ઓળખાણ જનતાનું માન પ્રાપ્ત કરાવી શકતી નથી એટલે આવી ઓળખાણથી માનવીને સંતોષ થતો નથી, કારણ કે સેવા નિમિત્તે ઓળખાણ રાખનારાઓનો આશય પ્રાયઃ જનતામાં બહુમાન તથા પ્રસિદ્ધિનો હોવાથી માનગર્ભિત લાગણી સિવાયની ઓળખાણ હોય છે અને તેમાં દયાની પ્રધાનતા હોય છે એટલે આવી ઓળખાણથી જનતામાં મહત્તા મળી શકતી નથી, તેથી સંતોષ પણ મળતો નથી.

જાણુવામાં અને ઓળખવામાં કાંઈક તફાવત રહે છે, ઉપયોગી તથા નિરુપયોગી પ્રસંગો, વસ્તુઓ તથા વ્યક્તિઓને સામાન્યપણે જાણવું તે જાણવું કહેવાય છે. જાણવામાં વધારે ઊંડા ઊતરવાનું હોતું નથી તેમ જ જાણેલાની મન ઉપર રાગ–દ્વેષ સંબંધી કાંઈ પણ અસર થતી નથી. જાણેલાનું સ્મરણ ઓછું થતું જાય છે અને કાળાંતરે સ્મરણમાંથી ભુંસાઈ જાય છે ત્યારે ઓળખવામા કાંઈક વિશિષ્ટતા રહેલી હોય છે. જો કે ઓળખવું પણ જાણવાને જ કહેવામાં આવે છે, ફરક માત્ર એટલો જ છે કે ગમે તેવા પ્રસંગને, વસ્તુને કે વ્યક્તિને લક્ષપૂર્વક જાણવી, ઊંડા ઊતરીને તેના રહસ્યને, ગુણુ–ધર્મને સાચી રીતે સમજી લેવું અને તેનાથી મન ઉપર રાગ અથવા તો દ્વેષની અસર થવી તે ઓળખવું કહેવાય છે. સામાન્ય જાણવામાં ઉપેક્ષા થાય છે, પણ વિશેષ જાણવારૂપ ઓળખવામાં પ્રાયઃ ઉપેક્ષા હોતી નથી. એટલા માટે જ ઓળખાણુની વિસ્મૃતિ નથી અને તે જીવન પર્યંત રહેવાવાળી હોય છે. ઓળખાણુથી જીવન ઉપયોગી સાધન અલ્પ પ્રયાસે મેળવી શકાય છે; લાગણી અને સ્નેહ જન્મે છે તથા પ્રીતિ અને મૈત્રી વધે છે. કેવળ જાણવા માત્રમાં આવી વિશિષ્ટતા હોતી નથી. જાણેલું ભુલાય છે પણ ઓળખેલું ભુલાતું નથી. જાણવાને ઘણી વખત અનિચ્છા દેખાડવામાં આવે છે; પણ ઓળખાણુ માટે તો ઉત્સુકતા અને રુચિ જણાવાય છે. સ્વાર્થ સાધવા માટે તો ઓળખાણુને અત્યંત આવકાર અપાય છે, અને જનતામાં ખાસ કરીને માણસની ઓળખાણુ તો અત્યંત ઉપયોગી મનાય છે.

આ પ્રમાણે મોહની શિખવણીથી દેહાધ્યાસી માનવી સ્વાર્થ માટે એટલે કે જીવનનિર્વાહના સાધન મેળવવાને અથવા તો વૈષયિક તૃષ્ણા શાંત કરવાને સચેતન તથા અચેતન વસ્તુઓની ઓળખાણુ કરે છે. આખો ય સંસાર ચર્મચક્ષુની ઓળખાણુનાં પ્રવાહમાં તણાઈ રહ્યો છે, વૈષયિક વાસનાના દૃઢ સંસ્કારને લઇને કેવળ વાસનાપોષક જ વસ્તુઓને ઓળખવા પ્રયાસ કરી રહ્યો છે. જે ઓળખાણુ વાસના શાંત કરવા પૂરતી કરવામાં આવે છે, તે વાસનાની ક્ષણિક શાંતિ થયા પછી ભુંસાઈ જાય છે; કારણુ કે જગત પરિવર્તનશીલ છે. જે ક્ષુદ્ર વાસના પોષવાને જેની ઓળખાણુ કરવામાં આવી હોય તેમાં પરિવર્તન થવાથી તે વાસના પોષવામાં અસમર્થ થઇ જાય છે એટલે માનવી તેની ઓળખાણુ રાખતો નથી જેમકે–ધનની વાસનાથી ધનવાનની ઓળખાણુ કરવામાં આવે છે અને તેના ધનથી પોતાની વાસનાઓ પોષે છે; પણુ તે ધનવાન ધનહીન થઈ જાય તો પછી તેની ઓળખાણુ કોઇ રાખતું નથી. કદાચ તે ધનહીન દશામાં ઓળખાણુના અંગે કોઈ પણુ પ્રકારના સહાયતા માગે તો જાણે તેને ઓળખાતા જ ન હોય તેમ તેની સાથે વર્તવા તૈયાર થઈ જાય છે, કોઇનું સુંદર રૂપ તથા આકૃતિનો ઉપયોગ કરવાને ઓળખાણુ કરાય છે અને ઇચ્છા પ્રમાણે વર્તાય છે, પણુ જ્યારે રૂપ તથા આકૃતિમાં પરિવર્તન થવાથી અણગમો થાય છે ત્યારે ઉપેક્ષા કરાય છે. આવી જ રીતે તાત્વિક વસ્તુથી અજ્ઞાત જગત વૈષયિક વૃત્તિપોષક ઓળખાણુને લઇને સંસારચક્રમાં ભ્રમણુ કરી રહ્યુ છે તે અંતર્દષ્ટિથી વસ્તુને ઓળખ્યા વગર સુખ, શાંતિની દરિદ્રતા દૂર કરી શકશે નહિ.

જ્ઞાનચક્ષુહીન અજ્ઞાની જીવો ક્ષણિક માટે જ કૃત્રિમ વસ્તુઓને ઓળખતા આવ્યા છે, અને તેથી પોતાની સર્વ સિદ્ધિ માની બેઠા છે, એટલે જ સાચી વસ્તુ મેળવી શક્યા નથી.

અને આત્માને શાશ્વત સુખસંપત્તિવાળો બનાવી શકયા નથી. માનવીને પ્રથમ તો પોતાની જ ઓળખાણ નથી. જે પોતાને સાચી રીતે ઓળખે છે તે જગતને સાચી રીતે ઓળખે છે અને જે જગતને સાચી રીતે ઓળખે છે તે જ પોતાને સારી રીતે ઓળખી શકે છે; માટે જ સમ્યગ્જ્ઞાની સત્પુરુષો સ્વ–પરના આત્માનો વિકાસ કરી શાશ્વત સુખ, શાંતિ તથા આનંદના ઉત્પાદક હોય છે. વીતરાગ, સર્વજ્ઞ દેવના સિદ્ધાંતોની દિશામાં નિરંતર ગમન કર્યા વગર પોતાને તથા જગતને સારી રીતે ઓળખી શકાય નહીં. ક્ષણિક જગતની વૈભાવિક વસ્તુને પ્રધાનતા આપી પ્રકૃતિસ્વરૂપ સાચી સ્વાભાવિક વસ્તુને ઓળખી આદર ન કરનાર વીતરાગના સિદ્ધાંતની દિશાથી વિમુખ હોય છે, માટે તેવાની વાચાળતાથી કોઈ પણ આત્માનું હિત થઇ શકતું નથી. પાંચે ઇંદ્રિયોના વિષયમાં આસક્ત રહીને આકતરી રીતે વિષયોને પોષીને સંતોષ તથા સુખ અનુભવનાર સુખ, શાંતિ, આનંદસ્વરૂપ અમર આત્માને ઓળખી શકયા નથી. મનુષ્ય દેહ તથા મનુષ્ય જીવન સકર્મક આત્માનો વિભાવ પર્યાય છે અને તે દેહ તથા જીવન બન્ને કર્મસ્વરૂપ હોવાથી જડાત્મક છે માટે તે ક્ષણવિનશ્વર વસ્તુઓ સાથે સંબંધ ધરાવે છે. અર્થાત્ ક્ષણિક વસ્તુઓના સંબંધથી ઉત્પત્તિ–વિનાશવાળો છે, છતાં દેહાધ્યાસીપણે સત્સ્વરૂપ આત્માને સાચી રીતે ન ઓળખીને દેહને જ પ્રધાનતા આપવી અને કૃત્રિમ નામ, સુખ, આનંદ તથા શાંતિ આદિના માટે કષાય તથા વિષયનો આશ્રય લેવો તે વસ્તુસ્થિતિનું અણજાણપણું સૂચવે છે, માટે જ તે વીતરાગના સિદ્ધાંત પ્રમાણે પોતાને સાચી રીતે ઓળખી શકયો નથી. જે વસ્તુ ત્રણે કાળમાં વિદ્યમાન રહે તે સત્–સાચી કહેવાય છે, અને જે પ્રત્યેક ક્ષણે બદલાય છે તે તાત્ત્વિક દૃષ્ટિથી સાચી ન કહેવાય. જે સાચી વસ્તુ છે તે ઉત્પન્ન થતી નથી માટે તે વિનાશ પણ પામતી નથી. જે સુખ, શાંતિ, આનંદ, જીવન આદિ ઉત્પન્ન થતાં નથી તે વિનાશ પણ પામતાં નથી, માટે તે જ સાચાં છે અને તે જ આનંદસ્વરૂપ છે. જે ઉત્પત્તિ–વિનાશવાળું છે અને જેની ઉત્પત્તિ–વિનાશમાં વિજાતીય દ્રવ્યની અપેક્ષા રહે છે તે સત્–સાચું નથી, અર્થાત્ આત્મસ્વરૂપ સુખાદિ સાચાં છે અને પૌદ્ગલિક વસ્તુઓથી ઉત્પન્ન થવાવાળાં બનાવટી છે; કારણ કે તે જડ વસ્તુઓના સંયોગથી ઉત્પન્ન થાય છે અને વિયોગથી વિનાશ પામે છે. અથવા તો સંયોગ દેખાવા છતાં પણ જડાત્મક વસ્તુઓમાં પ્રત્યેક ક્ષણે પરિવર્તન થવાથી સુખાદિમાં હ્રાસ થતો જણાય છે અને છેવટે નષ્ટ થાય છે માટે તે અસત્ છે.

સચેતન તથા અચેતન વસ્તુઓને સર્વજ્ઞદેવે જેવી રીતે ઓળખાવી છે તેવી જ રીતે ઓળખાણ થાય નહિ ત્યાં સુધી સાચી ઓળખાણ કહેવાય નહિ. અને તે સાચી ઓળખાણ મોહના ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય વગર થઈ શકતી નથી. મોહની ઓળખાવેલી બધી વસ્તુ જૂઠી છે, માટે મોહનો દાસ વિષયાસક્ત માનવી સાચું ઓળખી શકે નહિ તેમ જ ઓળખાવી પણ શકે નહિ. સારી રીતે જાણી શકે, જણાવી શકે ખરો પણ સાચી ઓળખાણના અભાવે સાચું ફળ મેળવી શકે નહિ. અનેક પ્રકારના દેહ ધારણ કરવારૂપ વિભાવ પર્યાયોમાં મોહની પ્રબળ સત્તા હોવાથી તે વિભાવ પર્યાયોને આત્મા સ્વ–સ્વરૂપે ઓળખે છે જેથી દેહનાં કૃત્રિમ નામની પ્રસિદ્ધિ માટે કષાયનો આશ્રય લે છે, અને દેહની સુખ–શાંતિ માટે જડ ધર્મ-સ્વરૂપ વિષયોમાં આસક્ત રહે છે. આત્માને (પોતાને) સાચી રીતે ઓળખ્યા વગર કેવળ ઇંદ્રિયોની કરવામાં આવતી ઓળખાણથી આત્માની શક્તિ તથા સ્વરૂપનો હ્રાસ થાય છે. એટલે

જ્ઞાનશક્તિથી નિર્બળ થયેલો આત્મા વસ્તુ માત્રને અવળી જાણે છે અને અસત્‌ને પ્રધાનતા આપે છે. વીતરાગ દેવે સત્‌ વસ્તુને પ્રધાનતા આપી છે માટે જે સત્‌ છે તે જ સત્ય છે. જે ક્ષણિક વસ્તુઓ દૃષ્ટિગોચર થાય છે તે સત્‌નું પરિણામ છે પણ અસ્થિર છે માટે ખોટી છે. જ્ઞાન, દર્શન, જીવન, સુખ, આનંદ આદિ સત્‌ છે અને તે આત્માના ધર્મ છે માટે તે ક્ષણિક નથી, કારણ કે તે ઉત્પત્તિ–વિનાશવાળા નથી પણ પરિણમન સ્વભાવવાળા છે છતાં શાશ્વત છે–નિત્ય છે માટે જ તે સત્‌ છે અને તે જ આત્મા છે. તે સિવાય પૌદ્‌ગલિક વસ્તુઓ પ્રત્યેક ક્ષણે પુરાય છે અને ગળે છે માટે ક્ષણિક છે તેથી તે અસત્‌ છે–અનિત્ય છે; તેથી જ સત્‌નો સત્‌પણે સ્વીકાર અને અસત્‌નો અસત્‌પણે બહિષ્કાર કરનાર આત્મા સ્વરૂપનો સંપૂર્ણ વિકાસ સાધી અમર પદ પ્રાપ્ત કરે છે.



## સાચી પવિત્રતા

[ ૧૭ ]

**પરમ**પવિત્ર સર્વજ્ઞ પ્રભુ પરમ ઉચ્ચ કોટિના આત્મા છે. બધા ય પ્રકારની અપવિત્રતાથી મુક્ત થઇને પવિત્ર બન્યા છે. જ્યાં સુધી કર્મનો સંસર્ગ હોય છે ત્યાં સુધી કોઇ પણ આત્મા પવિત્ર બની શકતો નથી. જેટલે અંશે કર્મની નિર્જરા થઇને આત્મિક ગુણ પ્રગટે છે તેટલે અંશે આત્મા પવિત્ર બને છે અને જ્યારે સર્વ કર્મથી મુક્ત થઈ જાય છે ત્યારે પરમ પવિત્રતા મેળવે છે. આત્મામાં સ્વાભાવિક પવિત્રતા રહેલી હોવાથી ઉપાયો દ્વારા પ્રગટ થઇ શકે; પણ સ્વભાવથી જ અપવિત્ર દેહ પવિત્ર બની શકે જ નહિ. દેહને પવિત્ર બનાવવાને માટે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે જેથી અશુચિ વસ્તુ દૂર થઈ શકે છે, પણ પવિત્ર બની શકતું નથી, કારણ કે શરીર મળમૂત્રાદિ સાત ધાતુઓના પિંડરૂપ છે, છતાં વ્યવહારમાં શરીરને બહારથી ચોંટેલી અશુચિ વસ્તુ દૂર થવાથી પવિત્ર માનવામાં આવે છે. પરન્તુ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો મળમૂત્રની ઉત્પત્તિનું સ્થાન જ શરીર હોવાથી તે પવિત્ર કેવી રીતે બની શકે? પાંચ ઇંદ્રિયોને ધારણ કરવાવાળા પશુઓ તથા માનવીઓના દેહને આશ્રયીને મળમૂત્રની ઉત્પત્તિ થાય છે. તેમાં પણ અપવિત્રતાનું કારણ તો માનવીઓનાં જ મળમૂત્ર હોઇ શકે છે, પણ પશુઓનું હોતું નથી, તેનો માનવી માત્રને પ્રત્યક્ષ અનુભવ થાય છે. માનવીના મળમૂત્રથી અપવિત્ર થયેલું સ્થાન ગાય, ભેંસ આદિ પશુઓના છાણરૂપ મળથી પવિત્ર થાય છે. ગોમૂત્ર ઘણાં પવિત્ર કાર્યોમાં વપરાય છે. ગોમૂત્ર છાંટવાથી અપવિત્ર સ્થળ પવિત્ર થાય છે. જ્યાં પશુ, પક્ષી આદિ પ્રાણીઓનો જ વસવાટ હોય એવા નિર્જન વગડામાં અપવિત્રતા કે અસ્વચ્છતા જેવું કાંઈ ખાસ હોતું નથી. ત્યાં આરોગ્યતા મેળવવાના અથવા તો મોજશોખના હેતુથી ધીમંતો તથા સાધારણ માણસો ઝૂંપડાં કે બંગલા બાંધીને હવા પાણીનો ઉપભોગ કરવા રહે છે, પણ તેમનો થોડા દિવસ વસવાટ થાય છે કે તરત જ તે સ્થળ માનવીઓના મળમૂત્રના સંસર્ગને લઇને અપવિત્ર તથા અસ્વચ્છ બની જાય છે. જેથી જે સ્થળ હવાપાણી સ્વચ્છ હોઇને આરોગ્યતા આપવાવાળું હતું તે બગડી જવાથી રોગોત્પત્તિનું કારણ બને છે. એકેંદ્રિય માટી, પાણી, પવન તથા અગ્નિ આદિ અસ્વચ્છ તથા અપવિત્ર સ્થળો તથા માનવદેહને પવિત્ર તથા સ્વચ્છ બનાવવા માટે વપરાય છે. આ બધું જોતાં સંસારમાં અસ્વચ્છતા તથા અપવિત્રતાનું કારણ માનવદેહ છે.

જગતમાં આત્મા સિવાય તાત્ત્વિક પવિત્રતા ક્યાંય નથી, છતાં દેહને પવિત્ર બનાવવાને

માટે જે કાંઇ પ્રયાસ કરવામાં આવે છે તે કોલસાને ધોળો બનાવવાના પ્રયત્નની જેમ નિષ્ફળ છે. આત્માને પવિત્ર બનાવવાને માટે ઉચિત પ્રવૃત્તિ કરવામાં તો સફળતા મળી શકે છે. ધોળું કપડું મેલથી કાળું થઇ ગયું હોય તો ક્ષાર આદિથી સાફ થઇ જવાથી ધોળું થાય છે, કારણ કે કપડામાં કાળાપણું સ્વાભાવિક નથી પણ મેલના સંસર્ગથી થયેલું છે એટલે કપડાનું સ્વાભાવિક ધોળાપણું આગંતુક મેલ દૂર થવાથી પ્રગટ થઈ શકે છે, પણ સ્વભાવથી જ કાળા કોલસાને ધોળા બનાવવા માટે ગમે તેટલા ઉપચાર કરવામાં આવે તો પણ તે ધોળા બની શકતા નથી પણ ઊલટી કાળાશ વધે છે. તેવી જ રીતે આત્મા સ્વાભાવિક સ્વચ્છ અને પવિત્ર હોવાથી આગંતુક કર્મજન્ય મલિનતા પ્રયત્ન કરવાથી દૂર થઇ જઇને આત્મા સ્વચ્છ બની શકે છે, પણ સ્વભાવથી જ અપવિત્ર દેહ પાણી તથા સુગંધી વસ્તુઓથી સ્વચ્છ તથા પવિત્ર બની શકતો જ નથી, પણ સ્વચ્છ બનાવવામાં વપરાતી વસ્તુઓ જ દેહના સંસર્ગથી અપવિત્ર તથા અસ્વચ્છ બની જાય છે, તે નીચેના ઉદાહરણથી સ્પષ્ટ સમજાય છે.

એક ગામની ભાગોળે કેટલાક ભંગી મેલાના ઢગલા કરતા હતા. પાસેથી જ એક ધોરી માર્ગ વહેતો હતો. કેટલાક વટેમાર્ગુ ત્યાંથી પસાર થતા હતા. તેમણે તીવ્ર દુર્ગંધને લઇને નાક તથા મોં કપડાંથી બંધ કર્યાં અને ઘૃણાથી મોં બગાડી વારે ઘડીએ થૂંકતા થૂંકતા જલદી જલદી ચાલવા માંડયું. એટલે વિષ્ટા બોલી કે–જુઓ, આ અમારી ઘૃણા કરે છે, પણ ગઇ કાલે જ અમને બજારમાં કંદોઈની દુકાનમાં સારાં ને સ્વચ્છ વાસણોમાં સ્વચ્છ કપડાથી ઢાંકી મૂકવામાં આવી હતી, ત્યારે આ અમારી ઘૃણા કરનારાઓ બજારમાં કંદોઇની દુકાન પર આવીને કંદોઈના રોકવા છતાં પણ કપડાં ઊંચાં કરીને અમને ઘણી જ ઉત્કંઠાથી જોતા હતા. પછી એમને પસંદ પડવાથી કંદોઇને મોં–માંગ્યું મૂલ્ય આપીને અમને ખરીદીને લઈ ગયા. અમે એમના દેહનો એક જ દિવસ સંસર્ગ કર્યો તેથી અમારી આ દશા થઇ છે. જેઓ અત્યંત પ્રેમથી અમારો આદરસત્કાર કરતા હતા તેઓ જ અમને ઘૃણાની દૃષ્ટિથી જોઇને અમારો તિરસ્કાર કરી રહ્યા છે, અને અમારા નામ પર થૂંકી રહ્યા છે. અમે તો ફક્ત એક જ દિવસ માનવદેહની સોબતમાં રહ્યાં છીએ એટલાથી અમારી આ દશા થઇ તો પછી ચોવીસે કલાક એ જ માનવની સોબતમાં રહેનાર આત્માની શી દશા થશે? તે કહેવાને માટે અમે અશક્ત છીએ. છતાં એટલું તો કહીશું કે અમે તો ચૈતન્યવિહોણા જડ છીએ એટલે આટલી જ માઠી દશા ભોગવીને આવતી કાલે જ સ્વાદિષ્ટ ફળાદિ અન્ન આદિની મધુરતાના રૂપમાં પરિણત થઇ જઈશું, પણ ચૈતન્ય હોઇને વિષયાસક્ત જડ બનેલા આત્માની અમારા કરતાં પણ અત્યંત માઠી દશા થવાની છે કે જેને સુધરતાં લાંબો કાળ નીકળી જશે.

આ પ્રમાણે અપવિત્ર તથા અસ્વચ્છ દેહની કોઈ પણ જડ વસ્તુથી શુદ્ધિ થઈ શકતી નથી. વ્યવહારમાં પાણી દ્વારા શુદ્ધિ માનવામાં આવે છે તે કહેવા પૂરતી બહારની ક્ષણિક શુદ્ધિ છે. ખરું જોતાં તો જેમ સ્વભાવથી જ કડવું કરિયાતું મીઠું બની શકતું નથી, તેમ સ્વભાવથી જ અપવિત્ર દેહ પવિત્ર બની શકે જ નહિ તો ય આત્મશુદ્ધિ થાય તો તેના સંસર્ગને લઇને પવિત્ર બની શકે છે અર્થાત્ સ્વભાવથી જ પવિત્ર આત્મા કર્મમુક્ત થઇને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યા પછી પવિત્ર થાય છે, તેના સંસર્ગથી દેહની શુદ્ધિ થઇ શકે છે, આત્માની શુદ્ધિ–પવિત્રતા એટલે કર્મના ક્ષયોપશમ તથા ક્ષયથી થવાવાળો આત્માનો વિકાસ.

પવિત્ર આત્માઓના પ્રભાવથી દેહથી ઉત્પન્ન થતા મળાદિ શુદ્ધ, સુગંધીમય બનીને ઔષધરૂપે પરિણમે છે, જેનાથી માનવીઓના અનેક પ્રકારના મહાવ્યાધિઓ મટી જાય છે. વિકાસી આત્માઓનો દેહ સુગંધમય તથા સ્વચ્છ હોય છે. અપવિત્ર શેષ દેહધારીઓ કરતાં શુદ્ધાત્મા-ઓના દેહમાં આત્મિક વિશિષ્ટતા હોવાથી અતિશયવાળાં કહેવાય છે. આવી રીતે વિકાસી આત્માના સંસર્ગ વગર દેહની શુદ્ધિ થઈ શકતી જ નથી, છતાં જેઓ આત્મશુદ્ધિની પ્રવૃત્તિ છોડીને આત્માની મલિનતા વધારનાર વૈષયિક વાસનાઓથી વાસિત થઇને અર્થાત્ નિરંતર અત્યંત આસક્તિભાવથી વિષય સેવીને દેહને શુદ્ધ, સ્વચ્છ તથા સુગંધમય બનાવવાને જે કાંઇ પ્રવૃત્તિ કરી રહ્યા છે તે તેમનું અપૂર્વ સાહસ જ કહી શકાય. અધ્યવસાયની શુદ્ધિ વગર આત્મશુદ્ધિ થઇ શકતી નથી. અનાદિ કાળથી રાગ–દ્વેષના ગાઢ સંસ્કારોને લઇને અશુદ્ધ અધ્યવસાય આત્માની પ્રકૃતિ જેવા બની ગયા છે અર્થાત્ અનાદિ કાળથી જ આત્મા અશુદ્ધ અધ્યવસાયવાળો છે, પણ પ્રથમ શુદ્ધ હતો અને પછીથી અશુદ્ધ થયો એવું કદાપિ બન્યું જ નથી. અશુધ્ધ અનાદિ કાળથી જે ચાલી આવી છે, કારણ કે તેના હેતુભૂત કર્મો અનાદિથી જ આત્માની સાથે ઓતપ્રોત થઇને રહ્યાં છે, માટે અશુધ્ધને શુધ્ધ બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પણ શુધ્ધને અશુધ્ધ ન થવા દેવા પ્રયાસ કરાતો નથી. જો શુધ્ધને અશુધ્ધ ન થવા દેવા માટે પણ પ્રયત્ન કરવો પડતો હોય તો પરમ વિશુધ્ધિને પામેલા અનંત સિધ્ધાત્મા-ઓને પણ પ્રવૃત્તિ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, પરંતુ સંપૂર્ણ શુધ્ધિ મેળવ્યા પછી આત્મા કૃતકૃત્ય થઈ જાય છે એટલે તેને કાંઇ પણ કરવાપણું રહેતું જ નથી. જેમ મેલાં કપડાંને ધોઇને ઊજળાં બનાવનાર ધોબી મેલ કાઢવા કપડાં ધોતાં પહેલાં કપડાંની સાથે મેલનો સબંધ કરાવનાર કપડાંનાં પ્રત્યેક તાંતણામાં રહેલી ચીકાસને કાઢવા માટે ખારવાળી ભઠ્ઠી ચઢાવે છે, જેથી દરેક તાંતણામાં રહેલી ચીકાસ તાંતણામાંથી છૂટી પડી જાય છે. પછી પાણીમાં ધોવાથી ચીકાસની સાથે જ મેલ ધોવાઇ જાય છે એટલે તે કપડું ઊજળું થાય છે. તેમ કર્મથી મેલા આત્માને ઊજળો (વિકાસી) બનાવનાર યોગી પુરુષ કર્મની સાથે સંબંધ કરાવનાર પ્રત્યેક આત્મપ્રદેશમાં રહેલી રાગ–દ્વેષની ચીકાસને કાઢવાને સમભાવરૂપ ખારથી ચીકાસને છૂટી પાડે છે, પછી શુધ્ધ અધ્યવસાયરૂપ પાણીથી આત્માને ધોઇ નાખે છે એટલે આત્મા ઊજળો થાય છે. તે રાગ–દ્વેષની ચીકાસ સંપૂર્ણ નીકળી જવાથી પાછો કર્મથી મેલો થતો નથી અર્થાત્ આત્મપ્રદેશ સાથે ચોંટેલી રાગ–દ્વેષની ચીકાસ સાફ થઈ ગયા પછી આત્માને કર્મ ચોંટતાં નથી, માટે સંપૂર્ણ વીતરાગ દશા પ્રાપ્ત કરનાર શુદ્ધાત્માને અશુધ્ધ ન થવા દેવા માટે કાંઈ પણ પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી, પણ અનાદિથી રાગ–દ્વેષગ્રસ્ત આત્માના અશુદ્ધ અધ્યવસાયોને શુદ્ધ બનાવવા માટે પ્રયાસ કરવામાં આવે છે. અશુદ્ધિ ટાળવા માટે ધાર્મિક વ્યાપારોનો આદર અને અધાર્મિક વ્યાપારોનો ત્યાગ કરવાની પવિત્ર પુરુષોએ ભલામણ કરી છે. સામાયિક (સમભાવ), પ્રતિક્રમણ (પાપોથી પશ્ચાત્તાપપૂર્વક પાછું ફરવું), દેવપૂજન તથા દર્શન, તીર્થપર્યટન, સંતસમાગમ, સત્શાસ્ત્રોનું વાંચન તથા શ્રવણ આદિ અધ્યવસાયની શુદ્ધિના નિમિત્ત બનાવ્યાં છે. આ બધા નિમિત્તોનો આશ્રય લેવા છતાં પણ જે અધ્યવસાયની શુધ્ધિ કરી શક્યા નથી અને તેના અંગે થનારી આત્મશુધ્ધિથી વંચિત રહી ગયા છે તેનાં ખાસ કારણો તો વસ્તુતત્ત્વની અજ્ઞાનતા, દેખાદેખી, અનુકરણ, અશ્રધ્ધા, અરુચિ અને ક્ષુદ્ર

વાસના આદિ છે કે જેને લઈને તપ, જપ, સંયમ આદિ અનેક પ્રકારનો ધાર્મિક વ્યાપાર કરવા છતાં પણ કષાય–વિષયની ઉગ્રતાને લઈને સમ્યગ્દર્શનાદિની સાચી સંપત્તિ મેળવી શક્યા નથી. જે માનવીને દૃઢ શ્રધ્ધા હોય કે સમ્યગ્દર્શનાદિ મારી સાચી સંપત્તિ છે, સુખસ્વરૂપ આત્મા છે, પરપૌદ્ગલિક વસ્તુનો ત્યાગ તે જ સાચી સ્વતંત્રતા છે, ઇચ્છાઓનો અનાદર કરવામાં જ શાંતિ છે, સર્વ કર્મોથી મુક્ત થઈ જવું તે જ સાચી વિશ્રાન્તિ છે, ઇત્યાદિ શ્રધ્ધાવાળો માનવી અધ્યવસાયોની શુધ્ધિ દ્વારા આત્મશુધ્ધિ સાધી શકે છે અને તે વિલાસોમાં અનુકૂળતા મેળવી આસક્તિ વધારવા દેહાદિની શુદ્ધિ તરફ લક્ષ આપતો નથી, કારણ કે તે વિકાસી છે, વિકાસની વાટે વળેલો છે.

પવિત્રતા એક પ્રકારનો અસાધારણ ધર્મ છે, અને તે આત્મા સિવાય બીજે કયાંય પણ રહી શકતો નથી. જેવી રીતે પવિત્રતા ધર્મ છે તેવી જ રીતે અપવિત્રતા પણ ધર્મ છે કે જે પૌદ્ગલિક જડાત્મક વસ્તુઓમાં રહે છે. પવિત્રતા જ્ઞાનાદિની સહભાવી છે ત્યારે અપવિત્રતા વર્ણ, ગંધાદિની સહભાવી છે. જે જ્ઞાનાદિનું આધારભૂત દ્રવ્ય છે તે પવિત્રતાનું પણ છે અને જે વર્ણાદિનું આધારભૂત દ્રવ્ય છે તે અપવિત્રતાનું પણ છે. આત્મા જે અપવિત્ર કહેવાય છે તે તાત્ત્વિક નથી, કર્મની ઉપાધિને લઈને કહેવાય છે. આત્મા તો સ્વચ્છ સ્ફટિક જેવો છે. સ્ફટિક વિચિત્ર વર્ણવાળી વસ્તુઓના સંસર્ગને લઈને વિચિત્ર વર્ણવાળો જણાય છે, છતાં તે વિચિત્રતા સ્ફટિકની નથી પણ સંબંધવાળી વસ્તુઓની છે. વ્યવહારથી ભલે સ્ફટિકને કાળું પીળું કહેવામાં આવે, પણ તે વર્ણ વિચિત્ર સંબંધવાળી વસ્તુઓ ખસી જવાથી ખસી જાય છે, ત્યારે સ્ફટિકની સ્વાભાવિક સ્વચ્છતા પ્રગટ થાય છે. ભિન્ન ધર્મવાળી વસ્તુઓનો સ્ફટિકની સાથે ગમે તેટલો સંબંધ થવા છતાં પણ સ્ફટિકની સ્વચ્છતામાં અંશ માત્ર પણ ફરક પડતો નથી. તેવી જ રીતે આત્માની જ્ઞાનસ્વરૂપ પવિત્રતા અનેક પ્રકારની અપવિત્ર જડાત્મક વસ્તુઓના સંસર્ગથી અંશ માત્ર પણ નષ્ટ થતી નથી. આત્મામાં અપવિત્રતા, અજ્ઞાનતા દેખાય છે તે જડાત્મક વસ્તુઓના સ્વચ્છ આત્મામાં પડતા ઓળા છે, માટે તે આત્મસ્વરૂપ નથી. તો ય વ્યવહારથી આત્મા અજ્ઞાની અપવિત્ર કહેવાય છે. તે જડસ્વરૂપ અપવિત્ર કર્મપુદ્ગલો ખસી ગયા પછી જ્ઞાનસ્વરૂપ પવિત્રતા પ્રગટ થવાથી જ્ઞાની પવિત્ર કહેવાય છે. મલિનતા ધર્મના અભાવવાળી સ્વચ્છ વસ્તુઓમાં અસ્વચ્છ મલિનતા ધર્મવાળી વસ્તુઓના ઓળા પડે છે અને તે સ્વચ્છ વસ્તુઓમાં દેખાય જ છે. જે દેખાય છે તે મલિન વસ્તુ છે, છતાં સ્વચ્છ વસ્તુમાં આરોપ કરીને સ્વચ્છ વસ્તુને અસ્વચ્છ તરીકે ઓળખવામાં આવે છે જેથી તેને વ્યવહાર કહેવામાં આવે છે.

આત્મા એક સ્વરૂપવાળો હોવા છતાં પણ કર્મના વિકારોને લઈને અનેક સ્વરૂપે ઓળખાય છે. અરૂપી, અભેદ્ય, અછેદ્ય આદિ વિકારોથી શૂન્ય હોવા છતાં રૂપ તથા ભેદન–છેદન આદિ કર્મના કાર્યોનો આત્મામાં આરોપ કરીને આત્માને અરૂપી, છેદ્ય, ભેદ્ય આદિ અવસ્થાવાળો માનવામાં આવે છે. જો કે વ્યવહારિક દૃષ્ટિએ એમ માનવાથી બાધ આવતો નથી, છતાં નૈશ્ચયિક દૃષ્ટિની ઉપેક્ષા કરી શકાય નહિ, કારણ કે વ્યવહારિક દૃષ્ટિ અતાત્ત્વિક છે અને નૈશ્ચયિક દૃષ્ટિ તાત્ત્વિક છે. જો કેવળ વ્યવહારિક દૃષ્ટિ માનીને નિશ્ચયનો નિષેધ કરવામાં આવે તો મૂળ શુદ્ધ વસ્તુનો અભાવ થઈ જાય છે. જેમકે કડું, કુંડળ, કંઠી આદિ ઘરેણાં માનવામાં

આવે અને સુવર્ણનો નિષેધ કરવામાં આવે તો સુવર્ણનો અભાવ થઇ જાય. તેમ શુદ્ધ આત્માનો નિષેધ કરવામાં આવે તો પછી નર, નારક આદિ અવસ્થા જેવું કશું રહેતું નથી અર્થાત્ પરિણામોને માનીને પરિણામનો નિષેધ થઈ શકે જ નહિ, કારણ કે પરિણામ વગર પરિણામી જેવી કોઈ વસ્તુ જ નથી. પરિણામ સ્વભાવ તથા વિભાવના ભેદથી બે પ્રકારનાં છે. કર્મના સંયોગથી થવાવાળા આત્માના પરિણામ તે વિભાવ અને શુદ્ધ આત્મામા થવાવાળા તે સ્વભાવ. આ બન્ને પ્રકારનાં પરિણામો પરિણામીના અભાવથી હોઈ શકે નહિ, માટે નૈશ્ચયિક દૃષ્ટિથી શુદ્ધ સ્વચ્છ સ્વરૂપવાળો આત્મા માન્યા વગર ચાલે નહિ. વ્યવહાર ચર્મચક્ષુથી જોનારો છે એટલે જ્યારે જ્યારે જેવું દેખાય ત્યારે તેવું માને છે, પરંતુ નિશ્ચય જ્ઞાનદૃષ્ટિથી જોનારો હોવાથી બચાવની મૂળભૂત તાત્ત્વિક વસ્તુને માને છે, અનેક પ્રકારની અશુદ્ધ અવસ્થામાં વ્યવહારવાળાને દૃષ્ટિગોચર થતા આત્માને એક શુદ્ધ સ્વરૂપે જ જુએ છે. ખાટા, ખારા, મીઠા તથા તીખા આદિ પદાર્થોના સંસર્ગને લઈને અનેક સ્વાદને ધારણ કરવાવાળા પાણીમાં મધુરતા માને છે. ત્યારે વ્યવહારવાળો સરબત, સોડા આદિ અનેક સ્વાદને જ માનવા માટે તાત્ત્વિક દૃષ્ટિથી જોયા વગર સાચી વસ્તુ દેખાય નહિ, તેથી સાચું સમજાય પણ નહિ.

આ પ્રમાણે વિચાર કરતા સંસારમાં એક આત્મા જ સાચી, શુદ્ધ, સ્વચ્છ, પવિત્ર વસ્તુ છે, બાકી આત્માની સાથે અનાદિકાળથી સંબંધ ધરાવનાર કર્મ અપવિત્ર, અશુદ્ધ છે. એટલે તેના કાર્યરૂપ જડાત્મક જગત અપવિત્ર છે, કારણ કે દૃશ્ય જાગૃત દેહસ્વરૂપ છે અને તે કર્મનો વિકાર હોવાથી પવિત્ર હોઈ શકે નહિ. કર્મ અત્યંત સૂક્ષ્મ હોવાથી ક્ષાયોપશમિક અથવા તો ક્ષાયિક અતિશાયી જ્ઞાન સિવાય પ્રત્યક્ષ દેખી શકાય નહિ, પણ તેના કાર્યરૂપ સ્થૂલ દેહોથી અનુમાનથી જાણી શકાય. જેટલા વિષયો છે તે બધા જીવે દેહપણે ધારણ કરેલા તથા ધારણ કરીને છોડી દીધેલા શરીરો છે. જીવને ભોગોપભોગમાં વપરાતી વસ્તુ માત્ર કર્મના કાર્યરૂપ શરીરો છે, જીવને ગ્રહણ કરેલા શુદ્ધ પુદ્ગલ સ્કંધો કે જેને વર્ગણા કહેવામાં આવે છે તે પાંચે ઇંદ્રિયોના વિષયરૂપે વાપરી શકાતા નથી, માટે તે ઇંદ્રિયોના અવિષયરૂપ છે. કર્મો સૂક્ષ્મપણાને લઇને અદૃશ્ય હોવાથી તેની અપવિત્રતા પણ અદૃશ્ય છે, છતાં દેહાદિની અપવિત્રતાથી તેની અપવિત્રતા સમજી શકાય છે, કારણ કે દેહમાં અપવિત્રતા કારણરૂપ કર્મની છે. કારણસ્વરૂપ કર્મમાં તથા કાર્યસ્વરૂપ દેહાદિમાં જે શુભાશુભપણું તથા શુદ્ધાશુદ્ધપણું કહેવાય છે તે વ્યવહારથી છે માટે તાત્ત્વિક નથી, કારણ કે શુભ હોય કે અશુભ, પણ જે કર્મને લઇને આત્મા શુદ્ધિ મેળવી શકતો નથી તે શુદ્ધ હોઈ શકે જ નહિ, માટે જ કર્મમાં શુદ્ધિ, પવિત્રતા કે શુભપણું અતાત્ત્વિક છે, માટે તેના કાર્યરૂપ દેહાદિમાં પણ અતાત્ત્વિક જ હોઈ શકે છે. જેટલે અંશે આત્મા કર્મથી મુક્ત થાય છે તેટલે અંશે તે શુદ્ધ થાય છે. સંપૂર્ણ મુક્ત થઈ જવાથી તે સંપૂર્ણ શુદ્ધિ મેળવી શકે છે માટે આત્માની સાચી પવિત્રતા પ્રગટ કરવા કર્મથી સંપૂર્ણ મુક્તિ મેળવવાની આવશ્યકતા છે.



# સત્યાસત્યવિવેક

( ૧૮ )

**સંસારમાં** માનવીને દેહ ઉપરથી મમત્વભાવ ઓછો કરીને દસ પંદર દિવસ આહારનો ત્યાગ કરવો જેટલો મુશ્કેલ છે તેનાથી પણ હજારગણી મુશ્કેલી સત્ય બોલવામાં નડે છે. જ્યાં સુધી માનવીમાં માન તથા સ્પૃહા રહેલાં હોય છે ત્યાં સુધી તે સત્ય બોલી શકતો નથી. પ્રથમ તો સત્યનું સ્વરૂપ જાણવું ઘણું જ કઠણ છે, અને વસ્તુને સાચી રીતે જાણ્યા વગર સાચું બોલી શકાતું નથી. અજ્ઞાની જીવ જગતને પોતાની બુદ્ધિ પ્રમાણે સમજીને સત્ય બોલવાનો દાવો કરે છે, પણ તે બધું ય વ્યર્થ છે; કારણ કે સત્ય બોલનારે પ્રથમ તો સંસારમાં સત્ તથા અસત્‌નું સ્વરૂપ સારી રીતે જાણવું જોઈએ. સંસારમાં એક આત્મા જ સત્ છે, બાકીનું બધું ય અસત્ છે. આત્મા સિવાયનું જડ જગત ક્ષણવિનશ્વર છે અને આત્મા ત્રણે કાળમાં એક સ્વરૂપે વિદ્યમાન રહેવાવાળો હોવાથી સત્ છે; માટે આત્માને ચૈતન્યસ્વરૂપ જાણી-સમજીને અને જડને સડણપડણ વિધ્વંસન સ્વભાવવાળું જાણીને બોલવાથી સત્ય બોલી શકાય છે.

સ્વાર્થી તથા સ્પૃહાવાળો માણસ સાચું બોલી શકતો નથી; કારણ કે સંસારમાં સ્વાર્થ તથા સ્પૃહા જડ વસ્તુને આશ્રયીને થાય છે. જ્યાં સુધી માનવી એમ સમજતો હોય કે જડ જગતની ઉપાસનાથી આત્માને શાંતિ તથા સુખ મળી શકે છે ત્યાં સુધી તે સાચું જાણે છે એમ કહી શકાય નહિ. અને સાચું જાણ્યા વગર સાચું બોલી શકાય જ કેમ ? મિથ્યા બોલવાનું કારણ જ મિથ્યા જ્ઞાન છે. જેને સ્વાર્થ અને સ્પૃહા કહેવામાં આવે છે તે મિથ્યા જ્ઞાનીઓમાં જ મળી આવે છે, સમ્યગ્ જ્ઞાનીઓમાં તે હોતાં નથી. મિથ્યા જ્ઞાન જડાસક્તિનું કારણ છે. જડાસક્તિ તે અજ્ઞાનતાનું લક્ષણ છે. આવો એક અણજાણ માણસ સાચું કેવી રીતે બોલી શકે ? સમ્યગ્જ્ઞાન વગર કેવળ આંખથી જોઇને કે કાનથી સાંભળીને જે સાચું બોલવાનો દાવો કરે છે તે ભૂલે છે; જેમકે, ઉનાળાના દિવસોમાં રેતાળ પ્રદેશમાં જે મૃગતૃષ્ણા દેખાય છે અર્થાત્ પાણી ભર્યું હોય તેવો પ્રદેશ દેખાય છે, જેને જોનાર જળાશય કહે છે પણ તે જળાશય હોતું નથી; માટે તેનું બોલવું સાચું નથી; કારણ કે તેનું જાણવું સાચું નથી. જેણે ધતૂરો પીધો હોય તે બધી વસ્તુઓ પીળી જોવાનો અને કહેવાનો, તેવી રીતે મોહનીયના નશાવાળો પણ બધી ય વસ્તુને વિપરીત જ જાણવાનો અને બોલવાનો. જેવું જોયું હોય તેવું કહેનાર મિથ્યા જ્ઞાની જીવ અજ્ઞાની જનતામાં ભલે સત્ય વક્તા કહેવાય પણ જ્ઞાનીપુરુષોની દૃષ્ટિમાં તો તે મિથ્યાભાષી જ કહી શકાય છે; કારણ કે વિપરીત બોધવાળાનો પ્રયાસ વિપરીત હોવાથી

તેનું પરિણામ વિપરીત આવે છે. જેનું પરિણામ વિપરીત આવે તે સાચું કેવી રીતે કહી શકાય? જગતે માની રાખેલ સાચું બોલવાથી જગતનો વ્યવહાર જાળવી શકાય ખરો, પણ વાસ્તવિકમાં પરમાર્થ દૃષ્ટિથી સાચું ન હોવાથી આત્મવિકાસમાં બાધકર્ત્તા થઇ પડે છે. પુદ્ગલાનંદી–અજ્ઞાની જગતમાં સત્ય વક્તાનું બિરુદ ધારણ કરનાર, વિકાસની વાટે વળેલા આત્માનંદી પુરુષોમાં પ્રમાણિકપણું મેળવી શકતો નથી, કારણ કે અજ્ઞાની અને જ્ઞાનીનો માર્ગ જુદો હોવાથી જે અજ્ઞાનીને ગમે તે જ્ઞાનીને ન ગમે. અજ્ઞાની દેહને આત્મા કહે ત્યારે જ્ઞાની દેહથી જુદો ચેતનવાળાને આત્મા કહે. આમ બેઉનો મતભેદ પડે એટલે અજ્ઞાનીની સાથે જ્ઞાની ન ભળે. બેઉનું જાણવું, માનવું અને બોલવું જુદું જ હોય છે. વસ્તુથી અણજાણ જીવો અજ્ઞાનીના બોલવાને સાચું માને ત્યારે વસ્તુને ઓળખનારા જ્ઞાની કહે છે તે સાચું છે એમ માને. તત્ત્વદૃષ્ટિથી જોતાં જ્ઞાનીઓનું કહેવું સાચું કહી શકાય કે જેને તાત્ત્વિક સત્ય કહેવામાં આવે છે, જેનું બીજું નામ લોકોત્તર સત્ય છે. આવું સાચું તો ઉચ્ચ કોટિના મહાપુરુષો બોલી શકે છે. સંસારમાં જેવું જણાય તેવું બોલનારને જે સત્યવક્તા કહેવામાં આવે છે તે લૌકિક સત્યને અનુસરીને છે. આવું સાચું બોલનારાઓ પણ ઘણા જ થોડા હોય છે.

ક્રોધી, લોભી, ભયભીત અને મશ્કરી કરનાર સાચું બોલી શકતા નથી. ક્રોધી માણસને ક્રોધ આવે છે ત્યારે ભાન ભૂલીને જૂઠું બોલે છે. સામેના માણસને દુઃખી કરવા અછતા દોષો બોલે છે. લોભી માણસ પણ મળેલી વસ્તુ સાચવવા અને નહિ મળેલી વસ્તુ મેળવવા સાચું બોલતો નથી. ભયભીત થયેલો માણસ ભયમાંથી છૂટી જવા જૂઠું બોલે છે. મશ્કરી કરનારાઓ જૂઠું બોલ્યા વગર મશ્કરી કરી શકતા નથી. આ ચાર કારણોને લઇને માણસો લૌકિક સત્ય પણ બોલતાં અચકાય છે.

માન તથા સ્વાર્થ સત્યના પૂર્ણ વિરોધી છે. બીજાની પાસેથી માન મેળવવાની લાલસાવાળા અસત્યનો ઉપયોગ કરે છે. કેવળ બોલવામાં જ સત્યનો ઉપયોગ થઇ શકતો નથી, પણ વિચારવામાં અને વર્તવામાં પણ સત્યનો ઉપયોગ થઇ શકે છે. સાચું બોલવું, સાચું વિચારવુ અને સાચું વર્તવું: આ પ્રમાણે મન, વચન અને કાયાના વ્યાપારો સાચા ય હોય છે અને જૂઠા ય હોય છે. સાચું કે જૂઠું બોલાય તેને તો મોટો ભાગ સારી રીતે સમજી શકે છે, પણ સાચું વિચારવું અને સાચું વર્તવું તેને તો સમજુ માણસો જ સમજી શકે છે. સાચુ વર્તવું એટલે પોતે જેવી સ્થિતિના હોય તેવી રીતે બહાર દેખાવું. કંગાલ હોવા છતાં શ્રીમંતાઇનો ઠાઠ રાખવો, મૂર્ખ હોવા છતાં વિદ્વાનનો ડોળ કરવો અર્થાત્ પોતાની પાસે જે વસ્તુ ન હોય તે દેખાડવાનો દંભ કરવો તે એક પ્રકારનું જૂઠું વર્તન કહેવાય છે, કે જેને અભિમાની, પ્રશંસાપ્રિય માણસો ચાહે છે અને હમેશા રાખે છે.

બધા ય સ્વાર્થ કરતા માણસને પ્રશંસા મેળવવાનો સ્વાર્થ ઘણો હોય છે, માટે તેને બીજાની પાસેથી પોતાનાં વખાણ કરાવવા જૂઠું બોલવાની અને જૂઠું વર્તવાની બહુ જ જરૂર રહે છે. માણસોને મનગમતા પણ તેમનાથી નહિ બની શકે તેવા કામોને 'મેં ઘણી સહેલાઇથી અને ઘણી વખત કરી નાખ્યા'–એવું કહીને હોશિયારી બતાવે છે અને તેવા કામો કરનારનો ખોટો ડોળ કરે છે; જેથી માણસો તેના વખાણ કરે છે, જેને સાંભળીને પોતે રાજી થાય છે. થોડું ભણ્યા હોય અથવા બિલકુલ ન ભણ્યા હોય, થોડું ધન હોય, થોડું બળ હોય વગેરે વગેરે

વસ્તુઓ થોડી હોવા છતાં પણ વિશેષ પ્રમાણમાં હોવાનું જણાવવાને જૂઠું બોલે છે અને જૂઠું વર્તન કરી દેખાડે છે. જેને લઇને બીજાઓ તેના વખાણ કરે છે કે જે સાંભળીને તે ફૂલાય છે, પણ તે વખાણ તથા રાજી થવું બન્ને જૂઠાં છે; કારણ કે માણસ જેનાં વખાણ કરે છે તે તેની પાસે નથી એટલે વખાણવું એ પણ જૂઠું છે અને રાજી થવું એ પણ જૂઠું છે. આવી રીતે જૂઠું બોલનાર તથા જૂઠું વર્તનારના વિચારો ક્યાંથી સાચા હોઈ શકે? બોલવું અને વર્તવું સાચું ત્યારે જ કહી શકાય કે જ્યારે વિચારો સાચા હોય; કારણ કે સાચા વિચાર વગર સાચું બોલી શકાય નહિ. જેમ જૂઠા વિચારથી સાચા વર્તનનો ડોળ કરી શકાય છે તેવી રીતે જૂઠા વિચારથી સાચું બોલવાનો ડોળ કરી શકાતો નથી. સંસારમાં બોલ્યા પ્રમાણે વર્તનારને સત્યવક્તા કહે છે, પણ વિચાર સાચા છે કે જૂઠા તે તરફ ધ્યાન અપાતું નથી. સ્થૂલ બુદ્ધિવાળા વર્તનને અનુસરીને બોલવામાં જ સાચાજૂઠાનું માપ કાઢે છે, પણ વિચારનું માપ કાઢી શકતા નથી. જેવી રીતે વચનનો અને કાયાનો વ્યાપાર પ્રત્યક્ષ થઈ શકે છે તેવી રીતે મનનો વ્યાપાર પ્રત્યક્ષ થઇ શકતો નથી. પણ બોલવા પ્રમાણે વર્તવાથી સાચા વિચારનું અનુમાન કરી શકાય છે. જો બોલવા પ્રમાણે ન વર્તે તો તેના વિચારો જૂઠા છે એમ અનુમાન કરી શકાય છે. સાચા વિચારોથી કદાચ સાચું ન વર્તી શકાય પણ સાચું તો બોલી શકાય છે. સાચું અથવા તો જૂઠું બોલવાનો કે વર્તવાનો આધાર વિચારો ઉપર રાખી શકાય છે. જે બોલવામાં કે વર્તવામાં વિચારો ભળે તે સાચું અને ન ભળે તે જૂઠું.

જેને માયા કહેવામાં આવે છે તે પણ આ અસત્યનું જ રૂપાંતર છે અર્થાત્ મનમાં કાંઇ બીજું અને બોલવામાં તથા વર્તવામાં કાંઈ બીજું. તે જ માયા છે કે જેને અસત્ય કહેવામાં આવે છે. માયા વગર અસત્ય બોલી શકાતું નથી અથવા વર્તી શકાતું નથી. બોલવા પ્રમાણે વર્તવા ઉપરથી તેના સાચા વિચારોનું અનુમાન કરીને 'આ સાચું બોલે છે' એમ કહેવામાં આવે છે ખરું, પણ બહારથી પરમાર્થ દૃષ્ટિ દેખાડીને જો સ્વાર્થ પોષવામાં આવતો હોય તો તે વિચારો બોલવા તથા વર્તવામાં ન ભળવાથી જૂઠા છે અને એટલા માટે તેનું બોલવું તથા વર્તવું પણ જૂઠું છે. વર્તનને અનુસરીને વિચારમાં સાચા જૂઠાપણું કહી શકાય પણ વિચારને અનુસરીને વર્તનમાં સાચાજૂઠાપણું કહી શકાતું નથી; એટલે કે વિચાર પ્રમાણે વર્તવું તે સાચું અને વિચારથી વિપરીત વર્તવું તે જૂઠું. કોઇ વસ્તુ મેળવવાના સ્વાર્થગર્ભિત વિચારો હોય અને તે જ પ્રમાણે વર્તનમાં પણ સ્વાર્થ તરી આવતો હોય તો તે સાચું કહેવાય. એવી રીતે કોઇ પણ ખરાબ કાર્ય કરવાના વિચારો હોય અને વર્તનમાં પણ ખરાબ કાર્યની છાયા પડતી હોય તો તે સાચું કહી શકાય. વિચારમાં સ્વાર્થ હોય અને વર્તનમાં પરમાર્થનો ડોળ કરવામાં આવતો હોય તો તેને જૂઠું કહેવામાં આવે છે. આવું વર્તન કરનાર માયાવી પણ કહેવાય છે. બોલવામાં તો વિચાર પ્રમાણે બોલી પણ શકાય છે; કારણ કે બોલતાં પહેલાં બીજાને સંભળાવવાને માટે વિચારમાં બધું ગોઠવીને જ માણસ બોલે છે. વિચારમાં ગોઠવ્યા વગર કાંઈ પણ બોલી શકાતું નથી. જૂઠું બોલી શકાતું નથી. જૂઠું બોલવાને માટે પણ જૂઠા વિચારો કરવા પડે છે, અને એટલા માટે જ વિચાર પ્રમાણે બોલવાનું કહેવાય છે. વિચારથી ભિન્ન બોલી શકાતું નથી છતાં તેમાં સાચાજૂઠાનું અંતર વર્તન જ પાડે છે. વિચાર પ્રમાણે બોલવામાં માયા પણ હોતી નથી, તો પણ બોલ્યા પ્રમાણે ન વર્તવાથી જૂઠું કહેવાય છે. વિચાર પ્રમાણે બોલીને પોતાનું વર્તન પણ તેવું હોય તો તે પણ સાચું કહેવાય છે. તાત્પર્ય

કે–મન, વચન અને કાયાના વ્યાપારની એકતાનું નામ સત્ય છે. એ ત્રણેમાંથી એકનું પણ વિપરીતપણું હોય તો તે જૂઠું કહેવાય છે.

તત્ત્વને જાણનારા મહાપુરુષો પણ વિચાર પ્રમાણે બોલવાનું કહે છે. તેમનું માનવું છે કે જ્યારે માણસ કોઈ પણ પ્રકારના વિચારો કરે છે ત્યારે અંતરજલ્પ થાય છે અર્થાત્ જ્યારે માનવી એવો વિચાર કરે કે મારે પ્રભુભક્તિ કરવી છે ત્યારે આ બધા ય અક્ષરોનો તેના ઘટમાં ઉચ્ચાર થાય છે. આ ઉચ્ચારને બીજો માણસ સાંભળી શકતો નથી, તો પણ પોતે તો સાંભળી શકે છે. આવી રીતે વિચાર પ્રમાણે વર્તવાનો નિયમ નથી. વિચારથી જુદું પણ વર્તી શકાય છે, તેવી રીતે બોલી શકાતું નથી. કોઈ માણસ આગળ કોઇ બીજી વ્યક્તિ વિષય સેવવાની વાત કરે તો તે વચન દ્વારા તિરસ્કાર કરીને વર્તનમાં ગ્લાનિ દેખાડે છે, છતાં તેના વિચારો તો વિષય સેવવાના હોય છે, એટલે બીજી વ્યક્તિની પરોક્ષમાં વિચાર અનુસાર જ વર્તે અને પોતાના અંગત માણસ આગળ વચનથી વિષયની પુષ્ટિ કરે તો બીજા માણસ આગળ બતાવેલાં વચન અને વર્તન બન્ને જૂઠાં છે, પણ પરોક્ષમાં તો વિચાર પ્રમાણે વર્તવાથી અને બોલવાથી સાચાં છે; કારણ કે સાચાજૂઠાનું સ્વરૂપ બારીકાઇથી તપાસીએ તો બીજી વ્યક્તિના જાણવા પ્રમાણે તેની રુબરુમાં કે તેની પીઠ પાછળ એક સરખી રીતે વર્તવું અને બોલવું તે સાચું, અને તેની પરોક્ષમાં વિપરીત વર્તવું અને બોલવું તે જૂઠું.

જે માણસો માન–પ્રતિષ્ઠાને ચાહે છે તેઓ ભાગ્યે જ સાચું બોલી શકે છે અને વર્તી શકે છે; કારણ કે જે વસ્તુનું માન મેળવવું છે તે વસ્તુ તેનામાં હોતી નથી, માટે જ તેને બીજા પાસે જૂઠું બોલી આડંબર કરવો પડે છે. જેઓ બીજાની પાસે જૂઠું માન મેળવવાની લાલસાવાળા હોય છે તેઓની મનોદશા બહુ જ દીન અને કંગાલ હોય છે, કારણ કે તેમને બીજાની અત્યંત ખુશામત કરવી પડે છે. માની માણસને પોતાનું બોલેલું જૂઠું જણાય તો ય તેને સાબિત કરવાને બીજાં ઘણાં જૂઠ઼ાં બોલવાં પડે છે. જૂઠું સાચાથી સાબિત થઇ શકતું નથી, પણ તે જૂઠાથી જ સાબિત થઈ શકે છે. જૂઠો માણસ જ કદાગ્રહનો આશ્રિત થઈ શકે છે, પણ સાચો થઇ શકતો નથી. માની માણસો અવશ્ય કદાગ્રહી હોય છે. જેઓ બુદ્ધિમત્તા અને વિદ્વત્તાનું અભિમાન ધરાવે છે તેમની અંદર અસહિષ્ણુતા હોવાથી કોઇ માણસ સાચી રીતે વસ્તુનું વર્ણન કરતો હોય તો તેને જૂઠું ઠરાવવા પોતે જૂઠાનો ઉપયોગ સારી રીતે કરે છે.

સરળતા વગર સાચું બોલી શકાય નહિ, અને તે સરળતા કહેવાતા વિદ્વાનો અને બુદ્ધિશાળીઓમાં ભાગ્યે જ નજરે આવે છે, કારણ કે તેમને પોતાની પ્રશંસા બહુ ગમે છે અને પ્રશંસાપ્રિય માણસ સરળ હોતા નથી. જૂઠું બોલ્યા વગર પોતાના મોઢે પોતાની પ્રશંસા થઈ શકે નહિ. કદાચ પ્રશંસા કરવામાં કંઈક સાચું હોય તો પણ જૂઠું મિશ્રણ થયા વગર રહેતું નથી. જો કે પરિણામ સાચું ન આવતું હોય તો પણ કહેવાતો વિદ્વાન્ અને બુદ્ધિશાળી માનહાનિના ભયથી અણજાણ બાબતોમાં જૂઠી રીતે માથું મારે છે. તેમની કોઈ સલાહ લે અથવા કાંઇ પ્રશ્ન પૂછે તો બુદ્ધિમત્તા અને વિદ્વત્તામાં ઊણપ ન આવવા દેવા માટે જૂઠાંનો ઉપયોગ કરે છે.

સંસારમાં વિશ્વાસઘાતી મહાપાપી કહેવાય છે. સાચું બોલતાં શિખ્યા વગર વિશ્વાસઘાતના મહાપાપથી બચી શકાતું નથી. ઘણાખરા માણસો કહેવાતા બુદ્ધિશાળીઓ, વિદ્વાનો અને જ્ઞાનીઓ ઉપર વિશ્વાસ રાખનારા હોય છે. તેમની પાસેથી માન મેળવવાને અને ક્ષુદ્ર વાસનાને પોષવાને જૂઠું બોલીને અને વર્તીને વિશ્વાસઘાત કરે છે. ઠગાઈ કરનારાઓ જૂઠું બોલવામાં બહુ હોશિયાર હોય છે. આ ઠગાઈ પણ વિશ્વાસઘાતનું રૂપાંતર છે; કારણ કે વિશ્વાસ રાખ્યા વગર ઠગી શકાતું નથી. બીજો માણસ વિશ્વાસ રાખે તો જ તેને ઠગી શકાય છે.

માણસ પ્રમાણિકપણાને ચાહે છે; પરંતુ સાચું બોલવાની દરિદ્રતા દૂર કરવાનો પ્રયાસ કરતા નથી અને તેથી કરીને જૂઠાણાનો આશ્રિત, ઠગ અને વિશ્વાસઘાતી પ્રમાણિકપણું મેળવી શકતો નથી. અણજાણ દુનિયા ભલે તેને પ્રમાણિક માને પણ જાણીતા માણસોમાં તો અપ્રમાણિકપણાનું ફળ મેળવે છે. જૂઠું બોલનાર અને વર્તનારને ઓળખવા છતાં અપ્રમાણિક માણસો અંગત સ્વાર્થને લઈને પ્રમાણિકપણાનું માન આપે છે, તેથી કાંઈ તે પ્રમાણિક બની શકતો નથી, અને અપ્રમાણિક માણસો પાસેથી પ્રમાણિકપણાનું માન મેળવી રાજી થવું તે એક જાતની મૂર્ખતા છે.

સાચું બોલવા માત્રથી કાંઇ આત્મવિકાસ કે શ્રેય થઈ શકતું નથી; કારણ સાચું દોષમિશ્રિત અને ગુણમિશ્રિત એમ બે પ્રકારનું છે. દોષમિશ્રિત સત્ય ભાગ્યે જ કોઇ બોલે છે, અને જે બોલે છે તે વસ્તુતત્ત્વના અણજાણ–બુદ્ધિ વગરના હોય છે. ગુણમિશ્રિત સત્ય બોલતાં ગુણી માણસો શરમાય છે. ચોરીના વિચારવાળો માણસ ચોરી કરીને પોતાને ચોરપણે બોલીને જણાવે છે તે સાચું બોલે છે છતાં સાચાનું ફળ જે આત્મશ્રેય છે તે મેળવી શકતો નથી. તેવી રીતે ઠગવાના વિચારવાળો બીજાને ઠગીને પોતાને ઠગપણે બોલીને જણાવે છે તો ય તે શ્રેય સાધી શકતો નથી, કારણ કે આ સાચું દોષમિશ્રિત છે. બુદ્ધિની નબળાઇને લઇને આ મહત્ત્વનાં કાર્યો છે એવી સમજણથી બીજા પાસેથી મહત્ત્વ મેળવવાને પોતાની વૃત્તિ, વર્તન અને વચનને સાચી રીતે જણાવે છે અને જેઓ આવાં કાર્યોને હલકાં માને છે તેઓ તો હલકા બનવાના ભયથી સાચી રીતે જણાવી શકતા નથી. ઉત્તમ આચારવિચારવાળા ગુણવાન પુરુષો પોતાને ગુણીપણે બોલી જણાવતાં શરમાય છે. તેમના વર્તન અને વિચાર સંબંધી કોઇ પૂછે તો જ તે નમ્રતાથી સાચી રીતે જણાવે છે. અવળાં કૃત્યો કરનારા દોષિત માણસો માનહાનિના ભયથી સાચું બોલી શકતા નથી અને જેઓ સાચું બોલવાનું સાહસ કરે છે તેઓ બુદ્ધિમત્તા, વિદ્વત્તા કે બીજી કોઈ પણ પ્રકારની કળાથી જનતામાં માન મેળવેલું હોવાથી માનહાનિનો ભય રાખતા નથી; કારણ કે પ્રથમથી જ કેટલાક માણસો તેના પક્ષપાતી હોવાથી દોષિત જણાતા છતાં પણ તેના ગુણ ગાયા કરે છે. જૂઠું બોલ્યા વગર પોતાનાં દુષ્કૃત્યો સંતાડી શકાતાં નથી માટે માનવીઓને જૂઠો આડંબર કરવો પડે છે. જ્યાં આડંબર હોય છે ત્યાં સાચાનો આદર ભાગ્યે જ થાય છે; કારણ કે આડંબર અસત્યનું રૂપાંતર જ છે. અછતી વસ્તુને દેખાડવી તે આડંબર કહેવાય છે. આવી રીતે માનવીઓ જૂઠું બોલવાને ટેવાઈ ગયેલા હોવાથી સાધારણ બાબતમાં પણ સાચું બોલી શકતા નથી.

ઘણાખરા માણસોને પોતાની મોટાઇ અને બીજાની હલકાઇ ગમે છે. જો સાચું બોલવામાં પોતાની મોટાઇ જળવાતી હોય તો સાચું બોલતાં અચકાતા નથી, પણ જો તેમને હલકાઇ

સમજાય તો જૂઠું બોલવાના. જૂઠું બોલ્યા વગર બીજાની પાસેથી મોટાઈ મેળવી શકાતી નથી. અણજાણપણે અથવા જાણતાં છતાં સ્વાર્થને લઇને બીજો માણસ પ્રશંસા કરીને મોટાઈ આપતો હોય અને પ્રશંસા કરાયેલા ગુણો તથા તેવી સ્થિતિ પોતાનામાં ન હોય તો અટકાવી શકતો નથી; અને પોતે રાજી થાય છે. જો પોતાનામાં કોઈ પણ તેવા પ્રકારના અવગુણો હોય અને સામેનો માણસ વખોડે તો તેને તરત અટકાવી દે છે. આ પ્રમાણે જેઓ સાચું સાંભળવાને પણ રાજી નથી, તેઓ સાચું કેવી રીતે બોલી શકે ? બીજાની જૂઠી રીતે કરવામાં આવતી હલકાઇને પોતે ખુશીથી સાંભળે પણ પોતાની સાચી રીતે કરવામાં આવતી હલકાઇને સાંભળી શકતો નથી, પણ જૂઠી રીતે કરાયેલી પ્રશંસાને સાંભળે છે. તાત્પર્ય કે–આવા માણસોને જૂઠું બોલવું ગમે છે અને જૂઠું સાંભળવું ગમે છે.

દ્વેષબુદ્ધિવાળા ઇર્ષ્યાળુ માણસો પણ સાચું બોલી શકતા નથી; કારણ કે એવા માણસો બીજાની સાચી પ્રશંસા સાંભળી શકતા નથી, એટલે તેમનામાં જૂઠા દોષોનો આરોપ કરે છે. આ પ્રમાણે સૂક્ષ્મ દૃષ્ટિથી સંસારને તપાસીએ તો માણસોમાં અનેક પ્રકારે જૂઠું બોલવાનો પ્રચાર થઈ રહ્યો છે. સાચું બોલનારા માણસો ઘણા જ થોડા પ્રમાણમાં જણાય છે. જ્યારે વ્યાવહારિક સાચું બોલવામાં ઘણી જ અછત જણાય છે, તો પછી પારમાર્થિક સત્ય બોલવામાં તો હજારોમાં ભાગ્યે જ એકાદ નીકળી આવશે અને પારમાર્થિક સાચું બોલ્યા વગર આત્મ-વિકાસ સાધી શકાય નહિ.



# સાચી સ્વાધીનતા

(૧૯)

કોઇને પણ પારકી તાબેદારી ઉઠાવવી ગમતી નથી, છતાં જીવનની જરૂરિયાતો પૂરી પાડવા પોતાની પાસે સાધન ન હોવાથી દુનિયાનો મોટો ભાગ પરાધીનતાની જાળમાં ફસાયો છે. એટલે તેમને અનિચ્છાએ પણ બીજાનાં વાણી, વિચાર અને વર્તન પ્રમાણે વર્તવું પડે છે. પોતાને ગમે કે ન ગમે, હિત થાય કે અહિત થાય, પણ સ્વામીપણે સ્વીકારેલાનું મન તો સાચવવું જ જોઇએ. રોગગ્રસ્ત હોય કે કોઇ પણ પ્રકારની ચિંતાગ્રસ્ત હોય તો ય વખતસર માલિકની સેવામાં હાજર થવું જ જોઇએ. આજીવિકા તૂટી જવાથી અને કુટુંબ પાળવાની ચિંતાથી માનવીને ફરજિયાત સ્વાધીનતાનો ત્યાગ કરવો પડે છે, પરંતુ મનમાંથી તો સ્વાધીનતા મેળવવાની ધગશ ભૂંસાતી નથી. ગમે તેટલાં કષ્ટ અને આપત્તિનો આદર કરીને પણ સ્વાધીનતા મેળવવા નિરંતર ચિંતાગ્રસ્ત રહે છે અને અનેક પ્રકારના અથાકપણે પ્રયાસ પણ કરે છે.

સંસારમાં માનવી માત્ર પ્રાયઃ ધનપ્રાપ્તિમાં સંપૂર્ણ સ્વાધીનતા માને છે, કારણ કે જડાત્મક સુખનાં સાધન મેળવી આપવાને ધન અદ્વિતીય સાધન છે. અજ્ઞાની જનતાએ વૈષયિક સુખની કામનાની પૂર્તિને જ સ્વાધીનતાપણે સ્વીકારી છે. જન્માંતરના વૈષયિક સુખના સંસ્કારને લઇને માનવીને જીવનનિર્વાહનાં સાધન અન્ન, વસ્ત્ર, મકાન આદિ મળે તો ય વૈષયિક સુખના સાધનના અભાવથી પોતાને દુઃખી માને છે એટલે સુખના સાધન મેળવવા જોઈતા વધુ ધન માટે ધનાઢ્યોની પરાધીનતા ભોગવે છે, શ્રીમંતોના અનાદર તથા તિરસ્કારને મૂંગે મોઢે સહન કરી લે છે. કેટલાક તો પોતાની સ્થિતિ કાંઇક સારી હોવા છતાં પણ બીજાનાં બાગ-બંગલા–મોટર–ચાકર આદિ જોઈને તેને મેળવવાની ઈચ્છાથી સહેલાઈથી અને શીઘ્રતાથી વધુ ધન મળે તેવો વ્યવસાય કરે છે, જેમાં પોતાના નિર્વાહનું પણ સાધન ખોઇ બેસવાથી અત્યંત દુઃખી થઇને ધનવાનોની પરાધીનતાની બેડીમાં વધુ જકડાય છે અને જીવન પર્યંત ગુલામીમાંથી છૂટી શકતો નથી.

રોગાદિ કારણોને લઇને ધનાઢ્યો પોતાની શારીરિક સ્થિતિ ગમે તેટલી નબળી હોય તો ય તેને ગણતા નથી, અણગમતા અનેક પ્રસંગોને લઇને સંક્લેશવાળી માનસિક સ્થિતિ હોય છતાં આર્થિક સ્થિતિ ઘણી જ સારી હોવાથી સ્વચ્છંદપણે વર્તીને પોતાને સુખી માને છે. પોતાની

પાસે સારા પ્રમાણમાં ધન હોય તો બીજાને આધીન રહેવાની જરૂરત નથી, કારણ કે જીવવાનું સાધન, મોજશોખનું સાધન અને ક્ષુદ્ર વાસનાઓ પોષવાનું સાધન પૈસા ખર્ચવાથી મળી શકે છે; તેમ જ મિથ્યાભિમાન પોષાય છે અને માનમોટાઇ પણ મેળવાય છે. ભણવાને કે કોઇ પણ કળા શિખવાને માટે બીજાની આધીનતા ભોગવવી પડતી નથી. પૈસાથી ભણેલા અને કળાવાળા ખરીદી શકાય છે. એટલે ધનાઢ્ય કાંઈ પણ ન ભણે કે ન શિખે તો ય ચાલી શકે છે. થોડા પૈસાવાળો સાધારણ સ્થિતિનો માણસ મોજશોખની વસ્તુઓ મેળવી શકતો નથી. ફક્ત જીવનનિર્વાહ પૂરતી ખાવા–પીવાની, પહેરવા–ઓઢવાની અને રહેવાની ઘર આદિ થોડી કીંમતની વસ્તુ સાદી–સાધારણ મેળવી શકે છે. પણ કેટલાક વ્યવહારિક પ્રસંગોમાંથી પસાર થવાને માટે તેને ધન મેળવવાની પરાધીનતા ભોગવવી પડે છે, નમ્ર થઇને રહેવું પડે છે અને બીજાઓની ખુશામત પણ કરવી પડે છે; પરંતુ પૈસાવાળાને માટે તો આમાંનું કશું ય કરવાનું હોતું નથી. સારામાં સારાં ભોજન, વસ્ત્ર, બાગ, બંગલા, મોટર, ચાકર વગેરે ધનવાન મેળવી શકે છે. પોતાની ઇચ્છા પ્રમાણે મોજશોખ કરી શકે છે. ગમે તેવા વ્યવહારિક પ્રસંગોમાં કોઈની પણ પરાધીનતા ભોગવવી પડતી નથી. બીજાઓ ભલે પૈસાવાળાની ખુશામત કરે છે પણ પૈસાવાળો તો કોઈની પણ કરતો નથી, માટે જ માનવી ધનાઢ્ય બનવાનો પ્રયાસ કરે છે. કરોડોની સંપત્તિ મેળવનાર સંપૂર્ણ સ્વાધીનતા મળી ગઇ છે એમ સમજીને પોતાને પરમ સુખી માને છે. આવી માન્યતાવાળા જપ–તપ–સંયમસ્વરૂપ ધર્મને એક બાજુએ મૂકીને અધર્મ, અનીતિ તથા કુવ્યાપાર કરીને પણ ધનાઢ્ય બનવાના ચોવીસે કલાક પ્રયાસ કરે છે. કેટલાક પ્રભુસેવા કે ગુરુભક્તિ આદિ ધર્મ કરે છે, પણ શીઘ્રતાથી અને વધુ પ્રમાણમાં ધન મેળવવા તથા વ્યવહારમાં સફળ થવા અને મેળવેલા ધનના રક્ષણ માટે જ હોય છે. થોડા જીવન માટે તૃષ્ણાના ઉપાસક બનીને ધન વધારવાની ધૂનમાં સંતોષનો અનાદર કરે છે. તેનું ખાસ કારણ તો જડાધીનતારૂપ વિષયાસક્તિ છે. દુનિયાને શું ગમે છે ? તે તરફ ધ્યાન આપીને પ્રવાહ વાળે છે. તે સારી રીતે સમજે છે કે કરોડોની સંપત્તિ થશે તો દુનિયામાં ગણ્યાગાંઠ્યા જ માનવી હશે કે જેમની પાસેથી કોઇ પણ પ્રકારનો ગુણ–ધર્મ–નીતિ–મોટાઇ–વાહવાહ કે સ્વર્ગાદિ પૈસાથી નહિ ખરીદી શકાય, બાકી તો જપ–તપ–સંયમનો આદર કરીને, કષ્ટાનુષ્ઠાન કરીને, અને ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવીને જે વસ્તુ મળી શકે છે તે પૈસા ખર્ચવાથી મળી શકશે; કારણ કે દુનિયામાં ક્ષુદ્ર વાસનાગ્રસ્ત માનવીનો મોટો ભાગ પૈસાથી આ બધી વસ્તુ આપી શકે છે. પ્રભુની દૃષ્ટિમાં ગમે તેમ હોય પણ આ મનુષ્ય દેહમાં તો દુનિયાને મનાવવાનું છે. દુનિયામાં દૃષ્ટિપાત કરતાં જણાય છે કે જપ–તપ–સંયમસ્વરૂપ ધર્મની ઉપાસના કરવાવાળા કરતાં પણ ધનની ઉપાસનાવાળા જનતામાં અત્યંત આદરનું પાત્ર બની રહ્યા છે, અને પોતાની ઇચ્છા કરતા વધુ સન્માન મેળવી રહ્યા છે, કે જેને કષ્ટાનુષ્ઠાન કરીને ધર્મની ઉપાસના કરવાવાળા આત્માર્થી જીવો પણ મેળવી શકતા નથી. ધર્મિષ્ઠની કીંમત કે કદર અથવા તો બહુમાન પ્રભુને ઓળખનાર જ કરી શકે છે, બાકી ધનવાનનું બહુમાન કરવાને તો પ્રભુને ઓળખવાની જરૂર નથી, કારણ કે જડાસક્ત માટે તો ધનવાન જ પ્રભુ છે એટલે તેમનું બહુમાન દરેક સ્થળે થાય જ છે અને તેના ગુણ ગવાય છે. ધર્મસ્થળોમાં પણ ધનવાનોની પ્રશંસા થાય છે, અને ધર્મના પડછાયાનો સ્પર્શ ન હોવા છતાં પણ ધર્મી તરીકે વખણાય છે અને ધર્મી કરતાં

પણ વધારે માન અપાય છે એટલું જ નહિ ધર્મી પણ, 'શેઠ ધર્મમાં લાખો ખરચે છે, ધન્ય છે' એમ કહીને મુક્ત કંઠે પ્રશંસા કરે છે. દુનિયામાં પણ ધનિક જ્યાં જાય છે ત્યાં પુષ્કળ માન મેળવે છે. પૈસા ખરચીને પણ ડીગ્રીઓ મેળવેલી હોવાથી જ્યાં ધર્મીને કોઇ ઊભું ન રાખે ત્યાં બહુમાનપૂર્વક પ્રવેશ મેળવી શકે છે.

આ પ્રમાણે ધનથી વૈષયિક સુખના સાધન મેળવીને પોતાને સંપૂર્ણ સ્વાધીન માનનાર અજ્ઞાનતાને લઇને વિપરીત સમજી રહ્યા છે. એકાંત પરાધીનતાને તેઓ સ્વાધીનતા માની બેઠા છે, કારણ કે પૌદ્ગલિક વસ્તુ માત્ર આત્માથી ભિન્ન-પર છે અને તેમાં સુખની શ્રદ્ધા હોવાથી ધનથી અનુકૂળ વિષયપોષક પૌદ્ગલિક વસ્તુઓ મેળવે છે અને તે દ્વારા સુખ ભોગવવાની ભાવનાથી તેને સારી સ્થિતિમાં રાખવાને અને નષ્ટ નહિ થવા દેવાને નિરંતર કાળજી રાખે છે, તેની વારંવાર સંભાળ લે છે. પોતાના સુખનું સાધન સમજીને તેના ઉપર પુષ્કળ મમતા રાખે છે. પરવસ્તુમાં જે મમતા થવી તે તેની પરાધીનતા છે. મમતા અને પરાધીનતામાં નામનો જ ફેર છે અને એક જ ભાવને જણાવે છે. જેમ જેમ પર વસ્તુ વધે છે તેમ તેમ પરાધીનતા પણ વધતી જાય છે. હજારની મમતાવાળો હજારને આધીન, લાખ-કરોડની મમતાવાળો લાખ-કરોડને આધીન એવી જ રીતે બાગ-બંગલા-વસ્ત્ર-ઘરેણાં આદિ વસ્તુઓ જેટલા પ્રમાણમાં વધારે હોય છે તેટલા જ પ્રમાણમાં મમતા વધવાથી પરાધીનતા વધે છે. અને એટલા માટે જ માનવી તે વસ્તુઓનો ફેરફાર થવાથી, નષ્ટ થવાથી કે ચોરાઇ જવાથી દુઃખી થાય છે. જે વસ્તુઓના સંયોગ-વિયોગથી જેને સુખ દુઃખ થાય છે તે વસ્તુઓનો તે દાસ કહેવાય છે. પૌદ્ગલિક વસ્તુનું સાચવવું, સંભાળવું, રક્ષણ કરવું આદિ તેની આધીનતા ન જળવાય ત્યાં સુધી પૌદ્ગલિક સુખ મેળવી શકાય નહિ. જેની પાસેથી કાંઇ પણ વસ્તુ મેળવવી હોય તેને આધીન રહીને તેની સેવા કરવી પડે છે. જડ વસ્તુઓ પાસેથી સુખ મેળવનાર તેનો ત્યાગ કે તિરસ્કાર કરી શકતો નથી તેમ જ સ્વાધીન પણ રહી શકતો નથી-પછી તે કહેવાતો ત્યાગી કેમ ન હોય.

આવતી કાલે માટે ખાવાને જેની પાસે શેર અન્નનો પણ સંગ્રહ નથી એવો સ્વાશ્રયી અને શ્રમજીવી નાના ઝૂંપડામાં રહેનાર કહેવાતો ગરીબ માણસ જેટલો સ્વાધીન અને સુખી છે, તેટલો રાજ્યના ભંડાર ભરી રાખનાર, અને દરેક બાબતમાં પોતાનાં દાસનો પણ દાસ, લક્ષ્મીની લાતો ખાઇને નબળો પડી જવાથી બંગલામાં પડી રહેનારો સુખી હોતો નથી, કારણ કે કહેવાતો શ્રીમંત ઘણીખરી પ્રવૃત્તિમાં પરાધીન હોય છે. એક શેર ભાર પણ ઉપાડી શકતો નથી. તેને માણસની જરૂર પડે છે. વાહન સિવાય એક માઇલ પણ ચાલી શકતો નથી. પોતાના જીવન ઉપયોગી કોઈ પણ કામમાં સ્વાધીન હોતો નથી. પૈસા વેરીને શીખેલા માણસો પાસેથી કામ લે છે-ત્યાં સુધી કે ધન તથા જીવનની રક્ષાને માટે તો મોંમાગ્યો પગાર આપીને પણ માણસો રાખે છે. શ્રીમંતાઇ દેખાડવાની ધૂનમાં ધન ઢોળીને પૌદ્ગલિક વસ્તુઓનો વધારે સંગ્રહ કરીને વધારે પરાધીન થવા છતાં પણ પોતાને સ્વાધીન માને છે તે તેની ટૂંકી અને અવળી બુધ્ધિનું જ પરિણામ છે.

કેટલાકનું માનવું છે કે, ધન-સ્વજન-કુટુંબ-હાટ-હવેલી-બાગ-બંગલા આદિ છોડી દેવા માત્રથી સ્વાધીનતા મળે છે અર્થાત્ આ બધું ય બાહ્યથી છોડી દઇને પોતાને સ્વાધીન માને છે, પણ તેમાં ય સ્વાધીનતા શોધી જડતી નથી. જ્યાં સુધી વૈષયિક વૃત્તિઓ વિરામ

પામે નહિ ત્યાં સુધી સ્વાધીનતાની આછી છાયા સરખી ય હોતી નથી. પાંચે ઇંદ્રિયોમાંથી કોઇ ઇંદ્રિયના વિષયની આસક્તિ પરાધીનતામાંથી છૂટવા દેતી નથી. જે કાંઈ વસ્તુ છોડવામાં આવે છે તે વિષયાસક્તિના સંસ્કારો ભુંસાઈ જવાને માટે જ હોય છે, છતાં બધું ય છોડી દઈને પાછી તે જ વિષયપોષક જડ વસ્તુઓની ઇચ્છા રહ્યા કરે અને તેથી તે ઈચ્છા પ્રમાણે તેને મેળવવા માયા–કષાયનો આદર કરીને છોડેલી વસ્તુઓ આડકતરી રીતે વાપરી આનંદ મનાવે તો તે સ્વાધીન કહી શકાય નહિ. જેનો આનંદ, સુખ તથા હર્ષ પરાધીન છે તે સ્વાધીન કેવી રીતે કહી શકાય? માયા–મૃષાથી અજ્ઞાની જનતાને મનાવવા માત્રથી અને વસ્તુસ્થિતિના અણજાણની સંમતિ માત્રથી તાત્ત્વિક વસ્તુ મળી શકતી નથી. મનગમતા રસોથી જીભનો વિષય પોષવાને, બાગ–બંગલા આદિથી આંખનો વિષય પોષવાને, સુંદર, કોમળ, આંખને ગમે તેવાં વસ્ત્રોથી સ્પર્શનો વિષય પોષવાને, વાહવાહ તથા મોટાઈથી અને અછતા ગુણોની પ્રશંસા સાંભળીને કાનનો વિષય પોષવાને માટે પૌદ્ગલિક વસ્તુઓથી સમૃધ્ધ પણ તાત્ત્વિક, વાણી, વિચાર તથા વર્તનના કંગાળ માણસોની તાબેદારી ઉઠાવવી પડે છે, તેમને આધીન થઈને ચાલવું પડે છે અને તેમનું બહુમાન કરવું પડે છે. જો કે તેઓ મિથ્યાભિમાન પોષાય અને વાસના તૃપ્ત થાય તેવી પૌદ્ગલિક વસ્તુઓ સિવાય સાચું સુખ તથા આનંદ આદિના કારણભૂત સ્વાધીનતા આપી શકતા નથી, પરંતુ ઊલટા પરાધીનતાના સંસ્કારો પુષ્ટ બનાવે છે, તો ય પોતાને સ્વાધીન તથા સુખી માને છે. જ્ઞાની મહાપુરુષોની દૃષ્ટિએ તો તે અજ્ઞાની–પામર પ્રાણી જ કહી શકાય, કારણ કે પરાધીનતા જડાસક્તિ સિવાય હોય નહિ અને જડાસક્તિનું કારણ વિષયાસક્તિ છે અને વિષયાસક્તને અવશ્ય કષાયોનો આશ્રય લેવો પડે છે; માટે જ જડાસક્ત અને વિષયી માણસ સ્વાધીનતા મેળવવાનો અધિકારી જ નથી.

વિલાસમાં પરાધીનતા છે અને વિકાસમાં સ્વાધીનતા છે. બંને એક બીજાનાં વિરોધીઓ છે, કારણ કે વિષયાસક્ત વિલાસી હોય છે તેને વિષયપોષક પૌદ્ગલિક વસ્તુઓની અત્યંત આવશ્યકતા રહે છે. તે સિવાય તો વિલાસ બની શકે નહિ, માટે વિલાસીને જડ વસ્તુઓ મેળવવાની તીવ્ર અભિલાષા રહ્યા કરે છે, તે જ તેની પરાધીનતાનું ચિહ્ન છે. પુદ્ગલાનંદીપણું એક પ્રકારનો વિલાસ છે, માટે તે વિલાસનો સંપૂર્ણ બાધક છે. પ્રભુ સંપૂર્ણ વિકાસી હોવાથી તેમની પાસેથી વિલાસ મળી શકતો નથી. વિલાસના આશ્રયમાં રહીને વિકાસ મેળવી શકાય નહિ. વિષયેચ્છાથી નિવૃત્ત થવું નથી; રહેવું છે વિલાસી (પરાધીન) અને વિકાસી(સ્વાધીન)પણાનું માન મેળવવું છે તે પ્રભુની પાસેથી તો મળી શકે તેમ નથી અને એટલા માટે જ વિલાસી માણસ પ્રભુની જરા ય દરકાર રાખતો નથી, પણ પૌદ્ગલિક વસ્તુઓના સ્વામી વિલાસીની તો ઘણી જ તાબેદારી ઉઠાવે છે, કારણ કે પુદ્ગલાનંદીને જોઇતી વસ્તુ વિલાસીની પાસેથી મળી શકે છે અને એટલા માટે જ તેઓ વિલાસીઓના અનુગ્રહ તથા મહેરબાનીના યાચક હોય છે. તેમની પ્રસન્નતા ટકાવી રાખવાને માટે તેમના વાણી, વિચાર તથા વર્તનની પ્રશંસા કરીને પણ પોતાના વિલાસની વાસના સંતોષે છે. જે આત્મિક ગુણો પ્રભુની આજ્ઞાનું પાલન કર્યા વગર મળી શકતા જ નથી તે ગુણોનો વિલાસીઓ દ્વારા પોતાનામાં મિથ્યા આરોપ કરાવીને પરમ હર્ષ માને છે. અને પોતાને તેવા ગુણસંપન્ન માનીને મિથ્યાભિમાનથી ફૂલાય છે. પોતે વિલાસીઓનો તાબેદાર હોવા છતાં પણ વિલાસની વસ્તુ વાપરવાથી ચઢેલા નશામાં નિઃસ્પૃહી–નિઃસ્વાર્થી વિકાસી પુરુષોના

માર્ગમાં રહીને વિલાસનો તિરસ્કાર કરી વિલાસીઓની ઉપેક્ષા કરનારા સ્વાધીન પુરુષોની અવગણના કરીને તેમને તુચ્છ સમજે છે અને જનતામાં પોતાને મહાન્ પ્રભાવશાળી તરીકે ઓળખાવે છે. તે પોતાને ઓળખનાર જ જડાસક્ત જીવોનાં લક્ષણ છે; કારણ કે વિકાસી પ્રભુની આજ્ઞામાં રહીને તેમની તાબેદારી ઉઠાવ્યા વગર મહાપ્રભાવશાળી બની શકાતું જ નથી. કાંઈ પણ આત્મિક શક્તિ પ્રગટ કર્યા વગર કેવળ દેવના દાસ બની તેની સહાયતાથી પણ પ્રભાવશાળી બની શકાય નહિ. વિલાસી દેવની સહાયતાથી પોતે પ્રભાવશાળી બનવું તે મિથ્યા છે; કારણ કે તે પ્રભાવ દેવનો છે પણ પોતાનો નથી. જેમ ધનાઢ્ય વિલાસીની સહાયતાથી મોટા કે પ્રભાવશાળી કહેવડાવી ફૂલાવું તે પામરતા છે તેમ દુનિયામાં મોટા બનવા વિલાસી દેવની ઉપાસના કરી, તેના દાસ બની તેની સહાયતાથી મોટા કે પ્રભાવશાળી કહેવડાવી પોતાની ક્ષુદ્ર વાસનાઓ પોષવી તે પણ પામરતા જ છે. આ પ્રમાણે વિચાર કરતાં કેવળ બહારથી જ ધન-સ્વજન-હાટ-હવેલી છોડવા માત્રથી જ સ્વાધીન બની શકાતું નથી.

આત્મવિકાસ માટે સાચી સ્વાધીનતા મેળવવાની ઇચ્છા રાખનારને તો સંપૂર્ણ વિકાસી પ્રભુનું આલંબન લેવાની અત્યંત આવશ્યકતા છે, કારણ કે સાચી સંપૂર્ણ સ્વાધીનતા વગર સંપૂર્ણ આત્મવિકાસ થઈ શકતો નથી. જેટલે અંશે આત્મા સ્વાધીનતા પ્રાપ્ત કરે છે એટલે અંશે પોતાનો વિકાસ સાધી શકે છે અને તે વગર તો સંસારમાં જીવનસુખ, શાંતિ તથા આનંદ જેવી કોઈ વસ્તુ નથી. જ્યાં શાશ્વતી વિશ્રાંતિ નથી અને જન્મ-મરણના પ્રવાહમાં આત્મા તણાયા કરે છે ત્યાં સુખ-શાંતિ ભોગવવાની ભ્રમણાથી સંતોષ માનવો તે આત્માની અનાદિ કાળથી ચાલી આવેલી મોટી ભૂલ છે. તેને ટાળવાને માટે અનાદિ કાળની સ્વચ્છંદતા, મોહગર્ભિત વર્તન છોડી દઇને સંપૂર્ણ વિકાસી પ્રભુની વાણી તથા વર્તનને અનુસરવાની ઘણી જ જરૂર છે. પ્રભુને આધીન થઇને ચાલવામાં વિલાસ તથા વિલાસીઓનું દાસત્વ છોડવું પડે છે. જડાસક્તિ છૂટયા વગર પ્રભુને આધીન થવાય નહિ અને પ્રભુને આધીન થઈને ચાલ્યા વગર સંપૂર્ણ સ્વાધીનતા મળી શકતી નથી. અને તે વગર તો આત્મા પોતાના ગુણોને મેળવીને વિકાસી બની શકતો નથી; માટે જ પ્રભુના સ્વરૂપને મેળવવું તે સાચી સ્વાધીનતા કહેવાય છે અને તે પાંચે ઇંદ્રિયોના વિષયની અસર ન થાય તો જ મેળવી શકાય છે. જ્યાં સુધી વિષયાસક્તિ હોય છે ત્યાં સુધી ઇંદ્રિયોના વિષયની અસર થયા વિના રહેતી નથી. જેમકે સુંદર રૂપ, આકૃતિ, બાગ-બંગલા આદિ વસ્તુઓ જોઇને ચિત્તવૃત્તિનું તે તરફ આકર્ષણ થાય છે અને એકદમ બોલી જવાય છે કે-અહા! કેવું સુંદર છે! મિષ્ટાન્ન આદિ વસ્તુઓ ખાઈને પ્રશંસા કરવી, સુગંધી વસ્તુઓની ગંધથી પ્રસન્ન થવું, પોતાની સ્તુતિ તથા પ્રશંસાનાં શબ્દો સાંભળીને ફૂલાઇ જવું, કોમળ સ્પર્શથી સુખશાંતિ અનુભવવી. આ પ્રમાણે જ્યાં સુધી વૈષયિક વસ્તુઓની અસર થાય છે ત્યાં સુધી જીવને જડાત્મક વસ્તુઓના સ્વામીની અત્યંત પરાધીનતા ભોગવવી પડે છે; માટે તે સ્વાધીનતા મેળવવાનો અધિકારી નથી.

મોહની છાયા આત્મા ઉપર રહેલી હોવાથી અનુકૂળતા તથા પ્રતિકૂળતાના સંસ્કારોને લઇને આત્મા નિરંતર કલેશ-ઉદ્વેગ-અશાંતિ તથા અસુખ ભોગવી રહ્યો છે, છતાં અનુકૂળતામાં પોતાને સુખી માને છે, ખુશી થાય છે અને આનંદ મનાવે છે; પણ તે તેની વિષયાસક્તિના નશા સિવાય સુખ, આનંદ જેવી કોઈ તાત્ત્વિક વસ્તુ જ નથી, પરવસ્તુમાં રહેલી અનુકૂળતા

તથા પ્રતિકૂળતામાં પરાધીનતા સરખી જ છે કારણ કે બંને મોહજન્ય છે. અનુકૂળતા રાગથી થાય છે અને પ્રતિકૂળતા દ્વેષથી થાય છે એટલે બંનેમાં અશાંતિ તથા સુખ રહેલાં છે, કર્મબંધ છે, આત્મગુણઘાત છે. ફરક અગ્નિ અને હિમ જેટલો છે. અગ્નિ દાહક છે તેમ હિમ પણ દાહક છે, પણ બંનેમાં વસ્તુને બાળવાના પ્રકાર જુદા છે. હિમ શીતળતાથી વસ્તુને બાળે છે અને અગ્નિ ઉષ્ણતાથી બાળે છે, તેમ પૌદ્ગલિક સુખ–આનંદ અનુકૂળપણે આત્મિક ગુણનો ઘાત કરે છે અને દુઃખ તથા ઉદ્વેગ આદિ પ્રતિકૂળપણે આત્મિક ગુણોનો નાશ કરે છે, જેમ સુખ–આનંદમાં કે દુઃખ–ઉદ્વેગમાં જડાધીનતા છે તે તાત્ત્વિક દૃષ્ટિથી કાંઇ પણ વસ્તુ જ નથી અને એટલા માટે જ તેમાં ઘણું જ અનિયતપણું તથા અસ્થિરપણું રહેલું છે. મોહગ્રસ્ત જીવોને જે વસ્તુ આજે અનુકૂળ જણાતી હોય તે જ વસ્તુ કાળાંતરે પ્રતિકૂળ થઈ જાય છે અને પ્રતિકૂળ હોય તે અનુકૂળ થાય છે, જેથી જીવોની મનોવૃત્તિમાં અસ્થિરતા કાયમ રહે છે. આ અસ્થિરતા જ પરાધીનતાનું ચિહ્ન છે. પાંચે ઇંદ્રિયો પોતાના વિષયોને ગ્રહણ કરે જ છે, પણ તેમાં અનુકૂળ–પ્રતિકૂળતા જેટલે અંશે મંદ હોય છે તેટલે અંશે આત્મા સ્વાધીનપણું મેળવી શકે છે. અર્થાત્ આત્મા ઇંદ્રિયો દ્વારા કેવળ સ્થૂળ પૌદ્ગલિક વસ્તુઓને જાણી શકે છે તેમાં જેટલે અંશે રાગ–દ્વેષની મંદતા હોય છે તેટલે અંશે આત્મા સ્વાધીન કહી શકાય; માટે જ પૌદ્ગલિક વસ્તુઓની જેને અસર મંદ થાય તે જ સાચી સ્વાધીનતા મેળવવાનો અધિકારી છે.



# વિવેકદૃષ્ટિ બનો

[ ૨૦ ]

કોઈ માનવી કષાય અથવા તો તિરસ્કારના ભાવોથી મોં બગાડીને કોઇ માણુસને કહી બેસે કે તું તો પશુ છે, તો ઉપશમભાવ વગરનો અજ્ઞાની જીવ તરત જ આશ્ચર્ય, શોક કે ક્રોધાદિના વિકારોથી ઘેરાઇ જશે; કારણ કે માનવ દેહધારી પુદ્‌ગલાનંદી અજ્ઞાની જીવ માત્ર પોતાને એમ માને છે કે–અમે માણુસ છીએ. આવા જડાસક્ત માણુસો આકાર માત્રને જ માણુસ માનનાર હોય છે, પણ માનવીની ઓળખાણ કરાવનાર લક્ષણો તરફ તેમનું લક્ષ હોતું નથી. દરેક વસ્તુને ઓળખાવવાને તેનામાં ખાસ ધર્મ રહેલો હોય છે, જેમકે મીઠાશ સાકરને ઓળખાવે છે, કડવાશ કરીઆતાને, ઉષ્ણુતા અગ્નિને, સુગંધી પુષ્પને અને ઉપયોગ આત્માને ઓળખાવે છે તેમ વિવેક ( માણુસાઈ ) માણુસને ઓળખાવે છે. જેમાં વિવેક ન હોય તે માત્ર આકારથી માણુસ કહેવાય અને તેથી તે માનવ જીવનનું તાત્ત્વિક ફળ મેળવી શકે નહિ. માનવીને જે મુક્તિનો અધિકારી જણાવ્યો છે તે વિવેકદૃષ્ટિ માનવીની અપેક્ષાથી જ છે, પણ વિવેકશૂન્ય માત્ર માનવદેહની અપેક્ષાથી નથી કહ્યો અને તેથી કરીને જ માનવીને યોગ્યતા અયોગ્યતાના પ્રમાણુમાં બધી ગતિનો અધિકારી વર્ણવ્યો છે.

જગતમાં વિવેક અનેક પ્રકારે ઓળખાય છે. કોઇ માણુસ કોઇને ત્યાં મળવા કે બેસવા જાય છે ત્યારે ઘરધણી મળવા આવનારને આવકાર આપે છે, ઊભો થઇ સામે જાય છે, ગાદી–તકીયા કે ખુરશી ઉપર બેસાડીને ક્ષેમ–કુશળ પૂછે છે, ચા–પાણી માટે આગ્રહ કરે છે. ઇત્યાદિ દેખીતી રીતે વિનય ભરેલા વર્તાવને–પછી ભલે મનમાં તિરસ્કાર જ કેમ ન હોય તો પણ તેને વિવેક કહેવામાં આવે છે. લગ્ન તથા જન્મમરણુના પ્રસંગોએ એક બીજાને ત્યાં જવું, કાંઈ પણ કામ માટે પૂછવું અને બતાવે કે ન બતાવે તો પણ ઉત્સાહ બતાવી કોઇ પણ કામ કરવા મંડી પડવું, આવું આચરણ પણ વિવેક તરીકે ઓળખાય છે. નહિ ચાલે, જવું પડશે, રહેવું પડશે, આવવું પડશે, છૂટકો નથી, કરવું પડશે, આપવું પડશે, ખોટું દેખાય, નમવું પડશે, ઈત્યાદિ જે લોકવ્યવહાર મરજી વગર–અનિચ્છાએ પણ ફરજિયાત કરવામાં આવે છે કે જે એક પ્રકારનો દંભ છે તેને પણ લૌકિક જનતા વિવેક કહે છે. જેનાથી પોતાનો સ્વાર્થ સારી રીતે સધાતો હોય તેવાને તન, મન, ધનથી મદદ કરવી, બિમારીની અવસ્થામાં સેવા કરવી, પોતાનો કામધંધો છોડીને પણ વખતનો ભોગ આપવો–આવો પણ એક પ્રકારનો વિવેક મનાય છે. રસ્તામાં બે ત્રણુ જણુ વાતો કરતા ચાલ્યા જતા હોય અને સામેથી સુખી–ધનાઢ્ય કોઈ પરિચિત

માનવી મળે તો મોં ઉપર ખૂબ જ પ્રસન્નતા દેખાડીને હાથ જોડવાપૂર્વક તેના અત્યંત વખાણ કરવા, છતા અછતા ગુણો ગાવા, તેના કાર્યોની શ્રેષ્ઠતા બતાવીને પ્રશંસા કરવી અને પછી છૂટા પડીને પોતપોતાને રસ્તે ચાલવા માંડયું કે તરત જ તેની પીઠ પાછળ તેના દોષો બતાવીને વખોડવું-આવો પણ એક રીતે વિવેક ગણાય છે. આ પ્રમાણે જગતમાં વસનારા માણસોએ અનેક પ્રકારે વિવેકની વ્યવસ્થા કરી છે પણ જે વિવેકથી માણસ બની શકાય છે તે વિવેક જુદા જ પ્રકારનો છે. માણસને મુક્તિનો અધિકારી બનાવનાર વિવેકમાં જડાસક્તિ-સ્વાર્થ-પ્રપંચ-દંભ કે મિથ્યા આડંબર જેવું કશું ય હોતું નથી. જડ-ચૈતન્યના સંયોગસ્વરૂપ બનાવટી સંસારમાં અનેક પ્રકારની વસ્તુઓ દૃષ્ટિગોચર થઇ રહી છે. આ બધી વસ્તુઓમાં નકામું કાંઈ પણ નથી અને જે નકામું છે તે આકાશપુષ્પની જેમ અભાવસ્વરૂપ છે. એટલે કે તે નથી જ. કોઇને પણ જરૂર ન પડે એવી વસ્તુની સંસારમા હયાતી જ નથી. ઉપયોગી બધી વસ્તુઓની બધા જીવોને જરૂર પડતી નથી. કોઇને કોઇ વસ્તુની જરૂર હોય છે તો બીજાને બીજી વસ્તુની જરૂર હોય છે, અર્થાત્ એકને જે વસ્તુ ઉપયોગી હોય છે તે જ વસ્તુ બીજાને નિરુપયોગી હોય છે. અને એટલા માટે જ વસ્તુઓના બે ભાગ પડે છે અથવા તો વસ્તુઓ બે પ્રકારની હોય છે. તેમાં એક હેય-ત્યાગવા યોગ્ય અને બીજી ઉપાદેય એટલે ગ્રહણ કરવા યોગ્ય છે. એક વસ્તુ એકને હેય હોય છે ત્યારે તે જ વસ્તુ બીજાને ઉપાદેય હોય છે. આ બંને પ્રકારની વસ્તુઓને સાચી રીતે ઓળખીને ઉપાદેય વસ્તુઓનો આદર અને હેય વસ્તુઓનો ત્યાગ કરવો તે તાત્ત્વિક વિવેક કહેવાય છે.

સંસારમાં સકર્મક જીવોના કર્મને લઇને અનેક ભેદ પડ્યા છે તેવી જ રીતે જીવોએ ગ્રહણ કરેલા પુદ્ગલ સ્કંધસ્વરૂપ દેહોમાં પણ કર્મને લઇને જ ભિન્ન ભિન્ન સંસ્થાન-આકૃતિ તથા વર્ણાદિમા વિવિધતા જણાય છે. દેહાદિ રૂપી જડ વસ્તુ અને અરૂપી આત્મા ચેતનસ્વરૂપ બંનેમાં પરસ્પર હેયોપાદેયતા રહેલી છે. ભિન્ન ગુણધર્મવાળી વસ્તુઓ પરસ્પર એકબીજાને માટે હેય હોય છે, કારણ કે આવી વસ્તુઓ પરસ્પર એકબીજાની પ્રકૃતિમાં વિકૃતિ ઉત્પન્ન કરે છે. જે વસ્તુઓ પરસ્પર એકબીજીની પ્રકૃતિની પોષક હોય તેવી વસ્તુઓ એકબીજીને માટે ઉપાદેય હોઇ શકે છે. આત્માને માટે જડાત્મક વસ્તુ માત્ર હેય-ત્યાગવા યોગ્ય છે, કારણ કે જડ તથા જડના વિકારસ્વરૂપ વસ્તુઓ આત્માની જ્ઞાનાદિ પ્રકૃતિઓને વિકૃત બનાવે છે. જેનું પ્રત્યક્ષ હેયોપાદેય વસ્તુઓના ત્યાગ તથા ગ્રહણરૂપ વિવેક દ્વારા આત્મવિકાસ કરનારા જ્ઞાની પોતે તો છે જ પણ તેમના વચનોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરનારાઓને પણ હોય છે કે અનાદિ કાળથી જડ સ્વરૂપ કર્મ તથા કર્મના વિકારસ્વરૂપ કષાયવિષયના ઉપાદેયપણાથી-આદર કરવાથી આત્મામાં થયેલી વિકૃતિને લઇને અનેક ભેદવાળા આત્મા જણાય છે. જે ચાર ગતિ અને ચોરાસી લાખ જીવાયોનિ કહેવાય છે તે આત્માની વિકૃત દશાનું પરિણામ છે અને તે હેય વસ્તુઓના આદર કરવાથી જ આવ્યું છે.

હેય-ઉપાદેય વસ્તુઓને જાણવા માત્રથી વિવેકી કહેવાય નહિ, કારણ કે બીજાનું જણાવેલું જાણનારાઓ પણ અવિવેકનું ફળ મેળવી શકે છે માટે બીજાનું-જ્ઞાનીઓનું જણાવેલું જાણીને તેના આલંબનથી પોતે જ્ઞાની બનવાની જરૂર છે, અર્થાત્ માનવી જ્ઞાની પુરુષોના વચનો

વાંચીને કે સાંભળીને પોતે કહી સંભળાવે છે અને સમજાવે છે; પણ જ્યાં સુધી હેયોપાદેયનો આદર કરીને સમ્યગ્ જ્ઞાની બની શકાય નહિ ત્યાં સુધી વિવેકદષ્ટિ કહી શકાય નહિ, અને એટલા માટે જ ન્યૂનદશપૂર્વી–કાંઇક ઊણા દશ પૂર્વ જાણનારને અવિવેકી કહ્યા છે, કારણ કે તે બીજાનું કહેલું માત્ર જાણે છે પણ પોતે જ્ઞાની નથી, એટલે કે તે જ્ઞાનીઓના વચનોથી હેય–ઉપાદેયને માત્ર જાણે જ છે, પણ પોતે ત્યાગવા યોગ્યનો ત્યાગ અને આદરવા યોગ્યનો આદર ન કરવાથી અજ્ઞાની–અવિવેકી કહેવાય છે, અને તેથી કરીને તે જન્મ, જરા, મરણમાંથી છૂટી શકતો નથી, જો કે આવા અવિવેકી જીવો પણ બાહ્ય હેયને ત્યાગે છે અને ઉપાદેયને ગ્રહણ કરે છે જેથી સ્થૂળ દષ્ટિવાળા તેમને ત્યાગી કે જ્ઞાની તરીકે ઓળખે છે, છતાં તાત્ત્વિક દૃષ્ટિથી જોનારા જ્ઞાની પુરુષો તો તેને ત્યાગી કે જ્ઞાની માનતા નથી. કારણ કે સમ્યગ્ જ્ઞાનીઓની દૃષ્ટિમાં સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની હોઇ શકે છે અને જ્ઞાની જ સાચા હેયોપાદેયનો આદર કરી શકે છે, અને સાચો ત્યાગી પણ તે જ હોઇ શકે છે. અજ્ઞાની જે હેયોપાદેયનો આદર કરીને અણુજાણુ જનતામાં ત્યાગી અને જ્ઞાની કહેવાય છે તે તાત્ત્વિક હેયોપાદેયનો જાણતો નથી, શ્રદ્ધતો નથી, આદર પણ કરતો નથી તે અતાત્ત્વિક હેયોપાદેયનો આદર કરવા છતાં પણ અજ્ઞાની અવિવેકી જ કહી શકાય છે. અને તે મિથ્યાદૃષ્ટિ તથા અભવ્યના ત્યાગથી સ્પષ્ટ સમજાય છે.

આત્મા ઉપાદેય અને જડ હેય છે. સમ્યગ્જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિ આત્માના ધર્મો-ઉપાદેય–ગ્રહણ કરવા યોગ્ય છે અને વર્ણ, ગંધ તથા રસાદિ પુદ્ગલના ધર્મ ત્યાગવા યોગ્ય છે. કષાય વિષય ત્યાગવા યોગ્ય છે, સમભાવ–શાંતિ–સંતોષ ગ્રહણ કરવા યોગ્ય છે, પૌદ્ગલિક વસ્તુ માત્ર જ્ઞાન–આનંદ–સુખ તથા જીવનની બાધક છે પણ સાધક નથી ઈત્યાદિ તાત્વિક હેયોપાદેયના આદરનો મિથ્યાદષ્ટિના ત્યાગમા અભાવ હોય છે, છતાં માત્ર ચર્મચક્ષુથી જોનાર જનતા તેને ત્યાગી તથા વિવેકી કહે છે, પણ જ્ઞાનદષ્ટિથી જોનારને તે માન્ય નથી, તે જ્ઞાની પુરુષોએ કથન કરેલી ગુણસ્થાનકોની વ્યવસ્થા ઉપરથી સમજી શકાય છે. તાત્વિક વિવેકીની શરૂઆત ચોથા ગુણસ્થાનકથી થાય છે. તેની પહેલાંના ગુણસ્થાનકમાં એટલે કે ખાસ કરીને પ્રથમ ગુણસ્થાનકમાં રસ, ઋદ્ધિ અને સાતા ગૌરવતાનો તારતમ્યપણે આદર હોય છે, રાગદ્વેષ તથા મોહની સારી રીતે દખલને લઇને હેયસ્વરૂપ કષાય તથા વિષયનો અત્યાદર હોય છે, તેમ જ હેય ધર્મને ઉપાદેય ધર્મપણે અણુજાણુને સમજાવીને પૌદ્ગલિક વસ્તુઓના અનુકૂળ ગુણ–ધર્મો મેળવીને સંતોષ માને છે, માટે જ મિથ્યાદષ્ટિમા હેયોપાદેયનો આદર હોવા છતાં પણ તાત્ત્વિક દૃષ્ટિથી તે વિવેકી કહેવાતો નથી, કારણ કે વિવેકી આત્માઓ તો રાગદ્વેષ તથા મોહને હેયસ્વરૂપ સમજતા હોવાથી રાગાદિવાળી પ્રવૃત્તિઓને ધર્મપણે ઓળખાવીને પ્રધાનતા આપતા નથી. જે પ્રવૃત્તિ રાગદ્વેષાદિને ઉત્તેજિત કરવાવાળી હોય અથવા તો ખોટાને સાચું સમજાવવા માયા-પ્રપંચનો આશ્રય લેવો પડતો હોય તેવી પ્રવૃત્તિને વિવેકી પુરુષો આદરતા જ નથી.

કેટલાક માનવી બુદ્ધિશાળીને વિવેકી માનવામાં મોટી ભૂલ કરે છે, કારણ કે બુદ્ધિમાં તથા વિવેકમાં મોટું અંતર છે. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી બુદ્ધિશાળી તથા વિદ્વાન બની શકાય છે, પણ વિવેકી બની શકાતું નથી. વિવેકી બનવાને માટે દર્શનમોહના ઉપશમાદિ

ભાવોની ખાસ જરૂરત છે. તે સિવાય તો વિવેકી બની શકાય જ નહિ, માટે બુદ્ધિશાળી અથવા તો વિદ્વાન્ વિવેકી હોય જ એવો નિયમ નથી. તેવી જ રીતે વિવેકી અવશ્ય વિદ્વાન્ હોવો જ જોઇએ એવો પણ નિયમ નથી. વિવેકી જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી થોડુંક પણ ભણેલો હોય તો પણ તે જ્ઞાની કહેવાય છે અને અવિવેકી દ્વાદશાંગ જાણતો હોય કે જનતામાં સમર્થ વિદ્વાન્ કહેવાતો હોય તો ય તે અજ્ઞાની છે; માટે જ વિવેક અને બુદ્ધિ બન્ને જુદી વસ્તુ છે. અવિવેકી વિદ્વાન્ સ્વ-પર આત્માનું જેટલું અહિત કરી શકે છે તેના અસંખ્યાતમે ભાગે પણ અવિદ્વાન્ વિવેકી કરી શકતો નથી. વર્તમાન કાળમાં કહેવાતા અવિવેકી વિદ્વાનો અણજાણ જનતાને હેય વસ્તુને ઉપાદેય અને ઉપાદેય વસ્તુને હેય સમજાવવા વિવેકશૂન્ય બુદ્ધિનો ઉપયોગ કરનાર ઘણા જણાય છે. કેટલાક વિવેકશૂન્ય વિજ્ઞાનને પ્રધાનતા આપી વખાણે છે, પણ અજ્ઞાનના કૂપમાં પરિણમેલા વિજ્ઞાનથી થતો વિનાશ પ્રત્યક્ષ થઈ રહ્યો છે, તેથી સ્પષ્ટ જણાય છે કે વિજ્ઞાન પણ એક પ્રકારનું અજ્ઞાન જ હોવાથી પરિણામે ઐહિક અને આમુષ્મિક બન્ને લોકમાં માણસોનું અહિત કરનાર જ નીવડયું છે અને તે વિવેકશૂન્યતાનું જ પરિણામ છે, છતાં પુદ્ગલાનંદી જીવોને તેનાથી વિવિધ પ્રકારના વૈષયિક સાધનો મળવાથી તેઓ અત્યારના વિજ્ઞાનીઓની ખૂબ જ પ્રશંસા કરે છે, અને જ્ઞાની પુરુષો કરતાં પણ વધીને તેમના બુદ્ધિકૌશલ્યને પ્રધાનતા આપે છે, પણ તેમનું લક્ષ આત્મશક્તિની ક્ષીણતા તરફ જરા ય હોતું નથી તેમ જ જડાસક્તિને લઇને આત્માની સ્વતંત્રતા નષ્ટ થઇ રહી છે તે પણ તેમને સમજાતુ નથી. રાગ, દ્વેષ તથા મોહગ્રસ્ત આત્માઓ અનાદિ કાળથી જ ભિન્ન ભિન્ન સમયે જડનો વિકાસ કરતા આવ્યા છે અને તેના અંગે સંસારમાં જન્મમરણની સામગ્રીનો સંગ્રહ તથા વધારો કરતા આવ્યા છે અને કરી રહ્યા છે. જો કે અવિવેકમૂળ તિર્યંચ આદિની જાતિઓમાં તો જીવો ભવવૃદ્ધિની સામગ્રી ભેગી કરે જ છે, પણ વિવેકદૃષ્ટિ બનવાના અધિકારી માનવ જીવનમાં પણ અવિવેકી રહીને પુદ્ગલાનંદીપણે જડાસક્તિથી જેઓ કર્મથી વધારે લેપાઇ રહ્યા છે અને ભવોની સંખ્યા વધારી રહ્યા છે તેઓ માનવ જીવનની અવગણના કરી રહ્યા છે તેમ જ મોહની શિખવણીથી આત્મસંપત્તિ કરતાં જડ સંપત્તિને વધારે કીંમતી સમજી રહ્યા છે, જેથી કરીને હેયોપાદેયરૂપ વિવેકની વાત જ ગમતી નથી. જડનો વિકાસ થવાથી વૈષયિક વાસનાઓ વધુ પોષાય છે અને વિવેક નષ્ટ થાય છે છતાં મોહના દાસ બનેલા જીવોને તે ગમે છે. જડનો જેટલો વિકાસ થાય છે તેનાથી વધીને આત્મવિકાસ ગુણનો નાશ થાય છે એટલે અજ્ઞાનતા પણ પુષ્કળ પ્રમાણમાં વધે છે. યદ્યપિ જડાસક્તોને અજ્ઞાનપણું આત્માને માટે જ હોય છે એટલે આત્માને તેઓ સારી રીતે ઓળખી શકતા નથી, પણ જડના તો સારી રીતે જાણકાર હોય છે, કારણ કે તેઓ વૈષયિક સુખના સાધનો મનગમતા સારામાં સારા બનાવી શકે છે અને તેને વાપરીને સારામાં સારી સુખશાંતિ અનુભવીને અત્યંત સંતોષ માને છે તેથી તેમનો અવિવેક પણ સારી રીતે પોષાય છે. આવી રીતે હેયને જ ઉપાદેયની શ્રદ્ધાથી સ્વીકારતા હોવાથી તાત્ત્વિક દૃષ્ટિથી તેઓ અજ્ઞાની જ હોય છે છતાં તેમને વિજ્ઞાની કહેવામાં આવે છે તે એક પ્રકારની જડાસક્તિનું સૂચક છે. આત્માને સારી રીતે ઓળખી તેની મહત્તા સમજનાર તત્ત્વદૃષ્ટિ વિવેકી પુરુષો વિષયપોષક જડના ધર્મનો વિકાસ કરનારને વિજ્ઞાની તરીકે ગણાતા નથી, કારણ કે વિજ્ઞાન તો આત્માનો ગુણ છે, તેના વિનાશક જડનો વિકાસ કરનાર જ્ઞાનને વિજ્ઞાન કેવી રીતે કહી શકાય ? આત્મવિકાસક બોધ

સિવાયનું જ્ઞાન વિજ્ઞાન હોઇ શકે જ નહિ અને જે વિજ્ઞાન છે તેનાથી આત્માને અહિત કે અકલ્યાણ થાય જ નહિ, માટે જ દર્શનમોહનો જ્યાં સુધી ગાઢ ઉદય હોય ત્યાં સુધી વિજ્ઞાન પણ કહેવાય નહિ. જ્ઞાન, અજ્ઞાન તથા વિજ્ઞાન આત્મસ્વભાવની અવસ્થાઓ છે અને તે ઔદયિકાદિ ભાવોને લઈને થયેલી છે. જ્ઞાનાવરણ, દર્શનમોહ અને ચારિત્રમોહ આ ત્રણમાંથી એકલા જ્ઞાનાવરણનો ક્ષયોપશમ હોય તો જ્ઞાન, અજ્ઞાનપણે ઓળખાય છે. જ્ઞાનાવરણ તથા દર્શનમોહ બન્નેનો ક્ષયોપશમ અથવા તો દર્શનમોહનો ઉપશમ કે ક્ષય હોય તો જ્ઞાન, જ્ઞાન તરીકે કહેવાય છે અને જ્ઞાનાવરણ, દર્શનમોહ તથા ચારિત્રમોહ ત્રણેનો ક્ષયોપશમ હોય તો તે જ્ઞાનને વિજ્ઞાનની કોટીમાં મૂકવામાં આવે છે, માટે જ જડનો જ વિકાસ કરવાવાળી બુદ્ધિ વિજ્ઞાનને ઓળખાવતી નથી; કારણ કે તેનાથી તાત્ત્વિક હિત સાધી શકાતું નથી.

વસ્તુસ્થિતિ આવી હોવાથી માણસે વિવેકી બનવું જોઇએ. શ્રી મહાવીર પ્રભુના અનુયાયી તરીકે પોતાને માનીને ધાર્મિક પ્રવૃત્તિ આદરનાર માણસોએ તો વિવેકી બનવાને માટે ઘણી જ કાળજી રાખવી જોઇએ; કારણ કે વિવેક વગરના ધર્મને વિવેકી પુરુષો તાત્ત્વિક ધર્મ કહેતા નથી. તેમનું માનવું છે કે વિવેકશૂન્ય ધાર્મિક ક્રિયાઓ કરવાથી માનવી તાત્ત્વિક ફળ મેળવી શકતો નથી. ધાર્મિક ક્રિયા કરીને માત્ર ચક્રવર્તી કે દેવેંદ્ર બનવાનું પૂન્ય ગમે તેટલું મેળવ્યું હોય તો પણ દર્શનમોહના ઉપશમ આદિથી પ્રગટ કરેલા ઔપશમિક આનંદ તથા સુખના આગળ પૂન્યથી મેળવેલા ચક્રવર્તી તથા દેવેંદ્રનું સુખ અનંતાનંત ભાગે પણ હોઇ શકતું નથી, કારણ કે પૂન્ય કર્મથી મળેલા સુખ તથા આનંદ પરપૌદ્ગલિક વસ્તુના સંયોગસ્વરૂપ હોવાથી ખોટા છે–સુખાભાસ છે અને મોહના ઔપશમિક આદિ ભાવોથી પ્રગટ થયેલું સુખ આદિ આત્મિક–પોતાના જ હોવાથી તાત્ત્વિક છે અને તે તાત્ત્વિક સુખ–જીવન–આનંદ આદિ વિવેકદૃષ્ટિ જીવો જ મેળવી શકે છે, માટે તાત્ત્વિક વસ્તુ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્ય જીવનમાં જીવનાર જીવોએ વિવેકદૃષ્ટિ થઇને સાચા માનવી બનવાની આવશ્યકતા છે.



# જીવનમીમાંસા

( ૨૧ )

માનવજાતિને પરિમિત જીવનની જેટલી કીંમત છે તેટલી અપરિમિત જીવનની નથી. પચીસ, પચાસ કે સો વર્ષનું જીવન જાળવવાને માટે પોતાને મળેલી સઘળી ય બાહ્ય સંપત્તિઓ બીજાને સમર્પણ કરી દે છે. માનવી જે જીવનમાં પોતે જીવે છે તે તેને એટલું તો પ્રિય હોય છે કે 'દુનિયામાં જીવતા જીવમાત્રને પોતપોતાના જીવનમાં જીવવું ગમે છે' આ નિયમને વિસરી જઈને આનંદમય તેમ જ સુખમય જીવન બનાવવાની ભ્રમણાથી અથવા તો પોતાના જીવનના વિનાશની શંકાથી બીજા જીવોના જીવનનો વિનાશ કરતાં અચકાતો નથી.

પરિમિત જીવન ઉભય દ્રવ્ય સંયોગસ્વરૂપ હોય છે, અર્થાત્ દેહ તથા આત્માના સંયોગ-ને જીવન કહેવામાં આવે છે. આ જીવન પરિમિત એટલા માટે કહેવાય છે કે દેહ તથા આત્માનો સંયોગ નિત્ય નથી. અમુક વર્ષો, પલ્યોપમો કે સાગરોપમો પછી અવશ્ય બન્નેનો વિયોગ થાય છે, કે જેને મરણ કહેવામાં આવે છે. દેહ તથા આત્માના સંયોગની આદિ તે જન્મ, બન્નેનો વિયોગ તે મરણ અને સંયોગની શરુઆતથી લઈને વિયોગ સુધીનો વચલો કાળ તે જીવન. સાચા જીવનથી અણજાણ અતત્ત્વદર્શી જીવોને આવા જીવનમાં જીવવું બહુ જ ગમે છે, કારણ કે અનાદિ કાળથી જડાસક્તિપણાને લઈને જડમય બનેલા પુદ્ગલાનંદી જીવોને એક ક્ષણ પણ જડથી છૂટવું ગમતું નથી. પોતાની સાથે ઓતપ્રોત થયેલા જડથી જુદું પડવું ગમતું નથી, એટલું જ નહિ પણ સજાતીય દ્રવ્યોના સંયોગસ્વરૂપ જીવનને ધારણ કરવાવાળા ક્ષણવિનશ્વર વસ્ત્ર, આભૂષણ, મકાન આદિ જડ પદાર્થોના બાહ્ય સંયોગોથી પણ મુકાવું ગમતું નથી. તે જડ પદાર્થોનો ભાંગીતૂટી જઈને સ્કંધો વિખરાઈ જવારૂપ પરસ્પર-નો વિયોગ પણ પસંદ ન હોવાથી ઉદ્વેગકર્તા થઈ પડે છે.

અપરિમિત જીવન એટલે જડ વસ્તુઓના સંયોગવિયોગના સર્વથા અભાવસ્વરૂપ શુદ્ધ આત્માનું ત્રણે કાળમાં વિદ્યમાનપણું. તે સાચું જીવન કહેવાય છે. આ જીવનમાં જીવવાની ઈચ્છાવાળાઓને જીવનસ્વરૂપનો યથાર્થ બોધ હોવાથી પૌદ્ગલિક જીવનની પરવા રાખતા નથી. આત્મિક જીવનની પ્રાપ્તિ માટે આવા પૌદ્ગલિક જીવનનો પરિત્યાગ કરવા હંમેશા ઉત્સાહવાળા હોય છે અને જડ વસ્તુઓના સંયોગ-વિયોગની એમને અસર થતી નથી; કારણ કે તેઓ જડથી સર્વથા મુક્તિ મેળવવાના કામી હોય છે. ઇતર જીવોના જીવનના

ભોગે પોતે પોતાના પૌદ્ગલિક જીવનમાં જીવવા ઈચ્છતા નથી. અપરિમિત જીવનમાં જીવવાની ઈચ્છા તો જીવમાત્રને હોય છે પણ તેમને આ જીવનનું જ્ઞાન ન હોવાથી પરિમિત જીવનને અપરિમિત બનાવવા પ્રયત્ન કરે છે કે જે સર્વથા અસંભવિત છે. જો જડ, ચૈતન્યસ્વરૂપ બની શકે તો જ પરિમિત જીવન અપરિમિત બની શકે; કારણ કે પરિમિત જીવન પુદ્ગલોના સંયોગસ્વરૂપ પૌદ્ગલિક છે ત્યારે અપરિમિત જીવન પુદ્ગલોના વિયોગસ્વરૂપ આત્મિક છે. પરિમિત જીવન પુદ્ગલોને વેદવાસ્વરૂપ છે અને અપરિમિત જીવન આત્મવિકાસસ્વરૂપ છે; માટે પરિમિત અપરિમિત થઇ શકતું નથી.

સંસારમાં પૌદ્ગલિક સંયોગ માત્ર પરિમિત છે કે જે નિયત કાળની સમાપ્તિ પછી અવશ્ય વિયોગની સ્થિતિમાં મૂકાઇ જ જાય છે. કેવળ અરૂપી–અજીવ પદાર્થોનો જ સંયોગ એવો છે કે જે વિયોગાન્તવાળો થતો નથી તો પછી વિયોગાન્તવાળા સંયોગોને શાશ્વતા બનાવવા મથવું તે એક પ્રકારની અજ્ઞાનતા જ કહી શકાય. દેહ તથા આત્મસંયોગસ્વરૂપ પરિમિત જીવનની પ્રત્યેક ક્ષણ વિયોગવાળી છે. વેદાતાં આયુષ્ય કર્મના સંપૂર્ણ દળના સંયોગ-ની બે સમય સુધી પણ સ્થિરતા નથી તો પછી અસ્થિર પૌદ્ગલિક જીવન સર્વથા ભિન્ન સ્વભાવવાળું આત્મિક જીવન કેવી રીતે બની શકે ? સંસારમાં કોઇ પણ પૌદ્ગલિક વસ્તુ એવી નથી કે જે પરિમિત જીવનને એક સમય પણ વધારી શકે તો પછી અપરિમિતની તો આશા જ કેવી ? સર્વ કર્મનો ક્ષય થયા સિવાય આત્મધર્મસ્વરૂપ અપરિમિત જીવન પ્રગટ થઈ શકતું જ નથી.

પરિમિત જીવનપ્રિય માનવીને અલ્પજ્ઞો ઉપર અત્યંત શ્રદ્ધા હોય છે, અને એટલા માટે જ અલ્પજ્ઞોએ ઘડેલા જીવવાના સિદ્ધાંતોને ઘણું જ મહત્ત્વ આપે છે, તેમ જ તેમના બતાવેલા ઉપચારોને અત્યંત આદરપૂર્વક આચરે છે. જીવન વધારવાના હેતુથી વૈદ્ય–ડોકટર કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવાનું કહે તો ક્ષણિક જીવનપ્રિય માનવી શ્રદ્ધાપૂર્વક ખુશીથી છોડી દે છે. મહિના સુધી કેવળ પાણી ઉપર રહેવું, છ મહિના છાશ જ પીવી, રાત્રિભોજન ન કરવું, વાસી વિદળ–કંદમૂળ ન ખાવા, બે વર્ષ બ્રહ્મચર્ય પાળવું વગેરે વગેરે પ્રવૃત્તિ કરતાં જરા ય વિમાસણમાં પડતો નથી, અને આનાકાની કર્યા સિવાય પ્રતિજ્ઞા લીધા વગર પણ અણીશુદ્ધ ખુશીથી પાળે છે, પરંતુ સાચા વાસ્તવિક અપરિમિત જીવન માટે પરિમિત જીવન-ને જ અપરિમિત બનાવવાના ઉદ્દેશથી અલ્પજ્ઞોની બતાવેલી પ્રવૃત્તિઓનો સર્વજ્ઞોના બતાવવા-થી આદર કરતો નથી અર્થાત્ શાશ્વતું જીવન મેળવવાના ઉદ્દેશથી જ સર્વજ્ઞોની બતાવેલી પૌદ્ગલિક વસ્તુઓની આસક્તિ છોડી દઇને કર્મની નિર્જરાના માર્ગને સ્વીકારતો નથી તેમ જ તેમના સિદ્ધાંતોની શ્રદ્ધા પણ રાખતો નથી.

પરિમિત જીવન સંયોગસ્વરૂપ હોય છે અને તે સંયોગ દ્રવ્યોનો થાય છે. દ્રવ્યો ચૈતન્ય તથા જડ એમ બે પ્રકારના હોય છે. આ બન્ને પ્રકારના દ્રવ્યોમાં ચૈતન્યો અરૂપી હોય છે અને જડ રૂપી તથા અરૂપી પણ હોય છે. આ પ્રમાણે દ્રવ્યો અનેક પ્રકારના હોવાથી સંયોગ પણ અનેક પ્રકારના હોય છે. અરૂપી શુદ્ધ ચૈતન્યોનો સંયોગ, અરૂપી શુદ્ધ ચૈતન્ય અને

અરૂપી આકાશ જડ દ્રવ્યોનો આદિ સંયોગ, આકાશ અને ધર્માસ્તિકાય આદિ અરૂપી જડનો સંયોગ, પુદ્ગલાસ્તિકાયરૂપી જડ અને આકાશનો સંયોગ, શુદ્ધ ચૈતન્ય અને રૂપી પુદ્ગલ-સ્કંધોનો સંયોગ, બન્ને પુદ્ગલોનો સંયોગ–આ બધા ય સંયોગોના ચાર ભાગ પાડી શકાય છેઃ સાદિસાંત, સાદિઅનંત, અનાદિસાંત, અનાદિઅનંત.

આ ચાર પ્રકારના સંયોગમાંથી અનાદિઅનંત સંયોગ જીવનવ્યવસ્થા સાધી શકતો નથી; કારણ કે સંયોગની આદિ સ્વરૂપ જન્મ નથી તેમ જ સંયોગના વિયોગસ્વરૂપ મરણ નથી. જે સંયોગોની આદિ અંતસ્વરૂપ જન્મમરણ નથી તેવા સંયોગોને જીવનનું સ્વરૂપ આપી શકાય નહિ. જીવનવ્યવસ્થા માટે સંયોગની આદિ અથવા તો સંયોગનો અંત એ બેમાંથી એક તો અવશ્ય હોવું જ જોઈએ. સદૃશ દ્રવ્યોનો અથવા તો અસદૃશ દ્રવ્યોનો, અર્થાત્ બન્ને રૂપીનો, બન્ને અરૂપીનો અથવા તો અરૂપીનો અરૂપી સાથે તો રૂપીનો અરૂપી સાથે સંયોગ અથવા તો વિયોગ થવો જ જોઈએ. આ સંયોગવિયોગમાં વિસદૃશતા રહેલી છે. એટલે કે વિયોગ રૂપીની સાથે થાય છે તો સંયોગ અરૂપીની સાથે થાય છે, તેમ જ સંયોગ રૂપીની સાથે થાય છે અને વિયોગ અરૂપી સાથે થાય છે.

આ અનેક પ્રકારના સંયોગવિયોગમાંથી આત્મા તથા કર્મના સંયોગવિયોગને આશ્રયીને મુખ્યપણે જીવનવ્યવસ્થા કરવામાં આવી છે. પરિમિત જીવન અને અપરિમિત જીવન : આ બન્ને પ્રકારનાં જીવન કર્મસ્વરૂપ જડ અને ચૈતન્યના સાદિસાંત તથા સાદિઅનંત સંયોગવિયોગની અપેક્ષાથી કહેવામાં આવે છે. કર્મના સંયોગનું સાદિસાંતપણું તે પરિમિત જીવન અને કર્મ-વિયોગનું સાદિઅનંતપણું તે અપરિમિત જીવન. પરિમિત જીવનમાં સર્વ કર્મનો સર્વથા વિયોગ થતો નથી, પણ આયુષ્યકર્મનો સર્વથા વિયોગ થાય છે. આ વિયોગ નવા આયુષ્ય-કર્મના સંયોગસ્વરૂપ હોય છે. આયુષ્યકર્મનો સર્વથા વિયોગ થયા પહેલાં જ જીવનકાળમાં આયુષ્યનો સંયોગ થઇ જાય છે અને પૂર્વના આયુષ્યનો સર્વથા વિયોગ થતાંની સાથે જ નવા આયુષ્યનું અનુસંધાન થઈ નવા જીવનની શરુઆત થઇ જાય છે. આ નવું જીવન પૂર્વ-ના જીવન કરતાં ભિન્ન પ્રકારનું હોય છે. આ પ્રમાણે એક જીવન પૂરું થતાં બીજા જીવનની શરુઆત થવી અને બીજું જીવન પૂરું થતાં ત્રીજા જીવનની શરુઆત થવી, આવા પરંપરાસ્વરૂપ જીવન પરિમિત જીવન કહેવાય છે. આ જીવનમાં જીવવા માટે દેહનો આશ્રય લેવો પડે છે. જ્યાં સુધી દેહનો સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી જીવન કહેવાય છે અને જ્યાં સુધી આત્માનો આયુષ્ય-કર્મની સાથે સંયોગ થયા કરે છે ત્યાં સુધી આત્માને નવા નવા વિચિત્ર પ્રકારના દેહનો આશ્રય લેવો જ પડે છે અર્થાત્ નવાં નવાં શરીરોની સાથે સંયોગસંબંધથી અવશ્ય જોડાવું પડે છે. આવા દેહસંબંધસ્વરૂપ જીવનમાં જીવવા ટેવાઇ ગયેલા જીવોને આત્મા જ જીવનસ્વરૂપ છે, તેનું જ્ઞાન ન હોવાથી દેહવિયોગસ્વરૂપ મરણથી અત્યંત ભય પામીને સદાસર્વદા દેહનો સંબંધ જાળવી રાખવાને આત્મવિકાસના બાધક અધર્મસ્વરૂપ આત્માનું અવલંબન લે છે; પરંતુ પરિણામે તે અવશ્ય થવાવાળો દેહનો વિયોગ થવાથી નિરાશ થવું પડે છે. સંયોગ-કાળમાં પણ પરમાર્થ દૃષ્ટિથી વિચારી જોતાં જડચૈતન્યમાં સંબંધસ્વરૂપ પરિમિત જીવનના સંયોગનો વિયોગ પ્રતિક્ષણે થયા જ કરે છે, પરંતુ સ્થૂલ બુદ્ધિવાળા અજ્ઞાની જીવને ન જણાવાથી દેહ તથા આત્માનો વિયોગ ન થવા દેવાને અનેક પ્રકારનાં પ્રયત્નો કર્યે જાય છે,

છતાં સંયોગને ચિરસ્થાયી બનાવી શકતા નથી, કારણુ કે સંયોગ સ્થિર રાખવા કરવામાં આવતા ઉપાયો દરમિયાન પણુ સામયિક વિયોગ તો ચાલુ જ રહે છે. દીવાને જાળવી રાખવા માટે તે હોલવાઈ ન જાય એવી બુદ્ધિથી ફાનસમાં અથવા તો બીજા કોઈ સ્થળે કે જ્યાં પવન ન લાગે ત્યાં રાખે છે પણુ પ્રત્યેક ક્ષણે ક્ષય થવાવાળા તેલ તરફ ધ્યાન આપતા નથી, જેથી છેવટે તેલ બળી રહેવાથી હોલવાઇ જાય છે, તેવી રીતે સ્થૂલ બુદ્ધિવાળા પ્રાણીઓ દેહને જાળવી રાખવાને માટે તેનો વિયોગ ન થાય એવી બુદ્ધિથી અનેક પ્રયત્નો કરે છે પણુ આયુષ્યકર્મની વૃદ્ધિ માટે કંઇ પણુ પ્રયાસ કરી શકતા નથી. પ્રત્યેક ક્ષણે થતો આયુષ્યકર્મનો વિયોગ કોઈથી પણુ અટકાવી શકાય તેમ નથી, માટે પરમાર્થદૃષ્ટિથી વિચાર કરવાથી પરિમિત જીવનની સ્થિતિ એક સમયની જ કહી શકાય; પરંતુ પુદ્ગલાનંદી જીવ જ્યાં સુધી દેહનો અમુક વર્ષો સુધી સ્થૂલ સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી જીવન માને છે. શાસ્ત્રકારોએ આયુષ્યકર્મના વેદનકાળને જીવનકાળ કહ્યો છે અને આયુષ્યકર્મના ક્ષયને મરણુ તરીકે ઓળખાવ્યું છે. જેને સંસારી જીવોએ ફેરવીને દેહના સંયોગકાળને જીવન અને દેહના વિયોગને મરણુ તરીકે ઓળખ્યું છે, પણુ વાસ્તવિક રીતે વિચાર કરતાં આયુષ્યકર્મ કારણુ છે અને દેહને આત્માની સાથે સંબંધ થવો તે કાર્ય છે. આયુષ્યકર્મનો સર્વથા ક્ષય થઈ જાય અને નવીન ન બંધાય તો આત્મા અશરીરી બની જાય છે અને પછી કોઇ પણુ દેહનો આત્માની સાથે સંબંધ થઇ શકતો નથી.

આયુષ્યકર્મના આત્માની સાથે થયેલા સંયોગ માત્રને જ જીવન કહેવામાં આવતું નથી, પણુ ખરી રીતે જોતાં તો આયુષ્યના ઉદયમાં આવી પ્રત્યેક સમયે થતાં વિયોગને જીવન કહેવામાં આવે છે. ઉપર જે દેહ આત્મા સંયોગસ્વરૂપ જીવન કહેવામાં આવ્યું છે તે સ્થૂલ બુદ્ધિવાળા અને બાહ્ય દૃષ્ટિવાળા માનવસમાજને આશ્રયીને છે. સંસારમાં માનવીઓનો મોટો ભાગ દેહ સંબંધની વિદ્યમાનતાને જીવન માને છે અને દેહવિયોગને મરણુ માને છે; પણુ વાસ્તવિક રીતે તો ઉપર બતાવ્યા પ્રમાણે આયુષ્ય કર્મનું વેદવું તે જીવન અને આયુષ્યનો ક્ષય તે મરણુ. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં તો આયુષ્યકર્મના સંયોગસ્વરૂપ પણુ જીવન નથી, પરંતુ પ્રત્યેક ક્ષણે થતા આયુષ્યકર્મના વિયોગસ્વરૂપ જીવન છે; નહિ તો ભોગવાતા જીવન-કાળમાં પણુ આગામી ભવમાં ભોગવવા યોગ્ય આયુષ્યકર્મનો આત્માની સાથે સંબંધ હોય છે છતાં તેના વિયોગની શરૂઆત સિવાય સંબંધ માત્રથી જીવન કહેવાતું નથી, માટે આયુષ્ય કર્મનો પ્રતિક્ષણે થતો અંશે અંશે વિયોગ તે જીવન અને સર્વથા વિયોગ તે મરણુ, જીવનનો કાળ વર્ષોનો, પલ્યોપમોનો, સાગરોપમોનો તેમ જ સંયોગસ્વરૂપ જે કહેવામાં આવે છે તે આયુષ્યના સર્વથા વિયોગ સુધીના કાળને આશ્રયીને છે. આંશિક વિયોગ હોવા છતાં બતાવેલ વર્ષ આદિ કાળ પર્યંત બન્યો રહે છે અને જ્યાં સુધી આયુષ્યનો સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી દેહનો પણુ સંયોગ બન્યો રહે છે, માટે આયુષ્ય અથવા તો દેહના સંયોગને સંસાર-વાસીઓ જીવન માને છે કે જેને પરિમિત જીવન કહેવામાં આવે છે, અને તેને જ્ઞાનીઓ અવાસ્તવિક જીવન તરીકે ઓળખે છે. મુખ્યપણે આયુષ્યનો પણુ સર્વ કર્મનો સર્વથા વિયોગ-સ્વરૂપ અપરિમિત જીવન કહેવાય છે કે જેને આત્મસ્વરૂપ વાસ્તવિક જીવન તરીકે જ્ઞાની પુરુષો જાણે છે. આ જીવન આત્માનો ધર્મ હોવાથી ત્રણે કાળમાં વિદ્યમાન હોય છે. પણુ

કર્મના આવરણને લઈને ઢંકાએલું હોવાથી મોહગ્રસ્ત જીવોની ઓળખાણમાં આવતું નથી અને એટલા માટે તેઓ કર્મના આવરણને ખસેડીને તેને પ્રગટ કરવા પ્રયત્ન પણ કરતા નથી. મૃગતૃષ્ણાની જેમ આયુષ્યકર્મના ઉદયથી સંબંધ ધરાવનાર દેહના સંયોગમાં જ જીવનની ભ્રાન્તિથી તેને જાળવી રાખવા કર્મસંયોગ દૃઢ બની વાસ્તવિક જીવન વધુ અવરાય તેવા પ્રયાસો કરે છે.

સર્વ કર્મનો સર્વથા વિયોગ થવાથી અપરિમિત જીવનની શરુઆત થાય છે, માટે તેની આદિ છે પણ ફરીને કર્મસંયોગ થતો નથી માટે તેનો અંત નથી, નિરંતર રહેવાવાળું શાશ્વતું છે. ત્યારે પરિમિત જીવનની કેવળ આયુષ્યકર્મના ઉદયથી પ્રત્યેક ક્ષણે થતા સામયિક વિયોગની શરૂઆતથી આદિ છે અને સર્વથા આયુષ્ય ક્ષય થવાથી અંત પણ છે. તેમ જ સર્વથા આયુષ્ય ક્ષય થયા પહેલાં નવા આયુષ્યકર્મનો બંધ થવાથી તેનો જ્યારે ઉદય થાય છે ત્યારે પાછા નવા જીવનની શરુઆત પણ છે. આ પ્રમાણે બીજા સર્વ કર્મના વિદ્યમાનપણામાં કેવળ આયુષ્યકર્મનો ઉદય, ક્ષય અને બંધસ્વરૂપ હોવાથી આ જીવન આદિઅંતવાળું છે અને એટલા માટે પરિમિત કહ્યુ છે. આવું પરિમિત જીવન જાળવીને તેમાંથી આનંદ, શાંતિ, સંતોષ અને સુખ મેળવવા અજ્ઞાની જીવો પ્રયાસ કરી રહ્યા છે પણ આજ સુધીમા કોઈ પણ પરિમિત જીવનને અપરિમિત બનાવી શકયું નથી, તેમ જ તેમાંથી આનંદ, શાંતિ આદિ કોઇ પણ મેળવી શકયું નથી, માટે સર્વ કર્મના સર્વથા વિયોગસ્વરૂપ અને આત્માના ધર્મસ્વરૂપ અપરિમિત જીવનનો વિકાસ કરીને આત્માને શાશ્વતો સુખી કરવા સુખાભિલાષી સર્વ જીવોને પ્રયાસ કરવાની અત્યંત આવશ્યકતા છે.



# જીવાડો યા જીવવા દો અને જીવો

(૨૨)

સંસારમાં બધા ય જીવને સુખ જોઇએ, અને તે જીવવામાં સુખ માને છે એટલે બધાયને જીવવું ગમે છે. અણસમજુ માનવી બીજા જીવો 'જીવો યા મરો' પણ પોતાને જ જીવવામાં સંતોષ માને છે, પણ તે વાઘ તથા સિંહ જેવા ઘાતકી જનાવરોનું જ અનુકરણ કહી શકાય. માનવીઓમાં પણ ઘાતકી જાનવરોની પ્રકૃતિ રહેલી હોય છે. આવા ઘાતકી પ્રકૃતિવાળા માણસોમાં દયા હોતી નથી. માનવી એટલે દયાનો ભંડાર. દયા માનવજાતને ઓળખાવે છે; કારણ કે તે મનુષ્યનો અસાધારણ–ખાસ ધર્મ છે. માનવી જેવી અને જેટલી દયા કરી શકે છે, તેવી અને તેટલી દયા સંસારમાં જીવન ગાળવાવાળો કોઇ પણ કરી શકે નહિ; કારણ કે માનવીઓ જ દયાના બળથી સંપૂર્ણ આત્મવિકાસ કરી શક્યા છે. અને એટલા માટે મનુષ્યને જ મુક્તિ મેળવવાનો અધિકારી બનાવ્યો છે. દેહના આકાર માત્રથી માનવી ન કહેવાય, દયાનો ગુણધર્મ હોય તો જ માનવી કહેવાય, દયા પ્રકૃતિવાળો માનવી અને નિર્દય પ્રકૃતિવાળો ઘાતકી પશુ.

માનવજીવન પણ દયા હોય તો જ સંભવી શકે. જીવનમાં ભેદ પાડનાર પણ પ્રકૃતિ જ છે. તે સિવાય તો જીવ માત્રના જીવનમાં કાંઇ પણ ભિન્નતા જણાતી નથી. દેહમાં આકૃતિ-ભેદે જેમ ભિન્નતા જણાય છે, તેવું જીવનમાં બહારથી કશું ય ભેદક જણાતું નથી. માનવદેહ ધારણ કરવાવાળો જીવ ભલે પોતાને માને કે હું માનવી છું અને માનવજીવનમાં જીવું છું; પણ જ્યાં સુધી પોતાના આત્માને જન્મમરણમાંથી છોડાવી અજરઅમર બનાવવારૂપ તેનું ફળ ન મેળવે ત્યાં સુધી મિથ્યાભિમાન જ કહી શકાય. માનવજીવનમાં જીવનારને જન્મ-મરણ દ્વારા ભિન્ન ભિન્ન દેહ ધારણ કરવાના હોય જ શાના? પૂર્વના મહાપુરુષો જન્મમરણ બાકી રહેતાં તો અપૂર્ણ માનવજીવન માનતા, અને ફરી માનવજીવન મળતાં જન્મમરણ ટાળી સંપૂર્ણ આત્મવિકાસ મેળવ્યા પછી જ સંપૂર્ણ માનવજીવનમાં જીવવાનું માનતા. જેમ સૂર્યોદય એટલે સંપૂર્ણ પ્રકાશ તેમ માનવજીવન એટલે સંપૂર્ણ આત્મવિકાસ. આમ કારણમાં કાર્યનો ઉપચાર કર્યાથી માનવજીવનનું સ્વરૂપ સ્પષ્ટ જણાય છે. દેહાધ્યાસ હોવા સિવાય અનેક જન્મમરણ બાકી હોવા છતાં પણ સંપૂર્ણ માનવજીવનમાં જીવવાનું મિથ્યાભિમાન સંભવી શકે નહિ. નિર્દયતાથી અનંતા જન્મમરણ, અપૂર્ણ દયાથી અપૂર્ણ વિકાસ અને સંપૂર્ણ દયાથી સંપૂર્ણ વિકાસ થાય છે.

માનવી બીજા જીવોનું મોત નિપજાવીને મોતને નોતરે અને પછી પોતે મોતથી બીએ તે કેમ ચાલે? મોતથી બીક લાગતી હોય તો તેને નોતરવું ન જોઇએ. જ્યારે મોત લેવા આવે છે ત્યારે અજ્ઞાની માનવી મોતથી બચવાને માટે બીજા જીવોને મોતના મોંમાં હડસેલી મૂકે છે, પણ તેથી કાંઈ બચી શકાતું નથી. મૃત્યુ તો બીજા જીવોનો કોળિયો કરીને તેનો પણ કોળિયો કરવાનું જ. અજ્ઞાની માનવી બીજા જીવોને મોતને સ્વાધીન કરીને પોતાનું જીવન વધારી જીવવા તેમના શરીરોનો ઉપયોગ કરે છે; પણ એમ જીવન ન વધી શકે. જીવન અને દેહ બંને જુદી વસ્તુઓ છે. દેહથી દેહ પુષ્ટ બની શકે છે, પણ જીવન પુષ્ટ બની શકતું નથી. જીવનને પોષનાર જીવન હોય છે અને તે બીજા જીવોને જીવવા દેવાથી પોષાય છે. બીજા જીવોના જીવન વાપરી અમર બનવાને બદલે પ્રભુશ્રી કહે છે કે: "સંસારના જીવ માત્રને પોતપોતાના જીવનમાં જીવવા દો અને જો મોત તેમના જીવનનો કોળિયો કરવા આવે તો તમારા જીવનનો કોળિયો આપીને પણ તેમને જીવાડો."

સંસારમાં સેવા અને પરોપકાર કહેવાય છે અને કરાય છે, પણ તેનો છેડો પોતાના પ્રાણ અર્પણ કરીને પણ બીજા જીવોને જીવાડવામાં તથા જીવવા દેવામાં પ્રભુશ્રીએ જોયો છે. સંસારના જીવ માત્રને જીવવા દેનાર જ સંસારનો સાચો સેવક કહેવાય છે અને તે જ સમગ્ર સંસારનો સાચો સ્વામી બની શકે છે. સેવક બન્યા વગર સ્વામી બની શકાય નહિ, અને જીવન આપ્યા વગર પરોપકાર કહેવાય નહિ. જીવવાની ઇચ્છાવાળાને જીવવાનું સાધન આપવા બરાબર બીજો કયો ઉપકાર હોઇ શકે? માનવી સંસારના બધા ય જીવોમાં શ્રેષ્ઠતમ કહેવાય છે. માનવજીવન ઉત્તમ કહેવાય છે. થોડામાં થોડા અપરાધે માનવી જીવી શકે છે. તે શેર આટો અને બે કપડાંનો ગ્રાહક છે. માનવપ્રકૃતિના માનવીઓના જીવનને ટકાવવાને એક સરખાં જ સાધન હોય છે. જીવવાના સાધનહીન માનવીને પોતાના શેર આટામાંથી પાશેર આટો આપીને માનવી જીવાડી શકે છે, અને પોતે પણ જીવી શકે છે. બુદ્ધિહીન–નિર્દય લોભના આશ્રયમાં જીવનાર માનવી સાધનની અછતમાં ધાન્ય વેચી ધન સંઘરીને બીજાને મારે છે અને પોતે પણ મરે છે. ધાન્ય વધારે હોય તો ધાન્ય વેચી ધન ન કરતાં ધાન્ય વગરનાને આપી જીવાડે તે દયાળુ માનવી–દેવનો અવતાર–માનવ જીવનમાં પણ દેવની જેમ પૂજાય. તમારી પાસે ધાન્યનો ઢગલો હોય અને બીજો ધાન્ય વગર મરતો હોય અને તમે નિર્દયતાના સ્વામી બનીને બેસી જાઓ, તો કેમ પાલવે? ખૂટી જવાની આશંકાથી, ભૂખે મરવાના ભયથી કે ધાન્ય વેચી ધાન્ય ભેગું કરવાના લોભથી "આપણે શું?" એમ કહીને ઉપેક્ષા કરવી તે માનવપ્રકૃતિના માનવીને ન શોભે. ધાન્યના ઢગલા અખૂટ હોય નહિ અને ધન ખાઇને જીવાય નહિ, તો પછી ધાન્યનુ ધન કરવા કરતાં ધાન્યથી જીવન બચાવવું શું ખોટું છે? જો બીજાના જીવન બચાવવામાં આવશે તો ધાન્યના ઢગલા અખૂટ થશે અને પોતાનું જીવન પણ બચશે, માટે નિર્દયતાના સ્વામી બનવા કરતાં દયાના દાસ બનવું બહુ જ ઠીક કહેવાય.

ઊગતે સૂર્યે માનવીને શેર આટો જોઇએ, પછી જીવન–સૂર્ય આથમતો નથી. કુદરતે આપેલા જીવનના બધા ય સૂર્ય જોઈ શકે છે. ફક્ત શેર આટો વાપરનાર ગરીબ માણસો પણ

સાઠ, સિત્તેર, એંશી અને સો સુધીના જીવન વાપરતા દેખાય છે, માટે પ્રારબ્ધે વધુ આપ્યું હોય તો તમારે જીવવા માટે શેર આટો લઇ લો અને બાકીનું જેના ઉપર પ્રારબ્ધ રૂઠયું હોય તેને જીવવાને આપો, પણ જીવનમાં જેની જરા ય જરૂર નથી એવા મેવા, મિષ્ટાન, સિનેમા, નાટક, મોજશોખમાં વાપરીને વેરી નાખશો નહિ. તમે માનવી છો એટલે માનવીની સંભાળ વહેલી લેવી જોઇએ. તૂઠેલો દૈવ જીવનની જરૂરિયાત કરતાં વધારે તમને જે આપે છે તે વેરી નાખવાને માટે નહિ પણ બીજાને જીવવા તમારી મારફતે અપાવવાને આપે છે; માટે જો તમે બીજાને જીવવા ન આપતાં મદઘેલા બની વેરી નાખશો તો દૈવની આજ્ઞા ન પાળવાથી તેના તમે અપરાધી થશો અને તેની સજા આ જીવનમાં કંગાળ બનીને ભોગવવી પડશે. કદાચ જીવનદીપક બુઝાઇ ગયો તો આગલા જીવનમાં તો છૂટવું મુશ્કેલ છે, મોત આવે તો તેને હાંકી કાઢી ધન–ધાન્ય વગરનાની પાસે મોકલવા વધુ પડતું ધન–ધાન્ય સંઘરી રાખશો તો તમે જીવતા પણ મરેલા જ છો; કારણ કે મોતને સમજાવી કાઢી મૂકવાનું સાધન તમારી પાસે હોવા છતાં તમારા દેખતાં બીજા માનવીઓનાં જીવન ભક્ષણ કરીને બળવાન બનેલું મોત તમારા ઉપર કાંઇ પણ આરોપ મૂકીને, ધન–ધાન્યના સાધનની અવગણના કરીને તમારા જીવનનો કોળિયો કરી જશે, માટે દયાળુપણાનો આદર કરી તમે જીવો અને બીજાને જીવાડો.

મોટા પૈસાદાર બનવાની ધૂન ન રાખતાં પૈસા વગરનાને જીવવા પૈસા આપવાની ધૂન રાખવી. સેંકડો કુટુંબોને નિર્ધન બનાવીને અને જીવનનિર્વાહની મુશીબતોમાં ઉતારી પાડીને પૈસાદાર બનનાર કરતાં વગડામાં જઇને પરિશ્રમથી અડધા મણનો સૂકો લાકડાનો ભારો લાવી, પાંચ ગાઉ દૂર શહેરમાં જઇ વેચી આવીને નિર્દોષ જીવન જીવનાર ગરીબ માણસ શ્રેષ્ઠ છે, અને તે માનવી કહેવડાવવાનો હકદાર છે. વધુ પૈસાદાર બનવાને માટે સાધારણ માણસોએ જીવવાને માટે સંઘરી રાખેલા પૈસા અનીતિથી પડાવી લેવા વ્યવસાય કરવો તે માનવ પ્રકૃતિવાળા માનવીને છાજે નહિ. ગરીબ માણસ પાસેથી જીવવાનું સાધન છીનવી લઈ મારવો નહિ, પણ તેની પાસે રહેવા દઈ જીવવા દેવો. દયાના સેવક–ઉપાસક હો અને ઇચ્છા થાય તો પાસે હોય તે બીજાને આપીને જીવાડો અને એમ ન બની શકતું હોય તો બીજાની પાસે હોય તે રહેવા દઇ જીવવા દેવા દયાનો આશરો લો. અનિશ્ચિત જીવનવાળા માનવી જાણી શકતા નથી કે નિર્દયતાના આશરામાં રહીને પૈસા વધારવાથી જીવન વધી શકતું નથી. દયાની ઉપાસના કરવાથી જ નવું લાંબું જીવન મેળવી શકાય છે, અને જે જીવનને વાપરતા હોય, તે હોય તેટલું સુખેથી વાપરી શકાય છે. પૈસા તથા મોટાઇના માટે પોતે જ પોતાના જીવનના શત્રુ બની બીજાના જીવનના શત્રુ બનવામાં માનવ–પ્રકૃતિને લાંછન લાગે છે. માનવજીવનમાં જીવનારને માનવીના દુઃખની અસર થવી જ જોઈએ. જો ન થાય તો તે પશુ કહેવાય. જીવવાના સાધનના અભાવે અથવા તો બીજા કોઈ કારણથી સ્વતઃ દુઃખ ભોગવતા માનવીને જોઇને બીજા માનવીને દયાની લાગણી થાય છે તો પછી સુખે જીવનાર માનવીની પાસેથી જીવનનું સાધન છીનવી લઇને અથવા તો દુઃખ થાય તેવો બીજો કોઈ પ્રસંગ ઊભો કરીને નિર્દયતા નોતરી અમાનુષીપણું આદરે જ કેમ ?

માનવીના આશ્રયે રહીને થોડામાં થોડા અપરાધે જીવન ગાળનાર અને માનવીનું જીવન સુખમય બનાવવા સહાય કરનાર પશુને જીવાડવાં અને જીવવા દેવા માનવીએ પૂરતી કાળજી

રાખવી જોઇએ–માનવી કરતાં પણ પશુની વધારે સંભાળ રાખવી જોઇએ; કારણ કે માનવીની જેમ, વાચા વગરનું પશુ પોતાનું દુઃખ જણાવી શકતું નથી. ભૂખ્યું–તરસ્યું થયેલ માનવી દયામણું મોઢું કરીને અને દીન વચન બોલીને પણ માણસનું હૃદય દયાથી ભીંજવી નાખે છે અને પોતાને જોઇતી વસ્તુ મેળવી શકે છે તેમ પશુ મેળવી શકતું નથી. આધિવ્યાધિથી રિબાતું હોય તો પણ માનવીની ઇચ્છાને આધીન થઇને તેના કહેવા પ્રમાણે વર્તે છે. અશક્ત અવસ્થામાં મંદ ગતિથી કામ કરવા છતાં પણ નિર્દયતાનો સાથી માનવી અસહ્ય માર મારે છે તો તે પણ મૂંગે મોઢે સહન કરી લે છે. તિરસ્કાર કરી માલિક જેટલો ખોરાક આપે છે તેટલાથી સંતોષ માને છે; પણ ભૂખની કનડગતને લઇને બીજા ખોરાકની આશાથી ડોળા ફાડીને માલિકની રાહ જોયા કરે છે. થોડાંક જ એવાં પુન્યશાળી પશુ હશે કે જેમને પેટ ભરીને ખોરાક મળતો હશે અને મહેનત ઓછી કરવી પડતી હશે.

પશુઓ માણસને દૂધ, દહીં, ઘી વગેરે આપીને પોષે છે, સવારી આપે છે, ખેતર ખેડી ધાન્ય પેદા કરી આપે છે, તેમ જ પશુ મરી ગયા પછી માનવી તેના ચામડાંનો અનેક રીતે ઉપયોગ કરે છે અને મરેલા દેહની બીજી વસ્તુઓ પણ માનવી પોતાના જીવનના સાધન તરીકે અનેક પ્રકારે વાપરે છે. માનવીને જીવનના સાધન મેળવવામાં પોતાનું જીવન અર્પણ કરનાર પશુઓને ભૂખે–તરસે મારી અને ક્રૂરતા વાપરીને પ્રાણ લેનાર માનવી હિંસક જાનવર જ કહી શકાય. કાંઈ પણ ઉપકાર ન કરવા છતાં પણ માનવ દેહ તથા જીવનને ઉત્તમ સમજીને જ દુઃખી માનવીઓને જીવાડવા દયા કરીને જીવવાના સાધન આપવામાં આવે છે; પણ પશુઓ તો માનવીઓને જીવવામાં સહાય કરે છે. એટલે અત્યંત ઉપકારી હોવાથી પોતાના પાલકની જેમ તેની સેવા કરવી જોઇએ. પશુઓ માનવીઓને જીવાડવામાં જેટલો આત્મભોગ આપે છે તેટલો માનવી નથી આપી શકતો. જો પશુઓમાં વિવેકબુદ્ધિ હોય છે તો ઉપકાર કરવામાં માનવી કરતાં વધી જવાથી વધુ લાભ મેળવી શકે છે. ઉપકાર કરવામાં કંજૂસ–વિવેક વગરનો માનવી પશુ કરતાં પણ હલકો છે, માટે તેને પશુ જેવો કહેવામાં આવે છે, તે ભૂલ થાય છે. જે માનવીઓનાં જીવન ખાસ પશુઓનાં જીવન ઉપર આધાર રાખે છે તેમણે તો પશુઓની જીવનદાતા તરીકે જ સેવા કરવી જોઇએ, પણ કેવળ મૂંગા પ્રાણી તરીકેની દયા લાવીને જ નહિ. આવા જીવનના ઉપકારી પશુઓને જીવાડવામાં અપરાધી બનવું પડતું નથી, કારણ કે કેવળ વનસ્પતિ અને પાણીથી જીવનારાં હોવાથી માનવી કરતાં પણ થોડાં અપરાધી છે, માટે તેમના ઉપર નિર્દયતા કરનાર માનવી ઘાતકી જાનવરોનો જ સાથી કહી શકાય.

સ્વાશ્રયમાં રહીને જીવનારા વનવાસી પશુ–પંખીઓને માનવીએ જીવવા દેવા જોઇએ. પોતાના મોજશોખ માટે ભય–ત્રાસ આપવો ન જોઇએ. અને તેમના પ્રાણ લઇને ખુશી થવું જોઇએ નહિ. બીજાને દુઃખ આપીને આનંદ માનનાર માનવી ન કહી શકાય, પણ દાનવ જ કહેવાય. માનવજીવનમાં જીવનાર તો બીજાને સુખ–શાંતિ આપીને જ પોતાને કૃતાર્થ માનનાર હોય છે. જે દુઃખ, ત્રાસ, ભય અને મોત આપણને પસંદ નથી, તે બીજાને શા માટે આપવાં જોઇએ ? આટલો પણ વિવેક જેનામાં ન હોય તે માનવજીવનનું ફળ મેળવવાનો અધિકારી નથી પશુપક્ષીઓના શરીરથી પોતાનું શરીર પોષવાને ખોરાક તરીકેનો

ઉપયોગ કરવા જ તેમના પ્રાણ લેનારાઓ માનવદેહ હોવા છતાં પણ સિંહ જેવા હિંસક જાનવરોનું જીવન જીવે છે. વનવાસી પશુઓ વગડામાં કુદરતી નીપજેલાં વનસ્પતિ તથા પાણી વાપરીને જીવે છે. માનવીની જેમ બુદ્ધિ, વિવેક તથા હાથ આદિ અવયવોની ખામીને લઈને કુદરતે પશુઓને ભાજીપાલો ખાઈને જીવવાના અધિકારી બનાવ્યા છે. માનવીઓની પાસે બુદ્ધિ આદિની સામગ્રી હોવાથી પોતાના જીવનનિર્વાહ માટે તેમને અન્ન આદિ ઉત્પન્ન કરવામાં પરિશ્રમ કરવો પડે છે. જો માનવી ખેતી આદિનો વ્યવસાય કરી જીવનનિર્વાહનું સાધન ન મેળવે તો તેને જીવવું ભારે થઈ પડે છે; કારણ કે માનવીને પશુનો ખોરાક કામ આવે નહિ. પશુની જીવનવ્યવસ્થા કુદરતે માનવીથી જુદા પ્રકારની જ નિર્માણ કરેલી છે; માનવીના આશ્રયે રહી પરાધીનપણે જીવનારા પશુઓ માનવીએ આપેલો કેટલોક અકુદરતી ખોરાક પણ વાપરે છે; પરંતુ તે પોતાની મહેનતથી નીપજેલો હોય છે. કુદરતે માનવીના જીવનનિર્વાહના સાધનમાં કે જે પશુઓની સહાયતાથી ઉત્પન્ન કરવામાં આવે છે તેમાં પશુના ખોરાકનો ભાગ રાખેલો છે; પણ પશુના ખાસ ખોરાકમાં માનવીના ખોરાકનો ભાગ રાખ્યો નથી. કદાચ પશુના ખોરાકમાં વિધાતાએ ભૂલથી ભાગ રાખ્યો હોત તો વિલક્ષણ પ્રકૃતિના માનવી પશુઓને જીવવામાં મોટું વિઘ્ન ઉપસ્થિત કરત! આ પ્રમાણે પશુની જીવનવ્યવસ્થા તપાસતાં સ્પષ્ટ જણાય છે કે, પશુઓ માણસને જીવાડીને જીવે છે. જો પશુઓનું જીવન આવું પરોપકારી હોય છે તો પછી માનવજીવન તો વિવેકી અને પશુઓ કરતાં પણ અત્યંત ઉત્તમ હોય છે, માટે માનવજીવન જીવનારે તો અવશ્ય પ્રાણી માત્રને જીવાડીને અથવા જીવવા દઈને જીવવા માનવપ્રકૃતિને અનુસરીને વર્તવું જોઈએ.



# જીવતાં શિખો

[ ૨૩ ]

જીવવું બધાને ગમે છે પણ જીવતાં શિખવું કોઇકને જ ગમે છે. દેખાદેખીથી જીવનારા દુનિયામાં ઘણા છે પણ સમજીને જીવનાર તો વિરલા જ છે. માનવી મરવું પસંદ કરતા નથી પણ જીવવું પસંદ કેમ કરે છે? તે જો તાત્ત્વિક દૃષ્ટિથી તપાસીએ તો જીવને અનાદિ કાળથી મોહ, મમતા વળગેલી હોય છે. પોતાની ભિન્ન વસ્તુઓની મમતા તો માનવી કોઇક સ્વાર્થના અંગે છોડી શકે છે, પણ શરીરની મમતા છોડવી· તે ઘણું જ કઠણ કામ છે એટલે જીવની સાથે દેહનો સંયોગ બન્યો રહેવો અને મરવું એટલે જીવથી દેહનો વિયોગ થવો, માટે જ માનવીને દેહનો સંયોગ ગમે છે, વિયોગ ગમતો નથી. માનવીને ધન, સંપત્તિ આદિ વસ્તુઓ તો જન્મ્યા પછી અનિયમિત કાળે મળે છે અને નથી પણ મળતી, પરંતુ દેહ તો જન્મથી જ સાથે હોય છે એટલે જ બીજી વસ્તુઓ કરતાં દેહ ઉપર મમતા ઘણી હોય છે. દેહનો વિયોગ ન થવા દેવાને માટે બીજી બધી વસ્તુઓની મમતા છોડી દઇને તેને જતી કરે છે. રસ્તામાં કે ઘરમાં ધન, સંપત્તિ હરણ કરવા આવનાર માણસને ધન, સંપત્તિ આપી દઇને પોતાનાં પ્રાણ બચાવે છે. આ પ્રમાણે જીવનસંપત્તિને અમૂલ્ય માની તેનું રક્ષણ કરનાર માનવીને પૂછવામાં આવે કે–તમને જીવવું સૌથી વધારે કેમ ગમે છે? તમે શા માટે જીવો છો? તો તે મરણને દુઃખની સીમા બતાવીને બધા સુખોનું મૂળ જીવન બતાવે છે. જો કે માનવી મરવાનાં દુઃખોથી અણુજાણ છે. પોતે મોતનાં દુઃખનો અનુભવ કરીને આવ્યો છે છતાં અત્યારે તે બધું વિસરી ગયો છે; કારણ કે પોતે જે દેહમાં મોતનું દુ ખ અનુભવ્યું છે તે અત્યારે વિદ્યમાન નથી. જે દેહમાં પોતે મર્યો હતો તે જો અત્યારે વિદ્યમાન હોત તો મરવાનાં દુઃખનું સાચી રીતે વર્ણન કરી શકત પણ તે દેહ તો છૂટી ગયો છે. અત્યારનો દેહ પૂર્વજન્મોના દેહો કરતાં તદ્દન નવો છે એટલે તે જેમ વિદ્યમાન દેહમાં પ્રાણાંત કષ્ટવાળી માંદગી ભોગવીને સાજા થયા પછી રોગગ્રસ્ત અવસ્થામાં અનુભવેલા દુ ખને વર્ણવી શકે છે તેમ વર્તમાન દેહમાં અનુભવશૂન્ય મોતના દુઃખનું વર્ણન કરી શકતો નથી, તો પણ સૌ કરતાં મરવામાં વધારે દુ.ખ માનીને જીવવું પસંદ કરે છે, તેનું ખાસ કારણ જો સૂક્ષ્મ બુદ્ધિથી વિચારીએ તો મરવાનાં દુઃખથી બીને માનવીને જીવવું ગમે છે એમ નથી, પણ અનાદિની ભોગતૃષ્ણાના સંસ્કારોને લઇને માનવીને દેહ છોડવો ગમતો નથી. વૈષયિક વાસનાઓ પોષવાને માટે જ માનવી જીવે છે અને તે તેમના આચારવિચાર તથા ઉચ્ચાર ઉપરથી સ્પષ્ટ જણાય છે: માનવી માંદો પડે છે ત્યારે ડૉક્ટરોને

તથા વૈદ્યોને બહુમાનપૂર્વક નિમંત્રણ આપે છે અને વહાલામાં વહાલી ધન-સંપત્તિ તેમનાં ચરણે ધરીને તેમની આજ્ઞા અખંડ રીતે પાળે છે, તેનું ખાસ કારણ તો ભોગતૃષ્ણા બુઝવવા જીવવાની લાલસા હોય છે. તાત્પર્ય કે માંદો માનવી ભોગથી વંચિત રહેવાના ભયથી ધનને તુચ્છ ગણીને ડૉકટરોનો આશ્રય લે છે. જો કોઈ નિષ્ણાત વૈદ્ય તેને તપાસીને કહી દે કે ભય જેવું નથી, સાજા થઇ જશો તો પછી તે સાધારણ દવાનો ઉપચાર કરે છે પણ ડૉકટરોની પરવા રાખતો નથી અને ભોગના સાધનભૂત ધનને વેરી નાખતો નથી. આ પ્રમાણે ધન-સંપત્તિવાળો માનવી પોતે મેળવેલાં વૈષયિક સુખનાં સાધનો વાપરીને પોતાની વૈષયિક વાસના પોષવાને માટે જ જીવે છે. જેની પાસે ધન-સંપત્તિ નથી તેવો વિષયપોષક સાધનના અભાવવાળો માનવી આજ નહિં તો કાલે ધન-સંપત્તિ મેળવીને વૈષયિક સુખના સાધન મેળવીશ એવી આશાથી મરવું પસંદ કરતો નથી. જો જીવવાનું ખાસ કારણ મૃત્યુની અસહ્ય વેદના જ હોય તો પછી કેટલાક માનવીઓ એમ કહેતા સંભળાય છે કે આવી દશા ભોગવવા કરતાં તો મરી જવું સારું છે. આવી રીતે કહી સંભળાવનારા જ નહિ પણ આપઘાત કરીને ખુશીથી મૃત્યુને ભેટનારાઓ પણ દૃષ્ટિગોચર થાય છે, તે ન હોવું જોઇએ, માટે જો મોતના દુઃખથી બીતા હોય તો પછી ગમે તેવી દશામાં મોતને સંભારે પણ નહિં પરંતુ આર્થિક સંપત્તિથી ઘસાઈ ગયેલા કે વંચિત રહેલા તથા ધનસમૃદ્ધ શ્રીમંતોની વૈષયિક સુખોની લીલા જોઇને પોતાને કંગાલ, દરિદ્રી તથા દુઃખી માનનારા મોતને સંભારે છે. અને કેટલાક તો ધન-સંપત્તિથી વૈષયિક સુખનાં સાધન મેળવેલા હોવા છતાં પણ ગૃહકલેશ તથા કુટુંબકલેશથી કષાયને આધીન થઈને મૃત્યુનો આશ્રય લે છે. પણ આવી રીતે મરવું પસંદ કરનારાઓ સંસારમાં અત્યંત અલ્પ પ્રમાણમાં હોય છે. માનવી ગમે તેવી દશામાં મોતના પડછાયાને પણ પસંદ કરતો નથી. અને 'અમે સુખે જીવીએ છીએ' એમ કહેનાર માનવીઓની પ્રવૃત્તિઓનું અનુકરણ કરીને પોતે પણ તેવું સુખી જીવન બનાવવા પ્રયાસ કરે છે.

અજ્ઞાની જનતાએ માની લીધેલું સુખ તથા તેને મેળવવાની પદ્ધતિને પ્રાયઃ બધા અનુસરી રહ્યા છે પણ તેની સત્યતાની ખાતરી કરવા કોઇક જ ધ્યાન આપે છે. કોઈ પણ માનવીને પૂછવામાં આવે તો તે પોતાની ગમે તેવી પ્રવૃત્તિને સુખી થવા માટે જ બતાવે છે અને જીવનનો હેતુ પણ સુખ ભોગવવાનું જ બતાવે છે; પણ તે સુખે જીવે છે કે દુઃખે જીવે છે અને તેની પ્રવૃત્તિનું ફળ સુખ છે કે દુઃખ છે તે તો સાચી સમજણવાળા જ જાણી શકે છે. બાકી દેખાદેખીથી પ્રવૃત્તિ કરનાર અને અવળી સમજણથી સુખી જીવન માનનાર સાચું સમજી શકતા નથી અને તેથી સમજાવી પણ શકતા નથી. કોઇ માણસ પાસે કરોડની સંપત્તિ હોય અને તે સંપત્તિથી બાગ-બંગલા આદિ મોજશોખનાં સાધન વસાવ્યાં હોય અને પોતાને ઘણો જ સુખી માનતો હોય તેને કહેવામાં આવે કે તમારું સુખ તો જરા દેખાડો, તો તે બાગ, બંગલા આદિ જડાત્મક વસ્તુઓના સ્વામીપણા સિવાય બીજું કાંઇ પણ બતાવી શકતો નથી. અર્થાત્ પોતાની જડાત્મક ઋદ્ધિનું વર્ણન કરીને કહેશે કે-મારી પાસે આ બધી વસ્તુઓ છે તેથી હું સુખી છું. બાકી અણજાણ જોનાર માણસ ફક્ત માણસને જોવા માત્રથી જ આ સુખી છે કે કેમ તે જાણી શકતો નથી; કારણ કે કહેવાતો શ્રીમંત તથા ગરીબ બંને જણા રસ્તામાં ચાલ્યા જતા હોય તો ખાસ કોઈ ચિહ્ન

એવું હોતું નથી કે જેને લઈને તેમનાથી અણજાણ્યુ માણુસ તેમને જોઈને શ્રીમંતાઈ તથા ગરીબાઈ અને તેના અંગે સુખી, દુઃખીનો ભેદ પાડી શકે. મોઢાની પ્રસન્નતા, શરીરની સુંદરતા તથા પુષ્ટતા અથવા સુંદર વસ્ત્રો તથા ઘરેણાંની વિદ્યમાનતા તો ગરીબ હોય કે શ્રીમંત હોય બન્નેમાં જોવામાં આવે છે અને મોટે ભાગે તો શરીરમાં બળ, સુંદરતા, લાવણ્ય, આરોગ્ય તથા પુષ્ટતા જે કાંઇ ગરીબમાં જોવામાં આવે છે તે શ્રીમંતોમાં જણાતી નથી; કારણ કે પ્રાયઃ શ્રીમંતોનો આહારવિહાર અનિયમિત હોય છે તેમ જ વ્યવહાર પણ અનીતિમય હોય છે તેથી તેમનું સ્વાસ્થ્ય પણ બગડેલું રહે છે એટલે તેમને દવાના આશ્રયે જીવવું પડે છે, જેને લઈને તેમના શરીરની સુંદરતા તથા બળ ક્ષય થઇ ગયેલાં હોય છે; માટે કહેવાતો શ્રીમંત સુખને દેખાડી શકતો નથી, પણ અજ્ઞાની જનતામાં જે માણુસની પાસે સારા પ્રમાણમાં ધન–સંપત્તિ હોય અને પૌદ્‌ગલિક સુખનાં સાધન હોય–ભલે પછી તે રોગોથી પીડાતો હોય કે માનસિક દુઃખથી દબાયેલો હોય તો પણ તેને સુખી માનવાની અને બહુ-માન કરવાની પદ્ધતિ પડી ગઇ છે. અને તેથી કરીને જ તે પોતાને સુખી માની મિથ્યાભિ-માનથી ફૂલાઇ જાય છે અને ધન–સંપત્તિ વગરનાને કંગાળ માની મનથી તેનો તિરસ્કાર કરે છે. કહેવાતા શ્રીમંતનું બધું સુખ બાગ-બંગલા, મોટર આદિ પૌદ્‌ગલિક વસ્તુઓને આધીન છે પરંતુ જરા પણ સ્વાધીન નથી. જોનાર માણુસ પણ આ બધી વસ્તુ જોઇને તેના સ્વામીપણાના આશયથી જ તેને શ્રીમંત તથા સુખી કહે છે. જો આ બધી વસ્તુઓ તેની પાસે ન હોય તો તેને કોઈપણ શ્રીમંત કહેતું નથી, માટે જ માણુસને આધીન શ્રીમંતાઈ કે સુખ નથી પણ ધન–સંપત્તિ આદિ જડાત્મક વસ્તુઓને આધીન હોવાથી એક કલાક પહેલાં જે શ્રીમંત અને સુખી કહેવાતો હતો તે જ ધન–સંપત્તિ આદિ નાશ પામવાથી ગરીબ તથા પરમ દુઃખી કહેવાય છે. ધન–સંપત્તિને લીધે પોતાને સુખી માનવાવાળો શ્રીમંત નિશ્ચિંત બની શાંતિ કેમ ભોગવતો નથી? તેની પાસે બધું હોવા છતાં પણ કયા સુખની ખામી રહી ગઇ છે કે જે માટે તે ટાઢ, તડકો વેઠે છે અને ચિંતાવાળા વ્યાપારોમાં માથું મારે છે, સુખમય જીવન કેમ ગાળતો નથી?"

વસ્તુસ્થિતિ એવી છે કે શ્રીમંત માનવીને તૃષ્ણા તથા ભય બન્ને રહેલા હોવાથી તે ભલે પોતાને સુખી કહી દેખાડે, પણ ખરું જોતાં તો તે પરમ દુઃખી છે, કારણ કે માનવીની પાસે જ્યાં સુધી મનોવૃત્તિને મલિન તથા વિકળ બનાવનાર ધન નથી હોતું ત્યાં સુધી તો તેને કુટુંબપોષણ અને જીવનનિર્વાહ જેટલાં જ ધનની જરૂર હોય છે એટલે તેને તેટલું મળી જાય તો તે સુખે જીવે છે, તેને લાખો મેળવવાની લાલસા કનડતી નથી; પણ જેની પાસે લાખોની સંપત્તિ થઇ ગઈ હોય છે તે પોતાને એમ માની લે છે કે હું જન્મથી જ લાખપતિ છું પણ બે, ચાર વરસમાં જ હું લાખપતિ થયો છું એવો તેને ભાસ જ થતો નથી અને તેથી કરી તે લાખપતિથી કરોડપતિ બનવાની તૃષ્ણાનો દાસ બનવાનો અને તેથી તે તૃષ્ણા તેના મનની શાંતિનો નાશ કરવાની જ અને મેળવેલું ધન નાશ થવાનો ભય તેના સુખનો પણ નાશ કરવાનો જ એટલે કે ધન ઓછું થવાના ભયથી નિરંતર તેના મનમાં અસુખ રહે છે અને તેથી પોતાની પાસેનું ધન વ્યાપારથી કે બીજા કોઈ કારણથી ઓછું થઇ જાય તો તેને અત્યંત દુઃખ થાય છે. ધન ઓછું ન થાય એટલા માટે તો તે પુન્ય ઉપાર્જન

કરવા ધર્મકાર્યમાં કે સુખે જીવવાને જોઈતાં સાધનો મેળવવામાં તેને વાપરતો નથી અને કંજૂસાઈથી દુઃખપૂર્વક જીવે છે. જો કે પોતે વિચાર કરે તો જન્મથી જ તેની પાસે ધન–સંપત્તિ ન હતી પણ બે, પાંચ વરસમાં જ તેને મળેલી છે, તે જો કદાચ જતી રહેશે તો તેનું કાંઈ પણ ઓછું થવાનું નથી; કારણ કે તે બહારથી જેવી આવી તેવી પાછી બહાર નીકળી જાય છે તેમાં કાંઈ દુઃખ મનાવવાની જરૂર નથી. જો જન્મતાં જ લાખોની સંપત્તિ મળી હોય અને તે પાછળથી કદાચ જતી રહે તો માનવીને ચિરપરિચિત લક્ષ્મી માટે કાંઈક દુઃખ થાય ખરું, પણ જે વસ્તુ પાસે હતી જ નહિ તે જો કદાચ પરોણા તરીકે થોડા દિવસ અથવા તો મહિના કે વરસ રહીને ચાલી જાય તો તેથી કાંઈ પણ તેનું જતું ન હોવાથી તેને દુઃખ મનાવવાની કાંઈ પણ જરૂર નથી. માનવીને બીજી રીતે પણ ધનનાશથી દુઃખ થાય છે. જ્યારે માનવીને વ્યાપારમાં અણચિંતવ્યો લાભ મળવાથી સાધારણ સ્થિતિમાંથી લાખપતિ બની જાય છે ત્યારે તેને ઉન્માદ આવી જાય છે અને તેથી પોતાની સ્થિતિ બહુ જ જલદી બદલી નાખે છે. એટલે કે તે બાગ, બંગલા, મોટર આદિ વસાવીને પ્રથમની સ્થિતિ ભૂલી જઈને પોતાને બહુ જ સુખી માની લે છે અને મિથ્યાભિમાનના આવેશથી પહેલાંની પોતાની જેવી જ સ્થિતિવાળા માણસોને તુચ્છ ગણે છે અને પોતે મેળવેલી ધન–સંપત્તિ સદાને માટે સ્થિર રહેવાની શ્રદ્ધાથી છૂટથી વાપરે છે; કારણ કે પૂર્વે ઉપાર્જન કરેલા પુન્યના બળથી વ્યાપારમાં ધાર્યા કરતાં અધિકતર લાભ મળતો જ રહે છે એટલે નિર્ભયપણે વ્યાપારનું ક્ષેત્ર પણ વધારે છે, પણ જ્યારે પુન્યબળ કાચું પડી જવાથી વ્યાપારથી અણધાર્યું નુકસાન આવે છે ત્યારે તેને પૂરવા જેમ જેમ પ્રયત્ન કરે છે તેમ તેમ લક્ષ્મીનો નાશ થતો જાય છે. છેવટે જીવનનિર્વાહ પૂરતું તેની પાસે ધન રહેવા છતાં પણ ભૂતકાળમાં ભોગવેલાં સુખો પોતાને સાંભરવાથી ઘણું જ દુઃખ થાય છે. માનવ પ્રકૃતિનો એક એવો પણ નિયમ છે કે–માનવી પુષ્કળ દુઃખ વેઠીને સારી રીતે સુખી થયો હોય તો તે દુઃખ તેને સાંભરતું નથી, પણ સુખ ભોગવીને જ્યારે દુઃખી અવસ્થાને ભોગવવાનો સમય આવે છે ત્યારે ભોગવેલું સુખ વારંવાર સાંભરવાથી ધનનાશ તથા સુખ–સ્મૃતિથી બેવડો દુઃખી થાય છે. આ પ્રમાણે શ્રીમંતાઈમાં સુખી જીવન માનનારને ધન વધારવાની તૃષ્ણા તથા ધનનાશનો ભય હોવાથી સુખ–શાંતિ હોતી નથી છતાં ઉપરનો ડોળ કરીને 'અમે સુખી છીએ' એમ બીજાને બતાવવા પ્રયાસ કરે છે, પણ પરિણામે તો તેમનું આંતર જીવન બહાર આવ્યા વગર રહેતું નથી.

જન્મથી શ્રીમંત હોય કે પાછળથી શ્રીમંત થયો હોય તો પણ તે એટલું તો જાણે છે, જુએ છે અને અનુભવે પણ છે કે જે ધન–સંપત્તિથી હું સુખી કહેવાઉં છું, શ્રીમંત જણાઉં છું તે અસ્થિર છે–ચંચળ છે, આજ છે અને કાલે નથી છતાં તે મળેલી લક્ષ્મીને જાળવી રાખી વધારવાને માટે મેળવેલા સુખનાં સાધનોનો નિશ્ચિંતપણે ઉપભોગ કરી શકતો નથી; પણ મારી પાસે પુષ્કળ સંપત્તિ છે એમ સમજીને સંતોષ માને છે. જો મૂર્ખમાં મૂર્ખ માણસ પણ ધ્યાન આપે તો તે સારી રીતે જાણી શકે છે કે લક્ષ્મી અસ્થિર છે, તેનું વહેણ ચાલુ જ રહે છે, એક દિશામાંથી લક્ષ્મીનો પ્રવાહ આવે છે તે બીજી દિશામા વહેતો રહે છે, પણ એક જ સ્થળે સ્થિર રહીને સંચય થતો નથી અને તે આવક તથા ખરચથી જાણી શકાય છે. થોડી આવકવાળાને થોડું ખરચ અને ઘણી આવકવાળાને ઘણું ખરચ હોય

છે. ખરચ દ્વારા લક્ષ્મી પોતાનો રસ્તો કરે છે. જેઓ કંજૂસાઇ કરીને આવકના પ્રમાણમાં ખરચ રાખતા નથી અને ધર્મના કામમાં ધન વાપરવું તે નાખી દેવા જેવું માનતા હોય, ઘરના માણસોને પોષવામાં પરોપકાર સમજતા હોય તથા ખાવા–પીવામાં કે પહેરવા–ઓઢવામાં ઘણું જ કષ્ટ વેઠતા હોય અને માનતા હોય કે લક્ષ્મી પોતાનો અસ્થિર સ્વભાવ બદલશે, તેમનો આ વિચાર તેમની ટૂંકી બુદ્ધિનું સૂચન કરે છે, કારણ કે લક્ષ્મીનો અસ્થિર સ્વભાવ બદલાવવાને સંસારમાં માણસોએ આવી રીતે અનેક અખતરાઓ કરી જોયાં છે, પણ કરિયાતું જો પોતાનો કડવો સ્વભાવ છોડીને મીઠું થાય તો જ લક્ષ્મી પોતાનો અસ્થિર સ્વભાવ છોડીને સ્થિર થઈ શકે. લક્ષ્મીને તીજોરીમાં પૂરી રાખો કે વાપરવાને ગમે તેટલી કંજૂસાઇ કરો પણ નિર્માણ થયેલા સંબંધનો સમય પૂરો થતાં જ ચાલી જાય છે અને તે વેપારમાં ખોટ જવી, બિમારી આવવી, લડાઇ થવી, ઘરમાં આગ લાગવી, જલપ્રલય થવો ઈત્યાદિ નિમિત્તો દ્વારા બહુ જલદીથી નાશ પામી જાય છે કે જેનો ખ્યાલ માનવીને સ્વપ્નમાં પણ હોતો નથી; છતાં માણસોને 'પોતે સુખી છે, શ્રીમંત છે' એમ કહેવડાવવાને માટે ધનની તૃષ્ણા વધારે હોય છે અને તેથી તે અજ્ઞાની માણસો દેખાદેખી, અધર્મ તથા અનીતિ આદરીને મેળવેલા ધનથી પૌદ્ગલિક સુખનાં સાધનો બનાવે છે. તેને જોઇને અજ્ઞાની જનતા તેમને વખાણે છે અને કહે છે કે-તમે શ્રીમંત છો–સુખી છો. આ પ્રમાણે સાંભળીને તેઓ પોતાને સુખી માને છે અને રાજી થાય છે, પણ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં તો તે સુખી જ નથી. એટલે આવી રીતે માનવ-જીવન જીવનારાઓ સાચું જીવી જાણતા જ નથી.

માનવીને જીવન તથા ધન એ વસ્તુઓ મળે છે. ધન માટે મળવાનો નિયમ નથી. મળે પણ છે અને કેટલાકને નથી પણ મળતું, જીવન તો બધા માનવીને મળે છે; પરંતુ બન્ને વસ્તુઓનો ઉપયોગ કરવાને બુદ્ધિ તથા ડહાપણ જ્યાં સુધી ન મળે ત્યાં સુધી બન્ને નકામાં છે. જેઓ જીવતાં તથા ધન વાપરતાં શિખ્યા છે તેઓ જ સાચી રીતે જીવી જાણે છે અને સાચા શ્રીમંત કહેવાય છે. બાકી તો મૂર્ખાઇભરેલા જીવનમાં જો ધન મળ્યું હોય તો તે તેનો દુરુપયોગ કરીને સ્વપરનું અકલ્યાણ જ કરે છે. જેમનાં જીવન બીજા જીવોને ત્રાસ, ભય તથા પ્રાણાંત કષ્ટ આપનારાં હોય છે તેઓ સાચું માનવજીવન જીવતા નથી, પણ હિંસક પશુઓનું જીવન જીવે છે. તેવી જ રીતે મૂર્ખ શ્રીમંતો પણ સ્વપરના શત્રુ હોય છે; કારણ કે જે કૃત્યોથી પોતાનો આત્મા હલકી ગતિઓમાં અનેક પ્રકારનાં શરીરો ધારણ કરે છે. જન્મ, જરા, મરણ, રોગ, શોક આદિની અસહ્ય વેદના ભોગવતો આવ્યો છે, તેમાંથી તેને છોડાવવાને માટે સત્કૃત્યો ન કરતાં પાંચે ઇંદ્રિયોના વિષય પોષવાને માટે ધન દ્વારા અનેક જીવોનો સંહાર થાય તેવી પ્રવૃત્તિ આદરે છે, કારણ કે એક ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના સૂક્ષ્મ તથા સ્થૂલ જીવોનો સંહાર કર્યા વગર પાંચે ઇંદ્રિયોની વિષયપોષક વસ્તુઓ બની શકતી નથી. માનવી ખોટા બનાવટી સુખ માટે 'જેમ મને જીવવું ગમે છે તેમ જીવ માત્રને જીવવું ગમે છે' એ અનાદિસિદ્ધ નિયમને ભૂલી જાય છે અને બીજા જીવોના પ્રાણ બચાવવાની પરવા કર્યા વગર અજ્ઞાની જીવોએ માની લીધેલા આનંદ તથા ક્ષણિક અને બનાવટી સુખ ભોગવ્યું હોય છે તેના કરતાં અનંતગણું અક્ષણિક દુઃખ ભોગવવાને ભાવી

ભવોમાં અધમ ગતિઓનો આશ્રિત બને છે. મૂર્ખ શ્રીમંતો પરનું અકલ્યાણ કરવામાં એવી રીતે પણ કારણ બને છે કે પોતે મેળવેલી સંપત્તિનો સદુપયોગ ન કરતાં એટલે કે આત્મ-શ્રેય માટે ધાર્મિક કાર્યમાં અથવા તો જીવનનિર્વાહનાં સાધનના અભાવે દુઃખ ભોગવતા જીવોને સાધનસંપન્ન બનાવવામાં ન વાપરતાં અનેક ક્ષુદ્ર જીવોનાં પ્રાણનો નાશ કરીને બાગ-બંગલા આદિ વસ્તુઓ જનતાને ગમે તેવી રીતે તૈયાર કરે છે, જેને જોઇને જડાસક્ત–અજ્ઞાની જીવો તેના વખાણ કરે છે, તેથી તેઓ પાપના ભાગી બને છે, કારણ કે અનેક જીવોના નાશથી ઉત્પન્ન થયેલી બાગ–બંગલા આદિ વસ્તુઓને વખાણી તેની બનાવટનું અનુમોદન કરવાથી તે વસ્તુ વગર ભોગવ્યે પણ તેઓને પાપનો હિસ્સો મળે છે. જેમકે નિરારંભી ધાર્મિક કાર્યોને વખાણી ધર્મી પુરુષોનું અનુમોદન કરવાથી પુન્યબંધ થાય છે તેમ જ સારંભી પાપથી પેદા થયેલી વસ્તુને વખાણી અનુમોદન કરવાથી પાપ પણ બંધાય છે. અને બીજું કહેવાતા બાગ-બંગલાવાળા શ્રીમંતોની અજ્ઞાની જનતામાં માન–મોટાઈ તથા આદર–સત્કાર જોઇને સાધારણ સ્થિતિવાળા માણસો પણ ધન–સંપત્તિ મેળવીને માન–મોટાઇ મેળવવા અને હું પણ શ્રીમંત અને સુખી છું એવું જડાસક્ત જીવોને દેખાડવા અસત્ય, માયા તથા અનીતિ આદરીને પણ ધન મેળવે છે અને પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી પોતાને કૃતકૃત્ય માને છે અને જો પુન્યની ખામીથી ધન–સંપત્તિ ન મળવાથી જનતા ખુશી થઇને પ્રશંસા કરે તેવું કાંઇ પણ બનાવી શકે નહિ તો પોતાની પાસે જીવનનિર્વાહનું સાધન હોવા છતાં પણ શ્રીમંતોના બાગ, બંગલા, મોટર આદિ જોઇને અદેખાઈ કરે છે, મનમાં બળે છે અને દુઃખે જીવીને દુર્ગતિમાં ચાલ્યા જાય છે. આ બધાનું મૂળ કારણ તો મૂર્ખ શ્રીમંતોની પ્રવૃત્તિ જ છે અને તેથી જ તેઓ પરનું અકલ્યાણ કરવામાં કારણભૂત હોય છે.

સંસારમાં સુખે જીવીને સદ્ગતિ મેળવવાની ઈચ્છાવાળા સમજુ માણસોએ અજ્ઞાની તથા જડાસક્ત શ્રીમંતોનું જીવન જીવવાની ઇચ્છા રાખવી ન જોઇએ, પણ જ્ઞાની મહાપુરુષોના જીવનનો અભ્યાસ કરીને પોતાના જીવનને તેમના જીવવાના માર્ગે વાળવું જોઇએ; તો જ સાચી રીતે સુખથી જીવી શકાય છે; કારણ કે મહાપુરુષોએ જ સાચી રીતે જીવી જાણ્યું છે તેથી તેમનું જીવન જીવનારા આત્માઓ પરમપદ મેળવીને શાશ્વત સુખના ભોગી બન્યા છે. દુઃખોનો નાશ કરવા જીવનાર જ સુખે સાચું જીવે છે, પણ સુખ ભોગવવાની ઈચ્છાથી જીવનાર સુખે જીવી શકતો જ નથી, માટે જ જેઓ પોતાને એમ માને છે કે અમે પરમ સુખ ભોગવીએ છીએ તે જ સંસારમાં પરમ દુઃખી છે. વિભાવ દશામાં વિકૃત થયેલો આત્મા જ પોતાને સુખી માનવા–મનાવવા પ્રયત્ન કરે છે. જે સ્વભાવ દશાવાળા આત્મા છે તેમને સુખી માનવા–મનાવવાનો સંકલ્પ સરખો હોતો નથી; કારણ કે તેઓ પોતે સુખસ્વરૂપ છે, તેથી તેમાં અસુખનો અંશ સરખો હોતો નથી. જીવન તથા સુખમાં કાંઇ પણ અંતર નથી. જે જીવન છે તે સુખ છે અને જે સુખ છે તે જ જીવન છે. બન્નેમાં ફક્ત નામનું અંતર છે. જીવન તથા સુખ બન્ને આત્મધર્મ છે અને જેની કલ્પના કરવામાં આવે છે અથવા સંકલ્પ કરવામાં આવે છે તે દુઃખ છે પણ સુખ નથી અને તેથી તે કોઇ પણ વસ્તુનો ધર્મ નથી પણ આત્મપરિણત દેહની સાથે પૌદ્ગલિક દ્રવ્યોના સંયોગથી ઉત્પન્ન થયેલી અજ્ઞાની જીવની કલ્પના માત્ર છે કે જેને જડાસક્ત જીવો સુખ કહે છે. જ્યારે દેહ પૌદ્ગલિક દ્રવ્યોનાં સંયોગનો વિયોગ થાય છે ત્યારે દુઃખની કલ્પના કરવામાં આવે છે, માટે કાલ્પનિક

સુખ તથા દુઃખ તાત્ત્વિક નથી. આ બન્ને સુખ તથા દુઃખ દ્રવ્ય નથી તેમ જ ગુણુ પણુ નથી, પરંતુ દ્રવ્યોનો સંયોગવિયોગ માત્ર છે, તેને અનાદિ કાળથી તીવ્ર રાગ, દ્વેષ તથા મોહને આધીન થયેલો આત્મા સુખ, દુઃખ તરીકે માને છે અને મોહે મનાવેલા અનુકૂળ સંયોગો મળવાથી પોતાને સુખે જીવવાનું માને છે. અજ્ઞાનીઓએ માનેલું સાચું જીવનાર તો ઘણું શોધવા છતાં પણુ મળતા નથી. કષાય, વિષયની ઉપશાંતતા વગર અને અનાસક્તિ પ્રગટ્યા વગર તો કોઇ પણુ–'હું સાચું કહું છું' એમ કહેવાનો પણુ અધિકારી નથી, કારણુ કે જીવોને જીવાડવાની ભાવના વગર જીવન સાચું બની શકતું નથી અને કષાય, વિષય તથા આસક્તિભાવ જીવોને જીવાડવાના વિરોધી છે. જીવોનું પ્રાણુધન લૂંટ્યા વગર વિષયાસક્તિમાં સંતોષ મળી શકે નહિ. કષાય, વિષય તથા આસક્તિમાં તરબોળ થયેલા જીવનવાળાનો-દાહજ્વર અનેક જીવોના જીવનના ભોગે પણુ શમતો જ નથી.



# સાચું જીવન

( ૨૪ )

**સંસાર** જીવવાની ધમાલમાં પડ્યો છે. મનુષ્ય જીવવા માટે ઘણા ઘણા ઉપાયો કરે છે. અનાદિ કાળના અભ્યાસથી ખાવાને જીવવાનું મુખ્ય કારણ માને છે. ખાધા વગર જીવી શકાય નહિ એવી માન્યતા લગભગ આખા ય સંસારની છે. કહેવતોમાં પણ અન્નને પ્રાણ માનવામાં આવે છે—જીવવા માટે બીજા બધા ય વગર ચાલે પણ ખાધા વગર તો ચાલે જ નહિ.

વાત સાચી છે. ઘડિયાળ ચાવી આપે તો ચાલે અને દીવો તેલ પૂરે તો બળે, તેમ જ દેહધારી જીવો ખાય તો જીવે; પણ કમાન તૂટી ગયા પછી કે બત્તી પૂરી થયા પછી ચાવી કે તેલ પૂરવાથી ઘડિયાળ કે દીવો ચાલવાની કે બળવાની ક્રિયા કરી શકતા નથી; તેમ જ આયુષ્ય તૂટી ગયા પછી ખાવાથી જીવો જીવી શકતા નથી. જીવો ખાવા છતાં ય મરી જાય છે.

ખરું જોતાં તો સંસાર સાચા જીવનને ઓળખી શક્યો જ નથી કે જે જીવન આત્મા-જીવનો અસાધારણ ધર્મ છે. સંસારી જીવો જે જીવનને નિત્ય બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે તે આયુષ્યકર્મના ઉદયથી જોડાયેલ જીવ અને દેહના સંયોગસ્વરૂપ છે. જે સંયોગસ્વરૂપથી જ અનિત્ય છે તેને આજ સુધીમાં કોઇ પણ નિત્ય બનાવી શક્યું નથી. પ્રભુ શ્રી મહાવીર પણ દેહ—જીવના સંયોગને એક ક્ષણ પણ વધારી શક્યા નથી અર્થાત્ એક ક્ષણ પણ વધારે જીવી શક્યા નથી.

જીવવાનો મોહ બધા ય જીવોને છે. જે જીવન—દેહ સંયોગસ્વરૂપ છે તેમાં જ આનંદ માની તેનાથી છૂટું પડવું ગમતું નથી. આધુનિક સંસારમાં ત્યાગી, ભોગી, અધ્યાત્મી, બહિરાત્મદશાવાળા કે અંતરાત્મદશાવાળા બધા ય મોતથી ભય પામે છે, દેહને છોડવાની વાત સાંભળવા માત્રથી જ બહુ દુઃખી થાય છે, પણ સર્વથા દેહથી છૂટી ગયા સિવાય મુક્તિ મળી શકતી નથી. દેહના સંયોગના સર્વથા અભાવસ્વરૂપ વિયોગ તે જ મુક્તિ અને તે જ સાચું જીવન છે. આવી રીતે કહેનારની તો સંખ્યા કંઇક દૃષ્ટિગોચર થાય છે પણ તેવી દૃઢ શ્રદ્ધા—આત્મવિશ્વાસવાળો તો ભાગ્યે જ કોઇક હશે.

પોતે નિરાકાર હોવા છતાં જીવન જે કાંઇ આકાર મળે છે તેને પોતાનું જ સ્વરૂપ માનીને ન ભુંસાવા દેવાને માટે ઉત્તમ માનવજીવનને વ્યર્થ વેરી નાખે છે; તો પણ છેવટે આકાર તો ભુંસાઇ જ જાય છે, માટે નિરાકાર સ્વરૂપ પ્રગટ કરવાને જ જીવન વાપરવું જોઇએ.

જેટલા આકારો છે તેટલા બધા ય બનાવટી છે–ખોટા છે. પરમાણુઓના સ્કંધો છે. ભિન્નભિન્ન પરમાણુઓના સમૂહથી જે સ્કંધ બને છે તે સ્વરૂપથી જ ભિન્ન છે, માટે તે અભિન્ન સ્વરૂપવાળા કેવી રીતે બની શકે? અને અભિન્ન થયા સિવાય નિત્ય સ્થાયીપણું તેમાં હોઈ શકે જ નહિ.

રેતીમાં રમનાર બાળકો, રેતીના કણસમૂહનાં ઢેરાં અને ઘરો બનાવી શકે ખરા; પણ તેને ચિરસ્થાયી રાખી શકતા નથી, કારણ કે વિખરાઇ જવાના સ્વભાવવાળો કણસમૂહ વિખરાઇ જ જવાનો, તેમ જ જડમાં રમનાર બાળજીવ પરમાણુસમૂહના અનેક આકાર બનાવી શકે ખરો, પણ રાખી શકે નહિ, કારણ કે પરમાણુસમૂહ વિખરાઈ જવાના સ્વભાવવાળો છે.

જન્મ–મરણનો કાયદો જડ ચેતનમય આખા સંસારને લાગુ પડે છે. બધી દુનિયા જન્મે છે અને મરે છે. જન્મમરણમાંથી જડ પણ બચી શકતું નથી. દુનિયા ક્ષણિક છે એટલે જન્મમરણવાળી છે. દરેક ક્ષણમાં જન્મમરણ રહેલાં છે. જે ક્ષણમાં જન્મ છે તે જ ક્ષણમાં મરણ પણ છે અને જે ક્ષણમાં મરણ છે તે જ ક્ષણમાં જન્મ પણ છે.

જન્મ–મરણ એટલે સંયોગ–વિયોગ. સંયોગ તે જન્મ અને વિયોગ તે મરણ. બધા મોતથી ભય પામે છે પણ જન્મથી કોઇ પણ ભય પામતું નથી. મોતથી બચવા માટે બધા અનેક ઉપાયો કરે છે, પણ જન્મથી બચવા માટે કોઇ પણ ઉપાય કરતું નથી. આ ઉપરથી એમ જણાઇ આવે છે કે સંસારનો વિયોગ ન થવા દેવા જીવ માત્રનો પ્રયત્ન છે; પણ સંસારનો સંયોગ ન થવા દેવા કોઈનો પણ પ્રયત્ન નથી. તીર્થંકર આદિ મહાપુરુષોનો પ્રયત્ન સંસારનો સંયોગ ન થવા દેવા માટેનો જ હતો, પણ મોતથી બચવા માટે નહિ. તેમને જન્મનો ભય હતો પણ મરણનો ભય નહોતો. સંપૂર્ણ મરણની તો તેમને ઇચ્છા હતી; કારણ કે સંપૂર્ણ મરણ તે મુક્તિ અને અપૂર્ણ મરણ તે સંસાર. જન્મથી બચવાનો અને મરણથી બચવાનો ઉપાય ભિન્ન છે, કારણ કે બન્ને ભિન્ન સ્વરૂપ છે, એક સંયોગસ્વરૂપ છે અને બીજો વિયોગ-સ્વરૂપ છે. જન્મથી બચવાનો ઉપાય સર્વથા જડ સંસારનો ત્યાગ કરવો અને મોતથી બચવા માટે જડ સંસારનો છૂટથી ઉપયોગ કરવો પડે છે; કારણ કે જડ સંસારથી આત્માને છૂટો ન થવા દેવા માટે જડને પુષ્ટ બનાવવાં પડે છે. દેહથી જીવને છૂટો ન થવા દેવાને જડ વસ્તુઓનો પુષ્કળ ઉપયોગ કરવો પડે છે, જેથી કરીને જડ સંસાર બળવાન બનવાથી જન્મથી બચી શકાતું નથી અને વારંવાર જન્મ ધારણ કરવા પડે છે; તેમ જ મોતથી બચવા જતાં વધારે ને વધારે મોતને આધીન થવું પડે છે, છતાં અનાદિ કાળના અભ્યાસથી બોધશૂન્ય જીવો મોતથી જ બચવાનો પ્રયત્ન કરતાં નજરે પડે છે, પણ મોતથી કેવી રીતે બચી શકાય છે તેની પૂરેપૂરી માહિતી ન હોવાથી ઇચ્છિત વસ્તુ મેળવી શકતા નથી અને જેમને માહિતી છે તેઓ પણ મોહના દબાણથી મોતને જ પુષ્ટ બનાવે છે–છૂટવાને બદલે વધારે બંધનમાં પડે છે.

સંસારમાં માનવજીવનમાં અવતરીને સાચા જીવનની ઓળખાણ કરવી અને મોતથી મુકાવાને મહાપુરુષોના માર્ગનું અવલોકન કરવું અને અનાદિ કાળથી આત્મા મરી જાય છે તે ગેરસમજ–અજ્ઞાનતાને ખસેડીને જડ સંસારના સંયોગવિયોગથી આત્માને છોડાવવા પ્રયત્ન કરવો એ જ ખાસ કર્ત્તવ્ય જણાય છે. પ્રબળ પુન્યની સહાય હોય તો આ બધું બનવું કાંઇ પણ અશક્ય નથી.

☆

# વિકાસના પંથે

## ( ૨૫ )

**આત્મા** તો અપંગ છે. કાર્ય કરવાવાળી વૃત્તિ છે. આત્મા વૃત્તિને કાર્ય કરવાની રીત બતાવી શકે, સારાનરસા કાર્યની સમજ પાડી શકે પરંતુ કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ કર્ત્તવ્યરૂપે ન કરી શકે.

વૃત્તિ અનુસાર વર્તન કરનાર વિભાવ સ્વભાવી આત્મા વ્યવહારથી અતાત્ત્વિક દૃષ્ટિથી કર્તા કહી શકાય ખરો, પણ તાત્ત્વિક દૃષ્ટિથી તપાસીએ તો આત્મા અક્રિય છે. સક્રિય તો જડ તથા જડના વિકારો જ છે. આત્માનો કરવાપણાનો સ્વભાવ તાત્ત્વિક હોય તો સિદ્ધાત્મા-મુક્તાત્મામાં તેમ કરવાપણાનો પ્રસંગ આવી જાય છે, અને તેમ થવાથી આત્મા અનાત્મા થઈ જાય છે, મુક્તાત્મા સ્વરૂપથી નષ્ટ થાય છે.

સંસારમાં કોઇ પણ વસ્તુ સ્વભાવનો ત્યાગ કરી શકતી નથી, કારણ કે સ્વભાવનો ત્યાગ કરવાથી વસ્તુનો નાશ થઈ જાય છે. સ્વ એટલે પોતાનું, ભાવ એટલે હોવાપણું. સ્વભાવનો-પોતાના હોવાપણાનો-અસ્તિપણાનો ત્યાગ એટલે નાશ થાય તો પછી સંસારમાં નિશ્ચિત સ્વરૂપવાળી કોઈ પણ વસ્તુ રહે જ નહિ. આત્માનો સ્વભાવ જાણવાપણું-અક્રિયપણું છે. તે ત્રણે કાળમાં એક રૂપે જ રહે છે, તેમાં પરિવર્તન નથી. અને જડનો સ્વભાવ સક્રિયપણું-અનાત્મજ્ઞપણું છે. તે પણ ત્રણે કાળમાં ફરતું નથી. ઉભય(જડ ચૈતન્ય)ના સંયોગથી વિલક્ષણતા ભાસે છે. આત્મા સક્રિય ભાસે છે, પણ તે વિભાવ છે. સ્વભાવ તાત્ત્વિક વસ્તુ નથી. એકલા આત્માની જ વિભાવદશા થાય છે તેમ નથી, પણ ઉભયના સંયોગથી ઉભયની વિભાવદશા થાય છે. આત્માની માફક જડની પણ વિભાવદશા થાય છે. જેવી રીતે આત્મા પરપરિણતિમા ભળી જઇ સ્વરૂપને ભૂલે છે તેવી જ રીતે જડ પણ પરપરિણતિમાં ભળી જઇ સ્વરૂપને ભૂલે છે. ભૂલે છે એટલું જ પણ છોડતા નથી. બન્ને મળ્યા પછી અતાત્ત્વિક દૃષ્ટિથી જોનારને ઉભયના સ્વરૂપથી વિલક્ષણ કોઈ ત્રીજું જ સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે કે જેને ઓળખવા માટે વિભાવ એવી સંજ્ઞા રાખવામાં આવી છે. જ્યારે બન્ને છૂટા પડે છે ત્યારે વિલક્ષણતા-વિભાવ નષ્ટ થવાથી પોતપોતાના સ્વરૂપમાં પ્રગટી નીકળે છે. પછી જેને સ્વભાવસ્થ થયાં એમ કહે છે. જેવી રીતે સર્વથા જડથી મુકાઈ જવાથી આત્માની મુક્તદશા કહેવાય છે તેવી જ રીતે સર્વથા આત્માથી મુકાઇ જવાથી જડની પણ મુક્તદશા થાય છે. આ પ્રમાણે બન્નેની મુક્તદશા એક સરખી હોવા છતાં આત્મા મુક્તદશામાં

પોતાના સ્વભાવ પ્રમાણે અખંડપણે જાણવાપણાના પરિણામમાં વર્તે છે ત્યારે જડ મુક્તદશામાં પોતાના સ્વભાવ પ્રમાણે ખંડ ખંડ થઈ જઈને સક્રિયપણે અનેક પ્રકારના જડોના સંયોગવિયોગના પરિણામમાં વર્તે છે. ચૂનો અને હળદરના સ્વભાવમાં ઘણું જ અંતર છે. બન્ને ભિન્ન સ્વભાવવાળાં છે. ચૂનો ધોળો અને હળદર પીળી હોય છે, છતાં બન્ને જ્યારે ભેગાં થાય છે ત્યારે લાલ રંગ દેખાય છે. ધોળાપણું અને પીળાપણું ઢંકાઈ જઈને જે લાલ રંગ દેખાય છે તે જ તેની વિભાવદશા છે. પ્રયોગથી જ્યારે બન્નેને અલગ કરવામાં આવે ત્યારે બન્ને પાછા પોતપોતાના સ્વરૂપમાં પ્રગટી નીકળે છે. ચૂનો ધોળો થઈ જઈને ચૂનાના રૂપે દેખાય છે અને હળદર પીળી થઈ જઈને હળદરના રૂપે દેખાય છે. બન્ને પાછા પોતપોતાના સ્વભાવ પ્રમાણે પોતપોતાના કાર્યમાં પરિણત થઈ જાય છે. ભેગા ભળેલા કંકુનું કાર્ય કરનારા હોય છે. બેઉ મળી એક જ કાર્ય કરે છે અને છૂટા પડી જુદું કાર્ય કરે છે. તેવી જ રીતે જડ–ચૈતન્ય પણ ભેગાં ભળી સંસારી કહેવાય છે અને બન્ને એક કાર્ય કરે છે. તે જ છૂટા પડી ગયા પછી સ્વતંત્રપણે પોતપોતાનું કાર્ય કરે છે. સિનેમામાં બે વસ્તુઓ હોય છે. એક તો ફિલ્મની પેટી અને બીજું લાઈટ (અજવાળું). આ બન્ને વસ્તુઓમાં લાઈટ અક્રિય છે અને ફિલ્મ સક્રિય છે. આત્મા લાઈટના સ્થાને છે અને કર્મપ્રકૃતિ–વૃત્તિ ફિલ્મની પટીના સ્થાનમાં છે. લાઈટ અચળ છે, ફિલ્મ ચળ છે. લાઈટમાં ફિલ્મની ક્રિયા ભાસે છે પણ લાઈટ ક્રિયા કરતી નથી. આત્મામાં જડની ક્રિયા ભાસે છે પણ આત્મા અક્રિય છે. લાઈટ ન હોય તો ફિલ્મની ક્રિયા કોણ જાણે–જણાવે? આત્માનો સ્વભાવ જાણવું ને જણાવવું, બાકીનો સ્વભાવ જડનો. પોતાને ઓળખ્યા સિવાય બધું ય નકામું. પારકાને ઓળખતાં અનંતો કાળ વહી ગયો છતાં પણ ઓળખી શક્યા નહિ. કર્મની સાથે વસતાં અનંતો કાળ ગયો તો પણ તેના દુષ્ટ સ્વભાવને ઓળખી શક્યા નહિ. હમેશાં જડનું જ ધ્યાન અને જડની જ સેવા. સાચું જાણવારૂપ પોતાનું કાર્ય છોડીને ખોટું જાણવું અને જડને પોષવું અને સમજવું પણ ખોટું ખોટું સમજીને માનવું સાચું. અગ્નિને અડકે તો તરત બળે અને ઝેર ખાય તો તરત મરે; એટલે જ માનવી તાત્કાલિક ફળ આપનાર વસ્તુઓથી વેગળા રહે છે. અધર્મ અને અનીતિ કાળાન્તરે ગુપ્તપણે ફળ આપે છે–સજા કરે છે માટે તેનાથી વિરામ પામતા નથી.

સંસારનો અનુયાયી, જગતના પગલે જડાસક્ત ઇચ્છાઓનો રોધ કરી શકતો નથી, આત્મવિકાસના માર્ગને સર્વથા સમજી શકતો નથી, અજ્ઞાનીઓના માનની આકાંક્ષા રાખ્યા કરે છે, જ્ઞાનીઓના ગુણની પરવા કરતો નથી, સંસારની વિભૂતિ–ઐશ્વર્ય મળવા માત્રથી જ જીવનની ની સફળતા માને છે, નિરંતર મદથી મૂંઝાયેલો રહે છે, પોતાની જાતનો વધુ ને વધુ શત્રુ બનતો જાય છે, આત્માર્થી મહાપુરુષોને તુચ્છ ગણે છે, સઘળા ઉપર આધિપત્ય સ્થાપવાની ધૂનવાળો હોય છે–આવા પુરુષો માટે ત્યાગ કે વૈરાગ્ય જેવી કોઈ વસ્તુ જ નથી.

સંસારમાં જ સ્વર્ગ અને સંસારમાં નર્ક માને છે અને મોક્ષ એટલે સમજ વગરના માનવીઓનું કલ્પનાચિત્ર માને છે. પૌદ્ગલિક સુખોને અનુલક્ષીને ધાર્મિક ક્રિયાઓ કરનારની મનોવૃત્તિ, સત્ય ધર્મની વાસના ન હોવાથી, યથાર્થ પ્રવૃત્તિ કરી શકતી નથી. કાંઈક કરીશું તો સુખ મળશે, સાજા રહીશું, ધન મળશે વગેરે વગેરે ભાવનાઓને વશીભૂત હોવાથી

દેખાદેખીથી સમજ વગરની ક્રિયાઓ કરે છે; માટે જ તેમની મનોવૃત્તિમાંથી કર્મવિકાર શાન્ત થતો નથી અને પાછો કર્મ બાંધવાનાં કારણો સેવે છે. શ્રદ્ધા વગર, શંકિતપણે, કાંઇ પણ ફળ મળશે કે નહિ ? એવા એવા વિચારો ધાર્મિક ક્રિયા કરતી વખતે પણ તેના મનમાં ચાલતાં જ હોવાથી શુદ્ધ ક્રિયા કરી શકતો નથી. મનશુદ્ધિ વગરની ધાર્મિક ક્રિયા એક પ્રકારની વેઠ જ કહેવાય છે. સંસારમાં રહેતો ગૃહસ્થ સર્વત્યાગ કરી શકતો નથી, સર્વથા નિઃસ્પૃહી સંતપુરુષો જ કરી શકે છે, માટે આત્માર્થી સત્ય ધર્મને ઓળખનાર પણ આત્મશુદ્ધિ માટે ક્રિયા કરી, મિથ્યા દુષ્કૃત દઈ પાછો અશુદ્ધિનાં કારણો સેવે છે, કારણ કે ગૃહસ્થ છે. ફક્ત પુદ્‌ગલાનંદી અને આત્માનંદીમાં ફરક એટલો જ હોય છે કે પુદ્‌ગલાનંદી તન્મય થઇને સેવે છે અને આત્માનંદી લૂખાશ વૃત્તિથી સેવે અને કાંઇક ઓછાશ ઉપર આવતો જાય છે. અનાદિકાળથી અનેક પ્રકારના દોષોથી ઓતપ્રોત થયેલો આત્મા જલદીથી દોષમુક્ત–શુદ્ધ થતો નથી. શુદ્ધિના માર્ગે વળ્યા પછી અનેક પ્રકારના વિઘ્નોને ઓળંગતાં ઓળંગતાં અનેક ભવ પછી સંપૂર્ણ શુદ્ધિ મેળવી શકે છે. શ્રી મહાવીર પ્રભુ નયસારના ભવથી શુદ્ધિના માર્ગે વળ્યા હતા. તેમને સંપૂર્ણ શુદ્ધિ મેળવતાં અનેક ભવ કરવા પડ્યા. ક્રોડ ક્રોડ સાગરોપમ પછી પોતે સર્વ દોષોથી મુક્ત થઈ પ્રભુ બન્યા. શુદ્ધિની શરૂઆત કરવાને માટે માનવજીવન અત્યંત શ્રેષ્ઠતર છે. માનવજીવનમાં તુચ્છ વૈષયિક સુખ વિસારી આત્મશુદ્ધિના સંસ્કાર નાખવામાં આવે તો દરેક ભવમાં શુદ્ધિનો માર્ગ અનાયાસે જલ્દી પ્રાપ્ત થઇ શકે છે. મોહને નિર્બળ બનાવવા માનવજીવન જેટલું સંસારી કોઇ પણ જીવન સમર્થ નથી; તેમ જ મોહને સબળ બનાવવાને માટે પણ માનવજીવન જ સમર્થ છે.

માનવી જડ અને જડના વિકારરૂપ જડ જગતનો સ્વામી બનવા કેટલી કાળજી રાખે છે અને છૂટથી માનવજીવનનો ઉપયોગ કરે છે તેટલી જ કાળજી અને જીવનવ્યય સમ્યગ્દર્શનાદિ ચૈતન્ય જગતનો સ્વામી બનવા કરે તો સર્વ દોષોથી મુક્ત થઇને બન્ને જગતનો સ્વામી બની શકે છે પણ અજ્ઞાનતાથી માનવી મોટી ભૂલ કરે છે. ધન, બાગ, બંગલા, જમીન, વસ્ત્ર, ઘરેણાં વગેરે જડ વસ્તુઓ પોતાની માલીકીની બનાવી રાજી થાય છે. પોતે એમ માને છે કે આ બધી વસ્તુઓનો હું સ્વામી છું, આ બધી વસ્તુઓનો ભોગવનાર છું. કેટલી બધી અજ્ઞાનતા ! કેટલી ગેરસમજ !

તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરનાર ઉપશમભાવે અવલોકન કરનાર જ્ઞાની પુરુષોને તો આવી માન્યતાવાળા બાળજીવો ઉપર અત્યંત કરુણા ઉપજે છે, કારણ કે આવા જીવો અજ્ઞાનતાને લઇને જડ વસ્તુઓ ઉપર સ્વામીપણાનું અભિમાન ધરાવે છે, પણ તે સ્વામી નથી, સેવક છે, ગુલામ છે, તાબેદાર છે. પોતે જડ વસ્તુઓ પાસેથી આનંદ–સુખની ભીખ માગતા હોવાથી ભિખારી છે. પોતે વસ્તુઓને નથી ભોગવતા પણ જડ વસ્તુઓ તેના અમૂલ્ય જીવનનો ઉપભોગ કરી તેને નિર્માલ્ય બનાવે છે. જે જીવન પોતાના વિકાસ માટે વાપરવાનું હોય છે, તેને ન વાપરવા દેતાં પોતે જડ વાપરે છે, અને અનંતબળી આત્માને પોતાની આણમાં વર્તાવી તેનું સર્વસ્વ હરણ કરે છે. સંસારવાસી જીવો અનાદિ કાળથી સંસારમાં ભ્રમણ કરતા હોવાથી એક બીજાના સાથે અનેક ભવોમાં અનેક પ્રકારનાં સંબંધોથી જોડાતા આવ્યા છે. એવો કોઇ સંસારી જીવ નથી કે જેનો બીજા જીવોની સાથે સંબંધ ન થયો હોય. એક એક જીવની

સાથે અનંતી વાર સંબંધ થયો છે. સંબંધો પ્રારબ્ધના અનુસારે અનુકૂળ તથા પ્રતિકૂળપણે થાય છે. કેટલીક વખત અનુકૂળ સંબંધ થાય છે અને કેટલીક વખત પ્રતિકૂળ સંબંધ થાય છે. અનુકૂળ સંબંધવાળા મિત્રો, સ્નેહીઓ કહેવાય છે અને પ્રતિકૂળ સંબંધવાળા શત્રુ, દ્વેષી કહેવાય છે. ભાઈ, પિતા, પુત્ર, ભગિની, માતા, સ્ત્રી આદિ સ્વજન સંબંધો અનુકૂળ જ નથી હોતા, પ્રતિકૂળ પણ હોય છે.

પોતાની ઇચ્છા અનુસાર વર્તનાર, પોતાના મનોરથોને સફળ કરનાર અથવા તો સફળ કરવામાં વિઘ્ન ન નાખતાં સહાય કરનાર–પછી તે સ્વજન હોય કે પરજન હોય–અનુકૂળ હોવાથી સ્નેહી કહેવાય છે અને સ્વજન થઇને આવા વર્તનોથી વિપરીત વર્તનાર પ્રતિકૂળ હોવાથી શત્રુ કહેવાય છે.

જીવમાત્ર પોતાનાં શુભાશુભ કર્મ બાંધવામાં અથવા તો ભોગવવામાં જડ તથા ચૈતન્યની અપેક્ષા રાખે છે. જડ અને ચૈતન્યના નિમિત્તથી જ જીવો શુભાશુભ કર્મ બાંધે છે અને ભોગવે છે. શુભના ઉદયથી અનુકૂળ જડ–ચૈતન્ય સંબંધ થાય અને અશુભના ઉદયથી પ્રતિકૂળ જડ–ચૈતન્યનો સંબંધ થાય છે. ઉભયનો સબંધ શુભાશુભમાં હોવા છતાં જીવ ચૈતન્યને જ શત્રુ યા મિત્ર માને છે પણ જડને માનતો નથી.

જીવમાત્ર બીજાનું હિતાહિત કરવા સ્વતંત્ર નથી પણ પરતંત્ર છે. પોતાના તથા પરના અદૃષ્ટની પ્રેરણાથી જ અન્યના હિતાહિત માટે પ્રવૃત્તિ કરે છે. જો પ્રારબ્ધની પ્રેરણા ન હોય તો જીવ સંસાર પ્રત્યે ઉદાસીનભાવથી રહે પણ રાગદ્વેષની પરિણુતિવાળો ન થાય.

જીવ–આત્મા પોતે શુદ્ધ હોવાથી કોઈના પણ હિતાહિતમાં અથવા તો સુખદુઃખ ભોગવવામાં પોતે નિમિત્તભૂત બનતો નથી છતાં શુભાશુભ આવરણોનો પડછાયો પડવાથી અન્યના હિતાહિતમાં, સુખદુઃખમાં નિમિત્ત બને છે, પણ જ્યારે આવરણોનો પડછાયો ખસી જાય છે ત્યારે હિતાહિતની પ્રવૃત્તિમાંથી વિરામ પામી જાય છે.

પ્રતિકૂળ વર્ત્તન માટે ક્ષમા માગવાનું અને ક્ષમા કરવાનું જ્ઞાની પુરુષો સંસારવાસીઓ માટે કહી ગયા છે, તે સરળ પણ શુદ્ધ હૃદયથી મંગાય અને કરાય તો વિરોધભાવ ટળી જઇને તે નિમિત્તે બંધાતાં દુઃખોત્પાદક અને વિરોધવર્ધક કર્મ ન બંધાય. ઉપર કહ્યા પ્રમાણે જો કે પોતાના તથા પરના અશુભ પ્રારબ્ધની પ્રેરણાથી જ જીવ બીજાની સાથે પ્રતિકૂળ વર્તન કરે છે છતા પોતે પ્રમત્ત બની અકર્ત્તવ્યમાં પ્રેરાયો માટે જ પોતાની પ્રમત્તદશાની ક્ષમા માગી, હૃદયશુદ્ધિ કરાવવાની અને કરવાની આવશ્યકતા રહે છે. તેમ જ પ્રમાદી બની પોતાના અહિત માટે ભેગાં કરેલા અશુભ કર્મોને પશ્ચાત્તાપ કરી ખસેડવાની જરૂરત રહે છે. તત્ત્વજ્ઞાનશૂન્ય અણુસમજુ જીવો પાસેથી તો અવશ્ય ક્ષમા માગી લેવી જોઇએ. તેનું હૃદય વિરોધ રહિત થઇ દોષમુક્ત બને તેવા શબ્દોથી તથા તેવા વર્તનથી ક્ષમા માગવી જેથી ભવિષ્યમાં તેનાં આત્મગુણ-ઘાતી કર્મની વૃદ્ધિ થતી અટકે અને વૈરવિરોધના સંસ્કાર ન પડે.

જ્ઞાની પુરુષો પાસે ક્ષમા ન માગીએ તો પણ ચાલી શકે છે, કારણ કે તેઓ વસ્તુસ્થિતિને

જાણુનાર હોય છે, માટે તેઓના હૃદયમાં વૈરવિરોધના બદલે શાંત, સમતા અને હર્ષ હોય છે. તેઓ પોતાના કર્મનાશમાં સહાયક સમજી પોતાના પરમસ્નેહી તરીકે માને છે, શત્રુ તરીકે માનતા જ નથી, છતાં પોતાના હિત માટે પ્રતિકૂળ વર્તન કરી ઉપાર્જન કરેલા દુઃખકર્મથી મૂકાવા માટે જ્ઞાની પુરુષો પાસેથી પણ ક્ષમા માગવી તે અપરાધી જીવનું અવશ્ય કર્ત્તવ્ય છે.

પોતાની ભૂલ સમજાયા વગર માફી માગી શકાતી નથી. જેઓ પોતાને અપરાધી સમજે છે તેઓ જ માફી માગી શકે છે. જેઓ પોતાને અપરાધી માને છે તેઓ જ પોતાના આત્માનો વિકાસ કરી સાચું સુખ અને સાચું જીવન મેળવી શકે છે, અને તેઓ જ પોતાના આત્મગુણોનું કર્મોથી રક્ષણ કરી શકે છે.

જીવાત્માએ તૃષ્ણાનો ત્યાગ કરી, જડ સંસારથી વિરક્ત રહીને અપરાધી ન બનવું જોઇએ, છતાં કર્મવશ અનુપયોગથી પ્રમાદી બની અપરાધ થઈ જાય તો તત્કાળ ક્ષમા માગવી, તેમ ન બને તો વર્ષ દિવસ પછી શુધ્ધ હૃદયથી, સરળપણે, નમ્રભાવે જીવ માત્રની પાસે ક્ષમા માગી લેવી અને ક્ષમા આપવી. આ પ્રમાણે આત્મવિકાસ માટે હૃદયશુદ્ધિની જરૂર રહે છે.



## વિકાસના બાધક કોણ ?

(૨૬)

### વિલાસ અને વિલાસી વિકાસના બાધક છે

જેમ હીરા ઉપર ચોંટેલો કચરો સાફ કરવાથી તેનું તેજ પ્રકાશે છે. તેમ આત્મા ઉપર ચોંટેલો કર્મનો કચરો દૂર કરવાથી આત્માના જ્ઞાનસ્વરૂપનો વિકાસ થાય છે.

આત્મા ઉપરથી કર્મનો કચરો કાઢનાર વિકાસી પુરુષો કચરો કાઢવાને જેટલા સાવધાન રહે છે તેના કરતાં આત્મા ઉપર નવો કચરો ન ચડવા દેવા માટે તેઓ વધારે સાવધાન રહે છે. નવો કચરો ઉત્પન્ન કરનાર વિલાસ તથા વિલાસી કચરો ઉત્પન્ન કરે છે; એટલું જ નહિ પણ કચરો કાઢતાં આડાં આવી વિઘ્નો ઉપસ્થિત કરે છે.

પાંચે ઇન્દ્રિયોના અનુકૂળ વિષયોને ભોગવીને મનમાં આનંદ માનવો તે વિલાસ છે. જો કે વિષયોમાં અનુકૂળતા કે પ્રતિકૂળતા હોતી નથી, પરંતુ આત્મા અનાદિ કાળથી પુદ્‌ગલાનંદીપણાના સંસ્કારોને લઇને તથા રાગદ્વેષની પરિણતિને લઇને આંખથી વર્ણ, કાનથી શબ્દ, નાકથી ગંધ, જીભથી રસ અને શરીરથી સ્પર્શને ગ્રહણ કરીને મધ્યસ્થભાવ, હર્ષ અને શોક એમ ત્રણ અવસ્થાઓ અનુભવે છે.

આત્માને ઉદાસીનતા તથા શોકનો અનુભવ કરવા છતાં પણ મનમાં આનંદ ઉત્પન્ન થવાથી વિલાસ કહેવાતો નથી, કારણ કે ઇન્દ્રિયોને ન ગમે તેવા વિષયોનો સંસર્ગ થવાથી અધિષ્ઠાતા આત્મા તેવા વિષયોને પ્રતિકૂળ માને છે અને તેથી કરીને શોકગ્રસ્ત થય છે અને પ્રતિકૂળ સંયોગની નિરંતરની ચિંતાથી દુઃખી રહે છે, માટે જ પ્રતિકૂળ વિષયોનો ઉપભોગ એ વિલાસ નથી.

જે વિષયોનો સંસર્ગ થવાથી રાગ-દ્વેષની પરિણતિ થતી નથી, અને જેને લઇને અનુકૂળતા તથા પ્રતિકૂળતાને અવકાશ ન મળવાથી હર્ષ, શોક પણ ઉત્પન્ન થતો નથી તે મધ્યસ્થભાવ કહેવાય છે. આ ભાવમાં પણ આનંદ, હર્ષ, ખુશીને સ્થાન મળતું નથી; માટે મધ્યસ્થભાવની વૃત્તિઓ પણ વિલાસ કહેવાય નહિ.

સંસારની કેટલીક પૌદ્ગલિક વસ્તુઓમાં પણ જીવોનો સમભાવ રહે છે. બધી વસ્તુમાં વિષમભાવ રહેતો નથી. જે વસ્તુઓ બિનઉપયોગી તથા લાભ કે હાનિ કરવાવાળી હોતી નથી તેવી વસ્તુઓમાં રાગ–દ્વેષ કરવાનો પ્રસંગ ઓછો બને છે.

ધાર્મિક વાચનથી કે ધાર્મિક ઉપદેશ શ્રવણ કરવાથી તેમ જ સ્પર્શ બોધવડે વસ્તુ-સ્થિતિની વિચારણા કરવાથી પણ રાગદ્વેષને અવકાશ મળતો નથી અને સમભાવે પૌદ્ગલિક વસ્તુઓનો ઉપભોગ કરે છે, જેથી મધ્યસ્થભાવે રહેવાથી વિલાસીની પંક્તિમાં ભળી શકતા નથી.

મનગમતાં વિષયોમાં જીવોને ઘણી જ અનુકૂળતા રહેવાથી અત્યંત આનંદ અનુભવે છે. અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓ ભોગવવામાં સુખીપણાની માન્યતાથી આત્મિક સુખ ભૂલી જઈને પૌદ્ગલિક સુખમાં જ મગ્ન રહે છે; એટલા માટે જ એને વિલાસ કહેવામાં આવે છે.

વિકાસ અને વિલાસની ભિન્ન ભિન્ન દિશાઓ છે, કારણ કે વિલાસના અભાવથી વિકાસ થાય છે. જ્યાં સુધી વિલાસની હયાતી હોય છે ત્યાં સુધી વિકાસનું એક પણ કિરણ ફૂટતું નથી. વિકાસ કેવળ આત્મસ્વરૂપ છે અને તે અવિનાશી છે, જ્યારે વિલાસ પરપૌદ્ગલિક સંયોગથી ઉત્પન્ન થનારો અને વિભાવ સ્વરૂપવાળો હોવાથી વિનાશી છે. વિલાસ નથી આત્મ-સ્વરૂપ કે નથી પુદ્ગલસ્વરૂપ, પરંતુ આત્મા તથા પુદ્ગલના સંયોગથી ઉત્પન્ન થનારું અનિશ્ચિત સ્વરૂપ છે, માટે જ વિનાશી છે. વિકાસ આત્મસ્વરૂપ હોવાથી નિશ્ચિત સ્વરૂપ છે અને તેથી જ અવિનાશી છે.

વિકાસ સાધનાર આત્માઓએ વિલાસથી સર્વથા વેગળા રહેવાની જરૂરત છે, કારણ કે વિલાસ, વિકાસ માટે તદ્દન બિનઉપયોગી છે. વિલાસ વિકાસને અટકાવે છે એટલું જ નહિ પણ આત્મસ્વરૂપનો વિનાશ કરે છે. વિલાસથી પુન્યફળ ભોગવાય છે પણ પુણ્યકર્મ બંધાતું નથી, તો પછી વિકાસની તો વાત જ ક્યાં રહી? જ્ઞાની પુરુષો સમભાવે પુન્યનું ફળ ભોગવે છે ખરા પણ તે વિલાસ કહેવાતો નથી, કારણ કે જ્ઞાનીઓને વસ્તુસ્થિતિનું જ્ઞાન હોવાથી પૌદ્ગલિક વસ્તુઓમાં આસક્તિભાવ હોતો નથી. તેમ જ ક્ષણવિનશ્વરરૂપ એક જ સ્વભાવવાળા પુદ્ગલોમાં અનુકૂળતા પ્રતિકૂળતારૂપ ભિન્નતા અનુભવતા નથી અને તેથી કરીને પુદ્ગલોમાં સારા–નરસાપણાની ભાવના ન હોવાથી અજ્ઞાનતાથી માની લીધેલા આનંદના અભાવે વિલાસ-નો પણ અભાવ હોય છે. કર્મના આવરણને ખસેડીને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટાવવારૂપ વિકાસની વાટે વળેલા મહાપુરુષો વિલાસને કર્મનો પોષક માનીને તેનો આદર કરતા નથી તેમ જ અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓની ઇચ્છાથી રહિત હોય છે. આડકતરી રીતે પણ વિષયોનો ઉપયોગ કરતા નથી. વિકાસના કાર્યમાં દેહને સાધનરૂપ માનીને તેને ટકાવી રાખવા પૂરતો જ પૌદ્ગલિક વસ્તુઓનો ઉપયોગ કરે છે. કેવળ આત્મવિકાસની ભાવનાથી ઉપયોગ પૂરતી જ પૌદ્ગલિક વસ્તુઓ અનાસક્તિભાવે વાપરે છે, પણ ક્ષુદ્ર કામનાઓ સંતોષવા આસક્તિભાવે ઉપભોગ તરીકે વાપરતા નથી. તાત્પર્ય કે, અંતરાત્મદશાને પ્રાપ્ત થયેલા મહાપુરુષોની ભાવનામાં વિલાસનો અંશ પણ હોતો નથી, કારણ કે તેઓ જાણે છે કે વિલાસ અને વિકાસ બન્ને પરસ્પર અત્યંત વિરોધી છે માટે વિલાસથી વિકાસ સાધી શકાતો નથી.

વિલાસને ઉદ્દેશી બનાવવામાં આવેલાં મનગમતાં, ચિત્તને પસંદ કરનારા, આંખને આનંદ આપનારા, ઉપભોગની આકાંક્ષાને જગાડનારા, વિષયભાવને વધારનારા, આસક્તિને ઉછેરનારા અને બહિરાત્મદશાની દિશામાં ખેંચી જનારા સુંદર સુંદર મકાનો, વસ્ત્રો, ખોરાક તેમ જ બીજા પણ જડના વિકારો વિકાસી આત્માને વિષ જેવા છે.

જ્યાં સુધી પૌદ્ગલિક વસ્તુઓમાં આનંદ, સુખ તથા સગવડતાની ખાતર ઉપયોગીપણું જણાતું હોય ત્યાં સુધી વિકાસને માટે અનધિકારીપણું કહી શકાય, કારણ કે વિકાસદૃષ્ટિ બન્યા સિવાય વિકાસ સાધી શકાતો નથી. પૌદ્ગલિક વસ્તુઓમાં રોચકપણું તે વિલાસદૃષ્ટિનું પરિણામ છે. આવી વિલાસદૃષ્ટિથી આત્મા ઉપર રહેલાં કર્મના આવરણો ખસી શકતાં નથી એટલે આત્માનો વિકાસ થઇ શકતો નથી, પરન્તુ પુદ્ગલોની ચાહનાથી કર્મનાં પુદ્ગલોનો આત્માની સાથે સંબંધ થવાથી આત્માના ગુણો વધારે ને વધારે ઢંકાતા જાય છે.

આત્મકલ્યાણની કામનાથી વિલાસનાં સાધનો છોડવામાં આવે છે તો પણ નિશ્ચિત વિકાસ થઇ શકતો નથી, કારણ કે કલ્યાણનું યથાર્થ સ્વરૂપ સમજવું બહુ જ કઠણ છે. સંસારમાં પૌદ્ગલિક સુખોની ઇચ્છાથી પુણ્યકર્મ ઉપાર્જન કરીને દેવગતિ મેળવવામાં કલ્યાણ માનવા-વાળા ઘણા છે, પણ કર્મક્ષય થવાથી આત્મિક ગુણો પ્રકટ થવામાં કલ્યાણ માનવાવાળા બહુ ઓછા છે; તેમ જ બહારથી વિલાસના સાધનો છોડવા છતાં પણ અંતઃકરણમાંથી વિલાસની ભાવનાઓ ભૂંસાતી નથી. આનાં બે કાર્યો પ્રત્યક્ષપણે અનુભવાય છે : એક તો ધર્મનાં બહાના નીચે ધર્મના સાધનભૂત દેહને અંગે છોડી દીધેલા વિલાસના સાધનોનો ઉપયોગ કરવો અને બીજું સારામાં સારા સાધનો મેળવવાની ઇચ્છા. આ પ્રમાણે પરપૌદ્ગલિક વસ્તુઓમાંથી આસક્તિ ભાવ છોડ્યા સિવાય દેખાવપૂરતા બહારથી વિલાસનાં સાધનો છોડવા માત્રથી વિકાસી બની શકાતું નથી.

જ્યાં વિલાસનાં સાધનો પુષ્કળ હોય અને તેને વધારે મોહક બનાવીને તેનો ઉપભોગ કરનારા વિલાસીઓ વસતા હોય એવા સ્થળો વિકાસ મેળવનારાઓને અત્યંત વિઘ્નકર્ત્તા થઈ પડે છે. વિકાસની પૂર્ણ ઇચ્છાવાળા મહાપુરુષો આવા સ્થળોને સર્વથા પસંદ કરતા નથી, કારણ કે વિલાસ તથા વિલાસી અનાદિ કાળથી વિલાસના સંસ્કારવાળા વિલાસી આત્માને પોતાના તરફ ખેંચી જવાના જ. વિલાસ ન કરવાની પ્રતિજ્ઞા કરીને છોડી દીધેલા વિલાસોને પણ પાછા ભોગવવાની ઇચ્છાઓ જાગ્રત થવાની જ. કદાચ કેટલાક બંધનોને લઇને વિલાસી બનવાનો અવકાશ ન મળે તો પણ નિરંતર વિલાસ કરવાની સ્ફુરણાઓ ઉત્પન્ન થવાથી વિકાસ તો નહિ જ થવાનો. જ્યાં સુધી વિલાસના પરિણામના ઉત્પાદક કામ, રાગ, મદ, મોહ, અજ્ઞાન આદિ કર્મસત્તામાં વિદ્યમાન છે ત્યાં સુધી તો વિકાસની ઇચ્છાવાળા આત્માએ વિલાસી દુનિયા-થી વિમુક્ત રહેવાની જરૂરત છે.

## 'જો અશુચિમાં આળોટીને પવિત્ર બની શકાતું હોય તો જ વિલાસી દુનિયામાં વસીને વિકાસી બની શકાય.'

શત્રુના ઘરમાં રહીને શત્રુનો નાશ કરવો જેટલો કઠિન છે તેના કરતાં પણ વધારે કઠિન ક્રિયા મોહના ઘરમાં રહીને મોહનો નાશ કરવાનો છે. શ્રી મહાવીર પ્રભુ જેવા સમર્થ પુરુષો

પણ બાર વર્ષ સુધી મૌનપણે વગડામાં વિચર્યા છે, ત્યારે જ વિકાસ સાધી શક્યા છે, તો પછી અલ્પ સત્ત્વવાળા, મોહનીય કર્મથી પરાસ્ત બનેલા આત્માઓ નિરંતર વિલાસી દુનિયાના સંસર્ગમાં રહીને કેવી રીતે વિકાસ સાધી શકે ?

પરપૌદ્ગલિક પરિણતિમાં તન્મય થવારૂપ વિલાસ અને સ્વપરિણતિ આત્મસ્વરૂપમાં રમણતારૂપ વિકાસમાં કાચ અને કોહીનૂર જેટલું અંતર છે. કાચ કોહીનૂરનું કાર્ય સાધી શકતો નથી. કાચના મણકાની માળા પહેરીને આનંદ માનનાર અમૂલ્ય કોહીનૂરને મેળવી શકતો નથી, તેવી જ રીતે બાગ, બંગલા, ઘરેણાં, વસ્ત્ર, મિષ્ટ ભોજન, સંગીત અને સુગંધી આદિ વિલાસના સાધનોમાં સુંદરતા, મધુરતા માનીને તેના ઉપભોગમાં આસક્તિ ધારણ કરનાર સાચું સુખ, જીવન, આનંદ આદિ વિકાસને મેળવી શકતો નથી.

પુદ્ગલો વિકૃત બન્યા સિવાય વિલાસના સાધન તરીકે ઉપયોગમાં આવી શકતા નથી. પૌદ્ગલિક વિકૃતિઓનો જ આસક્તિભાવે ઉપભોગ કરી આનંદ માનવામાં આવે છે. જેમકે : માટી, ઈંટ, ચૂનો, લાકડાં, પત્થરો, રંગરોગાન વગેરે વસ્તુઓના ઢગલા પડ્યા હોય ત્યાં સુધી વિલાસના સાધન તરીકે વાપરી શકાતા નથી; પરંતુ આ બધી ય વસ્તુના વિકારરૂપ બંગલો બનાવવામાં આવે છે ત્યારે જ વિલાસનું સાધન બની વિલાસીને આનંદ આપે છે. તેવી જ રીતે રૂનો વિકાર વસ્ત્ર, ધાન્યનો વિકાર મિષ્ટાન્ન, માટીનો વિકાર સોનું, ચાંદી, ઝવેરાત વગેરે. મળમૂત્રાદિ સાત ધાતુનો વિકાર રૂપ, લાવણ્યતા, સુંદરતા વગેરે વિલાસના સાધન બની શકે છે કે જેને ભોગવવાની ચાહના વિલાસીઓને નિરંતર ઉદ્ભવ્યા કરે છે, જે વિકાસની બાધક છે.

મોહનીય કર્મને બળવાન બનાવી વિલાસની ભાવના જાગૃત કરનાર વિલાસની વસ્તુઓ તથા વિલાસીઓનો સહવાસ વિકાસી કદાપિ કરતો નથી, અને જે સહવાસમાં રહેવાનું પસંદ કરે છે અથવા તો રહે છે તે વિલાસનો ઇચ્છુક છે પણ વિકાસનો નથી. વિલાસની ક્ષુદ્ર તૃષ્ણાઓ સંતોષવાને વિલાસ તથા વિલાસીઓના સંસર્ગમાં રહીને વિકાસ સાધવાનો ડોળમાત્ર કરવાથી વિનાશ જ થાય છે પણ વિકાસ થઇ શકતો નથી.

આંખને ગમે તેવા સુંદર વસ્ત્રો તથા આભૂષણોમાં સજ્જ થયેલા, સુંદર લાગતી આકૃતિ તથા રૂપવાળા સ્ત્રીપુરુષો, વિલાસીઓની જેમ, જેમાં રહેવાનું બહુ જ ગમે અને ચિત્તમાં આહ્લાદ ઉત્પન્ન થાય એવા બાગબંગલાઓ, બહુ જ રસવાળા મધુર અને જેને વાપરવાની વારંઘડીએ ઇચ્છા થાય તેવાં ભોજનો, શરીરની સુંદરતામાં વધારો કરીને બીજાનાં ચિત્ત આકર્ષાય તેવાં વસ્ત્રો—આ બધી ય વસ્તુઓ વિકાસને રોકનારી છે; માટે વિકાસી પુરુષો આવી વસ્તુઓથી વેગળા જ રહે છે. એ વસ્તુને વાપરવાની ઇચ્છા તો દૂર રહી પણ બહુ જ સહેલાઈથી એ વસ્તુઓ જ્યાં મળતી હોય, જોવામાં આવતી હોય તેવા સ્થાનોએ રહેવાનું પણ પસંદ કરતા નથી.

આ પ્રમાણે વિલાસ તથા વિલાસીઓ વિકાસના સંપૂર્ણ બાધક હોવાથી વિકાસ મેળવવામાં તેમની સર્વથા આવશ્યકતા નથી. આ બન્ને મનોવૃત્તિમાં વર્તતા હોય ત્યાં સુધી તેઓ વિકાસના સર્વથા અનધિકારી છે, માટે વિકાસના અધિકારી પુરુષો તો વિલાસી દુનિયાથી પર જ રહેવાના.

# વિકાસીના વિયોગીને આશ્વાસન

( ૨૭ )

આત્મવિકાસીને પ્રકાશની પરાકાષ્ઠા પ્રાપ્ત કરવાને દેહાદિ સાધનોનું પરિવર્ત્તન કરવાની આવશ્યકતા હોય છે. નિર્બળ તથા જીર્ણ સાધનોને છોડ્યા સિવાય વિકાસની વૃદ્ધિનાં સબળ સાધનો મળી શકે નહિ માટે જ વિકાસના વિઘ્નભૂત સાધનોનો પરિત્યાગ કરીને અનુકૂળ સબળ સાધનો મેળવવા આપણી દૃષ્ટિથી દૂર થનાર મહાનુભાવ માટે આપણે દિલગીર ન થતાં ખુશી થવું જોઇએ. કદાચ આપણે આપણા કોઇ પણ પ્રકારના સ્વાર્થ અંગે વિકાસોત્સાહીના વિકાસવિરોધી સાધનોના પરિવર્તનમાં દિલગીર થઇએ, શોક કરીએ પણ તે આપણી એક અજ્ઞાનતા છે.

સબળ તથા અનુકૂળ સાધનવિહીન વિકાસી કે જે એક પ્રકારનો જ અભિલાષી છે, છતાં સાધનની નિર્બળતાથી ઇચ્છિત સાધવા અસમર્થ બનીને અસફળ જીવનમાં જીવવા ઉદાસીન બનેલો છે, તેને નિર્બળ જીવનમાં જીવવા આપણો આગ્રહ તેના અનિષ્ટનો જ ઉત્પાદક બને છે.

ઉચ્ચતમ સ્થાન મેળવનાર જીવનવિકાસીનું મૃત્યુ એટલે મહોત્સવ–જ્ઞાન, દર્શન અને આનંદનો નિરવધિ. વિકાસની તારમ્યતાથી વિભૂતિમાં તારમ્યતા રહે ખરી પણ સર્વથા વિભૂતિનો અભાવ હોય નહિ. જડાસક્ત, ઇન્દ્રિયોના ગુલામ વિલાસીઓને મૃત્યુ અત્યંત ભયકારક છે–દુઃખની નિરવધિ દેખાડનારું છે. આવા જીવોના મૃત્યુ માટે મહાશોક કરવાની આવશ્યકતા રહે છે. એવા જીવોની દયા ખાઇને મૃત્યુના મુખમાંથી બચાવવાની ચેષ્ટા કરવી જોઇએ, બાહ્યથી અનેક પ્રકારના ઉપચારો કરીને મૃત્યુને હરાવવા સતત તેમ જ સખત પ્રયત્ન કરવા જોઇએ.

અંતઃકરણથી વાસ્તવિક રીતે દેહગેહાદિનો ત્યાગ કરનાર વિકાસી, જનતાની દૃષ્ટિએ ત્યાગ કરે તેમાં શોકને સ્થાન હોય જ નહિ; કારણ કે જે વસ્તુઓના ત્યાગને માટે આપણે શોક કરીએ છીએ તે વસ્તુઓ તો ચિરસમયથી તેણે ત્યાગી જ હતી. એ ત્યાગ સ્થૂલ દૃષ્ટિવાળા આપણને દૃષ્ટિગોચર થતો નહોતો. તે મૃત્યુની અવસ્થામાં એટલે સ્થૂલ દૃષ્ટિવાળાને સાક્ષાત્કાર થવાવાળી અવસ્થામાં દૃષ્ટિગોચર થયો તેથી શું આપણે શોક કરવો ઉચિત છે ? વિલાસીનું ભાવી ભયવાળું હોવાથી તેના આત્માના અધઃપાતને લક્ષ્યમાં રાખીને દયાથી દિલ દુખાય તો તે યોગ્ય જ છે; કારણ કે એવા આત્માઓ કે જેઓ ભવાભિનંદીપણે માનવદેહમાં વિલાસ

કરી રહ્યા હતા તેમનો માનવદેહ છૂટી જવાથી વિકાસની દરિદ્રતાને લઇને વિવિધ પ્રકારની અનેક યાતનાઓના ભાગી બની પોતાની સાચી સંપત્તિનો વિનાશ કરવાવાળા હોય છે. એટલે એમના મૃત્યુસમયે આપણને અવશ્ય ખેદ થાય જ છે પણ વિકાસી માટે તો કોઇને પણ ખેદ થયો નથી તેમ થતો પણ નથી. અને થાય તો ઉચિત પણ નથી.

વિકાસના અભિલાષીને વિકાસી આત્માનો વિયોગ કાંઇક સાલે ખરો પણ તે વિકાસીનો સંયોગ ભાગ્યાનુસાર થાય છે ને રહે છે. ભાગ્યની ન્યૂનતા થવાથી પોતાને સાચો લાભ આપનાર વ્યક્તિનો વિયોગ અવશ્ય થાય છે.

સંયોગ માત્ર વિયોગવાળા હોય છે. અનાદિકાળથી જડ તથા ચૈતન્યના સંયોગ-વિયોગ ચાલ્યા આવે છે. આપણે આપણા એક જીવનમાં કેટલા સંયોગ-વિયોગ અનુભવ્યા છે તેને આપણે સારી રીતે જાણીએ છીએ, છતાં જો આપણે સમભાવ છોડીને હર્ષ-શોકરૂપ વિષમ-ભાવમાં ઉતરી જઈએ તો પછી આપણામાં અને વિકળમાં કાંઈ પણ તફાવત રહેતો નથી, માટે હમેશા સમભાવ રાખવાની જરૂરત છે. આ સમભાવની ટેવ પાડવાની અત્યંત આવશ્યકતા છે. આપણે મરનારની પ્રવૃત્તિઓનું અનુમોદન તેમ જ અનુકરણ કરવુ જોઇએ. તેમના ગુણો સંભારીને પ્રમોદ ભાવનાવાળું થવું જોઇએ. તેઓ પોતાના વિકાસની વૃદ્ધિ કરી સંપૂર્ણ પ્રકાશ મેળવે એવી અંતઃકરણની શુભેચ્છાવાળા થવું જોઇએ. આત્મા અમર છે. કોઈ કાળે આત્મા અનાત્મા થતો નથી. આત્મા અનાત્મા થઈ જાય અને અનાત્મા આત્મા થઈ જાય તો સંસારની અવ્યવસ્થા થઇ જાય. આત્માનો વિનાશ એટલે જડસ્વરૂપ આકૃતિ તથા પ્રકૃતિનું પરિવર્તન થવું. પરિવર્તન જડનું થાય છે, જેને આપણે જન્મ-મરણ કહીએ છીએ. આત્મા તો જન્મતો ય નથી તેમ મરતો ય નથી. આપણે ચર્મચક્ષુ છીએ એટલે આપણને અજાયબી લાગે. ચર્મચક્ષુવાળાને જડ જગતની ઇંદ્રજાળ જ દષ્ટિગોચર થાય છે. ચર્મચક્ષુ વાસ્તવિક વસ્તુને જોઈ શકતા નથી. જડના અનેક પ્રપંચોને જ જોઈ શકે છે.

જ્ઞાનચક્ષુ વાસ્તવિક સાચી વસ્તુને જોઈ શકે છે. આત્મા અદ્‌ભુત વૈભવને નિહાળી શકે છે. સંસારમાં સત્‌ને સારી રીતે જાણી શકે છે માટે જ્ઞાનચક્ષુ સર્વોત્કૃષ્ટ છે.

જ્ઞાનચક્ષુવાળો જ્ઞાની અને ચર્મચક્ષુવાળો અજ્ઞાની. આપણે જ્ઞાની બનવું છે માટે ચર્મચક્ષુ ન બનતાં જ્ઞાનચક્ષુ બનવું જોઇએ. જેઓ જ્ઞાનચક્ષુ છે તેઓ આત્મિક સાચી વસ્તુ અને સંપત્તિના હકદાર છે અને જેઓ ચર્મચક્ષુ છે તેઓ જડ સંપત્તિના અધિકારી છે. આપણને આત્મિક સંપત્તિ ઉપયોગી છે, સુખદ છે અને જડ સંપત્તિ દુઃખદ છે-આપણું અનિષ્ટ કરનારી છે. સંયોગ-વિયોગમાં હર્ષ-શોક ચર્મચક્ષુવાળાને જ થાય છે. જ્ઞાનચક્ષુવાળો સમભાવે રહે છે, કારણ કે જ્ઞાનચક્ષુવાળો જાણે છે કે સંયોગ-વિયોગ પરવસ્તુનો થાય છે. પોતાની વસ્તુમાં સંયોગ-વિયોગને અવકાશ જ નથી, માટે જ જ્ઞાનચક્ષુ સમભાવી અને ચર્મચક્ષુ વિષમભાવી હોય છે. આપણે અત્યારે માનવજીવનનો ઉપયોગ કરી રહ્યા છીએ. માનવજીવન ઘણું જ પવિત્ર છે, માનવજીવન સર્વોત્કૃષ્ટ ગણાય છે. માનવજીવનમાં સંપૂર્ણ પ્રકાશ રહેલો છે. માનવજીવનમાં જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ અમૂલ્ય ત્રણ રત્નો રહેલાં છે.

આવા ઉત્તમ જીવનમાં રહીને અધમ વિચારોથી, અધમ વાસનાઓથી આપણે પોતાને જ મલિન બનાવીએ છીએ. આપણે પોતે જ પોતાના લાભને જતો કરીએ, આપણે અધમ જીવન જીવી ઉત્તમ જીવનને નષ્ટ–ભ્રષ્ટ કરીએ તો તે એક આપણી જડની ગુલામી સિવાય બીજું કાંઈ જ નથી, માટે ટૂંકા જીવનમાં જીવી આપણે આપણી ઉન્નતિ–વિકાસ કરવા પ્રયત્ન કરવો જોઇએ. સહુના માટે એક જ રસ્તો છે. દેહાદિના પરિવર્તનો થવાના જ, માટે મરનાર વિકાસીના પરિવર્તન માટે શોક ન કરતાં પોતાનું વિકાસી ઉત્તમ પરિવર્તન થાય તેવી ભાવના તથા પ્રવૃત્તિનો આદર કરવો.



## માનવ જીવનની મહત્ત્વતા

(૨૮)

માનવ જીવનનો સમય અમૂલ્ય છે. સમયની કીંમત ન જાણવાથી જ મનુષ્યોનો સમય વ્યર્થ ચાલ્યો જાય છે, અને એટલા માટે જ મનુષ્યોના આત્મકલ્યાણમાં વિલંબ થઇ રહ્યો છે. વકિલ-બેરિસ્ટરો વગેરે પોતાના સમયને નકામો જવા દેતા નથી, કારણ કે તેઓ કોઇ પણ સલાહ લેવા આવે તો તેની સાથે ફી લીધા સિવાય વાતચિત કરતા પણ નથી, તેની પાસેથી મિનિટે મિનિટના પૈસા લઈ લે છે, પણ પૈસાથી મનુષ્ય જીવનની વાસ્તવિક સફળતા થઈ શકતી નથી.

જે માણસો પોતાના અમૂલ્ય સમયને પૈસાને માટે વેચી નાખે છે તેઓ પૈસાથી ભવિષ્યમાં થવાવાળાં માઠાં પરિણામને સમજી શકતા નથી, અને પૈસો જ એકઠો કરવામાં પોતાનું આખું ય જીવન વેડફી નાખે છે. આવા માણસો માનવજીવનમાં મેળવેલા પૈસાથી કાંઇક પૌદ્ગલિક સુખો પ્રાપ્ત કરી શકે છે; પરંતુ કલ્યાણના માર્ગથી ભ્રષ્ટ થવાથી આત્માને દુર્ગતિના દુઃખોમાંથી બચાવી શકતા નથી.

ધનવાન માણસોને મરતી વખતે એકઠું કરેલું ધન છોડી જવું પડે છે જેથી તેમને કોઇ પણ પ્રકારનો લાભ મળતો નથી, ઊલટું તે ધન તેમને ચિંતા તથા શોક વધારવાવાળું થાય છે. એટલા માટે જેઓ ધન તથા માન માટે પોતાના અમૂલ્ય જીવનને વેચી નાખે છે તેઓ ભલે પોતાને બુધ્ધિમાન સમજે, પણ તેમનામાં બુદ્ધિનો અંશ પણ હોતો નથી. બુદ્ધિમાન તો તેને જ કહી શકાય કે જે જીવનના અમૂલ્ય સમયને અમૂલ્ય કાર્યમાં ખરચે અને અમૂલ્ય કાર્ય પણ તેને જ કહી શકાય જેનાથી અમૂલ્ય વસ્તુની પ્રાપ્તિ થાય. આ અમૂલ્ય વસ્તુ વીતરાગભાષિત ધર્મનું આરાધન કરી, આત્મવિકાસ સાધી પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી, અર્થાત્ વીતરાગદશા પ્રાપ્ત કરી મુક્તિ મેળવવી તે છે.

ખેદની વાત છે કે, ઘણાખરા માણસો પોતાના અમૂલ્ય સમયને સોગઠાબાજી, પાનાં, શતરંજ આદિ રમતો રમવામાં, સિનેમા નાટક જોવામાં, સંસારના ભોગવિલાસમાં, નિદ્રામાં, આળસમાં અને પ્રમાદમાં વ્યર્થ ખોઇ નાખે છે. કેટલાક અજ્ઞાની જીવો ચોરી, વ્યભિચાર, અસત્ય તથા માયા-પ્રપંચ આદિ ખોટાં કામોમાં વ્યતીત કરીને આ લોક તથા પરલોક-બંને લોકથી ભ્રષ્ટ થઇને ઘણા જ દુઃખી થાય છે અને કેટલાક માણસો મદ્ય-માંસાદિ અભક્ષ્ય વસ્તુઓ વાપરવામાં જ જીવનને સમાપ્ત કરીને નરકનાં દુઃખો ભોગવે છે. મનુષ્યોને ઉચિત તો એ છે

કે, પોતાના માનવ જીવનનો પ્રત્યેક સમય પરમાત્મસ્મરણમાં જ વ્યતીત કરવો જોઇએ. એક ક્ષણ પણ વ્યર્થ ન જવા દેવો જોઇએ. પાપ તથા પ્રમાદમાં સમય વ્યતીત કરવો એ અત્યંત અજ્ઞાનતા છે.

વાસ્તવિકમાં મનુષ્યો પૈસાનો જેટલો ઉપયોગ કરી જાણે છે તેટલો ઉપયોગ સમયનો કરી જાણતા નથી. જો પૈસા જેટલું કીંમતી અને ઉપયોગી માનવજીવનને સમજતા હોય તો એક ક્ષણ પણ પરમાત્માના સ્મરણ વગર ખાલી ન જવા દે.

દાખલા તરીકે આપણે પંદર રૂપિયાના હિસાબે મોટર ભાડે કરીને મુસાફરીએ નીકળ્યા હોઇએ અને રસ્તામાં કોઇ સંબંધી સાથે ખાસ જરૂરી વાત કરવા મોટર ઊભી રાખવી પડે તો તે વખતે આપણે વાતને જલ્દીથી ટૂંકાણમાં પતાવવા માગીએ છીએ. વાતોમાં વધુ સમય ગાળવા ઇચ્છતા નથી, કારણ કે તે વખતે આપણું ધ્યાન મોટરના ભાડાના પૈસા પર લાગેલું હોય છે. આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આપણે પૈસાની જેટલી કીંમત અને ઉપયોગિતા સમજ્યા છીએ તેટલી કીંમત અને ઉપયોગિતા માનવજીવનના સમયની સમજી શક્યા નથી.

જેમ આપણું ધ્યાન મોટરમાં બેઠા પછી મોટર ઊભી રાખી કોઈની સાથે વાત કરતી વખતે પૈસામાં વળગ્યું રહે છે, તેવી જ રીતે સંસારનાં પ્રત્યેક કાર્ય કરતી વખતે આપણા અમૂલ્ય જીવનની પ્રત્યેક ક્ષણ મુખ્યપણે શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ પરમાત્મસ્મરણમાં જ વળગી રહેવી જોઇએ.

જીવનની પ્રત્યેક ક્ષણમાં પરમાત્માનું સ્મરણ કરનારનો આત્મા શીઘ્ર પરમાત્મસ્વરૂપ બની શકે છે અને પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની ક્ષણો પરમ અમૂલ્ય ગણાય છે. જેટલી ક્ષણ આત્મવિકાસ કરવા પૂર્ણવિકાસી પરમાત્માના સ્મરણમાં વપરાય છે તેટલી જ ક્ષણો માનવ-જીવનમાં ઉત્તમ અને કીંમતી કહી શકાય છે, માટે મનુષ્યોએ શ્રદ્ધા તથા પ્રેમપૂર્વક નિરંતર પરમાત્માનું સ્મરણ કરવાનો અભ્યાસ કરવો જોઇએ, જેથી માનવજીવન સફળ બની શકે. જો કે પ્રેમ અને શ્રદ્ધાની મંદતાને લઇને આખા ય માનવજીવનમાં પરમાત્માનું સ્મરણ કરવા છતાં પરમાત્મસ્વરૂપ ન બની શકાય તો પણ પરમાત્મસ્વરૂપનું અંતર તો ઓછું થાય છે– અર્થાત્ પરમાત્માની નજદીક તો જવાય જ છે.

અફસોસની વાત છે કે આપણે પરમાત્માના સ્મરણની કોડી જેટલી પણ કીંમત સમજતા નથી. ધારો કે એક માણસને વાર્ષિક આવક પચાસ હજાર રૂપિયાની છે તો મહિને લગભગ સવા ચાર હજાર થયા. રોજના ચોવીશ કલાકના દોઢસો, એક કલાકના છ અને એક મિનિટના દશ પૈસા થયા. એક મિનિટમાં ઓછામાં ઓછું સો વખત પરમાત્માનું નામસ્મરણ થઈ શકે છે તો એક પૈસાના દશ પ્રભુનાં નામ થયાં. કેટલાં સસ્તાં? આટલુ સોંઘું પ્રભુનું નામ હોવા છતાં માણસો પૈસો મેળવવા પ્રયત્ન કરે છે, પણ પ્રભુનું નામસ્મરણ કરતા નથી, તો પછી કોડીઓ જેટલી પણ કીંમત પરમાત્માના નામની ક્યાં સમજાય છે? માણસો કહે છે કે, અમને પરમાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધા છે, પરમાત્માનું નામ અમૂલ્ય છે તે કેવી રીતે માની શકાય? આ તો પચાસ હજારની આવકવાળાને માટે કહ્યું, પરંતુ એનાથી પણ ઓછી

બે હજાર, હજાર કે સોની આવકવાળા માટે પરમાત્માનાં નામ કેટલાં સસ્તાં છે તે વિચાર કરવાથી સ્પષ્ટ જણાઈ આવશે.

કંચન–કામિની, માન–મોટાઇ અને પ્રતિષ્ઠાની આસક્તિમાં ફસાઇને જેઓ પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કરે છે તેમનો સમય અને પરિશ્રમ નકામો જાય છે એટલું જ નહીં પણ તેમના આત્માનો અધઃપાત થાય છે. ધનની આસક્તિમાં ફસાયલો લોભી માણસ અનેક પ્રકારનો અનર્થ કરીને ધન કમાય છે, અને ધન કમાયા પછી ધનને હમેશાં કાયમ રાખવા ઘણો જ ક્લેશ અને પરિશ્રમ કરે છે. આવા ધનાસક્ત માણસને પુન્યમાર્ગે ધન વાપરતાં ઘણું જ દુઃખ થાય છે. છેવટે મરતી વખતે બધું ય છોડીને જવું પડે છે ત્યારે તો મરણથી પણ વધારે કષ્ટ, અનિચ્છાએ ધન છોડતાં, થાય છે, આવા ધનના આસક્ત થયેલાને સદ્દગતિ મળી શકતી નથી.

જેવી રીતે ધન કમાવાની તૃષ્ણા ધર્મહીન બનાવી આત્માનો અધઃપાત કરવાવાળી છે, તેવી જ રીતે સ્ત્રીસંગની ઇચ્છા પણ તેનાથી વધારે આત્માનો અધઃપાત અને અકલ્યાણ કરવાવાળી છે, તો પછી પરસ્ત્રીગમનનું તો કહેવું જ શું ? પરસ્ત્રીગમન અત્યન્ત નિંદનીય અને આત્માને મલિન બનાવી ઘોર નરકમાં લઇ જનારું છે.

સ્વદારાસંતોષી સંસારી માણસ આસક્તિ રહિત થઇને જો સ્વસ્ત્રીનું સેવન કરે તો તે કાંઈક સ્વશ્રેય સાધી શકે ખરો, પણ અત્યંત આસક્તિવાળો ગૃહસ્થ સ્વદારસંતોષી હોવા છતાં સ્વશ્રેય સાધી શકતો નથી. આ કાર્ય–મન, વચન અને કાયાના વિષયત્યાગી–બનવું ઘણું જ કઠિન છે, કારણ કે કેવળ આત્મશ્રેય કરવા સઘળું ય છોડી દઇને વિરક્ત બનેલા ત્યાગી પુરુષોના મનને પણ ઇંદ્રિયો બળાત્કારે વિષયો તરફ ઘસડી જાય છે, તો પછી સંસારમાં રહેલા વિષયાસક્ત પામર પ્રાણીઓનું તો કહેવું જ શું ?

જેમ મૂર્ખ રોગી જીભના સ્વાદને વશ થઇને કુપથ્ય કરી મરી જાય છે, તેવી જ રીતે કામી પુરુષ અત્યંત વિષયાસક્ત થઇને સ્ત્રીનું અમર્યાદિત સેવન કરીને પોતાનો નાશ કરી નાખે છે. વિલાસની બુદ્ધિથી સ્ત્રીનું સેવન કરવાથી કામની તીવ્રતા થાય છે અને કામનો વેગ વધવાથી બુદ્ધિનો નાશ થાય છે. કામથી મોહિત થયેલો બુદ્ધિહીન પુરુષ મનમાન્યું વિપરીત આચરણ કરીને પોતાના આ લોક અને પરલોક સંબંધી સર્વ સુખોનો નાશ કરીને આત્માનું અત્યંત અશ્રેય સાધે છે.

સ્ત્રીનું સેવન કરવાથી બળ, વીર્ય, બુદ્ધિ, તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને અન્ય સદ્દગુણોનો નાશ થાય છે, અને શરીરમાં અનેક પ્રકારના રોગોની વૃદ્ધિ થઇને મનુષ્ય મૃત્યુ પાસે પહોંચી જાય છે. આ લોકનાં સુખ, કીર્તિ અને ધર્મને ખોઈ નાખીને અશુભ ગતિમાં ચાલ્યો જાય છે એ જ આત્માનું અધઃપતન છે. એટલા જ માટે સાધુપુરુષો કંચન અને કામિનીનો મનોવૃત્તિમાંથી અને બહારથી સર્વથા ત્યાગ કરે છે. વાસ્તવિકમાં તો મનોવૃત્તિમાંથી ત્યાગ થવો તેનું જ નામ ત્યાગ છે, અને આવો વૃત્તિત્યાગ તો મમતા, અભિમાન અને આસક્તિથી રહિત થયેલો મનુષ્ય જ કરી શકે છે.

માન, મોટાઈ અને પ્રતિષ્ઠાની જાળમાં તો સંસાર છોડીને આત્મશ્રેય કરવાવાળા પુરુષો પણ ફસાઇ જાય છે. મોટા બનવાની અને જગતમાં પ્રસિદ્ધ થવાની ઈચ્છા તો આત્મસાધન કરનારાઓને પણ છોડતી નથી. માન, મોટાઇ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે ત્યારે તો તેમને ઘણું જ અમૃત જેવું મીઠું લાગે છે પણ પરિણામે તે જ માનસત્કાર તેમનું વિષથી પણ વધારે અનિષ્ટ કરવાવાળા થાય છે, કારણ કે વિષ તો કેવળ દેહનો જ નાશ કરે છે, અને માન–મોટાઈ તેમના આત્માનો સર્વનાશ કરે છે. અજ્ઞાનતાથી કરવામાં આવતી માન–મોટાઇની સ્પૃહા સારા સારા માણસોના ચિત્તને પણ હલાવી નાખે છે, માટે કંચન-કામિની, માન–મોટાઈના મોહમાં ફસાઇ જઇને પોતાના અમૂલ્ય માનવજીવનને ન ગુમાવી દેતાં આત્મશ્રેય કરવું જોઇએ.

મનુષ્ય જીવનનો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ ઘણો જ કીંમતી છે. તેની પ્રશંસા થઇ જ શકતી નથી, કારણ કે પૂર્વજન્મના પ્રબલ પુણ્યથી જ આર્ય દેશ, ઉત્તમ જાતિ, ઉચ્ચ કુળ આદિ સામગ્રી મળી છે જેનો સદુપયોગ કરી માનવી પોતાનું શ્રેય સાધી શકે છે. ચક્રવર્તીની સંપત્તિ આપવા છતાં પણ માનવ જીવન એક ક્ષણ પણ પ્રાપ્ત થઇ શકતું નથી માટે ધનની તૃષ્ણામાં અને જડાત્મક સુખમાં જેઓ પોતાના અમૂલ્ય સમય ખોઇ નાખે છે તેમને અંતે અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડે છે.

માનવીઓએ મોહરૂપી મદિરાનો નશો કરેલો હોવાથી ઉત્તમ–મહાપુરુષો વારંવાર ઉપદેશ આપી જગાડે છે છતાં જાગતા નથી, અને અનાદિકાળથી કરતા આવ્યા તે જ પ્રવૃત્તિઓમાં રાત્રિદિવસ વ્યતીત કરી રહ્યા છે, જેથી આધિ–વ્યાધિ,જન્મ, જરા, મરણનાં દુઃખોથી છૂટી શકતા નથી, માટે વીતરાગનાં વચનો ઉપર શ્રદ્ધા રાખી, મોહનો નશો ઉતારી વીતરાગના માર્ગ ઉપર ચાલે તો દુઃખોમાંથી છૂટી જઈ અવશ્ય શાશ્વત સુખ મેળવે.



# માનવ દેહ ઉત્તમ કેમ?

( ૨૯ )

સંસારમાં માનવ જીવન તથા માનવ દેહની ઉત્તમતા માટે બે મત છે જ નહિ, પણ તે ઉત્તમ શા માટે છે? તેમાં મતભેદ છે, કારણ કે માનવ જાતિ દેહદષ્ટિ તથા આત્મદષ્ટિ એમ દષ્ટિભેદથી બે પક્ષમાં વહેંચાયલી છે. આ બે દષ્ટિમાંથી દેહદષ્ટિની સંખ્યા મોટી છે અને આત્મદષ્ટિ અત્યંત અલ્પ પ્રમાણમાં છે. દેહદષ્ટિ દેહને ઘણી જ પ્રધાનતા આપે છે અને દેહની સારી રીતે ઉપાસના કરે છે, કારણ કે તેમની માન્યતા પ્રમાણે દેહ સિવાય આત્મા જેવી કોઈ પણ ખાસ વસ્તુ નથી. આત્મા દેહનું નામાન્તર છે પણ અર્થાન્તર નથી એવી માન્યતા હોવાથી આત્મા શબ્દથી ઉપયોગસ્વરૂપ આત્માનો બોધ ન થતાં તેમને દેહનો બોધ થાય છે અને એટલા માટે જ તેઓ આત્મવિકાસની પ્રવૃત્તિથી પરાંગમુખ થઇને ચોવીસ કલાક દેહની જ સેવામાં મગ્ન રહે છે. પોતાને દુઃખ ન થાય એવા હેતુથી મનગમતી વસ્તુઓથી દેહને પોષે છે. દેહને સુંદર બનાવવાને માટે સારાં ઘરેણાં-વસ્ત્રોથી શણગારે છે. પાંચે ઈંદ્રિયો પૈકી કોઇ પણ ઈંદ્રિયના વિષયને પોષવાની ઇચ્છા થાય તો તનતોડ પ્રયત્ન કરીને પણ સફળતા મેળવે છે. આ બધું ય દેહદષ્ટિ માનવી દેહને પ્રધાન માનીને કરે છે. તેને સંસારમાં દષ્ટિગોચર થતાં જીવતાં પ્રાણીઓમાં માનવ દેહ જેવો બીજો કોઈ પણ દેહ બુદ્ધિ, ચાતુર્ય, ડહાપણ તથા સ્વામિત્વ આદિમાં અધિક જણાતો નથી એટલે જ માનવ દેહ તથા માનવ જીવનને પુદ્દગલાનંદી દેહદષ્ટિ માનવી ઉત્તમ માને છે.

આ પ્રમાણેની માન્યતા દેહમાં આત્માનો આક્ષેપ કરનારી હોય છે. તેઓ આત્માને તો માને છે, પણ અનાદિ કાળથી દેહના સંસર્ગને લઇને જે દેહમાં પોતે હોય છે તે દેહને પોતાનું સ્વરૂપ માને છે. અને મોહનીયના ગાઢતમ આવરણને અંગે તેમાં ઓતપ્રોત થઇ જવાથી આત્માને ભિન્ન પાડી આત્મદષ્ટિ હોઇ શકતી નથી, અને દેહમાં અનુભવાતાં કર્મનાં વિકારોને પોતાનાં જ માને છે જેને લઇને દેહાધ્યાસી એમ કહેતા નજરે પડે છે કે-હું રૂપાળો છું, મને વખાણે છે, મને તાવ ચઢ્યો છે, હું સુખી છું, હું દુઃખી છું, મને મારે છે, મને ગાળ દે છે ઇત્યાદિ કથનથી દેહથી પોતાની અભિન્ન દશા જણાવે છે અને મારું ધન, મારું ઘર, મારું વસ્ત્ર ઈત્યાદિ કથનથી પોતાને ભિન્ન જણાવે છે, છતાં તેની હાનિ, વૃદ્ધિથી હર્ષ, શોક કરે છે; કારણ કે જડાત્મક વસ્તુઓના વિલક્ષણ પરિવર્તનથી મોહનીય

કર્મના દબાણથી પોતાને લાભ હાનિ માને છે અને તેના અંગે વિભાવ દશાને લઈને વિકૃતિને તાબે થાય છે. જડાત્મક વસ્તુઓ સ્વતઃ અથવા ચૈતન્યની પ્રેરણાથી અનેક અવસ્થાઓમાં બદલાય છે તેમાં લાભ, હાનિ કે સુંદર, અસુંદર જેવું કશું ય હોતું નથી છતાં અજ્ઞાનતાને લઈને જડાત્મક વસ્તુઓમાં થતાં ફેરફારોને જીવ પોતાના જ માનીને સુંદરતા તથા અસુંદરતાના કાલ્પનિક મિથ્યા જ્ઞાનથી પોતાને લાભ, હાનિ માને છે, અને હર્ષ શોક કરે છે.

આત્માને માટે જડાત્મક વસ્તુમાત્ર પર હોય છે અને તે બધીનો સંયોગ સંબંધ અનંતર તથા પરંપર એમ બે પ્રકારનો હોય છે તેમાં આત્માની સાથે દેહનો અનંતર સંબંધ છે અને બંગલા, ધન, વસ્ત્ર, આભૂષણ આદિ અચેતન તથા માતા, પિતા, ભાઈ, ભગિની, સ્ત્રી, નોકર આદિ સચેતન વસ્તુઓનો પરંપર સંબંધ છે અર્થાત્ આ બધી વસ્તુઓનો દેહની સાથે સંબંધ છે. આત્મા અનંતર સંબંધવાળા દેહને છોડી દે છે કે તરત જ પરંપર સંબંધવાળા બાગ, બંગલા આદિ તથા માતા, પિતા આદિનો સંબંધ છૂટી જ જાય છે પણ ધન તથા માતા, પિતા આદિનો સંબંધ છૂટવા માત્રથી દેહનો સંબંધ છૂટી શકતો નથી. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો ઔદારિક આદિ ત્રણ સ્થૂળ દેહનો સંબંધ પરંપર છે અને કાર્મણ શરીર કર્મનો સંબંધ અનંતર છે, અને એટલા માટે જ ઔદારિક દેહનો સંબંધ છૂટી જવાથી કર્મનો સંબંધ છૂટે નહિ પણ કર્મનો સંબંધ છૂટવાથી બધા દેહનો સંબંધ છૂટી જાય છે અને તેથી કરીને સમગ્ર સંસારનો સંબંધ પણ સર્વથા છૂટી જાય છે એટલે પછી જીવ મુક્તાત્મા તરીકે ઓળખાય છે. પરંપર સંબંધવાળા ઔદારિકાદિ સ્થૂળ દેહનો સંબંધ મર્યાદિત હોય છે અને તેના વિયોગનું પ્રત્યક્ષ અલ્પજ્ઞ અથવા તો તદ્દન અણજાણ માણસને પણ થાય છે કે જે વિયોગને સમગ્ર જનતા મૃત્યુના નામથી ઓળખે છે, પરંતુ અનંતર સંબંધ ધરાવનાર કર્મના વિયોગનું પ્રત્યક્ષ તો અતિશય જ્ઞાની સિવાય કોઈને પણ થતું નથી. કર્મ તથા આત્માના સંયોગને દૂધ, પાણી તથા અગ્નિ ને લોઢાના સંગાથ–સંબંધના ઉદાહરણથી સમજાવ્યો છે. જેમ લોઢું અને અગ્નિ તથા દૂધ, અને પાણી પરસ્પર મળીને એવા રહે છે કે બન્ને એક સ્વરૂપ જેવાં દેખાય છે. બન્નેને સંયોગાવસ્થામાં જુદા પાડીને પ્રત્યક્ષ કરાવી શકાય નહિ તેમ અનાદિ કાળથી ઓતપ્રોત થઈને રહેલા જીવ તથા કર્મને જુદા પાડી શકાય નહિ પણ જાણી શકાય તથા કહી શકાય ખરાં.

દેવગતિના દિવ્ય શરીર કે જે શ્રદ્ધાગમ્ય છે તેની જેને શ્રદ્ધા હોતી નથી એવા પુદ્ગલાનંદી–જડાસક્ત જીવો પશુ–પક્ષી આદિ તિર્યંચોના શરીરો સાથે પોતાના દેહને સરખાવીને માનવદેહને ઉત્તમ માને છે. અર્થાત્ વૈષયિક સુખના સાધનો મેળવીને બુદ્ધિપૂર્વક જેવી રીતે ઉપયોગ કરે છે અને જે કાંઈ સુખ, શાંતિ તથા આનંદ મેળવે છે તેવી રીતે પશુ, પક્ષી આદિ સુખના સાધન મેળવીને આનંદ ભોગવી શકતા નથી. તિર્યંચો બુદ્ધિ વગરના હોવાથી કદાચ તેમને ખાવાપીવાની સારી વસ્તુ મળી જાય તો પણ તેનાથી તેમને કાંઈ આનંદ કે સુખ જેવું જણાતું નથી. તિર્યંચો માત્ર પેટ ભરી જાણે છે. તેમને મિષ્ટાન્ન મળે યા ઘાસ મળે અથવા તો બીજો કોઈ પણ જાતનો ખાદ્ય પદાર્થ મળે તો પણ તેઓને બધું સરખું જ હોય છે. તેમનો ઉદ્દેશ માત્ર ખાવાનો જ હોય છે; પણ બુદ્ધિ તથા સમજણના અભાવથી મોજ-

શોખનો હોતો નથી. અને માણસ બાગ, બંગલા, મોટર, વસ્ત્ર, ઘરેણાં આદિના ઉપભોગથી તેમ જ સિનેમા તથા સંગીત આદિથી સમજપૂર્વક જેટલું સુખ તથા આનંદ મેળવે છે તિર્યંચો-ને તેમાંનું કશું ય હોતું નથી. તાત્પર્ય કે, પાંચે ઇંદ્રિયોના વિષયો માનવી મેળવે છે અને સુખશાંતિ તથા આનંદ અનુભવે છે. તે બધાથી તિર્યંચો ખાલી જ હોય છે માટે જ દેહદૃષ્ટિ માનવદેહને ઉત્તમ માને છે.

જેઓ દેવગતિ માને છે અને દિવ્ય (વૈક્રિય) શરીરની જેમને શ્રદ્ધા છે એવા પુદ્ગલા-નંદી વિષયાસક્ત જીવો વૈષયિક સુખને લઇને જ જો માનવદેહને પ્રધાનતા આપતા હોય તો તેઓ ભૂલ કરે છે, કારણ કે દિવ્ય શરીર સંબંધી વૈષયિક સુખો આગળ માનવદેહના વૈષયિક સુખો અત્યંત તુચ્છ તથા જુગુપ્સનીય છે. મનુષ્યનું શરીર માંસ આદિ સાત ધાતુઓનું બનેલું છે તથા મળ, મૂત્ર, કફ, પિત્ત આદિ અશુચિ પદાર્થોથી ભરેલું છે. માનવદેહના વિલાસ માત્ર ઘૃણાસ્પદ છે. માનવદેહની ઉત્પત્તિ અત્યંત અશુચિ સ્થાનમા અપવિત્ર વસ્તુઓથી થાય છે અને મળ-મૂત્રના સંસર્ગથી ઉત્પન્ન થયેલા આહાર આદિથી પોષાય છે. પોતે મળમૂત્રાદિથી વ્યાપ્ત હોવાથી ગમે તેવી સુગંધીવાળી સારામાં સારી વસ્તુ પણ દેહના સંસર્ગથી મળસ્વરૂપ બનીને ઘૃણા ઉત્પન્ન કરાવે છે. વિલાસી માણસો દેહની દુર્ગંધ દૂર કરવાને સુગંધી તેલ વાપરે છે, છતા દેહ તો સુગંધી બનતો નથી, પણ દેહને ચોપડેલી સુગંધી વસ્તુઓ દુર્ગંધમય બની જાય છે. કેટલાંક મોંની ખરાબ વાસ દૂર કરવાને ઇલાયચી આદિ સુગંધી વસ્તુમિશ્રિત તાંબૂલ ખાય છે તો ય મોં સુગંધી થવાને બદલે તાંબૂલને દુર્ગંધી બનાવે છે જેથી મોં વધારે ગંધાય છે. માનવી પુષ્કળ પાણીનો ઉપયોગ કરીને દેહને સ્વચ્છ બનાવવા પ્રયાસ કરે છે તો ય તે સ્વચ્છ બનતું નથી; કારણ કે દેહરૂપ છિદ્રવાળા કોથળામાં મળ, મૂત્ર, કફ, પિત્ત આદિ ભરેલાં હોવાથી નિરંતર છિદ્ર વાટે વહ્યા કરે છે એટલે પાણી અસ્વચ્છ તથા અપવિત્ર તો થઇ જાય છે, પણ દેહ સ્વચ્છ તથા પવિત્ર બની શકતો જ નથી. દેવજાતિનાં દિવ્ય શરીર માનવદેહથી તદ્દન વિપરીત છે, દિવ્ય શરીર અશુચિ પુદ્ગલોનું બનેલું હોતું નથી. રુધિર આદિ સાત ધાતુ તથા મળ, મૂત્ર આદિનો અંશ પણ હોતો નથી. દેવ સ્વચ્છ તથા સુગંધીમય શય્યામાં ઉત્પન્ન થાય છે માટે અપવિત્રતા તથા દુર્ગંધ સર્વથા હોતી નથી. આહાર આદિના પુદ્ગલો પણ સ્વચ્છ તથા પવિત્ર અને મનગમતાં હોય છે. આહાર દેહસ્પર્શી-લોમાહાર હોય છે. મોં વાટે આહાર કરતા નથી અર્થાત્ મોઢેથી ખાતા નથી એટલે મળ જેવું કશું ય ન બનવાથી તેમને મલોત્સર્ગ કરવાની (દિશાએ જવાની) જરૂર પડતી નથી. આહારના પુદ્ગલો શરીરની સ્વચ્છતા તથા રૂપ-કાંતિના પોષક હોય છે. દેવને ઉપભોગમાં આવતી ભોગોપભોગની બધી વસ્તુઓ સ્વચ્છ સુગંધીમય અને આહ્લાદક હોય છે, માટે વૈષયિક સુખને આશ્રયીને દેવ શરીરપ્રધાન કહી શકાય અને ઉત્તમતા પણ દેવદેહની જ હોઇ શકે; માનવદેહની હોઈ શકતી નથી. સાચું અને સારું પૌદ્ગલિક સુખ તો દેવ જ ભોગવે છે, તેમ જ વૈષયિક શાંતિ તથા આનંદ પણ દેવજાતિમાં જ હોઇ શકે છે, માટે જો માનવીને સારામાં સારું વૈષયિક સુખ જોઇતું હોય તો તેને દેવગતિમાં જવાની જરૂર છે, કારણ કે માનવદેહ વૈષયિક સુખ ભોગવવાને માટે છે જ નહિ. માનવદેહના તુચ્છ તથા ઘૃણિત વૈષયિક સુખ મેળવવાને માટે માનવીને ઘણી જ મુશીબતો વેઠવી પડે છે તો ય કોઇને મળે છે અને કોઇને નથી પણ મળતું. ધાર્યા પ્રમાણે

તો કોઇક જ મેળવતું હશે. માનવીને પૌદ્ગલિક સુખ સ્વાધીન હોતું નથી, પણ તે પરાધીન હોવાથી તેને મેળવવાને માટે ધનની ઘણી જ જરૂર પડે છે. તે ધન ભેગું કરવાને ચોવીશે કલાક ચિંતિત રહેવું પડે છે, કારણ કે ધન પરિશ્રમ કરવા માત્રથી મળતું નથી, પણ લાભાંતરાય ખસ્યું હોય અને પુન્યનો ઉદય હોય તો જ મળી શકે છે. પુન્ય સિવાય સામાન્ય દેવી-દેવલાંની ઉપાસના કે તેમના જાપ, હોમ તથા સ્મરણ કરવાથી ધન મળી શકતું નથી, પણ વીતરાગ પ્રભુનું સ્મરણ, જાપ તથા પૂજાભક્તિ કરવાથી લાભાંતરાય ખસી જાય છે અને ધનની પ્રાપ્તિ થાય છે. કેટલાકને પુન્યાનુસાર ધન પ્રાપ્ત થવા છતાં પણ લોભના અંગે પૌદ્ગલિક સુખ પણ ભોગવી શકતા નથી અને નિરંતર તૃષ્ણાના તાપથી સંતપ્ત રહે છે. લાભાંતરાય ખસવાથી ધન તો મળી જાય છે પણ ભોગાંતરાય તથા ઉપભોગાંતરાય નડતું હોય તો મેળવેલી ધનસંપત્તિ પણ બધી નકામી છે, કારણ કે તે તેને વાપરી શકતો જ નથી. છતે પૈસે કંગાલ સ્થિતિમાં જ મરીને જન્માંતરમાં લક્ષ્મી મેળવતાં ઉપાર્જન કરેલા પાપનો જ ભોક્તા થાય છે. આ બધી વાતોનો વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે માનવ દેહ તથા જીવન વૈષયિક સુખ ભોગવવાને માટે ન હોવાથી તેના અંગે તેની ઉત્તમતા પણ નથી જ.

વિષયાસક્તિને અંગે માનવદેહને ઉત્તમ માનનાર માનવીએ આટલું તો જરૂર વિચારવું જોઇએ કે-માનવદેહને જીવ નવ મહિના મળમૂત્રમાં રહીને ઉત્પન્ન કરે છે કે જ્યાં જીવને અવ્યક્તપણે ઘણું જ દુઃખ સહન કરવું પડે છે. પછી જન્મતી વખતે અનંતી વેદના ભોગવે છે. પવિત્ર અપવિત્રની અણસમજણને લઇને જન્મ્યા પછીની અવસ્થામાં પણ મળમૂત્રની ઘૃણા કરતો નથી. પછી બાલ્યાવસ્થામાં માતાપિતાના સ્નેહને લઇને જોઇતી વસ્તુઓ મળી જવાથી નિશ્ચિંતપણે વિચરે છે. પછી જ્યારે યુવાવસ્થા પ્રાપ્ત કરે છે ત્યારે જીવનનિર્વાહના સાધનની ચિંતાથી ઘેરાઈ જાય છે અને ધન ઉપાર્જન કરવાના વ્યવસાયમાં ચિત્ત પરોવે છે. શ્રીમંત માતાપિતા હોય તો વધુ ચિંતા હોતી નથી પણ સાધારણ સ્થિતિ હોય તો જીવનના સાધન મેળવવાની ચિંતાથી સુખે સૂઇ પણ શકતો નથી. ધન હોય તો વધારવાની તૃષ્ણાથી અને ન હોય તો મેળવવાની ચિંતાથી ઠરી ઠામ બેસતો નથી, ઘડીભરની પણ પુરસદ મેળવી શકતો નથી. વ્યવસાયમાં ચિત્તવૃત્તિ પરોવાયલી હોવાથી ન મળે ખાવાપીવામાં શાંતિ કે ન મળે માની રાખેલા સ્નેહીઓની સાથે સ્નેહાલાપમાં શાંતિ. આરામ તથા વિશ્રાન્તિને તો સ્વપ્નમાં પણ ભાળી શકતો નથી, તો પછી માનવદેહને વૈષયિક સુખનું સાધન માની પ્રધાનતા કેવી રીતે આપી શકાય? માનવીને રહેવાને ઘર જોઇએ. તે ન હોય તો બાંધવા સુથાર, કડીઆ તથા સાધનસામગ્રીની જરૂર, કપડાં સીવવા દરજીની તથા ધોવા ધોબીની જરૂર, ઘરેણાં ઘડવા સોનીની તથા હજામત માટે હજામની જરૂર, ભોજન માટે રસોઈની જરૂર અને બધાના કરતાં જીવવાનું અદ્વિતીય સાધન અન્ન ઉત્પન્ન કરવાને માટે ખેતી કરવાની જરૂર પડે છે; તેમ જ વ્યાધિ આવે તો તેને મટાડવા વૈદ્ય તથા ઔષધની પણ જરૂર પડે છે. આવી પરિસ્થિતિમાં માનવીને પૌદ્ગલિક સુખ ભોગવવા સમય તથા અનુકૂળતા કેટલા પ્રમાણમાં મળી શકે? પ્રથમ તો માનવીનું જીવન બહુ જ ટૂંકું અને તેમાંય વળી આધિ, વ્યાધિ, સંયોગ, વિયોગ અવારનવાર આવતા જ રહે એટલે તુચ્છ પણ વૈષયિક સુખ નિશ્ચિંતતાથી સારી રીતે ભોગવી શકતા નથી. બાળ તથા વૃદ્ધ અવસ્થાને બાદ કરતાં બાકીનાં વીસ પચીસ જ વર્ષ

સમજણપૂર્વક સુખ ભોગવવાનાં હોય છે. તેમાં ય ધન કમાવાની ચિંતા, ખોવાની ચિંતા, ખોયેલું પાછું મેળવવાની ચિંતા, અને જો વ્યાધિ ખબર લેવા આવ્યા કરે તો જીવનની પણ ચિંતા કનડ્યા કરે. આવા પ્રસંગોને લઈને માનવી સુખ ભોગવવા યોગ્ય અવસ્થામાં પણ સુખ ભોગવી શકતા નથી,માટે પૌદ્ગલિક સુખ ભોગવવા યોગ્ય તો દેવગતિ જ છે અને એટલા માટે જ માનવદેહ તથા જીવન કરતાં દેવનું દિવ્ય શરીર તથા જીવન ઉત્તમ કહી શકાય. દેવનું આયુ'ય લાંબું હોય છે, અકાળ મૃત્યુ હોતું નથી, શરીરને સુંદર બનાવવા માનવીની જેમ પ્રયાસ કરવો પડતો નથી, પરણવાની ચિંતા હોતી નથી, વ્યાધિના અભાવે સુખ ભોગવવામાં વિઘ્ન આવતું નથી, તેમ જ જીવનની જરૂરિયાતો પૂરી કરવામાં કોઈ પણ પ્રકારનો વ્યવસાય કરવો પડતો નથી એટલે નિરંતર પુન્યાનુસાર મેળવેલા વૈષયિક સુખોને જીવનપર્યંત ભોગવે છે. માનવીની જેમ બાળ કે વૃદ્ધ અવસ્થા જેવું હોતું નથી, પણ જન્મથી લઈને મરણ પર્યંત એક સરખી અવસ્થા હોવાથી વિષયો ભોગવવામાં અશક્ત બનતા નથી. અત્યંત આસક્તિપૂર્વક ભોગો ભોગવી શકે છે. દેવલોકમાં શાશ્વતાં દેવવિમાન હોય છે એટલે રહેવાને ઘર બાંધવું પડતું નથી. સોની, ધોબી, હજામ, દરજી આદિની જરૂર પડતી નથી; કારણ કે પુન્યાનુસાર મેળવેલા દેવવિમાનમાં ભોગોપભોગની બધી શાશ્વતી વસ્તુઓ તૈયાર જ હોય છે. કોઇ પણ વસ્તુ ખરીદવાની જરૂર ન હોવાથી ધન કમાવા વેપાર કરવાની જરૂર હોતી નથી. દેવના દિવ્ય શરીર હોવાથી કવળાહારના અભાવે અન્ન ઉત્પન્ન કરવા ખેતી કરવાની પણ જરૂર રહેતી નથી એટલે રસોઈ પણ કરવી પડતી નથી. આ બધી બાબતોનો વિચાર કરતાં વૈષયિક સુખ ભોગવવાની દૃષ્ટિથી દેવશરીર જ પ્રધાન જણાય છે. વિષયાસક્ત માનવીને જો પૌદ્ગલિક સુખની અત્યંત તૃષ્ણા હોય તો તેમને દેવલોકનું દિવ્ય વૈક્રિય શરીર મેળવવાની અત્યંત આવશ્યકતા છે; બાકી તો માનવદેહ વૈષયિક સુખ માટે અપ્રધાન હોવાથી નકામું છે.

આત્મદૃષ્ટિ વિષયવિરક્ત જીવો માનવદેહને પ્રધાન માને છે તે તાત્ત્વિક છે, કારણ કે તેમની એવી માન્યતા છે કે આત્માનો સંપૂર્ણ વિકાસ માનવદેહ સિવાય સાધી શકાતો નથી, માનવદેહ તથા જીવનમાં આત્માનો સાક્ષાત્કાર થાય છે અને તેની તિરોભાવે રહેલી સઘળી શક્તિનો આવિર્ભાવ થાય છે, આત્મા ઉપર અનાદિ કાળથી ચોંટેલા કર્મરૂપી કચરાને ધોઇ નાખીને સ્વચ્છ બનાવવા માટે શુક્લધ્યાનરૂપી પાણીનાં ઝરણાં માનવદેહરૂપ વિમલગિરિમાંથી ઝરી શકે છે. આત્માનંદી જીવો પુદ્ગલાનંદીપણાથી મુક્ત હોવાથી માનવદેહની ઉત્તમતાને વૈષયિક ભાવનાથી કલંકિત કરતા નથી. તેઓ માનવજીવનનો સદુપયોગ કરીને માનવદેહની ઘણી જ કદર કરે છે અને દેવલોકના દિવ્ય શરીરો તથા વૈષયિક સુખોને અત્યંત અસાર તથા તુચ્છ ગણતા હોવાથી દેવગતિ મેળવવાની આકાંક્ષા રાખતા નથી. તેઓ વૈષયિક વિશ્વમાંથી મનોવૃત્તિને વાળીને આત્મસ્વરૂપને સ્વાધીન બનાવે છે. અને સાચા સુખ, શાંતિ તથા આનંદના અનુભવથી પૌદ્ગલિક કૃત્રિમ સુખનો સંકલ્પ સરખો ય કરતા નથી. તેઓ માનવદેહ તથા માનવજીવનને સાચી રીતે સમજતા હોવાથી અજ્ઞાનીને અત્યંત ઉદ્વેગ ઉત્પન્ન કરે એવા અસહ્ય દુઃખોની અવગણના કરીને કર્મની પરાધીનતામાંથી મુકાવાને મેળવેલી માનવશક્તિ તથા જીવનનો ઉપયોગ કરીને પૂર્ણ સ્વતંત્રતા મેળવવા પ્રયાસ કરે છે.

દિવ્ય દેહ વૈક્રિય હોવાથી ગમે તેટલું સારું, સુંદર અને પવિત્ર કેમ ન હોય અને

વૈષયિક સુખનું પ્રધાન સાધન કેમ ન ગણાતું હોય, તો ય સમ્યગ્જ્ઞાની દેવો માનવદેહને ઝંખે છે, કારણ કે માનવદેહ વિના મુક્તિ નથી તેમ જ સાચી અમરતા પણ નથી જ, એવી તેમને દૃઢ શ્રદ્ધા હોય છે; માટે તેઓ દૈવી સુખમાં નીરસતા અનુભવે છે અને માનવદેહ મેળવવાની અત્યંત ઉત્કંઠા ધરાવે છે. વધુ પડતું પાપ ભોગવવાને માટે જીવ નારક દેહ મેળવે છે અને વધુ પડતું પુન્ય ભોગવવાને માટે દેવ શરીર મેળવે છે. આ બન્ને દેહ દ્વારા જીવો વધી' પડેલાં પુન્ય તથા પાપનો ક્ષય કરી શકે છે અને એવા હેતુથી જ આ બે ગતિઓનું નિર્માણ છે, પણ ઊંચા પ્રકારની આત્મશુદ્ધિ માટે તથા રાગદ્વેષનો સંપૂર્ણ નાશ કરીને જન્મમરણમાંથી મૂકાવાને માટે નથી. અર્થાત્ દેવ–શરીર પુન્યકર્મથી પ્રાપ્ત થયેલા પૌદ્ગલિક સુખો ભોગવવાને માટે હોય છે, પણ જપ, તપ, સંયમ આદિ દ્વારા ઘાતી કર્મોનો ક્ષય કરીને આત્મિક ગુણોના સંપૂર્ણ વિકાસ માટે નથી. તપ, ત્યાગ, સંયમ-આદિથી સકામ-નિર્જરા (કર્મક્ષય) તથા વ્યાધિ આદિથી અકામ નિર્જરા દેવદેહથી ન થઈ શકે, પણ માનવદેહથી થઈ શકે છે, માટે જ સમ્યગ્દૃષ્ટિ દેવ માનવદેહને ઉત્તમ માની તેને મેળવવાની ચાહના રાખે છે અને અંતિમ સમયે માનવદેહ મેળવવાના હેતુથી દેવદેહ છોડતાં જરા ય દુઃખ અનુભવતા નથી ત્યારે અજ્ઞાની વિષયાસક્ત દેવ દૈવી સુખોમાં આસક્ત હોવાથી તેમને દેવદેહ છોડતાં અત્યંત દુઃખ થાય છે. દૈવી સુખોની સરખામણીમાં માનવદેહ સંબંધી વૈષયિક સુખો તુચ્છ લાગવાથી દેવદેહનો સદા સંયોગ ઇચ્છે છે, પણ દેવ આયુ ક્ષય થવાથી અનિચ્છાએ પણ દેવદેહ છોડવો પડે છે અને જડાસક્તિને લઇને દૈવી આભૂષણોમાં પણ ઉત્પન્ન થવું પડે છે.

આ પ્રમાણે વિચાર કરતાં માનવદેહ આત્મિક સંપૂર્ણ વિકાસ સાધવાનું અદ્વિતીય સાધન હોવાથી સમ્યગ્જ્ઞાની જીવો માટે ઉત્તમ ગણાય છે. માનવદેહ કેવળ આત્મવિકાસ સાધવાને માટે જ જીવને મળે છે પણ વૈષયિક સુખ માટે અત્યંત આસક્તિભાવે પૌદ્ગલિક સુખ ભોગવવાને માટે નથી. અને એટલા માટે જ સમ્યગ્ જ્ઞાની જીવોને પૂર્વજન્મના ઉચ્ચ પ્રકારના પુન્યને લઇને ગમે તેટલી પૌદ્ગલિક સંપત્તિ કેમ ન મળી હોય અને ભોગાવલિના ઉદયથી ભોગવવી પણ કેમ ન પડતી હોય તે સમ્યગ્દૃષ્ટિ જીવો આસક્તિને અવકાશ આપતા જ નથી. પણ અનાસક્તિભાવે ભોગવીને અનુકૂળ સમય મળતાં સર્વ પૌદ્ગલિક સંપત્તિનો ત્યાગ કરીને માનવદેહ દ્વારા પ્રબળ આત્મશુદ્ધિથી સંપૂર્ણ વિકાસ સાધે છે ત્યારે અજ્ઞાની જીવો પુન્યના અભાવે પૌદ્ગલિક સુખનાં સાધન મળતાં હોય તો તેને મેળવવાને તનતોડ પ્રયત્ન કરે છે અને બીજાને લાખો તથા કરોડોની સંપત્તિવાળા તથા બાગ, બંગલા, મોટર, સુંદર ભોજન, વસ્ત્રાદિ દ્વારા વૈષયિક સુખ ભોગવતા જોઇને ઝૂરે છે–અદેખાઇ કરે છે અને પોતાને મળેલા માનવદેહને તથા માનવજીવનને નિષ્ફળ સમજે છે, પણ સદ્બુદ્ધિથી આત્મિક ગુણ મેળવવાના માર્ગ તરફ વળતા નથી. અને જેમને વૈષયિક સુખનાં સાધન સારી રીતે મળતાં હોય છે તેઓ તેમાં અત્યંત આસક્ત બનીને પોતાને પરમ સુખી તથા કૃતકૃત્ય માને છે. આવા પુદ્ગલાનંદી જીવો માટે માનવદેહ તથા માનવજીવન કનિષ્ઠમાં કનિષ્ઠ કહી શકાય, કારણ કે સંસારમાં દેવ, તિર્યંચ તથા નારકીનાં શરીર તથા જીવનમાં જીવો ભવસંખ્યા વધારવાનો માનવદેહ જેટલો અધ્યવસાય કરી શકતા નથી. માનવી જેટલા ઉચ્ચ અને શુદ્ધ અધ્યવસાય કરી શકે છે તેટલા જ હલકા અને અશુધ્ધ અધ્યવસાય પણ કરી શકે છે. અને અનંત ભવ કરીને સંસારમાં રઝળ્યા કરે છે. માનવદેહ તથા માનવજીવન મેળવીને જો તેનો ઉપયોગ પ્રભુના

માર્ગમાં રહીને શુદ્ધ શ્રદ્ધાપૂર્વક વીતરાગદશા મેળવવાને માટે ન કરવામાં આવે તો મળેલો માનવદેહ નિષ્ફળ છે એટલું જ નહિ પણ આત્માનું અત્યંત અહિત કરનાર છે. વિષયાસક્ત જીવો માટે તો તિર્યંચનો દેહ ઉત્તમ ગણાય કે જે દેહ તથા જીવનથી જીવ ભવસંખ્યા વધારી શકતો નથી; કારણ કે તિર્યંચ ગતિમાં પરાધીનપણે સકામ નિર્જરા ઘણી થાય છે. જો કે પંચેંદ્રિય મનવાળા તિર્યંચો અશુભ અધ્યવસાય તથા પ્રવૃત્તિથી પાપ-કર્મ ઉપાર્જન કરીને દુર્ગતિમાં જઇ શકે છે, પણ સંજ્ઞી પંચેંદ્રિય મનુષ્યો જેટલાં અશુભ અધ્યવસાય તથા પાપપ્રવૃત્તિ કરી શકતા નથી. અને ઝાડ, પાણી જેવા તિર્યંચો સકામ નિર્જરા કરીને ઊંચે જ આવે છે, માટે પુદ્‌ગલાનંદી જીવો માટે આત્મ–અહિત વધુ ન થવાની દૃષ્ટિથી તિર્યંચ ભવ ઠીક અને વિષયસુખ ભોગવવાને દેવદેહ ઠીક; બાકી આત્માનંદી જીવો માટે માનવદેહ જ સર્વોત્કૃષ્ટ આત્મશુદ્ધિનું કારણ હોવાથી ઉત્તમ કહી શકાય છે.



# સંસારનું મૂળ

(૩૦)

**સંસાર** ત્રણ પ્રકારના રાગથી સંગઠિત થયેલો છે, અથવા તો સંસારનું અસ્તિત્વ ત્રણ પ્રકારના રાગોએ જાળવી રાખ્યું છે. સંસાર તથા રાગ નિત્ય સંબંધવાળા છે. જ્યાં રાગ છે ત્યાં સંસાર છે અને જ્યાં સંસાર છે ત્યાં રાગ છે. રાગથી છૂટી જવાનું નામ મુક્તિ છે–આત્મવિકાસ છે. જેટલે અંશે રાગ ઓછો એટલે અંશે આત્મા સ્વતંત્રતા મેળવી શકે છે. સંપૂર્ણ રાગના અભાવમાં આત્મા સંપૂર્ણ સ્વતંત્રતા મેળવે છે, જેને મુક્તિ કહેવામાં આવે છે. અર્થાત્ સંપૂર્ણ સ્વતંત્રતાનું નામ જ મુક્તિ છે. જ્યાં સુધી આત્મા કર્માધીનરૂપ પરતંત્રતા ભોગવે છે ત્યાં સુધી સાચું સુખ પ્રાપ્ત કરી શકતો નથી.

જ્યાં રાગ છે ત્યાં દ્વેષ છે, જ્યાં દ્વેષ છે ત્યાં રાગ છે. સંસારમાં બે રાશીઓ હોય છે. પૂર્વપુરુષો પણ આ જ પ્રમાણે કહે છે. જો સંસારમાં પ્રતિપક્ષી વસ્તુ ન હોય તો સંસારનો અભાવ જ થઈ જાય. આ વાત જો આપણે બુદ્ધિપૂર્વક વિચારીએ તો આપણને પણ બે રાશીઓનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. જેમકે દિવસ અને રાત, સુખ–દુઃખ, સોનું–પિત્તળ, પ્રિય–અપ્રિય, શત્રુ–મિત્ર, પંડિત–મૂર્ખ, સારું–નઠારું, સ્ત્રી–પુરુષ, સાધુ–ગૃહસ્થ, ચોર–શાહુકાર, સંસાર–મોક્ષ વગેરે વગેરે. સંસારનું અસ્તિત્વ બે વસ્તુઓને જ આશ્રયીને જ છે. સંસારમાં કોઇ પણ વસ્તુ એવી નથી કે જેનું વિરોધી તત્ત્વ બીજું ન હોય. એવી રીતે રાગ પણ દ્વેષની અપેક્ષાથી કહેવાય છે અને દ્વેષ પણ રાગની અપેક્ષાથી કહેવાય છે. જડ ચૈતન્યની અપેક્ષાથી અને ચૈતન્ય જડની અપેક્ષાથી કહેવાય છે. જ્યાં રાગદ્વેષ છે ત્યાં દુઃખ છે, જ્યાં સુખ છે ત્યાં રાગદ્વેષ નથી. રાગદ્વેષનો દાસ આત્મા પોતાને સુખી માને છે પણ તે ભ્રાન્તિ છે. ઇંદ્રિયોના વિષયોની અનુકૂળતા મેળવીને આનંદ માનનાર રાગદ્વેષના દાસ છે. રાગદ્વેષના દાસનું માનસ ઘણું જ વિચિત્ર હોય છે, ક્ષણે ક્ષણે હર્ષ તથા શોકને અનુભવવાવાળું હોય છે. સુખ, શાંતિ, સમતા, પ્રશમ, મુક્તિ તથા આનંદ એક જ અર્થને જણાવવાવાળા શબ્દો છે અને તે રાગદ્વેષના સદ્ભાવમાં, રાગદ્વેષજન્ય વિકૃતિમાં, વિકૃતસ્વરૂપવાળા હોવાથી સાર્થક હોઇ શકતા નથી. વિકૃત વસ્તુને જ ઓળખાવવાવાળા હોય છે, જેથી આત્માને સાચા અર્થનું ભાન થતું નથી અને પોતે અજ્ઞાનીપણે, અણજાણપણે ખોટાને સાચું માનીને પોતાનું અત્યંત અહિત કરી બેસે છે. રાગદ્વેષની પ્રેરણાથી સાચાને ખોટું અને ખોટાને સાચું માને છે જેથી ધારેલું મેળવી શકતા નથી, ઇચ્છાઓની અવધિને પ્રાપ્ત કરી શકતા નથી.

વિશ્વવાસીઓ ઉપર સામ્રાજ્ય કરનાર રાગ ત્રણ રૂપને ધારણ કરવાવાળો છે. જેમ અનાદિ શુદ્ધ પરમાત્મા પોતાના બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એમ ત્રણ રૂપ ધારણ કરીને જે વિશ્વની વ્યવસ્થા કરે છે તેમ રાગ પણ કામરાગ, સ્નેહરાગ તથા દૃષ્ટિરાગરૂપ ત્રણ પ્રકાર ધારણ કરીને વિશ્વવાસીઓની વ્યવસ્થા કરે છે.

**કામરાગ**—ઈચ્છા તથા મદન એમ બે સ્વરૂપવાળો છે. સંસારમાં આત્માઓને જેટલી ઇચ્છાઓ થાય છે તેનું મૂળ કારણ કામરાગ છે. આ ઇચ્છાઓ જે આત્મામાં અધિકતર હોય છે ત્યાં કામરાગની પ્રબળતા હોય છે. મદનરૂપ કામરાગથી જીવાત્માઓને વિષય–અબ્રહ્મની ઇચ્છા થાય છે. મૈથુનની ઇચ્છા ઉત્પન્ન કરનાર મદનરૂપ કામરાગ છે, અને તે ઇચ્છારૂપ કામરાગથી કાંઈક જુદો પડે છે; સર્વથા ભિન્ન નથી. ઈચ્છા તથા મદન બંને કામરાગનાં અંગ છે; કામરાગસ્વરૂપ છે.

**સ્નેહરાગ**—માતા, પિતા, પુત્ર, મિત્ર આદિ ઉપર થાય છે. આ રાગ પણ આત્માને પોતાનું હિત કરતાં અટકાવે છે. સ્નેહરાગ પ્રશસ્ત સારો છે તથા અપ્રશસ્ત ખોટો છે, એમ બે પ્રકારનો હોય છે. પ્રશસ્ત સ્નેહરાગ દેવ, ગુરુ તથા ધર્મ ઉપર હોય છે. પ્રશસ્ત સ્નેહરાગ આત્મવિકાસમાં સાધનરૂપ બની શકે છે પણ અમુક હદ સુધી જ ઉપયોગી છે. પછી અનધિકારીપણે અહિતકર્તા થઇ પડે છે. શ્રી ગૌતમસ્વામીને શ્રીવીર પરમાત્મા ઉપર પ્રશસ્ત રાગ હતો ત્યાં સુધી કેવળજ્ઞાન ન થયું, માટે અમુક હદ પછી પ્રશસ્ત રાગ પણ ઠીક નથી તો પછી અપ્રશસ્ત તો કયાંથી સારો હોઇ શકે ?

ત્રીજો **દૃષ્ટિરાગ** છે કે જેને દર્શનમોહ કહેવામાં આવે છે. તે ઘણો જ ભયંકર છે. આત્માને અનંતાકાળથી સંસારમાં રઝળાવનાર દૃષ્ટિરાગ જ છે. આ દૃષ્ટિરાગ મિથ્યાત્વને જ કહેવામાં આવે છે. મિથ્યાત્વને વશ થઇને આત્મા સાચાને ખોટું અને ખોટાને સાચું માને છે. ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ મનાવનાર દૃષ્ટિરાગ જ છે. જીવને ઘણુંય કહેવામાં આવે કે સંસાર ખોટો છે, છતાં સંસાર તેમ જ વિષયો ઉપર અનાદિ કાળનો દૃષ્ટિરાગ હોવાથી સંસાર તથા વિષયોનું બહુમાન કરે છે. પોતાનું અહિત કરીને પણ સંસાર તથા વિષયોનો પક્ષ કરે છે. ઉપરના બે રાગ છોડવા સહેલા છે પણ દૃષ્ટિરાગ છોડવો ઘણો જ મુશ્કેલ છે, માટે જ રાગથી મુક્ત થવાનો પ્રયત્ન કરવાની જરૂરત છે.

સુખ, શાંતિ તથા નિવૃત્તિ, રાગના અભાવે જ મળી શકે છે, માટે સમભાવ કેળવવા હંમેશાં અભ્યાસી બનવાની જરૂર છે. વીતરાગના શિક્ષણાલયમાં બેસીને વીતરાગતાનું શિક્ષણ લેવાની સુખાભિલાષીઓને આવશ્યકતા છે. રાગી જ્ઞાની નથી થઈ શકતો. અજ્ઞાની નિઃસ્પૃહી નથી બની શકતો. જ્ઞાનીને આડંબરની આવશ્યકતા નથી. જ્યાં આડંબર તથા ડોળ છે ત્યાં દંભ છે અને જ્યાં દંભ છે ત્યાં વસ્તુ નથી. વાગાડંબરમાં વધુ દંભ છે. સરળતામાં સ્પૃહા નથી. નિઃસ્પૃહીમાં દંભ નથી. જ્યાં દંભ નથી ત્યાં અવશ્ય સત્ય છે. જ્યાં સત્ય છે ત્યાં શાંતિ છે. જ્યાં શાંતિ છે ત્યાં સુખ છે અને જ્યાં સુખ છે ત્યાં આત્મવિકાસ છે.



# સ્વાર્થમય સંસાર

( ૩૧ )

## સંસારમાં સ્વાર્થ સિવાય પ્રેમ કે સ્નેહ જેવી કોઇ વસ્તુ જ નથી.

દુનિયાનો મોટો ભાગ એમ માને છે કે–અમુક મારો સ્નેહી છે, અમુકનો મારા ઉપર પુષ્કળ પ્રેમ છે, અથવા તો અમુક ઉપર મારો ઘણો જ સ્નેહ છે, પરંતુ સ્નેહ અને પ્રેમ જેને કહેવામાં આવે છે તે એક પ્રકારનો સ્વાર્થ જ છે.

સ્નેહ એટલે કોઈ પણ પ્રકારના લોભથી ઉત્પન્ન થયેલી અશાંતિને શાંત કરવારૂપ સ્વાર્થને સાધવા માટે લાગણી, સહાનુભૂતિ, ચાહના આદિ જે કાંઈ ભાવો દેખાડવામાં આવે છે તેને અજ્ઞાત વર્ગ સ્નેહ કહે છે, પણ જ્ઞાનીઓ તો તેને એક પ્રકારનો સ્વાર્થ જ કહે છે, કારણ કે લાગણી આદિ ભાવો સ્વાર્થ સાધવાનાં ખાસ કારણો છે.

સંસારમાં મુખ્યત્વે કરીને ધનના લોભથી કરવામાં આવતી પ્રવૃત્તિને જ સ્વાર્થ કહેવામાં આવે છે, પરંતુ સ્વાર્થ અનેક પ્રકારનો હોય છે. કેવળ ધનના લોભમાં જ સ્વાર્થ સમાતો નથી, સ્વાર્થનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે, મનુષ્યોને જેટલા પ્રકારની ઇચ્છાઓ થાય છે તેટલા જ પ્રકારનો સ્વાર્થ હોય છે. મોટા પુરુષો કહી ગયા છે કે–" પ્રયોજન સિવાય મંદ મનુષ્ય પણ પ્રવૃત્તિ કરતો નથી. " પ્રયોજન સ્વાર્થને કહેવામાં આવે છે, અને તે પોતાની બુદ્ધિ અનુસાર ઉત્પન્ન થયેલી વસ્તુ–ચાહનારૂપ ઇચ્છાને કહેવામાં આવે છે.

જગતમાં બે પ્રકારના પુરુષો હોય છે: એક તો જ્ઞાની અને બીજા અજ્ઞાની. આ બંને પ્રકારના પુરુષોમાંથી જે જ્ઞાની પુરુષો હોય છે તેમની ઇચ્છાઓ અજ્ઞાની પુરુષોની ઇચ્છાઓ કરતાં સર્વથા ભિન્ન પ્રકારની હોવાથી તેમના સ્વાર્થની વ્યાખ્યા પણ જુદા જ પ્રકારની થાય છે.

જ્ઞાની પુરુષો "સ્વ એટલે આત્મા, તેનો અર્થ–પ્રયોજન પોતાના સ્વરૂપનું પ્રગટ કરવું, આત્માનો વિકાસ કરવો" આ પ્રમાણે સ્વાર્થની વ્યાખ્યા કરે છે, અને એટલા જ માટે જ્ઞાની પુરુષો પોતાના આત્માના વિકાસ માટે હંમેશાં જગતના સર્વ આત્માઓ ઉપર પ્રેમભાવ રાખીને કોઇને પણ દુઃખ આપતા નથી. સર્વ જીવોનું રક્ષણ કરે છે. કોઈ પણ જીવનું જીવન તથા સુખ પોતાના ક્ષણિક સુખ માટે નષ્ટ કરતા નથી. જ્ઞાની પુરુષોનો સ્વાર્થ આત્માના વિકાસ સિવાય બીજો કાંઇ પણ હોતો નથી. આ આત્માનો વિકાસ આત્માની ઓળખાણ થવાથી થાય

છે. જેને આત્માની ઓળખાણ થયેલી હોય છે તે કદાપિ ક્ષણિક આનંદ કે સુખને ચાહતો નથી, અને એટલા માટે જ તે ક્ષણિક સુખ તથા આનંદના ઉત્પાદક, જડ તથા જડના વિકારોથી હમેશાં વિરક્ત રહે છે; કારણ કે જડ વસ્તુઓથી નિત્ય સુખ, નિત્ય આનંદ તથા નિત્ય જીવનરૂપ તેમનો સ્વાર્થ સિદ્ધ થઈ શકતો નથી. તેમના સ્વાર્થનું સાધક જીવમાત્રની દયા તથા સંરક્ષણ હોવાથી તેમનો રાગ આત્માઓ ઉપર જ હોય છે; અને આત્માઓ ઉપર રાગ–સ્નેહ જ્ઞાની પુરુષો પોતાના સ્વાર્થને માટે જ કરે છે. આ સ્વાર્થ સાચા સ્વાર્થના નામથી ઓળખાય છે કે જેને દુનિયા પરમાર્થ કહીને બોલાવે છે. જ્યારે તેમનો સ્વાર્થ સિદ્ધ થઈ જાય છે ત્યાર પછી તેમને કોઈના ઉપર રાગ–સ્નેહ રહેતો નથી તેમ જ દ્વેષ પણ રહેતો નથી, અર્થાત્ તેઓ વીતરાગદશા પ્રાપ્ત કરે છે.

સંસારમાં જેટલા જ્ઞાની મહાપુરુષો થઇ ગયા છે તે સઘળા ય સાચા સ્વાર્થી હતા. તેઓ જેટલી પ્રવૃત્તિ કરતા તે આત્માનો વિકાસ કરી પરમાત્મપદ મેળવવારૂપ સ્વાર્થને માટે જ કરતા. અત્યારે પણ જેઓ નિઃસ્વાર્થ સેવા કરવાવાળા, પરોપકારી તરીકે ઓળખાય છે તેઓ પણ સ્વાર્થી અને સ્વોપકારી જ છે; કારણ કે સ્વાર્થશૂન્ય તેમ જ પોતાના ઉપર ઉપકારની ધારણા સિવાય પ્રવૃત્તિ થઈ શકતી જ નથી. પરોપકારી તથા સેવાભાવી જે કાંઇ પરોપકાર કે સેવા કરે છે, તેનું કાંઇ ને કાંઇ પ્રયોજન તો હોવું જ જોઇએ, કાંઈ ને કાંઇ ઉદ્દેશ તો હોવો જ જોઇએ. જે પ્રયોજન તથા ઉદ્દેશને અનુસરીને તેઓ પ્રવૃત્તિ કરે છે તે પ્રયોજન તથા ઉદ્દેશ, સામેના માણસ પાસેથી ઐહિક સુખનો સાધક બદલો મેળવવાના કારણભૂત કદાચ હોય, તો પણ, બીજા ઘણા પ્રકારના આ લોક તથા પરલોક સંબંધી પ્રયોજનો હોય છે. જેમકેઃ–કોઇને આ ઘણો જ પરોપકારી છે, ઘણો જ દયાળુ છે, ઘણો જ સેવાભાવી છે ઇત્યાદિ દુનિયામાં પ્રસિદ્ધિ મેળવવાનું પ્રયોજન હોય છે; તો કોઇને 'આ ઘણો જ ધર્માત્મા છે; આ ભગત માણસ છે' એમ કહેવડાવવાનું પ્રયોજન હોય છે; અથવા તો એવી ધારણા હોય છે કે આપણે દુઃખી જીવો ઉપર દયા કરી તેનું દુઃખ દૂર કરીશું તો આપણને ધર્મ થશે, પૂન્ય પ્રાપ્ત થશે, આપણી સારી ગતિ થશે, આપણે પરલોકમાં સુખી થઇશું, પરમાત્મા આપણા ઉપર પ્રસન્ન થશે ઇત્યાદિ અનેક પ્રકારના આ લોક તથા પરલોક સંબંધી પ્રયોજનો-સ્વાર્થો અવશ્ય હોય જ છે; પરંતુ પ્રયોજન–સ્વાર્થ સિવાય તો પરોપકાર કે સેવા થઇ શકતી જ નથી.

જેને પરમાર્થ કહેવામાં આવે છે, તે સાચા સ્વાર્થને કહેવામાં આવે છે; માટે પરમાર્થ પણ સ્વાર્થથી જુદો પડી શકતો નથી. આત્મશ્રેય, આત્મવિકાસ કે પુન્યને લક્ષ્યમાં રાખીને મનુષ્યો ઉપર તથા અન્ય પ્રાણીઓ ઉપર સ્નેહભાવ રાખવામા આવે છે અને તેમના હિત, શ્રેય તથા સુખને માટે જે કાંઇ પ્રવૃત્તિ કરવામાં આવે છે તે પારમાર્થિક પ્રવૃત્તિ કહેવાય છે. અને દેહને લક્ષ્યમાં રાખીને દેહની પુષ્ટિ માટે, વિષયસુખ માટે તથા બીજા પણ ક્ષણિક સુખ–આનંદ માટે સંસારમાં જે કાંઈ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તે સ્વાર્થ કહેવાય છે. સાચો સ્વાર્થ–પરમાર્થ તથા ખોટો સ્વાર્થ આ બેમાં તફાવત એટલો જ હોય છે કે સાચો સ્વાર્થ પરલોક તથા આ લોક બંને લોકમાં સાચું સુખ તથા સાચો આનંદ આપે છે, ત્યારે ખોટો સ્વાર્થ કેવળ આ લોકમાં જ ક્ષણિક આનંદ તથા સુખ આપે છે; તેમ જ ખોટા સ્વાર્થમાં

માયા, પ્રપંચ, કપટ, અનીતિ તથા અસત્યનો આશ્રય લેવો પડે છે, જ્યારે સાચા સ્વાર્થમાં માયા, પ્રપંચ આદિની આવશ્યકતા રહેતી નથી.

માતાપિતા પુત્ર ઉપર પ્રેમભાવ દેખાડે છે, તેની તન–મન–ધનથી સેવા કરે છે, તે કાંઇ એવા ઉદ્દેશથી નથી કરતા કે અમને પુન્ય થશે, અમારી સારી ગતિ થશે, અમારું આત્મશ્રેય કે આત્મવિકાસ થશે; પરંતુ તેઓ એવી ભાવનાથી પુત્રની સેવા કરે છે કે અમારો પુત્ર મોટો થશે એટલે અમારી સેવા–ચાકરી કરશે, વૃદ્ધાવસ્થામાં અમારું પાલન–પોષણ કરશે. સ્ત્રીનો પતિ ઉપર પ્રેમ કામવાસના, પુત્રપ્રાપ્તિ તથા સુખનાં સાધનો મેળવવા માટે હોય છે, પતિનો સ્ત્રી ઉપર પ્રેમ કામવાસના, પુત્રપ્રાપ્તિ તથા ગૃહસ્થાશ્રમ સાચવવા માટે હોય છે. આ જ પ્રમાણે બીજા પણ સગાં–સંબંધીઓનો પ્રેમભાવ કોઇનો આજીવિકા માટે, તો કોઇનો ધનપ્રાપ્તિ માટે ઇત્યાદિ અનેક પ્રકારના સ્વાર્થને લક્ષ્યમાં રાખીને હોય છે. એક બીજાની સાથે મિત્રતા કરવામાં આવે છે તે પણ સ્વાર્થ સિવાય થઇ શકતી નથી. કોઈ આનંદ મેળવવા માટે તો કોઈ દુ:ખ વખતે મદદગાર થવા માટે, કોઇ મોજશોખ ખાતર તો કોઇ ધનપ્રાપ્તિ કે એવા બીજા કોઇ સ્વાર્થને માટે મિત્રતા કરે છે.

સાચા સ્વાર્થ—પરમાર્થના સાધક મનુષ્યો જ્યારે પોતાનો સ્વાર્થ પૂરો થાય છે ત્યારે બીજાના માટે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરતા નથી, તેઓ સંસારના સજીવ તથા નિર્જીવ પદાર્થોને ચાહતા નથી. આવી કૃતકૃત્ય દશાને પ્રાપ્ત થયેલા પુરુષો દુનિયામાં વીતરાગ તરીકે ઓળખાય છે. એમની ઉત્તમ પ્રકારની, આત્મવિકાસ સંબંધીની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય છે. એમનું દેહાશ્રિતપણું સર્વથા નષ્ટ થવાવાળું હોવાથી દેહ દ્વારા કરવામાં આવતી ક્રિયાઓ લય પામી જાય છે.

સાચો સ્વાર્થ સિદ્ધ થયા પછી ઉદાસીનવૃત્તિ ધારણ કરવાવાળા અને નિવૃત્તિને પામેલા જનો ઉત્તમ પુરુષોની કોટીમાં ગણાય છે; ત્યારે ક્ષણિક સુખ તથા ક્ષણિક આનંદની ચાહનારૂપ સ્વાર્થ સિદ્ધ થયા પછી નિવૃત્તિ મેળવી ઉદાસ રહેવાવાળા જનો અધમ પુરુષોની કોટીમાં ગણાય છે. એમની નિવૃત્તિ તથા ઉદાસી ક્ષણિક હોય છે. એમનો સ્વાર્થ સિદ્ધ થયા છતાં તુચ્છ તથા ક્ષુદ્ર વાસનાઓથી વાસિત હોવાથી તેઓ અનેક પ્રકારની ઇચ્છાઓથી ઘેરાયલા જ રહે છે માટે જ પરમાર્થ સાધીને નિત્ય નિવૃત્તિને પામેલા પુરુષો પૂજાય છે, જ્યારે જડાત્મક સુખ સાધીને ક્ષણિક નિવૃત્તિ પામેલા નિંદાય છે.

તીર્થંકરો પોતાના તીર્થંકરનામકર્મના ક્ષયરૂપ સ્વાર્થ સાધવાને માટે પોતે ઉપદેશ આપે છે. કેવળીઓ બીજાનું હિત કરવું, પોતાના કોઇ પણ પ્રકારના કર્મની નિર્જરામાં નિમિત્ત કારણ બનતું હોય, તો જ તેઓ બીજાનું હિત કરે છે. એમને પુન્ય બાંધવા માટે કે ક્ષણિક આનંદ તથા સુખ માટે પ્રવૃત્તિ કરવાનું હોતું નથી. સંસારમાં રહેવાવાળાને આત્મવિકાસનાં સારા સાધનો મેળવવા માટે અથવા તો ક્ષણિક સુખ અને આનંદ માટે પુન્ય ઉપાર્જન કરવા શુભ પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા રહે છે. કેવળીઓને આ એમાંથી એક પણ વસ્તુની જરૂર હોતી નથી. તેઓ સંસારસમુદ્રના કાંઠે પહોંચી ગયેલા હોય છે.

સંસારમાં કેટલાક મનુષ્યો રાગ–દ્વેષનાં કારણો હોવા છતાં બહારથી વીતરાગ જેવા લાગે છે; અને કોઇ કોઈ તો રાગદ્વેષનાં કારણો સર્વથા નાશ પામવાથી સાચા વીતરાગપદને પામેલા હોય છે. આ બંને પ્રકારના મનુષ્યોમાંથી જેઓ વીતરાગ નથી, પણ બાહ્યવૃત્તિથી વીતરાગ જેવા લાગતા અને ક્ષુદ્ર સ્વાર્થ સાધવા વીતરાગ જેવો આડંબર કરનારાઓ હોય છે, તેમને જે વસ્તુથી–પછી તે સજીવ હો અથવા નિર્જીવ હો–પોતાને લાભ કે નુકસાન ન થતું હોય તે તે વસ્તુઓના ઉપર રાગ પણ નથી હોતો તેમ જ દ્વેષ પણ નથી હોતો; પરંતુ જો તેમને લાભ કે નુકસાન થતું હોય તો તેઓ રાગ–દ્વેષને આધીન થઇને અન્યનું અહિત કરવાવાળી તથા અનિષ્ટ-કારક પ્રવૃત્તિઓમાં ઉતરી પડે છે પણ તેઓ બહારનો ડોળ તો વીતરાગ જેવો જ રાખે છે. જેઓ સાચા વીતરાગ છે, જેમના મિથ્યાત્વ, અજ્ઞાન, કષાય આદિ રાગ–દ્વેષના ઉત્પાદક દોષો સર્વથા નાશ થઈ ગયેલા હોય છે તેમને કોઇ પણ વસ્તુથી લાભ કે નુકસાન થાય તો પણ તેઓ લેશ માત્ર પણ રાગ–દ્વેષ કરવા પ્રેરાતા નથી. તેમનો આત્મવિકાસ થયેલો હોય છે, તેમને સાચો સમભાવ પ્રગટ થયેલો હોય છે. આવા સમભાવથી પુરુષો સર્વથા સ્વાર્થશૂન્ય હોવાથી જ તેમનો સ્નેહ સંસારની કોઇ પણ વસ્તુ ઉપર હોતો નથી. બાકીના મનુષ્યો જ્યાં સુધી કેવળી થઇ સાચા વીતરાગ બનતા નથી ત્યાં સુધી અનેક પ્રકારના સ્વાર્થ સાધવા તેમને સ્વાર્થ પૂરતો સ્નેહ રાખવો પડે છે. સર્વમુક્તિ પ્રાપ્ત કર્યા પછી જ જીવોની સ્વાર્થવૃત્તિઓ નાશ પામે છે. જ્યાં સુધી સર્વ કર્મના આવરણોથી આત્મા ઘેરાયેલો રહે છે ત્યાં સુધી તો કોઇને કોઈ પ્રકારનો સ્વાર્થ તો રહેવાનો જ, પછી તે સાચા સ્વાર્થરૂપી પરમાર્થ હો અથવા પરમાર્થશૂન્ય મિથ્યા સ્વાર્થ હો, પણ સર્વથા સ્વાર્થશૂન્યતા તો હોતી નથી.

મિથ્યા સ્વાર્થી જડાસક્ત હોય છે અને તેના અંગે તેમનો જડ વસ્તુઓ ઉપર રાગ વધારે હોય છે. ચૈતન્ય ઉપર તેમનો જે સ્નેહભાવ જોવામાં આવે છે તે કેવળ ચૈતન્ય સાથે સંબંધ ધરાવનાર જડમય સ્થૂળ દેહ માટે જ હોય છે; કારણ કે પોતે જડ ભોક્તા હોવાથી સરસ–સુંદર વર્ણ, ગંધ, રસ, શબ્દ ને સ્પર્શવાળા દેહની જ ચાહનાવાળા હોય છે; જોવાના, ચાખવાના, સાંભળવાના ને સ્પર્શ કરવાના લોભી હોય છે, અને સાચા સ્વાર્થીઓનો–પરમાર્થ માટે જ પ્રવૃત્તિ કરનારાઓનો–સ્નેહભાવ આત્માઓ ઉપર હોય છે; કારણ કે તેમનું આત્મશ્રેય આત્માઓ ઉપર સ્નેહભાવ રાખવાથી થાય છે.

જ્યાં સુધી મનુષ્યોને સાચું જ્ઞાન હોતું નથી ત્યાં સુધી તેઓ પરમાર્થ માટે પ્રવૃત્તિ કરી શકતા નથી, ક્ષણિક સુખ તથા આનંદના માટે મિથ્યા વસ્તુઓની ચાહના રાખ્યા કરે છે, જડ વસ્તુઓ ઉપર પ્રેમભાવ રાખીને તેને જ મેળવવા મથ્યા કરે છે. જ્યારે તેમને સાચું–યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે તેઓ પરમાર્થ, આત્મશ્રેય–આત્મવિકાસ અથવા પુન્યબંધ માટે પ્રવૃત્તિ કરે છે. તેમનો સ્વાર્થ જ આત્મોન્નતિ હોય છે અને એટલા માટે જ તેમનો સ્વાર્થ ઉચ્ચતમ હોવાથી તેમનો સ્નેહ પણ પવિત્ર હોય છે. અજ્ઞાનીઓનો સ્વાર્થ તુચ્છ તથા અધમ હોવાથી તેમનો સ્નેહ-ભાવ તુચ્છ તથા અધમ હોય છે; માયા, પ્રપંચ, અસત્ય તથા અનીતિગર્ભિત હોય છે.

ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરવાથી સંસારમાં કોઇ પણ–તે પછી ઉત્તમ પુરુષ હો કે અધમ પુરુષ હો, પ્રાણી માત્ર સ્વાર્થશૂન્ય તો નથી જ. જ્યાં પ્રયોજન ત્યાં પ્રવૃત્તિ છે ને જ્યાં પ્રવૃત્તિ છે ત્યાં પ્રયોજન છે. મોહનો નાશ કરી વીતરાગ દશા પ્રાપ્ત કર્યા સિવાય નિરિચ્છકદશા

આવતી નથી. જ્યાં નિરિચ્છકતા નથી ત્યાં નિઃસ્વાર્થતા હોઈ શકે જ નહીં. મોહને વશ પડેલો સંસારી હિતાહિતનું ભાન રાખ્યા વગર વિવિધ પ્રકારના પદાર્થોને જોઇને વિવિધ પ્રકારથી ચાહનાપૂર્વક પોતાને સુખ મળશે, આનંદ મળશે એમ માનીને તુચ્છ–અસાર પદાર્થોને મેળવવા કૃત્રિમ–ખોટા સ્નેહભાવ દેખાડી રહ્યો છે, જેની ખોટાઈ પોતાને સ્વાર્થ પૂરો થયા પછી ફીકો–ઝાંખો પડી જવાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

સ્નેહ, રાગ અને પ્રેમ એક જ પ્રકારના ભાવોને ઓળખાવનાર નામો છે. આ સર્વની ઉત્પત્તિનું મૂળ એક જ છે, અને તે મોહ છે. મોહ મૂળ છે, રાગ થડ છે અને કામરાગ, સ્નેહ-રાગ, દૃષ્ટિરાગ આદિ જે જે ભાવોથી હૃદય રંગાઈ જાય છે તે સઘળાં તેનાં ડાળાં છે. મોહરૂપી મૂળ સુકાઇ જવાથી થડ તથા ડાળાં સઘળું ય સુકાઇ જાય છે, પછી તેની ગંધ પણ આત્મામાં રહેતી નથી, કારણ કે રાગ તથા સ્નેહ કાંઈ આત્મામાં હોતા નથી; કારણ કે રાગ તથા સ્નેહ કાંઇ આત્માના ધર્મ નથી, પણ આત્માના ઉપર આડા આવી ગયેલ જડના જ પડછાયા છે. સ્ફટિક રત્નનો તો શુદ્ધ શ્વેત પ્રકાશ હોય છે, પરંતુ જ્યારે શ્યામ વસ્ત્ર આડું આવી જાય છે ત્યારે શ્યામ–કાળી આભા સ્ફટિકની દેખાય છે, તેથી કાંઈ સ્ફટિક કાળું હોતું નથી.

આત્માનું રંગાવું મોહ–કર્મરૂપી જડ વસ્તુથી થાય છે. જેમ ધોળું વસ્ત્ર હોય અને તેને લાલ, પીળું, કાળું બનાવવા વસ્ત્રથી ભિન્ન રંગ ચઢાવવો પડે છે પણ વસ્ત્ર પોતે પોતાના સ્વરૂપે રંગાતું નથી તેમ આત્મા પોતાના સ્વરૂપથી રંગાતો નથી, પણ પર–જડ વસ્તુથી રંગાય છે. રંગ ઉતરી ગયા પછી પાછું પોતાનું સ્વરૂપ પ્રગટ થાય, તેમાં રંગનો અંશમાત્ર પણ રહેતો નથી.

આ પ્રમાણે રંગ ચઢી જવાથી આત્માનું મૂળ સ્વરૂપ ઢંકાઈ જાય છે, અને તે પરસ્વરૂપે ઓળખાય છે. જેમકે—ક્રોધી, માની, લોભી, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે વગેરે. આ સઘળા ય રૂપો કર્મરૂપી જડના આકારો છે. બાકી આત્મામાં તો કોઈ પણ પ્રકારનો આકાર નથી, તે તો એક જ સ્વરૂપે રહેનારો છે. લાલ, પીળું કે કાળું વસ્ત્ર દેખાય છે તે રંગના વિકારો છે; પણ વસ્ત્રના નથી. વસ્ત્ર ધોળું જ છે. આ પ્રમાણે રાગ વસ્તુસ્વરૂપ બગાડનાર–વિકૃત કરનાર હોવા છતાં તેને સારો–પ્રશસ્ત પણ માનવામાં આવે છે. એક રાગ એવા પ્રકારનો છે કે જે વસ્તુના સ્વરૂપને પ્રગટ કરવામાં સહાયક છે, અને એક રાગ એવો છે કે જે આત્માના સ્વરૂપ-ને બગાડવામાં મદદ કરે છે. આ બંને પ્રકારના રાગોની ઉત્પત્તિ તો મોહથી જ થાય છે. મોહ કનિષ્ઠમાં કનિષ્ઠ વસ્તુ છે, પણ તેનાથી ઉત્પન્ન થયેલા રાગોમાં તફાવત છે. ઉત્પત્તિ સ્થળ એક જ પ્રકારનું હોવા છતાં ઉત્પન્ન થએલી વસ્તુઓમાં તફાવત થઇ શકે છે, મનુષ્યની ઉત્પત્તિ એક જ પ્રકારના સ્થળથી થયેલી હોય છે છતાં, એક મનુષ્ય ઉત્તમ કહેવાય છે ને એક અધમ કહેવાય છે. આ તફાવત સગા ભાઈઓમાં પણ જોવામાં આવે છે. જે રાગને પ્રશસ્ત–સારો કહેવામાં આવે છે તે આત્મ–વિકાસને લક્ષમાં રાખી આત્મવિકાસી મહાપુરુષો પ્રતિ કરવામાં આવે છે. અથવા પુન્યબંધ માટે જગતના જીવોનું હિત કરવા, તેમને સુખી કરવા કરાય છે. આ પ્રશસ્ત રાગ પણ સ્વાર્થ માટે જ છે, માટે તે સ્વાર્થ છે. મોહથી જે કાંઇ આત્મામાં વિકૃતિ થઇને પ્રવૃત્તિ થાય છે તે સઘળાં ય સ્વાર્થનાં અંગ છે.

અપ્રશસ્ત રાગ જડને લક્ષ્યમાં રાખીને કરવામાં આવે છે. જે રાગથી આત્માનું સ્વરૂપ વધારે

મેલું થતું હોય તે રાગને અપ્રશસ્ત રાગ કહેવામાં આવે છે. સંસારમાં અપ્રશસ્ત રાગવાળા ઘણા જીવો હોય છે, અર્થાત્ ક્ષુદ્ર–તુચ્છ સ્વાર્થ સાધવાવાળા ઘણા હોય છે. આ તુચ્છ સ્વાર્થ પણ ઘણા પ્રકારનો હોય છે. તેનું મૂળ જોઇએ તો આનંદ તથા સુખ છે. કેટલાક તુચ્છ સ્વાર્થનો સુખમાં સમાવેશ થાય છે તો કેટલાકનો આનંદમાં સમાવેશ થાય છે. અજ્ઞાની જીવોની પ્રવૃત્તિનો હેતુ ક્ષણિક સુખ તથા ક્ષણિક આનંદ સિવાય બીજો કાંઇ પણ હોતો નથી.

સુખ તથા આનંદ દેખીતાં તો સરખાં લાગે છે, બંનેમાં કાંઈ પણ ફેરફાર જણાતો નથી, પણ તાત્ત્વિક દૃષ્ટિથી તપાસીએ તો બંને વસ્તુઓ જુદી છે. સુખ જેને કહેવામાં આવે છે તે સાતાવેદનીય નામના કર્મથી થાય છે ત્યારે આનંદ રતિમોહનીય નામના કર્મથી થાય છે. જ્યાં સાતા હોય છે ત્યાં આનંદ હોય છે, પણ જ્યાં આનંદ હોય છે ત્યાં સાતા હોય છે પણ ખરી અને નથી પણ હોતી.

એક માણસ ઘણા જ રોગથી પીડિત હોય તેની શાંતિના માટે તેની સમક્ષ ફોનોગ્રાફ વગાડવામાં આવે અથવા હારમોનીયમ વગાડી ગાયન ગાવામાં આવે તો તેને કાંઇક આનંદ તો આવે છે, પણ સુખ હોતું નથી. તેવી જ રીતે કોઇ માણસને કોઈ પ્રકારની આધિવ્યાધિ ન હોય અને આનંદના માટે ફોનોગ્રાફ કે એવી બીજી કોઈ પણ આનંદ આપનારી વસ્તુનો ઉપયોગ કરે તો તેને સાતા તથા આનંદ બન્ને હોય છે. જેની આર્થિક સ્થિતિ તથા શારીરિક સ્થિતિ બંને સારાં હોય, તેને સુખ તથા આનંદ બંને છે. આ પ્રમાણે સુખ તથા આનંદના માટે જીવો સંસારમાં રહેલા ચૈતન્ય તથા જડ પદાર્થો ઉપર સ્નેહભાવ તથા પ્રેમભાવ રાખે છે, અને જે વસ્તુઓથી સુખ તથા આનંદની પ્રાપ્તિ ન થતી હોય તેવા પદાર્થો ઉપર ઉદાસભાવે–ઉપેક્ષાભાવે રહે છે. તેવી વસ્તુઓ ઉપર તેમનો પ્રેમભાવ કે અપ્રેમભાવ હોતો નથી, તેથી કરી તેઓ કાંઈ વીતરાગ કે સમભાવી કહેવાતા નથી.

સંસારમાં કોઇને કોઈની સૌંદર્યતા જ જોઇ આનંદ મેળવવાનો સ્વાર્થ હોય છે, તો કોઇને કોઈના મધુર કંઠથી ગાયેલાં ગીતો જ સાંભળવામાં આનંદ આવે છે અને ગીત ગાનારને તથા સુંદર આકૃતિવાળાને ચહાય છે. કોઇને કોઈના દેહની સુંદરતા ગમવાથી તેમાં વિષયાસક્ત થઇને તેને ચહાય છે, તો કોઇ કોઇને જોવા માત્રથી જ આનંદ મળતો હોવાથી તે તેને ચહાય છે. તાત્પર્ય કે, અનેક પ્રકારના સુખ તથા આનંદના સ્વાર્થ માટે એક મનુષ્ય બીજા મનુષ્યની ચાહના રાખી સ્નેહભાવ દેખાડે છે,

જેવી રીતે મનુષ્યો સ્વાર્થના માટે પરસ્પર ચાહના રાખે છે તેવી જ રીતે સ્વાર્થના માટે મનુષ્યો પશુ–પક્ષીઓ ઉપર પણ ચાહના રાખતા નજરે પડે છે. મનુષ્યો, ગાય–ભેંસ પાળે છે, તેની સેવાચાકરી કરે છે તે કાંઈ નિઃસ્વાર્થપણે કરતા નથી, પણ દૂધ, દહીં, ઘી આદિ વસ્તુઓની પ્રાપ્તિરૂપ સ્વાર્થ માટે કરે છે. બળદ, ઘોડા, હાથી વગેરે પાળે છે તે પણ ખેતી તથા સ્વારી વગેરેના કામ માટે પાળે છે. પક્ષીઓમાં પોપટ વગેરેને પાળે છે, તે પોતાના આનંદને માટે પાળે છે. આ પ્રમાણે વિષયતૃપ્તિરૂપ આનંદ તથા જીવનનિર્વાહના સાધનરૂપ સ્વાર્થ સાધવાને માટે પશુ–પક્ષી ઉપર સ્નેહભાવ રાખી તેની સેવાચાકરી મનુષ્યો કરે છે.

સંસારમાં સ્વાર્થ ત્રણ ભાગમાં વ્હેંચાયલો છે. એક તો પરમાર્થરૂપ સ્વાર્થ, જેને સાચા

જ્ઞાનવાળા જ્ઞાની પુરુષો જ કરી જાણે છે. આ સ્વાર્થમાં પરમ શાંતિ રહેલી હોય છે. પરિણામે તે પરમ આનંદને આપવાવાળો હોય છે અને સંસારમાં કોઇ પણ પ્રાણીને દુઃખ આપ્યા સિવાય સાધી શકાય છે. વળી અનંતું જીવન અને અનંતું સુખ આત્માના ગુણોનો વિકાસ કરનાર હોય છે. બીજો સ્વાર્થ જીવનનિર્વાહનો હોય છે. આ સ્વાર્થ ચાહે ત્યાગી હો, ચાહે ભોગી હો, પણ સઘળાને રાખવો પડે છે. પ્રાણીમાત્ર પોતાને મળેલા જીવનને ટકાવી રાખી તેમાં જીવવાની ઇચ્છાવાળા હોય છે. પરમાર્થરૂપ સ્વાર્થ સાધવા માટે પણ આ સ્વાર્થની જરૂર પડે છે, માટે દુનિયાના પ્રાણીમાત્રમાં આ સ્વાર્થ રહેલો હોય છે. ત્રીજો સ્વાર્થ મોજશોખનો છે. આ સ્વાર્થ અનીતિથી દ્રવ્ય ઉપાર્જન કરીને શ્રીમંત બનેલાઓમાં વધારે જોવામાં આવે છે. શ્રમજીવીઓમાં થોડા પ્રમાણમાં હોય છે. ક્ષણિક સુખ તથા ક્ષણિક આનંદ સિવાય આ સ્વાર્થમાં બીજી કાંઈ પણ પ્રાપ્તિ હોતી નથી. મનુષ્યો મોજશોખ માટે અનીતિ તથા અધર્મનું આચરણ વધારે કરે છે; જેથી તેઓ વધારે અપરાધી બને છે. મોજશોખરૂપ સ્વાર્થ સાધવાવાળાઓનો અનુરાગ જડ ઉપર વિશેષ હોય છે. ખાવાપીવા માટે મનગમતી વસ્તુઓનો ઉપયોગ કરે છે, અનેક પ્રકારના રસનેંદ્રિય પોષક પદાર્થો વાપરે છે, પોતાની જીભના સ્વાદને ખાતર અનેક જીવોનો વિનાશ કરે છે. મોજશોખના સ્વાર્થીઓનો અનુરાગ ઘરેણાં, સારાં સારાં કપડાં, સારાં મકાનો, બાગબગીચા, મોટર આદિ વસ્તુઓ ઉપર પણ વિશેષ હોય છે. એમને નાટક–સિનેમા આદિ રમતગમતનાં સાધનો બહુ જ ગમે છે. સુગંધી વસ્તુઓ તેમ જ અનેક પ્રકારના વાજીંત્રોની પણ ચાહના એમને ઘણી જ રહે છે. તાત્પર્ય કે, જેટલો જડ સંસાર છે તેટલા સર્વને ક્ષણિક આનંદ માટે ચાહનારા મોજ–શોખના સ્વાર્થીઓ હોય છે. ઉપર બતાવેલા ત્રણ પ્રકારના સ્વાર્થોમાંથી પરમાર્થરૂપ સ્વાર્થ, તે નામનો જ સ્વાર્થ છે. તેથી આત્માનું અકલ્યાણ થતું નથી, કારણ કે તેમાં આત્માની ઉચ્ચતમ દશા પ્રાપ્ત કરવાના પ્રયોજન સિવાય બીજું કાંઇ પણ પ્રયોજન હોતું નથી. તેમને આત્મશ્રેય માટે કરવામાં આવતો જગતના જીવો ઉપરનો સ્નેહ ઉભયનું હિત કરવાવાળો હોય છે. તેમનો સ્વાર્થ જગતના કોઇ પણ જીવને દુઃખદાયી હોતો નથી, માટે તેને ઉત્તમ ગણ્યો છે. પૂર્વે જેટલા મહાપુરુષો થઈ ગયા છે તેઓ સાચા સ્વાર્થી બનવાનો ઉપદેશ આપી ગયા છે. સાચા સ્વાર્થ સિવાય જગતનું કલ્યાણ નથી, પણ પહેલાં સાચા સ્વાર્થને સારી રીતે ઓળખવો જોઇએ અને ત્યાર પછીથી જ સ્વાર્થી બનીને સ્વશ્રેય સાધવું જોઇએ. સ્વને ન ઓળખવાથી જ જગત છેતરાય છે. અમે સ્વાર્થ સાધ્યો એમ માનીને સંતોષ જાહેર કરે છે, પણ તે મોટી ભૂલ કરે છે, કારણ કે સ્વના જ્ઞાનશૂન્ય આત્માઓ સ્વાર્થ સાધવાને બદલે સ્વાર્થભ્રષ્ટ થાય છે. સ્વસંબંધીની તેમની અજ્ઞાનતા તેમનો સર્વનાશ કરે છે. બીજા જીવોને દુઃખ આપી, તેમને છેતરી, વિશ્વાસઘાત કરી, તેમને મારી નાખી, તેમનું જીવન અનીતિમય બનાવી કોઇએ પણ આજ સુધીમાં સ્વાર્થ સાધ્યો નથી, માટે સ્વ એટલે પોતાની ઓળખાણ કરવાની અત્યંત આવશ્યકતા છે.

સ્વને ન ઓળખનારાઓ, કેવળ પચીસ–પચાસ કે સાઠ–સીત્તેર વર્ષના મળેલા જીવનને જ સ્વ માનનારાઓ મધ્યમ કોટિના સ્વાર્થીઓ ગણાય છે. તેઓ પોતાના જીવનને ટકાવી રાખવાને માટે સંસારને ચ્હાય છે. જીવનનિર્વાહ અનેક પ્રકારનાં સાધનોથી થાય છે. કોઇ નોકરી કરીને જીવનનિર્વાહ કરે છે, તો કોઈ અનેક પ્રકારના ધંધા કરીને જીવનનિર્વાહ કરે છે. કોઈ મજૂરી કરીને કરે છે, તો કોઇ ભિક્ષા માગીને કરે છે. મતલબ કે, જીવવાને માટે

મનુષ્ય અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે. જીવવામાં કેટલાકને અનુકૂળતા મળે છે, તો કેટલાકને પ્રતિકૂળતા મળે છે. કેટલાક સુખે નિર્વાહ કરે છે, તો કેટલાક દુઃખે નિર્વાહ કરે છે. કેટલાકનો જીવવાનો હેતુ અકલ્યાણનો હોય છે, તો કેટલાકનો ફક્ત જીવન વ્યતીત કરવાનો હોય છે.

પરિશ્રમ વગર જીવનનિર્વાહ કરવાની ચાહનાવાળા દંભ, છળ, વિશ્વાસઘાત વગેરે અનીતિ કરવાવાળા હોય છે; અને શ્રમજીવી તથા મરી જવું છે એમ સમજનારા, અસત્ય, છળ, પ્રપંચ કે વિશ્વાસઘાતરૂપ અનીતિ કરતા નથી. એક દિવસ મરવું છે, એમ માનનારા સંતોષી હોય છે ત્યારે મૃત્યુને ભૂલી જનાર અસંતોષી હોય છે. વગર મહેનતે આજીવિકા કરવાની ભાવનાવાળાઓ ચોરી, જુગાર આદિ દુર્વ્યસનના સેવનારા હોય છે. તેમના જીવનમાં અનેક પ્રકારની આપત્તિ વિપત્તિ નડ્યા સિવાય રહેતી નથી. શ્રમજીવીઓ ઘણું કરીને સુખે જીવે છે, તેમનું જીવન ઉપદ્રવ વગરનું હોય છે. આનંદથી નિરપરાધીપણે પોતાનું જીવન વ્યતીત કરે છે.

શ્રમથી જીવનનિર્વાહ કરનારાઓ પોતાના જીવનનિર્વાહ માટે બીજાને ત્યાં નોકરી કરે છે. બીજાના ઘરનું કામ ઘણા પ્રેમથી કરે છે. જેને ત્યાં નોકર હોય છે તે ઘરના માણસોને પોતે ચ્હાય છે. તેમના ઉપર સ્નેહભાવ રાખે છે. તેમનું સઘળું ય કામ પોતાનું સમજીને કરે છે. તેનો તે ઘર પ્રતિ મમત્વભાવ બંધાઈ જાય છે. તેનાં બાળબચ્ચાંને રમાડે છે, ખવડાવે છે, ન્હવડાવે છે અને પ્રેમથી પાળે છે. આ બધું શા માટે? કેવળ આજીવિકાના સ્વાર્થ માટે, જીવનનિર્વાહ માટે વ્યાપારીઓ પોતાના ગ્રાહકોને ચ્હાય છે, તેમનો આદરસત્કાર કરે છે, ઘેર આવ્યા હોય તો તેમને સારી સારી રસોઈ જમાડે છે, તેમના ઉપર સ્નેહભાવ રાખે છે, તેમના દુઃખમાં શોક પ્રગટ કરે છે, તેમના સુખમાં આનંદ મનાવે છે–આ બધું શા માટે? જીવનનિર્વાહનું સાધન પૈસાની પ્રાપ્તિ માટે. આત્મકલ્યાણ માટે જીવનારાઓ જીવનનિર્વાહ માટે જગતને ચ્હાય છે ખરા; પણ તેઓની ચાહનાનો હેતુ પરિમિત જીવન દ્વારા અપરિમિત જીવનને મેળવવાનો હોય છે; માટે તેમની ચાહનાથી અન્યનું અકલ્યાણ થતું નથી. એમની ચાહના ઘણી જ પવિત્ર હોય છે. એમને શરીર ટકાવવા પૂરતી જ જરૂરિયાત હોવાથી કોઇ વખત પણ દીનતા કરતા નથી. મૃત્યુ સમયે વલોપાત પણ કરતા નથી. ફક્ત એમને જીવનનિર્વાહનો સ્વાર્થ સાચો સ્વાર્થ સાધવા માટે જ હોય છે.

મોજ–શોખ માટેનો સ્વાર્થ ઘણો જ ભયંકર દુઃખદાયી હોય છે. છળ–પ્રપંચ, અસત્ય તથા અનીતિની આ સ્વાર્થ સાધવામાં ઘણી જ જરૂરત પડે છે; તેમ જ વિશ્વાસઘાતને અગ્રસ્થાન આપવામાં આવે છે. મોજ–શોખથી સ્વાર્થ સાધવાવાળાનો ઉદ્દેશ અધમમાં અધમ કૃત્ય કરીને પૈસો મેળવી આનંદ ભોગવવાનો હોય છે. એમને ધર્મ–અધર્મ બધું ય સરખું હોય છે. એઓ પુન્ય પાપને કાંઇ પણ સમજતા નથી. એમના મોજ–શોખમાં કોઈ પણ વસ્તુ વિઘ્નકારક હોય તો તેનો નાશ કરવામાં જરા ય સંકોચાતા નથી. માત, પિતા, પુત્ર, ભગિની જેવાં નિકટ સગાં–સ્નેહી જો મોજ–શોખમાં આડાં આવતા હોય તો તેમનો પણ ઘાત કરતાં તેમને જરા ય દયા આવતી નથી, તો પછી બીજાના માટે તો કહેવું જ શું? મોજ–શોખના સ્વાર્થીઓના હૃદયમાંથી દયા, દાક્ષિણ્યતા અને લજ્જા આદિ સદ્ગુણો પલાયન થઇ ગયેલા હોય છે. બીજાના પ્રતિ દેખાડવામાં આવતા એમના ભાવોમાં કૃત્રિમતા ઠાંસીઠાંસીને

ભરેલી હોય છે, એમના અંદર વિષયલોલુપતા પુષ્કળ હોય છે. જીવનનિર્વાહના સ્વાર્થીઓ ઉપકારીનો ઉપકાર ભૂલતા નથી, પણ મોજ–શોખના સ્વાર્થીઓ તો ઘણા જ ગરજી હોવાથી ગરજ સર્યા પછી ધક્કો મારે છે. જ્યાં સુધી પોતાની ક્ષુદ્ર તૃષ્ણા શાંત કરવામાં વસ્તુ મદદ કરતી હોય ત્યાં સુધી જ તેને ચ્હાય છે, તેની સંભાળ રાખે છે. જ્યાં તે વસ્તુ મદદ કરવામાં અસમર્થ થઈ કે પછી તેની સામે પણ જોતા નથી, માટે જ મોજ–શોખના સ્વાર્થીઓ કનિષ્ઠમાં કનિષ્ઠ છે અને તે અધમ કોટીમાં ગણાય છે.

ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરતાં સંસારમાં જીવોની સ્વાર્થ માટે જ પ્રવૃત્તિ જણાય છે. તમે પોતાનાં ઘરેણાં તથા કપડાંને જાળવો છો, તેનું રક્ષણ કરો છો તે શા માટે? સ્વાર્થ માટે જ કરો છો. તમે એમ માનેલું હોય છે કે ઘરેણાં શરીરની શોભા વધારે છે; કપડાં શોભા વધારે છે, તથા શરીરનું રક્ષણ કરે છે. મકાનમાં રહેવાથી આપણો બચાવ થાય છે, એમ ધારીને મકાનને જાળવો છો. ઘરેણાં, કપડાં તથા મકાન આદિ વસ્તુઓ ઉપર મમત્વભાવ રાખો છો, તેનું કોઈ નુકસાન કરતું હોય તો તેના ઉપર તમે ક્રુદ્ધ થાઓ છો. આ બધું શા માટે? સ્વાર્થ હોવાથી જ એ વસ્તુઓ ઉપર મમત્વ રાખો છો.

સંસારમાં સ્વાર્થને છોડીને પ્રેમ કે સ્નેહ જેવી કોઈ વાસ્તવિક વસ્તુ હોય, અને તે નિઃસ્વાર્થપણે થતી હોય તો સંસારના સઘળા ય જડ તથા ચૈતન્ય પદાર્થો ઉપર તે હોવો જોઈએ, પરંતુ એમ તો કોઈ પણ સ્થળે જોવાતું નથી. જીવોને જે વસ્તુ અનુકૂળ હોય છે અને જેનાથી પોતાનો સ્વાર્થ સધાતો હોય છે, તેને જીવો ચ્હાય છે, તેના ઉપર રાગ–સ્નેહ રાખે છે. અને જે વસ્તુ પ્રતિકૂળ હોય, જેનાથી પોતાના સ્વાર્થ બગડતો હોય, તેને ચ્હાતા નથી તેના ઉપર દ્વેષ રાખે છે, તથા જેનાથી સ્વાર્થ સધાતો ન હોય તેમ બગડતો ય ન હોય તેના પ્રત્યે ઉદાસીનભાવે રહે છે અર્થાત્ તેના ઉપર રાગ નથી હોતો તેમ દ્વેષ નથી હોતો. આ પ્રમાણે રાગભાવ, દ્વેષભાવ અને મધ્યસ્થભાવ ત્રણ પ્રકારના ભાવો સંસારમાં દૃષ્ટિગોચર થાય છે. આ ત્રણ ભાવો કાંઈ આત્માના ધર્મ નથી પણ તે મોહકર્મજન્ય ઉપાધિસ્વરૂપ છે. મોહ નાશ પામવાથી ત્રણે ભાવો નાશ પામી જાય છે. વિશુદ્ધ આત્મામાં આ ત્રણમાંનો એકે ભાવ હોતો નથી.

જ્યાં સુધી મોહકર્મજન્ય ઉપાધિ હોય છે ત્યાં સુધી સ્વાર્થ હોય છે, અને જ્યાં સુધી સ્વાર્થ હોય છે ત્યાં સુધી જ સ્નેહભાવ હોય છે. પરમાર્થરૂપ સ્વાર્થ સંપૂર્ણ કર્મક્ષય થતાં સુધી રહે છે, ત્યારે મિથ્યા–સ્વાર્થ, જ્યાં સુધી મોહકર્મ હોય છે ત્યાં સુધી જ રહે છે. મોહ–કર્મના પ્રભાવથી જીવો અજ્ઞાનતાને લઈને અનુકૂળ–પ્રતિકૂળની ભાવનાઓવાળા હોય છે અને અનુકૂળને પ્રતિકૂળ સમજે છે, પ્રતિકૂળને અનુકૂળ સમજે છે જેથી તેમને રાગ–દ્વેષના આધીન થવું પડે છે. સાચી અનુકૂળતા તથા સાચી પ્રતિકૂળતા સમજ્યા પછી રાગ–દ્વેષ ઓછો થતો જાય છે. અને સ્વાર્થ પરમાર્થના રૂપમાં બદલાઈ જાય છે. સર્વથા રાગદ્વેષ નાશ પામી ગયા પછી પરમાર્થ સિધ્ધ થઈ જાય છે, ને પરમાર્થ સિદ્ધ થયા પછી જીવ પોતે કૃતકૃત્ય થઈ જાય છે.

જ્યાં સુધી જીવને સાચી અનુકૂળતા સમજાતી નથી ત્યાં સુધી ક્ષણિક સુખ તથા ક્ષણિક આનંદ આપનાર વસ્તુઓને જ તે અનુકૂળ માને છે. જેમકે–જે માણસથી પોતાને ક્ષણિક સુખની સાધક ધન, ખાન, પાન, વસ્ત્ર, ઘરેણાં, મકાન આદિ વસ્તુઓ પ્રાપ્ત થતી હોય, અથવા જે માણસ

પોતાની વિષયતૃપ્તિમાં ઉપયોગી થઇ પડતું હોય, તેવું માણસ પોતાને અનુકૂળ લાગવાથી તેના ઉપર તે સ્નેહ રાખે છે. જેનાથી પોતાને કાંઈ પણ ક્ષણિક આનંદની કે સુખની સામગ્રી ન મળતી હોય, ઊલટું જે મનુષ્ય પોતાના ક્ષણિક આનંદમાં વિઘ્નકર્તા હોય, તે માણસ તેને પ્રતિકૂળ લાગે છે. તેવી જ રીતે જે જડ વસ્તુ ક્ષણિક આનંદ આપનારી હોય તેને અનુકૂળ ગણીને તેના ઉપર રાગ રાખે છે.

આવા પ્રકારની અનુકૂળતા તથા પ્રતિકૂળતા રાગ–દ્વેષની ઉત્પાદક હોય છે અને તે આત્માનું અશ્રેય કરનારી હોય છે. આવી અનુકૂળતાને લઇને થયેલો રાગ–સ્નેહ તે સ્વાર્થથી જ થયેલો હોય છે, માટે જ સ્નેહ એટલે–સ્વાર્થ. સ્વાર્થ ન હોય તો સ્નેહ જેવી કોઈ વસ્તુ જ નથી, અને એટલા માટે જ આવા સ્નેહમાં પરિવર્તન થયા કરે છે. સ્નેહમાં અસ્નેહ થઇ જાય છે અને અસ્નેહ સ્નેહ થઇ જાય છે. જ્યાં સુધી જેનાથી સ્વાર્થ સધાતો હોય ત્યાં સુધી સ્નેહ હોય છે, ને સ્વાર્થ પૂરો થયો એટલે અસ્નેહ થઈ જાય છે. વળી પાછો સ્વાર્થ ઉત્પન્ન થાય છે ત્યારે જે વસ્તુ ઉપર અસ્નેહ હતો તે જ વસ્તુ ઉપર પાછો સ્નેહ થાય છે. સંસારમાં જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ જ સ્વાર્થ છે. નિઃસ્વાર્થ પણ એક પ્રકારનો સ્વાર્થ જ છે, પણ તેને સ્વાર્થમાં ગણ્યો નથી. સંસાર સ્વાર્થી છે, એવું કથન મહાપુરુષોનું છે તે સર્વથા સત્ય છે. તેઓએ જડાસક્ત સંસારના અંગે જ આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢ્યા છે; નહિ તો સંસારમાં આત્માસક્ત પરમાર્થસાધક ઉત્તમ પુરુષો પણ હોય છે, પણ તે ઘણા જ થોડા હોવાથી તે તરફ ધ્યાન આપ્યું નથી. સંસારમાં મોટો ભાગ જડાસક્ત છે, અને તે પુદ્‌ગલાનંદી હોવાથી પૌદ્‌ગલિક સુખને માટે અનેક પ્રકારના ઉપાયો કરે છે, અને તે ઉપાયોમાં સફળતા મેળવવાને માટે પ્રેમ–સ્નેહ જે રાગનાં અંગ છે, તેનો ઉપયોગ કરે છે.

પ્રેમ તથા સ્નેહ શું વસ્તુ છે? આત્માનો ધર્મ તો નથી જ. ત્યારે શું જડનો ધર્મ છે? જડનો ધર્મ પણ સંભવી શકતો નથી; કારણ કે માટી–પથરા આદિ જડ વસ્તુઓમાં કયાંય પણ જણાતો નથી, ત્યારે પ્રેમ શું છે? આત્માની સાથે જડ વસ્તુનો સંયોગ થવાથી આત્મામાં ઉદ્‌ભવેલી એક પ્રકારની વિકૃતિ છે. તે જડ વસ્તુનો વિયોગ થતા નાશ પામી જાય છે. એટલે સ્નેહ કોઇ તાત્ત્વિક વસ્તુ નથી, પણ એક પ્રકારની બનાવટ છે. અને જે બનાવટ હોય તે વસ્તુ સાચી હોઇ શકે નહીં, તો જેઓ આવી બનાવટી–ખોટી સ્નેહ જેવી વસ્તુ માટે પોતાના આત્માનું અહિત કરે છે, શ્રેય કરતા નથી તેઓ મોટી ભૂલ કરે છે. અમુક મારો સ્નેહી છે, અમુક મારો પ્રેમી છે–આવી આવી ભાવનાઓથી મોહને ઉત્તેજિત કરી મમત્વભાવ વધારે છે અને પોતાનું ભવિષ્ય બગાડે છે, તે મનુષ્યો બુદ્ધિ વગરના જ કહેવાય છે. આ પ્રમાણે બુદ્ધિની વિકળતાને લઇને ઘણી જ મહેનતે અનેક પ્રકારના કષ્ટાનુષ્ઠાન કરીને મેળવેલું ઉત્તમ માનવજીવન ખોઇ નાખે છે અને પરિણામે દુઃખના ભાગી બને છે, માટે બુદ્ધિનો સદુપયોગ કરીને સંસારની પરિસ્થિતિનો સારી રીતે વિચાર કરો અને જેમ બને તેમ સાચું સુખ તથા સાચો આનંદ મેળવવાને માટે પ્રયત્ન કરો. જ્યાં સુધી તમારી પ્રેમની કે સ્નેહની ભાવના ભુંસાતી નથી ત્યાં સુધી તમને સાચું સુખ કે સાચો આનંદ મળવાનો નથી, માટે ખોટા સ્નેહથી મુક્ત થઇને આત્મશ્રેય સાધવા ઉદ્યમવાળા થશો કે જેથી નિત્ય સુખ તથા નિત્ય આનંદને પ્રાપ્ત કરીને હમેશાંને માટે પરમ શાંતિ મેળવશો.

★

# સુખસમીક્ષા

(૩૨)

અનાદિકાળના મોહના દબાણુને લઈને આત્મા સ્વતંત્ર બની પોતાનું સુખ–સ્વરૂપ મેળવી શકતો નથી અને જડ વસ્તુઓના અનુકૂળ–પ્રતિકૂળ સંયોગ–વિયોગથી સુખ–દુઃખ માનવામાં એવો ટેવાઈ ગયો છે કે જાણે પોતે જડનું એક અંગ ન હોય? જડના સંસર્ગને લઈને સંસારમાં ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન દેહ ધારણ કરીને પોતાને તે સ્વરૂપે ઓળખવામાં દૃઢ શ્રદ્ધાળુ બનવાથી પોતાના સત્ય સ્વરૂપને ભૂલી ગયો છે અને જન્મ, જરા, મરણ, રોગ, શોક, સુખ, દુઃખ આદિનો પોતાનામાં આરોપ કરી રહ્યો છે. દેહમાં આત્મબુદ્ધિ ધારણ કરેલી હોવાથી ક્ષણવિનશ્વર દેહાદિ જડ વસ્તુઓના વિયોગ અને વિનાશની શંકાથી ભયભીત થઈ રહ્યો છે. કર્મસંયોગથી થયેલી વિભાવદશાને લઈને એવી માન્યતા બંધાઈ ગઈ છે કે ન ખાવાથી મરી જવાય છે અને ઈંદ્રિયોના અનુકૂળ વિષયોની પ્રાપ્તિ સિવાય સુખ તથા આનંદ જેવી કોઈ વસ્તુ નથી.

આત્મા અવિનાશી છે. જ્ઞાન, દર્શન, જીવન, સુખ અને આનંદ આત્માનું જ સ્વરૂપ છે, છતાં દારુડિયાની જેમ મોહના નશાને લઈને જ્ઞાનાદિ પોતાના ધર્મો જડમાં ખોળી રહ્યો છે, અને જડ સિવાય પોતાની ગતિ જ નથી, પોતાનો નિર્વાહ થઈ શકતો જ નથી એવી દૃઢ માન્યતાથી જડની ઉપાસના કરી રહ્યો છે. પ્રત્યક્ષ જણાય છે કે દેહ–ગેહાદિ જડ વસ્તુઓ ભિન્ન ગુણ–ધર્મવાળી હોવાથી પોતાનાથી સર્વથા ભિન્ન છે તો પણ તે વસ્તુઓમાં પોતાના જ સુખ, આનંદ તથા જીવન આદિ ધર્મોનો આરોપ કરી તેના ઉપર મમતા ધારણ કરી રહ્યો છે, અને તેનો વિયોગ થવામા પોતાને સુખ, આનંદ તથા જીવનવિહીન માનીને દુઃખી થઈ રહ્યો છે. જડ વસ્તુઓ પોતાના સ્વભાવ પ્રમાણે મળે છે, વિછડે છે, જૂની થાય છે, નિસ્તેજ થાય છે, નષ્ટ થાય છે–આ બધી ય અવસ્થાઓ જડની હોવા છતાં જડસંયોગી આત્મા પોતાનામાં આરોપ કરીને માની રહ્યો છે અને પોતાના સ્વરૂપથી તદ્દન અજ્ઞાત હોવાથી પોતાની સર્વોચ્ચ દશાનો જરા ય વિચાર કરતો નથી.

જેમ કૂતરો સૂકું હાડકું ચાવે અને તે હાડકું તેના મોંમાં વાગવાથી તાલવામાંથી નીકળતા લોહીને ચાટીને આનંદ માને છે અને 'આ લોહી હાડકામાંથી નીકળે છે' એવી ભ્રમણાથી હાડકાને વધારે ને વધારે ચાવે છે, તેમ સાચા સુખના સ્વરૂપથી અણજાણ આત્મા સુખ

પોતાનામાં રહેલું હોવા છતાં પણ જડ વસ્તુઓનો ઉપભોગ કરતાં યત્કિંચિત્ ક્ષણિક સુખનો અનુભવ કરે છે. સુખ જડ વસ્તુમાંથી મળે છે એવી ભ્રમણાથી જડ વસ્તુઓ મેળવવામાં અને તેનો ઉપયોગ કરવામાં લીન રહે છે.

જેમ કાગડો આરિસામાં પોતાની જ આકૃતિ તથા ચેષ્ટાનો ઓળો જોઇને એમ માની લે છે કે આ કોઈ બીજો કાગડો છે અને તેની સાથે મનફાવતું વર્તન કરે છે, તેમ આત્મા જડ વસ્તુઓમાં પોતાના જ આનંદ, સુખ તથા જીવનના ઓળા જોઇને આનંદ આદિ વસ્તુઓ જડમાં જ છે એમ માનીને નિરંતર જડની ઉપાસનામાં બન્યો રહે છે અને જડ વસ્તુઓથી છૂટો પડવાને ઇચ્છતો નથી. જડ વસ્તુઓ ક્ષણિક અને સંયોગ–વિયોગવાળી હોવાથી બદલાય છે અથવા તો આત્માથી છૂટી પડી જાય છે ત્યારે સુખનો પડછાયો ન જણાવાથી આત્મા પોતાને દુઃખી માને છે.

સંસારમાં અજ્ઞાત જીવોએ જડ તથા જડના વિકારોને સુખનાં સાધન માન્યાં છે, પણ સુખ માન્યું નથી. સુખનો ઓળો પડી શકે એવા જડના સંયોગને હંમેશાં કાયમ બનાવી રાખવા માટે જીવો ઘણો પ્રયાસ કરે છે છતાં તેવા સંયોગો હમેશાં સરખી રીતે ટકી શકતા નથી, ઝાંખા પડી જાય છે અથવા તો બદલાઇ જાય છે. ઝાંખા પડવાથી સુખનો ઓળો પણ ઝાંખો પડે છે, અને તેથી સુખ પણ ઝાંખું પડી જાય છે, તેમ જ બદલાઈ જવાથી સુખનો ઓળો પડતો નથી એટલે જીવો પોતાને દુઃખી માને છે. જે જડસંયોગમાં સુખનો ઓળો પડે છે તેને અનુકૂળ સંયોગ માને છે અને જેમાં ઓળો નથી પડતો તેને પ્રતિકૂળ સંયોગ માન્યો છે.

જડના અનુકૂળ સંયોગને સુખ અને પ્રતિકૂળ સંયોગને દુઃખ માનવામાં આવે છે. આ બંનેમાં સુખ તો કાંઇક વસ્તુ છે, પણ દુઃખ જેવી કોઇ વસ્તુ જ નથી; કારણ કે સુખ તે આત્મિક સુખનો ઓળો છે અને દુઃખ તે સુખના ઓળાનો અભાવ છે; માટે ઓળો ન પડવાથી અજ્ઞાની આત્માને થતી મૂંઝવણોને દુઃખ કહેવામાં આવે છે અને એટલા જ માટે જેમ સુખ આત્મિક તથા પૌદ્‌ગલિક કહેવામાં આવે છે તેમ દુઃખ આત્મિક તથા પૌદ્‌ગલિક કહેવાતું નથી. મનુષ્ય અને તેના પડછાયામાં જેટલું અંતર છે તેટલું જ અંતર આત્મિક સુખ અને પૌદ્‌ગલિક સુખમાં છે. આત્મિક સુખ સાચું છે અને તે આત્માનો ધર્મ હોવાથી હમેશાં કાયમ રહેવાવાળું શાશ્વતું છે. કોઈ પણ સમયે આત્મા સુખ વગરનો હોતો નથી, એક સમય પણ આત્મા સુખ વગરનો થાય તો તે પોતાનું અસ્તિત્વ ખોઈ બેસે છે. જેમ સાકરમાંથી એક સમય પણ મીઠાશ ચાલી જાય તો તે સાકર નહિ પણ પત્થર કહેવાય છે તેમ આત્મામાંથી સુખ ચાલ્યું જાય તો તે આત્મા નહિ પણ જડ કહેવાય છે, અને એટલા માટે જ આત્માની ઓળખાણ સુખ દ્વારા કરવામાં આવે છે, અને સુખસ્વરૂપી આત્મા કહેવામાં આવે છે. સુખનો પુંજ તે જ આત્મા છે પણ જડ નથી, તો પછી જડમાં સુખ ક્યાંથી હોઇ શકે ? આત્મા એમ માને છે કે મારામાં સુખ નથી પણ જડમાં છે. આવી માન્યતા મોહનીય કર્મના આવરણને લઇને થતી એક પ્રકારની મિથ્યા ભ્રમણા છે. જો જડ વસ્તુઓમાં સુખ હોય તો જડસંયોગી આત્મા હમેશાં સુખી હોવો જોઇએ. જડ વસ્તુઓનો સંયોગ હોવા છતાં પણ જે દુઃખ મનાવે છે તે ન થવું જોઇએ; પરંતુ સંસારી પુદ્‌ગલાનંદી જીવોમાં જણાય છે કે અમુક જડ વસ્તુઓના સંયોગને અનુકૂળ માની સુખ મનાવે છે અને અમુક સંયોગોને

પ્રતિકૂળ માની દુઃખ મનાવે છે, તો પછી એમ માનવાને કારણ મળે છે કે કેટલીક જડ વસ્તુઓમાં સુખ છે અને કેટલીકમાં નથી, પણ આ બધી માન્યતા ખોટી છે, કારણ કે સુખ જડનો ધર્મ હોય તો પછી જડના સંયોગોમાં અનુકૂળ-પ્રતિકૂળપણાનો ભેદ ન હોવો જોઇએ. કોઈ પણ પ્રકારના જડના સંયોગોથી સુખ જ થવું જોઇએ પણ દુઃખ ન થવું જોઇએ. જેમ સાકરમાં મીઠાશ છે અને તે મીઠાશ વગરની કોઈ પણ વસ્તુમાં ભળે છે ત્યારે મીઠાશ જ આપે છે પણ કડવાશ આપતી નથી, તેમ જડ સુખ વગરના કોઇ પણ આત્મામાં ભળે ત્યારે સુખ જ આપવું જોઇએ; પરંતુ સંસારી જીવોની માન્યતા પ્રમાણે જેમ સુખ જડના સંયોગથી થાય છે તેમ દુઃખ પણ જડના સંયોગથી થાય છે એટલે કેટલાક જડમાં સુખ છે અને કેટલાક જડમાં દુઃખ છે એમ સાબિત થાય છે. જડના વિયોગથી પણ સંસારી જીવને દુઃખ થાય છે ત્યારે આત્મામાં દુઃખ છે અને જડમાં સુખ છે એમ સમજાય છે, પણ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં આ બધું ય અસંભવિત લાગે છે; કારણ કે જેમ સુખ જડનો ધર્મ નથી તેમ દુઃખ પણ આત્માનો ધર્મ નથી, પરંતુ આત્મા પોતાના ધર્મ-સુખનો જડ વસ્તુઓમાં આરોપ કરીને મોહના આવરણને લઇને અજ્ઞાનતાથી જડમાં સુખ માને છે. જો કે જડમાત્ર આત્માના ગુણોનો નાશ કરવાવાળા હોવાથી પ્રતિકૂળ જ છે છતાં આત્મા કેટલીક જડ વસ્તુઓને અનુકૂળ માને છે અને કેટલીકને પ્રતિકૂળ માને છે. અનુકૂળ વસ્તુઓનો સંયોગ અને પ્રતિકૂળ વસ્તુઓનો વિયોગ તે દુઃખ-આ પ્રમાણે સંસારી જીવો સુખદુઃખની વ્યાખ્યા કરે છે અને તે સુખને મેળવવા અને દુઃખને દૂર કરવા હંમેશાં પ્રયાસ કરી રહ્યા છે, પરંતુ કોઇ વખત અનુકૂળ વસ્તુ પ્રતિકૂળ થઇ જાય છે અને પ્રતિકૂળ વસ્તુ અનુકૂળ થઇ જાય છે ત્યારે જે વસ્તુનો સ્વીકાર કરતા હોય તેનો તિરસ્કાર કરે છે અને જેનો તિરસ્કાર કરતા હોય તેનો સ્વીકાર કરે છે.

ઉપર પ્રમાણે વિચાર કરવાથી સ્પષ્ટ જણાઈ આવે છે કે જડમાં સુખ-દુઃખ જેવું કાંઇ છે જ નહિ અને એટલા માટે જડ વસ્તુઓથી વિરક્ત થયેલા આત્માઓને જડ વસ્તુઓનો સંયોગ સુખ, દુઃખ આપી શકતો નથી. જો જડમાં આત્માને સુખી અથવા તો દુઃખી કરવાની શક્તિ હોત તો વીતરાગદશાને પામેલા તીર્થંકરોને અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ લક્ષ્મી પ્રાપ્ત થવાથી પોતાને અત્યંત સુખી માનત અને મુક્ત અવસ્થામાં આ બધી ય વસ્તુઓનો વિયોગ થવાથી પોતાને અત્યંત દુઃખી માનત, પરંતુ વીતરાગદશાવાળા આત્માઓ પૌદ્ગલિક વસ્તુઓના સંયોગથી સુખી થતા નથી અને વિયોગથી દુઃખી થતા નથી પરન્તુ રાગદ્વેષનો સર્વથા ક્ષય થઇ જવાથી સમભાવે રહે છે.

સંસારી જીવોએ કલ્પેલા સુખ-દુઃખ વાસ્તવિક નથી, કારણ કે તે બંને જડના વિકારસ્વરૂપ છે. જેમ માણસને શરીરમાં સોજા ચઢવાથી ફૂલી જાય છે અને તે સ્થૂલ જણાય છે છતાં તે સ્થૂલ કહેવાય નહિ પણ રોગી કહેવાય છે. અને આ શરીરની સ્થૂલતા તે વિકૃતિ છે પણ પ્રકૃતિ નથી તેવી જ રીતે બાગ, બંગલા, વસ્ત્ર, ઘરેણાં આદિ વસ્તુઓ વિકારભાવને પામેલાં પુદ્ગલો છે કે જેની આકૃતિઓને આશ્રયીને સુખ-દુઃખ માનવામાં આવે છે, તે ભિન્ન આકૃતિમાં બદલાઇ જવાથી તેમાનું કશું ય હોતું નથી.

સુખને કોઈ પણ ઈંદ્રિય ગ્રહણ કરી શકતી નથી તેમ જ કલ્પનામાં પણ આવી શકતું

નથી અને જે ઇંદ્રિયોથી અને મનથી ગ્રહણ થાય છે તે સુખ નથી; કારણ કે સુખ એટલે આત્મા અને તે અરૂપી હોવાથી ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકતો નથી. આત્મા નિરાવરણ જ્ઞાન દ્વારા પોતાના સુખસ્વરૂપને જાણી શકે છે. તે સિવાય આવરણવાળા જ્ઞાનથી આત્મસ્વરૂપ સુખ આદિ અરૂપી વસ્તુઓ ગ્રહણ થઇ શકતી નથી. આવરણવાળા જ્ઞાનથી જાણવાને જડ વસ્તુઓની મદદ લેવી પડે છે અને જડની મદદથી રૂપી જડ વસ્તુઓનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે અને અરૂપી જડ તથા ચૈતન્ય અનુમાનથી જણાય છે, પણ સાક્ષાત્કાર થઇ શકતો નથી. આત્માને જે દુઃખના પરિણામે સુખ અને દિલગીરીના પરિણામે આનંદ થાય છે તે સુખ તથા આનંદ વાસ્તવિક નથી; કારણ કે દુઃખના સાથે રહેવાવાળું સુખ અને દિલગીરીના સાથે રહેવાવાળો આનંદ તે પુદ્ગલોનો વિકાર છે અને તે વિકારવાળા પુદ્ગલોની સાથે આત્માનો સંયોગ હોવાથી આત્માને સુખ–દુઃખની માત્ર ભ્રમણા જ થાય છે. સુખ–દુઃખ, દિલગીરી, આનંદ આ બધી ય પુદ્ગલોની અવસ્થાઓ છે પણ આત્માનું સ્વરૂપ નથી, સંસારી જીવની માત્ર કલ્પના જ છે. આ પ્રમાણે વિચાર કરવાથી સ્પષ્ટ જણાય છે કે વાસ્તવિક સુખ ઇંદ્રિયાતીત છે અને તે આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ આદિથી મુક્ત થવાથી પ્રગટ થાય છે. સાચા સુખના વિકાસી આત્માને 'હું દુઃખી હતો તે હવે સુખી થયો. મને બહુ જ શોક રહેતો હતો, બહુ જ દિલગીરી રહેતી હતી, ઘણી જ બેચેની રહેતી હતી, પણ હવે હું આનંદમાં રહું છું' આવી આવી સ્ફૂરણાઓ થતી જ નથી.

સાચું સુખસ્વરૂપ જે આત્મામાં પ્રગટ થયેલું હોય છે તેને કોઇ પણ જડમાં અનુકૂળતા–પ્રતિકૂળતા હોતી નથી, ભલે પછી તે જડ વસ્તુઓને ઇંદ્રિયોથી ગ્રહણ કરતો હોય કે ઇંદ્રિયોની મદદ વગર પ્રત્યક્ષ કરી શકતો હોય; પરંતુ જડના વિકારસ્વરૂપ સુખ, દુઃખ તેને થઇ શકતા નથી. અનેક પ્રકારના જડના સંયોગોમાં તેની સામ્ય અવસ્થા જ રહેવાની, સંસારમાં હોવા છતાં પણ પોતાને મુક્ત સ્વરૂપ જ માનવાનો અને 'સંસારમાં ઘણું જ દુઃખ ભોગવી રહ્યો છું માટે અહીંથી છૂટી જઇને મુક્તિ મેળવું તો સુખી થાઉં' આવી કલ્પના સરખી ય તેને નહિ થવાની; કારણ કે સંસારમાં જે આત્મા સાચું સુખસ્વરૂપ પ્રગટ કરી શકતો નથી તે મુક્તિમાં પણ સુખ મેળવી શકતો નથી. સાચું સુખસ્વરૂપ પ્રગટ થયા પછી આત્માને સંસારમાં અનેક પ્રકારના જડના સંયોગોમાં પણ પોતાના અલિપ્ત–મુક્તદશા અનુભવાય છે એટલે પછી પોતાને મુક્તસ્વરૂપ જ જુએ છે.

સાચા સુખના સ્વરૂપનો વિચાર કરતાં અનુભવ એમ જણાવે છે કે જડ વસ્તુઓમાંથી જેટલે જેટલે અંશે રાગ–દ્વેષ ઓછા થતા જાય છે તેટલે તેટલે અંશે આત્માનું સુખસ્વરૂપ પ્રગટ થતું જાય છે અને તે સમ્યગ્જ્ઞાન સિવાય થઈ શકતું નથી. સમ્યગ્જ્ઞાન થયા પછી જ જડ વસ્તુઓ ઉપરથી રાગ–દ્વેષની ઓછાશ થતી જાય છે. મિથ્યા જ્ઞાન જડ વસ્તુઓમાં રાગ–દ્વેષ વધારતું હોવાથી સુખનો વિકાસ કરી શકતું નથી. મિથ્યા જ્ઞાનથી મિથ્યા સુખ થાય છે, અને સમ્યગ્જ્ઞાનથી સાચું સુખ અનુભવાય છે. રાગદ્વેષનો સર્વથા ક્ષય થઈ જવાથી સંપૂર્ણ સુખસ્વરૂપનો વિકાસ થાય છે.

આત્મા મિથ્યા જ્ઞાનને લઇને જડ વસ્તુઓમાં સુખદુઃખનો આરોપ કરે છે જેથી

જડ વસ્તુઓની અસર આવરણવાળા આત્મા ઉપર થવાથી રાગદ્વેષની વિકૃતિ ઉત્પન્ન થાય છે કે જેના અંગે આત્માને મિથ્યા સુખદુઃખનો આભાસ થાય છે. આ સુખદુઃખ ક્ષણિક અને વિકૃતિજન્ય હોવાથી જ મિથ્યા કહેવાય છે અને વાસ્તવિકમાં વિચાર કરીએ તો મિથ્યા સુખદુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી. ક્ષણિક અને વિકૃત સ્વભાવવાળી જડ વસ્તુઓમાં આત્માની સ્વત્વપણાની બુદ્ધિ તે દુઃખ અને તે દુઃખમાં પોતાના સુખસ્વરૂપનો આરોપ કરવાથી આભાસ થતો ઓળો તે સુખ : આ સિવાય પુદ્ગલોમાં કોઇ પણ પ્રકારનું સુખ-દુઃખ છે જ નહિ.



# શું દેવતા સુખી કરી શકે ?

(૩૩)

મનુષ્ય માત્ર સુખી થવા માટે દેવની સેવા, ભક્તિ, નામસ્મરણ આદિ અનેક પ્રકારની આરાધના કરે છે. આ બધું ય કરતાં પહેલાં દેવને ઓળખવાની ઘણી જ જરૂર છે. જે માણસને સોનું અથવા તો હીરો જોઈતો હોય તેણે સોનાને અને હીરાને સાચી રીતે અને સારી રીતે ઓળખવો જોઇએ અથવા તો ઝવેરી તથા શરાફની પાસેથી તેની ઓળખાણ શીખી લેવી જોઇએ; કારણ કે વસ્તુની સાચી ઓળખાણ સિવાય સાચી વસ્તુ મેળવી ધારેલું કાર્ય સાધવાની ઇચ્છા સફળ થઇ શકતી નથી.

જેવી રીતે દેવને ઓળખવાની જરૂરત છે તેવી જ રીતે સુખને પણ ઓળખવાની જરૂરત છે. સાચું સુખ ઓળખ્યા સિવાય સાચા દેવ ઓળખી શકાતા નથી, અને સાચી રીતે દેવને ઓળખ્યા સિવાય સાચી રીતે ઉપાસના થઇ શકતી નથી, અને સાચી ઉપાસનાના અભાવે સાચી સુખસિદ્ધિ મળી શકતી નથી.

જેમ મીઠાશ સાકરનો ગુણ–ધર્મ છે અને તે સાકરમાં સાકરસ્વરૂપે રહે છે તેવી રીતે સુખ આત્માનો ધર્મ છે અને તે આત્મામાં આત્મસ્વરૂપે રહે છે, અર્થાત્ સાકર તે જ મીઠાશ અને મીઠાશ તે જ સાકર, આત્મા તે જ સુખ અને સુખ તે જ આત્મા. સાકરને મીઠાશ મેળવવા પોતાનાથી ભિન્ન ગુણ–ધર્મવાળી અન્ય વસ્તુની જરૂરત હોતી નથી તેવી જ રીતે આત્માને સુખ મેળવવા પોતાનાથી ભિન્ન ગુણ–ધર્મવાળા જડ તથા જડના વિકારોની જરૂર નથી. જડ તથા તેના વિકારોના સંયોગથી સુખ માનવામાં આવે છે તે સુખ નથી પણ દુઃખને જ માની લીધેલું ભ્રામક જ સુખ છે.

જેઓ બનાવટી સુખ મેળવવા જે દેવની ઉપાસના કરે છે તે ઉપાસ્ય દેવ જો કે સાચા જ હોય તો પણ દેવને સાચી રીતે ઓળખ્યા સિવાય ઉપાસના કરવાથી સાચું ફળ તેઓને મળી શકતું નથી અને તેથી તેઓની ઉપાસના મિથ્યા ફળવાળી થાય છે. તેમાં કાંઈ ઉપાસ્ય દેવની ખામી નથી, પણ ઉપાસક–ભક્તની ખામી છે. સાચા સુખનું સ્વરૂપ આત્મામાં રહેલો પોતાનો ગુણ–ધર્મ છે, જે ટૂંકાણમાં આપણે ઉપર જોઇ આવ્યા. હવે આપણે આવું સાચું સુખ મેળવવા માટે સાચા ઉપાસ્ય–દેવનું સાચું સ્વરૂપ સાચી રીતે વિચારી ઉપાસના દરમિયાન અવશ્ય લક્ષમાં રાખવું જોઇએ.

દેવ માટે સંસારમાં અનેક પ્રકારની માન્યતાઓ ચાલી રહી છે અને તે તેમના

પ્રચાર-ભક્તોને આભારી છે. હવે દેવ માત્રના સ્વરૂપનો વિચાર કરતાં પહેલાં દેવના બે વિભાગ પાડીએ : એક તો જન્મથી દેવગતિમાં ઉત્પન્ન થયેલા વૈક્રિય શરીરવાળા દેવો અને બીજા મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થયેલા આત્મગુણુના આવરક કર્મોને નાશ કરી, કેવળજ્ઞાન મેળવી વિકાસને પામેલા ઔદારિક શરીરવાળા દેવો અર્થાત્ એક દેવ છે અને બીજા મનુષ્ય દેવ. સંસારમાં આ બંને પ્રકારના દેવોમાંથી દેવગતિમાં ઉત્પન્ન થયેલા, જન્મથી જ દેવ કહેવાતા અને પુન્યબળેથી કર્મજન્ય કાંઈક વિશિષ્ટ પૌદ્‌ગલિક શક્તિને ધારણ કરવાવાળા દેવની ઉપાસના કરવાવાળો પ્રાય પંચાણું ટકા જેટલો ભાગ નીકળી આવશે; કારણ કે સંસારનો મોટો ભાગ પુદ્‌ગલાનંદી–જડાસક્ત છે.

પુદ્‌ગલાનંદી જીવો માને છે કે દેવતાઓની ઉપાસના કરવાથી તેઓ પ્રસન્ન થઇને પૌદ્‌ગલિક સુખનાં સાધનો મેળવી આપે છે. મનુષ્ય કરતાં વધારે શક્તિવાળા હોવાથી તેમના આધિ–વ્યાધિ, રોગ–શોક, આપત્તિ–વિપત્તિ મટાડી દઇને ધન, સ્ત્રી, પુત્ર, સુખ–સંપત્તિ આદિ આપી શકે છે અને ધારેલું કાર્ય સાધી આપી ઇચ્છાઓ પૂરી કરે છે. પુન્યની નબળાઇથી પૌદ્‌ગલિક સુખનાં સાધન વગરના અથવા તો મેળવેલા સાધનોનો ભોગોપભોગ કરવાને અશક્ત બનેલા જ દેવ, દેવની ઉપાસના કરે છે એમ નથી પણ પુન્યબળથી મેળવેલા પૌદ્‌ગલિક સુખના સાધનવાળા જે ભવમાં ઉત્પન્ન થયા તે જ ભવમાં આનંદ માનવાવાળા ભવાભિનંદી જીવો પણ મેળવેલી સુખસંપત્તિ ટકાવી રાખવા અને આપત્તિ–વિપત્તિ ન આવવા દેવા તન–મન–ધનથી સેવા કરે છે, પરંતુ દેહમાં આત્મબુદ્ધિ ધારણ કરી પોતાના સ્વરૂપને ભૂલી ગયેલા એ જડાસક્ત જીવો જાણુતા નથી કે દેવગતિમાં ઉત્પન્ન થએલા દેવ, મનુષ્યના શુભાશુભના ઉદય સિવાય કાંઈ પણ શુભાશુભ કરી શકતા નથી. મનુષ્ય પોતાના શુભના ઉદયથી અનુકૂળ સંયોગો મેળવી સુખ–સાધનસંપન્ન બની શકે છે. બાકી દેવતાઓ કાંઈ પણ આપી શકતા નથી કારણ કે દેવગતિમાં ઉત્પન્ન થયા પછી મળેલી ઋદ્ધિ ફક્ત પોતાના જ ઉપભોગમા લઇ શકાય છે. તેમાંથી બીજાને એક વીંટી સરખી પણ આપી શકાય નહિ. દેવતાના ભોગોપભોગની વસ્તુઓ શાશ્વતી હોવાથી ઉત્તરોત્તર ઉત્પન્ન થયેલા દેવતાઓ તે જ વસ્તુઓને વાપરે છે. દેવગતિમાં જીવે ત્યા સુધી તે વસ્તુઓ વાપરે અને મરે એટલે વાપરેલી વસ્તુઓ હતી તેવી છોડીને ચાલતા થાય અને તે જ વિમાનમાં બીજો જીવ આવી સ્વામીપણે ઉત્પન્ન થાય. તે પાછી તે જ વસ્તુઓને વાપરે, માટે પુન્યબળથી દેવભવમાં ભોગવવા યોગ્ય મળેલી વસ્તુઓને દેવતાઓ પ્રસન્ન થઇને કે દયા કરીને મનુષ્યને આપી શકતા નથી. જમીનમાં રહેલા નિધાનો પણ પોતાની ઇચ્છા પ્રમાણે બીજાને આપી શકે નહિ, કારણ કે દક્ષિણ દિશાનો સૌધર્મેન્દ્ર અને ઉત્તર દિશાનો ઈશાનેંદ્ર સ્વામી હોવાથી તેમની આજ્ઞા સિવાય જમીનમાંના નિધાનોને દેવતા કાઢી શકે નહિ. બાકી વિશિષ્ટ પુન્યના ઉદયથી દેવતા ભૂગર્ભનિધાન કાઢીને અથવા તો વૈક્રિય વસ્તુ બનાવીને કે બીજાને ત્યાંથી ઊચકી લાવીને આપી શકે છે, પરંતુ પુન્યવાન મનુષ્યોને તો ઉપાસના કર્યા વગર પણ દેવતાઓ આવીને સેવામાં હાજર થાય છે. તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવ, બલદેવો આદિ પુન્યશાળી મનુષ્યો કાંઇ દેવતાની ઉપાસના કરતા નથી, છતાં પુન્યાનુસાર ઇન્દ્રો તથા દેવતાઓ નિરંતર સેવામાં હાજર રહે છે અને ઇચ્છાનુસાર (કે અનિચ્છાએ પણ) પૌદ્‌ગલિક સંપત્તિઓ મેળવી આપે છે, બાકી આત્મિક સાચી સંપત્તિ આપી શકતા નથી.

જે વસ્તુ તરત જ અસર કરવાવાળી હોય, તત્કાળ ફળ આપવાવાળી હોય–ચાહે પછી તે ક્ષણિક–અસ્થિર કે અસાર કેમ ન હોય તે અજ્ઞાની જીવોને બહુ જ ગમે છે. દેખાવમાં ચિત્તાકર્ષક, ઉપભોગમાં આનંદ આપનારી કે ગુણ કરનારી હોવી જોઇએ. ઘડી પછી ભલે તેના રૂપ, રંગ કે ગુણ કેમ ન બદલાઈ જાય, અજ્ઞાનીઓ તેને માટે તલસતા રહે છે.

ક્ષણિક આનંદ તથા ક્ષણિક સુખ જડ વસ્તુઓનો ઇન્દ્રિયો સાથે સંયોગ થવાથી ઉત્પન્ન થાય છે, અને તે જડ વસ્તુઓના વિયોગથી નષ્ટ થાય છે. જડનો સંયોગ બન્યો રહે અથવા તો નષ્ટ થાય તો પણ એક વખત થયેલા સંયોગ–સ્મરણથી પણ જીવને ક્ષણિક આનંદ તથા સુખ મળે છે. જડ સંયોગના પ્રથમ ક્ષણમાં જે આનંદ અને સુખ જીવો ભોગવે છે, તે અનન્તર ક્ષણોમાં ઘણું જ ઓછું ઓછું થતું જાય છે, અને છેવટે તે દુઃખના રૂપમાં બદલાઇ જાય છે; અર્થાત્ જે જડ સંયોગ આનંદ તથા સુખ આપનાર હોય છે તે જ સંયોગ નિરાનંદતા તથા દુઃખ આપનારો થઈ જાય છે, જેથી જીવો તેવા સંયોગનો વિયોગ ઇચ્છયા કરે છે.

અનુકૂળ જડ વસ્તુઓનો સંયોગ થતાં વેંત જ તત્કાળ ક્ષણિક સુખ તથા આનંદ પ્રાપ્ત થાય છે, પણ સાચું સુખ તો જીવ ઉપર રહેલા આવરણોનો ક્ષય થવાથી ઉત્પન્ન થાય છે. સાચા સુખને ન ઓળખી મિથ્યા સુખને જ સુખ માનનારા અજ્ઞાની જીવો અનુકૂળ જડ સંયોગ માટે જ નિરંતર પ્રયત્ન કર્યે જાય છે, પરંતુ અજ્ઞાનતાથી આવરણોના ક્ષય માટે લેશ માત્ર પણ પ્રયત્ન કરતા નથી, જેથી તેમની સુખની ઇચ્છા પૂર્ણ થતી નથી.

આત્મા ઉપર જ્યાં સુધી આવરણો વિદ્યમાન છે ત્યાં સુધી લેશ માત્ર પણ સુખ જીવોને મળી શકતું નથી; કારણ કે સુખ આત્માનો સ્વભાવ છે, આત્માનું સ્વરૂપ છે. આવરણોના વિદ્યમાનપણામાં અનુકૂળ જડના સંયોગથી જીવો જે સુખ માને છે તે દુઃખમાં સુખની ભ્રાન્તિ છે–ભ્રાન્તિજન્ય સુખ છે, વાસ્તવિક સુખ નથી અને તેથી પરિણામે તે દુઃખના રૂપમાં બદલાઇ જાય છે અર્થાત્ પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકટી નીકળે છે. એ જડ વસ્તુઓના સંયોગનું નામ સુખ નથી; પણ આત્મા અને આત્માની સાથે મળેલા જડના વિયોગનું નામ સુખ છે. સુખ અને આત્મવિકાસ નામાંતર છે પણ અર્થાંતર નથી; તેવી જ રીતે દુઃખ અને આત્મવિનાશ પણ નામાંતર જ છે.

કોઇને પેટમાં મળ ભરાઈ રહેવાથી દરદ થતું હોય અને વૈદ્ય પેટ ઉપર દવા ચોપડે કે તરત જ તે દવાની અસરથી પેટમાં દુઃખતું બંધ થઇ જાય છે; પણ તે દવાના પરમાણુઓ નષ્ટ થયા પછી દવાને અંગે મટી ગયેલ દરદ પાછું હતું તેવું થઇ જાય છે–ક્ષણિક જ આરામ રહે છે અને દવા ન ચોપડતાં જુલાબ આપી મળશુદ્ધિ કરવામાં આવે તો સર્વથા દરદનો નાશ થઇ જાય છે, મળના અભાવે લેશ માત્ર પણ દરદ રહેતું નથી તેમ જ પાછું થતું નથી; તેવી જ રીતે કર્મરૂપ મળને લઇને પીડાતા પ્રાણીઓને સુખ માટે–પીડા દૂર કરવા જડ વસ્તુઓનો સંયોગરૂપ ઉપચાર કરવામાં આવે તો તે જડનો જ્યાં સુધી સંયોગ રહે છે ત્યાં સુધી પ્રાણીઓ સુખ વેદે છે; પણ જડનો સંયોગ દૂર થવાથી પાછાં હતાં તેવા દુઃખી થઇ જાય છે. જો જ્ઞાની વૈદ્ય મળશુદ્ધિ સદૃશ ત્યાગ–વૈરાગ્યનો જુલાબ આપી કર્મમળની શુદ્ધિ કરે તો પછી નિત્યસુખની પ્રાપ્તિ થાય છે. ફરીને આધિ–વ્યાધિનું દુઃખ ઉત્પન્ન થતું નથી. જીવો સુખી થવા માટે અનાદિ

કાળથી વિવિધ પ્રકારના જડના વિકારોના સંયોગરૂપ ઉપચાર કરતા આવ્યા છે, છતાં કર્મ-મળના સદ્ભાવથી જન્મ, જરા તથા મરણ આદિનાં દુઃખો ભોગવી રહ્યા છે. જડાત્મક ક્ષણિક સુખમાં સંતોષ માનનારાઓ મુક્તિના અભાવે સાચા સુખથી વંચિત રહીને દુઃખોથી છૂટી શકતા નથી.

સંયોગથી ઉત્પન્ન થવાવાળી વસ્તુ બનાવટી હોય છે, માટે જ તે વસ્તુ સાચી હોતી નથી; કારણ કે સંયોગનો વિયોગ થવાથી તરત જ તે વસ્તુનો નાશ થઇ જાય છે. ઈંટ, ચૂનો, પત્થર, લાકડાં, માટી આદિના સંયોગથી બનેલું મકાન આપણને આનંદ આપે છે, પણ તે મકાન પડી જઇ, ઈંટ વગેરે વસ્તુઓ છૂટી પડી ગયા પછી આપણને આનંદ આપી શકતું નથી. રંગબેરંગી તાંતણાઓથી વણાઈ તૈયાર થયેલું વસ્ત્ર આપણને સુંદર લાગી આનંદ આપે છે, તે જ વસ્ત્ર ફાટી જવાથી, તાંતણાઓ છૂટા પડી ગયા પછી આનંદ આપતું નથી. આવી જ રીતે જડ તથા જડના વિકારોથી બનેલી બનાવટી વસ્તુઓ આત્માને સાચું સુખ તથા સાચો આનંદ આપી શકતી નથી.

આનંદ તથા સુખ આત્માનો ધર્મ છે અને તે આત્મામાં જ રહે છે. જેમ ફૂલની સુગંધ ફૂલમાં, સાકરની મીઠાશ સાકરમાં, દીવાનું અજવાળું દીવામાં રહે છે તેવી જ રીતે આત્માનો આનંદ તથા સુખ આત્માને છોડીને બીજી કોઇ પણ જડ વસ્તુમાં રહેતાં નથી. સાકરને મીઠાશ માટે, ફૂલને સુગંધી માટે અને દીવાને અજવાળા માટે બીજી વસ્તુઓની જરૂર નથી તેવી જ રીતે આત્માને સુખ માટે આત્માથી ભિન્ન અન્ય વસ્તુની જરૂર નથી, કારણ કે મીઠાશ, સુગંધી, પ્રકાશ અને આનંદ માટે જે વસ્તુઓનો ઉપયોગ કરીએ તે વસ્તુઓ સાકર, ફૂલ, દીવો અને આત્મા જ હોય છે.

સંસારમાં રહેલા પદાર્થોમાં બે પ્રકારના ધર્મો હોય છે: એક તો સાધારણ ધર્મ અને બીજો અસાધારણ ધર્મ. સાધારણ ધર્મો ભિન્ન ભિન્ન વસ્તુઓમાં એક રૂપે રહેવાવાળા હોય છે અને અસાધારણ ધર્મો અમુક અમુક વસ્તુઓમાં જ ખાસ રહેવાવાળા હોય છે, જેમકે; પ્રકાશ સાધારણ ધર્મ છે અને તે દીપકમાં રહે છે. મીઠાશ સાકરમાં જ રહે છે, ખારાશ મીઠામાં જ રહે છે, સુગંધ પુષ્પોમાં જ રહે છે, આનંદ આત્મામાં જ રહે છે અને સાધારણ ધર્મ જેવા કે–રતાશ, લાલાશ આદિ વર્ણવાળા, કઠણ, મૃદુ આદિ સ્પર્શ વગેરે અનેક વસ્તુઓમાં રહેવાવાળા હોય છે. અસાધારણ ધર્મો પણ અન્ય વસ્તુના સંયોગથી અનેક વસ્તુઓમાં જણાય છે, પણ તે સંયોગ દૂર થવાથી તે ધર્મ પણ નષ્ટ થઈ જાય છે. જેમકે; પાણી શીતળ હોવા છતાં અગ્નિના સંયોગથી ઉષ્ણ થાય છે, દેહ જડ હોવા છતાં ચૈતન્યના સંયોગથી દેહમાં જ્ઞાન તથા ચેષ્ટા વગેરે જણાય છે, પાણી આદિ ફીક્કી વસ્તુઓ સાકરના સંયોગથી મીઠી થાય છે, પણ અગ્નિ, ચૈતન્ય તથા સાકરનો વિયોગ થવાથી તે વસ્તુઓ પાછી પોતાના અસાધારણ ખાસ ધર્મવાળી જણાય છે. તાત્પર્ય કે, અસાધારણ ધર્મ વસ્તુને ઓળખાવનાર હોઇ વસ્તુથી જુદો પડી શકતો નથી. અભેદપણે તે વસ્તુમાં જ રહે છે અને સાધારણ ધર્મ અનેક વસ્તુઓમાં રહેતો હોવાથી વસ્તુને ઓળખાવી શકતો નથી અને બદલાતો રહે છે. કેરી કાચી હોય છે ત્યારે લીલી, કઠણ અને ખાટી હોય છે; પણ પાકે છે ત્યારે પીળી, નરમ અને મીઠી થાય છે. આત્માના ખાસ ધર્મ

જ્ઞાન, આનંદ તથા સુખ વગેરે હોય છે તે કર્મરૂપ જડના સંયોગથી આધિ, વ્યાધિ, જન્મ, જરા, મરણ, મૂઢતા આદિ અન્ય ધર્મોનો આભાસ આત્મામાં થાય છે. કર્મનો સર્વથા વિયોગ થવાથી આત્માના ખાસ ધર્મો વિદ્યમાન રહે છે અને બીજા સંયોગજન્ય ધર્મો નષ્ટ થઇ જાય છે; માટે જ આત્મામાં આધિ, વ્યાધિ કે દુઃખ જેવી વસ્તુઓ નથી. જે જણાય છે તે કર્મ-જન્ય હોવાથી સુખના અભિલાષીઓએ કર્મનો નાશ કરવા, કર્મને આત્મામાંથી છૂટા પાડવા પ્રયત્ન કરવો જોઇએ પણ અન્ય જડનો સંયોગ ન ઇચ્છવો જોઇએ. જડના સંયોગથી કદાપિ સુખ મળી શકતું નથી. અગ્નિના સંયોગથી ઉના થએલા પાણીને શીતળ કરવાને અગ્નિ તથા અગ્નિ જેવા ઉષ્ણ પદાર્થોની આવશ્યકતા નથી પણ ઉષ્ણ પદાર્થોના વિયોગની જરૂરત છે. કાદવથી ખરડાએલા વસ્ત્રને ઉજળું કરવા કાદવની જરૂર નથી પણ જે વસ્તુથી કાદવ દૂર થાય તેવી વસ્તુની જરૂર છે. જો અગ્નિથી પાણી શીતળ થાય, કાદવથી વસ્ત્ર ઉજળું થાય તો જ જડ તથા જડના વિકારોથી આત્માને સુખ મળી શકે.

એક માણુસ વગડામાં જન્મ્યો હોય, અને વગડો છોડીને બીજે ક્યાંય પણ ગયો ન હોય, જન્મથી જ કોઠાં, બીલાં આદિ તુચ્છ ફળો ખાઇને આનંદ માનતો હોય તેવા માણુસને શહેરમાં લાવીને સારામાં સારું મિષ્ટાન્ન જમાડીએ તો તેને તે મિષ્ટાન્ન ભાવશે નહીં, તેને મિષ્ટાન્ન ખાવાને રુચિ પણ નહિ થાય તો પછી તેને આનંદ તથા સુખ તો ક્યાંથી જ મળે ? તેને તો કોઠાં તથા બીલાં જ ખાવાનું મન થયા કરશે, તેવી જ રીતે જે જીવોએ અનાદિ કાળથી જડ વસ્તુઓના સંયોગજન્ય ક્ષણિક સુખનો જ સ્વાદ ચાખ્યો છે તેને જડ વસ્તુના સર્વત્યાગથી ઉત્પન્ન થતા સાચા સુખ પ્રત્યે રુચિ નહિ જ થાય, તેને સાચું સુખ ગમશે જ નહિ; ક્ષણિક મિથ્યા સુખની જ અભિલાષા થયા કરશે.

ભોગજન્ય સુખ અને ત્યાગજન્ય સુખ–આ બંને પ્રકારના સુખમાં ઘણું જ અંતર રહેલું છે. ત્યાગજન્ય સુખ ઉત્તમ પ્રકારનું અને ચિરસ્થાયી છે ત્યારે ભોગજન્ય સુખ કનિષ્ઠ અને ક્ષણિક છે. જેણે ત્યાગજન્ય સાચા સુખનો સ્વાદ ચાખ્યો છે, તેને પછી ભોગજન્ય સુખ ભાવતું નથી, તેમ જ વિશિષ્ટ–આનંદ પણ મળી શકતો નથી. મહાત્મા પુરુષો ત્યાગજન્ય સુખથી તૃપ્ત થએલા હોવાથી તેમની વૃત્તિઓ ભોગ તરફ જતી નથી, કારણ કે તેઓ ભોગોને રોગો માને છે પણ સુખ માનતા નથી.

ભોગો ભોગવતા સુધી જ મીઠા લાગે છે, પણ પાછળથી તેનાં ફળ ઘણાં જ કડવાં હોય છે. ભોગો ભોગવ્યા પછી ભોગોના સુખનો અંશ પણ રહેતો નથી. તમે મિષ્ટાન્ન ખાઓ છો તેનો સ્વાદ જ્યાં સુધી જીભ પર હોય છે ત્યાં સુધી જણાય છે, પેટમાં ગયા પછી તેનો સ્વાદ લેશ માત્ર પણ જણાતો નથી એટલું જ નહિ પણ તે પછી કોઇ પણ દિવસ ખાધેલા મિષ્ટાન્નનો આનંદ મળી શકતો નથી. નાટક જોવામાં પણ જ્યાં સુધી થીએટરમાં બેઠા હો ત્યાં સુધી જ આનંદ, પછી તે આનંદનો અંશ પણ રહેતો નથી. આવી જ રીતે બીજી ઇદ્રિયોના વિષયો પણ ભોગજન્ય હોવાથી ક્ષણિક અને મિથ્યા આનંદવાળા હોય છે.

સાચા આનંદ તથા સુખને માટે કોઈ પણ પ્રકારના ભોગોની જરૂરત રહેતી નથી, કારણ કે સુખ તથા આનંદને ભોગવનાર આત્મા છે. તે આત્માની અંદર રહેલા આનંદ ભોગરૂપી

આવરણો ખસી જવાથી પ્રગટ થાય છે. તે સંપૂર્ણ પ્રગટ થયા પછી કોઇ પણ કાળે જતો ન હોવાથી આત્માને તે આનંદના માટે ભોગોની આવશ્યકતા રહેતી નથી. જેમકે; કોઈ માણુસ ગરીબ હોય અને તેને શ્રીમંત થવું હોય છે ત્યારે તે માણુસ બીજાની પાસેથી વ્યાજે પૈસા લઇને વ્યાપાર કરે છે. જ્યારે તે વ્યાપારમાં લાભ મેળવી સારો પૈસો કમાય છે ત્યારે તે વ્યાજે લીધેલા પૈસા આપી દઇને પોતાના પૈસાથી વ્યાપાર કરે છે; તેને બીજાની પાસેથી પૈસા લેવાની જરૂર પડતી નથી. જ્યાં સુધી માણુસ અશક્ત હોય છે ત્યાં સુધી જ લાકડીના ટેકાની જરૂર રહે છે. શક્તિ આવ્યા પછી લાકડીના ટેકાની જરૂર રહેતી નથી. તેવી જ રીતે જ્યાં સુધી આત્માને પોતાનું સાચું સુખ મળતું નથી ત્યાં સુધી જ ક્ષણિક આનંદ માટે પારકી વસ્તુઓની જરૂર રહે છે, પણ જ્યારે સાચા સુખની પ્રાપ્તિ થાય છે ત્યારે તે પારકી વસ્તુઓને ચ્હાતો પણ નથી.

સંસારમાં જડ વસ્તુઓનો ઉપભોગ કરનારા બે પ્રકારના અધ્યવસાયવાળા પ્રાણીઓ હોય છે. એક તો જીવનનિર્વાહ માટે જડનો ઉપભોગ કરે છે, અને બીજા મોજશોખ માટે ઉપભોગ કરે છે. આ બંને પ્રકારના ઉપભોગ કરનારાઓમાંથી જેમનો આશય જીવનનિર્વાહનો છે તેમને તો ગમવું ન ગમવું, સારું નરસું ઈત્યાદિ માનસિક વિકૃતિથી થતો ભેદભાવ હોતો નથી, જેથી તેમને કોઈ પણ પ્રકારની અગવડતા નડતી નથી; પરંતુ જેઓ આનંદ અને સુખના માટે જડનો ઉપભોગ કરે છે તેમને સારા નરસાનો ભેદ રહેલો હોવાથી જ્યારે સારી વસ્તુ મળે છે ત્યારે તેમને આનંદ પ્રાપ્ત થાય છે અને નરસી વસ્તુ મળે છે ત્યારે તેઓ ઘણા જ દુઃખી થાય છે.

જડ વસ્તુઓમાંથી આનંદ ખોળનારાઓ હમેશાં અસંતોષી જ રહ્યા કરે છે, કારણ કે તેઓ મનને ગમતી, આંખોને ગમતી, જીભને ગમતી, કાનને ગમતી, નાકને ગમતી એવી પોતાને અનુકૂળ વસ્તુઓ મેળવવા માટે હમેશાં ચિંતાવાળા હોય છે. પોતાને અનુકૂળ વસ્તુઓ મળ્યા પછી તે વસ્તુના વિયોગને ઈચ્છતા નથી પરંતુ જે વસ્તુનો સંયોગ હોય છે તેનો વિયોગ પણ અવશ્ય હોય છે, જેથી મળેલી વસ્તુનો વિયોગ થવાથી તેમને ઘણું જ દુઃખ થાય છે. પાછી તે વસ્તુને મેળવવાની ચિંતા રહેવાથી નિરંતર તેઓ સુખને બદલે દુઃખ જ ભોગવ્યા કરે છે.

જડ વસ્તુઓના સંયોગથી ઉત્પન્ન થનાર સુખને જ સુખ માનનારા માનવીઓના જીવનનો મોટો ભાગ દુઃખમાં જ વ્યતીત થાય છે, કારણ કે પ્રથમ તો જડાત્મક સુખ સાચું સુખ નથી પણ દુઃખમાં સુખની ભ્રાંતિ હોવાથી ભ્રાન્તિજન્ય સુખ છે, બીજું જડનો પણ સંયોગ-વિયોગ થવાથી સુખનો પણ સંયોગ-વિયોગ થવાનો જ. સંયોગો પણ અનેક પ્રકારના થતા હોવાથી અનુકૂળ સંયોગો તો કવચિત જ થાય છે; નહિ તો માનવજીવનમાં પ્રતિકૂળ સંયોગો ઘણા થાય છે. કોઈની પાસે ધન હોય છે, તો શરીર સારું નથી હોતું, શરીર સારું હોય તો ધન નથી હોતું; ધન, સ્ત્રી અને શરીર સારું હોય તો પુત્રનો સંયોગ નથી હોતો. આ પ્રમાણે સંસારમાં માનવીઓ અનુકૂળ સંયોગવાળા થોડા અને પ્રતિકૂળ સંયોગવાળા ઘણા હોય છે. એક જ વખતે અનુકૂળ સંયોગો એક બે હોય છે તો પ્રતિકૂળ સંયોગો પાંચ–પચીસ હોય

છે. એટલે એક બે બાબતની અનુકૂળતા પચીસ પ્રકારની પ્રતિકૂળતાને લઈ દબાઇ જવાથી સુખને બદલે દુઃખ જ અનુભવાય છે.

જડાશ્રિત માનવીઓ બધી વાતની પ્રતિકૂળતાને સહન કરી શકે છે, પણ ધનની પ્રતિકૂળતાને સહન કરી શકતા નથી. ફક્ત ધનની અનુકૂળતા મળે એટલે પોતાને પરમ સુખી માને છે. ભલે શરીર રોગગ્રસ્ત કેમ ન હોય, અથવા તો સ્ત્રી, પુત્ર, મિત્ર કે સ્વજનાદિકની અનુકૂળતા કેમ ન હોય, બધી બાબતની પ્રતિકૂળતા કેમ ન હોય, બધી બાબતની પ્રતિકૂળતાને કેવળ ધનની અનુકૂળતાથી જ અનુકૂળ બનાવી શકે છે અથવા તો માની લે છે; છતાં પરિણામે સુખથી વંચિત જ રહે છે.

સંસારમાં જ્યાં સુધી જીવ કર્મોના આવરણોથી મૂકાતો નથી ત્યાં સુધી જડ વસ્તુઓના સંયોગોમાં રહેવાનો અને એક પછી એક અનુકૂળ તથા પ્રતિકૂળ સંયોગોમાં સુખ અને દુઃખ માનવાનો જ. અનાદિકાળનો અભ્યાસ હોવાથી અનુકૂળ જડનો વિયોગ તો નહિ જ ઇચ્છવાનો અને તેથી કરીને જડના અનુકૂળ કે પ્રતિકૂળ સર્વ પ્રકારના સંયોગો આનંદ તથા સુખના બાધક છે એમ તો નથી જ માનવાનો, જેથી જડ વસ્તુઓથી વિરક્ત તો નથી જ થવાનો. અને વિરક્ત થયા સિવાય સાચા નિત્યસુખનો સ્વાદ પણ નથી જ ચાખવાનો. સાચા સુખના અભાવથી બનાવટી સુખ માટે અનેક પ્રકારના અપરાધો કરીને સંસારમાં ભટકવાનો.

ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સુખ તથા આનંદ માટે સર્વથા જડની આવશ્યકતા નથી જ. જડ સુખનું ઉત્પાદક નથી પણ સાચા સુખનું બાધક છે, એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક જડ વસ્તુઓથી વિરક્ત બનીને તેનો ત્યાગ કરનારાઓ જ સુખ તથા આનંદ મેળવી શકે છે; કારણ કે સુખ તથા આનંદ સર્વથા જડના વિયોગને કહેવામાં આવે છે. સર્વથા સર્વ પ્રકારના જડથી મુક્ત થવું તે જ સુખ છે. જેમ સર્વ કાર્યથી મુક્ત થવું તે વિશ્રાન્તિ, સર્વ ચિંતાઓથી મુક્ત થવું તે શાંતિ, સર્વ ઇચ્છાઓથી મુક્ત થવું તે સુખ અને સર્વ પ્રકારના જડથી મુક્ત થવું તેનું નામ આનંદ છે.



# સુખદુઃખસમીક્ષા

(૩૫)

સુખના માટે અનાદિ કાળથી વૈષયિક પ્રવાહમાં તણાતું જગત અનેક પ્રકારના પ્રયત્નો કરવા છતાં પણ પરિણામે સુખની ભૂખ ભાંગી શક્યું નથી. દુનિયાની દૃષ્ટિમાં કહેવાતા ધનવાનોએ અત્યંત પરિશ્રમ વેઠીને લાખો અને કરોડોની સંખ્યામાં ધનના ઢગલા કર્યા અને સુખને શોધ્યું પણ ન જડ્યું ત્યારે દૃશ્ય જગતમાં સુખ શોધનારાઓનું અનુકરણ કરીને સુખશૂન્ય ધનને બાગ, બંગલા, મોટર, વસ્ત્ર, ઘરેણાં આદિના રૂપમાં ફેરવીને સુખ શોધ્યું તો પણ છેવટે નિરાશા જ મળી અને દુઃખી અવસ્થામાં દુનિયાને છોડીને ચાલતા થયા. સંસારમા માનવીઓને કોઈ ને કોઇ પ્રકારની બક્ષીસ મળેલી જ હોય છે અને તેનો ઉપયોગ તેઓ ઘણું કરીને સુખ મેળવવા માટે કરે છે, કારણ કે કેવળ બક્ષીસ મળવા માત્રથી જ તેઓ કાંઈ સુખ માનતા નથી, પણ મળેલી બક્ષીસથી બીજાઓના મનરંજન કરીને તેમની પાસેથી ઇંદ્રિયોના અનુકૂળ વિષયો મેળવીને સુખ માને છે. સંગીતની બક્ષીસવાળો બીજાને પોતાની સંગીતની કલાથી રીઝવીને ખુશ કરે છે અને તેમની કરેલી પ્રશંસા સાંભળીને રાજી થાય છે, તેમ જ બીજાએ ખુશ થઇને આપેલા દ્રવ્યથી મનગમતાં વૈષયિક સુખનાં સાધનો મેળવીને પોતાને સુખી માને છે. તેવી જ રીતે વિદ્યાની બક્ષીસવાળો વિદ્વાન્ પોતાની વિદ્વત્તાની કલાથી બીજાના મનનું આકર્ષણ કરીને પોતાની ક્ષુદ્ર વિષયવાસનાઓને પૂર્ણ કરે છે અને પોતાને સુખી માને છે. આ જ પ્રમાણે રૂપ, બળ, ધન વગેરે વગેરેની બક્ષીસવાળાઓ પોતાને મળેલી કુદરતી બક્ષીસો દ્વારા વૈષયિક વાસનાઓને તૃપ્ત કરીને સુખ માને છે, છતાં પરિણામે આ બધાયની ખાંડની ચાસણી ચઢાવેલા ઉંટના લીંડાને ચૂસવા જેવી અવસ્થા થાય છે અર્થાત્ ઉંટના લીંડા ઉપર ખાંડ ચઢાવીને બનાવેલા લાડુને મુખમાં મૂકવામાં આવે તો પહેલાં ખાંડનું પડ હોય ત્યાં સુધી તો મીઠું લાગે પણ ખાંડ ઓગળી ગયા પછી પાછળથી છાણનો નિરસ સ્વાદ આવે છે તેમ પૌદ્ગલિક વસ્તુઓમાં મગ્ન રહીને વિષયોમાં સુખ માનનારાઓ છાણના ગોળા જેવા દુઃખના પિંડ ઉપર ખાંડના લેપના જેવા સુખાભાસને ચાખીને કાંઇક સુખ માને છે, પરંતુ ક્ષણવાર સુખ માન્યા પછી દીર્ઘ કાળ સુધી દુઃખનો જ અનુભવ કરે છે.

વૈષયિક સુખ સચેતન અથવા અચેતન જડ વસ્તુઓને આધીન રહેલું છે અને તે ઇંદ્રિયો સાથે પૌદ્ગલિક વસ્તુઓનો સંબંધ થવાથી ઉત્પન્ન થાય છે ત્યારે આત્મા પોતાને સુખી હોવાનું અભિમાન ધરાવે છે. વાસ્તવિકમાં પૌદ્ગલિક વસ્તુઓનો ઇંદ્રિયો સાથેનો સંબંધ

સ્વરૂપથી સુખ નથી, પરંતુ સંસારવાસીઓએ કલ્પનાથી નિર્ણીત કરેલ ઉપાધિજન્ય સુખાભાસ છે. આ બધું ય હોય છે તો દુઃખસ્વરૂપ પણ અજ્ઞાનતાથી સુખ માનવામાં આવે છે કે જે પરિણામે દુઃખસ્વરૂપે પ્રગટ થાય છે ત્યારે માનવી નિરાશા બતાવે છે.

હું સુખી નથી માટે સુખ મેળવું એવી ઇચ્છાથી પ્રાણી જે પૌદ્ગલિક વસ્તુઓ મેળવવા પ્રયાસ કરે છે તે એક પ્રકારની ભ્રામિક પ્રવૃત્તિ છે, કારણ કે સ્વરૂપથી સુખ પોતાની પાસે હોવા છતાં પૌદ્ગલિક વસ્તુઓમાં સુખનો આરોપ કરે છે કે જેથી તેને તે વસ્તુઓમાં સુખની ભ્રમણા ઉત્પન્ન થાય છે એટલે તે પૌદ્ગલિક વસ્તુઓમાં જ સુખ છે, એવી દૃઢ શ્રદ્ધાવાળો થવાથી પોતે સુખી થવા પૌદ્ગલિક વસ્તુઓની હમેશાં ચાહના રાખે છે, અને પ્રયત્ન કરીને મેળવે પણ છે; પરંતુ ક્ષણવિનશ્વર સંયોગી વસ્તુઓનો છેવટે વિયોગ થતાં મિથ્યા જ્ઞાન અને શ્રદ્ધાને અંગે પોતાને દુઃખશૂન્ય માનીને પરિણામે દુઃખી થાય છે.

હું સુખસ્વરૂપ છું, મારી પાસે જ સુખ છે, માટે સુખી થવા મારે કોઈ પણ પ્રકારના જડ પદાર્થોની જરૂરત નથી, આવા પ્રકારની પોતાનામાં જ સુખની શ્રદ્ધાવાળા આત્માને પૌદ્ગલિક વસ્તુઓ મેળવવાની ઇચ્છા જ થતી નથી અને અજ્ઞાન અવસ્થામાં સંઘરેલા સુખસ્વરૂપ ઢાંકનાર કર્મના પુદ્ગલોથી મુકાવાનો પ્રયાસ કરે છે.

વૈષયિક સુખોમાં ઇચ્છાઓની વિદ્યમાનતા હોય છે જ્યારે આત્મિક સુખમાં ઇચ્છાઓનો અભાવ હોય છે. જો કે આત્મસ્વરૂપ સુખ પ્રકટ કરવાની ઇચ્છા થાય છે પણ તે એક નામની જ ઇચ્છા હોય છે; સ્વરૂપથી તો તે અનિચ્છા જ છે, કારણ કે કૃત્રિમ અને અકૃત્રિમ બંને પ્રકારના સુખની ઇચ્છાઓની ભાવનામાં ઘણી જ ભિન્નતા હોય છે. વૈષયિક સુખની ઇચ્છામાં ઇષ્ટ પૌદ્ગલિક વસ્તુઓને ગ્રહણ કરવાની ભાવના હોય છે ત્યારે આત્મિક સુખની ઇચ્છામાં પૌદ્ગલિક વસ્તુઓને ત્યાગવાની ભાવના હોય છે. આવા અકૃત્રિમ સુખના ઇચ્છુકને પૌદ્ગલિક વસ્તુઓના સંયોગવિયોગમાં ઇષ્ટાનિષ્ટપણું હોતું નથી. પુણ્ય કર્મના ઉદયથી થતા અનુકૂળ સંયોગોમાં રાજી થઈને સુખ માનતો નથી અને પાપકર્મના ઉદયથી થતા પ્રતિકૂળ સંયોગોમાં નારાજ થઈને દુઃખ માનતો નથી.

જેમ સુખ આત્માનો સ્વભાવ છે તેમ દુઃખ કોઈનો સ્વભાવ નથી પણ વિભાવ છે, અર્થાત્ ભિન્ન જાતિ, ગુણ અને ધર્મવાળા બે દ્રવ્યોના સંયોગથી ઉત્પન્ન થયેલી વિકૃતિ છે, અને તે સુખસ્વરૂપે હોય છે અને દુઃખસ્વરૂપે પણ હોય છે, કારણ કે સાચા સુખથી અણજાણ પુદ્ગલાનંદી જીવોમાંના કેટલાક વિકૃતિને સુખ માને છે ત્યારે કેટલાક દુઃખ માને છે પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં તે વિકૃતિ સુખ પણ નથી તેમ જ દુઃખ પણ નથી; કારણ કે જ્યારે જડ અને ચૈતન્ય સંયોગનો સર્વથા વિયોગ થાય છે ત્યારે બેમાંથી એક પણ વસ્તુ હોતી નથી અર્થાત્ બંને દ્રવ્યોના સંયોગોમાં જે સુખ માનવામાં આવતું તે પણ નથી હોતું તેમ જ દુઃખ પણ હોતું નથી; પરંતુ કર્મસ્વરૂપ પુદ્ગલોના વિયોગથી આત્માનું સાચું સુખસ્વરૂપ પ્રગટ થાય છે અને ચૈતન્યના સંયોગ રહિત પુદ્ગલોમાં શુદ્ધ વર્ણાદિ તથા સડન, પડન આદિ ધર્મો પ્રગટ થાય છે, અર્થાત્ બન્ને દ્રવ્યોના સંયોગથી થયેલી વિકૃતિ મટી જાય છે અને પ્રકૃતિ પ્રગટ થાય છે. જેમકેઃ ચૂનો અને હળદર ભેગાં કરવાથી લાલ વર્ણ થાય છે તે એક

પ્રકારની વિકૃતિ–વિભાવ છે, પરંતુ સ્વભાવ નથી; કારણ કે લાલ વર્ણ નથી હોતો ચૂનાનો કે નથી હોતો હળદરનો, અને તે પ્રયોગથી હળદર કે ચૂનો અલગ કરવામાં આવે છે ત્યારે નષ્ટ થઈ જાય છે અને ચૂનાનો ધોળો વર્ણ તથા હળદરનો પીળો વર્ણ પ્રગટ થાય છે, તેવી જ રીતે જડચૈતન્યના સંયોગથી થવાવાળા સુખ–દુઃખ પણ વિકૃતિસ્વરૂપ છે, પ્રકૃતિસ્વરૂપ નથી. માટે જ પૌદ્‌ગલિક સુખ–દુઃખ ક્ષણવિનશ્વર છે.

પૌદ્‌ગલિક સુખ–દુઃખોમાં સુખનો અભાવ દુઃખ અને દુઃખનો અભાવ સુખ મનાય છે, પણ તે માન્યતામાં કાંઇક સમજફેર થાય છે, કારણ કે તે બન્ને અભાવસ્વરૂપ નથી પણ દુ:ખ આત્મિક સુખના આવરણસ્વરૂપ છે અને પૌદ્‌ગલિક સુખ તે દુ:ખમા શુદ્ધ સુખના આરોપ-સ્વરૂપ છે; માટે પૌદ્‌ગલિક સુખ–દુ:ખ જેવી કોઈ વાસ્તવિક વસ્તુ નથી. જેમ દીપક ઉપર માટીનું કૂંડું અથવા ધાતુનું વાસણ ઊંધું વાળવાથી જે કાંઈ અંધકાર થાય છે તે પ્રકાશના ઉપર આવેલા આવરણસ્વરૂપ છે પણ પ્રકાશના અભાવસ્વરૂપ નથી અને તેથી જ્યારે દીપક ઉપરથી વાસણ ઉચકી લેવામાં આવે છે ત્યારે અંધારું નષ્ટ થઇ જાય છે અને પ્રકાશ પ્રગટ થાય છે, તેમ આવરણસ્વરૂપ જે દુઃખ કહેવાય છે તે આવરણ ખસી જવાથી નષ્ટ થાય છે અને દુઃખસ્વરૂપ પ્રગટી નીકળે છે. આત્મા ઉપર કર્મના આવરણ આવી જવાથી અનેક પ્રકારના પુદ્‌ગલો–જડ પદાર્થોનો સંયોગ થવો તે આવરણસ્વરૂપ વિકૃત હોવાથી દુઃખરૂપે જ ઓળખાય છે અને આવરણ ખસી જવાથી શુદ્ધ સુખસ્વરૂપ પ્રગટ થાય છે, પણ આવરણ-વાળા સંસારી જીવો જેને સુખ માને છે તેવી કોઇ આવરણસ્વરૂપ દુ:ખ અને આવરણ રહિત શુદ્ધ સુખ સિવાય ત્રીજી વસ્તુ જણાતી નથી કે જેને શુદ્ધ સુખથી ભિન્ન સુખ તરીકે માનવામાં આવે, માટે પૌદ્‌ગલિક સુખ જેને કહેવામાં આવે છે તે આવરણસ્વરૂપ દુઃખમાં જીવે કરેલો શુદ્ધ સુખનો આરોપ માત્ર છે.

જડ પદાર્થોની અસર થવાથી અંતઃકરણમાં હર્ષ, શોક, દિલગીરી, આનંદ, પ્રમોદ, ઉલ્લાસ આદિ જે વિકારો ઉત્પન્ન થાય છે તેને પૌદ્‌ગલિક સુખદુઃખ કહેવામાં આવે છે કે જે એક પ્રકારનો મોહનીય કર્મનો ઔદયિક ભાવ છે. તે જ્યારે ભોગવાઈ રહે છે ત્યારે પૂર્વોક્ત વિકારો શાંત થઈ જાય છે. ભિન્નભિન્ન સમયે મોહનીયની ભિન્નભિન્ન પ્રકૃતિઓનો ઉદય હોવાથી વિકારોમા પણ ભિન્નતા આવી જાય છે. કોઇ વખત હર્ષ થાય છે, તો કોઇ વખત શોક થાય છે, કોઈ વખત આનંદ થાય છે તો કોઈ વખત દિલગીરી થાય છે. આ બધા ય વિકારોનો પૌદ્‌ગલિક સુખદુઃખમાં સમાવેશ થાય છે.

પૌદ્‌ગલિક વસ્તુઓનો સંયોગ એક સરખો હોવા છતાં પણ આવરણવાળો જીવ મોહનીય-ના ઉદયને લઇને એકમાં અનુકૂળતા અને ઇતર સંયોગમાં પ્રતિકૂળતા અનુભવે છે. જો કે અનુકૂળ સંયોગો પણ જીવના આનંદ તથા સુખસ્વરૂપને ઢાંકવાવાળા હોય છે તો પણ જીવ તેમા સુખનો આરોપ કરે છે. પૌદ્‌ગલિક સંયોગોમાં અનુકૂળતા–પ્રતિકૂળતાનું અનિયમિતપણુ છે. એક વ્યક્તિને એક વસ્તુ અનુકૂળ હોય છે ત્યારે તે વસ્તુ બીજાને પ્રતિકૂળ હોય છે. આ અનિયમિતપણાનું મૂળ કારણ કર્મોના ઉદયની વિચિત્રતા છે. જ્યારે મોહનીયનો સમૂળગો ક્ષય થઇ જાય છે ત્યારે ક્ષાયિકભાવને પ્રાપ્ત થયેલા સઘળા ય આત્માઓની એક દૃષ્ટિ થાય છે;

કારણ કે તેમના આત્માઓ ઉપરથી આવરણો ખસી જવાથી આત્મિક સુખસ્વરૂપ પ્રગટ થાય છે અને સમ્યગ્જ્ઞાનનો વિકાસ થવાથી પૌદ્ગલિક વસ્તુઓના સત્ય સ્વરૂપને ઓળખી લે છે. એટલે જડ પદાર્થોમાં તેમને સુખ–દુઃખ, અનુકૂળતા–પ્રતિકૂળતા આદિ અસત્ભાવોનો અનુભવ થતો નથી, પરંતુ તેઓ આત્મસ્વરૂપ સાચા સુખનો અનુભવ કરવાવાળા હોય છે અને આ સુખ વિકૃતિસ્વરૂપ ન હોવાથી હમેશાં રહેવાવાળું હોય છે; તેમ જ પૌદ્ગલિક આરોપિત સુખની જેમ તારમ્યતા વગરનું હોય છે, તેમ જ અનુભવ પણ એકસરખો જ હોય છે.

શરીર ઉપર મેલ લાગવાથી આવતી દુર્ગંધને દૂર કરવાને માટે સુગંધી પદાર્થ ચોપડવામાં આવે છે. જ્યાં સુધી સુગંધી પદાર્થની અસર હોય છે ત્યાં સુધી દુર્ગંધ જણાતી નથી, અને સુગંધ આવે છે પણ સુગંધી પદાર્થની અસર દૂર થઇ ગયા પછી દુર્ગંધ જેવી ને તેવી પ્રગટી નીકળે છે અથવા તો માથામાં કે પેટમાં સખત દુઃખાવો થતો હોય અને દવાનો ઉપયોગ કરવામાં આવે તો તે દવાની અસરથી તત્કાળ તો તે દુઃખાવો મટી જાય છે, પણ દવાની અસર દૂર થયા પછી પાછો દુઃખાવો થવા માંડે છે, તેમ જ પ્રતિકૂળ માનવામાં આવતાં પુદ્ગલોના સંસર્ગથી મનાતા દુઃખને દૂર કરવાને અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓને મેળવીને સુખ માનવામાં આવે છે, પરંતુ જ્યારે અનુકૂળ માનેલી પૌદ્ગલિક વસ્તુઓનો સંસર્ગ દૂર થઇ જાય છે ત્યારે પાછા પોતાને દુઃખી માને છે.

આત્માની સાથે પૌદ્ગલિક વસ્તુઓનો સંયોગ માત્ર દુઃખસ્વરૂપ છે, કારણ કે જ્યાં સુધી આત્મારૂપી જડની સાથે સંયોગસંબંધથી જોડાયેલો હોય છે ત્યાં સુધી તેના સુખ, આનંદ, જ્ઞાન આદિ ગુણો ઢંકાયલા રહે છે એટલે જડ સંયોગી આત્મા સુખ વગરનો હોવાથી દુઃખી કહેવાય છે, જેથી તેને સુખ મેળવવા બીજા જડ પદાર્થોની જરૂર પડે છે અને તે જડ પદાર્થો મેળવ્યા પછી તેમાં સુખનો આરોપ કરી પોતાને સુખી માને છે, પણ જ્યારે તે જડ પદાર્થનો વિયોગ થાય છે ત્યારે પાછો પોતે પહેલાં કરતાં બમણું દુઃખ મનાવે છે. જેમ કોઇને ખરજવું થયું હોય અને ખણુજ આવતી હોય ત્યારે તે લાકડાની અણીથી કે તેવી જ કોઇ ધારવાળી વસ્તુથી ખણીને સુખ માને છે પણ ખણી રહ્યા પછી છોલાવાથી બળતરા થવાથી બમણો દુઃખી થાય છે, પણ જો દવા કરી ખરજવાને મૂળથી મટાડી દેવામાં આવે તો તે દુઃખથી મુકાઇ જઇને સુખી થાય છે અને ખણુજનું દુઃખ મટાડી સુખી થવા ધારવાળી વસ્તુની પણ જરૂર પડતી નથી, તેમ જ તે વસ્તુઓના ઉપયોગથી થતું બમણું દુઃખ પણ ભોગવવું પડતું નથી, તેવી જ રીતે આવરણવાળા દુઃખી જીવને જડસ્વરૂપ કર્મોનો સર્વથા વિયોગ થવાથી સુખસ્વરૂપ પ્રગટ થઇ જાય છે કે જેથી સુખીને માટે ગ્રહણ કરવામાં આવતી પૌદ્ગલિક વસ્તુઓ કે જે પરિણામે બમણું દુઃખ આપે છે, અર્થાત્ આત્મિક સુખસ્વરૂપને બમણું ઢાંકી દે છે તેની જરૂર પડતી નથી.

મોહના ઉદયવાળા જીવો મમતામાં સુખ માને છે ત્યારે મોહના ક્ષય કે ઉપશમવાળા જીવો સમતામાં સુખ માને છે. એક માણસ પાસે વસ્ત્ર ન હોય, મકાન ન હોય, ઘરેણાં ન હોય કે અન્ન ન હોય પણ બીજાની માલીકીની બધી ય વસ્તુઓ વિદ્યમાન હોય છતાં આ મારી નથી, એવું મનમાં હોવાથી પોતાને દુઃખી માને છે, પણ તે જ વસ્તુઓ પોતે મેળવે છે ત્યારે

આ વસ્તુઓ મારી છે, હું એનો સ્વામી છું, એવી માન્યતા પછી તે વસ્તુઓ વાપરે કે ન વાપરે તો પણ પોતાને સુખી માને છે. પણ પારકી વસ્તુઓ પોતે વાપરવા છતાં, આ વસ્તુ મારી નથી એવી ભાવનાથી સુખ માનતો નથી, માટે પૌદ્ગલિક સુખમાં મમતાની જરૂર રહે છે. જે વસ્તુઓમાં મમતા હોય છે તેમાં જ સુખનો આરોપ કરે છે અને પોતે એમ માને છે કે આ વસ્તુઓથી જ હું સુખી છું, તેમજ આ વસ્તુઓ નાશ પામશે તો હું દુઃખી થઇ જઈશ, એવી સમજણથી તે વસ્તુઓની રક્ષા કરવા નિરંતર કાળજી રાખે છે અને સુખથી વિમુખ થવાથી વંચિત ન રહી જવાય એટલા માટે હમેશાં તેમાં રાચ્યોમાચ્યો રહે છે. મોહનીયના ઉદયથી વસ્તુસ્થિતિનો અણુજાણુ હોવાથી મમતા દુઃખની વૃદ્ધિ કરનારી હોવા છતાં પણ સુખ માટે તેને કરવી પડે છે, પરંતુ તે વસ્તુના વિદ્યમાનપણામાં જ મમતાના સત્યસ્વરૂપ દુઃખનો અનુભવ થઈ જાય છે તો પણ તે વસ્તુમાં રહેલી આસક્તિને છોડતો નથી અને તે વસ્તુ નાશ પામી જાય છે ત્યારે મમતાને લઇને ઘણો જ દુઃખી થાય છે.

કોઇ એક વિશાળ મકાનમાં વ્યાખ્યાન ચાલતું હોય, વક્તા અત્યંત આકર્ષક ભાષામાં વ્યાખ્યાન આપી રહ્યો હોય, વિષય પણ લોકપ્રિય હોય, શ્રોતાઓ પણ સાંભળવામાં એક રસ બની ગયા હોય એવામાં કોઇ ત્યાં આગળ ગભરાયલે ચહેરે બૂમ મારતો આવે કે—એક છોકરો મોટર નીચે દબાઇને મરી ગયો તો ત્યાં વ્યાખ્યાનમા બેઠેલાઓમાંથી જેટલા છોકરાવાળાઓ હોય તે બધાયને ' મારો તો છોકરો નહીં હોય ?' એવી મમતાને લઇને ચિંતા તથા દુઃખ થવાથી ત્યાંથી ઊભા થઇને બહાર દોડવાની તૈયારીમાં હોય અને તેટલામાં કોઈ બીજો માણસ આવીને કહે કે ' એ તો કોઇ કોળીનો છોકરો ભિખારી છે. ' આ પ્રમાણે સાંભળતાવેંત ઊભા થઇને ઉતાવળથી જવા તૈયાર થએલા માણસોના મનમાં 'આ તો કોઈ ભિખારી છે, અમારો છોકરો નથી' એવી વિચારણા થવાથી મમતા દૂર થતાંની સાથે જ ચિંતા અને દુઃખ પણ દૂર થઈ જાય છે. આવી જ રીતે આવા વ્યાખ્યાનના પ્રસંગે કોઇ આવીને કહે કે—'અમુક શેરીમાં આગ લાગી છે' તો તે શેરીમા રહેનારા માણસોના મનમા ચિંતા ઉત્પન્ન થવાથી જવાને તૈયાર થયા હોય એટલામાં કોઇ બીજો માણસ આવીને કહે કે 'એક કોળીનું છાપરું બળી ગયું છે' તો ચિંતાતુર માણસો 'અમારા ઘરમાં આગ નથી લાગી' એમ જાણ થતાંની સાથે જ ચિંતા રહિત થઈ જાય છે, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો મમતા દુઃખને ઉત્તેજિત કરનારી છે, પણ સુખને ઉત્પન્ન કરનારી નથી, કારણ કે જે છોકરા અને ઘર ઉપર મમતા છે, તે મરી જાય કે બળી જાય તો પુષ્કળ દુઃખ થાય છે પણ જે વસ્તુઓ ઉપર મમતા હોતી નથી તે મરે અથવા બળે કે નાશ પામી જાય-તો-પણ તે વસ્તુઓ માટે ચિંતા કે દુઃખ થતું નથી. છેવટે પરિણામમા વસ્તુનું જે સ્વરૂપ બહાર તરી આવે તે વસ્તુ તે સ્વરૂપવાળી કહેવાય છે. વસ્તુમાં મમતા કરવાથી સુખનો આભાસ થાય છે પણ તે વસ્તુ નષ્ટ થવાથી મમતાનું સાચું સ્વરૂપ—દુઃખ પ્રગટી નીકળે છે માટે મમતા દુઃખસ્વરૂપ છે પણ સુખસ્વરૂપ નથી.

પૌદ્ગલિક વસ્તુઓમાં થતા વિચિત્ર પ્રકારના પરિવર્તનોથી કાંઇ જીવને સુખ—દુઃખનો અનુભવ થતો નથી પણ મોહનીય કર્મના વિકારસ્વરૂપ મમતાનો વસ્તુઓ સાથે સંબંધ થાય છે ત્યારે વિકૃતિસ્વરૂપ સુખદુઃખનો પોતાનામાં આરોપ કરીને પોતાને સુખી અથવા તો દુઃખી માને છે. જેમકે, એક માણસની દૂર દેશાવરમાં પેઢી ચાલતી હોય અને પોતે વિશ્વાસુ વાણોતરોને

પેઢી ભળાવીને દેશમાં રહેતો હોય. ભાગ્યજોગે પેઢીમાં મોટું નુકસાન આવવાથી પેઢીમાંનું સર્વસ્વ નાશ પામી ગયું હોય પણ જ્યાં સુધી પેઢીના માલીકને ખબર પડે નહિ ત્યાં સુધી તો તે પોતાના દેશમાં મારી પાસે ક્રોડોની સંપત્તિ છે, મારી પરદેશમાં પેઢી ચાલે છે, મારી પરદેશમાં સ્થાવર મિલ્કત પુષ્કળ છે, આવી મમતાથી પોતાને સુખી માની આનંદ ભોગવતો હોય છે, પણ સંપત્તિનો સર્વનાશ તેને કાંઇ પણ દુઃખ દેતો નથી; પરંતુ જ્યારે તે સાંભળે છે કે પરદેશની સંપત્તિ સર્વથા નાશ પામી ગઇ છે ત્યારે 'મારુ સર્વનાશ થઇ ગયું' એવી મમતાની પરિણતિ થવાથી પોતાનામાં દુઃખનો આરોપ કરીને પોતે દુઃખ મનાવે છે, માટે મોહનીયના ક્ષયોપશમવાળા જે કહે છે કે સમતામાં સુખ છે તે સર્વથા સત્ય છે, કારણ કે સમતા આત્મિક ગુણ છે, અને તે કર્મનો વિકાર ન હોવાથી શુદ્ધ સુખસ્વરૂપ છે, અને આત્મવિકાસસ્વરૂપ હોવાથી તેનું પરિવર્તન થતું નથી, અર્થાત્ આત્મિક સુખ આત્માનો શુદ્ધ સ્વભાવ હોવાથી નિરંતર સુખસ્વરૂપે જ રહે છે પણ નષ્ટ થતું નથી, તેમ જ તેમાં હાનિ-વૃદ્ધિ પણ થતી નથી, હંમેશાં એકસરખું જ રહે છે. વિકારવાળી વસ્તુઓમાં હાનિ-વૃદ્ધિ તથા ક્ષણવિનશ્વરતા હોય છે પણ નિર્વિકાર વસ્તુઓમાં એમાંનું કશું ય હોતું નથી, માટે આવા આત્મસ્વરૂપ સાચા સુખને પ્રગટ કરવા મોહનીયના આવરણોને તોડી નાખવાં જોઇએ અને તે શાશ્વતું સુખ મેળવવાની ઇચ્છાવાળાનું અવશ્ય કર્ત્તવ્ય છે.



# સુખદુઃખવિચારણા

(૩૬)

મુસાફરીના સાથી મુસાફરને પૂછે છે કે તમારા શરીરે ઠીક છે કે ? એમ પૂછતાં મુસાફરને નવાઇ લાગે છે અને વિચારમાં પડે છે કે કોઇ એમ કેમ નથી પૂછતું કે તમારાં કપડાંને ઠીક છે ? તમે કોઇ વખત તમને એમ પૂછતાં સાંભળ્યું છે કે તમારા ઘરેણાંને કેમ છે ? તમારાં ઘરને કેમ છે ? કારણ કે શરીર જડ છે તેવી જ રીતે આ બધું પણ જડ છે. જડ વસ્તુને ઠીક શું અને અઠીક શું ? જડનો સ્વભાવ સડવું, પડવું અને નાશ પામવું છે તો પછી એના માટે કાંઇ પૂછવાનું પણ રહેતું નથી. આત્માને માટે પૂછવાની આવશ્યકતા ખરી ? તમારા આત્માને મોહ તો મૂંઝવતો નથી ? અંતરાય તો નડતો નથી ? અશાતા તો હેરાન કરતી નથી ? વગેરે વગેરે. વેદનાર તો આત્મા છે, દેહ નથી. વેદવું એટલે જાણવું. મનને ઘણી જ વેદના થઇ રહી છે એટલે અશાતાના ઉદયને સારી રીતે જાણે છે. વેદના એટલે જેને પીડા કહેવામાં આવે છે તે નહિ, પણ વિદ્ ધાતુ જાણવાના અર્થમાં છે, તેનાથી વેદના શબ્દ બને છે. વેદના, પીડા અને દુઃખ આ ત્રણે શબ્દ એક જ સ્થિતિ જણાવનારા દુનિયામાં મનાય છે. હવે આપણે વિચાર કરીએ કે દુઃખ જેને કહેવામાં આવે છે તે શું વસ્તુ છે ? પીડા શું વસ્તુ છે ? પોતાની સમજ પ્રમાણે જે માણસ જે વસ્તુને અત્યંત પ્રતિકૂળ માને તે વસ્તુ તેને માટે દુઃખદાયી છે. તે વસ્તુના નિમિત્તથી તેના ભાવોમાં અણગમો રહે છે, અરુચિ રહે છે અને જે વસ્તુ અત્યંત અનુકૂળ હોય તે વસ્તુથી તેના ભાવોમાં આનંદ તથા સુખ વર્તે છે.

અશાતાના ઉદયથી અથવા આપણને ગમતી વસ્તુનો વિયોગ થવાથી કે અણગમતી વસ્તુનો સંયોગ થવાથી આપણે દુઃખ માનીએ છીએ ત્યારે જ્ઞાની પુરુષો આપણા દુઃખના નિમિત્તોમાં સુખ માને છે અર્થાત્ અજ્ઞાનીઓનાં દુઃખનાં સાધનો જ્ઞાનીઓને સુખ આપનારાં થઇ પડે છે ને અજ્ઞાનીઓનાં સુખનાં સાધનો જ્ઞાનીઓને દુઃખરૂપ થઈ પડે છે.

સંસારમાં જેને સુખ તથા દુઃખ કહેવામાં આવે છે તે પ્રતિકૂળતા તથા અનુકૂળતાને છોડીને અન્ય કોઇ ખાસ વસ્તુ નથી; કારણ કે માનવામાં આવતાં સુખ–દુઃખ કોઈ પણ દ્રવ્ય નથી, તેમ જ કોઈ પણ દ્રવ્યનો ખાસ ગુણ પણ નથી. જડચૈતન્યના સંયોગથી ઉત્પન્ન થયેલો વિકાર છે. અને તે જડચૈતન્યનો વિયોગ થવાથી નાશ પામી જાય છે કે જેની નિરપેક્ષ ઉત્પત્તિ નથી. પૌદ્‌ગલિક સુખદુઃખની નિરપેક્ષ ઉત્પત્તિ છે માટે જ તેને વાસ્તવિક દ્રવ્ય તથા વાસ્તવિક ગુણમાં ન ગણતાં આત્માની સાથે જડના સંયોગથી થતા આત્માની વિભાવદશા માની છે. તેનો કેવળી

અવસ્થામાં કે સિદ્ધાવસ્થામાં નાશ થઇ જાય છે. સાપેક્ષ ઉત્પત્તિ તો વાસ્તવિક વસ્તુ માત્રમાં હોય છે અર્થાત્ નિત્ય વસ્તુમાં પણ હોય છે અને જો સાપેક્ષ ઉત્પત્તિ કે વિનાશ વસ્તુમાં ન હોય તો તે વસ્તુ જ નથી. સિદ્ધાત્માઓમાં જ્ઞેયની અપેક્ષાથી ઉત્પત્તિ કે વિનાશ થયા જ કરે છે. જ્ઞેય વસ્તુની ઉત્પત્તિથી જ્ઞાનની ઉત્પત્તિ અને જ્ઞેયના વિનાશથી જ્ઞાનનો નાશ. આત્મા તો ધ્રુવપણે રહે છે. આત્માની ઉત્પત્તિ કે વિનાશ નથી.

આ પ્રમાણે વિચાર કરતાં નિરપેક્ષ ઉત્પત્તિવાળા સુખદુઃખ તે કાંઇ પણ વસ્તુ જ નથી, એમ જ્ઞાની પુરુષો માનતા હોવાથી તેમને તેની કાંઇ પણ અસર થતી નથી. તેઓ તો આત્મસ્વરૂપને જ સુખ માને છે કે જે એક આત્માનો ગુણ છે અને દુઃખ તો વાસ્તવિક કે અવાસ્તવિક કાંઈ પણ વસ્તુ જ નથી.

એક કંગાલ માણસને અણચિંતવ્યો એક લાખનો લાભ થયો એટલે તે પોતાને પરમ સુખી માનીને ઘણો જ ખુશી થયો. એક મહિના પછી કે તરત જ બે લાખનું નુકસાન થયું એટલે તે પોતાને પરમ દુઃખી માની શોકાતુર થયો. બતાવો, આ સુખ તથા દુઃખ શું વસ્તુ છે? લાભાંતરાયનો ક્ષયોપશમ અને લાભાંતરાયના ઉદય સિવાય બીજું કાંઇ પણ નથી. સુખ–દુઃખ તથા હર્ષ–શોકમાં રતિમોહનીય તથા અરતિ કે શોકમોહનીયના ઉદય સિવાય બીજું કશું ય નથી. શુભાશુભ કર્મના ઉદયથી કે ક્ષયથી આત્મામાં ઉત્પન્ન થવાવાળી વિકૃતિને વાસ્તવિક વસ્તુ માનનારા આત્માઓ કેટલી ભૂલ કરે છે? સાપેક્ષ ઉત્પત્તિ, વિનાશ અને નિરપેક્ષ ઉત્પત્તિ, વિનાશ આ બન્ને સારી રીતે જણાવાથી નિત્યાનિત્ય, વાસ્તવિક અવાસ્તવિક વસ્તુઓ સારી રીતે તેમ જ સાચી રીતે ઓળખી શકાય છે. વસ્તુની વાસ્તવિક–યથાર્થ ઓળખાણ થવાથી સાચા સુખનો માર્ગ સરલ થઇ પડે છે. સાપેક્ષ ઉત્પત્તિ કે વિનાશ એટલે બીજી ઉત્પન્ન થવાવાળી તથા નાશ થવાવાળી વસ્તુની અપેક્ષાથી જે અનુત્પન્ન તથા અવિનાશી વસ્તુમાં ઉત્પત્તિ તથા નાશનું સ્થાપન કરવું, ઉત્પત્તિ તથા નાશવાળી માનવી, તે ઉત્પત્તિ અને વિનાશ સાપેક્ષ કહેવાય છે. જેમકે–આકાશ અખંડ છે, નિત્ય છે, ઉત્પત્તિ કે વિનાશ વગરનુ છે. તે આકાશમાં રહેલા પદાર્થો ઘટ, મઠ, પટની ઉત્પત્તિ તથા વિનાશને આશ્રયીને આકાશની ઉત્પત્તિ તથા વિનાશ કહેવાય છે. બાકી આકાશ તો એક જ રૂપે રહે છે. આત્મા અખંડ છે. નિત્ય છે. તે ઘટપટાદિ પદાર્થોની ઉત્પત્તિ તથા વિનાશને આશ્રયીને તેનું જ્ઞાન ઉત્પત્તિ વિનાશવાળું કહેવાય છે. બાકી આત્મા તથા જ્ઞાન એક જ રૂપે રહેવાવાળા છે. આ જ પ્રમાણે મૂળ વસ્તુમાં ફેરફાર ન થતા અન્ય વસ્તુમાં થતાં ફેરફારવાળી માનવી તે સાપેક્ષ ઉત્પત્તિ વિનાશવાળી વસ્તુઓ કહેવાય છે. જે વસ્તુમાં અન્ય વસ્તુની અપેક્ષા વગર અન્ય ઉત્પત્તિ કે નાશવાળી વસ્તુનો આશ્રય લીધા વગર મૂળ વસ્તુમાં ફેરફાર થવો તે નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશવાળી વસ્તુ કહેવાય છે. આ નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશ અનિત્ય વસ્તુઓમાં થાય છે. જેટલી અનિત્ય વસ્તુઓ છે તે બધી સંયોગવાળી હોય છે, વિકારવાળી હોય છે. સંસારમાં બે જ વસ્તુઓ નિત્ય છે, બાકી સઘળી અનિત્ય છે. શુદ્ધ આત્મા તથા શુદ્ધ પરમાણુ આ બે નિત્ય છે. પુદ્ગલ પરમાણુઓના સંખ્યાત અસંખ્યાત અનંતપ્રદેશી સ્કંધો અનિત્ય છે. આત્માની સાથે જોડાયેલા કર્મપુદ્ગલોને લઇને આત્મા અનિત્ય છે, એટલે ધર્મસંયોગથી થતા આત્માના ભાવો અનિત્ય છે, અવાસ્તવિક છે.

નિરપેક્ષ ઉત્પત્તિવાળા પદાર્થો સંયોગવાળા હોય છે. તે સંયોગ જડની સાથે જડનો સંયોગ અથવા આત્માની સાથે જડનો સંયોગ થાય છે, પણ વિશુદ્ધ આત્માનો સંયોગસંબંધ થતો નથી. વિશુદ્ધ જડ પરમાણુનો સંયોગ થાય છે. આત્મામા ક્રોધ, માન, માયા, લોભ, સુખ, દુઃખ આદિ નિરપેક્ષ ઉત્પત્તિ કે વિનાશવાળા હોય છે, ઘટપટાદિ પદાર્થો ઉત્પત્તિવાળા હોય છે, માટે જ નિરપેક્ષ ઉત્પત્તિવાળા પદાર્થો સઘળા ક્ષણિક છે. વાસ્તવિકમાં કોઈ વસ્તુ નથી, પણ સંયોગથી ઉત્પન્ન થયેલો એક પ્રકારનો વિકાર છે અને જે વિકાર છે તે ક્ષણ ક્ષણમાં બદલાયા કરે છે.

મહાપુરુષોના અનુભવ પ્રમાણે સુખદુઃખ કોઈ વસ્તુ નથી. કર્મસંયોગથી થતી આત્માની વિકૃતદશા છે. આ વિકારરૂપ સુખને મેળવવા અને વિકારરૂપ જ દુઃખને દૂર કરવા સંસારવાસી જીવો અનેક પ્રકારના ઉપાયો રચે છે, પણ તે સઘળા વ્યર્થ છે. અનુકૂળ જડોનો સંયોગ અને પ્રતિકૂળ જડોનો વિયોગ ઇચ્છતા અનંતો કાળ ગયો ને અનંતો કાળ જશે. અનંતી વખત જડની અનુકૂળતા પ્રાપ્ત થઇ છતાં પણ કાર્યસિદ્ધિ થઇ નહિ. અનંતા ક્ષુદ્ર ભવોમાં કપાતાં, છુંદાતા, છેદાતાં, ભેદાતાં, વટાતાં, દબાતાં, દારુણ દુઃખો સહીને માનવી બન્યા તો ય જડ જગતનો મોહ છૂટયો નહિ એટલે જીવને પાછી તેની તે જ દારુણ દુઃખો સહન કરવાની દશા કાયમની કાયમ રહી. જીવ અહિં દુઃખની પ્રતિકૂળતાથી ડરે છે પણ એ જ મહાન્ દુઃખો કયા છૂટી ગયાં છે? જડના સંગીને સુખ કયાથી? જડના ઉપાસકને તે સહજાનંદ મળે ખરો? કાદવમાં ને વિષ્ટામાં આળોટનારને શુદ્ધિ ને પવિત્રતા શેની? જીવ પોતે મોહના દબાણથી ગમે તેમ માની લે કે મને અમુક જડ અનુકૂળ છે પણ જડ કોઈ પણ કાળે જીવને અનુકૂળ થાય ખરું? શત્રુ કોઈ પણ કાળે અનુકૂળ થઇ આનંદ આપે ખરો? માનવજીવનમા પાંચ પચીશેક વર્ષ મોહના ગુલામ થઇને આપણે માની લઇએ કે અમે સુખી છીએ, અમારી પાસે ધનસંપત્તિ છે, અમારી પાસે સુખનાં બધા ય સાધનો છે, અમારે હવે કોઇ પણ વસ્તુની જરૂર નથી. આમ ને આમ જડની દુનિયામા વિચરીને અનેક પ્રકારના અપરાધો આખ મીંચીને કરી લઇએ પણ કાળપવનનો ઝપાટો લાગતાં જ જીવનદીપક બુઝાઇ જવા દો. પછી જુઓ, અંધારામાં શું દશા થાય છે? એ બધા ય સુખનાં સાધનો અને ધન-સંપત્તિ આપણને કેટલો આનંદ તથા સુખ આપે છે? ગર્ભની અનેક પ્રકારની યાતનાઓ, સમૂર્ચ્છિમપણે અનંતી વાર થતાં જન્મમરણનાં દુઃખો, અત્યંત પ્રતિકૂળ જડના સંયોગવાળા નારકના ત્રાસ-આ સઘળા ય શું નાશ પામી ગયાં છે કે જીવો નિશ્ચિંત બની મળેલા માનવજીવનને પ્રમાદથી ગુમાવી રહ્યા છે? શું મનુષ્યો એમ માની બેઠા છે કે માનવજીવન એટલે મુક્તિ અથવા તો માનવજીવન પછી માનવજીવનના અંત સાથે જ સર્વ આપત્તિવિપત્તિઓનો પણ અંત આવી જઇ જન્મજરામૃત્યુથી મુક્ત જ થવાના?

જો આવી વિચારણા ન હોય તો આટલી નિર્ભયતા તથા આટલી નિશ્ચિંતતા ન હોય. જેઓ માનવજીવન પછી તરત જ મુક્ત થવાના હોય છે તેમને આટલી નિશ્ચિંતતા, નિર્ભયતા કે પ્રમાદ હોતો નથી તો પછી જેનું કાંઇ પણ ઠેકાણું નથી તેને આટલું નિશ્ચિંત કે નિર્ભય રહેવું કેમ પાલવે? માટે વિકાસી પુરુષોના પગલે ચાલીને, મિથ્યા સુખદુઃખથી મુકાઇ જઇને આત્મગુણસ્વરૂપ-સાચુ સુખ મેળવી લેવું જોઇએ.

☆

# સાવધાન સદા સુખી

(૩૭)

દેહ અનિત્ય–ક્ષણિક છે. દેહ દ્વારા મળતાં સુખ તથા આનંદ ક્ષણિક છે. જે સુખ તથા આનંદ મેળવવા માટે આત્માને જડ વસ્તુની જરૂર પડે છે તે સુખ સુખ નથી, તે આનંદ આનંદ નથી. આનંદ તથા સુખ આત્માના જ ધર્મ છે અને તે આત્મા ઉપર ફરી વળેલા આવરણો દૂર થવાથી પ્રગટ થાય છે. જડાત્મક સુખોને સર્વથા ભૂલી જનારને જ આત્મિક સુખ મળી શકે છે.

અનંતા દેહરૂપી ગેહ પ્રાપ્ત થયાં છે તેના માટે હર્ષ કે શોક કરવો આત્માને ઉચિત નથી. જેમ પક્ષીઓને પાજરામાં–પછી તે લોઢાનું હોય કે સોનાનું–પુરાવું ઈષ્ટ નથી, સ્વેચ્છાવિહાર તેમ જ સ્વતંત્રતા પ્રિય હોય છે તેમ આત્માને–દેવનું હોય કે મનુષ્યનું–શરીરમાં પુરાવું ઇષ્ટ નથી. દેહ તથા આત્મા સર્વથા ભિન્ન છે એવો અનુભવ આપણુને ઘણી વખત થયો છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે આત્મા તથા દેહ સર્વથા ભિન્ન સ્વભાવ–ગુણધર્મવાળા છે. ઉભયનો જેટલો સંબંધ છે–અવધિ પૂરી થયે બન્ને છૂટા પડી જાય છે. આત્મા ઉપર રાગદ્વેષની ચીકાશ જ્યાં સુધી લાગેલી છે ત્યાં સુધી અનેક શરીરો ચોંટ્યા કરશે જ. ચીકાશ મટી ગયા પછી શરીરનો સંબંધ અટકશે. આપણા શરીરે ખૂબ મેલ ચોંટી જાય અને પછી તે મેલ કોઇ પ્રયોગથી છૂટો પડી જાય તો આપણે શોક કરતા નથી પણ ખુશી થઇએ છીએ.

આપણા આત્મા ઉપર કર્મમેલ ચોંટી જઇને શરીરાદિ અનેક વિચિત્રતામાં આત્મા મુકાઈ જાય–પછી શુભ વિચાર તથા વૃત્તિઓના પ્રયોગથી કર્મમેલની સાથે જ શરીરાદિની વિચિત્રતાથી નષ્ટ થઇ જાય તો આપણે ખુશ થવું જોઇએ. કોઇએ કોઇ વ્યક્તિને લાખો રૂપિયા ધીર્યા હોય, સારી સ્થિતિમાં હોવાથી ધીરેલાં નાણાં સર્વથા ભૂલી જવાયાં હોય, કાળાંતરે નબળી સ્થિતિ થઇ ગઇ હોય, મહામુસીબતે પોતાનો નિર્વાહ કરતો હોય તેવામાં દેણદાર વ્યાજ સહિત નાણાં પાછાં આપી જાય તો તેને હર્ષ થાય કે શોક ? આપણાં નાણાં ઘાલી બેઠેલાં મોહનીયાદિ કર્મને આપણી નબળી સ્થિતિમાં આપણુને અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતજીવન, અનંતસુખ આદિ આપણાં નાણાં આપે તો આપણે સુખ મનાવવું છે કે દુઃખ ? જો આપણુને આપણી વસ્તુ મળતી હોય તો આપણે રાજી થવું જોઇએ.

ઉદયાધીન આત્માને ઘણું જ સાવધાન રહેવું પડે છે. અસાવધાન સ્વતંત્ર બની શકતા નથી. ઉદયના અંતની ઈચ્છા સહુ કોઇને હોય છે, અબંધની ઇચ્છાને ક્યાંય પણ સ્થાન મળી

શકતું નથી; ચેતે તે ચેતન; નહીં તો અચેતન છે જ. આનંદ તથા સુખ ચેતનના ધર્મ છે, અચેતનના નથી. જે ધર્મનો જે ભોક્તા તે ધર્મનો તે ધર્મી કહેવાય. હું વર્ણ, ગંધાદિનો ભોક્તા છું એવું જ્યાં સુધી મનાય ત્યાં સુધી તેને ચૈતન્ય કેમ કહેવાય ? શરીરના ધર્મ–હું સ્થૂળ છું, હું કૃશ છું, હું ઊજળો છું, હું કૃષ્ણ છું ઇત્યાદિને પોતાના માને તેને ચેતન કોણ કહે ? પાર્થિવ સંપત્તિનો વિનાશ, રૂપાંતર, અવસ્થાંતર થવાથી શોક કરે તથા પોતાના વિનાશ–અભાવની આશંકાથી ભયભીત બને તે ચેતન શબ્દોના વાચકનો વાચ્ય કેવી રીતે બની શકે ? અસાવધાન જગત, અચેતન જગત જડોપાસક બને તેમાં કાંઈ નવાઇ જેવું નથી. સુખનો સાગર ચૈતન્યની સૃષ્ટિમાં છે, અચૈતન્યની સૃષ્ટિમાં નથી. સાવધાન એટલે સ્વતંત્ર અને અસાવધાન એટલે પરતંત્ર. સ્વતંત્રતા એટલે મુક્તિ અને પરતંત્રતા એટલે અમુક્તિ. મુક્તિ સિવાય સુખ છે જ નહિ. જગતમાં અસાવધાન મૂંઝાય છે, કારણ કે તે ઉદયની ઇંદ્રજાળને પોતાની માને છે: શુભોદયમાં આનંદ અને અશુભોદયમાં શોકને આધીન થાય છે. પુદ્‌ગલોની વિકૃતિ તે કર્મ અને કર્મની વિકૃતિ તે ઉદય, અર્થાત્ ઉદય તે વિકૃતિની વિકૃતિ છે. આવી વિકૃતિને પોતાની પ્રકૃતિ માનનાર પોતાને ભૂલી જાય છે. જે પોતાને જ ભૂલે છે તે કેમ ન મૂંઝાય ? પોતાની સ્મૃતિ અને પરની વિસ્મૃતિ તે જ સાવધાનતા છે. અવધાન એટલે ઉપયોગ. તે અવધાન સહિત હોય–ઉપયોગ સહિત હોય તે સાવધાન કહેવાય. ઉપયોગ આત્માનો ધર્મ છે. ઉપયોગ અને ચેતના એક અર્થને ઓળખાવનાર શબ્દો છે, માટે જ સાવધાન તે ચેતન અને અસાવધાન તે અચેતન કહેવાય છે. જડની સૃષ્ટિમાં વસતા અનેક પ્રકારના પ્રસંગો ઉપસ્થિત થાય છે. તે પ્રસંગો ચેતનને અચેતન બનાવવા માટે નિમિત્ત હોય છે પણ પ્રતિકૂળ પ્રસંગોમાં ચેતનને ' હું ચેતન છું ' એવી સ્મૃતિ બની રહે તો ચેતન અચેતનદશાને પ્રાપ્ત કરી શકતો નથી.

સાવધાન–અપ્રમત્ત દશામાં રહેનાર પોતાનું ખોતો નથી. પ્રમત્તદશા તે વિકૃત વિભાવદશા છે અને તે વિકૃત જગતમાં વિચરવાથી ઉત્પન્ન થાય છે. ભૌતિક વિકારોથી–વિકૃતિથી ચેતનમાં વિકૃતદશા જન્મે છે, પરંતુ ભૌતિક પ્રકૃતિ ચેતનમાં વિકૃતિ કરી શકતી નથી. વસ્તુમાત્રની પ્રકૃતિ ચેતનમા થયેલી વિકૃતિનો વિનાશ કરવાવાળી છે. આ વાત નીચે લખેલા એક જ ઉદાહરણથી સ્પષ્ટ સમજી શકાય છે.

આપણે પેરીસ જેવા શહેરમાં ફરવા નીકળીએ એટલે આપણી દૃષ્ટિમાં દરેક દૃશ્ય આવે જ છે. આપણી દૃષ્ટિમાં એક મોટું મકાન આવ્યું એટલે આપણે તે જ સ્થળે થંભી ગયા અને આભા બની અસાવધાનતાથી તે મકાનના વખાણ કરવા લાગ્યા : અહો ! કેવું સુંદર મકાન છે ? એની બાંધણી કેવી છે ? એમાં ચિત્રવિચિત્ર કેવું કામ બન્યું છે ?

આ પ્રમાણે પાર્થિવ વિકૃતિ આપણી પ્રકૃતિમાં વિકૃતિદશા ઉત્પન્ન કરવા સમર્થ બની શકી, પણ આપણે વિકૃતિ તરફ દૃષ્ટિ ન આપતાં તેની પ્રકૃતિ તરફ દૃષ્ટિ રાખીશું તો તે પ્રકૃતિ એટલે આ મકાનમાં ઈંટ, ચૂનો, માટી, લાકડાં અને લોઢા સિવાય બીજી એવી કઇ વસ્તુ છે કે જેને હું સુંદર માની રહ્યો છું ? આવો વિચાર આવતાં જ ચેતનમાં ઉત્પન્ન થયેલી વિકૃતિનો વિનાશ થશે જ.

પ્રકૃતિમાં રહેલા પદાર્થો વિકૃતભાવ પેદા કરી શકતા નથી પણ વિકૃત જ વિકૃતિ કરે છે. પ્રકૃતિ વિકૃતિનું નિમિત્ત–કારણ બની શકતી નથી.

અસાવધાનતા વિકૃતિને ઉત્પન્ન કરે છે અને સાવધાનતા વિકૃતિનો વિનાશ કરી પ્રકૃતિને પ્રગટાવે છે, માટે જ અસાવધાન જગત પરમ દુઃખી છે. આપણે સુખના અભિલાષી છીએ માટે આપણે સાવધાનતાની આવશ્યકતા છે. સાવધાનતા આત્માનો ગુણ છે, તેને કોઇ પણ પ્રયોગથી પ્રગટ કરવા પ્રયત્ન કરવાની આવશ્યકતા છે.

અસાવધાન જગતને અનિષ્ટ એવા મૃત્યુ જેવા પ્રસંગમાં પણ સાવધાન પરમ સુખનો ભોક્તા હોય છે.

અસાવધાનને અનિષ્ટ તે જ સાવધાનને ઇષ્ટ હોય છે. જ્યાં સુધી ભૌતિક વિકૃતિમાં આપણું ઇષ્ટાનિષ્ટપણું છે ત્યાં સુધી આપણે અસાવધાન છીએ માટે ભૌતિક વિકૃતિઓની પ્રકૃતિઓ તરફ ધ્યાન આપીને આપણે અસાવધાનતા ટાળવા ઇષ્ટાનિષ્ટપણાનો અંત આણવો જોઇએ.



# 'સાચી સ્વાધીનતામાં જ સુખ છે'

(૩૮)

પરાધીન પ્રાણીઓની ધારણાઓની સફળતા પણ પરાધીન જ હોય છે. પરાધીન હોવા છતાં સ્વાધીન માની બેઠેલા અનભિજ્ઞ આત્માઓ વધારે ને વધારે પરાધીન બની આપત્તિ-વિપત્તિઓમાં ફસાતા જાય છે. સ્વાધીનતા તથા પરાધીનતાના સત્ય સ્વરૂપને ન ઓળખનાર સ્વાધીનતાની તીવ્ર ઇચ્છાથી નિરંતર પ્રયત્નશીલ હોવા છતાં સ્વાધીનતાને બદલે પરાધીનતા મેળવે છે.

| | |
|---|---|
| અંતર્મુખ........સ્વાધીન | બહિર્મુખ........પરાધીન |
| વિરક્ત............સ્વાધીન | રક્ત.............પરાધીન |
| મુક્ત.............સ્વાધીન | બદ્ધ..............પરાધીન |
| અનાસક્ત........સ્વાધીન | આસક્ત........પરાધીન |
| પરમ સુખી | પરમ દુઃખી |

આવી જ રીતે નિરિચ્છક અને નિઃસ્પૃહી સ્વાધીન હોય છે અને ઇચ્છાગ્રસ્ત તથા સ્પૃહા-વાળા પરાધીન હોય છે. સંસારમાં જડ તથા જડના વિકારોને આશ્રિત બનેલા પ્રાણીઓ પરાધીન હોવાથી કંગાલ બનીને પરમ દુઃખ ભોગવી રહ્યા છે. અજ્ઞાનતાને લઇને જીવો જડ તથા જડના વિકારોને અધિક મેળવીને માની લે છે કે અમે સ્વાધીન છીએ. પણ તત્ત્વદૃષ્ટિથી તપાસીએ તો તેઓ વધારે પરાધીન બનેલા જણાશે; કારણ કે સ્વ એટલે આત્મા અને પર એટલે જડ, આ પ્રમાણે સ્વ-પરની વ્યાખ્યા થાય છે અને આ વ્યાખ્યાને આશ્રયીને જ જેઓ જેટલે અંશે જડની ઓછી જરૂરિયાતવાળા છે તેઓ તેટલે અંશે સ્વાધીન થયેલા હોય છે અને જેમને સારાં વર્ણ, ગંધ, રસ, શબ્દ અને સ્પર્શ આદિ જડની અધિક ચાહના રહે છે તેમને પરાધીનતાની બેડીમાં વધારે જકડાવું પડે છે. લૌકિક ઉક્તિ "પરાધીનને સુપને સુખ નહિ" જે કહેવાય છે તદનુસાર તેમને સ્વપ્નમાં પણ સુખ મળી શકતું નથી.

માનવી જ્યારે એકલો અને અલ્પ પરિગ્રહવાળો હોય છે ત્યારે તે વ્યવહારિક સ્વાધીન-તાનું કાંઈક સુખ અનુભવે છે, પણ જ્યારે એકથી બે અને બેથી ત્રણ એમ જનસંખ્યામાં તેમ જ પરિગ્રહના પ્રમાણમાં મમતાભર્યો વધારો થાય છે ત્યારે તેના બાહ્ય સુખ તેમ જ નિશ્ચિત-પણાનો નાશ થાય છે. માનસિક સુખને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે. અજ્ઞાની આત્માઓને

માટે બાહ્યદૃષ્ટિ જનસમુદાયે બનાવેલ–માનેલ વ્યવહારની અપેક્ષાએ એટલું તો જરૂર કહેવું પડશે કે–આ શ્રીમંત છે, સ્ત્રી, પુત્ર, પૌત્રાદિ પરિવારવાળો છે, સર્વ વાતે સ્વાધીન છે, સુખી છે. પહેલાં એકલો હતો, રસોઇપાણીમાં પરાધીનતા ભોગવવી પડતી હતી, સારા પ્રસંગે ઘરેણાં, વસ્ત્ર પારકાં માગીને વાપરતો હતો, ભાડાનાં ઘરમાં રહેતો, હાથે વાસણ માંજતો, હાથે કપડાં ધોતો, ભાડાની ગાડીમાં ફરતો વગેરે વગેરે પરાધીનતાથી દુઃખી હતો; પણ હાલમાં પાસે પૈસા પુષ્કળ છે, રહેવાને માટે લાખ રુપિયા ખર્ચીને મહેલ બંધાવ્યો છે, બાગ–બંગલા ઘરના છે, ઘેર બેચાર નોકરો છે, ઘરની ગાડી, મોટર છે, પચાસ હજારના દાગીના છે ને કસબી રેશમી સુંદર વસ્ત્રો છે, હજારોનું ફર્નિચર છે, સર્વ વાતે સુખી છે, લેશ માત્ર પણ કોઇની પરાધીનતાનું દુઃખ નથી કે પારકી ઓશિયાળી વેઠવાની નથી, છે કાંઇ એને સંસારમાં દુઃખ ?

આ તો બધું ચર્મચક્ષુથી જોનારને માટે સાચું, પણ જ્ઞાનદૃષ્ટિ–અંતર્દષ્ટિથી જોનાર સંતપુરુષો પૂછે કે–ભાઇ ! જેટલી વસ્તુઓને તેં ઉપર બતાવી તે સર્વ વસ્તુઓને તેં તારો આત્મા સ્વાધીન કર્યો છે કે તે વસ્તુઓને તેં પોતાને આધીન કરી છે ? જો તે વસ્તુઓને તેં પોતાને આધીન કરી હોય તો તે વસ્તુઓ તારો પીછો છોડે નહિ, તારી પાછળ પાછળ આવે, તારી હયાતિમાં તને છોડીને જાય નહિ. તે વસ્તુઓ તો તને છોડીને ચાલી જાય છે. તારા ચર્મચક્ષુથી પર્યાયાંતરરૂપ પરિવર્તન–નાશ થવાથી દેખાતી નથી ત્યારે તું તેનો શોક કેમ કરે છે ? તે વસ્તુઓને સંભારીને કેમ રડે છે ? ખાવુંપીવું છોડી દઇને ગાંડોઘેલો કેમ થાય છે ? તારી સ્વાધીનતા ક્યાં ચાલી ગઇ ? તારું સુખ ક્યાં ગયું ? આવી ખોટી સ્વાધીનતા અને ખોટા સુખમાં મશગૂલ બની આત્માને કંગાલ બનાવી સંસાર–નગરના ચોરાશી ચૌટાની હજારો–લાખો–કરોડો ગલીઓમાં ભીખ ન મંગાય ! અંતર્દષ્ટિથી જરા જો, જ્ઞાનદૃષ્ટિ ઊઘાડ, તને સાચો માર્ગ મળી આવશે–તને સાચી વસ્તુ જડી આવશે. વળી જ્ઞાની–સંતપુરુષો પૂર્વે બતાવેલી વસ્તુઓ મેળવી સ્વાધીનતાના નશામાં મસ્ત થયેલાને પૂછે છે કે–શું તું સ્વાધીન છે ? કઇ વાતે તું સ્વાધીન છે ? આધિ, વ્યાધિ, જન્મ, જરા, મૃત્યુ આદિથી તું સ્વાધીન છે ? અને જો તું આ વસ્તુઓથી સ્વાધીન નથી તો પછી તું સ્વાધીન શાનો ? અને તું સુખી શાનો ?

સંસારનો વ્યવહાર ઘણો જ કઢંગો છે. સંસારનો વ્યવહાર એટલે અલ્પજ્ઞ–અજ્ઞાનીઓએ સ્વાર્થ સાધવાને માટે પાથરેલી માયાજાળ. વ્યવહાર એટલે છળ, કપટ, દંભ, પ્રપંચ. મનમાં ઇચ્છા પણ ન હોવા છતાં શું કરીએ ? અમુક કામ કરવું પડશે, વ્યવહાર જાળવવો પડશે, ખાવા ખવડાવવાનો વ્યવહાર, નમસ્કાર કરવા–કરાવવાનો વ્યવહાર વગેરે વગેરે વ્યવહારો શું સૂચવે છે ? આપણે સારી રીતે જાણતા હોઇએ કે અમુક વ્યક્તિ નિર્ગુણી છે, તેની પીઠ પાછળ આપણે તેના માટે ઘણા જ નબળા અભિપ્રાય ઘણી વખત બીજાના આગળ પ્રગટ કરીએ છીએ; છતાં તે વ્યક્તિ જ્યારે આપણને પ્રત્યક્ષ મળે છે ત્યારે આપણે વ્યવહારથી તેનું સન્માન કરીએ છીએ, તેના ગુણ ગાઇએ છીએ, તેને સારું લાગે તેમ વર્તીએ છીએ, તેના ગયા પછી તેનો અવર્ણવાદ બોલીએ છીએ, આવો વ્યવહાર દંભ સિવાય બીજું શું છે ? આ જ પ્રમાણે બધા વ્યવહારોને તપાસી જુઓ. મનોવૃત્તિ સિવાય વચન તથા કાયાથી કરવામાં આવતી પ્રવૃત્તિઓને વ્યવહાર કહેવામાં આવે છે, અને જે પ્રવૃત્તિમાં મન ભળે છે તે નિશ્ચય વ્યવહાર કહેવાય છે.

વ્યવહાર બે પ્રકારના છે: એક સદ્‌વ્યવહાર અને બીજો અસદ્‌વ્યવહાર. સદ્‌વ્યવહાર આત્મવિકાસનું કારણ છે ત્યારે અસદ્‌વ્યવહાર આત્મવિનાશનું કારણ છે. અસદ્‌વ્યવહારમાં મનોવૃત્તિ ભળવાથી નિશ્ચિત વ્યવહાર થઇ જાય છે, તો પણ તેનાથી આત્મશ્રેય થતું નથી, ફક્ત આ જ લોકમાં લાભ મળી શકે છે. લોકોમાં પ્રમાણિકપણું વધે છે, વિશ્વાસનું પાત્ર બને છે અને કેટલેક અંશે પૌદ્‌ગલિક સુખનો સ્વાર્થ સાધી શકે છે. સદ્‌વ્યવહારથી પુન્ય બંધાય છે અને પરલોકમાં સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે અને નિશ્ચિત સદ્‌વ્યવહારથી કર્મની નિર્જરા થાય છે.

સદ્‌વ્યવહાર આત્મવિકાસ માટે કરવામાં આવે છે. અસદ્‌વ્યવહાર કેવળ આ લોકમાં સ્વાર્થ સાધવા માટે કરાય છે. સદ્‌વ્યવહારથી પુન્યબંધ અને પાપબંધ પણ થાય છે. સમજ્યા વગરનો સદ્‌વ્યવહાર પૌદ્‌ગલિક સુખોની ઈચ્છા રાખીને કરાય તો પુન્ય બંધાય અને આ લોકમાં જ વૈષયિક સુખોની અભિલાષા રાખીને અથવા માન–પ્રતિષ્ઠાને માટે કરવામાં આવે તો સદ્‌વ્યવહાર કેટલેક અંશે તુચ્છ વૈષયિક સ્વાર્થ તથા માન–પ્રતિષ્ઠાને સાધે ખરો, પણ સાથે સાથે અશુભ કર્મનો બંધ પાડે છે અને પરલોકમાં માઠી ગતિ આપે છે. સમ્યગ્‌જ્ઞાન-પૂર્વક મનોવૃત્તિ સહિત ઉપયોગપૂર્વકનો કેવળ આત્મવિકાસ માટે આચરેલો નિશ્ચિત સદ્‌વ્યવહાર કર્મની નિર્જરા કરીને મુક્તિ આપે છે. સમ્યગ્‌જ્ઞાન રહિત ઉપયોગ સહિતનો સદ્‌વ્યવહાર જો આત્મવિકાસ માટે કરાય તો કેવળ પુન્ય બંધાય અથવા તો શુભના ઉદયથી સમ્યગ્‌જ્ઞાન સહિત થાય તો આત્મવિકાસનું પણ કારણ બની શકે ખરો, પણ અસદ્‌વ્યવહારથી તો આત્મવિકાસ થઈ શકતો નથી, તેમ જ તે આત્મવિકાસનું કારણ પણ બની શકતો નથી. પરોપકૃતિને લક્ષમાં રાખી નિશ્ચિત અસદ્‌વ્યવહાર આચરાય તો પુન્ય બંધાય પણ નિર્જરા ન થાય. આ પ્રમાણે સંસારમાં વ્યવહાર સર્વવ્યાપી છે અને નિશ્ચય દેશવ્યાપી છે. સંસારમાં વ્યવહાર મુખ્ય છે અને નિશ્ચય ગૌણ છે. વ્યવહાર વગર નિશ્ચય રહી શકતો નથી પણ નિશ્ચય વગર વ્યવહાર રહી શકે છે. દેહાશ્રિત આત્માની જેમ વ્યવહારઆશ્રિત નિશ્ચય છે. નિશ્ચય–વ્યવહારનું સ્વરૂપ ઘણું જ ગહન અને સૂક્ષ્મ છે. ઉપર તો ઘણી જ અસ્પષ્ટ રેખા દોરી બતાવે છે. જેઓ સારી રીતે સંસારથી મુક્ત બનવા ઈચ્છતા હોય તેઓ જો અત્યારના અલ્પજ્ઞોએ બનાવી રાખેલો સદ્‌વ્યવહારાભાસ પાળે તો મુક્ત દશા મેળવવાને લાયક જ નથી. અત્યારના અલ્પજ્ઞ–કલ્પિત વ્યવહારને પાળવા જતાં આત્મવિકાસ–આત્મસંપત્તિથી વંચિત રહેવું પડે છે. પૂર્વના મહાપુરુષો પોતે દુઃખથી મુક્તિ મેળવીને નિત્ય સુખ તથા નિત્ય જીવન મેળવવાની ઇચ્છાવાળાને માટે જે કાંઇ વ્યવહાર બતાવી ગયા હતા તેને અત્યારના તુચ્છ પૌદ્‌ગલિક સુખના સ્વાર્થીઓએ ફેરવી નાખ્યો છે.

મુક્તિ મેળવવાને માટે પૂર્વપુરુષોએ બતાવેલો વ્યવહાર બિલકુલ સરળ હતો કે જેને જડ જેવા બિલકુલ નહિ ભણેલા એવા ચોર, ધાડપાડુઓ, જંગલના જડભરતોએ જાણીને આત્મ-શ્રેય સાધ્યું છે. દૃઢપ્રહારી, ચિલાતિપુત્ર, ઈલાચીકુમાર, પ્રભવ ચોર આદિ અનેક પુરુષો કેટલું ભણ્યા હતા? કયા કયા સૂત્રોનું અધ્યયન કર્યું હતું? અત્યારનો વ્યવહાર કેટલો પાળ્યો હતો? મહાપુરુષો કહી ગયા છે કે વસ્તુને વસ્તુરૂપે ઓળખી રાગ, દ્વેષ, કષાય વિષયથી મુક્ત થઇ જાઓ. જડને જડરૂપે ઓળખશો તો તમારો રાગદ્વેષ ઓછો થઇ જશે. જડને

આશ્રયીને તમે લાભના અંગે જ રાગદ્વેષ કરો છો તે જ્યારે તમને જડની સર્વ સુખ તથા લાભને માટે જડતા જણાશે કે તરત જ તમે જડનો સર્વથા ત્યાગ કરશો અને જડ પરની મમતા દૂર થશે કે તે જ વખતે અનેક પ્રકારના જડ તથા જડના વિકારોને મેળવીને તેના ધર્મના ઉપભોગની અભિલાષારૂપ આધિ દૂર થવાથી સાચી શાંતિ તથા સુખનો અનુભવ થશે. જડથી મનોવૃત્તિઓનું મુકાઇ જવાનું નામ મુક્તિ છે. હવે આ બાબતમાં અત્યારનો કેટલો વ્યવહાર કેટલો ઉપયોગી છે તે વિચાર કરવાથી જણાઇ આવે છે ઉપર લખેલ સ્વાધીનતા અને પરાધીનતા તથા નિશ્ચય વ્યવહારનું સ્વરૂપ જણાવવાનું પ્રયોજન એટલું જ છે કે અત્યારના સમયમાં વ્યવહાર પ્રમાણે વર્તવાથી સાચા ત્યાગીને આત્મશ્રેય-આત્મવિકાસમાં અંતરાયરૂપ અને ભોગીને માનસિક શાંતિ તથા નિશ્ચિંતતામાં અંતરાયરૂપ પરાધીનતા ભોગવવી પડે છે.

આત્મવિકાસ માટે કરવામાં આવતી પ્રવૃત્તિ તથા નિશ્ચિંતતા અને શાંતિ માટે કરવામાં આવતી પ્રવૃત્તિમાં અત્યારના અલ્પજ્ઞોનો વ્યવહાર વિઘ્નકર્તા થઇ પડ્યો છે.



# સ્નેહ એ દુઃખનું મૂળ છે

( ૩૯ )

સ્નેહની સાંકળથી સંકળાયલા જગતને સુખ ક્યાંથી હોઇ શકે ? સ્નેહ એટલે મારાપણાનું માન. આ માન સચેતન તથા અચેતનમાં પણ હોય છે. મારી માતા, મારો પિતા, મારી સ્ત્રી, મારો પુત્ર, મારો સ્નેહી–આ પ્રમાણે સચેતનમાં અને મારું ઘર, મારું ઘરેણું, મારું વસ્ત્ર, મારું ધન આદિ અચેતનમાં મમતા કરવી તે સ્નેહ કહેવાય છે. ફરક એટલો જ છે કે સચેતન વસ્તુમાં થએલી મમતા સ્નેહ–પ્રેમ તરીકે ઓળખાય છે, અને અચેતન વસ્તુની મમતા મોહ તરીકે ઓળખાય છે. સચેતન પ્રેમ બન્ને પક્ષમાં હોય છે. એક માણસ કોઈ બીજા માણસ અથવા પશુ ઉપર સ્નેહ કરે છે ત્યારે તેઓ તે સ્નેહ કરનાર ઉપર સ્નેહ રાખે છે, અથવા તો કોઇ કોઇ નથી પણ રાખતા; સ્નેહ રાખવાને બદલે ઊલટા હૃદયથી ધિક્કારે છે અને અચેતન વસ્તુ તો મૂળથી જ નિર્જીવ હોવાથી રાગ રાખનાર ઉપર રાગ રાખી શકતી જ નથી.

એકબીજાને પ્રતિકૂળ વર્તન તથા વિચારવાળા બે સ્નેહીઓનાં જીવન ક્લેશ, બળતરા, ચિંતા તથા શોકથી નિરસ બનેલાં હોય છે. દાંભિક પ્રવૃત્તિથી દુઃખી હોય છે. એકને અણગમતું બીજો કરે અથવા તો અંતર રાખે તો ઘણો જ ખેદ થાય છે, કારણ કે સ્નેહી માણસ તીવ્ર મોહથી જકડાએલો હોવાથી દાંભિક સ્નેહીને છોડી શકતો નથી એટલે તેને દુઃખ ભોગવવું જ પડે છે.

સ્નેહની ઓછાશને લઇને અથવા તો કોઈ પણ પ્રકારના સ્વાર્થના અંગે કહેવાતો સ્નેહી બીજાની સાથે સાચો અથવા કૃત્રિમ સ્નેહ કરે છે, અને સ્નેહીને અણગમતી પ્રવૃત્તિ કરીને સ્નેહીથી છુપાવે છે કે જે બાબતની જાણ થતાં સ્નેહીને દુઃખી થવું પડે છે, અને તે નિરંતર શલ્યની જેમ સાલ્યા કરે છે.

બન્ને સ્નેહીઓમાં ગાઢ સ્નેહ હોય, એક બીજાને અંતઃકરણથી ચાહતો હોય, સ્નેહની માત્રા એક સરખી હોય, એક હૃદય હોવાથી લેશ માત્ર પણ અંતર ન રાખતા હોય, છતાં તેઓ પણ કોઇ દુઃખથી મુક્ત નથી. આવા સ્નેહીઓનો વિયોગ એક બીજાને ઘણું જ દુઃખ આપે છે. એકને થએલી આધિ–વ્યાધિ, આપત્તિ–વિપત્તિ બીજાને અત્યંત દુઃખ તથા શોક ઉત્પન્ન કરે છે. એક બીજાને સુખમય જીવન ગાળતા જોવાની આતુરતાવાળા હોવાથી નિરંતર

ચિંતાવાળા રહે છે. કારણ પ્રસંગે બન્નેને જુદા રહેવાનો પ્રસંગ આવે તો બન્નેનાં દિલ અત્યંત દુભાય છે.

નિકટના સગાસંબંધીઓ સ્નેહથી જોડાય છે ત્યારે તો તેઓ ધાર્યા પ્રમાણે એક બીજાને મળી શકતા હોવાથી રોગ-શોકના પ્રસંગે નિરંતર નજીક રહેલા સ્નેહીઓ સ્નેહીની વેદના ન જોઈ શકવાથી હેરાન થાય છે, અને સગા તથા ન્યાતજાતના કોઈ પણ પ્રકારના સંબંધ વગરના સ્નેહીઓ તો કવચિત્ કદાચિત્ જ મળી શકે છે અને ધાર્યા પ્રમાણે ન મળી શકતા હોવાથી નિરંતર દિલગીર રહ્યા કરે છે. કોઇક વખત રોગશોકાદિનું કારણ બની આવે ત્યારે પણ ઇચ્છા પ્રમાણે ન મળી શકવાથી ઘણા જ ખેદવાળા રહે છે.

સંસારમાં સ્વાર્થી, મૂર્ખ તથા બનાવટી સ્નેહીની માત્રા અધિકતર જોવામાં આવે છે કે જે નિઃસંશય સંસારને દુઃખનું જ કારણ છે. પોતપોતાના ભિન્ન ભિન્ન સ્વાર્થોને લક્ષ્યમાં રાખીને મમત્વભાવ બતાવનારા, સ્વાર્થ ન સધાવાથી અથવા તો સ્વાર્થ પૂરો થવાથી આપત્તિ-વિપત્તિમાં પડેલા સ્નેહની ઓળખાણ પણ રાખતા નથી, જેથી સાચા સ્નેહી તરીકે ઓળખનારનાં ચિત્તમાં પુષ્કળ ક્લેશ થાય છે; કારણ કે જીવનમાં કડવા યા મીઠા પ્રસંગે ભાગ પડાવવાની આશાથી જ એકબીજાની સાથે મોહ-મમતાથી વર્તવામાં આવે છે; પરંતુ માયાળુપણું બતાવવાના પ્રસંગે અતડા પડી જાય છે ત્યારે નિરાશાની સાથે દિલગીરી ભોગવવી જ પડે છે.

વસ્તુસ્થિતિને ન સમજનારા મૂર્ખ સ્નેહીઓના જીવનમાં ક્લેશ કે પરિતાપ સિવાય શાંતિ કે સુખ જેવું કાંઈ પણ હોતું નથી. ભવિષ્યના પરિણામથી અનભિજ્ઞ-મૂર્ખ સ્નેહીના કદાગ્રહથી કોઈ પણ પ્રવૃત્તિમાં ઉતરનાર ડાહ્યા સ્નેહીને ઘણું જ શોષવું પડે છે. સ્નેહીની પરિસ્થિતિ સમજ્યા સિવાય મનગમતી વસ્તુ મેળવવાના આગ્રહથી સ્નેહીને કફોડી સ્થિતિમાં લાવી મૂકે છે, જેથી કરીને જીવન પર્યંત ક્લેશના ભાગી થવું પડે છે.

મૂર્ખ સ્નેહીમાં ડહાપણનો અંશ પણ ન હોવાથી મૂર્ખાઈભર્યાં કાર્યો કરીને પોતાની જાતને ખુવાર કરી નાખે છે, શારીરિક તથા માનસિક ઉપાધિઓથી પોતાના જીવનને બરબાદ કરી નાખે છે, જેની અસરથી સ્નેહીને અનહદ દુઃખ થાય છે.

સ્નેહનો ડોળ કરનારા બનાવટી સ્નેહીઓનાં અંતઃકરણ સ્નેહભીનાં ન હોવાથી સ્નેહી માનનારને શાંતિ આપી શકતા નથી. એવા બનાવટી સ્નેહીઓ ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી, છતાં સરળ સ્નેહી વિશ્વાસ રાખે તો છેવટે પશ્ચાત્તાપ કરવો પડે છે. બનાવટ વધુ વખત ટકી શકતી નથી. અંતમાં બનાવટનો રંગ ઊડી જાય છે અને સ્નેહીને હતાશ થવું પડે છે.

એકનિષ્ઠ સાચો સ્નેહ કરનારા સંસારમાં બહુ જ ઓછા હોય છે. આવા સાચા સ્નેહીઓ સ્નેહભીના હૃદયવાળા, એકનિષ્ઠ સ્નેહવાળા, વિશ્વાસનું પૂર્ણપાત્ર અને સરળ તથા અભિન્ન હૃદયથી ચાહવાવાળા હોવાથી તેમને કલ્યાણ, સુખી જીવન, અભ્યુદય, સદ્વર્તન આદિ ઇચ્છાઓથી ચિંતિત રહેવું પડે છે અને વિયોગથી ભયભીત રહેવું પડે છે. એકનિષ્ઠા વગરના અસ્થિર સ્નેહવાળા સ્નેહીઓ ચંચળ વૃત્તિવાળા હોવાથી એક છોડી બીજે અને બીજે છોડી ત્રીજે

સ્થળે સ્નેહની જોડતોડ કરવાથી સ્નેહીને અત્યંત દુઃખ આપવાવાળા થાય છે. જ્યાં એકનિષ્ઠા નથી હોતી ત્યાં સ્નેહની માત્રા પણ ઘણી ઓછી હોય છે અને તે સ્નેહીની લાગણીઓને અત્યંત દુભાવવાવાળી હોય છે.

આ પ્રમાણે મનુષ્યજાતિનો પરસ્પર સ્નેહ, તે પછી એકપક્ષી હોય કે ઉભયપક્ષી હોય, સાચો હોય કે બનાવટી હોય, એકનિષ્ઠ હોય કે અનેકનિષ્ઠ હોય એકંદર બધા ય પ્રકારનો સ્નેહ દુઃખદાયી જ છે; માટે સુખ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્યોએ તો સ્નેહ કરતાં પહેલાં પરિણામને સારી રીતે વિચારી લેવું જોઇએ.

સંસારમાં માણસો માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ભાઇ, બહેન આદિના સંબંધથી જોડાએલા હોવાથી અમુક પ્રકારના વ્યવહારના અંગે તેમની સેવા કરવી, સહાનુભૂતિ બતાવવી, તેમના સુખદુઃખમાં ભાગ લેવો ઇત્યાદિ બાબતોમાં પોતાની ફરજ બજાવતાં પ્રેમ કે રાગને સ્થાન આપવું પડે છે અને તે પણ પરિણામે દુઃખદાયી નિવડે છે; છતાં સંસારના બંધનોમાંથી ન છૂટનારને ફરજિયાતપણે તે ભોગવવું પડે છે. જેમને આ દુઃખ અસહ્ય થઇ પડે છે તેઓ તે સંસારના બંધનોમાંથી મુક્ત થઇ જાય છે.

ગુણાનુરાગ પણ એક પ્રકારનો રાગ છે અને તે પણ દુઃખના પરિણામવાળો છે, છતાં કાંઇક આત્મકલ્યાણ કરવાવાળો હોવાથી તે ગ્રાહ્ય છે. આત્મિક ગુણોનો અનુરાગ તો પરિણામે દુઃખદ હોવા છતાં પણ આત્મિક ગુણો પ્રગટ કરવામાં અદ્વિતીય સહાયક છે માટે ગ્રાહ્ય જ છે. અને પરોપકાર, સજ્જનતા આદિ ગુણોનો અનુરાગ પણ કાંઇક સ્વાર્થગર્ભિત તથા દુઃખદ હોવા છતાં પણ માણસોમાં અવગુણોને પ્રવેશ કરતાં અટકાવે છે, માટે તે પણ કેટલેક અંશે ગ્રાહ્ય છે.

ધન, હાટ, હવેલી, વસ્ત્ર, ઘરેણાં આદિ અચેતન વસ્તુઓનો મોહ માણસોને નિરંતર દુઃખદાયી નિવડે છે; કારણ કે જડ વસ્તુઓ ક્ષણિક હોય છે અને તે ક્ષણે ક્ષણે બદલાતી રહે છે, માટે આવી વસ્તુઓનો મોહ તો પ્રતિક્ષણે દુઃખ ઉત્પન્ન કરે છે. માણસો સુખના હેતુથી જડ વસ્તુઓ ઉપર મમતા રાખે છે, પરંતુ તે જડ વસ્તુઓ સડી જવું, બદલાઇ જવું આદિ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તતી હોવાથી સુખના બદલે દુઃખ જ આપે છે, માટે જડ વસ્તુઓ ઉપરનો મોહ દુઃખદાયી હોવાથી સર્વથા ત્યાજ્ય છે.

આ પ્રમાણે વિચાર કરતાં સચેતન હો કે અચેતન હો, સંસારમાં કોઇ પણ વસ્તુ ઉપર કરેલો રાગ, મોહ, પ્રેમ કે સ્નેહ એકંદર દુઃખદાયી હોવાથી આત્માર્થી વિકાસી પુરુષોએ ત્યાગવો જોઇએ. જે પુરુષોએ સ્નેહ છોડ્યો છે તેઓ જ સાચા સુખના ભાગી બન્યા છે, બાકી તો આખું ય જગત સ્નેહને અંગે દુઃખી થઇ રહ્યુ છે.



# સંયોગ–વિયોગ સુખદ નથી

(૪૦)

**સંસાર**ના સંબંધ માત્ર સ્વપ્નજાળ છે. જાગ્રતદશા–જ્ઞાનદશામાં જોઇએ તો કાંઇ જ નથી, સંસારના સઘળા જીવો સાથે અનેક ભવોમાં અનેક વખત અનેક પ્રકારના સંબંધોથી જોડાયા છીએ. જ્યાં સુધી સંસારમાં છીએ ત્યાં સુધી કૃત્રિમ અનેક પ્રકારના સંબંધોથી જોડાઇશું; માટે તત્ત્વજ્ઞ પુરુષોને હર્ષ કે શોક હોતો જ નથી.

આપણે જીવન, મરણ, યશ, અપયશ, સુખ, દુઃખ આદિની સઘળી વ્યવસ્થા અદૃષ્ટને સોંપી દીધી છે અને અદૃષ્ટ નિરંતર જીવાત્માનું વિરોધી હોય જ છે; એટલે તે ભાગ્યે જ જીવાત્માને અનુકૂળ થઇને ચાલે. દરેક બાબતમાં કાંઇક અનુકૂળતા જેવું દેખાડે પણ તે વાસ્તવિક અનુકૂળતા હોતી નથી. જીવ ભલે માની લે કે મને અદૃષ્ટ અનુકૂળ છે, અર્થાત્ હું પૈસે–ટકે કુટુંબ–પરિવારથી સુખી છું, પરંતુ આ બધું માનવું જાગ્રતદશાનું નથી.

અદૃષ્ટે જ મોહ, મમતા, મદ, અજ્ઞાનતા આદિનો કેફ પાઇને મનાવેલું છે, જેથી પરિણામે એ જ વસ્તુઓથી જીવાત્મા પોતાની સાચી વસ્તુઓ ખોઇ નાખીને દુઃખી થાય છે. જે વસ્તુઓથી જીવ આનંદ–સુખ માને છે તે જ વસ્તુઓથી જીવ દુઃખ માને છે. ફરક એટલો જ હોય છે કે સંયોગે સુખ અને વિયોગે દુઃખ, સંયોગમાં અદૃષ્ટની અનુકૂળતા અને વિયોગમાં પ્રતિકૂળતા. વિચારક જ્ઞાની પુરુષોને માટે તો સંયોગ માત્ર ખોટા છે; કારણ કે જે પરિણામે દુઃખરૂપ નિવડે તે સુખરૂપ કહી શકાય જ નહિ, અને તેથી કરીને જ જ્ઞાની પુરુષો કોઇ પણ પ્રકારના સંયોગને સારાં કે નબળાં સમજતા નથી. પણ સમભાવે રહીને સર્વ સંયોગોના અભાવને ઇચ્છવાવાળા હોય છે. તેઓ જાણે છે કે જ્યાં સંયોગ–વિયોગ છે ત્યાં જ સંસારના બીજ વેરાયેલાં છે. અનુકૂળ સંયોગ અને પ્રતિકૂળ વિયોગ અથવા પ્રતિકૂળ સંયોગ અને અનુકૂળ વિયોગ આદિની જે ભાવનાઓ છે તે એક પ્રકારની કર્મજન્ય વિકૃતિ છે. સંતપુરુષો આવી વિકૃતિઓના વિનાશ માટે જ ઉદ્યમવાળા હોય છે. જ્યાં સુધી આ વિકૃતિઓ નષ્ટ ન થાય ત્યાં સુધી જીવની પ્રકૃતિમાં અસ્વસ્થતા જ રહેવાની અને જ્યાં સુધી અસ્વસ્થતા છે ત્યાં સુધી જીવને સુખ અને આનંદ ક્યાંથી?

પોતાના માનેલા અનુકૂળ સંયોગોમાં અનેક વખત અવતરવા છતાં જીવ આનંદનો તો ભીખારી રહ્યો–આનંદ તથા સુખની કંગાળિયત તો મટી જ નહિ. આમ ને આમ અજ્ઞાનતાથી અનેક ભવોમાં રખડ્યો અને અનેક વખત જન્મમરણ કર્યાં તો ય કૃત્રિમ સંયોગનો વિયોગ થવાથી દુઃખી થાય છે. કેટલી અજ્ઞાનતા! અજ્ઞાનીઓને દેખાડવા માટે સંસારમાં મનાતી

ઇષ્ટ વસ્તુના વિયોગ વખતે દુઃખ મનાવતો હોય તો વાત જુદી જ છે તો પણ સંસારમાં તત્ત્વજ્ઞ વિચારક પુરુષો તરીકે પ્રસિદ્ધિ પામેલાને માટે તો ઉપરથી ખોટો ડોળ કરીને દેખાડવું તે અજ્ઞાની જનતામાં પણ ઉપહાસનું પાત્ર બનાવે છે, માટે જ્ઞાની પુરુષોએ તો કૃત્રિમ વસ્તુના સંયોગ-વિયોગ સમયે સમભાવે રહીને અજ્ઞાની સંસારને જ્ઞાનસ્વરૂપી બનાવવો જોઇએ.

સંગ્રહી રાખેલું ઔષધ વ્યાધિસમયે કામ ન આવે તો તે સંગ્રહ શા કામનો? કામપ્રસંગે સળગતો દીપક બૂઝાઈ જાય તો શા કામનો? વસ્તુતત્ત્વના જાણકારને તો જનતાને વસ્તુતત્ત્વ સમજાવવા સાવધાન રહેવાની અત્યંત આવશ્યકતા છે. આયુષ્ય કર્મનો ઉદય તે જીવન અને આયુષ્ય કર્મનો ક્ષય તે મરણ. સર્વથા અપુનર્બંધપણે આયુષ્યનો ક્ષય તે મુક્તિ. આ તત્ત્વના-રહસ્યના જાણકાર સુખ તથા આનંદના અભિલાષી પ્રાણીઓ તો સર્વથા આયુષ્યનો ક્ષય કરવાના પ્રયત્નવાળા હોય છે.

જીવનમાં જ દુઃખ રહેલું છે, કારણ કે જન્મ સિવાય જીવન હોતું નથી અને જીવન સિવાય મરણ હોતું નથી; માટે જ્યાં જન્મ મરણ છે ત્યાં દુઃખ રહેલું છે. જીવના સ્વ-સ્વરૂપ જીવન કે જે જન્મમરણના સર્વથા નાશથી પ્રગટે છે અને કૃત્રિમ જીવન-મરણસ્વરૂપ જીવન-થી સર્વથા ભિન્ન સ્વરૂપવાળું છે, અથવા તો જન્મ મરણના નાશરૂપ કારણનું કાર્ય છે તે જ જીવનમાં અનંતું સુખ તથા અનંતો આનંદ રહેલો છે. બાકી તો સંસારી આત્માઓને ભ્રમણ કરવાને માટે મળેલા કર્મજન્ય જીવનમાં સુખ તથા આનંદનો લેશ પણ હોતો નથી; માટે મહાપુરુષો આવા જીવનની પરવા રાખતા નથી અને સાચા જીવનની પ્રાપ્તિ માટે સમગ્ર કર્મ, જીવનને અર્પણ કરી દે છે.

જીવને જીવનો સંયોગ થતો નથી પણ જડનો સંયોગ થાય છે. સંસારના સંયોગ માત્ર જડસ્વરૂપ છે અને એટલા જ માટે તે કૃત્રિમ હોવાથી તે સંયોગનું કાર્ય પણ કૃત્રિમ જ છે. કર્મથી આવરિત જ્ઞાનવાળો આત્મા કે જે અજ્ઞાની કહેવાય છે તે કર્મના કાર્યમાં મૂંઝાઇ જાય છે અને અનુકૂળતા તથા પ્રતિકૂળતાની ભ્રમિત ભાવનાથી પોતાને સુખી તથા દુઃખી માને છે. પોતાને નિર્માલ્ય, નિર્બળ, દીન, કંગાલ માની પોતાના અસ્તિત્વ માટે તથા પોતાના આનંદ અને સુખ માટે નિરંતર જડનો જ આભારી બન્યો રહે છે.

સંયોગ નિત્ય નથી. સંયોગ વિયોગસ્વરૂપ હોય છે, માટે જ જ્ઞાનીઓ સંયોગોને ઇચ્છતા નથી તેમ જ વિયોગને પણ ઈચ્છતા નથી; પરન્તુ સ્વરૂપરમણતાની સ્પૃહાવાળા હોય છે. અને તેથી સમતા, શાંતિ અને આનંદના ભોગી હોય છે. સંબંધોને આત્મા નથી જોડતો કારણ કે તે સ્વરૂપે હમેશાં સંબંધ વિનાનો હોય છે. આત્માઓના સંબંધો થતા નથી પણ જડના સંબંધ થાય છે. જડાસક્ત-જડાધીન આત્મા માની લે છે કે મારો અમુક આત્માની સાથે સંબંધ થયો છે પણ તે એક પ્રકારની મિથ્યા ભ્રાન્તિ જ છે અને તે મિથ્યા ભ્રાન્તિને લઇને અત્યંત દુઃખ મનાવે છે. વાસ્તવિકમાં દુઃખ, સંયોગ, સંબંધ, ઈષ્ટ, અનિષ્ટ આદિ કોઇ પણ ભાવો સંસારમાં સ્વરૂપે સત્ય કે નિત્ય નથી; માટે વિચારક ડાહ્યા તત્ત્વજ્ઞ આત્માઓએ વસ્તુ-સ્થિતિને લક્ષમાં રાખીને આત્મસ્વરૂપ, સમતા, શાંતિ તથા આનંદાદિથી પરાઙમુખ ન થતા સ્વરૂપના વિકાસના માર્ગે વળવું જોઇએ.

★

# વિષયસુખ ઘણું જ મોંઘું છે

(૪૧)

માનવી માને છે તેટલું વિષયસુખ સસ્તું નથી. પાંચ પચીસ હજાર, પાંચ લાખ કે પાંચ કરોડની ઇચ્છાથી પણ અધિક વિષયસુખ ખરીદી શકાય છે એમ માનનારા ભૂલે છે; કારણ કે વિષયસુખ ભોગવવા બાગબંગલા, અનેક પ્રકારના ખાદ્ય તથા પેય પદાર્થો, વસ્ત્ર, ઘરેણાં, નાટક, સિનેમા આદિ અનેક વસ્તુઓની જરૂર પડે છે, અને તે ધનવાન ધનથી ખરીદી શકે છે પણ સુખ ખરીદી શકતો નથી, છતાં તેને પોતાની ઈચ્છા પ્રમાણે વાપરીને પોતે સુખ માને છે અને હું સુખી છું એમ જાણીને ઘણો જ આનંદ અનુભવે છે કે જે સુખ તથા આનંદ માણસને મિથ્યાભિમાનના પ્રમાણમાં હોય છે. તે માને છે કે મને મળેલી વસ્તુઓ બીજાની પાસે નથી એટલે તે દુઃખ ભોગવે છે અને મને મળી છે એટલે હું સુખ ભોગવું છું. આ બિચારો ગરીબ છે અને હું શ્રીમંત છું–આવા મિથ્યાભિમાનજન્ય સુખ તથા આનંદ માનવીને વધારે મત્ત બનાવે છે એટલે તેને સાચી વસ્તુ સમજાતી નથી, માનવી પૈસાથી માત્ર સુખના સાધન જ ખરીદી શકે છે, પણ સુખ ખરીદી શકતો નથી. સંસારમાં એવા ઘણા પ્રસંગો જોવામાં આવે છે કે–બંગલો બંધાવીને કે ખરીદીને, સ્ત્રી પરણીને, વસ્ત્ર–ઘરેણાં તૈયાર કરાવીને તેને ભોગવવા ક્ષણ પણ રહેતા નથી અને પરલોકમાં સિધાવી જાય છે, નાટક સિનેમા જોવા ગયા હોય ત્યાં જ આંખ મીંચાઇ જાય છે. ઈત્યાદિ અનેક બનાવોથી સ્પષ્ટ સમજાય છે કે પૈસાથી કેવળ સુખનાં સાધન ખરીદી શકાય છે; પણ સુખ નહિ.

વસ્તુસ્થિતિ એવી છે કે વૈષયિક સુખનાં સાધન ખરીદવાને માટે કીંમત પહેલી આપવી પડે છે અને વૈષયિક સુખ ખરીદવાને કીંમત પાછળથી સુખ ભોગવ્યા પછી આપવી પડે છે. અને વૈષયિક સુખ ભોગવનાર જીવોના પરિણામની વિચિત્રતાને લઇને કેટલાકની પાસે સાધન વધારે હોય છે અને સુખ થોડું ભોગવે છે, ત્યારે કેટલાકની પાસે સાધન થોડું હોય તો ય સુખ વધારે ભોગવે છે. સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીને પુન્ય કર્મના બળથી બહુ જ સારા પ્રમાણમાં સાધનો મળ્યાં હોય છે, છતાં તે વસ્તુઓનો અનાસક્તિભાવે જરૂરના પ્રમાણમાં ઉપયોગ કરે છે એટલે તે અત્યાનંદ માનતો નથી, તેમ જ સુખ સમજીને સાચા સુખ માટે ઉપેક્ષા કરતો નથીઃ માટે જ તે અલ્પ સુખ ભોગવે છે; કારણ કે તેની મનોવૃત્તિ વૈષયિક સુખથી વિરામ પામેલી હોય છે. ત્યારે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનીને વૈષયિક સુખનાં સાધનો થોડાં મળ્યાં હોય તો પણ અત્યંત આસક્તિ ભાવથી તેનો ઉપયોગ કરીને પોતે અત્યંત આનંદ તથા સુખ

અનુભવે છે. જે જીવ જેટલા પ્રમાણમાં પૌદ્‌ગલિક વસ્તુઓ વાપરતાં આનંદ તથા સુખ અનુભવે છે તેટલા પ્રમાણમાં જીવનના છેડે બધો હિસાબ કરીને તેની પાસેથી કીંમત લેવામાં આવે છે.

જેમ કોઇ માણસ રેસ્ટોરાં અથવા તો હૉટલમાં જઇને ખુરશી પર પોતાના પાંચ સાત ગોઠીઆઓને લઇને બેસી જાય અને રેસ્ટોરાંના માલિકને હુકમ કર્યે જાય કે–સાત કપ દૂધ લાવો, દશ કપ ચા, ચાર શેર શીખંડ, ત્રણ શેર પુરી, બશેર ચેવડો લાવો વગેરે વગેરે. આ પ્રમાણે બે ચાર કલાક સુધી ગોઠીઆઓ સાથે મોજ માણીને વિદાય થતી વખતે દુકાનદાર જ્યારે બિલ કરીને તેના હાથમાં મૂકે છે ત્યારે કીંમત આપવાને અશક્ત હોવાથી આશ્ચર્ય દર્શાવતી ફાટેલી આંખોથી તેના સામે જોઇને ધડકતે હૃદયે બોલી ઊઠે છે કે આટલા બધા પૈસા ? તેવી જ રીતે વિષયાનંદી જીવ ઈચ્છા પ્રમાણે અત્યંત આસક્તિથી સુખ ભોગવીને માનવદેહરૂપ રેસ્ટોરાંમાંથી વિદાય થાય છે ત્યારે વૈષયિક સુખના મૂલ્યમાં બધી સંપત્તિ આપી દઇને ભાવી ભવની વિપત્તિના આશ્રિત થવું પડે છે, તેથી તે ભોગવેલ સુખ કરતાં અનંતગણું દુ:ખ અનુભવે છે.

રેસ્ટોરાંમાં બધી જાતના માણસો આવે છે. કેટલાક સમજુ–ડાહ્યા ઉચ્ચ કુળના માણસો કોઇક પ્રસંગે બીજે જમવાની સગવડ ન હોવાથી આવા સ્થળોમાં જમવાનો પ્રબંધ કરે છે. તેઓ પોતાના નિત્યના રિવાજ પ્રમાણે જમીને ચાલતા થાય છે. તેઓ મોજશોખ કે આનંદની ખાતર જમવા આવતા નથી પણ જીવનવ્યવહાર જાળવવા પૂરતા જ આવે છે, ત્યારે કેટલાક ઓછી બુદ્ધિના પોતાને ત્યાં જમવાની સગવડ હોવા છતાં પણ કેવળ મોજશોખની ખાતર ભેગા થાય છે. તેમનું ભાન ઠેકાણે ન હોવાથી સ્વચ્છંદીપણે પરિણામ વિચાર્યા વગર વસ્તુઓનો ઉપયોગ કરે છે જેથી છેવટ ધન અને સ્વાસ્થ્ય બગાડીને માઠી દશા ભોગવે છે. આવી જ રીતે માનવ દેહમાં સમ્યગ્‌દૃષ્ટિ જ્ઞાની જીવ પણ આવે છે અને મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની પણ આવે છે. સમ્યગ્‌દૃષ્ટિ–જ્ઞાની વાસ્તવિક તથા અવાસ્તવિક સુખ તથા આનંદને સાચી રીતે જાણે છે. તેઓ સુખ તથા આનંદને આત્માના સ્વભાવ–ગુણ તરીકે માને છે, પણ જડાત્મક વૈષયિક વસ્તુઓના ભોગોપભોગથી ઉત્પન્ન થાય છે અને તેના વિયોગથી નષ્ટ થાય છે એમ માનતા નથી, એટલા જ માટે તેઓ જીવવાને ઉપયોગી જડાત્મક વસ્તુઓનો અનાસક્તિભાવે ઉપયોગ કરે છે, કારણ કે તેમનું ધ્યેય જીવવા પૂરતું જ હોય છે પણ તેમને મોજશોખનો સંકલ્પ સરખો ય હોતો નથી, જેથી તેઓ આત્મિક સ્વાસ્થ્ય બગાડનારી મોંઘી વસ્તુઓ વાપરતા નથી; ત્યારે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનીઓનું ધ્યેય તદ્દન જુદા જ પ્રકારનું હોય છે. તેઓ જડાત્મક–મનગમતી સુંદર વસ્તુઓના ઉપભોગ સિવાય આત્મસ્વરૂપ સુખને માનતા જ નથી. તેમને વૈષયિક વૃત્તિઓ પોષવારૂપ મોજશોખ સિવાય આનંદ કે સુખશાંતિ બીજે ક્યાંય પણ જણાતા નથી, માટે જ તેઓ નિરંતર વિષયેચ્છાથી રંગાયેલા જ રહે છે અને અજ્ઞાનતાથી સ્વચ્છંદીપણે ન આપી શકાય તેવી, પરિણામે અનંત દુ:ખસ્વરૂપ, મોંઘા મૂલ્યની, આત્મિક સ્વાસ્થ્ય બગાડનારી વસ્તુઓનો ઉપયોગ કરે છે, જેથી છેવટે અધોગતિમાં જઇને ભોગવેલા પૌદ્‌ગલિક સુખોનું મૂલ્ય ચુકવવારૂપ અનંત દુ:ખ સહન કરે છે અને જેટલા રસ તથા આસક્તિથી વૈષયિક સુખ ભોગવ્યું હોય છે તેનાથી અનંતગણું અનંતા કાળ સુધી વૈષયિક દુ:ખ ભોગવીને કીંમતનો બદલો વાળે છે.

વ્યવહારમાં વિષય શબ્દથી કેવળ સ્પર્શેન્દ્રિયના વિષય–રૂપ કે જેને મૈથુન–સંભોગ કહેવામાં આવે છે તે પ્રસિદ્ધ છે, પરંતુ એમ નથી. અહિં પાંચે ઇંદ્રિયોના વિષયોને વિષય તરીકે વર્ણવ્યા છે. વિષયાસક્તિ એટલે પાંચે ઇંદ્રિયોના વિષયોના ભોગોપભોગમાં તલ્લીનતા. શબ્દ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ આ બધાનો વિષયમાં સમાવેશ થાય છે, છતાં સ્પર્શેન્દ્રિયના વિષયરૂપ મૈથુનને–સંભોગને પ્રધાનતા આપવામાં આવી છે, કારણ કે બીજા વિષયો મૈથુન સેવનારને અત્યંત પ્રિય હોય છે અને તેનો સંભોગની આસક્તિ વધારવામાં છૂટથી ઉપયોગ કરવામાં આવે છે અર્થાત્ મૈથુન માટે તેનો ઉપયોગ કરાય છે. તે સિવાય તો બીજા વિષયોમાં પુદ્ગલાનંદી જીવોને આનંદ કે સુખ શાંતિથી મળી શકતા નથી. મૈથુનના ત્યાગી બ્રહ્મચારીને પ્રથમ તો બીજા વિષયોની રુચિ જ હોતી નથી અને કદાચિત્ કોઇને હોય છે, તો તે ઘણા જ થોડા પ્રમાણમાં હોય છે છતાં જ્યાં કાન તથા જીભના વિષયોમાં અત્યંત આસક્તિ જણાય છે ત્યાં નૈશ્ચયિક બ્રહ્મચર્ય તો હોતું જ નથી અને નૈષ્ઠિક બ્રહ્મચર્યની પણ સંભાવના ઓછી જ રહે છે. સંસાર સમૃદ્ધિનું અદ્વિતીય કારણ, બીજા વિષયોનું સંરક્ષક અને પ્રાયઃ સંસારપ્રિય હોવાથી વિષયાસક્તિ શબ્દથી સંસારમાં સંભોગસ્વરૂપ મૈથુનને જ ઓળખવામાં આવે છે. બાકીની ઇંદ્રિયોના વિષયોને દુનિયાનો મોટો ભાગ વિષય તરીકે માનતો જ નથી અને એટલા માટે જ આંખ, કાન, જીભ આદિના વિષયોમાં આસક્ત રહેનારને પુન્યશાળી માને છે. આવી માન્યતાવાળી દુનિયા પણ વ્યભિચારીને તો પાપી–અધર્મી તરીકે જ ઓળખવાની. ગમે તેટલો શ્રીમંત તથા બીજા વિષયોના સાધનવાળો કેમ ન હોય તો પણ વ્યભિચારીને તો તિરસ્કારની દૃષ્ટિથી જ જોવાની; માટે જ બીજા વિષયો કરતાં મૈથુનરૂપ વિષયની કીંમત વધારે હોવાથી બધા કરતાં તે ઘણું જ મોંઘું છે.

કાન તથા જીભનો વિષય પણ બીજા વિષયો કરતાં સસ્તો નથી. મૈથુનથી વિરામ પામેલાઓ માટે પણ આ બે વિષયોથી વિરામ પામવું સહેલું નથી. ત્યાગી હોય કે ભોગી હોય, પ્રાયઃ બધાયને આ બે વિષયોમાં અત્યંત આસક્તિ હોય છે. અને એટલા માટે જ બીજા વિષયો કરતાં આમાં વધારે રસ પડવાથી આનંદ તથા સુખનો અનુભવ પણ વધારે થાય છે; કારણ કે મૈથુન–વિષય દુનિયાની દૃષ્ટિમાં પાપકૃત્ય ગણાતું હોવાથી વ્યભિચાર સેવતાં માનવીને ભય તથા સંકોચ રહે છે, પણ કાન તથા જીભનો વિષય દુનિયામાં આવકારદાયક હોવાથી માનવી નિર્ભય તથા નિઃસંકોચપણે તેને પોષવા પોતાનાથી બનતું બધું કરે છે. અને જો દુર્જન તથા વ્યાધિ અંતરાય ન કરે તો સ્વચ્છંદપણે અદ્વિતીય આનંદ તથા સુખ ભોગવે છે. આ વિષયાસક્તિમાં ધર્મના બહાને ત્યાગ પણ જાળવી શકાય છે એટલે ત્યાગી પણ કાન તથા જીભના વિષયસુખને ભોગવી કૃતકૃત્યપણે આનંદ મનાવી શકે છે, માટે આ વિષયસુખની કીંમત બીજા વિષયો કરતાં કાંઈ ઓછી આપવી પડતી નથી, એટલે આ વિષયસુખ પણ કાંઈ સસ્તું નથી. જેઓ જીભના વિષયથી વિરક્ત જણાય છે તેઓ પણ મોટે ભાગે તો કાનની વિષયાસક્તિવાળા તો હોય જ છે. જીભના વિષયથી વિરક્ત જણાનારાઓમાં ઘણાખરા કાનની વિષયાસક્તિની તૃપ્તિ માટે કાંઈક જીભ પર કાબૂ રાખતા જણાય છે, તે તેમના કષાયના આવેશથી કળી શકાય છે. અને જનતામાં એવી ઉક્તિ સંભળાય પણ છે કે–તપસ્વીને ક્રોધ ઘણો હોય છે. આ પ્રમાણે વિચાર કરતાં કાનનો વિજય પણ ઘણો જ મોંઘો છે. કૃષ્ણ લેશ્યા-

વાળા પ્રદેશમાં ઘણા કાળ સુધી પરાધીનપણે અસહ્ય વેદનાઓ સહન કરવા છતાં પણ માથે ચઢેલું કાન તથા જીભના વિષયસુખનું દેવું પૂરું વાળી શકાતું નથી.

વિષયાસક્તિ હોય છે ત્યાં કષાય( રાગ–દ્વેષ )ની તીવ્રતા અવશ્ય હોય જ છે. કષાયની ઉદ્દીપક વિષયાસક્તિ છે. જેટલા પ્રમાણમાં કષાય હોય છે તેટલા જ પ્રમાણમાં વિષયાસક્તિ પાંચે ઇંદ્રિયોમાંથી કોઈ પણ હોય છે. જેટલે અંશે કષાય ઓછા હોય છે તેટલે અંશે વિષયાસક્તિ પણ ઓછી જ હોય છે અને એટલા માટે આનંદ તથા સુખનો અનુભવ પણ ઓછા વત્તા પ્રમાણમાં થાય છે. તેથી તેના મૂલ્યમાં પણ ફેર પડે છે. કષાયના ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમવાળાને અનાસક્તિભાવ પ્રગટ થાય છે. એટલે તેમને વિષયોમાં આનંદ કે સુખ જેવું કાંઇ હોતું નથી. જો કે કષાય તથા વિષય એક બીજાના આશ્રિત છે, પરસ્પર ગાઢ સંબંધ ધરાવે છે છતાં કષાય આધીન વિષય છે પણ વિષય આધીન કષાય નથી, કારણ કે કષાય (રાગ–દ્વેષ) સિવાય તો વિષયોમાં આસક્તિભાવ ઉત્પન્ન થાય નહિ, અને આસક્તિ સિવાય તો સુખનો પણ અનુભવ થાય નહિ. પાંચે ઇંદ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરે છે, છતાં જ્યાં સુધી કષાય ન ભળે ત્યાં સુધી આસક્તિના અભાવથી તે વિષય સંબંધી આનંદ કે સુખનો અનુભવ થતો નથી, કારણ કે પૌદ્ગલિક સુખ એટલે પુદ્ગલોના સંબંધથી થવાવાળી રાગપરિણુતિસ્વરૂપ આસક્તિ, રાગપરિણુતિ, આસક્તિ અને સુખ આ ત્રણેમાં નામનો જ ભેદ છે, બાકી એક જ વસ્તુ છે. ત્રણે માનસિક વિક્રિયા છે, માટે જ પૌદ્ગલિક સુખનો આસક્તિ ઉપર આધાર છે અને આસક્તિના પ્રમાણમાં સુખ વેદાય છે તે આસક્તિ રાગપરિણુતિના પ્રમાણમાં થાય છે. અર્થાત્ અનુકૂળ–મનગમતી વસ્તુમાં રાગ થાય છે ત્યાં આસક્તિભાવે સુખ વેદાય છે અને પ્રતિકૂળ–અણગમતી વસ્તુમાં દ્વેષ થવાથી ખિન્નભાવે દુઃખ વેદાય છે.

વૈષયિક સુખમા આસક્ત રહી આનંદ માનનારને આસક્તિના પ્રમાણમાં વૈષયિક સુખોનું મૂલ્ય આપવું પડે છે. પછી ભલે તે અનાસક્તિવાળાની દૃષ્ટિમાં તુચ્છ કેમ ન હોય. ક્ષીણ કષાયવાળો અનાસક્ત માણસ પૌદ્ગલિક વસ્તુમાં સુખ માનતો નથી એટલે તેને મેળવવાનો પ્રયાસ પણ કરતો નથી. તેને તો સાચા સુખની અભિલાષા હોય છે કે જે સુખ પોતાનું હોવાથી તેની કાંઇ પણ કીંમત આપવી પડતી નથી. જે સુખ તથા આનંદ માટે પારકી–જડ વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવે તેની કીંમત જરૂર આપવી પડે છે. અને એટલા માટે જ પુદ્ગલાનંદી વિષયાસક્ત જીવો તિર્યંચની તથા નારકીની ગતિમાં જઈને પરાધીનપણે પૌદ્ગલિક સુખનું દેવું ચૂકવી રહ્યા છે. પૌદ્ગલિક સુખ ભોગવતી વખતે આનંદ તથા સુખ માટે વાપરેલા પુદ્ગલોનું કર્મના ચોપડામાં ખાતું પાડી આપેલું હોય છે તે પ્રમાણે જીવનના છેડે સંખ્યાત, અસંખ્યાત તથા અનંત કાળ સુધી પરાધીનપણે દેવું વાળવા તિર્યંચની ગતિમાં અથવા તો સાગરોપમો સુધી નારકીની ગતિમાં રહીને પણ ભોગવેલ સુખની કીંમત ભરી આપવી પડે છે. તે સુખના પ્રમાણ કરતા સરખામણીમાં અસંખ્યાત, અસંખ્યાત તથા અનંતગણી વધી જાય છે તો પણ વિષયાસક્ત પુદ્ગલાનંદી જીવો અનાદિ કાળના અભ્યાસથી અનંતા કાળ સુધી અનંત દુઃખ સહન કરવા છતાં પણ વિષયસુખથી વિરામ પામતા નથી અને આસક્તિભાવે આત્મિક સુખ મેળવી સુખની દરિદ્રતા દૂર કરી શકતા નથી.

卐

# સુખી કેમ થવાય ?

(૪૨)

**માન**વીને સુખ જોઇએ છે પણ સ્વાધીનતા જોઇતી નથી તે કેમ બને ? સ્વાધીનતા વગર તો સુખ મળી શકે જ નહિ. પૌદ્ગલિક સુખ હોય કે આત્મિક સુખ હોય પણ માનવી જ્યાં સુધી સ્વાધીન નથી ત્યાં સુધી તો તે કોઈ પણ પ્રકારે સુખી હોઈ શકતો જ નથી; છતાં પરાધીન હોઇને પણ જે પોતાને સુખી માને છે તે પોતાને શ્રીમંત માનનાર ભીખારીના જેવો છે. સુખ અને સ્વાધીનતા બંનેમાં નામનો જ ફરક છે, અર્થનો નથી. કેટલાકનું માનવું છે કે ધન–સંપત્તિ સારા પ્રમાણમા મળી હોય તો સ્વાધીન બની શકાય છે અને તેથી માનવી સુખી થઇ શકે છે, પણ આવું માનનારાઓ મોટી ભૂલ કરે છે, કારણ કે ધન–સંપત્તિ સારા પ્રમાણમાં મળ્યા પછી માનવી પોતાની થોડીઘણી સ્વાધીનતા પણ ખોઇ નાંખીને વધારે પરાધીન બને છે. માનવી ગરીબમાથી શ્રીમંત બને છે અને જ્યારે ગરીબ હોય છે ત્યારે તેને જીવનનિર્વાહ પૂરતાં સાધન મેળવવાની ઇચ્છા હોવાથી શ્રીમંતો કરતાં ઘણી જ ઓછી જરૂરિયાત-વાળો હોય છે અને તેથી તે સ્વાવલંબી પણ હોય છે જેને લઇને તેને બીજાના આશ્રિત બનવું પડતું નથી એટલે તે મોટે ભાગે સ્વાધીન હોવાથી સુખી હોય છે. પણ જ્યારે તેની પાસે પુષ્કળ ધન થઈ જાય છે ત્યારે તે પોતાની નબળી સ્થિતિનું ભાન ભૂલીને પોતાને સુખી માનનારા અજ્ઞાની શ્રીમંતોની પ્રવૃત્તિ તરફ લક્ષ આપીને તેમનું અનુકરણ કરે છે એટલે તે વધારે પરાધીન બનીને દુઃખ ભોગવવા છતાં પોતાને સુખી માને છે. મૂર્ખ શ્રીમંતો જડાસક્ત હોવાથી પુન્યકર્મથી મેળવેલી સંપત્તિ વૈષયિક સુખનાં સાધનો બનાવવામાં વાપરે છે. પાંચે ઈન્દ્રિયોને ગમે તેવા બાગ, બંગલા, વસ્ત્ર, આભૂષણો, મિષ્ટાન્ન આદિ વસ્તુઓ વધારે આસક્તિભાવ ઉત્પન્ન થાય તેવી બનાવીને વધારે સુખી હોવાની ભ્રમણાથી ધનમદને આધીન થયેલા દુઃખગર્ભિત સુખથી આત્માની પરાધીનતાને વધારે પુષ્ટ બનાવે છે. જડાત્મક ક્ષણિક વસ્તુઓ નિરંતર એક રૂપે રહી શકતી નથી. મોહના દબાણથી તેમાં માનેલી સુંદરતા પ્રત્યેક ક્ષણે નષ્ટ થતી જાય છે અને જડ વસ્તુનો અસુંદર ભાવ પ્રગટ થતો જાય છે જેથી માનવી પરિણામે કલેશ, ગ્લાનિ તથા દુઃખનો અનુભવ કરે છે તોય મૂઢ માનવી તે વસ્તુને પાછી સુંદર બનાવી તેનાથી નષ્ટ થયેલું સુખ પાછું મેળવવાના પ્રયાસમાં જ પોતાનું કીંમતી જીવન વેડફી નાંખે છે, છતાં સફળતા મેળવી શકતો નથી. મૂર્ખ શ્રીમંતો સ્વાધીનતાનો નાશ કરનાર અને જીવનમાં નિરુપયોગી એવા હાટ, હવેલી, બાગ, બંગલા, મોટર, ચાકર વગેરે સાધનો વસાવીને તેના ગુલામ–દાસ બનવા છતાં પણ જો પોતાને સ્વાધીન તથા સુખી સમજતા હોય

તો તેમનું ડહાપણ ન કહેવાય. ખાવાને ધાન્ય, રહેવાને મકાન, પહેરવાને વસ્ત્ર, કામ કરવાને હાથ, ચાલવાને પગ વગેરે સુખે જીવવાનાં સાધનો હોવા છતાં પણ મૂઢ માનવી મૂર્ખ શ્રીમંતોની જીવનપદ્ધતિ જોઈને પોતાને દુઃખી માને છે. અનીતિ તથા અધર્મ કરીને પણ ધન મેળવે છે. પછી પોતે પણ 'હું શ્રીમંત છું એટલે સુખી છું,' તેની જનતાને પ્રતીતિ કરાવવા જડાત્મક વસ્તુઓ બનાવીને, અજ્ઞાનીઓની પ્રશંસા સાંભળીને મિથ્યાભિમાનથી ફૂલાય છે અને પોતાનું કીંમતી જીવન, બંગલા, મોટર આદિ જડ વસ્તુઓ તથા નોકર-ચાકર આદિને સ્વાધીન કરી દે છે જેથી પોતે સ્વતંત્રપણે જીવી પણ શકતો નથી, કારણ કે બાગ-બંગલા આદિ નાશ પામવાથી તથા નોકર-ચાકર નાશી જવાથી પરાધીનતા તેના પ્રાણ હરી લે છે. હાથ-પગ, આંખ-કાન આદિ કુદરતી સાધનો હોવા છતાં પણ ધનવાન લૂલા-બહેરા-આંધળા બનીને અપંગ માણસોની પંક્તિમા ભળે છે છતાં પોતે સુખી હોવાનો દાવો કરે છે તે તેમની બુદ્ધિની નબળાઈ જ સૂચવે છે. ધનના મદથી પૂજ્ય, સેવ્ય તથા માનનીય મહાપુરુષો અથવા તો ગુણવાન-ડાહ્યા સજ્જન પુરુષોનો ભેટો થાય તો તેમનું ઉચિત ન જાળવવું, દુઃખી માણસોની દશા આંખોથી જોવા છતાં પણ આંધળા માણસોની જેમ અસર ન થવી, દુઃખીઓનો સાદ સાંભળવા કાન કામ આપી શકે નહિ, આપદ્ગ્રસ્તને આશ્વાસન આપવા જીભ કામ કરી શકે નહિ, ઘેરથી દુકાને જવું હોય તો પગ કામ આપે નહિ, વાહનની જરૂરત પડે, એક માઇલ પણ ચાલી શકાય નહિ તેમ જ પાશેર વજન પણ ઉચકી શકાય નહિ એટલે મજૂરની પણ જરૂર પડે-આ પ્રમાણે અપંગ દશા ભોગવતા ધનવાન પરાધીનપણે જીવન ગાળવા છતાં પણ પોતાને સુખી હોવાનો ડોળ કરીને નરી મૂર્ખાઇ જાહેર કરે છે. ધનના મદમાં વિવેક નષ્ટ થવાથી અવિવેકીપણાને લઇને આહાર-વિહાર તથા વ્યવહારમાં અવ્યવસ્થિત થવાથી ડૉકટર, વકીલ તથા સત્તાધીશોની આગળ નમીને ચાલવું પડે છે અને તેમના કહ્યા પ્રમાણે વર્તીને તેમની તાબેદારી ઉઠાવવી પડે છે; માટે જ સ્વાધીનતા મેળવવા ધનની ખાસ જરૂર નથી. ધન-સંપત્તિ તથા સ્વાધીનતાના સંબંધનો નિયમ નથી. ધન વગર પણ સ્વાધીનતા મેળવી શકાય છે. ધન હોય કે ન હોય પણ જેને સાચી સમજણ છે તે જ સ્વાધીનતા મેળવવાનો અધિકારી છે અને તાત્ત્વિક દૃષ્ટિથી સુખી પણ હોઈ શકે છે માટે સ્વાધીનતા મેળવવા સાચી સમજણની જરૂર છે પણ કેવળ ધનની નથી. સમજણ વગરનો માનવી પોતાની પાસે મમતા કરવાનું સાધન ન હોય તો ઘણું જ દુઃખ મનાવે છે અને અનેક પ્રકારનાં કષ્ટ વેઠીને પણ ધન-સંપત્તિ, બાગ-બગલા આદિ મેળવે છે. પછી તેની મમતા કરીને પોતે પોતાને સુખી માને છે. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે, સંસારમાં અણજાણ માનવીઓએ મમતામાં સુખ માન્યું છે. બાગ-બંગલા આદિ ભલેને પોતાના ઉપયોગમાં ન જ આવતા હોય તો પણ માનવીના મનમાં મારાપણાની બુદ્ધિ થવા માત્રથી જ પોતાને સુખી માને છે, નહિ તો બીજાની પાસે અઢળક ધન-સંપત્તિ તથા પૌદ્ગલિક સુખના સાધનો હોય છે તેને જોવાથી કે સાંભળવાથી અથવા તો બીજાની માલીકીની વસ્તુનો ઉપભોગ કરવાથી માનવી પોતાને સુખી માનતો નથી; કારણ કે તે જાણે છે કે આ વસ્તુ મારી નથી પણ પારકી છે. ભલે, અત્યારે આ વસ્તુ હું વાપરું છું પણ આવતી કાલે એનો માલીક જ્યારે માંગશે ત્યારે તેની વસ્તુ પાછી આપવી પડશે. આ પ્રમાણે મમતાનો

અભાવ હોવાથી વસ્તુ વાપરવા છતાં પણ પોતાની વસ્તુ જેટલું સુખ માનતો નથી. તે વસ્તુ સારી બને કે નષ્ટ થાય તેના માટે હર્ષ–શોક કરતો નથી. જો માનવી સાચી સમજણપૂર્વક વિચાર કરે તો પોતાની પાસે હોય કે બીજાની પાસે હોય પણ પૌદ્ગલિક વસ્તુ માત્ર પારકી છે, આત્મા તેનો માલીક–સ્વામી હોઇ શકતો જ નથી, છતાં તેમાં મારાપણાની બુદ્ધિ રાખવી તે અજ્ઞાનતા જ છે. મોહઘેલા માનવી માને છે કે–આ વસ્તુ મારી છે અને આ વસ્તુ મારી નથી, કારણ કે જે વસ્તુ પારકી છે તે છેવટે તેના સ્વામીને પાછી આપવી પડે છે પણ તે ભૂલે છે. પૌદ્ગલિક વસ્તુ કે જેને પોતાની માને છે તે પણ તેની નથી. છેવટે પૌદ્ગલિક વસ્તુને તો છોડી દઇને પુદ્ગલાસ્તિકાયને સ્વાધીન કરવી પડે છે. હાટ–હવેલી આદિ જેટલી જડાત્મક વસ્તુઓ છે તે નાશ પામીને માટીમાં મળી જાય છે માટે જ ક્ષણભંગુર જડાત્મક વસ્તુઓને પોતાની માની ખુશી થવું કે સુખ મનાવવું તે અજ્ઞાનતા જ છે.

બાગ–બંગલા આદિ જડાત્મક વસ્તુઓ સ્વભાવથી જ માનવીને સુખ આપી શકતી નથી અર્થાત્ જડાત્મક વસ્તુઓમાં એવો સ્વભાવ નથી કે તેને જોવા માત્રથી માણસ સુખી થઈ જાય. જો એમ હોય તો પછી માનવી પૌદ્ગલિક વસ્તુ મેળવીને તેના ઉપભોગથી પોતાને સુખી હોવાનું માને છે તેની જરૂર જ ન રહે અને બાગ–બંગલા, સ્ત્રી–પુત્ર, ધન–મોટર આદિ વસ્તુઓનો ઉપભોગ કર્યા વગર પણ ભોગ જેટલું સુખ મળી જવું જોઇએ પણ તેમ જણાતું નથી. એ વાત તો નિર્વિવાદ છે કે જડ વસ્તુઓમાં સુખ છે જ નહિ, છતાં અજ્ઞાની માનવી તે વસ્તુઓ વાપરીને માત્ર સુખનું અભિમાન ધરાવે છે માટે જ તે સુખાભાસ છે. પારકા બાગ–બંગલા આદિ વસ્તુઓ જોનાર માણસ પોતે તેનો સ્વામી ન હોવાથી મમતા કરી શકતો નથી માટે પોતે સુખી થવાને બદલે દુઃખી થાય છે. અર્થાત્ મોહાધીન અજ્ઞાની માનવીને તે વસ્તુઓ દુઃખ મનાવવામાં નિમિત્ત કારણ બને છે, તેથી તે વસ્તુઓના નાશની ઇચ્છા રાખે છે. સંયોગવશાત્ બીજાની પાસેથી તે વસ્તુઓ નાશ પામી જાય તો પોતે રાજી થાય છે. સંસારમાં મમતા વગરની અસ્વાધીન વસ્તુઓ માનવીને ઉપેક્ષા, ખુશી તથા દુઃખ ઉત્પન્ન કરે છે. પારકી વસ્તુ ગમે તેટલી સારી અને સુંદર હોય અને તે નાશ પામે કે વૃદ્ધિ પામે તેના માટે મમતાહીન બીજા માનવીને હર્ષ કે શોક થતો નથી, પણ તેના માટે ઉપેક્ષક રહે છે; કારણ કે તે મનમાં એમ માને છે કે આ વસ્તુ મારી નથી એટલે તેનું ગમે તેમ થાય તેમાં મારે શું? અને કેટલાકને તો તે વસ્તુ પોતાની ન હોવાથી દુઃખ થાય છે ત્યારે કેટલાકને તે વસ્તુ વાપરનાર ઉપર ઇર્ષ્યા થવાથી તે વસ્તુનો નાશ ઇચ્છે છે, અને તેની ધારણા પ્રમાણે થાય તો પોતે ઘણો જ ખુશી થાય છે. જેની પાસે ભોગોપભોગની વસ્તુ ન હોય તે તો કદાચ ભોગસંપન્ન વસ્તુવાળા માનવી પ્રત્યે ઇર્ષ્યા કરે અને તેનું અહિત ઇચ્છે; પણ પુન્ય કર્મના સંયોગથી પૌદ્ગલિક સુખની સામગ્રી મળવા છતાં પણ ઇતરની સુખ સામગ્રી જોઇને ઇર્ષ્યા કરવી, દુઃખ મનાવવું કે બીજાનું અહિત ઇચ્છવું તે મૂર્ખતા જ કહેવાય. એટલે કે ગરીબ માણસ તો શ્રીમંત પ્રત્યે પોતાની પુન્યની નબળાઇને લઇને ઈર્ષ્યા કરી તેનું અહિત ઇચ્છે, પણ પોતે સુખના સાધનવાળો હોઇને બીજા પ્રત્યે ઈર્ષ્યા કરવી તે માણસાઇ ન કહેવાય. બીજાનું સુખ જોઇને દુઃખી થવું અથવા તો સુખી માણસના સુખનો નાશ થવાથી તેને દુઃખી થતો જોઇને રાજી થવું તે અધમતા જ કહી શકાય.

શ્રીમંત કંગાળ બને, વિદ્વાન મૂર્ખ બને, રૂપવાન કુરૂપ બને, યશસ્વી અપયશ મેળવે અને બળવાન નિર્બળ બને તેથી કાંઈ બીજાને લાભ મળતો નથી તેમ જ તેનું કાંઈ પણ સુપરતું નથી, છતાં પ્રસન્ન મનવાળા થવું અને સંતોષ માનવો તે દુર્જનતા તો છે જ, પરંતુ તેનું બીજું પણ એક કારણ જાણવા મળે છે કે ધન, વિદ્યા, રૂપ તથા બળ આદિ વસ્તુઓ મેળવ્યા પછી માનવી મિથ્યાભિમાનમાં આવી જઈને ધન, વિદ્યા તથા રૂપ વગરના માણસોની અવજ્ઞા કરે છે, તેમની તરફ હલકી દૃષ્ટિથી જુએ છે અને તેમનો તિરસ્કાર કરે છે એટલે તેમની અંદર ઇર્ષ્યા ઉત્પન્ન થવાથી તેમનું અહિત ચિંતવે છે અને તેમને દુઃખી થતા જોઇને રાજી થાય છે. જો માનવી ધન, રૂપ, વિદ્યા તથા બળ આદિ વસ્તુઓ મેળવ્યા પછી સહુ સાથે મળીને ચાલે તો તેની પ્રત્યે કોઈ પણ ઇર્ષ્યા કરે નહિ અને તેનું અહિત પણ ઇચ્છે નહિ પણ તેમ બનવું કઠણ છે. કોઇક જ માણસ એવો હશે કે જેને ધન, સંપત્તિ આદિ મળ્યા પછી મિથ્યાભિમાન મૂંઝવે નહિ. મોહગ્રસ્ત માનવીને ફરજિયાત જડાત્મક વસ્તુઓના દાસ બનવું જ પડે છે અને તેથી તેને પરાધીનપણે કષાયોના આશ્રિત બનવું જ પડે છે. જ્યાં સુધી માનવી કામ–ક્રોધ, મદ–મોહ, લોભ તથા માયાને આધીન છે ત્યાં સુધી તે સાચું સમજી શકતો નથી અને તેથી તેને પૌદ્‌ગલિક સુખના સાધન મળ્યા હોય કે ન મળ્યા હોય તો પણ તે પરાધીન હોવાથી પરમ દુઃખી જ હોય છે. જેને વૈષયિક સુખના સાધન મળ્યા હોય છે તે વિષયવાસના પોષવાને માટે અત્યંત આસક્તિભાવથી તેનો ઉપયોગ કરીને કામ–ક્રોધાદિને પુષ્ટ બનાવે છે. જેમ જેમ વૈષયિક વસ્તુઓને વાપરે છે તેમ તેમ કામની અતિશય વૃદ્ધિ થતી જાય છે, કારણ કે કામ ઇચ્છારૂપ અને વિષયરૂપ એમ બે પ્રકારના હોય છે. ઇચ્છાઓ પૂરી ન થવાથી તથા વિષયમાં અતૃપ્ત માનવીના મનમાંથી ભોગોપભોગની ભાવનાઓ ભુંસાતી નથી, અને તેથી તેના ચિત્તમાં નિરંતર કલેશ રહ્યા કરે છે.

ઇચ્છા અને વિષય બન્ને એવી વસ્તુ છે કે જેનો છેડો નથી અને તૃપ્તિ પણ નથી, કારણ કે ઇચ્છાઓ કર્મજન્ય હોવાથી જડ વસ્તુઓની થાય છે. માનવીને પૌદ્‌ગલિક વસ્તુઓમાં સુખની ભ્રમણાથી વસ્તુઓ ઉપર રાગ હોય છે અને એટલા માટે જ તેને મેળવવાની ઇચ્છા કરે છે. પૌદ્‌ગલિક વસ્તુઓ પર હોવાથી તેને મેળવ્યા પછી તે હંમેશને માટે રહેતી નથી, જ્યારે તેનો વિયોગ થાય છે ત્યારે માનવીને દુઃખ થાય છે અને તેવી સુખની વસ્તુ મેળવવાની ને ચાહના રાખે છે. આ પ્રમાણે અનુકૂળ પૌદ્‌ગલિક સુખના સાધન મળે છે ત્યારે માનવી પોતાને સુખી માને છે અને તેનો વિયોગ થાય છે ત્યારે માનવી પોતાને દુઃખી માને છે અને તેથી જડાત્મક વસ્તુની ઇચ્છા પણ નિરંતર કાયમ રહે છે. જ્યાં સુધી અનુકૂળ પૌદ્‌ગલિક વસ્તુઓનો સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી મનુષ્યને વસ્તુઓ ઉપર રાગગર્ભિત મમતા હોય છે અને તેથી જ વસ્તુઓના રક્ષણ માટે તેને નિરંતર કાળજી રાખવી પડે છે; કારણ કે માનવીને જે વસ્તુની મમતા હોય છે તેને આધીન રહેવું પડે છે. સુખના સાધન તરીકે માનેલી જડાત્મક વસ્તુઓનો વિયોગ ન થવા દેવાને માટે અનેક જીવોનો સંહાર કરવો પડે છે તો ય તે વસ્તુઓનો છેવટે વિયોગ થાય જ છે અને જેટલો પોતાને સુખી માનતો હોય છે તેનાથી બમણો દુઃખી થાય છે.

અજ્ઞાનતાને લઇને માનવી પરાધીનતામાં સુખ અને સ્વાધીનતામાં દુઃખ માને છે, તેથી

સાચા સુખથી તે વંચિત જ રહે છે, માટે જ અનાદિ કાળથી મોહના દબાણને લઇને દુઃખને સુખ માની પરાધીનપણે દુઃખ ભોગવતા જડાસક્ત જીવોને સાચું સુખ મેળવવા માટે જ્ઞાની પુરુષોએ જડ વસ્તુઓનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો છે. જો પત્થરની ગાય દૂધ આપે તો જ જડ વસ્તુઓથી સુખ માની શકે માટે પૌદ્ગલિક વસ્તુઓની મમતા છોડી દઇને તેનો ત્યાગ કરવાની અત્યંત આવશ્યકતા છે. તે સિવાય તો સુખની ઇચ્છા પૂરી થઇ શકવાની નથી. પુદ્ગલાનંદી જીવોને જડાત્મક વસ્તુઓ છોડવી ગમતી નથી, કારણ કે તેઓ પર વસ્તુને છોડવામાં દુઃખ માને છે. તેમનું માનવું છે કે જેઓ ધન–સંપત્તિ, બાગ બંગલા આદિ વસ્તુઓને છોડવાનો ઉપદેશ આપી તેનો ત્યાગ કરાવે છે તેઓ અમને સુખથી વંચિત રાખે છે, પણ સાચી રીતે વિચાર કરવામાં આવે તો તેમને જણાશે કે તેઓ ભૂલે છે. જ્યાં સુધી પર વસ્તુનો ત્યાગ કરવામાં નહિ આવે ત્યાં સુધી સ્વાધીન બની શકાય નહિ અને સ્વાધીનતા સિવાય સુખ મળી શકે જ નહિ. એટલા માટે જ્ઞાની પુરુષો સ્વાધીન બનવાને, વારંવાર જડ વસ્તુઓને છોડવાનું કહે છે. તેમનો આશય સુખથી વંચિત રાખવાનો નથી, પણ દુઃખમાંથી છોડાવીને નિરંતરને માટે સુખી બનાવવાનો છે. જ્ઞાની પુરુષો જાતે અનુભવ કરીને જ કહે છે. તેમણે પર પૌદ્ગલિક વસ્તુઓ છોડીને આત્મિક–સાચું સુખ મેળવ્યું છે એટલે દુઃખને સુખ માની પરિણામે દુઃખ ભોગવતા જડાસક્ત જીવોને ત્યાગનો ઉપદેશ આપી સાચા સુખનો માર્ગ બતાવ્યો છે. સાચું સુખ તે જ કહેવાય છે કે જ્યાં કોઇ પણ પ્રકારની ઇચ્છાને અવકાશ નથી અને પરવસ્તુ મેળવવાનો ત્રાસ નથી, જે સુખને માટે કોઇ પણ વસ્તુની પરાધીનતા ભોગવવી પડે છે તે સુખ નથી પણ દુઃખ છે. પરવસ્તુનો સંયોગ હોય કે ન હોય, પણ બાહ્ય વૃત્તિથી કે આંતર વૃત્તિથી પરાધીનતા ભોગવવી તે જ સુખ છે, અને તે પરાધીનતાનું મૂળ કારણ મમતા છે. જ્યાં મમતા હોય છે ત્યાં પરાધીનતા અવશ્ય રહેલી જ હોય છે. બહારથી સગાંસંબંધી, ધન–સંપત્તિનો ત્યાગ કર્યો હોય પણ જો મનોવૃત્તિમાંથી મમતા ન છોડી હોય તો તે પરાધીન હોવાથી પરમ દુઃખી છે માટે તે ત્યાગી કહી શકાય નહિ, કારણ કે ત્યાગી પરાધીન હોતો નથી, માટે તે સાચા સુખનો અધિકારી છે અને જે સાચું સુખ ભોગવે છે, તેને મમતા અને તેથી થનારી પરાધીનતા હોતી નથી જેથી તે દુઃખોથી મુકાઇ જવા સ્વરૂપ મુક્તિ મેળવીને શાશ્વત સુખનો ભોક્તા થાય છે.



## દુઃખ ક્યાંથી આવે છે ?

( ૪૩ )

### દુનિયાને રાજી કરવા અપરાધી બની દુઃખી ન થાઓ

જડાસક્ત જગતને ખુશી કરવા, આનંદ પ્રાપ્ત કરાવવા જડભક્ત માનવસમાજ જડમા સુંદરતા આણવા નિરંતર પ્રયત્ન કરી રહ્યો છે. અનંતી પુન્યની રાશિ ખરચીને મેળવેલું માનવ જીવન અને અત્યંત કષ્ટે મેળવેલું ધન જડની સેવામાં વેડફી રહ્યો છે.

માનવી આનંદ મેળવવા જડને સુંદર બનાવે છે પણ તે સુંદરતાની પરીક્ષા જગત કરે છે. જો જગત માનવીની બનાવેલી સુંદરતાને પસંદ કરે તો જ તે સુંદરતા સાચી ઠરે છે. અને ત્યારે જ તે માનવીને આનંદ આપનારી થાય છે, પણ જે સુંદરતા જગતને આનંદ આપી શકતી નથી તે સુંદરતા બનાવવા જેણે ધન-જીવન ખરચીને પરિશ્રમ વેઠ્યો હોય તે નિષ્ફળ થાય છે, અને તેને આનંદ પણ મળી શકતો નથી; માટે પુદ્ગલાનંદી જીવોનો આનંદ જડાસક્ત જગતને આધીન છે.

જે જડની રચના આજે સુંદર લાગે છે તે જ રચના અમુક સમય જતાં અસુંદર લાગે છે. અર્થાત્ એક જ પ્રકારની રચના કાળાંતરે જગતની પ્રકૃતિને અનુસરીને પરિવર્તનશીલ થાય છે, અને તેને લઇને આનંદમાં પણ અસ્થિરતા ઉત્પન્ન થાય છે.

એક વખત વાડીઓ ગમતી, આજે બાગો ગમે છે, એક વખત ઈંટ-ચૂનો-માટી-લાકડાનાં બનેલાં છાપરાવાળાં ઘરો ગમતાં. અત્યારે સીમેન્ટ-લોઢું-કાંકરી-કેપચીથી બોકસીંગ ભરેલા ધાબાવાળા બંગલાઓ ગમે છે, એક વખત જાડાં કપડાં ગમતાં, અત્યારે ઝીણાં ગમે છે; એક વખત ભવાઇ ગમતી, અત્યારે નાટક સિનેમા ગમે છે, એક વખત શુદ્ધ વસ્તુઓથી ઘરે બનાવેલું સ્વચ્છ ભોજન ગમતું, અત્યારે હોટલોનું બનેલું અશુદ્ધ અને અભક્ષ્ય ભોજન ગમે છે; એક વખત પાઘડી ગમતી, અત્યારે ટોપી ગમે છે અને વખત વ્યતીત થતાં ઊઘાડું માથું, એક વખત ધોતીયાં ગમતાં, અત્યારે લેંઘા ગમે છે-આ પ્રમાણે જડ જગતમાં ફેરફાર થવાથી પુદ્ગલાનંદી જીવોને આનંદ મેળવવા ઘણી જ અગવડતા નડ્યા કરે છે. પૌદ્ગલિક આનંદના સાધનો હોવા છતાં પણ પ્રાણી પૌદ્ગલિક આનંદ મેળવી શકતો નથી. પુદ્ગલાનંદી સમગ્ર

સંસાર–દુનિયાને રાજી કરી, પોતે રાજી થવા તન–મન–ધનનો છૂટથી ઉપયોગ કરવામાં જરા ય કંજૂસાઈ કરતો નથી; કારણ કે ઉપર જોઈ આવ્યા તેમ જડાસક્ત જીવોને પૌદ્ગલિક આનંદ આધીન હોવાથી આનંદનું સાધન તૈયાર કરવામાં તેવા જીવોની સમ્મતિ લેવી પડે છે, અને તેમ કરવામાં તન–ધનનો પુષ્કળ વ્યય કરવો પડે છે. સંસારમાં ભ્રમણ કરતાં અનંતી પુન્યરાશિના યોગે માનવજીવન પ્રાપ્ત થયા પછી જેમને વિશિષ્ટ પુન્યોદયથી ધનસંપત્તિ મળે છે એવા પુદ્ગલાનંદી જીવો ધનનો વ્યય કરીને આનંદનાં સાધનો બનાવે છે. કેટલાક પુષ્કળ પૈસો ખરચીને એક બાગ બનાવ્યા પછી તેમાં એક બંગલો બંધાવે છે. અને પછી પસંદગી માટે વાસ્તુ તથા જમણુ કરે છે અને તે પ્રસંગે જનતાને નોતરી બધું ય દેખાડે છે. જો જનતાને પસંદ પડી જાય અને રાજી થઈને બાગ તથા બંગલાની મુક્ત કંઠે પ્રશંસા કરે તો બનાવનાર માલિક ખૂબ ફૂલાઈને અત્યંત આનંદ અનુભવે છે, પણ જો જનતા નાપસંદ કરી વખોડી કાઢે તો પછી તેને મનમાં ઘણો જ અણગમો થાય છે અને બંગલાને તોડી પડાવીને જનતાની પસંદગી-ને જાણનાર શિલ્પીને બોલાવીને ફરીથી નવીન બાગ–બંગલા તૈયાર કરાવે છે. કેટલાક લોકો સુંદર આભૂષણો જનતાને દૃષ્ટિગોચર થાય તેમ પહેરીને બહાર નીકળે છે. જો જનતાને આભૂષણો ગમી જાય ત્યારે તો પહેરનારને આનંદનો પાર નહિ, પણ જો જનતાને પસંદ ન પડ્યાં તો વધુ ધનવ્યય કરીને પણ જનતાને રાજી કરવા ફરીથી નવાં તૈયાર કરાવશે. કેટલાક જનતાને ખુશ કરવા કપડાં કરતાં શીવડામણના વધુ પૈસા ખરચીને પણ નવીન ઢબનાં કપડાં શીવડાવી જનતાને પહેરી દેખાડે છે. જો જનતાને આનંદ તો પોતાને પણ આનંદ અને જો જનતા નાખુશ તો પોતે પણ નાખુશ–આ પ્રમાણે ધનવાન માણસો જડાસક્ત દુનિયા જે જે વસ્તુઓ મેળવીને અથવા તો જેવા પ્રકારનાં આચરણો આચરીને આનંદ તથા સુખ માનતી હોય તે તે વસ્તુઓનો પુષ્કળ ધન ખરચી સંગ્રહ કરીને અને તેવા પ્રકારની આચરણા આચરીને પોતાને સુખી માની આનંદ અનુભવે છે.

જડાસક્ત સંસારનો એક જ ઉદ્દેશ હોય છે કે મોહક વસ્તુઓ બનાવી, સંસારને મોહ-ઘેલા બનાવીને પોતે આનંદ મેળવવો. વસ્તુને મોહક બનાવવા તેને ઘણી જ વિકૃત કરવી પડે છે. વસ્તુ વિકૃત બન્યા સિવાય મોહ–વિકાર ઉત્પન્ન થઈ શકતો નથી, અને એટલા જ માટે પુદ્ગલાનંદી જીવો શરીરને પણ વિકૃત બનાવે છે.

કોઈ મૂછો મુંડાવે છે તો કોઈ બાલ વધારે છે. તાત્પર્ય કે ધડ ઉપરના ડોકાના ભાગને અનેક પ્રકારના વિકાર યુક્ત બનાવે છે. પોતાના ભાષણને અને પોતાની ચાલને પણ વિકારવાળી બનાવે છે. છેવટે દૃષ્ટિ તથા હસ્તસંચાલન મોહક બનાવવા પ્રયત્ન કરે છે અને વિચારો પણ વિકારમય બનાવે છે.

ભોગી હો કે ત્યાગી હો, જડના દાસ બનેલા વિષયાનંદી જીવોને કાયિક, વાચિક તથા માનસિક ક્રિયાઓને વિકારી બનાવી દુનિયાને વિકારી બનાવ્યા સિવાય આનંદ તથા સુખ મળી શકતાં નથી. બીજાનો પોતાના ઉપર રાગ ઉત્પન્ન કરવામાં, અથવા તો ચિત્તનું આકર્ષણ કરવામાં તેમના વિચારો તથા વર્તનની અનુકૂળતા સાચવવી પડે છે, અને તેમ કરવામાં દરેક પ્રવૃત્તિઓને વિકારી બનાવી જીવન વિકારી બનાવવું જ પડે છે. પોતાની પ્રવૃત્તિઓની અનુ-

ફળતા, પોતાના પ્રત્યે થયેલા રાગ અને આકર્ષણના અંગે અનુભવાતો આનંદ ક્ષણિક અને દુઃખમૂલક હોવાથી પરિણામે ઝાંખો પડી જઇને વિલુપ્ત થઈ જાય છે, છતાં પુદ્ગલાનંદી જીવોને અનાદિ કાળના અભ્યાસથી તે જ ગમતો હોવાથી પુન્યબળથી મળેલ સાચું સુખ મેળવવાના સાધનોનો તેના માટે ઉપયોગ કરે છે.

શક્તિ હોય કે ન હોય તો પણ વ્યવહાર જાળવવા અર્થાત્ દુનિયાને સારું દેખાડવા માનવીઓને ઘણાં કષ્ટ વેઠવાં પડે છે. તદુપયોગી ધનના માટે અનીતિ તથા અધર્મ સેવવો પડે છે, કારણ કે પોતાના માનેલા સુખ તથા આનંદમાં આવતી અગવડતાઓ દૂર કરવા આ બધુંય કરવું પડે છે, કરવું પડશે, જવું પડશે, નમવું પડશે, વગેરે વગેરે ભાવશૂન્ય લૌકિક ફરજીયાત પ્રવૃત્તિઓ મન વગરની હોવાથી એક પ્રકારનો દંભ છે. અને તે પુદ્ગલાનંદી જીવોને પોતાના માનેલા સુખ તથા આનંદના માટે સેવવો પડે છે; તો પણ છેવટે આવા પ્રકારના સુખ આનંદ નષ્ટ થઇ જાય છે અને અધર્મ, અનીતિ તથા દંભ સેવીને કરેલા અપરાધોની સજા ઉભય લોકમાં ભોગવવી પડે છે, માટે સાચું સુખ–આનંદ જોઇતાં હોય તો પોતાની દરેક પ્રવૃત્તિમાં પ્રભુની સંમતિ લેવી. પ્રભુને ગમે તેમ કરવાથી અપરાધી બનાતું નથી, અને આવી પ્રવૃત્તિઓ સુખમૂલક તથા નિર્વિકારી હોવાથી પરિણામે સાચાં સુખ તથા આનંદના કારણભૂત બની સર્વથા દુઃખનો અંત લાવી શકાશે.



# દુઃખી જગત

(૪૪)

અનિયમિત અને અનિશ્ચિત જીવનમાં જીવવાના બે વિભાગ પાડી શકાયઃ એક સુખી અને બીજું દુઃખી. સુખની ભાવના અને માન્યતાના અનેક પ્રકાર છે તેવી જ રીતે દુઃખની ભાવના અને માન્યતાના પણ અનેક પ્રકાર છે; જેથી સુખી જગત અનેક પ્રકારનું છે અને દુખી જગત પણ અનેક પ્રકારનુ છે. સુખી જગત હમેશાં સુખી રહેતું નથી અને દુઃખી જગત હમેશાં દુ.ખી રહેતું નથી. જન્મથી લઈને મરણપર્યંતમાં અવારનવાર સુખદુઃખ આવે જ છે. ચોખ્ખા સુખમાં અને ચોખ્ખા દુઃખમાં કોઇ પણ સંસારી જીવ જીવતો નથી અર્થાત્ સુખમાં દુઃખનું મિશ્રણ રહેલું હોય છે અને દુઃખમાં સુખનું મિશ્રણ રહેલું હોય છે. કોઇને ધનનું સુખ હોય છે તો પુત્રનું દુઃખ હોય છે. કોઇને ધન અને પુત્રનું સુખ હોય તો શરીરનું દુઃખ હોય છે. કોઈ શારીરિક સુખી હોય તો ધનથી દુઃખી હોય છે. કોઇ ધનથી, પુત્રથી, શરીરથી સુખી હોય છે તો માનસિક દુઃખી હોય છે. સર્વ પ્રકારે સુખી અને સર્વ પ્રકારે દુઃખી એવા જીવનમાં કોઇ પણ જીવતું નથી. માનવી સુખે જીવવાનાં અનેક પ્રયાસ કરે છે, છતાં નિર્ણય કરી શકતા નથી કે કેવી રીતે સુખેથી જીવાય; કારણ કે સુખે જીવવાને સંસારે નિર્ણીત કરેલા સિદ્ધાંતને અનુસરીને પ્રયાસ કરનાર માનવી સફળતા મેળવવાની તૈયારીમાં હોય છે કે તરત જ સુખના સિદ્ધાંતનું પરિવર્તન થઈ જાય છે; જેથી કરીને માનવીને સુખ માટે ફરીને પ્રયાસ કરવો પડે છે. આવી રીતે સંસારી જીવો સુખના સિદ્ધાંતોને બદલતા રહેવાથી માનવી સુખેથી જીવવા કેવી રીતે નિર્ણય કરી શકે ? કારણ કે એક વખત જે પ્રયાસ પ્રવૃત્તિ અને પ્રાપ્તિમાં સુખ મનાતું હોય તેમા જ કાળાંતરે દુઃખ માનવામાં આવે છે અને જેમાં દુઃખ મનાતું હોય તેમાં જ કાળાંતરે સુખ મનાય છે; માટે જ માનવી સુખદુઃખનો નિર્ણય ન કરી શકવાથી અનિયમિત વ્યવસ્થાશૂન્ય જીવનમા જીવે છે. જેમણે પોતાના જીવનની વ્યવસ્થા કરી રાખેલી હોય છે તેમણે પણ વખત જતાં વ્યવસ્થા ફેરવવી પડે છે. આપણે નજરે જોઈ શકીએ છીએ કે સુખનું સાધન ધન ઉપાર્જન કરવાને કોઈ એક ધંધાની વ્યવસ્થા કરી રાખી હોય તો તે ધધામા ન ફાવતાં વખત જતાં એ વ્યવસ્થાને ફેરવવી પડે છે અથવા તો વિશેષ ધનની ઈચ્છાથી બીજા ધંધાઓ કરીને પણ વ્યવસ્થા ફેરવે છે. આવી રીતે માનવીઓ પોતાના આખા ય જીવનમાં એક સરખી જીવનવ્યવસ્થા રાખી શકતા નથી, જેથી મિશ્ર જીવનમાં જીવે છે. જો કે સુખમાં દુઃખ અને દુઃખમાં સુખ મિશ્રિત રહેલું હોય છે, છતાં જીવો દુઃખે જ જીવે છે, કારણ કે થોડુંક પણ દુઃખ ઘણા સુખને દુ.ખ-

મય બનાવે છે. માનવીને કેટલાક દુઃખના પ્રસંગો જેવા કેઃ નવ મહિના ગર્ભમાં રહેવું, જન્મવું, મરવું, ઇષ્ટવિયોગ અને અનિષ્ટસંયોગ વગેરે વગેરે નિર્ણીત કરેલા હોય છે તેવી રીતે સુખનો કોઈ પણ પ્રસંગ નિર્ણીત નથી. માનવીના જીવનની શરૂઆત દુઃખથી થાય છે અને અંત પણ દુઃખથી જ આવે છે. જો જીવનનો આદિ–અંત દુઃખસ્વરૂપ છે, તો પછી મધ્યમાં સુખ કેવી રીતે હોઈ શકે? કારણ કે કારણ અનુસાર કાર્ય થાય છે. ગર્ભથી લઈ જન્મપર્યંત જીવનનું કારણ કહેવાય છે અને તે કારણ દુઃખસ્વરૂપ હોવાથી તેના કાર્યરૂપ જીવનમાં સુખ માનવું તે એક ભ્રમણા છે અને જો તેને સુખ માનવામાં આવે તો પછી તેના કાર્યરૂપ મૃત્યુ પણ સુખસ્વરૂપ હોવું જોઇએ, પણ તે દુઃખસ્વરૂપ જોવામાં આવે છે, માટે જીવનનો કોઈ પણ એવો પ્રદેશ નથી કે જેમાં દુઃખ ન હોય.

ઇંદ્રિયોના સારાનરસા વિષયોની અસર થવાથી રાગદ્વેષના તીવ્ર પરિણામ થવા, સંયોગ-વિયોગની ઇચ્છાઓ થવી તે સુખ નથી પણ દુઃખ જ છે. જ્યાં સુધી વિકૃતિરૂપ સ્ફુરણાઓ થયા કરે છે ત્યાં સુધી પોતાને સુખી સમજી સંતોષ ધારણ કરનાર માનવી મોટી ભૂલ કરે છે, કારણ કે વિકૃતિ માત્ર દુઃખ જ છે. જીવનમાં કોઇ પણ ક્ષણ વિકૃતિથી ખાલી નથી; કારણ કે પ્રત્યેક સમયમાં મોહનીય કર્મના વિકારરૂપ ઉદય બન્યો જ રહે છે. મોહનીયના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ સિવાય પ્રકૃતિસ્વરૂપ સુખ પ્રાપ્ત થઇ શકતું નથી, કે જેને સાચુ સુખ કહેવામાં આવે છે. માનવીએ માનેલા સુખને જો તપાસીએ તો તે વિકૃતિ જ જણાય છે અને તે વિકૃતિ કર્મના ઉદયથી પૌદ્ગલિક વસ્તુના વિકારોના સંસર્ગથી ઉત્પન્ન થયેલી હોય છે અર્થાત્ એ વિકૃતિનું કારણ પૌદ્ગલિક વસ્તુના વિકારો છે. વિકૃતિ એટલે વસ્તુનું એક સ્વરૂપે ન રહેતાં ક્ષણે ક્ષણે પરિવર્તન થવું. આવાં પરિવર્તનશીલ વિકૃતિસ્વરૂપ સુખને ક્ષણિક, અસ્થિર અને અવાસ્તવિક કહેવામાં આવે છે. પ્રકૃતિસ્વરૂપ સુખ આવું હોતું નથી. તે શાશ્વતું, સ્થિર અને સાચું હોય છે. આવું સુખ મેળવનાર જ સાચો સુખી કહી શકાય. બાકી તો બધાં ય દુઃખને જ સુખ માની રહ્યા છે. વાસ્તવિક રીતે જો સુખદુઃખને જ તપાસીએ તો આત્માની પ્રકૃતિ તે સુખ છે અને જડના સંસર્ગથી થવાવાળી વિકૃતિ માત્ર દુઃખ છે, છતા માનવી કેટલીક વિકૃતિમાં સુખનો આરોપ કરે છે અને કેટલીક વિકૃતિમાં દુઃખનો આરોપ કરે છે, માટે જ આ સુખદુઃખ સાચાં નથી, પણ ભ્રમણા માત્ર છે અને તે માનવીની મિથ્યા કલ્પનાનું ફળ છે.

સુખને ઓળખી સુખે જીવી જાણનાર સ્વર્ગ અને મોક્ષનો અધિકારી બની શકે છે, પણ તે સાચું સુખ ઓળખાવું બહુ જ કઠિન છે. જીવો વિકૃતિમાં જ સુખ માનવાને ટેવાઇ ગયા છે. તેઓ પ્રકૃતિસ્વરૂપ સુખને સમજી શકતા નથી, જેથી તેમનું જીવન સુખમય બની શકતું નથી. ભલે, તેઓ પોતાને સુખી માને પણ તે તેમની એક અજ્ઞાનતા છે. કોઇ માનવી માને છે કે અમે સંસારમાં સુખી છીએ, પણ તે મિથ્યાભિમાન સિવાય બીજું કશું હોતું નથી. સંસારમાં માનવી માત્ર જો એકસરખી સ્થિતિવાળા હોય તો કોઈ પણ એમ ન કહી શકે કે હું સુખી છું. લાખવાળો હજારવાળાને જોઇને સુખીપણાનું અભિમાન ધરાવે છે અને કરોડવાળો લાખવાળાને જોઇને પોતાને સુખી માને છે. આવી રીતે વધારે ને વધારે સમૃદ્ધિ

વાળાઓ પોતાનાથી ઓછી સમૃદ્ધિવાળાને જોઈને સુખીપણાનું મિથ્યાભિમાન ધરાવે છે. તેમ જ નિરોગી હોય તે રોગીને જોઈને, રૂપવાન હોય તે કુરૂપવાળાને જોઈને, બળવાન હોય તે નિર્બળને જોઈને, વિદ્વાન્ હોય તે મૂર્ખને જોઈને, તેવી જ રીતે બીજી બાબતોમાં પણ પોતાનાથી ઓછી વસ્તુવાળાને જોઈને સંસારમાં સુખી માનવાની પ્રથા ચાલી આવે છે અથવા તો બીજી રીતે પણ જીવો પોતાને સુખી માનતા દેખાય છે. જેમકેઃ લાખવાળાને જોઈને હજારવાળો પોતાને એમ સમજીને સુખી માને છે કે આ પરમ ઉપાધિવાળો છે માટે દુઃખી છે, પણ તે પોતાને સમજાવવા પૂરતું છે; કારણ કે તેને પોતાને લાખ મેળવવાની ઇચ્છા છે પણ તે પૂરી ન થવાથી પોતાને સુખી માને છે. જો તે સંતોષવૃત્તિથી પોતાને સુખી માનતો હોય અને લાખ મેળવવાનો પ્રયાસ ન કરતો હોય તો કંઈક અંશે લાખવાળા કરતાં સુખી કહેવાય ખરો, નહિ તો વધારે સંપત્તિવાળાઓને જોઈને ઓછી સંપત્તિવાળાઓને પોતાને દુઃખી માનવાની પ્રથા સંસારમાં જોવામાં આવે છે. સાંસારિક જીવોએ કલ્પેલાં સુખદુઃખ આને જ કહેવામાં આવે છે કે જે ઉપર કહ્યા પ્રમાણે વિકૃતિસ્વરૂપ છે. હું સુખી છું એવું મિથ્યાભિમાનરૂપ વિકૃતિ તે સુખ અને 'હું દુઃખી છું' એવી દિલગીરી અને શોકરૂપ વિકૃતિ તે દુઃખ કહેવાય છે. આ સિવાય સંસારીઓના જીવનમાં પ્રકૃતિસ્વરૂપ સુખ તો જણાતું નથી.

જ્યાં સુધી જીવ કષાય અને વિષયને આશ્રિત હોય છે ત્યાં સુધી તે સુખી થઈ શકતો નથી, કારણ કે કષાય અને વિષય બન્ને પરવસ્તુ છે અને તેનો સુખ માટે ઉપયોગ કરે છે, છતાં દુઃખી થાય છે. જીવમાત્રની પ્રવૃત્તિ સુખને માટે હોય છે. જો તેને એમ જણાય કે અમુક પ્રવૃત્તિ કરવાથી દુઃખ થશે તો તે દિશામાં એક પગલું પણ ભરતો નથી; પરંતુ તે સુખને ન ઓળખવાથી પરિણામે દુઃખ મેળવે છે. સુખને માટે ક્રોધ, માન, માયા, લોભની જરૂર નથી તેમ જ રાગદ્વેષની પણ જરૂર નથી; છતાં સંસારમાં જીવો સુખી થવા એને સાથે રાખીને પોતાની પ્રવૃત્તિ કરે છે. જડ તથા જડના વિકારો જે વિષય કહેવાય છે તે જીવને માટે હોઈ શકે, પણ ઉપાદેય નથી, છતાં જીવ ઉપાદેય માને છે; એટલા માટે જ તેને કષાયો કરવા પડે છે. જો ઉપાદેયપણાની ઉપેક્ષા કરવામાં આવે તો પછી રાગદ્વેષ કરવાની જરૂર રહેતી નથી, કે જે રાગદ્વેષ એક દુઃખનું મૂળ કહેવાય છે. હેયને ઉપાદેય માનવું તે એક મિથ્યાજ્ઞાન કહેવાય છે. આ અજ્ઞાન જ્યાં સુધી હોય છે ત્યાં સુધી જીવ સાચા સુખને સમજી તેને મેળવી શકતો નથી. દેહાદિ જડ વસ્તુઓને આશ્રયીને જીવને મિથ્યાભિમાન થાય છે કે જેને લઈને ક્રોધ કરવો પડે છે. જેમાં અંશ માત્ર પણ સુખ હોતું નથી, કારણ કે આ બન્ને દ્વેષસ્વરૂપ છે, કે જે માત્ર દુઃખનું નામાંતર છે. ગમતી વસ્તુને વધુ ને વધુ મેળવવા આકાંક્ષા રાખવી તે લોભ કહેવાય છે અને વધુ વસ્તુ મેળવવાની આકાંક્ષા પૂરી કરવા માયા કરવામાં આવે છે. આ બન્ને રાગનાં અંગ છે. તે કદાપિ સુખની પ્રાપ્તિ કરાવી શકતાં નથી.

સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર મેળવવા માટે કષાયની જરા ય જરૂર નથી. શાંતિ, સુખ, આનંદ મેળવવા માટે જડના વિકારરૂપ વિષયોની જરૂર નથી. જીવો દેહ તથા તેની સાથે સંબંધ ધરાવનાર બીજા જડ પદાર્થો માટે કષાય કરે છે અને વિષયનો ઉપભોગ પણ દેહના-માટે કરે છે અને તે એક જ જીવન માટે કરવામાં આવે છે. ભાવી જીવનમાં જીવને તેનાં માઠાં ફળ સિવાય બીજું કશું ય મળતું નથી. દેહને આશ્રયીને કરવામાં આવતી દરેક પ્રવૃત્તિનું

પરિણામ માઠું જ હોય છે અને તે જીવને ભાવી અનેક જીવનમાં ભોગવવું પડે છે. જે જીવનમાં કષાયો કરવામાં આવે છે, તે જીવનમાં પણ તે દુઃખ આપનારાં હોય છે. આત્માને આશ્રયીને કરવામાં આવતી દરેક પ્રવૃત્તિ જીવોને લાભદાયી નીવડે છે. સમજીને સાચી રીતે કરવામાં આવતી પ્રવૃત્તિ આત્માનો વિકાસ સાધી શકે છે અને સમજ્યા વગરની પ્રવૃત્તિ જીવને પુણ્યબંધનું કારણ થવાથી ભાવી જીવનમાં પૌદ્ગલિક સુખ આપનારી થાય છે, છતાં તે પ્રવૃત્તિથી તત્ત્વદૃષ્ટિથી જોતાં દુઃખ જ થાય છે, પણ સંસારી જીવોએ તેને સુખ માનેલું હોવાથી જીવ પોતે પણ સુખ માને છે. દેહ તથા આત્માની ભિન્નતા સાચી રીતે સમજ્યા વગર પોતાના કલ્યાણ માટે ધાર્મિક પ્રવૃત્તિ કરનારાઓ કષાયોનો ઉપયોગ કરે છે; પરંતુ આત્માને દેહથી ભિન્ન માનનાર માનવીઓની પ્રવૃત્તિમાં કષાયને અવકાશ મળતો નથી અર્થાત્ દેહને પોતાનું સ્વરૂપ માનનારની ધાર્મિક પ્રવૃત્તિ કષાયગર્ભિત હોય છે અને દેહને ભિન્ન માનનારની પ્રવૃત્તિકષાયથી મુક્ત હોય છે. કષાયો વિકાસના બાધક છે, પણ પુન્યના બાધક નથી. કષાયોથી સાચું સુખ મળતું નથી, પણ પૌદ્ગલિક સુખ મળી શકે છે. એટલે કે કષાય સહિતની ધાર્મિક પ્રવૃત્તિ પૌદ્ગલિક સુખ આપી શકે છે. કેવળ દેહને આશ્રયીને કષાય સહિતની પ્રવૃત્તિ તો એકાંતે દુઃખ જ આપે છે માટે જ આત્મિક ગુણો મેળવવામાં કષાયોની જરા ય જરૂર નથી. અનુકૂળ વિષયોથી જીવો એક જ જીવનમાં પૌદ્ગલિક સુખ મેળવે છે. તે પણ ઇન્દ્રિયોની સાથે વિષયોનો સંસર્ગ રહે ત્યાં સુધી જ હોય છે. તે વિયોગ થવાથી નષ્ટ થઇ જાય છે માટે તે સુખ નથી હોતું. વિષયોનો સંસર્ગ થતાં દુઃખમાં કાલ્પનિક સુખનો આરોપ કરવામાં આવે છે અને તે વિષયોનો વિયોગ થતાંની સાથે ઊડી જવાથી દુઃખ જ અનુભવે છે અને એટલા જ માટે અનુકૂળ વિષયોના સંસર્ગથી થવાવાળી વિકૃતિમાં સુખ માને છે અને પ્રતિકૂળ વિષયોના સંસર્ગથી થવાવાળી વિકૃતિમાં દુઃખ માને છે અથવા તો અનુકૂળ વિષયોના વિયોગથી થવાવાળા ક્લેશ, ઉદ્વેગ, દીનતા આદિ વિકૃતિને દુઃખ માને છે અને અનુકૂળ વિષયોના સંસર્ગથી થવાવાળા હર્ષ, આનંદ આદિ વિકૃતિને સુખ માને છે. દુઃખ કાયમ રહેવાવાળું હોય છે અને સુખ થોડો કાળ રહીને નષ્ટ થવાવાળું હોય છે. જે વખતે સુખ હોય છે તે વખતે પણ દુઃખ તો હોય જ છે પણ તે સુખ નીચે દબાઇ રહેલું હોય છે. આવી રીતે દુઃખની નીચે સુખ દબાઇને રહેલું હોતું નથી અર્થાત્ સુખ એ પણ એક દુઃખની જ અવસ્થા છે. સંસારમાં જેટલા પ્રકારનાં સુખ કહેવાય છે તે બધાં ય દુઃખના જ રૂપાંતર છે. સંસારમાં પોતાને સુખી માનનારાઓ બે પ્રકારના હોય છે : એક ઉપકાર કરીને સુખ માને છે જ્યારે બીજો અપકાર કરીને સુખ માને છે, અર્થાત્ એક રાગથી સુખ માને છે અને એક દ્વેષથી સુખ માને છે. કેટલાક જીવો કોઈ પણ પ્રકારની પોતાને મળેલી સંપત્તિના મદમાં આવી જઇને બીજાના ઉપર પોતાની સત્તા અજમાવી સ્વામી બનવા જતાં અથવા પોતાના વિચારો પ્રમાણે અનુકૂળ બનાવવા જતાં ફાવટ ન આવવાથી બીજા ઉપર દ્વેષબુદ્ધિ ધારણ કરી તેનું અનિષ્ટ કરવા હંમેશા ચિંતાવાળો રહે છે અને અનેક પ્રકારના પ્રયાસો કરે છે. કોઇક પ્રસંગે પ્રયાસમા સફળતા મેળવીને બીજાનું અનિષ્ટ કરીને પોતાને સુખી માને છે, તેમ જ પોતાના વર્તન, વિચાર અને કથનમાં વિરોધ કરનારને પોતાનું અપમાન કરનાર સમજીને તેના ઉપર દ્વેષ ધારણ કરે છે અને ફાવટ આવે ત્યારે તેના ઉપર અપકાર કરીને પોતે બહુ રાજી થઇને પોતાને બહુ સુખી માને છે. ત્યારે કેટલાક જીવો પ્રાણીમાત્રને પોતાના મિત્ર સમજે છે

અને ગમે તેટલું પોતાનું અનિષ્ટ કરીને અપરાધ કરવા છતાં પણ ક્ષમા આપી, તેમના ઉપર ઉપકાર કરી પોતાને સુખી માને છે. કેટલાક મનગમતી વસ્તુઓ ઉપર રાગ કરીને, તેને મેળવીને પોતાને સુખી માને છે ત્યારે કેટલાક અણગમતી વસ્તુઓ ઉપર દ્વેષ હોવાથી તેને નષ્ટ કરી પોતાને સુખી માને છે. આવી રીતે સંસારમાં પોતાને સુખી માનનારના અનેક પ્રકારો જોવામાં આવે છે; છતાં પરિણામ દુઃખના સ્વરૂપમાં દેખાય છે અર્થાત્ તેઓ સાચા સુખથી તો વેગળા જ હોય છે.



## દુઃખ ભોગવતી દુનિયા

( ૪૫ )

### આનંદની ભ્રમણાથી દુઃખ ભોગવતી દુનિયા

વસ્તુસ્થિતિથી અણજાણ દુનિયાનો આનંદ પરાધીન રહેલો છે. આ આનંદ મેળવવાને માણસોને ઘણું જ દુઃખ સહન કરવું પડે છે. જ્યા સુધી એક માણસની પ્રવૃત્તિ તથા કાર્યને બીજા માણસો રાજી થઇને વખાણે નહિ ત્યાં સુધી તેને આનંદ મળી શકતો નથી અર્થાત્ આનંદ મેળવવાનો આધાર અન્ય માણસોને આપણું કાર્ય ગમવા ઉપર રહેલો છે. આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આપણે જે કંઇ કરીએ છીએ તે બીજાને રાજી રાખવા માટે જ.

માણસને જીવનનિર્વાહ માટે બે વસ્ત્ર, શેર અનાજ અને રહેવાને સાધારણ મકાનની જરૂર ખરી, બાકી તો ધનસંપત્તિનો વધારો બિનઉપયોગી હોવાથી વ્યર્થ છે; કારણ કે ધનસંપત્તિના વધારાથી આયુષ્ય કે આરોગ્યતામાં વધારો થતો નથી. આમ હોવા છતાં પણ માણસો આનંદ મેળવવાની ખાતર અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને દ્રવ્ય ઉપાર્જન કરે છે અને પછી લોકને ગમે તેવી વસ્તુઓ તૈયાર કરવામાં તેનો ઉપયોગ કરે છે. લોકો મનગમતી વસ્તુઓ જોવાથી રાજી થઇને તે વસ્તુના માલીકના વખાણ કરે છે જેને સાંભળીને પોતે આનંદ માને છે.

ગરીબ માણસો સાદો ખોરાક અને સાદાં વસ્ત્રો મેળવવા પૂરતું ધન કમાવાની ચિંતાવાળા હોય છે. રોજના ખર્ચ પ્રમાણે ચાર–છ આના મળી ગયા કે પછી બાદશાહ. પોતાના ઝૂંપડામાં આનંદથી દિવસ તે પસાર કરે છે. એમને બાગ, બંગલા, મોટર આદિ મોજશોખના સાધનોની જરૂર રહેતી નથી. તેમ જ આ વસ્તુઓની સ્વપ્ને પણ ચાહના હોતી નથી, માટે આવા જીવો ઓછા કષ્ટે ઠીક ઠીક આનંદ મેળવે છે અને સુખે જીવે છે.

પુન્યના ઉદયથી જેમની પાસે જીવનનિર્વાહ કરતાં પૈસા વધી પડે છે ત્યારે તેઓ દુનિયાને રાજી કરીને આનંદ મેળવવા પ્રયાસ કરે છે. કેટલાક હજારો ખર્ચીને બાગ–બંગલા તૈયાર કરાવે છે અને તેમાં રહીને પોતાને સુખી માને છે, કારણ કે દુનિયાનો મોટો ભાગ આવી રીતે રહેનારને શ્રીમંત તથા સુખી તરીકે ઓળખે છે, અને ' ભાગ્યશાળી છે, સુખી જીવન ગાળે છે,' એમ જોનારાઓ વારંવાર પ્રશંસાના ઉદ્ગારો કાઢે છે, જેને સાંભળીને તેઓ અત્યંત આનંદ અનુભવે છે.

જડ વસ્તુઓમાં આનંદ માનવાવાળી પુદ્ગલાનંદી અજ્ઞાન દુનિયા અનીતિ તથા અધર્મનું આચરણ કરીને પણ મહાકષ્ટે મેળવેલ દ્રવ્યથી આનંદ મેળવવાને જનતાની માન્યતા તરફ વધારે ધ્યાન આપે છે. દરેક પ્રવૃત્તિમાં જનતા જેમ વર્તીને આનંદ માનતી હોય, પોતે પણ તેમ વર્તીને આનંદ મનાવે છે. રહેણીકરેણીમાં પૂરતું અનુકરણ કરીને પોતાને સુખી માને છે.

એક માણસ પ્રથમ ગરીબ હોય અને પછીથી પૈસા મેળવીને શ્રીમંત બન્યો હોય અથવા તો જન્મથી શ્રીમંત હોય તેના આનંદ તથા સુખ કાળને અનુસરીને પરિવર્તન થતી દુનિયાની પ્રવૃત્તિના અનુસાર પરિવર્તનશીલ હોય છે. એક વખતે ઓછા ખર્ચે અને ઓછી જરૂરિયાતે આનંદ અને સુખ મેળવતા હોય તો કાળના પરિવર્તનથી અન્ય વખતે સુખ તથા આનંદ મેળવવામાં ખર્ચ અને જરૂરિયાતો વધી પડે છે. જ્યારે આવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે ત્યારે જનતા, નીતિ તથા ધર્મ છોડી દઇને આનંદના સાધનભૂત દ્રવ્યને મહાકષ્ટે મેળવે છે. અનેક પ્રકારના વ્યવસાયો કરવા છતાં પણ જેમની પાસે વધી પડેલી જરૂરિયાત પૂરતા દ્રવ્યની અછત હોય છે તેમની પાસે આજીવિકા પૂરતું ધન, માનવજીવન, આરોગ્યતા, સ્ત્રી, પુત્ર, ભાઈભાંડુ આદિ પરિવાર અને આત્મશ્રેય માટે ધર્મનું સાધન હોવા છતાં પણ પોતાને દુઃખી માને છે.

પોતે સુખી હોય અથવા ન હોય, માથા ઉપર લાખોનું દેવું હોય, સ્ત્રી, પુત્ર આદિ સ્વજન-પરિવાર પ્રતિકૂળ હોય, તાણીતોસીને મહાકષ્ટે જીવનનિર્વાહ કરતો હોય તો પણ જનતાને 'અમે સુખી છીએ' એમ કહેવડાવી આનંદ મેળવવા અનેક પ્રકારના પ્રયાસો સેવે છે. ભલે પોતે નાણાંની અછતને લઇને પહોંચી ન વળતાં હોય છતાં નોકર, બાગ, બંગલા, મોટર વસ્ત્ર, ઘરેણાં વગેરેનો ઠાઠમાઠ બહુ સારી રીતે રાખે છે. જો એમ ન કરે તો જનતા તેમને દુઃખી-કંગાલ તરીકે ઓળખે, અને ઠાઠમાઠ રાખવા જોઇતાં નાણાં બીજાની પાસેથી મેળવી ન શકે તેથી માની લીધેલા આનંદથી વંચિત રહેવાનો પ્રસંગ આવે.

પૌદ્ગલિક સુખનાં સાધન ગમે તેટલાં કેમ ન મેળવ્યાં હોય, દેખીતી રીતે બાહ્ય સંપત્તિથી ભરપૂર કેમ ન હોય; છતાં જેને માનસિક સુખ નથી તે સુખી નથી, કારણ કે પૌદ્ગલિક સુખનો આધાર માનસિક સુખ ઉપર રહેલો છે. તૃષ્ણાને લઇને વ્યાપારમાં હજારોની રકમ રોકેલી હોવાથી, નુકસાનીની શંકા રહેવાથી, ગજા ઉપરાંત વ્યાપાર કરવાથી અથવા તો સ્વજનપરિવારની પ્રતિકૂળતા હોવાથી પુષ્કળ દેવાદાર થઇ જવાથી મનમાં અનેક પ્રકારની હોળી સળગતી હોય અને તે પછી બંગલામાં રહો, મોટરોમાં ફરો કે મિષ્ટાન્ન ખાઓ તો પણ સુખી થઇ શકતા નથી. જેથી આનંદના અભાવે દુઃખે જીવે છે. માનસિક દુઃખથી મુકાવાને માટે જ માણસો મોજશોખમાં પડી જાય છે, દેવું કરીને પણ મોજશોખની વસ્તુઓને મેળવે છે. સિનેમા, નાટક જોવાં, અનેક પ્રકારની રમતો રમવી, નિષ્કારણ ભેગા મળી તડાકા મારવા, ગોઠો ઉડાવવી, મુસાફરીએ નીકળી પડવું વગેરે વગેરે અનેક પ્રકારના પ્રયત્નો માનસિક દુઃખ ભુલાવવા માટે કરવામાં આવે છે, છતાં પરિણામે માનસિક દુઃખ ઘટવાને બદલે વધી પડે છે. જો દેવું કરીને મોજશોખ કરે તો પાછળથી દેવું ચુકાવવાની ચિંતા વધી પડે

છે અને જો પૈસા વાપરે છે તો છેવટે પૈસા પાછા મેળવવાની ચિંતા અને ન મેળવી શકાય તો કંગાળ બની જવાથી જીવનનિર્વાહ કરવાની ચિંતા.

સુખ મેળવવાને પ્રયાસ કરતી દુનિયાના બે વિભાગ પાડી શકાય છે : એક તો આત્મિક સંપત્તિ મેળવી સાચું સુખ તથા આનંદ મેળવવા પ્રયાસવાળી અને બીજી પૌદ્ગલિક સુખનું સાધન પૈસો મેળવી બનાવટી સુખ તથા આનંદ મેળવવા મથતી દુનિયા. આ બન્ને પ્રકારની દુનિયા પોતાનું ઇચ્છિત મેળવવા ભિન્ન ભિન્ન દિશામાં પ્રયાણ કરી રહી છે. પોતપોતાનું ઇષ્ટ સાધવાને બન્ને પ્રકારની દુનિયાને દુઃખ સહન કરવું પડે છે, છતાં આત્મિક સંપત્તિ મેળવવાવાળીને સાચું સુખ મળ્યા પછી દુઃખનો અંત આવી જાય છે. જેથી પછી કોઇ પણ કાળે દુઃખી થતી નથી અને પૌદ્ગલિક સુખના સાધન ક્ષણવિનશ્વર હોવાથી તેનાથી મળતા આનંદ તથા સુખ પણ ક્ષણવિનશ્વર હોય છે કે જે પરિણામે દુઃખના ઉત્પાદક બને છે અને તેથી પૌદ્ગલિક સુખને માટે દુઃખી થતી દુનિયા વૈષયિક સુખના અનુભવ પછી હમેશાં દુઃખી રહે છે. સંસારનો મોટો ભાગ પુદ્ગલાનંદી દુનિયાનું અનુકરણ કરવાવાળો હોય છે. આ દુનિયા જે પ્રવૃત્તિ કરીને પોતાને સુખી માની આનંદ મેળવતી હોય તે જ પ્રવૃત્તિ કરીને આનંદ મેળવવાવાળાની સંખ્યા સંસારમાં ઘણી છે, પણ આત્મિક સંપત્તિ મેળવી નિત્ય સાચું સુખ મેળવવાવાળી દુનિયાનું અનુકરણ કરવાવાળા તો બહુ જ ઓછા પ્રમાણમાં છે. પુદ્ગલાનંદી દુનિયાને ગમે તેમ વર્તીને તેમની પ્રશંસા દ્વારા આનંદ તથા સુખ મેળવવા જેટલા આતુર હોય છે તેટલા આતુર આત્માનંદીને ગમે તેમ વર્તીને તેમની પ્રશંસા દ્વારા આનંદ મેળવવાને હોતા નથી. આત્માના વિકાસસ્વરૂપ સાચો આનંદ મેળવવાવાળા માનવીઓ નિરંતર શ્રેયકારી પ્રવૃત્તિઓ કરે છે. કોઇ પણ પ્રકારે પરમાત્માની આજ્ઞાઓ ઓળંગીને અપરાધી ન બનાય તેમ વધારે સાવધાન રહે છે. વિકારી પુરુષોના વિચારો તથા વર્તન તરફ પૂરતું ધ્યાન આપે છે. તેમની પ્રશંસાનું પાત્ર બનીને પોતાને ભાગ્યશાળી માને છે. પોતાના વિચાર, વર્તન તથા ઉચ્ચ દશાના વખાણ સાંભળીને પરમ આનંદ અનુભવે છે અને છેવટે આનંદસ્વરૂપ બની જાય છે કે જે સ્વરૂપ આત્માનું જ છે. આ સ્વરૂપ મેળવવામાં પુદ્ગલાનંદી જીવોએ જે જડના અનુકૂળ સંયોગરૂપ વિષયોમાં સુખ માનેલું હોય છે તેનો પરિત્યાગ હોવાથી પુદ્ગલાનંદી જીવો આ આનંદસ્વરૂપ સુખને દુઃખ માને છે, પરંતુ નિત્યાનંદ સ્વરૂપને ઓળખનારા જડ વસ્તુઓના સંયોગને દુ.ખસ્વરૂપ સમજતા હોવાથી તેને ત્યાગવામાં સુખ માને છે પણ દુઃખ માનતા નથી. તેમ જ પુદ્ગલાનંદી જીવો તેમની પ્રવૃત્તિને વખોડે તો પણ ખેદ કરતા નથી.

સુખનું કારણ દુઃખ હોતું નથી પણ સુખ જ હોય છે. અને જો સુખના કારણને દુઃખ માનવામાં આવે તો તે સુખ નથી પણ દુઃખ જ છે. જો માટીથી વસ્ત્ર બની શકે તો જ દુઃખથી સુખ થઈ શકે, કારણ કે કારણના અનુસાર જ કાર્ય થાય છે. ભિન્ન કારણથી ભિન્ન કાર્ય ન બની શકે. સાચો આનંદ મેળવનારાઓ પ્રતિકૂળ જડ વસ્તુઓનો સંયોગ થવામાં કે અનુકૂળ વસ્તુઓને છોડવામા આનંદ-સુખ અનુભવે છે કે જે આત્મસ્વરૂપ નિત્યાનંદ તથા નિત્ય સુખનું કારણ છે. પ્રતિકૂળ વસ્તુઓના સંયોગમાં સુખ એટલા જ માટે માને છે કે

સાચા સુખને ઢાંકનાર અશુભ કર્મનો નાશ કરવાનું કારણ છે. એટલે તેઓ અશુભના ઉદયથી થતાં પ્રતિકૂળ સંયોગોને સુખનું કારણ માની આનંદ અનુભવે છે.

આત્મિક સુખ–આનંદ તથા પૌદ્ગલિક સુખ–આનંદ આ બન્ને પ્રકારમાં પૌદ્ગલિકને પ્રધાનતા આપનાર દુનિયા પૌદ્ગલિક વસ્તુઓ મેળવવા હમેશાં ચિંતાવાળી રહેવાથી માનસિક દુઃખોથી પીડાયા કરે છે. ઇચ્છિત વસ્તુ મળવા છતાં પણ અસંતોષ હોવાથી પોતાને અપૂર્ણ માનીને દુઃખી થાય છે. પ્રારબ્ધવશ લોભથી વધુ વસ્તુ મેળવવા જતાં મેળવેલી વસ્તુ પણ ખોઈ બેસે છે, જેથી વધુ દુઃખી થવાનો પ્રસંગ બને છે. તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં પૌદ્ગલિક સુખ તે દુઃખમાં સુખના આરોપ સિવાય સુખ જેવી કોઈ વસ્તુ જ નથી. પ્રયાસ કરવાથી ઇચ્છિત વસ્તુ મેળવનાર ક્ષણવાર સુખ માને પણ પોતાનાથી વધુ સંપત્તિવાળાને જોઈને તરત જ વધુ મેળવવાની ઇચ્છાને આધીન થવાથી, હતો તેવો પાછો દુઃખી થાય છે. કદાચ કંઇ મળ્યું હોય તેટલાથી સંતોષ માની લે તો પણ તે હંમેશાં વસ્તુ વપરાઇને જીર્ણ થવાથી ઓછી થવાથી કે નષ્ટ થવાથી પાછો દુઃખ જ અનુભવે છે. અને જેઓ વસ્તુને ન વાપરતાં રાખી મૂકે છે, તો પણ તેના સંયોગની અવધિ પૂરી થતાં કોઈ પણ નિમિત્તથી તેનો વિયોગ થાય છે અને છેવટે વસ્તુના સંઘરનારને દુઃખ થાય છે. પુદ્ગલાનંદી જીવો પૌદ્ગલિક સંપત્તિ મેળવનારને માન આપે છે, તેની પ્રશંસા કરે છે તેમાં પણ તારમ્યતા રહેલી છે; તેમ જ કેટલેક અંશે સ્વાર્થ પણ રહેલો હોય છે. જેમ જેમ વધારે સંપત્તિ તેમ તેમ વધારે પ્રશંસા, વધારે માન અને જેમ ઓછી સંપત્તિ તેમ ઓછું માન; પરંતુ જો પોતાની સંપત્તિમાંથી કાંઇક બીજાને લાભ મળી શકતો હોય તો ઓછી સંપત્તિવાળો પણ સારું માન તથા સારી પ્રશંસા મેળવી શકે, માટે પુદ્ગલાનંદી દુનિયાને રાજી કરી આનંદ મેળવવા તથા તેની દૃષ્ટિમાં પોતાને સુખી માનવા જીવો પૌદ્ગલિક વસ્તુઓ વધુ ને વધુ પ્રમાણમાં મેળવવા અસંતોષીપણે નિરંતર અંદરથી દુઃખી થઇ રહ્યા છે. પરાધીન સુખ તથા આનંદ અલ્પ કાળના તેમ જ અવાસ્તવિક હોય છે, કારણ કે પૌદ્ગલિક વસ્તુઓ પ્રથમ તો પ્રત્યેક ક્ષણે બદલાયા કરે છે એટલે તે વસ્તુઓ મેળવનારને તે નવી હોવાથી આનંદ આપે છે, પણ જેમ જેમ વખત જાય છે તેમ તેમ તે અણગમો ઉત્પન્ન કરે છે. જોનારાઓ પણ એક વખત તે વસ્તુને વખાણે છે, તો અન્ય સમયે વખોડે છે અને આત્મસ્વરૂપ સાથે સંબંધ ન હોવાથી અવાસ્તવિક છે, માટે જડ વસ્તુઓના સંબંધ અકિંચિત્કર હોવાથી દુઃખરૂપ છે.

સંસારમાં પૌદ્ગલિક વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં છે અને તે બધી ય એક જ ભવમાં એક સાથે પ્રાપ્ત થઇ શકતી નથી. અમુક વસ્તુઓ અમુક ભવમાં જ પ્રાપ્ત થાય છે. જે વસ્તુઓ દેવગતિમાં પ્રાપ્ત થાય તે મનુષ્યગતિમાં પ્રાપ્ત થતી નથી અને જે વસ્તુ મનુષ્યગતિમાં પ્રાપ્ત થાય છે તે દેવગતિમાં પ્રાપ્ત થતી નથી. અને એક ભવમાં મળવાવાળી વસ્તુ પણ ક્રમે કરીને મળતી હોવાથી કોઇ ને કોઇ વસ્તુની ખામી રહી જાય છે અથવા તો નવી મળે છે તો જૂની નષ્ટ થઇ જાય છે. એટલે જીવનપર્યંત મળેલી વસ્તુ વધારવાની અને નવી વસ્તુ મેળવવાની તૃષ્ણાથી પુદ્ગલાનંદી દુનિયા દેખીતી રીતે તો સુખી તથા આનંદી જ જણાય છે પણ અંદરથી તો દુઃખ તથા દિલગીરીથી ભરેલી હોય છે.

આ પ્રમાણે પરાધીન સુખ તથા આનંદ મેળવવા ટેવાઇ ગયેલી દુનિયાને આત્મિક સંપત્તિ મેળવી નિત્ય સુખ તથા આનંદ મેળવવાની ઇચ્છા સરખી ય થતી નથી અને એટલા માટે જ પુદ્ગલાનંદી સંસાર પરમ દુઃખી થઇ રહ્યો છે. ભલે પછી તે પોતાને સુખી માની આનંદ કે મજા ભોગવતો હોય, પરંતુ પરિણામે તો અહીં જ દુઃખ ભોગવતો નજરે પડે છે. જડ વસ્તુનો સંયોગ થાય એટલે સુખ માનવું અને વિયોગ થાય એટલે દુઃખ માનવું તે કેવળ એક ખોટી માન્યતા જ છે. બાકી તત્ત્વદષ્ટિથી વિચારીએ તો સુખદુઃખ જેવી કોઇ વસ્તુ જ નથી, માટે આત્મસ્વરૂપ સુખ તે જ સાચું સુખ છે અને તેને મેળવવા પૌદ્ગલિક સુખની ભ્રમણા કાઢી નાખી, સઘળી ય પૌદ્ગલિક વસ્તુનો ત્યાગ કરી, આત્મવિકાસના માર્ગે વળવાની આવશ્યકતા છે.



# ધર્મસ્વરૂપ

(૪૬)

ધર્મ એટલે વસ્તુસ્વભાવ. દરેક વસ્તુમાં ધર્મ રહેલો હોય છે. તે ધર્મ દ્વારા વસ્તુ ઓળખાય છે. વસ્તુ ધર્મી છે અને તે વસ્તુને ઓળખાવનાર અસાધારણ ગુણ તે ધર્મ કહેવાય છે. સાકર ધર્મી છે અને તેમાં રહેલો અસાધારણ મીઠાશ ગુણ તે ધર્મ છે. સાધારણ ગુણ ધર્મ ન થઇ શકે. સાકરમાં સાધારણ ગુણ કઠિનતા તથા શ્વેતતા છે પણ તે ગુણો સાકરના જ નથી. પત્થર તથા ફટકડી વગેરેમાં પણ કઠોરતા તથા શ્વેતતા આદિ ગુણો રહેલા હોય છે માટે તે અસાધારણ ગુણો ન કહેવાય.

આવી રીતે જ્ઞાનાદિ ધર્મ અને આત્મા ધર્મી, ઉષ્ણતા ધર્મ અને અગ્નિ ધર્મી, શીતળતા ધર્મ અને પાણી ધર્મી. આ પ્રમાણે વસ્તુ માત્રમાં રહેલો અસાધારણ ગુણ તે ધર્મ કહેવાય છે.

અનંત ધર્મવાળી જે વસ્તુ કહેવાય છે તે પર્યાયોને આશ્રયીને કહેવામાં આવે છે. દ્રવ્ય માત્રમાં પ્રત્યેક સમયે પરિવર્તનો પર્યાયોના નામે ઓળખાય છે અને એને જ લક્ષમાં રાખીને અનંત ધર્મવાળી વસ્તુ કહેવાય છે.

સંસારમાં જેવો જેવો અધિકાર હોય તે પોતપોતાના અધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરે તે પોતાની ફરજ બજાવવારૂપ ધર્મ કહેવાય છે. ધર્મ વસ્તુ એવી છે કે તે માન્યતાગ્રાહ્ય કે કલ્પનાગ્રાહ્ય થઇ શકતી જ નથી, જેમકે કોઈ કલ્પના કરે અથવા માની લે કે અગ્નિ શીતલ છે અને તે તપેલાને શાન્તિ પમાડે છે; પાણી બાળે છે, આત્મા જ્ઞાનશૂન્ય છે વગેરે વગેરે. આવા પ્રકારની કલ્પના કરે કે માન્યતા ધરાવે તો તેનો આશરો લેવાની સર્વથા આવશ્યકતા નથી; કારણ કે આ કલ્પનાઓ તથા માન્યતાઓ ખોટી છે. કોઈ અપેક્ષાને લક્ષમાં રાખીને જો એમ કહેતા હોય તો તે અમુક અંશે સત્ય હોવાથી ગ્રાહ્ય થઈ શકે; નહિ તો આબાલગોપાળ પ્રસિદ્ધ વસ્તુ સ્વભાવધર્મમાં મતભેદનો અભાવ હોવાથી અમુક અમુક કાર્યપ્રસંગે અમુક અમુક ધર્મસ્વરૂપ ધર્મીનો આશરો લેવો પડે છે. ઉષ્ણતાની આવશ્યકતા હોય તો અગ્નિ, મીઠાશની આવશ્યકતાવાળાને સાકર તેવી જ રીતે અન્યાન્ય ધર્મની આવશ્યકતાવાળાને અન્યાન્ય દ્રવ્યનો આશરો લેવો પડે છે અથવા બાળવાની આવશ્યકતાવાળાને ઉષ્ણતાધર્મ, ઠંડકની ઇચ્છાવાળાને શીતળતાધર્મ ઈત્યાદિ સર્વમાન્ય તથા મતભેદશૂન્ય ધર્મનો આશ્રય ઇચ્છિત કાર્ય સાધવા લેવો જ પડે છે, અને તે તે ધર્મોનો આશ્રય લેવાથી તે પોતાનું કાર્ય સાધી

શકે છે. જ્ઞાનધર્મનો આશ્રય લઇને વસ્તુસ્થિતિનું ભાન કરી શકે છે તથા સુખશાંતિ અને મુક્તિ મેળવી શકે છે. હવે આ સ્થળે વિચારવાની એટલી જ જરૂર છે કે ધર્મ શબ્દનો પ્રયોગ ઘણે સ્થળે કરાતો જોવામાં આવે છે. જેમકે પતિધર્મ, ક્ષત્રિયધર્મ વગેરે વગેરે. ઉપર બતાવેલ ધર્મ શબ્દ તો આવા સ્થળોએ જોડાઇ શકતો નથી પરંતુ ફરજ જે ધર્મનો પર્યાયાર્થ થાય છે તે ધર્મ શબ્દ આવા સ્થળોએ જોડાઈ શકે ખરો.

પતિનો અધિકાર ધરાવનાર વ્યક્તિએ પત્ની સાથે વર્તવાના નિયમોને અનુસરવું તે પતિધર્મ કહેવાય છે. ક્ષત્રિયપદ ધારણ કરનારે દુઃખી, નિરાધાર તથા પીડાતાઓનું રક્ષણ કરવું તે ક્ષત્રિયનો ધર્મ કહેવાય છે. આવી જ રીતે માતા, પિતા, પુત્ર, રાજા આદિના પણ ધર્મ તેમની ફરજોને આશ્રયીને કહેવાય છે. ગૃહસ્થધર્મ અને સાધુધર્મમાં કાંઇક ફરક રહે છે. પૂર્વે બતાવેલ ધર્મોને આત્મધર્મની સાથે કાંઈ પણ સંબંધ નથી, નીતિની સાથે સંબંધ કહી શકાય. સંસાર વ્યવહારને આશ્રયીને જ એ ધર્મોની પ્રવૃત્તિ થઇ હોય તેમ લાગે છે, અને એ સર્વ ધર્મોમાંથી કેટલાક પુણ્યકર્મના ઉત્પાદક હોવાથી અમુક અંશે ધર્મના સાધન માની તેમાં ધર્મનો ઉપચાર થાય છે; અને તેથી ઔપચારિક ધર્મ કહી શકાય.

ગૃહસ્થધર્મ તથા સાધુધર્મ દેશવિરતિ તથા સર્વવિરતિને આશ્રયીને જ ક્રિયાના રૂપમાં મુકાય છે, તે ઔપચારિક ધર્મ કહેવાય છે. વાસ્તવમાં, પરમાર્થથી આત્મધર્મ તો આત્માની નિષ્કર્મતાથી ઉત્પન્ન થયેલી પરમ વિશુદ્ધ પરમાત્મદશા જ છે.

સંસારવ્યવહારને આશ્રયીને ગૃહસ્થધર્મ તે ગૃહસ્થમાં રહેલ વ્યક્તિની ફરજરૂપ છે. ગૃહસ્થની ઝુંસરી ગળામાં નાખનાર વ્યક્તિએ સંસારની જનતા સાથે ગૃહસ્થના નિયમાનુસાર વર્તવું તે ગૃહસ્થધર્મ વ્યવહારિક કહેવાય છે.

ધર્મના વિભાગો પડી શકતા નથી! પણ ધર્મના સાધનોના વિભાગો પડી શકે છે. આત્માની વિશુદ્ધ પરમાત્મદશામાં કોઇનો પણ મતભેદ નથી, પરન્તુ પરમાત્મદશા પ્રાપ્ત કરવાના ધર્મના વ્યાપારોમાં મતભેદ રહે છે. પૈસા મેળવવાના સાધ્યમાં તો કોઇનો પણ મતભેદ નથી, પરન્તુ પૈસા મેળવવાના સાધન-વ્યાપારમાં મતભેદ પડે છે. કોઇ અમુક વ્યાપારને પૈસા પ્રાપ્ત કરવાનું સાધન માને છે ત્યારે કોઈ તેનાથી ભિન્ન અમુક વ્યાપારને તેનું સાધન માને છે. જેવાં કે ઝવેરાત, કાપડ, સોનાચાંદી, અન્ન, કરિયાણું વગેરે વગેરે. સર્વત્ર સ્થળે સાધ્યને અનુકૂળ સાધન હોય તો જ સાધ્ય સિદ્ધ થઇ શકે છે.

પ્રતિકૂળ સાધનથી સાધ્યસિદ્ધિ થઇ શકતી નથી. આત્માને દોષમુક્ત કરવા નિર્દોષ સાધનોની અત્યાવશ્યકતા રહે છે. સદોષ સાધનોનો ઉપયોગ કરીને કોઇ પણ નિર્દોષ બની શકતું નથી, માટે જ આત્મા વિશુદ્ધિ, પરમાત્મદશા, મુક્તિપદ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ દોષોને સારી રીતે જાણીને નિર્દોષ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ.

સંસારમાં દોષોનાં કેન્દ્ર કષાય તથા વિષયાસક્તિ છે. જે સાધનોમાં કષાય તથા વિષયાસક્તિ રહેલાં છે તે શાશ્વતધર્મનાં સાધન બની શકતાં જ નથી. પ્રાણીવધાદિનો પણ કષાય તથા વિષયાસક્તિમાં સમાવેશ થઇ જાય છે. દેવીદેવલાંને અપાતાં પ્રાણીઓનાં બલિદાનો પણ

વિષયાસક્તિને અનુલક્ષીને જ હોય છે. પરમાત્માની વિશુદ્ધ ઉપાસના સિવાયની સંસારમાં જેટલી ઉપાસનાઓ છે તે સઘળી કેવળ વિષયાસક્તિને માટે જ કરાય છે.

કોઇ પણ દેવી કે દેવતાની આગળ પ્રાણીનો વધ કરે છે તે વધ કરનારની, જેના આગળ વધ કરાય છે તે દેવ તથા દેવીને પ્રસન્ન કરીને ધન, જીવન, સ્ત્રી આદિ વસ્તુઓ મેળવવાની ઇચ્છા હોય છે અથવા તો શત્રુના વિનાશની, કોઇને વશ કરવાની કે પોતાના કાર્યમાં આડા આવનારને દૂર કરવાની ભાવના હોય છે; માટે તે બલિદાન ધર્મનું સાધન હોઇ શકે જ નહિ. કેટલાક પુણ્યકર્મ માટે યજ્ઞાદિમાં પશુવધ કરે છે પણ તે પુણ્યકર્મનું સાધન જ નથી. "परोपकारश्च पुन्याय पापाय परपीडनं" નીતિ પણ આમ જ કહે છે કે પરોપકારથી પુન્ય થાય છે અને પરને પીડા આપવાથી પાપ થાય છે, માટે જેઓ પુણ્યને માટે પ્રાણીઓનો વધ કરે છે તે સર્વથા ધર્મનું વિકળ સાધન છે; એટલું જ નહિ પણ પુણ્યનું પણ વિકળ સાધન છે માટે જે દેવીદેવતાઓને બલિદાન આપવામાં ધર્મ માને છે તે વાસ્તવિક ધર્મને સમજતા જ નથી, પરંતુ તેમના કુળનો ધર્મ હોય તો ન કહેવાય.

જ્યાં આત્માની પરમાત્મદશા પ્રગટ કરવાનો આશય હોય છે ત્યાં પ્રાણીવધનો સર્વથા નિષેધ છે અને કોઇ પરમાત્મદશા પ્રાપ્ત કરવા પ્રાણીવધ કરે છે તો તે સર્વથા અજ્ઞાની જ છે; અને તેનો પ્રયત્ન વિષપાન કરીને જીવવાને ઇચ્છવા જેવો છે. આ લોકનાં વિષયાદિ સુખોને માટે કદાચ તેનો પ્રયત્ન પ્રારબ્ધ અનુસાર સફળ થવામાં દેવીદેવતાં નિમિત્તભૂત થઈ શકે ખરા, પરંતુ વિશુદ્ધ ધર્મ કે ઔપચારિક પુણ્યધર્મને માટે તો તે પ્રયત્ન સર્વથા નિષ્ફળ છે એટલું જ નહિ તેના આત્મા માટે તો અત્યંત અનિષ્ટ છે, અનેક યાતનાઓનો ઉત્પાદક છે.

જે વાસ્તવિક ધર્મ છે તે તો સર્વને એક સરખો જ માન્ય છે માટે પોતે માની લીધેલો ધર્મ તે ધર્મ કહી શકાય નહિ; ધર્મ તો વસ્તુનો ગુણ છે. તેમાં માનવાપણું કે ન માનવાપણું એવો કાંઈ મતભેદ રહેતો નથી. પોતાની માન્યતાનો ભેદ ધર્મના સાધનવ્યાપારમાં પડી શકે છે માટે વાસ્તવિક ધર્મને સમજીને તેને પ્રગટ કરવા પોતે જે કાંઇ વેપાર કરી રહ્યો હોય અને અન્ય વ્યક્તિ સમજપૂર્વક વિશુદ્ધ ધર્મ પ્રગટ કરવા સાનુકૂળ અન્ય વ્યાપાર કરી રહી હોય તો તે કાંઇ અધર્મનો વ્યાપાર કહેવાય જ નહિ અને તેનો નાશ કરવાની કે તેને હરાવવાની ભાવના વિશુધ્ધ ધર્માવલંબીને હોય જ નહિ; પરંતુ વિશુદ્ધ સાધ્ય સાધવામાં કદાચ કોઈ વ્યક્તિ વિકળ સાધનનો ઉપયોગ કરતા અનુકૂળ સાધનના ઉપયોગને કરતા જણાય તો તે હિતબુદ્ધિથી વિકળ સાધનવાળાને અનુકૂળ સાધનનો ઉપદેષ્ટા થઈ શકે છે. વિશુદ્ધ સાધ્ય તેમ જ વિશુદ્ધ સાધનવાળાને ઇર્ષ્યા, વિરોધ કે અહંતા પીડી શકતા જ નથી. હરાવવાની કે નાશ કરવાની જેની બુદ્ધિ થાય છે તે ધર્મથી સર્વથા અજ્ઞાન છે. તેણે ધર્મને ઓળખ્યો જ નથી. કદાચ કોઇક પુસ્તકમાં વાંચ્યો હશે કે કાને સાંભળ્યો હશે પણ તેથી કાંઇ તે ધર્મનો જ્ઞાતા કહી શકાય નહિ. તેનાથી તો જડસ્વરૂપ પુસ્તક વધી જાય છે, કારણ કે પુસ્તક રાગદ્વેષ રહિત થઈને અનેકને બોધ થવામાં નિમિત્તભૂત થાય છે.

અનાદિકાળથી સંસારસરિતાનાં પ્રબળ વેગથી વહેતા કષાય તથા વિષયરૂપ પ્રવાહના સન્મુખ પૂરે–વીર્યબળપૂર્વક સરિતાના પૂરમાંથી કાંઠે આવી જવું તે ધર્મ. આત્માનાં અનંત

જ્ઞાન, દર્શન, વીર્ય, સુખ આદિના ભોક્તા બનવું તે ધર્મ અને વર્ણ, ગંધ, રસ, શબ્દ, તથા સ્પર્શ આદિના ભોક્તા બનવું તે અધર્મ. (ભોક્તા એટલે તે તે ધર્મમાં વૃત્તિની સ્થિરતા—આસક્તિ). મહિનાઓ સુધી અન્નજળ છોડી દઇને જેઠ મહિનાના પ્રખર તાપથી તીવ્ર તપી ગયેલ રેતીમાં નગ્ન શરીરે આતાપના કેમ ન લેતો હોય? સહસ્ર અગ્નિના કુંડો બનાવી તેની વચમાં બેસીને આતાપના કેમ ન લેતો હોય? શીતકાળની હિમમિશ્રિત સખ્ત શરદીમાં જળાશયમાં ઊભો રહીને શીત આતાપના કેમ ન લેતો હોય? સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાઓમાં લખેલા પુસ્તકો વાંચીને આત્માની, જડની, કર્મની, સંસારની તેમ જ મોક્ષ આદિની વાતો કરીને તત્ત્વજ્ઞાની જેવો કેમ ન દેખાતો હોય? બબ્બે મહિના સુધી અન્નજળ ત્યાગીને મોટો તપસ્વી કેમ ન બન્યો હોય? સંસારની સઘળી સંપત્તિ છોડી દઇને એકાંતે નિર્જન સ્થળમાં કેમ ન વસતો હોય? પરંતુ જ્યાં સુધી તેની મનોવૃત્તિ વર્ણ, ગંધ, રસ, શબ્દ તથા સ્પર્શ આદિ જડધર્મમાં વિખરાયેલી રહે છે, અતિશય આસક્તિવાળી રહે છે તો તે અધર્મ સેવે છે, માટે તે અધર્મી કહી શકાય અને સર્વ જડ અધર્મોથી નિવૃત્ત થઇને આત્મધર્મ—જ્ઞાનાદિમાં રમણ કરતો હોય તો ભલે તે પછી બાહ્યથી કોઇ પણ વસ્તુનો ત્યાગી ન હોય અથવા તો ગમે તેવા કપડામાં વિચરતો હોય તો તે પણ ધર્મી કહી શકાય છે, માટે અમુક બાહ્ય પ્રવૃત્તિ માત્રનું નામ ધર્મ નથી તેમ અધર્મ નથી. ઉપયોગમાં ધર્મ છે અને ઉપયોગશૂન્યતામાં અધર્મ છે. બાકી તો સંસારમાં મનુષ્યોએ કલ્પના કરેલા ધર્મ—અધર્મથી કાંઇ પણ હિતાહિત થઈ શકતું નથી.



# ધર્મ, ધંધો નથી

( ૪૭ )

જે બીજાને માટે શ્રમ કરાય છે તે ધંધો કહેવાય છે અને પોતાને માટે શ્રમ કરવો તે ફરજ ( ધર્મ ) કહેવાય છે. જગતમાં નજર ફેરવીએ છીએ તો માનવીઓનો મોટો ભાગ બીજાને માટે શ્રમ કરતો જણાય છે. કંદોઇ વિવિધ પ્રકારની જનમન ગમતી મીઠાઈ બનાવે છે, તે પોતાને માટે નથી બનાવતો. સોની ઘરેણાં બનાવે છે, દરજી કપડાં સીવે છે, કુંભાર વાસણ બનાવે છે તે પોતાને માટે નહિ; માટે જ આ બધાને ધંધાદારીઓ કહેવામાં આવે છે. તેવી જ રીતે સંગીત, નૃત્ય આદિ કળાઓ તથા વિદ્યાભ્યાસ જે બીજાને માટે શીખવામાં આવે છે તે પણ ધંધા જ કહેવાય છે. ખાનપાન કે સન્માનના આશયથી કળા કે વિદ્યાનો ઉપયોગ કરવામાં આવે તેમાં હિત કે શ્રેયની દૃષ્ટિ ન હોવાથી વૈષયિક વાસના પોષવાનો ધંધો જ કહી શકાય છે.

જનતાની પાસેથી પાંચે ઇંદ્રિયોના વૈષયિક સાધનો મેળવવાના આશયથી જો જપ, તપ આદિ ધાર્મિક પ્રવૃત્તિઓ કરવામાં આવતી હોય તો તે પણ એક પ્રકારનો ધંધો જ કહી શકાય પણ ધર્મ કહી શકાય નહિં. તાત્પર્ય કે, કષાય તથા વિષયને આધીન થયેલો પુદ્ગલાનંદી, જડાસક્ત અનાત્મજ્ઞ જીવ પારલૌકિક પૌદ્ગલિક સુખ માટે તપ, જપ આદિ આર્થિક પ્રવૃત્તિ આદરે તો તે પુન્ય કર્મ બાંધતો હોવાથી એક દૃષ્ટિથી તેની પ્રવૃત્તિ ધર્મ કહી શકાય; પણ માત્ર કાન, આંખ, જીભ આદિ પાંચે ઈંદ્રિયોમાંથી કોઈ પણ ઈંદ્રિયના ઐહિક વિષયસુખ માટે જો જપ, તપ, ત્યાગ આદિ ધાર્મિક પ્રવૃત્તિ આદરતો હોય તો તે ધંધો જ કહેવાય પણ ધર્મ ન કહેવાય. કાન, આંખ તથા જીભનો વિષય પોષવાના હેતુથી શરીરમાં કષ્ટ અનુભવાય તેથી તપ, ત્યાગ જેવી પ્રવૃત્તિને જ્ઞાની પુરુષો અજ્ઞાન કષ્ટ કહે છે પણ ધર્મ નથી કહેતા, પરંતુ ભાવી જન્મમાં પૌદ્ગલિક સુખની કામનાથી કામીને કષ્ટ થાય તેવી તપ આદિ આચરણાને પુન્યોપાર્જનની દૃષ્ટિથી ધર્મ કહે છે. તાત્ત્વિક દૃષ્ટિથી તો અધ્યવસાયની શુદ્ધિથી થવાવાળા આત્મવિકાસને ધર્મ કહેવામાં આવે છે, અને તેથી વિકાસસાધક પ્રવૃત્તિને ધાર્મિક વ્યાપાર તરીકે ઓળખાવ્યો છે અને જે પુન્યોત્સાહક પ્રવૃત્તિને ધર્મસંજ્ઞા આપી છે તે માત્ર સુખના સંકેતની સદ્જ્ઞતાને લઇને છે. સામાન્યપણે સુખ શબ્દમાં આત્મિક તથા પૌદ્ગલિક બંને સુખોનો સમાવેશ થાય છે. આત્મિક સુખ આત્મસ્વરૂપ હોવાથી સત્ય, નિત્ય તથા શુદ્ધ છે અને પૌદ્ગલિક સુખ મિથ્યા, ક્ષણિક તથા કૃત્રિમ હોવાથી અશુદ્ધ છે. આ પ્રમાણે

બંને પ્રકારના સુખમાં સ્વભાવભેદ હોવા છતાં પણ નામ અભેદ હોવાથી પુન્ય કર્મજન્ય પ્રવૃત્તિને ધર્મની કક્ષામાં મૂકી શકાય છે. પણ વર્તમાન દેહમાં જ વૈષયિક વાસના પોષવાના આશયથી કરવામાં આવતા તપ, જપ, ત્યાગ આદિ પ્રવૃત્તિથી આકર્ષાઈને ઈચ્છાનુસાર ખાન, પાન, સન્માન તથા પ્રશંસા આદિ મનગમતાં પૌદ્ગલિક સુખના સાધન જનતાની પાસેથી મેળવીને સંતોષ માની સુખનું મિથ્યાભિમાન ધરાવનારાઓની આભાસ થતી, માત્ર બાહ્યથી ધાર્મિક જેવી દેખાતી પ્રવૃત્તિઓને ધર્મની કક્ષામાં મૂકી શકાય નહિ. દેહાંતરમાં પુન્યના ફળરૂપ પૌદ્ગલિક સુખના સાધન મેળવનારની જ ધાર્મિક પ્રવૃત્તિ કહી શકાય, કારણ કે દેહાંતરમાં પૌદ્ગલિક સુખ મેળવી આપનાર પુન્ય કર્મ આર્થિક પ્રવૃત્તિથી બંધાતું હોવાથી તેને ધર્મ કહેવામાં આવે છે.

આત્મદૃષ્ટિ જપ, તપ, ત્યાગ આદિ ધાર્મિક પ્રવૃત્તિથી નિર્જરાસ્વરૂપ કર્મનો ક્ષય કરીને આત્મશુદ્ધિ મેળવે છે, તેથી તેમને ભોગવવા જેવું કાંઈ પણ હોતું નથી. તેઓ આત્મસ્વરૂપ સુખ, શાંતિ, આનંદના ભોક્તા હોય છે, પણ પુન્ય કર્મજન્ય પૌદ્ગલિક સુખના ભોક્તા હોતા નથી, તેથી તેમની પ્રવૃત્તિ તાત્ત્વિક ધર્મ કહેવાય છે. આત્મદૃષ્ટિમાં ગ્રાહકપણું અવ્યાબાધ સુખનું હોય છે, પણ વિષયસુખનું હોતું નથી, સ્વામીપણું અનંત જ્ઞાનાદિ સંપદાનું હોય છે પણ ધન, સ્ત્રી આદિ પરભાવનું નહિ, વ્યાપકપણું આત્માનંદ તથા તેની સાધનામાં હોય છે, વિષયાદિ પરભાવમાં હોતું નથી, સ્વભાવનું ભોક્તાપણું હોય છે, પણ પરભાવનું નહિ, કારણપણું પોતાના શુદ્ધ સ્વરૂપના ઉપાદાનનું હોય છે. આઠ કર્મરૂપ ઉપાધિના ઉપાદાનનું નહિ અને કર્તાપણું સંવર નિર્જરારૂપ કાર્યનું હોય છે, પણ આઠ કર્મરૂપ કાર્યનું હોતું નથી, માટે આત્મદૃષ્ટિની પ્રવૃત્તિ માત્ર તાત્ત્વિક ધર્મ કહેવાય છે; પણ જડાસક્ત પુદ્ગલાનંદીની પ્રવૃત્તિ વૈષયિક વાસના પોષવાવાળી હોવાથી દેખીતી રીતે ભલે ધાર્મિક હોય પણ તાત્ત્વિક ન કહેવાય.

વૈષયિક વસ્તુઓની અસરને લઇને થવાવાળી રાગ-દ્વેષની લાગણીથી ભોગની કે ત્યાગની અવસ્થામાં જડાસક્તપણું જાણી શકાય છે. જડાસક્તિ વગર રાગદ્વેષની લાગણીઓ થાય નહિ. વૈષયિક વસ્તુઓના સંબંધમાં જેટલે અંશે રાગ-દ્વેષની મહત્તા તેટલે અંશે જડાસક્તિની પણ મહત્તા હોય છે. શુભ વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શવાળા પુદ્ગલોથી બનેલા ખાનપાન, વસ્ત્ર તથા મકાન આદિની પ્રાપ્તિથી, સુખના મિથ્યાભિમાનથી અન્યને તુચ્છ માનનાર-પછી તે ભોગી હો કે ત્યાગી હો પણ તે જડાસક્ત જ કહી શકાય, અને તે પુદ્ગલાનંદીપણે જડનો દાસ હોવાથી નિર્બળ આત્મા કહેવાય, પણ નિર્મળ ન કહી શકાય, કારણ કે નિરંતર જડ કાર્યથી લેપાતો આત્મા નિર્મળ નહિ પણ નિર્બળ જ હોઇ શકે છે. જડાસક્તિથી લોભ ઓછો થવાને બદલે વધતો જાય છે, વિરક્તિ વગર જડાસક્તિ ટળી શકતી નથી, અને જડાસક્તિ વગર આત્મગુણઘાતક કર્મબંધન-હેતુભૂત અછતા ગુણોની આરોપિત પ્રશંસાથી પ્રસન્ન થવાય નહિ, તેમ જ અનધિકારીપણે અયોગ્ય માન મેળવી ગર્વાધીન થવાય નહિ.

બાળજીવસુલભ માત્ર બાહ્ય તપ, ત્યાગાદિ પ્રવૃત્તિ લૌકિક વ્યવહારથી ધર્મ કહી શકાય, પણ લોકોત્તર વ્યવહાર કાંઇક મતભેદ ધરાવે છે, કારણ કે લોકોત્તર વ્યવહાર જયણાનો આદર કરે છે, પણ લૌકિકમાં જયણા જેવું કશું જ હોતું નથી. જયણાના પક્ષપાતી પુદ્ગલાનંદી

પણ હમેશાં જીવ વિરાધનાથી વિરક્ત હોય છે. વિરાધનાના ભયથી તેઓ વર્તમાન દેહમાં જીવોની વિરાધનાવાળી કહેવાતી ધાર્મિક પ્રવૃત્તિનો આદર કરતા નથી, પણ પારલૌકિક પૌદ્‌ગલિક સંપત્તિ મેળવવાના હેતુથી તેમની ધાર્મિક પ્રવૃત્તિ નિરારંભી હોય છે, માટે જ તે લોકોત્તરમાં ગણાય છે. જો કે કર્મની નિર્જરા થાય તેવી પ્રવૃત્તિ માત્ર તાત્ત્વિક દૃષ્ટિથી ધાર્મિક પ્રવૃત્તિ કહેવાય છે; કારણ કે સાચી સમજણ આપનારા જ્ઞાની પુરુષો આત્મશુદ્ધિથી થવાવાળા આત્મવિકાસને ધર્મ તરીકે ઓળખાવે છે, તેથી વિકાસની દૃષ્ટિથી શ્રમ કરનારનો જ લોકોત્તર વ્યવહાર કહી શકાય, છતાં પૌદ્‌ગલિક દૃષ્ટિથી પણ જો સર્વજ્ઞના કહ્યા પ્રમાણે વર્તે તો તેને પણ લોકોત્તર વ્યવહારમાં ગણી શકાય, પણ તે વિકાસનું કારણ ન હોવાથી તાત્ત્વિક ધર્મ કહી શકાય નહિ; કારણ કે તે શ્રમ આત્માને માટે નથી કરાતો પણ પરપૌદ્‌ગલિક શુભ કર્મબંધ માટે કરાય છે. પૌદ્‌ગલિક સુખ માટે પૌદ્‌ગલિક પુન્યકર્મની જરૂર રહે જ છે, તે સિવાય તો પૌદ્‌ગલિક સુખના સાધન મેળવી શકાય નહિ. પુન્યબલથી જડાત્મક વસ્તુઓનો દેહની સાથે સંયોગ થવાથી જે સુખ માનવામાં આવે છે તેને પૌદ્‌ગલિક સુખ કહેવામાં આવે છે. આવા પૌદ્‌ગલિક સુખ માટે ઇરાદાપૂર્વક ધાર્મિક પ્રવૃત્તિ કરવામાં દેહદૃષ્ટિને પ્રધાનતા આપવામાં આવે છે; કારણ કે તે પાંચે ઇન્દ્રિયોના સમૂહરૂપ દેહને અનુકૂળ સાધનોની પ્રાપ્તિ માટે જ પૂન્યોપાર્જન કરવાના હેતુથી જેમાંથી આત્મા શુદ્ધ થાય તેવી તપ, જપ આદિ પ્રવૃત્તિનો આદર કરે છે કે જેને અનાત્મદૃષ્ટિની અપેક્ષાથી ધર્મ ન કહી શકાય, પણ પુન્યોપાર્જનની આત્મશ્રદ્ધા હોવાથી આવી પ્રવૃત્તિને પણ ધર્મની કોટીમાં મૂકી શકાય. માત્ર વર્તમાન દેહને આશ્રયીને કાન, આંખ તથા જીભના વિષય માટે જ પુન્યબંધના આશયને છોડી દઈને ક્ષુદ્ર વાસનાઓ પોષવાના હેતુથી જપ, તપ આદિ પ્રવૃત્તિ આદરવામાં આવે તો તે સ્પષ્ટ ધંધા તરીકે જ ઓળખાય છે.



# નગદ ધર્મ

( ૪૮ )

સંસારમાં કેટલાક જીવો કહે છે કે–અમારે નગદ ધર્મ જોઇએ છે, ઉધાર નથી જોઇતો. તો તેમને જણાવવાનું કે વીતરાગનો ધર્મ નગદ છે, ઉધાર નથી, પરંતુ નગદ અને ઉધારનું સાચું સ્વરૂપ તેમણે ઓળખવું જોઇએ, કારણ કે કેટલાક ધનસંપત્તિ આદિ જડ વસ્તુઓની પ્રાપ્તિને ધર્મનું ફળ માને છે અને તે ધર્મ કરવાથી તત્કાળ ન મળતી હોવાથી પરલોકમાં મળે છે એવું કહેવામાં આવવાથી તેઓ તેને ઉધાર કહે છે, પરંતુ આમ તેમનું સમજવું ઠીક નથી, કારણ કે તેઓ પ્રથમ ધર્મનું સ્વરૂપ સમજ્યા નથી.

ધર્મ તે એક ધર્મીમાં રહેવાવાળો ગુણ છે, જેમકે સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર એ આત્માનો ધર્મ છે અને તે આત્મામાં રહેલો છે. જે પ્રવૃત્તિ કરવાથી સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ પ્રગટ થાય તે ધર્મ કર્યો કહેવાય છે, બાકી કંઇ ધર્મ નવો કરાતો નથી, પણ ધર્મ નિમિત્તે કરવામાં આવતી પ્રવૃત્તિઓમાં ધર્મનો આરોપ કરીને માણસો કહે છે કે–અમે ધર્મ કરીએ છીએ. સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ફળ–કાર્ય છે અને તે નિમિત્તે કરવામાં આવતી ક્રિયા તે કારણ છે. ક્રિયારૂપ કારણમાં સમ્યગ્જ્ઞાનાદિ ધર્મરૂપ કાર્યનો ઉપચાર કરવાથી ધાર્મિક ક્રિયા કહેવાય છે. આવી ધાર્મિક ક્રિયાનું ફળ તત્કાળ મળે છે અને જો ફળ તત્કાળ ન મળે તો તે ધાર્મિક ક્રિયા દેખાવ પૂરતી જ હોય છે, જેમકે સમભાવરૂપ ફળ મેળવવા સામાયિકની ક્રિયા કરવામાં આવે છે, ઔદયિક ભાવથી ઉપશમ ભાવ પ્રાપ્ત કરવા પ્રતિક્રમણ કરવામાં આવે છે, કષાય આદિને ઉપશમાવવા ઉપવાસ આદિ કરવામાં આવે છે વગેરે વગેરે ક્રિયાઓ કર્યા પછી સમભાવ, ઉપશમભાવ આદિ તરત જ પ્રાપ્ત થાય છે, પણ આ ભવમાં કરેલા સામાયિક, પ્રતિક્રમણું, પૌષધ, જપ, તપ આદિનું ફળ સમભાવ વગેરે આવતા ભવમાં પ્રાપ્ત થતું નથી, કારણ કે રાગદ્વેષ ઉપશમ થવાનું નામ સામાયિક છે અને ઉપશમ ભાવનું જ નામ પ્રતિક્રમણ છે, તો પછી સામાયિકથી સમભાવ પ્રાપ્ત કરવામાં ભવાંતરના કાળ જેટલું આંતરું હોઇ શકે નહિ અને જે ધર્મ કરવાથી ભવાંતરોમાં પૌદ્ગલિક સંપત્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે તે ધાર્મિક ક્રિયાનું વાસ્તવિક ફળ નથી, પણ તે પુણ્યકર્મનું ફળ છે કે જે ધાર્મિક ક્રિયા કરવાથી બંધાય છે: પૌદ્ગલિક સંપત્તિ સમભાવ આદિ ધર્મ નથી પણ જડ વસ્તુ છે માટે જ તે ધાર્મિક ક્રિયાનું વાસ્તવિક ફળ કહેવાતું નથી. પૌદ્ગ-

લિક સંપત્તિઓ ક્ષણુવિનશ્વર છે. સમભાવ આદિ ધર્મ નિત્ય છે. આવા નિત્ય સમભાવ આદિ પ્રાપ્ત કરવા તે જ ધાર્મિક ક્રિયાઓનું વાસ્તવિક ફળ હોવાથી તેને જ નગદ ધર્મ કહેવામાં આવે છે. પરલોકમાં પૌદ્ગલિક વસ્તુની આશા રાખીને કરવામાં આવતો ધર્મ તે નામ માત્ર જ ધર્મ કહેવાય છે, કારણ કે તેથી પુન્યસ્વરૂપ કર્મ બંધાય છે અને તત્ત્વદષ્ટિથી વિચારીએ તો ધર્મનું ફળ કર્મબંધ ન હોઇ શકે પણ કર્મનો ક્ષય હોઈ શકે. જેઓ ધર્મનું ફળ ધન-સંપત્તિ માને છે અને તે ધર્મ કર્યા પછી તરત જ પ્રાપ્ત થવાથી નગદ ધર્મ માને છે પણ તે તેનું ફળ નથી, પણ પૂર્વજન્મના પુન્યનું ફળ છે અને તે જેઓ અધર્મ કરે છે તેમને પણ પ્રાપ્ત થાય છે, માટે જ ધર્મનું વાસ્તવિક ફળ તો સમભાવ આદિ કહી શકાય કે જે તરત જ મળે છે અને હમેશાં–કાયમ રહે છે.

પ્રવૃત્તિઓ ત્રણ પ્રકારની છે: કાયિક, વાચિક અને માનસિક. તેમાં કાયિક તથા વાચિક પ્રવૃત્તિ કરતાં માનસિક પ્રવૃત્તિનો ધર્મ તથા અધર્મની સાથે વધુ પ્રમાણમાં સંબંધ રહેલો છે. કોઈ એક વ્યક્તિ આપણી સાથે પ્રતિકૂળ વર્તન કરે, આપણી પ્રિય વસ્તુનો નાશ કરે અથવા તો કોઇ દુઃખદ પ્રસંગો ઊભા કરે અને તેનાથી ભિન્ન વ્યક્તિ આપણી સાથે અનુકૂળ વર્તન કરે, આપણને સુખનાં સાધનો મેળવી આપે. આ બન્ને વ્યક્તિઓની પ્રવૃત્તિની મન ઉપર અસર ન થવા દઇને, બન્ને વ્યક્તિઓ ઉપર સમભાવના પરિણામ રાખવા તે ધાર્મિક પ્રવૃત્તિ કહેવાય છે. આ પ્રવૃત્તિમાં મુખ્ય માનસિક વ્યાપાર હોય છે અને ગૌણપણે કાયિક અને વાચિક વ્યાપાર પણ હોય છે. જેમકે: તેનાં અવર્ણવાદ ન બોલવા, તેને માર્મિક વચન ન કહેવાં, તેનું અહિત થાય તેવો માર્ગ ન બતાવવો, પણ તેની સાથે મિષ્ટ ભાષણ કરવું, તેના સદ્‌ગુણોની પ્રશંસા કરવી તે વાચિક અને તેની દુઃખી અવસ્થામાં સેવા કરવી, તેને વિપત્તિમાંથી બચાવવા બનતી સહાયતા કરવી તે કાયિક. આવી રીતે વાચિક તથા કાયિક પ્રવૃત્તિઓ માનસિક પ્રવૃત્તિને અનુસરનારી હોવાથી ગૌણપણે રહેલી હોય છે કે જે સમભાવના ફળરૂપ છે અર્થાત્ સમભાવને જણાવનારી છે અને આ કાયિક, વાચિક તથા માનસિક પ્રવૃત્તિથી વિપરીત પ્રવૃત્તિ તે વિષમભાવનું ફળ છે કે જેને અધર્મ કહેવામાં આવે છે. હવે તત્ત્વદષ્ટિથી વિચારીએ તો ધાર્મિક પ્રવૃત્તિ અને તેનું ફળ બન્ને ઓતપ્રોત થઈને રહેલાં છે એટલે ધાર્મિક પ્રવૃત્તિની સાથે જ તેના ફળની પ્રાપ્તિ છે, પણ કાળાંતરે કે ભવાંતરે નથી; કારણ કે સમભાવનું પરિણામ તે જ ધાર્મિક પ્રવૃત્તિ અને જે ધાર્મિક પ્રવૃત્તિ તે જ સમભાવ. એવી રીતે દરેક ધાર્મિક પ્રવૃત્તિનું ફળ તેની સાથે જ રહેલું હોય છે. વચનથી પ્રિય બોલવું, હિત–મિતભાષી થવું તથા કાયાથી કોઇને દુઃખ ન થાય તેવી પ્રવૃત્તિ કરવી. તે જો માનસિક સમભાવના પરિણામ સિવાય કરવામાં આવે તો તેથી પુન્ય બાંધી શકે છે કે જેનું ફળ કાળાંતરે અથવા ભવાંતરે મળે છે. આ પ્રવૃત્તિને કેટલાક ઉધાર ધર્મ કહે છે.

અધ્યવસાયોની વિશુદ્ધિ તે ધર્મ અને અશુદ્ધિ તે અધર્મ. કષાય અને નોકષાયના ઉપશમથી રાગદ્વેષ ઉપશમી જઇને સમભાવ પ્રાપ્ત થવાથી અધ્યવસાયની વિશુદ્ધિ થાય છે અને અધ્યવસાયની વિશુદ્ધિથી કર્મોની નિર્જરા થવાથી આત્મગુણનો વિકાસ થાય છે કે જે ધર્મ કહેવાય છે. અધ્યવસાયની વિશુદ્ધિ દ્રવ્ય ચારિત્ર વિના પણ આત્મિક ગુણોને મેળવી શકે છે; કારણ કે વિશુદ્ધ પરિણતિને ભાવ ચારિત્ર કહેવામાં આવે છે અને તે આત્મશુદ્ધિનું ખાસ

કારણ છે. વિશુદ્ધ પરિણતિ સિવાયની ધર્મ નિમિત્તે કરવામાં આવતી કાયિક તથા વાચિક પ્રવૃત્તિ દ્રવ્ય ચારિત્ર કહેવાય છે. કેવળ દ્રવ્ય ચારિત્રથી પુન્ય બંધાય છે, પણ આત્મશુદ્ધિ થતી નથી. પુન્યબંધ ચારિત્રરૂપ ધાર્મિક પ્રવૃત્તિનું વાસ્તવિક ફળ નથી; કારણ કે તેથી તો પૌદ્‌ગલિક વસ્તુઓની પ્રાપ્તિ થાય છે કે જે ક્ષણવિનશ્વર હોય છે. જે ધાર્મિક પ્રવૃત્તિથી આત્મશુધ્ધિ ન થાય તે માત્ર વ્યવહારથી ધાર્મિક પ્રવૃત્તિ કહેવાય છે. વાસ્તવિક રીતે તો ભાવ ચારિત્ર જ ધાર્મિક પ્રવૃત્તિ કહી શકાય કે જેનાથી આત્મશુદ્ધિ થઇ શકે છે. કેવળ દ્રવ્ય ચારિત્રમાં કષાય અને નોકષાયના ઉપશમ ભાવની આવશ્યકતા નથી; કારણ કે તે કેવળ કાયિક અને વાચિક પ્રવૃત્તિસ્વરૂપ છે. ભાવ ચારિત્ર માનસિક પ્રવૃત્તિસ્વરૂપ છે.

પાંચે ઇંદ્રિયોના વિષયરૂપ પૌદ્‌ગલિક વસ્તુઓનો કેવળ ત્યાગ કરવો તે દ્રવ્ય ચારિત્ર કહેવાય છે અને તેમાં રહેલી આસક્તિ તથા મમતાનો ત્યાગ કરવો તે ભાવ ચારિત્ર કહેવાય છે. પૌદ્‌ગલિક વસ્તુમાં રહેલી આસક્તિ તથા મમતા ટળી જવાથી આત્મા કર્મથી શુધ્ધ થઇને અવશ્ય વિકાસ મેળવી શકે છે કે જે વાસ્તવિક ધાર્મિક પ્રવૃત્તિનું ફળ કહેવાય છે. કેવળ દ્રવ્ય ચારિત્રવાળાઓને પૌદ્‌ગલિક વસ્તુમાં રહેલી આસક્તિ તથા મમતા ન ટળવાથી તેઓ કષ્ટાનુષ્ઠાન કરી પુન્ય બાંધે છે કે જેનું ફળ ભોગવવાને તેમને સંસારની સારી ગતિમાં અવતરવું પડે છે. ત્યાં અવાસ્તવિક ધાર્મિક પ્રવૃત્તિના ફળરૂપ પૌદ્‌ગલિક સુખો પ્રાપ્ત થાય છે કે જે ઉધાર ધર્મ તરીકે ઓળખાય છે. વાસ્તવિક ધાર્મિક પ્રવૃત્તિથી સમ્યગ્‌જ્ઞાન, દર્શન, ચારિત્ર, સમભાવ, શાંતિ, સુખ આદિ આત્મિક સ્વરૂપ પ્રાપ્ત થાય છે કે જેને મેળવવાને સંસારની કોઇ પણ ગતિમાં અવતરવું પડતું નથી અને એટલા માટે જ આને નગદ ધર્મ કહેવામાં આવે છે અર્થાત્ ભાવ ચારિત્રરૂપ ધાર્મિક પ્રવૃત્તિ તે નગદ ધર્મ અને દ્રવ્ય ચારિત્રરૂપ ધાર્મિક પ્રવૃત્તિ તે ઉધાર ધર્મ. સાચી ધાર્મિક પ્રવૃત્તિઓને પૌદ્‌ગલિક વસ્તુઓની સાથે જરા ય સંબંધ નથી, માટે જ પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવવી તે ધર્મનું ફળ કહેવાય નહિ, કારણ કે મિથ્યાદષ્ટિ અજ્ઞાની જીવો પણ પૌદ્‌ગલિક સુખનાં સાધનો મેળવી શકે છે. મિથ્યાદષ્ટિઓની ધર્મનિમિત્તે કરવામાં આવતી જપ, તપ પ્રવૃત્તિઓ કે જેમાં જીવોનો વધ આદિ રહેલો હોય છે; તેને સમ્યગ્‌જ્ઞાની જીવો ધર્મ તરીકે માનતા નથી. મિથ્યાદષ્ટિઓની કરેલી ઉગ્ર તપસ્યાને અજ્ઞાન કષ્ટ તરીકે માનવામાં આવે છે, પણ ધર્મ તરીકે માનવામાં આવતી નથી, કારણ કે તેનાથી લેશ માત્ર પણ આત્મવિકાસ થતો નથી; પરંતુ પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ થાય છે. અજ્ઞાન કષ્ટરૂપ તપનું ફળ તે જ ભવમાં તેમને મળતું નથી, પણ ભવાંતરમાં દેવગતિમાં જઇને અથવા રાજા કે શ્રીમંતને ત્યાં અવતરીને મેળવે છે. આને કેટલાક ઉધાર ધર્મ કહે છે; પરંતુ તે ધર્મ નથી, પણ ધર્માભાસ છે. કેટલાએક પરલોકમાં પૌદ્‌ગલિક સુખ મેળવવાના આશયથી સારી ગતિ મેળવવા જપ, તપ, કષ્ટાનુષ્ઠાન કરે છે કે જે ધર્માભાસ હોવા છતાં પણ તેમાં ધર્મ માને છે. તેનાથી તેઓ ધાર્યા પ્રમાણે જન્માંતરમાં મેળવી પણ શકે છે. આવા પ્રકારની પ્રવૃત્તિથી તે ઉધાર ધર્મ કહી શકાય. વિષયાસક્ત જીવો પૌદ્‌ગલિક સુખની આકાંક્ષાથી જે કાંઈ તપ, જપ, કષ્ટાનુષ્ઠાન કરે છે તે ધાર્મિક પ્રવૃત્તિ કહેવાય જ નહિ, કારણ કે તેનાથી આત્માનો જ્ઞાનાદિ કોઇ પણ ધર્મ પ્રગટ થતો નથી, પણ પુન્યકર્મ બંધાવાથી આત્માના ગુણો ઢંકાઈ જાય છે. પુન્યકર્મ બે પ્રકારે બંધાય છે: એક તો પુદ્‌ગલાનંદીપણાને લઇને કરવામાં આવતા જપ-તપથી અને બીજું આત્મિક ગુણ મેળવવા માટે કરવામાં આવતી જપ,

તપ આદિ પ્રવૃત્તિમાં કાંઇક ભવસ્થિતિ પરિપકવ થવામાં કચાશને લઇને પુન્ય બંધાય છે. આ બન્ને પ્રકારના પુન્યમાંથી જડાસક્તિથી બાંધેલા પુન્યથી ભવાંતરમાં પૌદ્ગલિક સુખની પ્રાપ્તિ થાય છે કે જે એક સંસારવૃદ્ધિનું કારણ બને છે અને આત્મવિકાસ માટે કરવામાં આવતી પ્રવૃત્તિઓથી ઉપાર્જન કરેલા પુન્યથી ભવાંતરમાં આત્મવિકાસનાં સાધન મળે છે અને કર્મનો ક્ષય કરી મુક્તિ પ્રાપ્ત કરે છે. જો ભવસ્થિતિ પરિપકવ થઇ ગઈ હોય તો પુન્ય બાંધતા નથી, પણ કર્મની નિર્જરા કરીને તે જ જન્મમાં મુક્તિ મેળવે છે. ભવસ્થિતિની કચાશવાળા જો કે પુન્ય બાંધે છે તો પણ તેની સાથે કર્મની નિર્જરા કરીને કેટલાક આત્મિક ગુણો પણ મેળવે છે.

આવું પુદ્ગલાનંદી જીવોની ધર્માભાસ પ્રવૃત્તિમાં હોતું નથી. તેઓને તો ફક્ત જન્માન્તરમાં પૌદ્ગલિક સુખો જ પ્રાપ્ત થાય છે અને તેમાં જ અત્યંત આસક્તિ ધારણ કરવાથી પાપકર્મ બાંધીને સંસારમાં રઝળે છે, માટે જ આત્મવિકાસીઓની ધાર્મિક પ્રવૃત્તિઓનું ફળ આત્મધર્મની પ્રાપ્તિ થવાથી તે નગદ ધર્મ કહેવાય છે.



# સાધન ધર્મ નથી

(૪૯)

સંસારવાસી જીવો ઉપર મોહનીયના રાગ અને દ્વેષ બન્ને દુઃખોએ એટલી બધી સત્તા જમાવી છે કે જેને જોઇને ઉપશમભાવવાળા પણ આશ્ચર્ય પામે છે. મને વિચાર કરતાં હજુ સમજાતું નથી કે સંસારવાસીઓ ધર્મના નામે આપસમાં દ્વેષ તથા વૈરવિરોધનો આદર શા માટે કરતા હશે? એકબીજાને અળખામણા તથા અપ્રિય કેમ લાગતા હશે? જીવમાત્ર એક જ ધર્મવાળા છે. કોઇનો પણ ધર્મ જુદો નથી. જુદા ધર્મવાળું તો જડ છે અને તે જ વિધર્મી છે, તો પછી જીવો ધર્મમાં શા માટે ભેદ પાડતા હશે?

અણજાણુ માણસો તો પરમાત્માના માણસોને લઇને જુદા જુદા ધર્મ સ્થાપન કરે છે. અમુક વિષ્ણુધર્મી છે, અમુક શિવધર્મી છે, અમુક જિનધર્મી છે, પરમાત્માના નામોને લઇને આત્મધર્મમાં કેવી રીતે ભેદ પાડયા તે જ આશ્ચર્યજનક છે!

ખરું જોતાં તો આત્મધર્મમાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી. અનેક આકૃતિ તથા પ્રકૃતિમાં જણાતા જીવમાત્ર સ્વરૂપે એક સરખાં જ છે. ગમે તે દેહમાં જીવો કેમ ન રહેતા હોય પણ જ્ઞાન, દર્શન તથા પ્રદેશમાં જરા ય ભેદ નથી.

આત્મધર્મમાં અભેદદષ્ટિ થયા સિવાય રાગ–દ્વેષ ઓછાં થતાં નથી. અને રાગ–દ્વેષ ઓછાં થયા સિવાય આત્મવિકાસ થતો નથી. બધા ય પોતાને સમ્યગ્દષ્ટિ માને, પણ વાસ્તવિક સ્વરૂપમાં અભેદદષ્ટિ થયા સિવાય સમ્યક્ત્વ કયાંથી? આત્મધર્મમાં ભેદબુદ્ધિ અને જડધર્મમાં અભેદબુદ્ધિ તે કાંઈ સમ્યક્ત્વ કહી શકાય? અને જ્યાં સમ્યક્ત્વ નથી ત્યાં જ્ઞાન કયાંથી હોય? અને જ્ઞાન વગર વિકાસ કયાંથી?

સાધનને ધર્મ માનનારાઓ સાધનને દષ્ટિમાં રાખીને આત્મધર્મમાં ભેદ પાડે છે, પણ સાધન માત્ર જડ છે. તે સાધ્ય ચૈતન્યના ધર્મમાં કેવી રીતે ભેદ પાડી શકે? નામ, સ્થાપના, પુસ્તક, માળા, દેહક્રિયા, ભેખ બધાં ય જડને જ્ઞાન–દર્શન–ચારિત્રધર્મમાં પરિવર્તન કેવી રીતે કરી શકે? અનાદિ કાળથી આત્માના પ્રદેશોમા ઓતપ્રોત થઇને રહેલું કર્મ–જડ આત્મધર્મમાં પરિવર્તન કરી શકયું નથી, તો પછી કોઇક વખત જ સંબંધમાં આવનાર જડ આત્મધર્મને કેવી રીતે ફેરવી શકે?

સાબુ કપડાના તાંતણા ઉપર રહેલા મેલને દૂર કરી શકે, પણ તાંતણાઓને લાલ, પીળા કે કાળા ન બનાવી શકે. જડ સાધનો આત્મપ્રદેશ ઉપર રહેલા કર્મજડને ખસેડી શકે પણ આત્મપ્રદેશોને જ્ઞાન, દર્શનની તારતમ્યતા કે વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા ન બનાવી શકે. અજ્ઞાનતાથી જડ સાધનોને વળગી રહી, વૈર–વિરોધનો આશ્રિત બની આત્મધર્મમાં ભેદદૃષ્ટિ રાખનાર આત્મદ્રોહી હોવાથી આત્મવિકાસનો અનધિકારી છે.

મનુષ્ય માત્ર જાણે છે કે માણસ અન્ન ખાઇને જીવે છે. માણસને જીવવાનું સાધન અન્નપાણી છે, છતાં કોઇ માટી તથા પથ્થરા જેવી વસ્તુને ખોરાક તરીકે વાપરી જીવવાનું સાધન બનાવે તો તે સર્વથા અનુચિત જ સાધન કહી શકાય અને જીવવાને માટે કોઇ પણ માણસ તેનો ઉપયોગ ન કરે તો પછી આત્મવિકાસના સાધન સમ્યગ્જ્ઞાન, સમતા, શાંતિ, સમભાવ, વૈરાગ્ય, ત્યાગ આદિ હોવા છતાં કોઇ રાગ, દ્વેષ, વૈર, વિરોધ, અદેખાઇ, અસહિષ્ણુતા, ઘૃણા, તિરસ્કાર, નિર્દયતા આદિને આત્મધર્મના વિકાસના સાધન બતાવે, તો ડાહ્યા અને જ્ઞાની પુરુષો કેવી રીતે માની શકે ? અને આત્મવિકાસ માટે કેવી રીતે ભાન ભૂલી તન્મય બને ? વસ્તુમાત્રનું અસ્તિત્વ–હયાતી હોવાપણું ધર્મને અવલંબીને રહેલું છે. સાકર મીઠી, કરિયાતું કડવું, મીઠું ખારું, આત્મા જ્ઞાનદર્શનવાળો, જડ વર્ણગંધરસાદિવાળું ઇત્યાદિ વસ્તુઓના ધર્મનું ખંડન–નાશ કરવા અનાદિકાળથી અત્યાર સુધીમાં થઈ ગયેલી સમર્થ વ્યક્તિઓમાંથી કોઇ પણ સમર્થ થયું નથી, થશે પણ નહિ અને હયાત પણ નથી કે જે ધર્મનું ખંડન કરી શકે. સમજાતું નથી કે અત્યારે એકબીજા એકબીજાના ધર્મનું ખંડન કેવી રીતે કરતા હશે. તેનું ખંડન કરવા જતાં આત્માના પોતાના ધર્મને ઢાંકી દેવા ગાઢ કર્મના પડદાઓ બનાવી સમ્યગ્જ્ઞાનદર્શનાદિને ઢાંકી રહ્યા છે.

સાધનોનું પણ ખંડન થઇ શકતું નથી, કારણ કે સાધનો પણ પોતાના જ સ્વરૂપમાં રહેવાના. સાધન પણ વસ્તુ છે અને તે કથન માત્રથી નાશ પામી શકતી નથી. સાધનોના ઉપયોગનું જો ખંડન નહિ પણ સાધનની સાધ્ય પ્રત્યેની અનુકૂળતા–પ્રતિકૂળતાનો વિચાર કરતા હોય તો કંઇક અંશે ઉચિત ગણાય. પણ ત્યાં કદાગ્રહ, મિથ્યાજ્ઞાન,-મિથ્યા અભિમાન, રાગદ્વેષ, વૈરવિરોધ, ઘૃણાદિને અવકાશ જ નથી. જ્યાં આ વસ્તુઓ છે ત્યાં વિચાર નથી પણ વિવાદ જ છે અને જ્યાં વિવાદ છે ત્યાં વિકાસ જ નહિ પણ વિનાશ તિરોભાવે રહેલ છે.

પોતાનું માનેલું (મત) સાચું મનાવવા બુધ્ધિનો દુરુપયોગ કરી કુયુક્તિઓનો આશ્રય લ્યો અથવા તો પ્રામાણિક પુરુષોના વચનોને પોતાના વિચારોમાં જણાવો. વસ્તુનું ખંડન કરી શકવાના નથી તેમ જ શ્રેય કે વિકાસ પણ કરી શકવાના નથી. વિકાસના વિરોધી મિથ્યા જ્ઞાનાદિનો આશ્રય લઇને અને અજ્ઞાનવશ થઇને ખોટી પ્રસિદ્ધિ તથા મોટાઇ મેળવવા સાધનોના ખંડનમંડનમાં ઉતરનાર, અજ્ઞાન જીવોથી પોતાનો સ્વાર્થ સાધી શકે ખરા, પણ જ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં તો તેઓ દયાપાત્ર છે.

•

## વાચક અને શ્રોતાને સૂચના

(૫૦)

કોઇ પણ લખાણ–પછી તે લેખના રૂપમાં હોય, પુસ્તકના રૂપમાં હોય, પત્રના રૂપમાં હોય અથવા અન્ય કોઇ રૂપમાં હોય, તથા કોઇ પણ વક્તવ્ય ભાષણના રૂપમાં હોય, ઉપદેશના રૂપમાં હોય, વાતચીત કરવાના રૂપમા હોય, અથવા અન્ય કોઇ રૂપમાં હોય, બન્ને વસ્તુઓ વિશ્વની અંદર મનુષ્યને વિચરવાના વિશાળ પથ છે. લખાણ તથા વક્તવ્યરૂપ વિશાળ પથના સખારૂપ નાના નાના અનેક પથો છે. મનુષ્યો પોતાની બુદ્ધિ તથા ઇચ્છાનુસાર સર્વ પથોમાં પ્રયાણ કરી રહ્યા છે. કોઈ પણ પથ મનુષ્ય–પ્રયાણથી શૂન્ય નથી. ભિન્ન ભિન્ન પથમાં પ્રયાણ કરનાર મનુષ્યો એક બીજા મનુષ્યોને પોતપોતાના પથમાં પ્રયાણ કરાવવા સતત પ્રયત્ન કરી રહ્યા છે. ઘણાખરા મનુષ્યોનો એવો મત છે કે જે પથમાં અધિક મનુષ્યો પ્રયાણ કરતા હોય તે પથમાં પ્રયાણ કરવું અત્યંત શ્રેયસ્કર છે. કેટલાક મનુષ્યો અશુદ્ધ પથથી જ્ઞાત હોવા છતાં પણ ઘણા મનુષ્યોથી જુદા પડવાના તથા કેટલીક આપત્તિઓના ભયથી શુદ્ધ પથ તરફ દૃષ્ટિ સુદ્ધાં કરતા નથી. કોઇ કોઈ સત્તાવલંબી અસત્ય તથા અગ્રાહ્યને ત્યાજ્ય સમજી મનુષ્યોના અસત્ય આરોપો, નિંદાઓ તથા તિરસ્કારો તરફ કિંચિત્ માત્ર પણ લક્ષ આપતા નથી, અને સત્ય તથા ગ્રાહ્ય માર્ગનું અવલંબન લે છે. કેટલાક મનુષ્યો તો પરમાર્થ સંમજ્યા વગર એકબીજાની દેખાદેખીથી બુદ્ધિનો ઉપયોગ કરતાં કંજૂસાઇ ધારણ કરી, બીજાની સંમતિ ન ગ્રહણ કરી આંખો મીંચીને, કોઇ પણ પથમાં પ્રયાણ કરતા મનુષ્યની પાછળ પ્રયાણ કરવા આંચકો ખાતા નથી. દુનિયામાં જેટલા પ્રકારના લખાણો તથા ભાષણો છે તેટલા જ પ્રકારના પથો છે, અને તે પંથો નિરંતર વહન થયા જ કરે છે. પંથોમાં કેવલ ગમન જ થતું નથી પણ આગમન પણ થાય છે. આગમન કરતાં ગમન કરનાર નુકસાન વેઠી પાછા ફરનાર મનુષ્યો, પંથમાં ગમન કરનારને, પહેલ પ્રથમ જનારને પંથમાં પ્રયાણ કરવાથી થતા નુકસાન બતાવી તેઓને પાછા ફરવા પ્રેરણા કરે છે, તો તેઓ તેના કથનનો અનાદર કરી હસી કાઢે છે અને અનેક પ્રકારના દોષોથી દૂષિત કરે છે. જ્યારે તેઓ નુકસાનીના ખાડામાં ઉતરે છે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક સઘળું નષ્ટ કરીને પાછા ફરે છે. લખાણો તથા ભાષણોથી અભિપ્રાયો જણાવવામાં તથા જાણવામાં આવે છે એ વાત સર્વથા સત્ય છે, પરંતુ અભિપ્રાયોથી વિરુદ્ધ કોઈ એક ખાસ કાર્યસિદ્ધિને માટે બોલવામાં કે લખવામાં અડચણ નડતી નથી, તેથી અન્તરીય અભિપ્રાયોથી વિરુદ્ધ જાણવામાં કે જણાવવામાં કોઈ પણ પ્રકારનો બાધ આવતો નથી,

અને જો એમ ન હોય તો આ લોકોક્તિ જે પ્રસિદ્ધિમાં આવી છે તે ન આવવી જોઇએ. પરન્તુ કોઇ ને કોઇ પ્રસંગને લઇને જ કહેવામાં આવ્યું છે કેઃ—

'પંડિત વૈદ્ય મસાલચી, તીનો એક સમાન;
ઔરોંકો ચાંદન કરે, આપ અંધેરે જાન.'

કોઇ પણ પ્રકારનાં લખાણો તથા વક્તવ્યમાં સત્યાંશ, અસત્યાંશ તથા અગ્રાહ્યતાંશ તો અવશ્ય રહે જ છે.

આ સર્વ એક એક વ્યક્તિગત જાણવું. સર્વ વ્યક્તિગત તો અસત્યાંશ તથા અગ્રાહ્યતાંશનો અસંભવ જ રહે છે, કારણ કે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ભિન્ન ભિન્ન સ્વભાવવાળી જ હોય છે, અને તેથી સમગ્ર લખાણ કે ભાષામાંથી પોતપોતાના સ્વભાવાનુકૂળને ગ્રહણ કરે છે, માટે અગ્રાહ્ય તથા અસત્યાંશ રહેતો નથી, અને એક વ્યક્તિની અપેક્ષા અનુકૂળ અંશ ગ્રહણ કરતાં અવશિષ્ટ રહેલો પ્રતિકૂળ અંશ અગ્રાહ્ય તથા અસત્ય જ થઇ શકે છે, માટે કોઈ પણ લેખ અથવા ભાષણ એવું હોતું નથી કે જે સર્વાંશે એક વ્યક્તિને અનુકૂળ થઈ શકે. એક વ્યક્તિની અપેક્ષાથી લેખનો તથા વક્તવ્યનો સર્વાંશ સત્ય તથા ગ્રાહ્ય થઇ શકે છે તો તે કેવળ લેખક તથા વક્તાના અંગે જ થઇ શકે છે. લેખક તથા વકતા પોતાના તરફથી લખેલું તથા બોલેલું સર્વ સત્ય તથા ગ્રાહ્ય સમજે છે, અને એવી સમજણથી જ લખવામાં તથા બોલવામાં પ્રવૃત્ત થાય છે. પૂર્વોક્ત નિયમ કેવળ લખાણ કે ભાષણને જ લાગુ પડતો નથી, પરન્તુ વિશ્વસ્થ સઘળી વસ્તુઓ આ નિયમથી બધ્ધ થયેલી છે, જેમ કે વનસ્પતિગત જુવાર, બાજરી, તુવેર ઇત્યાદિ અન્ન ઉત્પાદક વનસ્પતિઓમાં ગ્રાહ્ય અંશ તથા અગ્રાહ્ય અંશ રહેલો છે. મનુષ્યને માટે અન્ન ગ્રાહ્ય છે, બીજું અગ્રાહ્ય છે, પશુઓને માટે પાંદડાં આદિ ચારાની વસ્તુ ગ્રાહ્ય છે-આ જ પ્રમાણે દરેક વસ્તુઓમાં એક એક વ્યક્તિની અપેક્ષાથી ગ્રાહ્યતા તથા સત્યતા રહેલી છે. કોઇ પણ લેખ તથા વક્તવ્ય એકને અરુચિકારક થાય તો સર્વને અરુચિકર થાય તેમ એકાન્ત નથી, પરંતુ એક જ લખાણ તથા એક જ વકતવ્ય એકને અરુચિકર હોય છે તો બીજાને રુચિકર નીવડે છે. લખાણ તથા વકતવ્યો ઉપર રુચિ તથા અરુચિ મનુષ્યોના આચાર, વિચાર, સંસ્કાર અને સંગત ઉપર આધાર રાખે છે. મનુષ્ય જેવા જેવા આચારવિચારથી સંસ્કારી થયેલો હોય, તથા જેવી જેવી સંગતથી સંગઠિત હોય તે લખાણો તથા વકતવ્યોમાંથી તદનુકૂળ અંશને ગ્રહણ કરે છે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે હાસ્ય, કરુણ, રૌદ્ર, ભયાનક, શાન્ત, વીર, શૃંગાર, બિભત્સ અને અદ્ભુત—આ નવ રસયુક્ત નાટકના ખેલો જોવાવાળા પ્રેક્ષકો ભિન્ન ભિન્ન રસોને ગ્રહણ કરવાવાળા હોય છે. સર્વ પ્રેક્ષકોમાંથી કોઇને શૃંગારરસ પ્રિય હોય છે, તો કોઇને વીરરસ પ્રિય હોય છે, તો કોઇને કરુણરસ યા હાસ્યરસ પ્રિય હોય છે. મતલબ પૂર્વે કહ્યા પ્રમાણે આચાર, વિચાર તથા સંગતથી પડેલા સંસ્કારાનુસાર ખેલમાંથી ભિન્ન ભિન્ન અંશોને ગ્રહણ કરે છે. લખાણો તથા વક્તવ્યોની પણ આવી જ સ્થિતિ છે. કેટલા અસત્યાંશ તથા અગ્રાહ્યતાંશને ગ્રહણ કરે છે, બુધ્ધિ દ્વારા સ્પષ્ટ જ્ઞાન કર્યા છતાં પણ માનથી, ઈર્ષ્યાથી તથા દ્વેષથી ઘણાખરા મનુષ્યો અગ્રાહ્ય અંશને જ ગ્રહણ કરે છે, કેટલાક મનુષ્યો પોતાની વાત કાયમ રાખવાના કદાગ્રહથી; પછી

તે વાત અસત્ય યા અગ્રાહ્ય કેમ ન હોય? પરંતુ લખાણ તથા વક્તવ્યમાંથી પોતાના કથનની સાધક વાતને જ ગ્રહણ કરે છે, માટે કોઈ પણ પ્રકારનું લખાણ કે વક્તવ્ય હોય તેને વાંચીને અથવા સાંભળીને બુદ્ધિની તુલના કર્યા વગર, પાંચ સાત લખાણો તથા વક્તવ્યોના વિચારો મેળવ્યા વગર અને ઊંચ વિચારવાળા શ્રેષ્ઠતમ સાક્ષરોની સમ્મતિ પ્રાપ્ત કર્યા વગર એકદમ સહમત ન થવું જોઇએ, હૃદયમાં એકદમ સ્થાન ન આપવું જોઇએ, પ્રવૃત્તિમાં ન લાવવું જોઇએ. સર્વ પ્રકારના લખાણો તથા વક્તવ્યો વાંચવામાં કશો ય બાધ નથી; કારણ કે ભિન્ન ભિન્ન પ્રકારના લખાણો તથા વક્તવ્યો વાંચ્યા વગર કે સાંભળ્યા વગર સત્યાંશ તથા ગ્રાહ્યતાંશનો નિર્ણય થઇ શકતો નથી. આપણને અનુભવસિદ્ધ વાત છે, નિરંતર પ્રત્યક્ષપણે જોઇએ છીએ કે વસ્તુ ખરીદ કરવાના ઈરાદાથી આપણે અથવા કોઈ પણ મનુષ્ય બજારમાં જાય તો પાંચ–સાત દુકાને ફર્યા વગર અથવા પાંચ–સાત વસ્તુઓની સરખામણી કર્યા વગર એકદમ ગ્રહણ કરતા નથી. સારી રીતે તપાસ કરીને, પરીક્ષા કરીને, અનુભવીને, પૂછીને પછી જ ગ્રહણ કરે છે. જ્યારે એક સાધારણ વસ્તુને માટે બુદ્ધિ તથા વિચારનો સારી રીતે ઉપયોગ કરવામાં આવે છે તો પછી જીવનના વ્યવસ્થાપક લેખો તથા વક્તવ્યો માટે કાંઇ પણ બુદ્ધિ તથા વિચારનો ઉપયોગ ન કરતાં તેને ગ્રહણ કરીને તન્મય બની જવું એ કેટલી મોટી ભૂલ છે? કેટલી બેપરવાઈ છે? કેટલું આળસ્ય છે? કેટલી ઉપેક્ષા છે?

નાટકો, નૉવેલો તથા અન્ય કોઇ પણ વાર્તાના લેખકો પોતાના આચારવિચારાનુકૂળ કલ્પિત અથવા બનેલા વૃત્તાંતને વધારીને–અલંકૃત કરીને લખે છે. લખવામાં પોતાના આચાર વિચારોની વાચકના હૃદયમાં સચોટ અસર કેમ થાય તે બાબતમાં સાવધાન રહી રસયુક્ત વાક્યરચના કરે છે. કલ્પિત વાર્તાઓને એવી બનાવી લખે છે કે વાંચવાવાળાને કલ્પના કરવી પણ મુશ્કેલ થઈ પડે છે. જાણે લખેલી બીના સર્વથા સત્ય અને બનેલી ન હોય એવું ભાસે છે. પોતાના આચારવિચારાનુકૂળ કલ્પના કરવી હોય તો વિશ્વાંતર્ગત રહેલા ભાવો પદાર્થોથી કરી શકાય છે. વિશ્વમાં સર્વ વૃત્તાંતો બનેલાં જ હોય છે. ભિન્ન ભિન્ન સમયમાં ભિન્ન ભિન્ન બનાવો બન્યે જાય છે માટે જે કલ્પના કરવામાં આવે છે તે સત્‌પદાર્થથી જ બનેલા વૃત્તાંતની કરવામાં આવે છે. અસત્ પદાર્થ તથા અસત્ બનાવો કલ્પનામાં આવી શકતા જ નથી. કોઈ પણ વાર્તામાં એવું વાંચવામાં તથા કોઈના મોઢે એવું સાંભળવામાં આવ્યું છે કે સસલાએ પોતાના શીંગડા વડે સિંહને માર્યો અથવા આકાશમાં ઉત્પન્ન થયેલા પુષ્પોના હારોથી સુશોભિત થયેલ વંધ્યાના પુત્રે પૂંછડાવાળા તથા શીંગડાવાળા માણસો પાસે પાણીનું મંથન કરાવીને માખણ પ્રાપ્ત કર્યું? કલ્પિત તથા બનેલી વાર્તાના લેખનું પૃથક્કરણ એટલા જ માટે કરવામાં આવે છે કે વાર્તા બનેલી પણ તે લખેલી, જોયેલી કે સાંભળેલી ન હોય, અને નામ, સ્થાન આદિ વસ્તુઓ અન્ય રૂપમાં હોય તેને પોતાના આચારવિચારાનુકૂળ બુદ્ધિ દ્વારા જોડી દેવાથી કલ્પિત કહેવામાં આવે છે, અને જોયેલા તથા સાંભળેલા વૃત્તાંતને લખવાથી કલ્પિત નથી કહેવામાં આવતી. આ જ પ્રમાણે વક્તવ્યમાં પણ કલ્પિત તથા યથાર્થ વૃત્તાંત હોય છે. લખાણો તથા વક્તવ્યોમાં વાંચનારને તથા સાંભળનારને રુચિ તથા ભય ઉત્પન્ન કરવા રોચક તથા ભયાનક

વચનો લખવામાં તથા બોલવામાં આવે છે, જે વચનો ઘણાંખરાં કલ્પિત હોય છે. આવાં વચનો મનુષ્યોને અવળા માર્ગથી ઉતારી સીધે માર્ગે જોડવામાં ઘણા ઉપયોગી નીવડે છે. મતલબ કે, મનુષ્યોની વૃત્તિઓને પોતપોતાના આચારવિચાર તરફ ગમન કરાવવાના હેતુથી લેખકો તથા વક્તાઓ સમયાનુકૂળ ઉપયોગી લખાણો તથા ભાષણોનો ઉપયોગ કરે છે. મનુષ્યોની પ્રિયતાનુસાર પોતાના વિચારોનું મિશ્રણ કરી લખે છે તથા બોલે છે. મનુષ્ય જ્યારે પોતાના કોઇ પણ લખાણ વાંચે છે તથા કોઈ પણ વકતવ્ય સાંભળે છે ત્યારે તેને પોતાના ચિત્તની એકાગ્રતા કરવાની ખાસ આવશ્યકતા રહે છે, કારણ કે જ્યાં સુધી ચિત્તવૃત્તિ સમગ્ર કાર્યોથી નિવૃત્ત થઇને વાંચવામાં કે સાંભળવામાં સ્થિર થતી નથી ત્યાં સુધી લખાણ કે ભાષણનું રહસ્ય સમજાતું નથી; અને જ્યાં સુધી રહસ્ય ન સમજાય ત્યાં સુધી વાંચનારને તથા સાંભળનારને આનંદ આવતો નથી, તેમ જ ગ્રાહ્યાગ્રાહ્યની સમજણ ન પડવાથી પ્રાપ્તિશૂન્ય રહી જાય છે. તે માટે વાચકોએ તથા શ્રોતાઓએ વાંચવામાં તથા સાંભળવામાં સંપૂર્ણ લક્ષ આપવું જોઇએ.

મનુષ્ય જેમ જેમ લેખને વાંચતો જાય છે તથા વક્તવ્યને સાંભળતો જાય છે તેમ તેમ તેનું માનસ–ચક્ર ઘણા જ વેગથી ભ્રમણ કરે છે, જેથી વાંચેલું તથા સાંભળેલું સર્વ સ્મરણમાં રહેતું નથી. જો ચિત્તવૃત્તિની એકાગ્રતા હોય તો જ ઝડપથી સાંભળેલા તથા વાંચેલામાંથી કંઈક સ્મરણમાં રહી જાય છે. જે વિષયો આપણા અનુભવમાં આવી ગયેલા હોય, જે વિષયોનું જ્ઞાન આપણે સારી રીતે ધરાવતા હોઇએ તે વિષયો ગમે તેટલી ઝડપથી વાંચીએ કે સાંભળીએ તો પણ આપણા સ્મરણમાં રહી જાય છે. સ્મરણમાં રાખવાવાળી સમજણ છે. જે વિષય સારી રીતે સમજવામાં આવી જાય તે વિષય હંમેશાં સ્મરણમાં રહે છે જ, માટેજ અનુભવેલા વિષયો સારી રીતે સમજાયેલા હોવાથી સ્મરણબાહ્ય થતા નથી. આપણે જોઇએ છીએ કે જે વિષયથી આપણે સર્વથા અજ્ઞાત હોઇએ અને તેવો વિષય આપણા વાંચવામાં કે સાંભળવામાં આવે ત્યારે આપણને કંઇ પણ ખબર પડતી નથી; જરાય સમજતા નથી અને તેમ થવાથી જ્યારે કોઈ પૂછે છે કે શું સાંભળ્યું ? શું વાંચ્યું ? ત્યારે આપણે તેઓને કશો પણ ઉત્તર આપી શકતા નથી, તો પછી સ્મરણમાં રહેવું સર્વથા અશક્ય છે. મતલબ કે કોઇ પણ લખાણ કે ભાષણ જ્યાં સુધી સમજણમાં ન આવે ત્યાં સુધી સર્વ નકામું છે. વાંચીને મનન કરવાનું પણ સમજવાને માટે જ બતાવવામાં આવ્યું છે, માટે તમારે કોઈ પણ લખાણ તથા વાંચન તથા ભાષણ સાંભળીને કે વાંચીને તેનું રહસ્ય સમજવા ઉત્સુક રહેવું અને રહસ્ય સમજ્યા પછી ઉચિતાનુચિતનું પૃથક્કરણ કરીને ઉચિતને ગ્રહણ કરવું અને અનુચિતને ત્યાગવું. પરંતુ પૂર્વે કહ્યા પ્રમાણે ઉચિતની સારી રીતે પરીક્ષા કરવી. હૃદયમાં સ્થાન ત્યારે જ આપવું; કે જ્યારે પરીક્ષામાં ઉચિત સિદ્ધ ઠરે. કેટલુંક અનુચિત હોય છે પણ ઉચિતની જેવું ભાસે છે. આપણા શુદ્ધ વિચારો અશુદ્ધ ભાસે છે, અનુચિત ભાસે છે જેથી આપણે ઉચિતનો ત્યાગ કરી અનુચિત ગ્રહણ કરી લઇએ છીએ અને આમ થવાથી આપણે લાભને બદલે નુકસાન ઉઠાવીએ છીએ. એટલા જ માટે કહેવામા આવ્યું છે કે કોઇ પણ લખાણ તથા વક્તવ્ય વાંચતા કે સાંભળતાવેંત જ સંમત થવું ન જોઇએ, ગ્રહણ ન કરવું જોઇએ. જે વાત આપણે ન સમજતા હોઇએ તેને બરાબર

સમજવી જોઇએ. અમુકને માન્ય છે તો મને પણ ગ્રાહ્ય છે, એવા નિર્ણય પર ન આવવું જોઇએ. જેટલી વાતો આપણી સમજેલી હોય અને જેનાથી આપણે કંઇક સારો લાભ મેળવ્યો હોય તેને સહમત થતાં કે ગ્રહણ કરતાં કાંઈ પણ વાંધો નથી, પણ અજ્ઞાત વિષયમાં તો પૂર્વે કહ્યા પ્રમાણે જ વર્તવું યોગ્ય જણાય છે. જે વિષયનો નિર્ણય કરી હૃદયમા સારી રીતે ઠસાવેલ હોય, આપણી પૂર્ણ શ્રદ્ધાનું કેન્દ્રસ્થાન થઇ પડ્યો હોય તેને ખસેડતા પહેલાં સારી રીતે બુદ્ધિનો તથા વિચારનો ઉપયોગ કરવો.



# વિવેકના પંથે

(૫૧)

આપણા માટે સંસાર વિચિત્ર છે, અજાયબી અને ખૂબીઓથી ભરેલો છે—આપણને ન સમજાય અને ન જણાય માટે જ જે સમજે છે અને જાણે છે તેને વિચિત્રત્તા—ખૂબી—અજાયબી જેવી કોઇ વસ્તુ જ નથી. મદારી આંબો ઉગાડે, ફળ લગાડે ને ચખાડે તેમાં મદારીને અજાયબી કે ખૂબી હોય જ શાની? રેડિયો, વાયરલેસ અને ફોનોગ્રાફ આદિના આવિષ્કારકર્ત્તાઓને વિચિત્રતા, અજાયબી કે ખૂબી કાંઈ પણ માનસિક વિકૃતિ કરી શકતી નથી, તો પણ જ્ઞાનીઓ—કેવળજ્ઞાનીઓ આગળ વિચિત્રતા, અજાયબી અને ખૂબીનું શું ચાલી શકે? ન સમજનાર અને ન જાણનાર પોતાને અને દૃશ્ય વસ્તુમાત્રને ભગવાનની માયા કહીને પણ અચંબો પામે છે. સાચું સમજાયું કે જણાયું એટલે બસ, પછી કાંઇ ઊણપ રહેતી નથી તેમ જ કાંઇ પણ કરવાનું બાકી રહેતું નથી. જાણે છે—સમજે છે તે જ મુક્તાત્મા, અને અણજાણ—અણસમજુ સંસારી આત્મા બદ્ધ આત્મા. આપણે બદ્ધ એટલે સુદૂર તથા નિકટની વસ્તુઓથી બંધાએલા, આપણામાં આપણાપણાને ભૂલી બેઠેલા અને ઇતરને આપણા માનવાવાળા. છૂટાય નહિ ત્યાં સુધી તો અકળાવાનું ને મૂંઝાવાનું આપણા માટે નિર્માણ થઈ ચૂકેલું જ છે. માનવદેહમાં પણ મૂંઝવણો હોય તો પછી સમજવાનું ને છૂટવાનું બીજે ક્યાં બનશે? માટે કાંઇક સમજી લઉં અને છૂટી જઉં તો સારું એવા એક જ નિર્ણય ઉપર અવાય નહિ ત્યાં સુધી તો અનવસ્થિત ચિત્તની ભ્રમણામાં પડવાથી ઇચ્છિત સ્થળે જવાના માર્ગ સન્મુખ થઈ શકાતું જ નથી.

માનવદેહમાં જીવીને આપણે બે જ કામ કરવાનાં રહ્યાં. બે કામ થયાં એટલે બન્નેની દિશા જુદી, નામ જુદા ને કામ પણ જુદાં. એક કરીએ તો બીજું અટકી પડે. તે બે કામ કયા? હમણાંનું અને પછીનું. આ બેમાંથી હમણાંનું પારકું અને પછીનું આપણું, તો હવે પારકું કામ પહેલાં કરવું કે પોતાનું કામ પહેલું કરવું?

ભરત મહારાજાને બે વધાઇઓ સાથે આવી: ચક્રરત્નની ઉત્પત્તિ અને પિતાજીને કેવળજ્ઞાન. ભરત મહારાજા મૂંઝાયા. ચક્રરત્નની પૂજા હમણાંનું કામ, પિતાજીની પૂજા પછીનું કામ. પહેલાં કયું કરવું? ક્ષણવાર વિચાર કરી, જન્મમરણના અંતવાળા, છેવટના વિકાસી જીવનમાં વસવાવાળા,

દીર્ઘદર્શી ભરતચક્રીએ હમણાંનું વિનશ્વર કામ છોડીને અંત વગરનું–શાશ્વતું પછીનું કામ કરવું યોગ્ય ધાર્યું અને કર્યું. આપણને એમ જણાશે ને સમજાશે પછી મૂંઝવણ શેની? અજાયબી અને વિચિત્રતા શેની?

સંસાર અનાદિકાળથી હમણાંનું કામ કરતો આવ્યો છે, પણ હજી સુધી સફળતા મેળવી નથી, છેવટે નિરાશા જ મળી છે. આપણે સંસાર(હમણાં)ના કાર્યનું છેવટ તપાસીએ તો નિરાશ થઈને ચાલ્યા જવું અને હમણાંના કામમાં મદદગારને લાકડાં મૂકી ફૂટી બાળવું, તેનું નામનિશાન પણ ન રહેવા દેવું, તેના આકારને લાકડાના ગોદા મારીને છૂંદી નાખવો. લાખો કરોડો ભેગા કરનાર, મોટા મોટા મહેલો બંધાવનાર, રાજા; ચક્રવર્તી, ભિખ માગનાર, નાગો ફરનાર બધાની એક જ દિશા અને એક જ દશા.

ઘણા કાળ સુધી વળગી રહી હમણાંનાં કામમાં નિષ્ફળ પ્રયત્ન બની નિરાશ થયેલો અનેક સંસારવાસીઓ, પછીનાં કામ પ્રારંભીને, સફળતા મેળવીને નિષ્કામ બની ગયા, નિરારંભી બન્યા, આશાવેલડીનાં મધુર અને સ્વાદુ ફળો ચાખી પૂર્ણ સ્વાદુ અને મધુર જીવન બનાવી ગયા.

વેપાર બંધ કર્યા પછી જ છેવટે જાણી શકાય કે શું મેળવ્યું અને શું ખોયું? વચમાં તો હજાર ખોવે અને દશ હજાર મેળવે. દશ હજાર ખોવે અને હજાર મેળવે. જાણી શકાય નહિ કે વ્યાપારમાં લાભ છે કે નુકસાન. આપણે હમણાં ન જાણી શકીએ કે માનવજીવનના વ્યાપારમાં શું મેળવ્યું ને શું ખોયું? પણ છેવટે જીવનની સમાપ્તિ પછી તપાસવાનું છે કે શું કમાયા અને શું ખોયું? વેપાર બંધ કરી અહિંથી જનારાઓને આપણે જોઈએ છીએ તો કોઈ પણ એવો નથી જણાતો કે જે છેવટે નિરાશ થઈને ન ગયો હોય. છેવટે આનંદથી, સુખથી સંતોષ જાહેર કરીને જનાર તો જેણે પછીના કામમાં જીવન વ્યતીત કર્યું હશે તે જ જણાશે. હમણાંના કામમાં જીવનારને સંતોષ તથા શાંતિ હોય જ શાની? તે તો એમ જ સમજે છે કે હું મારું સર્વસ્વ ખોઈને જાઉં છું, અને પછીનું કામ કરનારો જાણે છે કે સારું કમાયો છું અને તે સાથે લઈને જાઉં છું; કારણ કે હું જે કાંઈ કમાયો છું તે મારી પાસે જ છે. માનવદેહમાં રહીને અબૂઝ રહ્યા તો પછી ક્યાં બૂઝીશું? બધા ય દેહોમાં જીવવા કરતાં માનવજીવન ઉત્તમ છે પણ તે જાણીબૂઝી છૂટી જવાય તો જ. બોધ વગરનું માનવજીવન, કનિષ્ટમાં કનિષ્ટ–વધારેમાં વધારે અપરાધી!

માનવદેહમાં જીવી બુઝાવવા કોણ શ્રમ કરે? બધા ય તૈયાર વસ્તુના ગ્રાહક. એક આંધળો બીજા આંધળાને પૂછે છે: 'ભાઈ! રત્નપુરનો માર્ગ કયો?' બીજા આંધળાએ ઉત્તર આપ્યો: 'જમણે હાથે ચાલ્યા જાઓ. પહેલાં વીરપુર આવશે અને પછી રત્નપુર આવશે.' પેલો પૂછનાર ફરીથી પૂછે છે કે: 'તેં રત્નપુર જોયું છે કે? રત્નપુરનો માર્ગ જોયો છે?' બીજો કહે છે: 'મેં ગામે નથી જોયું અને માર્ગ પણ નથી જોયો. હું તો સાંભળેલું કહું છું.' ત્યારે પૂછનાર બોલ્યો: 'મને એક જણે ડાબે હાથે રત્નપુર બતાવ્યું, બીજાએ પાછળ બતાવ્યું, ત્રીજાએ સન્મુખ બતાવ્યું અને તું જમણે હાથે બતાવે છે.'

બધા ય આંધળા અને બધા ય અણજાણ. કોઇ પણ અનુભવજન્ય સત્ય નથી બતાવતું. એક કહે છે આગમમાં આમ લખ્યું છે, બીજો કહે વેદમાં આમ છે, ત્રીજો ગીતાનું પ્રમાણ આપે છે, ચોથો કુરાન બતાવે છે ત્યારે પાંચમો બાઈબલને આગળ મૂકે છે. આ પ્રમાણે અનુભવજ્ઞાનશૂન્ય અત્યારની જનતામાં મતભેદ પડી ગયા છે. એક ત્યાગથી કાર્યસિદ્ધિ–મુક્તિ બતાવે છે ત્યારે બીજો ભોગથી બતાવે છે. અનુભવજ્ઞાન વગર આંધળાની જેમ ફાંફાં મારવાનાં. સૌ કોઇ લખેલું વાંચી જાણે પણ સમજે--સમજાવે કોણ ? ઉપશમભાવી આત્મા હોય તે તો લખેલા પ્રભુના સંકેતોને સાચી રીતે જાણી શકે, રહસ્ય સમજી શકે અને સમજાવી શકે; પણ આ તો બધા ઔદયિક ભાવવાળા રહ્યા એટલે જે વખતે જેવા ઉદયને આધીન હોય તે તરફ તાણી જાય અને ઉદયાધીન ટોળું તાણાતાણી કરી લડી મરે.

સાચો બોધ અને સાચી સમજણ આપ્યા વગર આત્માને આનંદ અને શાંતિ મળવા કઠિન છે. આનંદ આદિ સાચી વસ્તુઓ આત્માના ધર્મ છે અને તે મુક્ત થવાથી જ પ્રગટે છે, માટે મુક્તદશાનું સાચું જ્ઞાન શ્રી મહાવીરની સાચી જીવનચર્યામાંથી મળી શકે છે.

સંસારના સમગ્ર દુઃખોથી છૂટી જવાય તો જ મુક્તદશા મળે. મુક્તિ નામ જ છૂટી જવાનું છે. મનોવૃત્તિમાંથી જડધર્મની અભિલાષા નીકળી જાય તો મુક્તિ પાસે જ છે. ઔદયિક ભાવને જીવ જડનો સંગ કરી સુખ માને છે, પણ ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક ભાવે તો સુખને પોતાનામાં જ રહેલું જુએ છે. હવે કરવાનું તો એટલું જ છે કે ક્ષાયોપશમિક ભાવ જે સન્માર્ગ કહેવાય છે તેને છોડી ઔદયિક ભાવરૂપ ઉન્માર્ગમાં ન જવાય તો જ આપણે આપણું શ્રેય સાધી શકીશું. ક્ષાયોપશમિક ભાવ ધર્મ અને ઔદયિક ભાવ અધર્મ છે, માટે ધર્મસાધન કરવું.



# સત્સંગ



માનવીને સત્સંગની અત્યંત આવશ્યકતા છે, કારણ કે સત્સંગ સિવાય આત્મિક વિકાસ થઇ શકતો નથી માટે અસતસ્વરૂપ પૌદ્‌ગલિક વસ્તુઓને છોડી દઇને સત્સ્વરૂપ આત્માનો સંગ કરવો જોઇએ. સત્ એટલે ત્રણે કાળમાં વિદ્યમાન અખંડ જ્ઞાન, દર્શન, જીવન અને સુખ-સ્વરૂપી આત્મા જ છે અને જડ વસ્તુઓ ક્ષણવિનશ્વર હોવાથી અસત્ છે અને તે સૂક્ષ્મ પરમાણુઓના સંયોગસ્વરૂપ હોવાથી વીખરાઈ જવાના સ્વભાવવાળી છે, માટે તેનો સંગ ત્યાગવા યોગ્ય છે. અથવા તો પુદ્‌ગલાનંદીપણાથી પરાઙ્‌મુખ થઇને આત્મસ્વરૂપમાં મગ્ન રહેનાર વિષયવિરક્ત આત્માઓ સત્ કહેવાય છે. એવા પુરુષોનો સંગ તે સત્સંગ અને પરપૌદ્‌ગલિક વસ્તુઓમાં મગ્ન રહેનારા વિષયાસક્ત જીવો અસત્ કહેવાય છે. એવા જીવોનો સંગ કુસંગ કહેવાય છે. સત્સંગી આત્માને પવિત્ર બનાવી શાશ્વતું સુખ મેળવી શકે છે અને કુસંગી આત્માને મલિન બનાવી માઠી ગતિઓના દુઃખોના ભોક્તા બને છે. સત્‌વસ્તુને ઓળખનારા અને તેની શ્રદ્ધા રાખનારા આત્માઓ જ સાચું બોલી શકે છે અને સાચી પ્રવૃત્તિ કરી શકે છે. તેમ જ તેમની સંગતમાં રહેનાર આત્માઓને સન્માર્ગે દોરીને તેમનું પરમ કલ્યાણ કરી શકે છે. આવા આત્માઓ સમ્યગ્‌જ્ઞાની હોવાથી વૈષયિક સુખોથી વિમુખ રહેલા હોય છે કારણ કે તેઓ સાચા સુખના અનુભવી હોવાથી વૈષયિક સુખને દુઃખરૂપે જ માને છે, જેથી તેમનો આત્મા ક્ષુદ્ર વૈષયિક વાસનાથી રહિત હોવાથી પોતાના આશ્રિતોને અવળે માર્ગે દોરતો નથી. સત્‌પુરુષો અનુભવજ્ઞાનવાળા હોવાથી તેમને પોથીના જ્ઞાનની ખાસ જરૂર હોતી નથી. પોથીમાં લખેલાં જ્ઞાની પુરુષોના વિચારો મોહનીયકર્મના ક્ષય કે ક્ષયોપશમ વગરના જીવોને મોહનીયના ક્ષયોપશમ અથવા ક્ષય કરવાને માટે નિમિત્તભૂત થઇ શકે છે ખરા, પણ જેને મોહનીયનો ક્ષયોપશમ થવાથી મનોવૃત્તિમાં આત્મવિકાસનો પ્રકાશ પડતો હોય તેઓ પોથીઓ ન વાંચે તો પણ ચાલી શકે છે; કારણ કે તેમણે વાંચવા-ભણવાનું ફળ સમ્યગ્‌જ્ઞાન તે મેળવેલું હોય છે, તેમને સ્પર્શબોધ થયેલો હોય છે.

મોહનીયના ક્ષયોપશમ વગરના એકલા જ્ઞાનાવરણીયના ક્ષયોપશમવાળા આત્માઓ જે પુસ્તકો વાંચીને જ્ઞાની પુરુષોના વિચારોને જાણે છે તેઓ મોહના દબાણને લઇને મિથ્યાભિમાનને તાબે થાય છે અને પોતે જ્ઞાની હોવાનો દાવો કરે છે, પરંતુ મહામોહના આવેશથી તેમની પ્રવૃત્તિઓ અજ્ઞાનતાની સૂચક હોય છે, અર્થાત્ રાગદ્વેષથી ભરપૂર અભણ માણસોની જેમ

કષાય અને કષાયોથી કલુષિત થએલી હોય છે જેથી તેઓ અજ્ઞાની જ કહેવાય છે, છતાં વ્યવહારમાં માણસો તેમને વિદ્વાન્ કહીને બોલાવે છે. આવા કહેવાતા વિદ્વાનો અસત્‌ને આવકાર આપવાવાળા હોવાથી અને અસત્‌ના ઉપાસક હોવાથી સત્‌પુરુષોની પંક્તિમાં ભળી શકતા નથી. એવાઓની સંગતથી કોઇ પણ વ્યક્તિ પોતાનું શ્રેય સાધી શકતી નથી. જ્યાં સુધી મોહનીયનો ક્ષય અથવા ક્ષયોપશમ કરીને સ્વરૂપરમણતારૂપ જ્ઞાન પ્રાપ્ત થાય નહીં ત્યાં સુધી પારકા જ્ઞાને જ્ઞાની બની શકાય નહીં. પારકા જ્ઞાને જ્ઞાની બનેલા પારકું જ્ઞાન બીજાને બતાવી તેમના કરેલા પૂજા, સત્કાર અને આવકારથી ફૂલાઈ જઇને પોતાના જાણપણાના મિથ્યાભિમાનથી બીજા પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે તે એક પ્રકારની અધમતા છે. આવા પુરુષો પામર હોવાથી સત્ થઇ શકતા નથી.

સત્‌પુરુષોની નિરંતર સૌમ્ય અને નિર્વિકાર દૃષ્ટિ હોય છે. તેમની છાયામાં રહેનાર ગમે તેટલો પાપી અને દુરાચારી કેમ ન હોય છતાં પાપપ્રવૃત્તિ છોડી દઇને સદાચારી બને છે, કારણ કે સત્‌પુરુષોનો આત્મા પવિત્ર અને ઉચ્ચ કોટીનો હોય છે. એમને સંસારની કોઈ પણ વિકૃતિ અસર કરી શકતી નથી. એમનાં ભાવનાબળથી જ અનેક જીવોનું ભલું થઇ શકે છે. આવા પુરુષોના દર્શન માત્રથી પ્રાણીઓને પરમ શાંતિ અને સંતોષ પ્રાપ્ત થાય છે, તેમ જ અજ્ઞાનતાથી થતી મૂંઝવણો દૂર થઈ જાય છે. એમની વાણીમાં વિષયોનું વિષ દૂર કરવાની અજબ શક્તિ રહેલી હોય છે. આવા પુરુષોનો સંગ તે સત્સંગ કહેવાય છે, અને તે પોતાના આત્માને પવિત્ર બનાવી ભાવસંપત્તિ મેળવવાની ઇચ્છાવાળા અવશ્ય કરે છે. સાચા સંતપુરુષો વસ્તુસ્થિતિને જાણવાવાળા જ્ઞાની હોવાથી એમને કષાયવિષયો કનડતા નથી, પૌદ્‌ગલિક વસ્તુઓમા ઇષ્ટાનિષ્ટપણું ન હોવાથી એમની કોઇ સ્તુતિ કરે કે નિંદા કરે–બંને ઉપર સમદૃષ્ટિપણું હોય છે. સ્તુતિ કરવાથી હર્ષના આવેશમાં મિથ્યાભિમાનને તાબે થતા નથી અને નિંદા કરવાથી દિલગીર થતા નથી. તેમ જ પોતાની સ્તુતિ કરાવવા ખોટા ડોળ પણ કરતા નથી. કોઇ આદરસત્કાર કરો કે ન કરો તેની કાંઇ પણ પરવા રાખતા નથી. પોતે જે નામથી ઓળખાય છે તે દેહનું બનાવટી નામ રાખેલું છે, પણ આત્માનું નથી એમ સાચી રીતે જાણતા હોવાથી દેહની સાથે જ વિણસી જવાવાળા નામને અમર કરવા માટે માયા, પ્રપંચ તથા અસત્ય અથવા તો અસત્‌પદાર્થના આશ્રિત બની કીંમતી માનવજીવન વેડફી નાંખી આત્માને કર્મથી ભારે બનાવતા નથી.

અસત્ જડ પદાર્થોમાંથી જેમની મનોવૃત્તિઓ વિરામ પામી ગઇ છે એવા પૂજ્ય પુરુષો નિરંતર આત્મપરિણતિમાં રમનારા હોવાથી પરપરિણતિમાં રમવારૂપ વ્યભિચારથી મુક્ત હોય છે. પૌદ્‌ગલિક વસ્તુઓ પુદ્‌ગલને પોષે છે પણ આત્માને પોષતી નથી. આવી તેમની અટલ શ્રદ્ધા હોવાથી જીવનમાં ઉપયોગી પૌદ્‌ગલિક વસ્તુઓનો અનાસક્તિપણે ઉપયોગ કરે છે, તેમને રસલોલુપતા હોતી નથી, આત્મકલ્યાણના સાધનભૂત દેહને ટકાવી રાખવા પૂરતો જ આહારાદિનો ઉપયોગ કરે છે. પ્રભુના માર્ગથી ભૂલા પડવાના ભયથી મોહનીયના ઔદયિક ભાવની પ્રેરણાની અસર થવા દેતા નથી અને હંમેશાં અપ્રમત્ત રહે છે. પોતાને આશ્રિત રહેલી અથવા તો પોતે જેના આશ્રયમાં રહેલાં હોય છે એવી પૌદ્‌ગલિક વસ્તુઓમાં મમતા ન હોવાથી તેના ક્ષણવિનશ્વર સ્વભાવ પ્રમાણે તેમાં થતાં પરિવર્તનથી જરા મૂંઝાતા નથી, પણ હમેશાં

સમભાવમાં જ રહેલાં હોય છે. જન્મમરણની વિકટ સમસ્યાને સાચી રીતે ઊકેલ કરેલો હોવાથી મૃત્યુથી ભયભીત થતાં નથી પણ તેનો અંત લાવવાનો નિરંતર પ્રયાસવાળા હોય છે. આત્મદર્શનની ઉત્સુકતાવાળા હોવાથી અનાત્મ તત્ત્વની વિચિત્ર પ્રકારની ખૂબીઓ નિહાળવાને વખત ગાળતા નથી. સંચિત અશુભના ઉદયથી અનેક પ્રકારના વિઘ્નો આવવા છતાં પણ નિરુત્સાહે બની સાધ્ય કાર્યમાં નબળાઇ જાહેર કરતા નથી. એમની મન, વચન, કાયાની પ્રવૃત્તિમાં ભિન્નતા હોતી નથી, કારણ કે ચૈતન્ય જગતમાં વિચરનારને જડ જગતના પદાર્થોની આવશ્યકતા હોતી નથી એટલે તેમને માયા, પ્રપંચ કે અસત્યના આશ્રિત બનવાની જરૂર રહેતી નથી. જડ જગતમા વિચરનારાઓનો 'આત્મા દુર્બળ થઈ ગએલો હોવાથી તેમના જીવન, આનંદ અને સુખ જડ પદાર્થોના આશ્રિત બની જાય છે જેથી તેમને એક ક્ષણ પણ જડ પદાર્થ વગર ચાલી શકતું નથી. એટલા માટે તે જડ વસ્તુઓ મેળવવા તેમને અસત્ય તથા માયાપ્રપંચ કરવો પડે છે અને તેથી જ તેમના મન, વચન અને કાયાના વ્યાપારમાં ભિન્નતા આવી જાય છે.

મહાપુરુષો પોતે સત્‌ના સાથી હોવાથી નિરંતર સત્યનુ જ અવલંબન લેનારા હોય છે, માટે તેઓ વસ્તુનું સત્યસ્વરૂપ જ પ્રરૂપે છે. અસત્‌સ્વરૂપ પાંચે ઇંદ્રિયોના વિષયોથી પરાઙ્મુખ હોવાથી તેમના વાસ્તવિક સ્વરૂપની સત્યતાને ગોપવતા નથી. પાંચે ઇંદ્રિયોના વિષયો આત્મ-સ્વરૂપને ઢાંકી દે છે માટે વિષયાનંદી જીવો પોતાને પરસ્વરૂપ જ સ્વસ્વરૂપે ભાસતું હોવાથી આત્મસ્વરૂપ સુખ તથા આનંદ મેળવી શકતા નથી, અને તેથી તેમને રાગદ્વેષને તાબે રહેવું પડે છે, કે જે એક અસત્ વસ્તુમાં અગ્રસ્થાન ભોગવે છે. આ બાબતનું સમ્યગ્જ્ઞાન સત્પુરુષોને હોય છે કે જેથી આનંદ તથા સુખ માટે વિષયની વાટે ગમન કરનારાઓને પાછા વાળીને સુખના માર્ગની સાચી દિશા બતાવે છે, અને એટલા માટે જ તેઓ નિઃસ્વાર્થી હોય છે. સ્વસ્વરૂપથી અણજાણ પરસ્વરૂપમાં રમનાર જ સ્વાર્થી હોય છે, કારણ કે વિષયોની તૃપ્તિ માટે પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવવાની ઇચ્છા તે સ્વાર્થ અને તદનુસાર પ્રવૃત્તિ કરવી તે સ્વાર્થિક પ્રવૃત્તિ કહેવાય છે. મહાપુરુષોને આવી પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા હોતી નથી; કારણ કે તેઓને જડના ધર્મોની સર્વથા અનાવશ્યકતા સમજાયેલી હોય છે અને નિઃસ્વાર્થી હોવાથી તેઓ માયાપ્રપંચથી મુક્ત હોય છે કે જેથી તેમને ક્ષુદ્ર વાસનાની તૃપ્તિને માટે લોકોની પાસેથી પૌદ્‌ગલિક સાધનો મેળવવા જ્ઞાની, ત્યાગી, તપસ્વી અને ધ્યાનીપણાનો ખોટો આડંબર કરવો પડતો નથી. અંતરાત્મદશામાં વિચરનારા સંતપુરુષોને કાંઈક અંશે આત્મિક સુખ તથા આનંદનો અનુભવ થયેલો હોવાથી બહિરાત્મદશાવાળાઓને પ્રિય પૌદ્‌ગલિક આનંદ તથા સુખને તેઓ તુચ્છ સમજે છે એટલે તેમની મનોવૃત્તિઓ પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવવા બાહ્ય જગતમાં ભટકતી નથી, પરંતુ અંતર્જગતમાં સ્થિરતાથી શાંતપણે રહેલી હોય છે, અને તેથી જ તેઓ સાચા આનંદના ભોક્તા હોય છે, કારણ કે સાચા આનંદ તથા સુખમાં વૃત્તિઓની ચંચળતા–અસ્થિરતા હોતી નથી. વૃત્તિઓને ચંચળ બનાવનાર મોહનીયનો ઔદયિકભાવ હોય છે અને તે પૌદ્‌ગલિક હોવાથી ક્ષાયોપશમિક કે ક્ષાયિક ભાવસ્વરૂપ સુખ તથા આનંદ આત્મિક ધર્મને સ્પર્શી શકતો નથી. જેમ તળાવમાં પવનના સંસર્ગથી તરંગો

ઊછળે છે તે એક વિકૃતિ હોય છે પણ પ્રકૃતિ હોતી નથી તેમ કર્મની પ્રેરણાથી થવાવાળી વૃત્તિઓની ચંચળતા તે વિકૃતિ છે પણ પ્રકૃતિ નથી; માટે જે સુખ તથા આનંદમાં ચંચળતા રહેલી છે તે વિકૃતિસ્વરૂપ સુખ કહેવાય છે, પ્રકૃતિસ્વરૂપ નથી કહેવાતું. અંતરાત્મદશાવાળામાં ક્ષાયોપશમિક ભાવ હોવાથી પ્રકૃતિસ્વરૂપ શુદ્ધ સુખના ભોક્તા હોય છે.

મહાપુરુષો વિષયોના આશ્રિત ન હોવાથી જ એમને ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો તથા હાસ્યાદિ નોકષાયોને આદરવાની જરૂર હોતી નથી. કષાય–નોકષાયનો આદર વિષયોને માટે જ થાય છે; જો કે કષાય અને વિષય બંને ઓતપ્રોત રહેલાં છે, કારણ કે રાગદ્વેષનો સમાવેશ કષાયમાં થાય છે. જે જડ ધર્મસ્વરૂપ ઇંદ્રિયના વિષયોમાં રાગદ્વેષ હોય છે તેને વિષય તરીકે કહેવામાં આવે છે, પણ જે ઇંદ્રિયોના વિષયોમાં રાગદ્વેષનાં અભાવસ્વરૂપ સમભાવ હોય છે તે વિષય નથી કહેવાતા પણ વસ્તુનો બોધમાત્ર કહેવાય છે. મોહનીયના ક્ષયોપશમ કે ઉપશમવાળાને વસ્તુનો બોધ કરવા ઇંદ્રિયો-ની જરૂર પડે છે, પણ સર્વથા મોહનીયના ક્ષયવાળાને ઇંદ્રિયોની જરૂર પડતી નથી, માટે સમભાવે ઇંદ્રિયોના વિષયોને ગ્રહણ કરવા તે બોધ અને વિષમભાવે ગ્રહણ કરવા તે વિષય. આવા વિષયને માટે રાગદ્વેષની જરૂર પડે છે અને તે કષાયસ્વરૂપ હોવાથી વિષયાનંદી આત્માઓ વિષય માટે કષાયનો આદર કરે છે, પણ વિષયવિરક્ત મહાત્માઓ કષાયથી મુક્ત હોય છે. સત્પુરુષો જ્ઞાન, દર્શન, ચારિત્ર, જીવન, સુખ આદિ પોતાની સાચી સંપત્તિ મેળવવાના કામી હોવાથી પારકી પૌદ્ગલિક સંપત્તિના નિરિચ્છક હોય છે; તેમ જ અણ-સમજણમાં ગ્રહણ કરેલી પરસંપત્તિને ત્યાગવાવાળા હોય છે અને નવી પૌદ્ગલિક વસ્તુને ગ્રહણ કરતા નથી; કારણ કે તેઓ સમજે છે કે પૌદ્ગલિક વસ્તુઓ આત્મિક સંપત્તિ ખોયા સિવાય મળતી નથી અને એક વખત ખોયેલી આત્મિક સંપત્તિ પાછી મેળવતાં અત્યંત શ્રમ પડે છે, તેમ જ ઘણા કાળ સુધી સંસારમાં રઝળવું પડે છે. આત્માને પોતાની પાસેથી સંપત્તિઓ ખોવાઈ ગયા પછી પોતાના નિર્વાહ માટે પરાધીનતા ભોગવવી પડે છે; કારણ કે પારકી વસ્તુ વાપરવાની ઈચ્છાવાળા તે વસ્તુ આધીન થયા સિવાય વાપરી શકતો નથી તેમ જ તે વસ્તુ નષ્ટ ન થાય તેની પણ તેને કાળજી રાખવી પડે છે; છતાં પરવસ્તુ ક્ષણવિનશ્વર હોવાથી છેવટે નષ્ટ થઇ જાય છે અને પોતાની સંપત્તિથી દરિદ્રી બનેલો આત્મા અનેક પ્રકારની આપત્તિ-વિપત્તિનો આશ્રિત બને છે. સંતપુરુષો મોહની શોખવણીથી મૂંઝાતા નથી, અર્થાત્ સુંદર મકાન, વસ્ત્ર, ઘરેણાં, ભોજન આદિ પાંચે ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થોમાં આસક્તિવાળા થતાં નથી, કારણ કે તેઓ પુદ્ગલસ્કંધોની રચનાથી જાણીતા હોય છે એટલે તેમને આત્મા સિવાય બીજે કયાંય પણ સુંદરતા જણાતી નથી. આત્મા સ્વભાવથી જ સત્–સત્ય અને સુંદર હોય છે અને જ્ઞાનદૃષ્ટિથી જોનાર જ્ઞાની પુરુષો સાચી રીતે જણાય છે. આંખોથી જોનારને આત્મામાં જે સુંદરતા–અસુંદરતા, સારા–નરસાપણું આદિ વિકૃતિ જણાય છે તે આત્માની નથી પરંતુ કર્મજન્ય છે અને તે પુદ્ગલસ્વરૂપ છે. આત્મસ્વરૂપ જ્ઞાનથી જણાય છે, પણ આંખોથી જણાતું નથી અને એટલા માટે જ ઇંદ્રિયોથી વસ્તુનું સ્વરૂપ જાણી શકાતું નથી, કેવળ ઇંદ્રિયોથી જડ પદાર્થોનું સત્યસ્વરૂપ જાણી શકાય, નહી તો પછી ચૈતન્યનું સાચું સ્વરૂપ કેવી રીતે જાણી શકાય ? ચૈતન્ય અખંડ નિર્વિકાર જ્ઞાનસ્વરૂપ છે અને જડ પદાર્થ પરમાણુઓના

સ્કંધસ્વરૂપ છે. જડ વસ્તુના સ્કંધોમાં નિરંતર મળવાપણું અને વિછડવાપણું થયા કરે છે એટલે હમેશાં એકરૂપે રહેતા નથી, પરંતુ દરેક ક્ષણે પરિવર્તનશીલ હોય છે, ત્યારે આત્મા નિરંતર જ્ઞાનસ્વરૂપે રહેવાવાળો છે, જો કે આત્મામાં પરિવર્તનપણું છે પરંતુ તે સ્વરૂપે નથી, પરરૂપે છે અને પાદ્ગલિક સ્કંધોમાં સ્વરૂપથી પરિવર્તનપણું રહેલું છે, માટે અસ્થિર સ્વભાવવાળી પૌદ્ગલિક વસ્તુઓનું સ્વરૂપ આંખોથી જોનારાને અસત્ય ભાસવાથી વ્યામોહ પમાડે છે, જેથી આત્મસ્વરૂપ ભૂલી જઈને પરસ્વરૂપમાં આસક્ત થાય છે અને તેને મેળવવા નિરંતર પ્રયત્ન કરે છે, ત્યારે સત્પુરુષો આત્મસ્વરૂપને પ્રગટ કરવા પ્રયાસ કરે છે; કારણ કે એમને આત્મ-સ્વરૂપની ઓળખાણ હોય છે એટલે ક્ષણવિનશ્વર વસ્તુઓમાં મૂંઝાતા નથી. આવા સત્પુરુષોનો મહિમા અવર્ણનીય છે. જેઓ આવા સત્પુરુષોના સમાગમમાં રહે છે તેઓ અવશ્ય પોતે સત્ બની શકે છે અને કષાયોથી મુક્તિ મેળવી શકે છે. અનેક પ્રકારની આપત્તિવિપત્તિનો સામનો કરવાનું બળ મેળવી શકે છે. વસ્તુ માત્રનું સાચું સ્વરૂપ ઓળખીને આત્મિક વિકાસ સાધી શકે છે. ગમે તેવા વિકટ સંયોગોમાં મૂંઝાતા નથી. કર્મના વિચિત્ર પ્રકારના ઉદયમાં ધૈર્ય-તાથી ડગતા નથી અને પૌદ્ગલિક વસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટપણાનાં અભાવે વિષમભાવને પ્રાપ્ત થતા નથી પણ સમભાવમાં રહે છે. સત્સંગના પ્રભાવથી અજ્ઞાનતાથી થતી અશાંતિ ટાળીને શાંતિ પ્રાપ્ત કરી શકે છે. ક્ષુદ્ર વાસનાઓથી વાસિત અંતઃકરણને શુદ્ધ બનાવી શકે છે કે જેથી ત્રિવિધ તાપ મટાડીને ક્લેશથી રહિત થઇ જાય છે. ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભતા આદિ સદ્ગુણોને પ્રગટ કરી શકે છે. મમતા રહિત થવાથી દુઃખોથી પણ મુકાઇ જાય છે. જેને દેહને આશ્રયીને કોઈ પણ પ્રકારનો સ્વાર્થ સાધવો હોય, પછી તે ધન-સંપત્તિ મેળવવાનો હોય કે ક્ષુદ્ર વાસના સંતોષવાનો હોય તેને માટે તો સત્સંગ, કુસંગ જોવાની જરૂર રહેતી નથી. ઘણું કરીને તો પૌદ્ગલિક સ્વાર્થ કુસંગથી સાધી શકાય છે; કારણ કે પુદ્ગલાનંદી વિષયાસક્ત જીવોની સંગતથી વૈષયિક સુખના સાધનો મેળવી શકાય છે. અસત્ પદાર્થનો આદર કરનારા જ પોતાની ક્ષુદ્ર વાસના સંતોષવાને પોતાના આશ્રિતોની મનોકામના સફળ કરી શકે છે પણ સત્પુરુષો અસત્ પદાર્થથી પરાઙ્મુખ હોવાથી સ્વાર્થી જીવોને સંતોષ પમાડી શકતા નથી, માટે જ દેહાશ્રિત પૌદ્ગલિક આનંદ મેળવવાને માટે કુસંગ અત્યંત ઉપયોગી નિવડે છે, પરંતુ આત્મવિકાસ કરવાને માટે, આત્મિક સાચી સંપત્તિ જ્ઞાન, દર્શન, જીવન, સુખ તથા આનંદ મેળવવાને માટે તેમ જ શાંતિ, સમતા, સમભાવ, સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ધર્મની પ્રાપ્તિના માટે તો સત્સંગ જ ઉપયોગી નિવડી શકે છે; કારણ કે સત્વસ્તુને ઓળખનારા અને તેનો આદર કરનારા સત્પુરુષો જ અસત્ માર્ગે વળેલાને સન્માર્ગે લાવી શકે છે. સંસારની શેરીઓમાં ભટકતાંને શાશ્વત સિદ્ધિસ્થાને પહોંચાડી શકે છે અને જન્મ, જરા, મરણના ત્રાસમાંથી છોડાવી શકે છે; માટે મુમુક્ષુ આત્માર્થી જીવોએ સાચા સત્પુરુષોની ગવેષણા કરીને તેમનો અવશ્ય સંગ કરવો, પરંતુ અસત્સંગ તો કદાપિ કરવો નહિ; કારણ કે અસત્સંગથી આત્માનું અહિત થાય છે માટે અસત્ જીવોથી સદા સર્વદા દૂર રહીને સત્પુરુષોના ચરણોમાં જ હેડકી મુક્તિ મેળવવી.

卐

# જ્ઞાનની મહત્ત્વતા

( ૫૩ )

**જ્ઞાન** અજવાળું છે-પ્રકાશ છે. અજ્ઞાન અંધારું છે. થોડું પણ અજવાળું હોય તો માનવી પાસેની વસ્તુઓને ઝાંખી પણ જોઇ શકે છે, અને પોતાને ઇષ્ટ વસ્તુ તથા સ્થાનને મેળવી શકે છે. વળી આપત્તિવાળી વસ્તુઓથી પોતાનો બચાવ પણ કરી શકે છે. સર્વથા અંધકારમાં આમ બની શકતું નથી. જેમ કોઇ માણુસ અંધારી રાત્રિમાં પોતાની સાથે દીવો લઇને કોઇક સ્થળે જવા નીકળે તો તે દીવાના પ્રકાશની મદદથી ખાડા, ટેકરા તથા સર્પાદિ જીવજંતુ અને કાંટા આદિથી પોતાની જાતને બચાવીને ઇષ્ટ સ્થળે પહોંચી શકે છે.

પોતાના ઘરમાંથી કોઈ વસ્તુની અંધારી રાત્રે જરૂર પડે અને દીવાનો પ્રકાશ હોય તો જોઈતી વસ્તુ વિનાવિલંબે મેળવી શકે છે, તેવી જ રીતે થોડુંક પણ જ્ઞાન હોય તો તે પોતાને ઈષ્ટ વસ્તુ મેળવી શકે છે, પોતાના આત્માને દુર્ગતિરૂપ ખાડામાં પડતો બચાવી શકે છે, સર્પરૂપ કષાયોથી સુરક્ષિત રહી શકે છે તથા સદ્‌ગતિરૂપ ઈષ્ટ સ્થળે પહોંચી શકે છે. દ્રવ્યપ્રકાશ દેહ તથા પરિમિત જીવનને બચાવી શકે છે અને ભાવપ્રકાશ આત્મા તથા અપરિમિત જીવનની રક્ષા કરે છે.

જ્ઞાનથી આત્મદર્શન થાય છે, આત્મામાં રહેલી વિભૂતિ જણાય છે, આત્માની સાથે ભળી ગયેલો મેલ-કચરો પણ જણાય છે, આત્મા તથા જડનો ભેદ સમજાય છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ તથા જડનું અશુદ્ધ સ્વરૂપ જણાવાથી બન્નેની મુક્તિ માટે રુચિ ઉત્પન્ન થાય છે, પરિણામે ઉભયની મુક્તિ મેળવી શકાય છે. 'આત્માથી જડને મુક્ત કરવામાં આવે છે અને જડથી આત્માને મુક્ત કરવામાં આવે છે. આ પ્રમાણે સંસારમાં ઉભયના વિયોગને મુક્તિ કહેવામાં આવે છે.'

આ પ્રમાણે મંદતર પણ સમ્યગ્‌જ્ઞાન આત્માની સંપૂર્ણ વિભૂતિના વિકાસમાં (મુક્તિમાં) પરંપરાથી કારણ થઈ શકે છે.

ક્ષાયિક જ્ઞાન-કેવલજ્ઞાન-માં ભેદ હોતો નથી, તે એક જ પ્રકારનું હોય છે અને તે આત્માનો સંપૂર્ણ વિકાસ છે. આ જ્ઞાન સૂર્યના પ્રકાશ જેવું છે. સમીપમાં રહેલી તથા દૂર રહેલી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી વસ્તુ માત્રને સંપૂર્ણ સર્વ અવયવ સહિત સ્પષ્ટપણે પ્રકાશિત કરે છે. આ દિવ્ય પ્રકાશ છે. દીપકોમાં અંધારાની તારતમ્યતા રહેલી હોય છે, પરંતુ આ

પ્રકાશમાં લેશમાત્ર અંધારું હોતું નથી–આ પ્રકાશને જ આત્મસ્વરૂપ કહેવામાં આવે છે. અનંતા ભિન્ન ભિન્ન પ્રકારના દીપકો, અનંતા ગ્રહો, નક્ષત્રો, તારાઓ તથા અનંતા ચંદ્રોનો પ્રકાશ એકત્રિત કરવામાં આવે તો પણ તે પ્રકાશ સૂર્યનાં એક કિરણની તોલે આવી શક્તો નથી, તેવી જ રીતે મતિ, શ્રુત, અવધિ તથા મનઃપર્યાય આદિ અનેક પ્રકારના ક્ષાયોપશમિક જ્ઞાનોનો સમુદાય ક્ષાયિક–કેવળ–જ્ઞાનના એક પર્યાયની બરોબરી કરી શકતો નથી.

ઝીણામાં ઝીણો કપડાનો પડદો આંખ આડો રાખી જોનારને તેટલું સ્પષ્ટ જોઇ શકાતું નથી, જેટલું પડદા વગરની સ્વચ્છ આંખોવાળા જોઇ શકે છે. ક્ષાયિક જ્ઞાનવાળાના આત્મપ્રદેશો પરથી જ્ઞાનાવરણનો પડદો સર્વથા ખસી ગએલો હોય છે, એટલે તેઓ વસ્તુ માત્રને સંપૂર્ણ તથા સ્પષ્ટપણે જાણી શકે છે. બહારની કોઇ પણ જડ વસ્તુ જાણવામાં હરકત કરી શકતી નથી. જેમ સ્વચ્છ અગ્નિ વસ્તુ માત્રમાં પ્રવેશ કરીને સ્વરૂપવત્ બનાવી શકે છે તેવી જ રીતે સ્વચ્છ જ્ઞાન પણ વસ્તુ માત્રમાં પ્રવેશ કરીને સ્વરૂપવત્ બનાવી તે સ્વરૂપે રહે છે. જ્ઞાન–સ્વરૂપે તો સ્વદ્રવ્યમાં–આત્મામાં રહેલું છે, પરંતુ પરરૂપે પરદ્રવ્યમાં–જ્ઞેયમાં રહેલું છે. ઉષ્ણતા સ્વરૂપે તો પોતાનામાં–અંગારામાં અગ્નિ રહેલો છે, પરંતુ પરરૂપે અન્ય વસ્તુઓમાં રહી છે. જ્યારે અગ્નિનો પાણી આદિ વસ્તુઓથી વિયોગ થાય છે ત્યારે પાણી વગેરેમાં રહેલી દાહકતા અગ્નિમાં રહી જાય છે. જ્યાં સુધી સંયોગ હોય છે ત્યાં સુધી પાણી પણ અગ્નિની જેમ શક્ય વસ્તુઓને થોડા ઘણા પ્રમાણમાં બાળી શકે છે, તેવી જ રીતે જ્ઞેય જ્ઞાનના સાથે જોડાય છે ત્યારે જ્ઞેયમાં જ્ઞાન રહેલું હોય છે, પણ જ્યારે જ્ઞેયથી છૂટું પડે છે ત્યારે આત્મામાં સ્થિર થાય છે. સંયોગ ઉભયમાં હોય છે અને વિયોગ મૂલ આધારમાં સ્થિર થાય છે. દાહકતા તથા જ્ઞાન તેમ જ બીજા પણ વસ્તુના ધર્મો સ્વરૂપે સ્વધર્મીમાં રહે છે અને પરરૂપે પરધર્મીમાં રહે છે. એટલા માટે જ જ્ઞાતા, જ્ઞેય તથા જ્ઞાનને કથંચિત્ અભિન્ન માનવામાં આવે છે. આ અભિન્નતાના અંગે જ જ્ઞાની, ધ્યાની, દાની, આદિ શબ્દપ્રયોગોની સિદ્ધિ થાય છે. જગતમાં જ્ઞાનીઓનો આત્મા ઉન્નત હોવાથી તેનો દરજ્જો પણ ઊંચો છે. સાચી સંપત્તિવાળો પણ તે જ કહેવાય છે. અતીન્દ્રિય જ્ઞાન અલ્પ હોય અને ઇન્દ્રિયજન્ય અધિક હોય તો પણ અતીન્દ્રિય જ્ઞાનવાળાને જ જનતા પૂજ્યબુદ્ધિથી પૂજે છે.

અતીન્દ્રિય જ્ઞાની જાણે છે તેટલું અભ્રાન્ત સાચું કહી શકે છે, અને ઇન્દ્રિયજન્ય જ્ઞાનવાળો ભ્રાન્તિવાળું અસંપૂર્ણ અને સત્યમિશ્રિત જાણી શકે છે, કહી શકે છે; કારણ કે અતીન્દ્રિય જ્ઞાન થોડું હોય તો પણ તે સ્વસંપત્તિ છે અને ઇન્દ્રિયજન્ય પારકી સંપત્તિ છે. જેમ કોઇ માણસ પાસે પોતાની થોડી પૂંજી હોય પણ કોઇનું માથા પર દેવું ન હોય તો તે માણસ સુખી, પ્રમાણિક, નિશ્ચિંત તથા કીર્તિશાળી હોય છે, પછી તે ભલે ઝૂંપડામાં રહીને સાદો ખોરાક તથા કપડાથી નિર્વાહ કેમ ન કરતો હોય; પરંતુ પારકું લાખોનું દેવું કરીને બંગલામાં મ્હાલતો હોય કે મોટરોમાં ફરતો હોય અથવા તો હમેશાં મિષ્ટાન્નાદિ સુભક્ષ્ય અને સુવસ્ત્રોથી કેમ ન આનંદ કરતો હોય તો પણ નિશ્ચિંત તથા પ્રમાણિક સ્વસંપત્તિવાળા જેટલો પરમ સુખી થઈ શકતો નથી. જ્યાં સુધી પારકા પૈસા છે ત્યાં સુધી મોજ માણે છે પણ પારકા પૈસા તણાઈ જાય છે ત્યારે ભીખ માગવી પડે છે અને ઘણી જ વિપત્તિઓ ભોગવવી પડે છે. સ્વસંપત્તિવાળાને જીવન પર્યંત આવો પ્રસંગ આવતો નથી,

એવી જ રીતે પરોક્ષ ઇન્દ્રિયજન્ય જ્ઞાનવાળો ઇન્દ્રિયો કાયમ હોય ત્યાં સુધી બધું જાણી શકે છે, પણ ઇન્દ્રિયોનો અભાવ થયે જ્ઞાનશૂન્ય દશા ભોગવે છે. અને પ્રત્યક્ષ–અતીન્દ્રિય જ્ઞાનવાળાને તેમ નથીઃ કારણ કે આંખ આદિ ઇન્દ્રિયોના અભાવમાં પણ પોતાનું અતીન્દ્રિય જ્ઞાન હોવાથી પોતે સાદી રીતે જાણી શકે છે, પોતાનો નિર્વાહ કરી શકે છે. સમ્યગ્જ્ઞાનથી સમ્યક્શ્રદ્ધા થાય છે અને સમ્યક્શ્રદ્ધાથી સમ્યક્ ચારિત્ર–પરિણામ થાય છે, શુદ્ધ પરિણામથી આત્મા શુદ્ધ થાય છે, આત્મા શુદ્ધ થવાથી જૂનો કર્મ–મેલ ધોવાઇ જાય છે અને નવો મેલ લાગતો નથી, નવો મેલ ન લાગવાથી આત્મપ્રદેશો ઊજળા થાય છે અને આત્મા ચકચકિત બને છે. પછી આત્માનું તેજ–પ્રકાશ અખિલ વિશ્વમાં ફેલાઇ જાય છે જેથી વસ્તુ માત્ર પ્રકાશિત થાય છે, જેને આત્મા પોતાના દિવ્ય જ્ઞાનરૂપી પ્રકાશથી સંપૂર્ણતયા સ્પષ્ટપણે જાણી શકે છે. જેમ રાત્રિના અંતે સૂર્યોદય થાય છે ત્યારે સૂર્યના પ્રકાશથી વસ્તુ માત્ર પ્રકાશિત થાય છે અને દરેક વસ્તુ સૂર્યના પ્રકાશથી દૃષ્ટિગોચર થાય છે તેવી જ રીતે દિવ્ય જ્ઞાનના પ્રકાશથી ત્રણે કાળની સંપૂર્ણ પર્યાય સહિત વસ્તુને આત્મા જાણી શકે છે, જોઇ શકે છે.

સર્વથા કર્મરજ રહિત આત્મપ્રદેશોનો પ્રકાશ કોઇ કાળે પણ ઝાંખો પડતો નથી, અજવાળામાં ન્યૂનાધિકતા થતી નથી. જેમ સૂર્યના સહસ્ર કિરણોમાં પ્રત્યેક કિરણ પ્રકાશવાળું હોય છે, તેમ આત્માના અસંખ્ય પ્રદેશોમાં પ્રત્યેક પ્રદેશ જ્ઞાનના પ્રકાશવાળો હોય છે. દરેક પ્રકાશમાં અનંતું જ્ઞાન રહેલું છે. જેમ સૂર્યના પ્રત્યેક કિરણમાં પ્રકાશ રહેલો છે, છતાં બધાં કિરણો ભેગા મળીને પ્રકાશ કરે છે, પ્રત્યેક કિરણ છૂટું રહીને એકલું રહીને પ્રકાશ કરતું નથી તેવી જ રીતે આત્માના પ્રત્યેક પ્રદેશમાં જ્ઞાન રહેલું છે તો પણ તે એક એક પ્રદેશ ભિન્ન ભિન્ન રહીને જ્ઞાન કરતા નથી, સર્વ પ્રદેશ એકઠા મળીને જ જ્ઞાન કરે છે.

જાણકાર બે પ્રકારના હોય છે: એક જાગતો અને બીજો ઊંઘતો. જ્ઞાની એ જાગતો જાણકાર છે. બધા રસ્તાઓને જાણી શકે છે, જોઇ શકે છે. સુગતિ તથા દુર્ગતિના માર્ગનો સારો ભોમિયો હોય છે. જ્ઞાની ભવાટવીમાં થઇને શિવપુર જતાં આપત્તિવાળા સ્થળોથી પોતાનો બચાવ કરી શકે છે. કષાયાદિ ચોરટાઓ તથા વિષયાદિ ઘાતકી જાનવરોથી પોતાના જ્ઞાનધનને તથા અપરિમિત જીવનને બચાવીને સંભાળપૂર્વક ઇષ્ટ ગતિએ લઇ જઇ શકે છે. આપત્તિ માત્રના ઉપાયોને સારી રીતે જાણતો હોવાથી, જાગતો હોવાથી કદાચિત્ ચોરટાઓનો કે જાનવરોનો ભેટો થઇ જાય તો કુશળતાથી તેમને નિઃસત્ત્વ બનાવીને નિર્ભય બની શકે છે.

જ્ઞાની પોતાને સારી રીતે ઓળખી શકે છે તેમ જ પરને પણ સારી રીતે ઓળખે છે. આ પ્રમાણે પોતાની તથા પારકી વસ્તુને પણ જાણતો હોવાથી રતિ–અરતિ, હર્ષ તથા શોકને વશ પડતો નથી જેથી અંતમાં સર્વ કર્મોથી મુક્ત થઇને અપુનરાવૃત્તિ(મોક્ષ)સ્થાનને મેળવી શકે છે.



# ક્ષમા—સહિષ્ણુતા



(૫૪)

જ્યારે માનવી મિથ્યાભિમાન, અદેખાઇ તથા ક્રોધ આદિ વિકારોથી ગ્રસ્ત થાય છે ત્યારે તેને માનસિક દુઃખ ઘણું જ થાય છે. આવા દુઃખની શાન્તિ માટે કાયિક તથા વાચિક વ્યાપારદ્વારા બીજો માનવી, કે જે તેની સાથે પ્રતિકૂળપણે વર્ત્યો હોય કે ન પણ વર્ત્યો હોય તેને માનસિક તથા શારીરિક દુઃખ ઉત્પન્ન કરીને, અને વૈરનાં બીજ વાવીને પોતે સંતોષ માને છે, છતાં બંનેમાંથી આપસઆપસમાંની વૈરવૃત્તિ તથા એક બીજાના પ્રતિનો અણગમો જતાં નથી. એક બીજાને જુએ અથવા તો એક બીજાનું નામ સાંભળે કે તરત જ માનસિક પીડાના ઉભરાથી અકળાય છે અને તેને દૂર કરવાને એકબીજાના અવર્ણવાદ બોલીને ઉભરાને શમાવી દે છે.

મિથ્યાભિમાન અને અદેખાઇ આ બંનેનો ગાઢ સંબંધ છે, અથવા તો અદેખાઇને ઉત્પન્ન કરનારા જ મિથ્યાભિમાન છે. અદેખાઇ અને અસહિષ્ણુતા નામાંતર છે પણ અર્થાંતર નથી, એક જ વિકારના સૂચક બંને નામો છે. બીજાની સુખસંપત્તિ જોઇને જનતામાં અસહિષ્ણુતા ઉત્પન્ન થવાના પ્રસંગો ઘણાં જોવાય છે, પણ બીજાની—આપત્તિ—વિપત્તિ જોઇને અસહિષ્ણુતા ઉત્પન્ન થવાનો પ્રસંગ કવચિત કદાચિત જ જણાય છે.

સંસારમાં સજ્જન અને દુર્જન એમ બે પ્રકારના માણસો હોય છે. આ બન્ને પ્રકારના માનવીઓને ઓળખવાના લક્ષણોમાં સાધારણ લક્ષણ છે, અને તે અસહિષ્ણુતા છે. લક્ષણ સરખું હોવા છતાં પણ ભાવોની ભિન્નતાથી માનવીઓમાં ભેદ દેખાડે છે. દુર્જન માણસો હંમેશાં બીજાના સુખ—સંપત્તિને જોઇને કે સાંભળીને સહન કરી શકતા નથી, એટલું જ નહિ પણ ગુણવાન પુરુષોની મોટાઈ, કીર્તિ કે ગુણસ્તવના થતી જોઇને મનમાં બળ્યા કરે છે. અને આવા પુરુષોને જનતામાં હલકા પાડવા નીચ પ્રયાસોનો આદર કરે છે. ત્યારે સજ્જનો બીજાની આપત્તિ—વિપત્તિ જોઈને સહન કરી શકતા નથી, મનમાં દુઃખી થાય છે અને તેને દૂર કરવાને પોતાની સુખ—સંપત્તિનો ભોગ આપી સંતોષ માને છે, ગુણી પુરુષોની ગુણસ્તવના કરીને આહ્‌લાદ પામે છે.

સંસારમાં આ બંને પ્રકારની અસહિષ્ણુતામાંથી બીજાની સુખ—સંપત્તિ, ગુણસ્તવના જોઇને કે સાંભળીને અથવા અન્યના પ્રતિકૂળ વર્તનથી ઉદ્ભવેલી અસહિષ્ણુતાના અંગે અનિષ્ટ

ઉપાયો દ્વારા એક બીજાની લાગણી દુભાવી હોય, અને એક બીજાને શારીરિક અથવા માનસિક દુઃખ આપી પરસ્પર વૈરવિરોધ વૃત્તિઓ પોષી હોય તેના માટે ક્ષમા માંગવાનો અર્થાત્ પોતાના પ્રતિકૂળ વર્તનથી બીજાને થયેલા સંતાપને શમાવી દઈ સહન કરવાને પ્રાર્થના કરવાનો રિવાજ ચાલ્યો આવે છે. આ બાબત માટે ધર્મશાસ્ત્રો પણ કહે છે કે–હંમેશા ન બની શકે, અને દ્વેષની પરાધીનતા અંગે કદાચ વિરોધવૃત્તિ ઘણા વખત સુધી લંબાય તો પણ વર્ષના અંતે તો દ્વેષવૃત્તિથી છૂટકારો મેળવીને બીજાની પાસેથી ક્ષમા માગી લેવી જ જોઇએ, આપણી ગેરવર્તણુક સહન કરવા પ્રાર્થના કરવો જ જોઇએ અને બીજાએ તેની પ્રાર્થના સ્વીકારીને ક્ષમા આપવી જ જોઇએ.

આ પ્રમાણે સંસારમાં દ્વેષથી થયેલી પ્રવૃત્તિઓની ક્ષમા આપવા અને ક્ષમા લેવા (સહન કરવા–કરાવવા) પ્રાર્થના કરવાની પ્રથા પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે; પણ તેની સ્વાર્થ તથા પરમાર્થ દૃષ્ટિથી તપાસ કરતાં પરમાર્થ દૃષ્ટિએ શુદ્ધ આશયથી ક્ષમા આપનાર તથા લેનાર બહુ જ થોડા પ્રમાણમાં જણાય છે, કારણ કે જનતા, કાર્ય માત્રમાં સ્વાર્થ તથા પરમાર્થ એમ બંને દૃષ્ટિ વાપરે છે. તેમાં પણ પરમાર્થ દૃષ્ટિ કરતાં સ્વાર્થ દૃષ્ટિનો પુષ્કળ ઉપયોગ કરે છે. આનું કારણ તો ખુલ્લું જ છે કે જનતાનો બહોળો ભાગ અજ્ઞાન હોવાથી આ લોક સંબંધી પૌદ્ગલિક સુખનો જ લાલચુ હોય છે; છતાં કોઈ કદાચ ધર્મશાસ્ત્રોમા દૈવી સંપત્તિ કે ચક્રવર્તીની સમૃદ્ધિ સાંભળીને કાંઇક શ્રદ્ધાથી તેને મેળવવાની લાલસાથી પરલોક સંબંધી પૌદ્ગલિક સુખોને લક્ષ્યમાં રાખીને ક્ષમા આપવા–લેવાની પ્રવૃત્તિ કરે છે તો પણ તે પુદ્ગલાનંદી હોવાથી સ્વાર્થ દૃષ્ટિનો જ ઉપયોગ કરનાર કહેવાય છે.

પુદ્ગલાનંદી જીવોની જ્યાં સ્વાર્થદૃષ્ટિ હોતી નથી ત્યાં તેમને ક્ષમા માગતાં કે આપતાં મિથ્યાભિમાન આડું આવે છે અને તેથી તેઓ સહન કરવા કરાવવા ચાહતા નથી. તેવી જ જ રીતે પરમાર્થ દૃષ્ટિવાળા મધ્યમ કોટીના સજ્જન પુરુષો પણ ક્ષમા આપવા સહન કરવા ચાહતા નથી, પરંતુ મિથ્યાભિમાની સ્વાર્થદૃષ્ટિ અને મહત્ત્વાકાંક્ષી પરમાર્થદૃષ્ટિ આ બંનેની અસહિષ્ણુતામાં મોટું અંતર રહેલું છે. ઉપર કહ્યા પ્રમાણે સજ્જન પુરુષો બીજાની આપત્તિ–વિપત્તિ જોઇને સહન કરી શકતા નથી, અને પરના પૌદ્ગલિક દુઃખો ટાળીને તેને ગમે તે ભોગે પણ પૌદ્ગલિક સુખ પ્રાપ્ત કરાવવા પ્રયત્ન કરે છે ત્યારે મિથ્યાભિમાની દુર્જન પુરુષો બીજાની સુખ–સંપત્તિ જોઇને સહન કરી શકતા નથી; અને તેમના પૌદ્ગલિક સુખનો નાશ અને ગમે તે ભોગે પણ તેને પૌદ્ગલિક દુઃખોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે. આ જ પ્રમાણે ઉચ્ચ કોટીના મહત્ત્વાકાંક્ષી સજ્જન પુરુષોમાં પણ એક પ્રકારની અસહિષ્ણુતા હોય છે, અને તે મધ્યમ કોટીના સજ્જન પુરુષો જેવી જ હોય છે. ફરક માત્ર એટલો જ છે કે, મધ્યમ કોટીના સજ્જન પુરુષો અશુભ કર્મના કાર્યરૂપ પૌદ્ગલિક દુઃખોને દૂર કરી અવાસ્તવિક ક્ષણિક સુખો પ્રાપ્ત કરાવવા પ્રયાસ કરે છે, ત્યારે ઉત્તમ કોટિના સજ્જનો દુઃખોના કારણરૂપ કર્મનો સમૂળગો નાશ કરી વાસ્તવિક અખંડ સુખ પ્રાપ્ત કરાવવાના અધ્યવસાયવાળા હોય છે.

આ ચાલુ ક્ષમા–સહિષ્ણુતાના પ્રકરણમાં ક્ષમાના સ્વરૂપને કાંઇકે વધુ સ્પષ્ટ કરવાવાળું અને કાંઈક સંબંધ ધરાવવાવાળું હોવાથી અક્ષમા–અસહિષ્ણુતાનું યત્કિંચિત્ હાર્દ દેખાડયું

છે તો તે સર્વથા અપ્રાસંગિક તો નથી જ. અને અપ્રાસંગિક ન હોવાનું બીજું પણ એક કારણ છે કે–આગળ વર્ણવવામાં આવેલી સર્વદેશીય ક્ષમાના સ્વરૂપમાં અનુકૂળ વર્તનથી ઉદ્‌ભવેલી અસહિષ્ણુતા અને આ ઉપર વર્ણવેલી અસહિષ્ણુતા બંને રાગથી ઉત્પન્ન થાય છે.

ક્ષમા તથા અક્ષમાની આપ–લે બે વ્યક્તિઓને આશ્રયીને કરવામાં આવે છે. જો બંને વ્યક્તિ ઉત્તમ કોટીની હોય તો સનિમિત્ત અથવા નિર્નિમિત્ત થયેલી અક્ષમાના અંગે ઉત્પન્ન થયેલા સંતાપને શમાવવા પરસ્પર એક બીજાની પ્રતિ–ક્ષમા માગી લે છે અને આપે છે; પરંતુ જો એક વ્યક્તિ ઉચ્ચ કોટીની હોય અને બીજી હલકી કોટીની હોય તો એકપક્ષીય ક્ષમા મગાય છે અને અપાય છે. ઉચ્ચ કોટીના પરમાર્થ દૃષ્ટિવાળાનાં હૃદય પાપભીરુ અને બહુ જ કોમળ હોય છે. તેમના પ્રતિ અન્ય તરફથી કરવામાં આવેલી ગેરવર્તણુકને તેઓ સહન કરી લે છે, પણ અદેખાઈ કે ક્રોધને વશ થઈને બીજાને સંતાપ આપી ગુન્હેગાર બનતા નથી. કદાચ અશુભ કર્મના તીવ્ર ઉદયથી ક્રોધાધીન થઈને અણજાણપણે બીજાના હૃદય દુભાવવાનો ગુન્હો કરે છે, પણ પાછળથી તેઓને બહુ જ પશ્ચાત્તાપ થાય છે અને ગુન્હામાંથી મુક્ત થવા તરત જ ક્ષમા માગી લે છે.

ઉપર વર્ણવેલી, માત્ર પ્રતિકૂળ વર્તનને સહન કરવારૂપ એકદેશીય ક્ષમા સંસારમાં પ્રવાસ કરવાવાળા માટે ઘણી જ લાભદાયક છે, પણ સંસારની બહાર પ્રવાસ કરનારાઓ–સર્વથા કર્મનો નાશ કરી સંસારના પ્રવાસનો અંત લાવનારાઓ સર્વોચ્ચ કોટીના મહાપુરુષો માટે તો સર્વદેશીય ક્ષમાની અત્યંત આવશ્યકતા રહે છે. અતિશય વીર્યના ઉલ્લાસથી સંપૂર્ણ વિરક્તભાવને પામેલા, અને આત્માને સર્વથા શુદ્ધ બનાવી સંસાર બહાર પ્રવાસ કરી સર્વ શુદ્ધ આવાસમાં વાસ વસવા ઉદ્યુક્ત થયેલા આત્માઓ સર્વદેશીય ક્ષમાના બળથી જ સ્વકાર્યની સંપૂર્ણ સિદ્ધિ મેળવીને સિદ્ધ થાય છે. એકદેશીય તથા સર્વદેશીય બંને પ્રકારની ક્ષમા અનુકૂળ તથા પ્રતિકૂળ વર્તનને આશ્રયીને અપાય છે અને લેવાય છે. એકદેશીયમાં કેવળ પ્રતિકૂળ વર્તન છે ત્યારે સર્વદેશીય ક્ષમામાં અનુકૂળ તથા પ્રતિકૂળ બંને પ્રકારના વર્તન છે. આ સ્થળે વર્તનના બદલે ઉપસર્ગ શબ્દ વાપરવામાં આવે તો ક્ષમાનું સ્વરૂપ વધુ સ્પષ્ટ થઈ શકે તેમ છે એટલે માત્ર પ્રતિકૂળ ઉપસર્ગને સહન કરવો તે એકદેશીય ક્ષમા અને અનુકૂળ તથા પ્રતિકૂળ ઉપસર્ગોને સહન કરવા તે સર્વદેશીય ક્ષમા.

સંસારમાંથી આત્માને બહાર ન નીકળવા દેનાર અને આત્માની અનંતી લક્ષ્મી લૂંટી લઈ કંગાળ બનાવીને, સ્વભાવથી જ સુખ તથા આનંદના કંગાળ એવા જડની પાસે આનંદ તથા સુખની ભીખ મંગાવનાર, રાગ અને દ્વેષ, આ બે જ આત્માના કટ્ટા શત્રુઓ છે. આ બંનેનો અનાદર કરીને હાંકી કાઢ્યા સિવાય આત્માને પોતાની અનંત લક્ષ્મી, અનંત આનંદ, અનંતું સુખ, અનંતું જીવન, અનંતું જ્ઞાન, અનંતું દર્શન વગેરે વગેરે મળી શકવાનાં નથી. રાગ દ્વેષનો નાશ કરવાનું ન કહેતાં જે હાંકી કાઢવાનું કહેવામાં આવ્યું છે તે અમુક અપેક્ષાને લઈને છે. જો રાગ–દ્વેષનો સંસારમાંથી સર્વથા નાશ માનીએ તો સંસારવાસી સઘળા ય આત્મા સ્વસ્વરૂપને મેળવી સર્વ દુઃખો તથા કલેશોથી મુક્ત થઈ જાય અર્થાત્ એક આત્માએ રાગ–

દ્વેષનો સર્વથા નાશ કરી મુક્તિ મેળવી એટલે સંસારમાંથી રાગ-દ્વેષનો સર્વનાશ થવાથી સઘળા ય આત્મા મુક્તિ મેળવે, પણ તેમ બનવું અસંભવિત છે, માટે જેમ કોહી જઈ કીડાથી ખદબદ થતા શરીરવાળા કૂતરાને કોઇ પણ ઘરમાં પેસવા દેતું નથી, મારીને બહાર હાંકી કાઢે છે તેવી જ રીતે દરેક આત્માએ રાગ-દ્વેષ પોતાના ઘરમાં પેસવા આવે તો સર્વદેશીય ક્ષમારૂપના દંડનો પ્રહાર કરી આત્મ-ઘરમાં પેસવા ન દેતાં બહાર હાંકી કાઢવા. આ પ્રમાણે પ્રત્યેક આત્મા રાગ-દ્વેષના ઉપદ્રવોથી મુક્તિ મેળવી સદાને માટે સુખસ્વરૂપ, આનંદસ્વરૂપ બની શકે છે.

અનુકૂળ ઉપસર્ગો સહન કર્યા સિવાય માત્ર પ્રતિકૂળ ઉપસર્ગો સહન કરવાથી વીતરાગ દશા પ્રાપ્ત થઇ શકતી નથી. પ્રતિકૂળ ઉપસર્ગો સહન કરવામાં એટલી મહેનત નથી પડતી જેટલી કઠિનતા અનુકૂળ ઉપસર્ગો સહન કરવામાં નડે છે. દ્વેષનો ઉપદ્રવ તો સહન પણ થઇ શકે છે; પરંતુ રાગનો ઉપદ્રવ સહન થવો બહુ જ મુશ્કેલ છે. કોઇ માણસ કોઇના પ્રતિ--પછી તે ત્યાગી હો-ક્રોધિત થઇને તાડના-તર્જના કે બિભત્સ વચન બોલી પ્રતિકૂળ આચરણા કરે તો સામેનો માણસ સમજુ કે સુબોધ હોય તો આ બધું ય સહન કરી લે છે, કર્મનો વિપાક વિચારી તેના પ્રતિ વૈર-વિરોધની ભાવના રાખતો નથી, પણ કોઇ સજ્જન પ્રકૃતિનો માણસ છતા અછતા ગુણોનું કીર્તન કરે, જેમ કે-આપ તો દાનવીર છો, ધર્મના થાંભલા છો, આપે ધર્મનાં કાર્યો કરવામાં અનેક પ્રકારે ઉદારતા વાપરી છે, આપ હજારોના પાલનહાર છો અથવા તો આપ મહાન્ તપસ્વી છો, મહાજ્ઞાની છો, આત્માર્થી છો, શાસનના સંરક્ષક છો, સદ્ધર્મના સંચાલક છો, લાખોના તારણહાર છો-વગેરે વગેરે. અને બહુ જ માન જાળવી વિનયથી વર્તે તેમ જ વિચાર તથા વર્તનની અનુકૂળતા સાચવે તો તેને સહન કરી શકતો નથી, તેના પ્રતિ રાગ કર્યા સિવાય રહેતો નથી. પ્રફુલ્લિત મનથી સ્તવના કરનારની ચાહના રાખ્યા કરે છે. યદ્યપિ પ્રતિકૂળ વર્તનારને તો કોઇના પણ હૃદયમા સ્થાન મળતું નથી; પરંતુ અનુકૂળ વર્તનારને તો યોગી હો કે ભોગી હો, સર્વના હૃદયમાં સ્થાન મળે છે. સઘળાયનું પ્રીતિનું પાત્ર બને છે. આ પ્રમાણે પ્રતિકૂળ વર્તનની ઉપેક્ષા કરનાર તો ઘણા નીકળી આવશે; પરંતુ અનુકૂળ વર્તનની ઉપેક્ષા તો સર્વોચ્ચદશા-વીતરાગદશા મેળવવા કટિબદ્ધ થયેલા જ કરી શકે છે. બાકી સંસારવાસી જીવો અનુકૂળ વર્તનની ઉપેક્ષા કરવાના અનધિકારી છે, અને કોઇ ઉપેક્ષા કરે તો તેના માટે દૂષણરૂપ છે, પણ ત્યાગમાર્ગ અંગીકાર કરી વીતરાગમાર્ગના મુમુક્ષુઓ માટે તો તે જ ઉપેક્ષા ભૂષણરૂપ ગણાય છે.

જે અનુકૂળ વર્તનને સહન કરે તે પ્રતિકૂળ વર્તનને સહન કરવાનો જ, અને જે પ્રતિકૂળ વર્તનને સહન કરે છે તે અનુકૂળ વર્તનને સહન કરે ય ખરો અને ન પણ કરે; કારણ કે જે અનુકૂળ વર્તનાર ઉપર રાગ કરે તે પ્રતિકૂળ વર્તનાર ઉપર દ્વેષ કરવાનો જ, પણ જ્યાં રાગ નથી ત્યાં પછી દ્વેષ હોય જ ક્યાંથી? દ્વેષ તેમનો જ નષ્ટ થઈ શકે છે કે જેમનો રાગ નષ્ટ થયો હોય છે, અને એટલા જ માટે **વીતરાગ** કહેવાય છે પણ **વીતદ્વેષ** નથી કહેવાતા. પ્રભુના જીવન તરફ જુઓ. એમણે અનુકૂળ તથા પ્રતિકૂળ બંને પ્રકારના ઉપસર્ગો સહન કર્યાં છે. પ્રથમ તો રાગની ઉત્પાદક જેટલી અનુકૂળતા હતી તે બધી ય દૂર કરી, અને તે દૂર કર્યા પછી જ્યારે જ્યારે અનુકૂળતા મળી છે ત્યારે ત્યારે તે બધી ય સહન કરી છે, રાગ

કર્યો નથી ત્યારે જ પ્રતિકૂળતાને તેઓ સહન કરી શકયા છે; એટલે કે દ્વેષ કર્યો નથી અને છેવટે વીતરાગદશાનો વિકાસ કરી શકયા છે.

દ્વેષને કાઢવા માટે વસ્તુ માત્રમાંથી રાગ ઓછો કરવો જોઈએ. જ્યાં સુધી રાગ છે ત્યાં સુધી દ્વેષ નીકળવાનો નથી. અને દ્વેષ તથા રાગ બંને ન નીકળે ત્યાં સુધી વસ્તુસ્થિતિનું ભાન થઇ શકવાનું નથી. યથાર્થ વસ્તુ ઓળખવાની નથી અને યથાર્થ વસ્તુ ન ઓળખાય ત્યાં સુધી વિકાસનો માર્ગ દૂર જ રહેવાનો.

ઉપર જે કાંઇ ક્ષમાનું સ્વરૂપ વર્ણવ્યું છે તે પ્રકૃતિ તથા પ્રવૃત્તિ બંનેને આશ્રયીને છે. ક્ષમાની મૂળ પ્રકૃતિ, અનુકૂળતા તથા પ્રતિકૂળતા સહન કરવી, અર્થાત્ રાગ-દ્વેષ ન કરવો અને પ્રવૃત્તિ, માત્ર પ્રતિકૂળતા સહન કરવી એટલે માત્ર દ્વેષ ન કરવો. આ બંનેમાંથી મૂળ પ્રકૃતિને આશ્રયીને જો ક્ષમાના સ્વરૂપનો વિશેષ વિચાર કરીએ તો ઉપર વિચારી ગયા તેના કરતાં પણ તેનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે, અને એટલા માટે જ મુક્તિ મેળવવા કટિબદ્ધ થયેલા યતિઓના ધર્મમાં ક્ષમાને અગ્રસ્થાન આપ્યું છે.

અનાદિકાળથી પરસ્પર અનેક પ્રકારના સંબંધોથી ઓતપ્રોત થયેલા સંસારવાસી આત્માઓના એક બીજા પ્રતિના અનુકૂળ-પ્રતિકૂળ વર્તનને જ સહન કરવાનું ઉપર કહેવામાં આવ્યું છે; પરંતુ આત્માથી ભિન્ન જડના અનુકૂળ તથા પ્રતિકૂળ સંયોગોથી ઉત્પન્ન થતાં રાગ-દ્વેષને સહન કરવાનું જણાવ્યું નથી. વાસ્તવિકમાં તો ક્ષમાની, સહન કરવારૂપ જે મૂળ પ્રકૃતિ છે તે ચૈતન્યના અનુકળ-પ્રતિકૂળ વર્તનથી અને જડના અનુકૂળ-પ્રતિકૂળ સંયોગથી ઉત્પન્ન થતા રાગ-દ્વેષને સહન કરવાથી જ સંપૂર્ણ ચરિતાર્થ થઈ શકે છે. આમાં શુભાશુભ કર્મના વિપાક-ઉદયનો પણ સમાવેશ થાય છે. કર્મના બંને પ્રકારના ઉદયને સહન કરવો એટલે શુભના ઉદયથી રતિ-હર્ષ ન કરવો અને અશુભના ઉદયથી શોક-ખેદ ન કરવો, સમભાવે રહેવું. જડના અનુકૂળ-પ્રતિકળ સંયોગો પણ શુભાશુભના ઉદય ઉપર આધાર રાખે છે. આ બંનેમાંથી અશુભનો ઉદય અને તેનાથી થવાવાળા પ્રતિકૂળ સંયોગોને સહન કરનાર, તેના પ્રતિ અણગમો ન કરનાર તો ઘણા નીકળી આવશે; પણ શુભનો ઉદય અને તેનાથી થતા અનુકૂળ સંયોગોને સહન કરનાર, તેના પ્રતિ રાગ ન કરનાર તો વિરલા જ નીકળશે. દ્વેષોત્પત્તિનું કારણ મળવા છતાં દ્વેષોત્પત્તિ નથી પણ થતી, પરંતુ રાગોત્પત્તિના કારણ મળે રાગોત્પત્તિ ન થવી દુઃશકય છે. એકંદરે દરેક પ્રસંગોને સહન કરવા, સમભાવે રહેવું તે જ ક્ષમાની મૂળ પ્રકૃતિ છે.

સંસારમાં મોટે ભાગે માનવીઓ રાગના આશ્રિત હોય છે. ચોવીશે કલાકના અધ્યવસાયમાં ઘણુંખરું રાગનું સામ્રાજ્ય હોય છે, દ્વેષ તો કોઈ કોઇ વખત જ હોય છે, અને તે પણ રાગના કારણથી હોય છે. પરિશ્રમ પણ રાગની શાંતિના માટે રાગથી જ કરવામાં આવે છે. આત્માએ અનેક જન્મોમાં અનેક વખત ભોગવેલી હોવા છતાં પણ આ જન્મમાં ન ભોગવેલી વસ્તુ ઉપર રાગની પ્રેરણા થયા સિવાય રહેતી નથી. કોઇ પણ વસ્તુ-પછી તે પરિણામે અસુંદર કેમ ન હોય ? પણ જગતે માનેલી સુંદર વસ્તુ જોઇને રાગથી પ્રેરાઇ, તેના ભોગોપભોગ માટે તેનું અંતર આકર્ષાયા વગર રહેતું નથી અને તેને મેળવવાને અનેક આપત્તિ-વિપત્તિઓને અવકાશ મળવા છતાં પણ અથકપણે પરિશ્રમ કરે છે.

માયા અને લોભ રાગના અંગ ગણાય છે. જે વસ્તુ સુંદર લાગતી હોય, ગમતી હોય તેવી વસ્તુને અનેક વખત અતિશયપણે ભોગવવાની અભિલાષા બની રહેવી તે લોભ છે. તૃષ્ણાને મરડાના રોગની ઉપમા આપીએ તો અસ્થાને નહીં ગણાય. ગમે તેટલી વખત દિશાએ જાય તો પણ મરડાના રોગીની હાજત મટે નહિ, તેવી જ રીતે ગમે તેટલી વસ્તુઓ મેળવે કે તેનો ઉપભોગ કરે તો પણ તૃષ્ણાવાળાની હાજત પૂરી થાય નહિ, અને વસ્તુ મળતાં વિલંબ થાય કે વિઘ્ન આવે તો માયાનો છૂટથી ઉપભોગ કરે છે.

રસ્તામાં ચાલતાં સુંદર મકાન જોયું કે ઝટ રાગ પેદા થાય છે અને તેવું મકાન મેળવી-ને ભોગવવાની ઇચ્છા થાય છે, તેવી જ રીતે સુંદર સ્ત્રી, બાગ, વસ્ત્ર, ઘરેણાં, ફૂલ–ફૂલ, મિષ્ટાન્ન વગેરે જેટલી વસ્તુઓ ભોગવવાની ઇચ્છા થયા કરે છે તે સઘળો ય રાગનો વિલાસ છે. જે વસ્તુઓના સંબંધથી આનંદ, હર્ષ ઉત્પન્ન થાય છે, મન ખેંચાય છે, સેવા કરવાની હોંશ થાય છે તે સઘળો ય રાગનો વિકાર છે.

સંસાર જે વસ્તુને અસુંદર માનતો હોય, તેના ભોગની તો ઇચ્છા કોઈને પણ થાય જ નહિ, પરંતુ સંસાર જે વસ્તુમાં સુંદરતા નિહાળી હિત, હર્ષ, આનંદ કે લાભ માનતો હોય, તેની પૂર્ણ શ્રદ્ધાથી તે વસ્તુના ભોગોપભોગ માટે તેને મેળવવાની વાટે વાળનારા અને ન મળે ત્યાં સુધી તેની પ્રાપ્તિના ઉપાયોનું ચિંતવન કરવામાં મનોવૃત્તિઓને રોકી પરિશ્રમ કરનારા રાગના ઉપદ્રવને સહન કરી શકતા નથી, તેમનામાં ક્ષમાની મોટી ખામી હોવાથી કષાયોથી છૂટી શકતા નથી, પણ સંસારના સિદ્ધાંતોની શ્રદ્ધાથી હીન થયેલા અને હિત, હર્ષ, આનંદ તથા લાભના બદલે અહિત, શોક, નિરાનંદ તથા અલાભ માનનારા અવશ્ય રાગના ઉપદ્રવોને સહન કરી શકે છે અને સંપૂર્ણ ક્ષમાશીલ બની શકે છે. આવા પુરુષો જ દ્વેષ ઉપર પણ જીત મેળવી શકે છે અને વીતરાગ દશા મેળવવા અધિકારી પણ તે જ થઈ શકે છે.



# ક્ષણિક પદાર્થોમાં ન લલચાશો

( ૫૫ )

## ક્ષણિક વસ્તુઓમાં આસક્ત થઇને અનંતું જીવ ન ક્ષણિક ન બનાવો

**આત્માને** છોડીને સંસારમાં માટી જડ વસ્તુઓ તથા ઘરેણાં, કપડાં આદિ જડના વિકારો સઘળી વસ્તુઓ ક્ષણિક છે, અસ્થિર છે, અનિત્ય છે, જીવનને વધારવાને માટે સર્વથા અસમર્થ છે.

પ્રાણીમાત્ર જીવવાની ઇચ્છાથી જડ વસ્તુઓનો ઉપયોગ કરે છે, જેમ જેમ જડ વસ્તુઓનો વધુ પ્રમાણમાં ઉપયોગ કરતા જાય છે તેમ તેમ તેમનું જીવન ક્ષણિક બની ટૂકડા થતા જાય છે. જીવો અજ્ઞાનતાથી એમ માને છે કે અમે જીવન વધારીએ છીએ પણ જીવન વધવાને બદલે ઓછું થતું જાય છે.

સંસારમાં સાચા જીવનને ઓળખનાર મનુષ્યો ઘણાં જ થોડા પ્રમાણમાં હોય છે, દુનિયાનો મોટો ભાગ જીવની સાથે થયેલા દેહના સંયોગને જ જીવન માને છે, ઘણા વર્ષ દેહનો જીવની સાથે સંયોગ રહે તો લાંબું જીવન માને છે, અને થોડા વર્ષ સંયોગ રહે તો ટૂંકું જીવન માને છે. આ પ્રમાણે જીવનના સ્વરૂપને જાણનારાઓ જીવની સાથે દેહનો વધારે કાળ સયોગ ટકાવી રાખવાને માટે અનેક પ્રકારના ઉપાયો કરે છે.

સંસારમાં કોઈ પણ જીવને મરવું ગમતું નથી. ગમે તેવી તેની શારીરિક સ્થિતિ ખરાબ કેમ ન હોય તો પણ તે જીવવાની જ ઇચ્છાવાળો હોય છે. જીવવાને માટે માયા, છળ-કપટ, પ્રપંચ, અસત્ય અને અનીતિ આદરે છે, ધર્મ-કર્મથી વિમુખ થઇ જાય છે. ભલે ધર્મનો સંયોગ કેમ ન નષ્ટ થઈ જાય, પણ દેહનો સંયોગ તો બન્યોબન્યો રહેવો જોઇએ-આવા પ્રકારની ભાવનાથી અનીતિ અને અધર્મમાં ઉતરી પડે છે. માંદો પડયો હોય અને ડૉકટર કે વૈદ્ય અભક્ષ્ય ભક્ષણ કરવાનું કહે તો તે ખુશીથી કરવા તૈયાર થઈ જાય છે. અનેક જીવોનો નાશ કરીને તૈયાર કરેલી દવા જીવવાને માટે ખુશીથી વાપરે છે. અનેક જીવોનો નાશ સાંભળવા છતાં જીવનના અર્થીનું હૃદય કંપતું નથી. તે એવા વિચારવાળો હોય છે કે-જીવવાને બધું ય કરવું પડે છે. જીવતા રહીશું તો ધર્મના અનેક કાર્ય કરીને પાપથી છૂટી જઇશું. ધર્મના સાધનોમાં શરીર મુખ્ય સાધન છે. શરીર વગરનાં બધાં સાધનો નકામાં છે. આવા પ્રકારની

ભાવનાઓથી હૃદય નિરંતર વાસિત રહેલું હોવાથી સઘળા જીવોને જીવવું ગમે છે, એ સિધ્ધાંત ભૂલી જાય છે.

અલ્પજ્ઞ જીવો બે પ્રકારના જીવન માને છે : એક દુઃખી જીવન અને બીજું સુખી જીવન. મોજશોખથી જીવવું તે સુખી જીવન અને સાદાઇથી જીવવું તે દુઃખી જીવન. જેને ખાવાને ફક્ત રોટલા અને દાળ જ હોય, પહેરવાને જાડાં ખાદીનાં કપડાં હોય, રહેવાને સાધારણ એક મજલાવાળું મકાન હોય, સૂવાને માટે જમીન હોય અથવા શણની દોરીથી ભરેલો ખાટલો હોય, પાથરવાને માટે શેત્રંજી, સાદડી અથવા સો થીગડાવાળું ગોદડું હોય, પગમાં પહેરવાને સાધારણ દેશી જોડા હોય અથવા ઊઘાડે માથે પગે ફરતો હોય, માથા પર ચાર છ આનાની ટોપી હોય, ઘરમાં અજવાળા માટે એરંડીયાનું કોડીયું હોય અથવા ગ્યાસતેલનો ખડીયો હોય, વાપરવાનાં વાસણો માટીનાં હોય અથવા સાધારણ ત્રાંબા, પીત્તળ કે કાંસાના હોય, હમેશાં પગપાળો ચાલનાર હોય, જરૂરિયાતો ઓછી હોવાથી સંતોષ રાખીને પુરસદના સમયે શાંત ચિત્તથી પ્રભુભક્તિમાં લીન રહેતો હોય–આવા પ્રકારની સ્થિતિમાં જીવનારાના જીવનને અજ્ઞાની પુરુષો દુઃખી જીવન કહે છે.

જેને ખાવાને મિષ્ટાન્ન, ફળ, શાક, દૂધ, દહીં, ઘી, મેવા આદિ પદાર્થો હોય, પહેરવાને માટે કીંમતી ઊંચી જાતના રેશમ, મખમલ, જરી વગેરેના ફેન્સી સીલાઇનાં કપડાં હોય, રહેવાને માટે બાગબગીચાથી ઘેરાયેલો, પચાસ હજાર કે લાખનો બંગલો હોય, સૂવાને માટે સુંદર મિનાકારીવાળો સ્વર્ણ પલંગ હોય, પાથરવાને રેશમી ખોળવાળાં મણ–મણ રૂનાં ગાદલાં હોય, પગમાં પહેરવાને પચીસ પચાસ બૂટ હોય, માથા પર કસબી તોરાવાળી પાઘડી હોય અથવા પચીસની ટોપી હોય, ઘરમાં રાત્રે અજવાળા માટે વીજળીની લાઇટ હોય, ગરમીમાં વીજળીના પંખા ચાલતા હોય, વાપરવાનાં વાસણો સોના, ચાંદી કે જરમન સીલ્વરના હોય, જરૂરિયાતો ઘણી હોવાથી ધન મેળવવા રાતદિવસ ચિંતાગ્રસ્ત રહેતો હોય, અનીતિ અને અધર્મથી મેળવેલા દ્રવ્યને રાખવા તથા વધારવા કાવાદાવા કરતો હોય, ચાલવાનો પણ પરિશ્રમ ન કરતો હોવાથી રોગગ્રસ્ત શરીરવાળો હોય, શોખથી વધારે વિષય સેવવાવાળો હોવાથી શક્તિહીન–પુરુષાર્થહીન હોય, બસો બસોના ડોકટર હંમેશાં શરીર તપાસતા રહેતા હોય, વિષયાસક્ત બની વધુ વિષય સેવવાના લોભાર્થે જીવવા અનેક જીવોને મારીને તૈયાર કરેલી દવા ખાવા હમેશાં આતુર હોય, વિષય માટે કે અન્ય અપરાધો માટે મોડી રાત સુધી જાગીને સૂતો હોય અને પહોર દિવસ ચડે ત્યારે આંખો ચોળતો ઉઠતો હોય, કોઇ પણ કાર્ય કરવાને શક્તિહીન કે સત્ત્વહીન બનીને નોકર–ચાકરની વધારે અપેક્ષા રાખતો હોય, મોજશોખ તથા ઘણી જરૂરિયાતોની ચિંતાથી જેને પુરસદનો સમય બિલકુલ ન મળતો હોય, સાધુ–મહાત્મા યા તો મહાપુરુષોને જોઇને આંધળો બની જતો હોય, યાચકોના દુઃખી શબ્દો સાંભળવા બ્હેરો બની જતો હોય, પોતાને જ દેવ તરીકે માનતો હોય, સંસારની સઘળી વસ્તુઓ વાપરવાને માટે બનાવી છે એવા ધર્મના સિદ્ધાંતવાળો હોય, બીજા કંગાળ થઇ દુઃખી થાઓ, મરો કે જહાનમમાં જાઓ પણ પોતે તો ધન ભેગું કરવામાં આવતી પ્રવૃત્તિઓને જ ધાર્મિક ક્રિયા તરીકે માનતો હોય–આવા પ્રકારની કનીષ્ઠમાં કનીષ્ઠ ભાવનાયુક્ત જીવન જીવનારને તાત્ત્વિક દૃષ્ટિથી અણુજાણ–અલ્પજ્ઞ જીવો સુખી જીવન માને છે અને આવા પ્રકારના જીવનમાં જીવવા-

ની આકાંક્ષા રાખીને કલ્યાણનો માર્ગ છોડી અકલ્યાણના માર્ગે દોરાઈ જાય છે. અથવા તો કલ્યાણ માર્ગમાં રહીને પણ આવા પ્રકારના જીવન માટે પ્રભુપ્રાર્થના અને ભક્તિ કરે છે.

ઉપરોક્ત સુખી જીવનમાં જીવવાની ઇચ્છાવાળાઓ જડાસક્ત બનીને જડના જ સંરક્ષણ માટે અનેક જીવોના જીવનનો જલદી અંત આણે છે. તેઓને જીવો કરતાં જડ ઘણું પ્રિય હોય છે. તેઓ નિરંતર જડને મેળવવાની ચિંતાથી જડના જ ધ્યાનવાળા હોઈને જડમય બની ગયેલા હોય છે. સોનું, ચાંદી, ઝવેરાત આદિ જડ વસ્તુ તથા સારા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ જડના ધર્મ પ્રાપ્ત થતા હોય તો અન્ય જીવના જીવનની તેમને દરકાર કે કાળજી રહેતી નથી. જીવોના જીવનનો ઝટ નાશ કરી નાખે છે, જેના માટે પાછળથી જરા ય પશ્ચાત્તાપ કે શોક થતો નથી. ઊલટા જડની પ્રાપ્તિથી આનંદ માને છે. પોતાને સુખી માને છે. આ બાબત નીચે બતાવેલા ઉદાહરણોથી સ્પષ્ટ જણાઇ આવશે. આવા ઉદાહરણો આ કલિકાળ–પંચમ કાળમાં પ્રત્યક્ષ બની રહ્યા છે, કારણ કે આ કાળમાં દુનિયાનો મોટો ભાગ જડાસક્ત થઇ જડવાદી બની રહ્યો છે.

ધનના લોભી, ધનને જ કિમતી જીવન માનનારાઓ ધનના માટે પોતાના પિતા, પુત્ર, ભાઇ, ભગિની, માતા જેવા નિકટના સ્નેહીઓના પ્રાણ હરણ કરતા જરા ય ડરતા નથી. ચોર, લૂંટારા અને ધાડપાડુઓ ધનના માટે માણસોને મારી નાખે છે. રાજ્યના લોભથી અનેક રાજ-પુત્રોને વિષ અપાયાં છે અને અપાય છે. આ બધું શા માટે ? ધન મેળવી મોજશોખ ભોગવવા માટે. જીવન વધારવાના હેતુથી ધન દ્વારા જીવન વધારે તેવા પદાર્થો મેળવી, તેને વાપરી વધારે જીવવાને માટે. આ પ્રમાણે જડાસક્ત મનુષ્યો મનુષ્યોના જીવનનો અંત આણે છે.

હવે જડાસક્ત મનુષ્યો પોતાના માનેલા જીવનમાં જીવવા પશુઓના પ્રાણ પણ હરણ કરે છે. ચામડાને માટે, હાડકાને માટે, માંસને માટે, ચરબીને માટે, રુધિરને માટે હરણ, કુકડાં, પક્ષીઓ, ગાય, ભેંસ, બળદ, બકરાં આદિ પશુપક્ષીઓના પ્રાણ હરણ કરે છે. તેમને રીબાવી રીબાવીને મારી નાખે છે. પરાધીનપણે અનિચ્છાએ મોતને શરણ થતાં તેમની કરુણામય કારમી ચીસો જડાસક્ત નિર્દય માનવીઓના હૃદયને સ્પર્શ કરી શકતી નથી.

પામર–તુચ્છ મનુષ્યો પોતાના દેહને જાળવવાને, જીવનને વધારવાને અથવા જીવનનો શીઘ્ર અંત ન આવી જાય એટલા માટે માખી, મચ્છર, કીડી, મકોડા, ઇયળ આદિ જીવોનો સંહાર કરે છે. મધ મેળવવા માખીઓનો નાશ કરે છે. મચ્છર, માંકડ, ચાંચડ આદિ જંતુઓ દેહનું રુધિર પીએ છે અને તેમ થવાથી જીવન ઓછું થાય છે એમ માની હાથથી મશળી નાખી અથવા દવાના પ્રયોગથી તેમનો નાશ કરે છે. સાપ, વીંછી, કાનખજૂરા આદિ ઝેરી પ્રાણીઓ છે તે કરડવાથી માણસ મરી જાય છે, એમ માનીને તેમને મારી નાખે છે. આ સિવાયનાં બીજા પણ સૂક્ષ્મ જંતુઓનો પોતાના જીવનમાં અસ્વાસ્થ્ય ઉત્પન્ન કરવાની તેમ જ જીવનનો નાશ કરવાની આશંકાથી નાશ કરે છે, ઇન્દ્રિયો શિથિલ ન થવા પામે અને મનગમતા વિષયોને ભોગવવા છતાં જીવનની શક્તિ ક્ષીણ ન થાય, તેમ જ જીવનની સ્થિતિ પણ વધે એવા આશયથી પણ અનેક પ્રકારના સૂક્ષ્મ તથા સ્થૂલ જીવોનો નાશ કરીને તેમના દેહના અવયવોનો જડાસક્ત મનુષ્યો ઉપભોગ કરે છે.

સાચા જીવનની ઓળખાણુ વગરના મિથ્યા જીવનમાં જીવી જાણુનારા જડાસક્ત જડાત્માઓ ઉપર બતાવેલા કારણોને લઈને અનેક જીવોના જીવનને અનેક પ્રકારે તોડી નાંખે છે. પોતાના જડમય જીવનની પુષ્ટિ કરવા અનેક પ્રકારના જડોનો સંગ્રહ કરે છે. જીવોએ પોતાના ક્ષણિક જીવનમાં જીવવા ધારણુ કરી રાખેલા પંચભૂતમય દેહના સંયોગને પોતાના ક્ષણિક જીવનને લાંબું કરવા છોડાવીને પોતાના ઉપભોગમાં લે છે.

પોતાને પોતાનો જડમય દેહ છોડવો ગમતો નથી. કોઈ છોડાવવા પ્રયત્ન કરે કે છૂટી જવાનું કહે તો ઘણું જ દુઃખ થાય છે, પરંતુ બીજા જીવો માટે તો નિર્દયતાથી બળાત્કારે તેમનો જીવનદીપક બુઝાવી નાંખી મૃત્યુના મ્હોંમાં હડસેલી મૂકવા તૈયાર થઇ જાય છે. આ પ્રમાણે બીજા જીવોનો જીવનદીપક બુઝાવી નાખી પોતાની જીવનજ્યોતિ પ્રગટાવવા આજ સુધીમાં કોઇ પણુ સમર્થ થયો નથી. જીવનજ્યોતિ પ્રગટાવનારાઓ જીવ માત્રના જીવન-દીપકને જાળવનારા હોય છે. લાખો દીવા સળગતા હોય તે બધાને બુઝાવી નાંખીને પોતાનો દીવો સળગતો રાખી વધુ પ્રકાશમય બનાવવાની ઇચ્છા રાખવી નિરર્થક છે; કારણુ કે દીવાથી દીવો સળગે છે અને અનેક દીવાઓના પ્રકાશથી વધુ પ્રકાશમય બને છે.

શરીરના રૂપે જીવની સાથે જોડાયલા અથવા તો જીવથી છૂટા પડેલા જડ પદાર્થોમાં આસક્ત થયેલા જ્યારે જ્યારે જીવોને જુએ છે ત્યારે ત્યારે તેનો નાશ ઇચ્છે છે, બહારવટીયાઓ-લૂંટારાઓ તો માણુસોની પાસે રહેલી ધનસંપત્તિ લૂંટી લઇને જીવતા પણુ મૂકી દે છે, માણુસોની પ્રાણુસંપત્તિનું હરણુ કરતા પણુ નથી; પરંતુ દેહાસક્ત દાનવ જાતિમા માણુસો તો જીવોની પ્રાણુસંપત્તિ લૂંટીને અસહ્ય દુઃખ દે છે. જીવોને ધનસંપત્તિ આપતાં તેટલું દુઃખ થતું નથી, જેટલું દુઃખ પ્રાણુસંપત્તિ આપતાં થાય છે; માટે લૂંટારાઓ કરતાં પણુ જીવના પ્રાણુ હરણુ કરનારો અત્યંત નિર્દય હોય છે.

સાચું જીવન એટલે નિત્ય જીવન અને તે આત્માનો જ સ્વભાવ છે. ત્રણે કાળમાં જીવે છે માટે જ આત્માને જીવ કહેવામાં આવે છે. સાચા જીવનથી રહિત આત્મા કોઇ પણુ કાળે રહી શકતો નથી. આયુષ્ય કર્મરૂપી જડ વસ્તુના સંયોગથી જીવવું તે ખોટું-અનિત્ય જીવન છે. આવા પ્રકારના જીવનનો આરોપ આત્મામાં કરવામાં આવે છે. આરોપ કરાયલી વસ્તુ ખોટી હોય છે. આવા ખોટા જીવનને સાચું જીવન માનવાથી તેના રક્ષણુ માટે નિરંતર અજ્ઞાની જીવ પ્રયત્ન કરી રહ્યો છે; પણુ સાચા જીવનને પ્રગટ કરવા પ્રયત્ન કરતો નથી. ફરીથી સંયોગ ન થવા પામે તેમ આયુષ્યકર્મનો સર્વથા ક્ષય થયા સિવાય આત્માનું નિત્ય જીવન પ્રગટ થઈ શકતું નથી અને સર્વથા આયુષ્ય કર્મનો ક્ષય સર્વ જીવોનું રક્ષણુ કર્યા સિવાય થતો નથી. સર્વ જીવોનું રક્ષણુ જડ ઉપરથી આસક્તિ દૂર કરીને અનાસક્તિ ધારણુ કર્યા સિવાય થઇ શકે નહિ. જ્યાં સુધી જીવોની જડ ઉપર આસક્તિ છે ત્યાં સુધી દેહના રક્ષણુરૂપ ખોટા જીવનને ટકાવી રાખવા અનેક જીવોનો સંહાર કરવાના જ અને આયુષ્યકર્મ અવશ્ય બાંધવાના જ. જેથી ફરી ન બંધાવારૂપ આયુષ્યનો સર્વથા ક્ષય ન થવાથી ખોટાં જીવન વારંવાર પ્રાપ્ત થવાના. આવા ખોટા જીવનમાં જીવ જ્યાં સુધી જીવશે ત્યાં સુધી પોતાના શુદ્ધ-સાચા જીવન-ના ઉપભોક્તા થઇ શકવાનો નથી.

પ્રકાશ કરવો તે સૂર્યનો શુદ્ધ સ્વભાવ જ છે, કારણ કે સૂર્ય પ્રકાશમય હોય છે. તેને પોતાનો પ્રકાશ કાયમ રાખવા અથવા તો પોતે પ્રકાશ કરવા પ્રકાશ રહિત અંધારાની જરૂર પડતી નથી, કારણ કે જે પોતે જ પ્રકાશ વગરનું છે તે બીજાને પ્રકાશ આપી શકતું નથી, તેમ જ તેને પ્રકાશ કરવામાં મદદ પણ કરી શકતું નથી. એક તો સાચો પ્રકાશ કે જે સૂર્યનો ધર્મ-સ્વભાવ છે અને સૂર્યમાં રહે છે તે, અને બીજો ખોટો પ્રકાશ તે ક્ષણિક પ્રકાશ. આરિસા ઉપર સૂર્યનું પ્રતિબિંબ પડ્યા પછી તે આરિસાનો પડછાયો અંધકારવાળા સ્થળમાં પડે છે તે આ આરિસાનો પડછાયારૂપ પ્રકાશ આયનો ખસી જવાથી કે ભાંગી જવાથી નષ્ટ થઈ જાય છે. આરિસો પાછો તે સ્થળે આવવાથી પાછો પ્રકાશ પ્રકટ થઈને અંધકારમાં રહેલી વસ્તુઓને ઓળખાવે છે. આરિસો ભાગી ગયો હોય અને બીજો આરિસો સૂર્યની સામે રાખી તેનું પ્રતિબિંબ ન પાડવામાં આવે તો આરિસાના પડછાયારૂપ પ્રકાશનો સર્વથા નાશ થઈ જાય છે. આ પ્રમાણે બનાવટી પ્રકાશનો નાશ થવાથી સૂર્યમાં રહેલા સાચા પ્રકાશનો નાશ થતો નથી. સાચા જીવનની અને બનાવટી ક્ષણિક જીવનની પણ વ્યવસ્થા આવી જ રીતે છે. સાચું જીવન તે જીવનો સ્વભાવ અને ખોટું જીવન તે આયુષ્યકર્મરૂપ આરિસા ઉપર જીવનું પ્રતિબિંબ પડી દેહમાં પડછાયારૂપે જણાય છે તે. આયુષ્યરૂપી આરિસો ખસી જવાથી જીવમાં રહેલા જીવનના પ્રકાશના પ્રતિબિંબનો પડછાયો દેહ જેવા અંધકારવાળા સ્થળમાં પડતો નથી એટલે આપણે એમ કહી દઈએ છીએ કે-આ મરી ગયો છે. મરણ વસ્તુ પણ જીવના જીવનનું આયુષ્યકર્મ ઉપર પ્રતિબિંબ પડીને જે પડછાયો પડે છે તે ન પડવાનું નામ જ છે. આ પ્રમાણે આયુષ્યકર્મ સર્વથા નષ્ટ થઈ ગયા પછી ખોટું જીવન નષ્ટ થવાથી સાચું જીવન નાશ પામતું નથી.

અણુજાણુ જીવો સાચા તથા ખોટા જીવનના સ્વરૂપને ન ઓળખતા હોવાથી દેહના સંયોગરૂપ ખોટા જીવનને જ જીવન માનીને તે દેહનો એક સંયોગ નિત્ય-કાયમ રાખવા ચોવીશે કલાક પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ આ એક પ્રકારનું અપૂર્વ સાહસ છે; કારણ કે પૂર્વે થઈ ગયેલા મહાસમર્થ પુરુષો પણ દેહના સંયોગને નિત્ય બનાવી શક્યા નથી તો પછી અત્યારના સત્ત્વહીન અને શક્તિહીન જીવો શું કરી શકવાના હતા? અને સંયોગનો વિયોગ ન થવા દેવો તે આકાશકુસુમ જેવી વાત છે. જ્યાં સંયોગ છે ત્યાં વિયોગ પણ અવશ્ય રહેલો જ છે, માટે જીવનનું સાચું સ્વરૂપ ઓળખીને સર્વ જીવોનું રક્ષણ કરવામાં ધ્યાન આપનારાઓ જ નિત્ય જીવનને મેળવી શકશે. બાકી તો દેહ-સંયોગરૂપ જીવનને જીવન માની દેહનો સંયોગ ટકાવી રાખવા જેમ જેમ અનેક જીવોનો સંહાર કરશે તેમ તેમ અનંતા ક્ષણિક જીવનરૂપ જીવનના અનંતા ટૂકડા કરી અનંતું દુઃખ ભોગવશે માટે દુઃખથી છૂટવું હોય તો સાચું જીવન મેળવો.



# મિથ્યાભિમાન

(૫૬)

**વસ્તુસ્થિતિથી** અણુજાણુ માનવસમાજમાં અભિમાનની માત્રા અધિકતર જોવામાં આવે છે. આ અભિમાન પૌદ્‌ગલિક વસ્તુનું હોવાથી મિથ્યાભિમાન કહેવાય છે. અભિમાની હમેશાં અશાંત જ રહે છે; કારણ કે તેને પ્રશંસા બહુ ગમે છે. આ પ્રશંસા બીજાની પાસેથી મેળવવાની હોવાથી જેના-તેના આગળ પોતાના વખાણ કરે છે. જો કોઇ તેનાં વખાણ સાંભળીને તેની પ્રશંસા કરે તો તે પોતે બહુ રાજી થાય છે અને કોઇ વખોડે તો તેનો વિરોધી થાય છે. પ્રશંસા બે પ્રકારની હોય છે: એક ગુણની અને બીજી સંપત્તિની. દરેક પ્રકારની કળાઓ ગુણ કહેવાય છે અને ધનધાન્ય વગેરે સંપત્તિ કહેવાય છે. સંપત્તિની પ્રશંસા કરતાં ગુણની પ્રશંસા મનુષ્યોને બહુ ગમે છે. ગુણ હોય કે ન હોય તો પણ બીજાની કરેલી પ્રશંસાથી પોતે બહુ પુલાય છે અને સામેનો માણસ દોષિત કે અપરાધી હોય તો તે તરફ લક્ષ ન આપતાં તેની ઇચ્છા પ્રમાણે વર્તવા તૈયાર થઇ જાય છે. મહાકષ્ટે ઉપાર્જન કરેલા દ્રવ્યનો વ્યય કરતાં જરા ય સંકોચાતો નથી.

મિથ્યાભિમાનીનો આત્મા અત્યંત નિર્બળ હોય છે; જેથી તેની અંદર અસહિષ્ણુતા પુષ્કળ રહેલી હોય છે. પરની સંપત્તિ તથા ગુણોને જોઇને ઈર્ષ્યાથી કલુષિત ચિત્તવાળો રહે છે. પોતે બીજાની પ્રશંસા કરી શકતો નથી તેમ જ બીજાની પ્રશંસા સાંભળી પણ શકતો નથી. જે વસ્તુનું પોતાને અભિમાન હોય છે તે વસ્તુ બીજાની પાસે સારામાંસારી અને વધુ પ્રમાણમાં હોય તો તેની પ્રશંસા કરવાને બદલે ઈર્ષ્યાથી તેને વખોડી કાઢે છે.

મનુષ્યને દરેક વસ્તુ પુન્યથી પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી પુન્યબળ હોય છે ત્યાં સુધી ગમે તેટલા અપરાધ કરવા છતાં પણ તે વસ્તુ તેની પાસેથી જતી નથી, તેથી કેટલાક અજ્ઞાની દેહાધ્યાસી માનવી તે વસ્તુનું અભિમાન ધરાવે છે, કારણ કે તેને પૌદ્‌ગલિક વસ્તુની ક્ષણ-વિનશ્વરતાનું જ્ઞાન જરા ય હોતું નથી; તેમ જ દેહથી ભિન્ન પોતાને ઓળખી શકતો નથી. પોતાને દેહસ્વરૂપ માનનારને જ મિથ્યાભિમાન હોય છે. સંસારમાં આત્માને આશ્રયીને વ્યવહાર ચાલતો નથી પણ આત્માએ ધારણ કરેલા દેહ તથા તેને ઓળખવાને માટે રાખેલા નામને આશ્રયીને અહંતા થાય છે: કારણ કે પ્રશંસા કરનાર આત્માને ઉદ્દેશીને પ્રશંસા

કરતો નથી, છતાં આત્મા અજ્ઞાનતાથી એમ માને છે કે મારી પ્રશંસા થાય છે, પણ મારાથી ભિન્ન દેહની પ્રશંસા થાય છે, એમ માનતો નથી.

કર્મના વિકારસ્વરૂપ દેહ તથા દેહમાં રહેલા રૂપ, બળ, બુદ્ધિ તેમ જ દેહની સાથે સંબંધ ધરાવનાર ધનસંપત્તિ કે જે એક આત્માથી ભિન્ન પર વસ્તુ છે તેનું અભિમાન આત્મા પોતે કરતો હોવાથી દેહાદિની પ્રશંસા સાંભળી પોતે રાજી થાય છે અને કોઇ તેને વખોડે તો તેના ઉપર ગુસ્સે થાય છે, અને આ જ વસ્તુઓ જો બીજાની પાસે હોય તો તેના પોતે વખાણ કરતો નથી પણ તેને વખોડીને રાજી થાય છે. જો કે દેહાદિ પૌદ્ગલિક વસ્તુઓ પોતાની પાસે હોય કે બીજાની પાસે હોય તો પણ પોતાનાથી તો ભિન્ન–પર વસ્તુ જ છે, છતાં મમત્વને લઇને દેહાધ્યાસથી પોતાની વસ્તુની પ્રશંસા અને બીજાની નિંદા કરે છે. પરપૌદ્ગલિક વસ્તુઓની સ્તુતિ કે નિંદા કરવાથી જીવનું કાંઇ ઇષ્ટ કે અનિષ્ટ થતું નથી તો પણ અજ્ઞાનતાથી અહંતા તથા મમતાને લઇને જીવ પોતાનું અનિષ્ટ કરે છે. પુન્યકર્મથી મળેલી પૌદ્ગલિક પર વસ્તુઓમાં મમતા ધારણ કરીને મિથ્યાભિમાન કરનાર આત્મા કેવળ ક્લેશનો જ ભાગી બને છે. અનાદિકાળથી કર્મની સાથે ઓતપ્રોત થઈ ગયેલા આત્માઓમાં કોઇક વિરલો જ એવો હશે કે જે મિથ્યાભિમાન રહિત થઇને પ્રશંસાપ્રિય ન હોય. સંસારને અસાર માની કિનારે આવનારાઓમાં પણ મિથ્યાભિમાન રહેલું હોય છે. જો કે તેમની પાસે અભિમાન કરવા માટે ધનસંપત્તિ વગેરે વસ્તુઓ હોતી નથી, એટલે તેનું અભિમાન તો કરી શકતા નથી, તો પણ જેઓ દર્શનમોહનીયના દાસ બનેલા હોય છે તેમને અજ્ઞાનતાને લઇને દેહ તથા આત્માની ભિન્નતા સાચી રીતે જણાતી નથી, જેથી તેઓ ફેરવીને રાખેલા બનાવટી નામની મોટાઇ માટે કષાયોનો આશ્રય લે છે. વિલાસી જીવોને તો ધન, સંપત્તિ, રૂપ, બળ, જાતિ, કુળ વગેરેનું જ અભિમાન હોય છે અને તેની જ મોટાઈ અને પ્રશંસા માટે પ્રયાસ કરે છે પણ ઉચ્ચ કોટીના વિકાસી પુરુષો સંબંધી પ્રશંસા કરાવવાને સાહસ કરતા નથી, પરંતુ બધું છોડી દઇને આત્મવિકાસને માર્ગે પ્રયાણ કરવાનું કહેનારાઓ ઉચ્ચ કોટીના વિકાસી પુરુષોના ગુણોની છાયા સરખી ય ન હોવા છતાં, વિકાસીપણાનું મિથ્યાભિમાન ધારણ કરીને બીજાની પાસેથી વિકાસીપણાની પ્રશંસા કરાવવા પ્રયાસ કરે છે.

વિકાસ આત્માનો હોઇ શકે છે, પરંતુ દેહનો હોતો નથી. દેહનો તો વિલાસ હોય છે. મિથ્યાભિમાનનો વિલાસની સાથે સંબંધ છે પણ વિકાસની સાથે નથી; કારણ કે મિથ્યાભિમાન અને વિકાસ બન્ને પરસ્પર વિરોધી છે. જ્યાં વિકાસ છે ત્યાં મિથ્યાભિમાન રહેતું નથી, પણ જ્યાં મિથ્યાભિમાન હોય છે ત્યાં વિલાસ હોઇ શકે છે અને તેનો પુદ્ગલાનંદીપણાની સાથે ગાઢ સંબંધ છે. ઉચ્ચ કોટીના પુરુષોમાં ગણાવાની અને તેમની જેમ પૂજાવાની ઇચ્છા મિથ્યાભિમાનીને હોય છે. બીજાની કરેલી પૂજા તથા પ્રશંસાથી આનંદ મનાવી પ્રફુલ્લિત થવું તે એક મિથ્યાભિમાનથી ઉદ્ભવેલી વિકૃતિ છે. તે વિકાસને નહિ પણ વિલાસને ઓળખાવે છે; કારણ કે વિકાસ વિકૃતિસ્વરૂપ નથી પણ વિલાસ વિકૃતિસ્વરૂપ છે અને એટલા માટે જ જો કોઈ તેમનો તિરસ્કાર કરીને વખોડે તો તેઓ આવેશમાં આવી જાય છે કે જે આવેશ પણ એક વિકૃતિસ્વરૂપ છે. આ આવેશ–ક્રોધ મિથ્યાભિમાનને સ્પષ્ટપણે જાહેર કરનારો છે.

જ્યાં જ્યાં ક્રોધ રહેલો હોય છે ત્યાં ત્યાં અભિમાન પણ અવશ્ય રહેલું હોય છે; કારણ કે અભિમાન સિવાય ક્રોધ થઈ શકતો નથી. જેને જે વસ્તુનું અભિમાન હોય છે તે વસ્તુને વખોડવાથી તેને ક્રોધ થાય છે; જેમકે કોઈ પોતાને જ્ઞાની માનતો હોય તેને અજ્ઞાની કહીને તિરસ્કાર કરવાથી, વિદ્વત્તાના મદવાળાને મૂર્ખ કહેવાથી, વિકાસીપણાના માનવાળાને વિલાસી કહેવાથી, એવી રીતે બીજી કોઇ પણ વસ્તુનું અભિમાન કરનારને વખોડવાથી ક્રોધિત થાય છે અને પ્રશંસા કરવાથી ફુલાય છે માટે જ તે વિકૃતિસ્વરૂપ હોવાથી દેહાધ્યાસને સૂચવે છે; કારણ કે આ બધી વિકૃતિઓ દેહાધ્યાસીને જ થાય છે કે જે એક અજ્ઞાનતાનું ચિહ્ન છે.

આત્મા પોતાના ગુણોથી કંગાલ હોઇને પ્રશંસા કરાયેલા પરપૌદ્ગલિક ગુણોનો પોતાની અંદર આરોપ કરીને મિથ્યાભિમાનના નશામાં ચકચૂર બની જાય છે. તે એક ગાઢતમ મિથ્યાત્વના ઉદયની નિશાની છે અને એટલા માટે જ તે પોતાનાથી ભિન્ન દેહધારીની પ્રશંસા સાંભળીને ઇર્ષ્યાથી તેને અનેક દોષોથી દૂષિત ઠરાવે છે; પણ પોતાનાથી ભિન્ન પણ પોતાની નિશ્રામાં રહેલા નામધારી દેહની પ્રશંસા સાંભળીને રાજી થાય છે, પણ દોષોથી દૂષિત કરતો નથી. જો કે બન્ને દેહ તથા નામો પોતાનાથી ભિન્ન જ છે, છતાં એકમાં સ્વબુદ્ધિ છે અને એકમાં પરબુદ્ધિ છે. જે દેહમાં સ્વબુદ્ધિ છે તેમાં અહંતા અને મમતા હોવાથી તેની પ્રશંસા બહુ ગમે છે અને જે દેહમાં પરબુદ્ધિ છે ત્યાં અહંતા અને મમતાનો અભાવ હોય છે, માટે તેની પ્રશંસા સાંભળવાથી રાજી ન થતાં દ્વેષબુદ્ધિથી તેને વખોડે છે એ મિથ્યાભિમાનનું પરિણામ છે.

આત્માથી ભિન્ન પૌદ્ગલિક વસ્તુ માત્ર—તે પછી પોતાના આત્માની સાથે સંબંધ ધરાવતી હોય અથવા બીજા આત્માની સાથે સંબંધ ધરાવતી હોય તે સઘળી ય—ક્ષણવિનશ્વર તથા વિકૃત સ્વરૂપ વાળી હોવાથી દોષવાળી છે. તેમાં વખાણવા જેવું કશું ય હોતું નથી, છતાં કોઇ પ્રશંસા કરે તો તે સાંભળીને રાજી થવું તે અજ્ઞાનતા છે. કોઇને બાહ્ય તપ કરવાની શક્તિ સારી હોય અને છઠ્ઠ, અઠ્ઠમ, અઠ્ઠાઈ, પાસખમણ, માસખમણ વગેરે તપસ્યા સારી કરતો હોય તેને તપસ્યા સંબંધી મિથ્યાભિમાન થવાથી તપની શક્તિ વગરના માણસો તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય છે અને તેના તપ સંબંધી કોઈ પ્રશંસા કરે તો તે ફુલાય છે, અને તેની કોઇ કદર ન કરે તો તેના ઉપર ગુસ્સે થાય છે. કોઈને જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ સારો હોવાથી વિદ્વાન્ થાય છે અને તે ભણતર વગરના માણસને મૂર્ખ માની પોતે મિથ્યાભિમાથી છલકાય છે, પોતાને બુદ્ધિશાળી સમજી આવડત વગરના સરળ માણસોની હાંસી કરે છે. સુસ્વરવાળો દુસ્વરવાળાને, સુરૂપવાળો કુરૂપવાળાને, બળવાન નિર્બળને, મિથ્યાભિમાનથી અવજ્ઞાની દૃષ્ટિથી જુએ છે. મિથ્યાભિમાની નિર્બળ અને કાયર હોય છે માટે તે કોઈનું એક વચન પણ સહન કરી શકતો નથી. કોઇ બે બોધનાં વચન કહે તો તેને ન ગણકારીને તેના ઉપર ચીડાઈ જાય છે. પોતાની ભૂલ તથા દોષોને જરા ય જોતો નથી. પોતાને સર્વગુણસંપન્ન માને છે. ગુણવાન પુરુષોના ગુણોની પ્રશંસા સાંભળીને પોતે બળ્યા કરે છે અને પ્રાયઃ હંમેશાં ગુણવાનોને વખોડી તેની નિંદા કરે છે. ઘણે ભાગે મિથ્યાભિમાની આર્ત્તરૌદ્રધ્યાનવાળા હોય છે; જેથી તેમનામાં શાંતિ કે સમતા ભાગ્યે જ હોઇ શકે છે. મિથ્યાભિમાનીના શત્રુઓ ઘણા હોય છે; કારણ

તે બીજાને અવજ્ઞાની દૃષ્ટિથી જોનારા હોય છે, માટે વિપત્તિકાળમાં કોઈ પણ તેનું સહાયક હોતું નથી અને તેને આપત્તિવિપત્તિમાં પડેલો જોઈને બીજાં સંતોષ માને છે. કોઈની પણ તેના તરફ જરા ય લાગણી રહેતી નથી. અભિમાનથી આરંભેલા કાર્યોમાં સફળતા મળી શકતી નથી; કારણ કે તેને કામની આવડત હોવા છતાં પણ અભિમાનના આવેશથી અનેક પ્રકારની ભૂલો કરે છે. મિથ્યાભિમાની પોતાને બહુ હોંશિયાર માને છે; પરંતુ તેનામાં મૂર્ખતા વિશેષ પ્રમાણમાં હોય છે, કારણ કે તે પ્રશંસાપ્રિય હોવાથી ઘણા માણસો તેની નિંદાગર્ભિત સ્તુતિ કરે છે, જેને સાંભળીને પોતે બહુ ખુશી થાય છે. જે ગુણોને લઈને વખાણ કરેલાં હોય છે તે પ્રમાણે પોતાને ગુણવાન માને છે, પણ પોતે એમ નથી સમજતો કે આ મારી મશ્કરી કરે છે. પોતે ગુણશૂન્ય હોવા છતાં પણ બીજાની પ્રશંસાથી પોતાને ગુણવાન માનવાથી તે ગુણો મેળવવાને પ્રયાસ કરતો નથી; જેથી તે નિર્ગુણી બને છે, જેમકેઃ કોઈ વ્યક્તિને સાધારણ કોઈ ભાષા અથવા વિષયનું જ્ઞાન હોય અને તેને તે જ ભાષા અને વિષયના કોઈ સારામાં સારા વિદ્વાનને મળવાનો પ્રસંગ બને અને તે વિદ્વાન પોતાની સજ્જનતાથી તેનાં વખાણ કરે તો તે બહુ જ અભિમાનના આવેશમાં પુલાઈ જાય છે અને પોતાને સારામાં સારો વિદ્વાન માને છે, પણ મૂર્ખતાથી નથી સમજી શકતો કે સજ્જન–ગુણવાન પુરુષો એક સાધારણ નહિ જેવા પણ બીજાના ગુણને મહાન્ કરીને વખાણે છે. આવી જ રીતે રૂપ, ઐશ્વર્ય, ધન, સંપત્તિ વગેરેને માટે પણ જ્યારે કેટલાક સ્વાર્થને લઈને તો કેટલાક સજ્જનતાથી વખાણ કરે છે, ત્યારે મિથ્યાભિમાની મૂર્ખતાથી બહુ પુલાઈ જાય છે; જેથી પરિણામે પોતાનો સર્વનાશ કરી બેસે છે. મિથ્યાભિમાની મૂર્ખતાને લઈને પોતાને મોઢે પોતાનાં જ વખાણ કરે છે; એટલું જ નહિ પણ પોતાને હાથે અનેક ગુણગર્ભિત પોતાની પ્રશંસાઓ લખીને જનતામાં રજૂ કરે છે કે જે ગુણોમાંનો તેમનામાં અંશ પણ હોતો નથી, તો પણ પોતે અભિમાનના નશામાં ચકચૂર રહે છે. બીજાની કરેલી મિથ્યા પ્રશંસા સાંભળીને પોતે શરમાવું જોઈએ છતાં પોતાના મોઢે જ તે સંબંધી પોતાના વખાણ કરીને નિર્લજ્જતા જાહેર કરે છે, ત્યારે ગુણવાન પુરુષો બીજાની કરેલી સાચી પ્રશંસા સાંભળીને શરમાય છે અને પોતાને એક સાધારણ વ્યક્તિ તરીકે જણાવે છે તે જ તેઓની એક ઉત્તમતા સૂચવે છે. મિથ્યાભિમાની માણસોમાં હલકાઈ અને નિર્ગુણતા વધુ પ્રમાણમાં હોય છે અને ગુણવાન માણસોમાં ઉત્તમતા અને નિરભિમાનતા વધુ પ્રમાણમાં હોય છે.

પૌદ્‌ગલિક વસ્તુઓ અભિમાનને પોષનારી હોય છે; કારણ કે તે પ્રાપ્ત થયા પછી કોઈક વિરલ જ વ્યક્તિ હશે કે જેને મદનો નશો ન ચડ્યો હોય. જે વસ્તુ મળવાથી જેને અભિમાન થયું હોય તે વસ્તુ જનતામાં જાહેર કરવાને અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે તેનો હેતુ કેવળ પ્રશંસા કરાવવાનો અને ક્ષુદ્ર કામનાઓ સાધવાનો હોય છે. તે પ્રશંસાને એટલા માટે ચહાય છે કે તેનાથી ક્ષુદ્ર સ્વાર્થ સાધી શકાય છે. પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવવાની પ્રશંસા કરનારાઓ પણ પુદ્‌ગલાનંદી સ્વાર્થી હોય છે. અભિમાન કરનારાઓમાં અત્યંત અજ્ઞાનતા તથા અપૂર્ણતા રહેલી હોય છે અને તેમાં વિવેકદૃષ્ટિ હોતી નથી, જેથી તેમની પ્રવૃત્તિ સ્વ–પરને અહિત કરનારી હોય છે. જ્ઞાનમદ અને બુદ્ધિમદ કરનારમાં અજ્ઞાનતા તથા નિર્બુદ્ધિપણું હોય છે, કારણ કે જ્ઞાનીઓ તથા બુદ્ધિશાળીઓમાં અભિમાન હોતું નથી, કારણ કે તેઓ વસ્તુસ્થિતિને જાણનારા હોય છે, માટે જ તેઓ વિવેકદૃષ્ટિ કહેવાય છે; જેથી તેઓ

અનેક જીવોનું કલ્યાણ કરી શકે છે. અભિમાન એક પ્રકારની વિકૃતિ છે માટે તે આત્મિક ગુણોનો ઘાત કરનારી છે. અભિમાની નીતિ તથા ધર્મના માર્ગથી હમેશાં પરાઙ્મુખ રહે છે. બીજા બધા ય અભિમાની કરતાં જ્ઞાન તથા બુદ્ધિનું અભિમાન કરનાર વધારે અપરાધી બની અનર્થ કરનાર હોય છે; કારણ કે તે માયા-પ્રપંચથી અનેક જીવોને અવળે માર્ગે દોરે છે, જ્ઞાની પુરુષોના વચનોમાંથી પણ ભૂલ કાઢવાનું સાહસ કરે છે, સાચી વસ્તુ જણાવા છતાં પણ પોતાનું માનેલું કે કહેલું છોડતો નથી; કારણ કે તેને અપમાનનો ઘણો જ ભય રહે છે, તેમ જ ક્ષુદ્ર સ્વાર્થથી ભ્રષ્ટ થવાની આશંકા રહે છે; માટે જ તેને નીતિ તથા ધર્મનું ઉલ્લંઘન કરવું પડે છે. પ્રાયે કરીને આવી વ્યક્તિઓમાં ધર્મની શ્રદ્ધા હોતી નથી, તેમ જ તેઓ ઇંદ્રિયોના દાસ હોય છે, જેથી તેઓ આત્માર્થી ભોળા જીવોને અવળે માર્ગે દોરી જાય છે. ભલે, તેઓ પોતાને બુદ્ધિમાન તથા વિદ્વાન માને પરંતુ તેમના આરંભેલા કાર્યમાં નિરભિમાની-ડાહ્યો માણસ કાંઇ ખામી બતાવે તો તે મિથ્યાભિમાનને લઇને પોતાની ભૂલને સુધારતો નથી; જેથી પરિણામે તેને ઘણું આપત્તિવિપત્તિગ્રસ્ત થવું પડે છે કે જે એક મૂર્ખ માણસની પ્રવૃત્તિના ફળરૂપ કહી શકાય. આવા માણસોની બુદ્ધિ તથા જ્ઞાન સંબંધી મિથ્યા પ્રશંસા કરવામાં આવે તો તે પોતાને મોઢે જ પોતાને મૂર્ખ કહે છે કે જે એક મિથ્યાભિમાનનું ચિહ્ન છે. મિથ્યાભિમાની માણસોનું એક લક્ષણ છે કે તેમની જ્યારે પ્રશંસા કરવામાં આવે છે ત્યારે તેઓ હું મૂર્ખ છું એમ જણાવવામાં પણ મહત્ત્વ છે એમ સમજે છે, પણ જો તેને મૂર્ખ કહેવામાં આવે તો મિથ્યાભિમાનને લઇને ગુસ્સે થાય છે. તપ, જપ, ધ્યાન આદિ ઉત્તમ પ્રવૃત્તિઓ પણ મિથ્યાભિમાનના સંસર્ગથી દૂષિત થાય છે; જેથી તે નિષ્ફળ જાય છે અર્થાત્ વિપરીત ફળ આપવાવાળી થાય છે. મિથ્યાભિમાનીને આર્ત્તરૌદ્રધ્યાન નિરંતર જ રહે છે; કારણ કે તેની અંદર ઇર્ષ્યા પુષ્કળ હોય છે, જેથી તે બીજાની પ્રશંસા સહન કરી શકતો નથી, તેમ જ તેનામાં રહેલા ગુણો તથા ધનસંપત્તિ આદિને જોઇ શકતો નથી. પોતાને મહાન્ માની મિથ્યાભિમાનથી ફુલાયા કરે છે. મિથ્યાભિમાનીની ભાવના ઘણી જ હલકી હોય છે. તેઓ બીજાનો અભ્યુદય ઇચ્છતા નથી. દરેક બાબતમાં બીજાને પોતાનાથી હીન જોવાને આતુર રહે છે; કારણ કે તેમને પોતાની માનહાનિનો ભય રહે છે. બીજા બધા ય મારી ખુશામત કરે અને મારા દાસ બની રહે એવી ભાવનાથી બીજાને ધનસંપત્તિ પ્રાપ્ત થવાથી પોતે બળ્યા કરે છે, અને પ્રાપ્ત ન થઇ હોય તો તેને કંગાલ જ રાખવાની ઇચ્છાવાળા હોય છે; કારણ કે બીજો પોતાનાથી ધનસંપત્તિમાં વધી જાય તો પોતાનું માન જળવાતું નથી, માટે તે બીજાની નબળી સ્થિતિ જોઇને જ રાજી રહેવાવાળા હોય છે. આવી જ રીતે વિદ્યા, રૂપ, બળ, ઐશ્વર્ય વગેરેમાં પણ પોતાનાથી નબળી સ્થિતિમાં જોવાને ઇચ્છે છે; માટે જ મિથ્યાભિમાની માણસો અધમ વૃત્તિવાળા હોય છે.

આવા માણસો જીવનમાં પોતાનું કાંઈ પણ શ્રેય સાધી શકતા નથી. એમને અભિમાની માણસ જરા ય પસંદ હોતો નથી; કારણ કે પોતે મિથ્યાભિમાની છે, એટલે બીજો અભિમાની માણસ તેમને કાંઇ હિસાબમાં ગણતો નથી; જેથી તેઓ ચિત્તમાં ક્લેશવાળા રહે છે. એમને આખા ય જીવનમાં ક્યાંય પણ શાંતિ કે સુખ મળી શકતાં નથી. એમને હમેશાં મોટાઇ પસંદ હોવાથી માયા-પ્રપંચ સેવે છે અને મિથ્યા ડોળ-આડંબર કરે છે. માન મેળવવાને

પરાધીન હોવાથી જેમ બને તેમ પોતાનું મહત્ત્વ વધારવાને કેટલીક મદદ માટે બીજાની ખુશામતો કરે છે. બીજાના ગુણ ગાઇને પણ તેની પાસે પોતાના વખાણ કરાવે છે. જનતામાં સંપત્તિ તથા સત્તાથી માનનીય ગણાતા માણસોને પોતાના અનુયાયી બનાવી તેમની કરેલી પ્રશંસાથી જનતામાં યશકીર્તિ મેળવવા તેમના ગુણ ગાઇને તેમનું બહુમાન કરે છે. આવી રીતે મિથ્યાભિમાન માનવજીવનને અધમ બનાવી ભાવી ભવમાં અધમ ગતિ આપવાવાળું હોવાથી પોતાનું હિત ઇચ્છનારાઓએ સર્વથા તેનો ત્યાગ કરવો જોઇએ કે જેથી ઐહિક જીવન સુખમય વ્યતીત કરીને ભાવીમાં શુભ ગતિ મેળવે.



# માનની મહત્તા

(૫૭)

માનવીને પોતાની યોગ્યતાના પ્રમાણમાં માન મળે તો ખુશી થવું જોઇએ અને સંતોષ માનવો જોઇએ, પણ અનુચિત વધુ પડતું માન મેળવીને ખુશી થવું–ફુલાવું તે એક પ્રકારની મૂર્ખતા છે; કારણ કે તેવા પ્રકારના ગુણો અથવા તો જેને આશ્રયીને માન આપવામાં આવતું હોય તેવી વસ્તુ પોતાની પાસે ન હોવા છતાં પણ જ્યારે તેવો ગુણી કે સંપત્તિવાળો કહીને કોઈ માન આપે તો તે એક પ્રકારની મશ્કરી હોવાથી પોતે શરમાવું જોઇએ પણ ખુશી થવું જોઇએ નહીં. જેમકે : ગલીઓમાં ભટકી એઠવાડમાંથી અનાજના દાણા વીણી વીણીને જીવનાર અને ફાટી ગયેલાં મેલાં કપડાં પહેરનાર ભિખારીને 'આવો, શેઠ સાહેબ પધારો,' એમ કહીને કોઇ માન આપે તો તે એક પ્રકારની મશ્કરી કરી કહેવાય છે. સંસારમાં અણછાજતું વધુ પડતું માન આપીને અપમાન કરવાની પણ એક પ્રથા છે કે જેને સુધરેલી સભ્યતા કહેવામાં આવે છે. હૃદયમાં તિરસ્કાર હોવા છતાં પણ દેખાવમાં સત્કાર કરવો તે સુધરેલી સભ્યતા છે.

પોતાને નિર્ગુણી જાણવા છતાં પણ ખોટી પ્રશંસા સાંભળીને કે માન મેળવીને ફુલાઈ જઇને અભિમાન કરનાર ડાહ્યો, બુદ્ધિશાળી કે વિદ્વાન કહી શકાય નહિ. ગુણવાન અને સંપત્તિવાન ડાહ્યા બુદ્ધિશાળી માણસો ઉચિત માન મેળવી કે પ્રશંસા સાંભળીને ફુલાતા નથી પણ શરમાય છે, તો પછી અનુચિત માન મળવાથી તો ખુશી થાય જ શાના ? ક્ષુદ્ર પ્રકૃતિવાળા માણસો હમેશાં બીજાની પાસેથી માન મેળવવા આતુર રહે છે અને તેથી પોતે પણ બીજાની ખોટી પ્રશંસા કરે છે અને વધુ પડતું માન આપે છે. આવા માણસોને બીજાની ઇચ્છાને આધીન રહેવું પડે છે અને તેના અધમ કાર્યોની પણ પ્રશંસા કરવી પડે છે. બીજાઓની કરેલી ખોટી પ્રશંસાથી કે તેમને માન આપવાથી તેવા પ્રકારના ગુણો કે કોઇ પણ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થઈ શકતી નથી, છતાં પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા ખોટી પ્રશંસા કે માનની ચાહના, માની માણસ રાખ્યા કરે છે. નિર્ગુણી તથા કંગાલની પાસેથી પ્રશંસા તથા માન–સત્કાર મેળવવા કરતાં ગુણવાન તથા ધનવાનના કરેલા માન, સત્કાર અને પ્રશંસાને વધારે ચાહે છે. કારણ કે સ્વાર્થ સાધવામાં તે બહુ ઉપયોગી નીવડવાથી તે મેળવવા તેમનો અત્યંત આદર કરે છે. અજ્ઞાની સંસારની દૃષ્ટિમાં જણાતા ગુણવાનો અને ધનવાનો તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં નિર્ગુણી અને કંગાલ જ હોય છે, છતાં તેમનાથી મેળવેલા આદર,

સત્કાર અને પ્રશંસા અજ્ઞાની જનતાની પાસેથી સ્વાર્થ સાધવાના સાધનરૂપ થઇ પડે છે. જેઓ વસ્તુતત્ત્વને સમજનાર ડાહ્યા અને જ્ઞાની પુરુષોની દષ્ટિમાં નીતિ અને ધર્મનું ઉલ્લંઘન કરવાથી અપમાનિત થઇને વખોડાયેલા હોય છે, તેઓ અજ્ઞાની સંસાર પાસેથી માન તથા પ્રશંસા મેળવવાની લાલસાવાળા હોય છે અને એટલા માટે તેઓ મહાપુરુષોને છાજે તેવા ગુણોનો અજ્ઞાની જનતાની સમક્ષ પોતાનામાં આરોપ કરે છે અને તેમની પાસેથી મહાપુરુષ તરીકેનું માન મેળવીને સંતોષ માને છે, કે જે એક મદ્યના નશામાં ચકચૂર બનીને પોતાને મહારાજા માનનાર દારુડિયાના તરંગો જેવું છે. અજ્ઞાની જનતા દ્વારા મેળવેલા માન, સત્કાર અને પ્રશંસાથી આત્મા ગુણવાન કે ઉચ્ચ બની શકતો નથી, છતાં પોતાને ગુણવાન અને મહાપુરુષ તરીકે માની લેવું તે મહામૂર્ખતા છે. જો કે પોતાની અંદર અણુછાજતા ગુણોનો આરોપ કરીને પોતે મહાન્ તો બની શકતા નથી, તો પણ અજ્ઞાની જનતાને છેતરીને પોતાની ક્ષુદ્ર વાસનાઓને પોષી શકે છે.

સંસારમાં જનતા બીજાનું માન અથવા તો પ્રશંસા સ્વાર્થને માટે અને પરમાર્થને માટે કરે છે. જ્ઞાની પુરુષો પરમાર્થ દષ્ટિવાળા હોય છે ત્યારે અજ્ઞાની જીવો સ્વાર્થદષ્ટિવાળા હોય છે. પરમાર્થ દષ્ટિવાળા જ્ઞાની જીવો વિકાસી આત્માઓમાં પોતાના કરતાં અધિક ગુણ જોઇને આકર્ષાય છે અને આત્મિક ગુણ મેળવવાને માટે તેમની પ્રશંસા કરી માન આપે છે, પણ અછતા ગુણોનો આરોપ કરીને વધુ પડતું માન આપીને અનુચિત પ્રશંસા કરતા નથી. વિકાસી ગુણવાન પુરુષો ઉચિત માન તથા પ્રશંસાની સ્પૃહા રાખતા નથી, તો પણ જ્ઞાની પુરુષો તેમને માન આપીને પ્રશંસા કરે છે, છતાં તેઓ મિથ્યાભિમાન કરી ફુલાતા નથી; તેમ જ તેમનાથી મેળવેલા માન–પ્રશંસા વડે અજ્ઞાની જનતાને છેતરવા પ્રયાસ પણ કરતા નથી, કારણ કે તેઓ નિઃસ્પૃહી હોય છે.

સ્વાર્થદષ્ટિવાળા અજ્ઞાની જીવો અનેક પ્રકારના સ્વાર્થોને અંગે ક્ષુદ્ર વાસનાવાળા નિર્ગુણી જીવોમાં અછતા ગુણોનો આરોપ કરીને અને માન આપીને પ્રશંસા કરે છે કે જેથી તેઓ પ્રશંસા કરનારનો સ્વાર્થ પૂરો કરવા માટે પોતાનાથી બનતું બધું ય કરે છે. માન, પ્રતિષ્ઠા તથા પ્રશંસા મેળવવા માટે પોતાની જાતે પોતાનામાં કરવામાં આવતો અછતા ગુણોનો આરોપ તેમ જ અણુછાજતી ઉપમાઓ ચઢાવવામા આવતો ઓપ તે પોતાને ગુણ સંપત્તિથી શૂન્ય જણાવવાનાં ચિહ્નો છે; કારણ કે સ્વાર્થી જીવો પોતાની પ્રશંસા કરવાથી ફુલાય છે તથા મિથ્યાભિમાનમાં ઘસડાઇ જાય છે તે તેમની અપૂર્ણતા સૂચવે છે.

ગુણ–સંપત્તિ મેળવીને સાચી રીતે મહાન્ બનનારાઓને માનની બિલકુલ આવશ્યકતા હોતી નથી, કારણ કે માનથી આત્મિક ગુણોનો વિનાશ થાય છે, પણ વિકાસ થતો નથી; માટે તેઓ હમેશાં માનનો વિનાશ કરવાના અર્થી હોય છે, પણ તેને મેળવવાની ઇચ્છાવાળા હોતા નથી. તાત્ત્વિક દષ્ટિથી જોતાં બીજાની પાસેથી માન મેળવવા પ્રયાસ કરનાર અવશ્ય માની હોય છે, અને તેથી જ તેઓ માનને અત્યંત પુષ્ટ બનાવે છે. બીજાની કરેલી પ્રશંસા સાંભળીને રાજી થવું તે પ્રશંસા કરાયેલી વસ્તુની ઊણપ બતાવી આપે છે. મિથ્યાભિમાનને ઉદયમાં લાવનાર તથા પોષનાર અનુચિત સત્કાર તથા પ્રશંસા છે. ઉચિત

માન તથા પ્રશંસાથી મનુષ્ય ભાન ભૂલી વિકળ બની શકતો નથી. જ્યારે કોઈ પણ માણસના વખાણ કરવામાં આવે છે અથવા તો તેને માન આપવામાં આવે છે ત્યારે તે પોતાને એમ માની લે છે કે હું રૂપમાં, બળમાં, સંપત્તિમાં કે જ્ઞાનાદિમાં બીજા બધાં ય કરતાં ચઢિયાતો છું. આવી માન્યતાથી તે મિથ્યાભિમાનથી ઘવાય છે, પણ જો કોઇ કહે કે અમુક માણસ ગુણ, સંપત્તિ, જ્ઞાનાદિમાં ઉચ્ચ કોટીનો છે અને તમે પણ ગુણસંપત્તિમાં ઠીક છો તો તેને મિથ્યાભિમાનનો આવેશ આવતો નથી; કારણ કે તે એમ જાણે છે કે મારાથી પણ સારા ચઢિયાતા સંસારમાં ગુણસંપત્તિવાળા તથા જ્ઞાનવાન છે.

જો વાસ્તવિકપણે વિચાર કરીએ તો ગુણસંપત્તિહીન માણસમાં અભિમાનની માત્રા અધિકતર હોય છે. આવા માણસો બીજાની પ્રશંસા સાંભળી શકતા નથી અથવા બીજાને અપાયેલું માન સહન કરી શકતા નથી, ભલે તે ગુણ સંપત્તિવાન કેમ ન હોય? તેમનામાંથી પણ પોતે અછતા દોષો પ્રગટ કરી બતાવે છે; કારણ કે એવાને પોતાની જ માન–પ્રશંસા પ્રિય હોય છે. જેઓ બીજાને અપાયેલાં માન–પ્રશંસા સહન કરી શકતા નથી, તેઓમાં દરેક બાબતની ઊણપ રહેલી હોય છે. એનાથી ય વધારે ઊણપવાળા તો તે છે કે જે પોતાના મોઢે જ પોતાની પ્રશંસા કરે છે અથવા અણછાજતા ગુણો પોતાના હાથે લખીને જનતા સમક્ષ ધરે છે. ઊંચી કોટિના મહાપુરુષોને છાજે તેવા ગુણોનો પોતાના નામની ઉપર ઓપ ચડાવીને ફુલાવું તે એક મૂર્ખાઈભરેલું છે, અને બુદ્ધિમત્તા તથા ડહાપણથી વેગળું છે; કારણ કે લોઢા ઉપર સોનાનો ઢોળ કરવામાં આવે તો તે લોઢું કાંઈ સોનું બની જતું નથી. ડાહ્યા પરીક્ષક માણસોના હાથમાં આવતાં વેંત જ સોનાનો ઢોળ હોવા છતાં પણ તેઓ લોઢાને પારખી કાઢે છે. તેવી રીતે અણજાણ માણસોને છેતરવા ગમે તેટલો ગુણનો ઓપ ચડાવવામાં આવે તો પણ ગુણવાન ડાહ્યા માણસો જાણી શકે છે કે આ ગુણનો ઓપ ચડાવવામાં આવેલો છે. જેઓ સાચા ગુણવાન પુરુષો હોય છે તેમને પોતાના નામની સાથે વિશેષણો લગાડીને ઓપ ચડાવવાની આવશ્યકતા રહેતી નથી. સાચા ગુણ–સંપત્તિવાળા પુરુષોને બીજાની સેવા, સત્કાર અને પ્રશંસાની સ્પૃહા હોતી નથી. જેઓ ઐહિક દૃષ્ટિ–ક્ષુદ્ર વાસનાવાળા હોય છે, તેઓને જ બીજાની પાસેથી પ્રશંસા તથા આદર–સત્કાર મેળવવો બહુ ગમે છે અને એટલા માટે જ તેઓ બીજાને ગમે તેવી રીતે વર્તે છે અને બોલે છે અને પોતાને સાચા ગુણસંપત્તિવાન ઓળખાવે છે, જેથી અણજાણ જીવો આકર્ષાઇને તેમને વાસના તથા સ્વાર્થ પોષવાના સાધનોની સગવડતા કરી આપે છે; જેથી તેઓ ફુલાઈ જઇને પોતાને કૃતકૃત્ય માને છે. જેઓ ગુણ–સંપત્તિ મેળવવાની ચાહનાથી સાચા ગુણી પુરુષોના માર્ગને અનુસરે છે, તેઓ ગુણ–સંપત્તિ મેળવી શકયા હોય કે ન હોય તો પણ પોતાને ગુણ–સંપત્તિવાળા ઓળખાવવા માટે કોઇ પણ પ્રકારનો પ્રયાસ કરતા નથી; કારણ કે તેમનામાં ક્ષુદ્ર વાસના કે સ્વાર્થ હોતો નથી અને તેથી તેઓ હાંસીને પાત્ર બનતા નથી. જેઓ પોતે અવગુણી હોઇને ગુણ–સંપત્તિવાળા મહાન્ પુરુષોનું માન મેળવવા માટે તેમના માર્ગે વિચરવાનો ડોળ કરીને જનતાને છેતરે છે, તેઓ જાણે છે કે અમારામાં આમાંની એક પણ વસ્તુ નથી; છતાં પોતે તેવા પ્રકારના વિશેષણોથી પોતાની પ્રશંસા કરીને પોતાની જાતને હાંસીનું પાત્ર બનાવે છે, તે કાંઇ ડહાપણભરેલું કહી શકાય નહિ.

તાત્વિક દૃષ્ટિથી શૂન્ય જીવો સમજી શકતા નથી કે જે કાંઈ પ્રશંસા અને આદરસત્કાર કરાય છે તે જડસ્વરૂપ નામધારી દેહનો જ છે પણ આત્માનો નથી; કારણ કે વસ્તુ ન હોવા છતાં પણ બીજાની પાસેથી પ્રશંસા અને માન–સત્કાર મેળવવાની ઉત્કંઠાવાળા માણસો પોતાના નામની સાથે એવા પ્રકારના વિશેષણો લગાડે છે કે જેને સાંભળીને બીજા માણસો તે નામ-ધારી દેહની પ્રશંસા તથા આદરસત્કાર કરે છે, કે જેની સાથે આત્માનો સ્વરૂપસંબંધ હોતો નથી, અને જો સંબંધ હોય તો આત્મા તેવા પ્રકારનો ગુણી થઇ જવો જોઇએ.

આત્માનું માન કે અપમાન કરવા કોઈ સમર્થ નથી. આત્માએ જો પોતાના ગુણોનો વિકાસ કર્યો હોય તો બીજાઓ તેનું અપમાન કરવા ગમે તેટલો પ્રયાસ કરે તો પણ તેનું અપમાન થઇ શકતું નથી, અને જો દોષોથી ભરેલો હોય તો બીજા ગમે તેટલું માન આપે તો પણ માનનીય થઇ શકતો નથી. માન આપનાર નિઃસ્વાર્થી માણસો બીજાના ગુણો જોઇ શકતા નથી, પણ બાહ્ય પ્રવૃત્તિથી કાંઈક અનુમાન કરીને માન આપે છે અને સ્વાર્થી માણસો જેનાથી પોતાનો સ્વાર્થ સધાતો હોય તેની પ્રશંસા કરીને માન આપે છે. તેઓ બીજાની અવગુણવાળી પ્રવૃત્તિ જોવા છતાં પણ તેનાં વખાણ કર્યાં વગર રહેતા નથી.

આત્મિક ગુણોનો વિકાસ કરવામાં બીજાનાં માન તથા પ્રશંસાની જરા ય જરૂર નથી. સ્વતંત્રપણે પોતાનો વિકાસ સાધી શકાય છે. જેમને બીજાનાં માન તથા પ્રશંસાની જરૂર જણાય છે તેઓ વિકાસ સાધવાના અધિકારી નથી. આવા જીવો વિલાસપ્રિય અને ઇંદ્રિયોના દાસ હોય છે. તેમનામાં વિકાસના બાધક રાગદ્વેષની માત્રા અધિકતર હોય છે અને અછતા ગુણોની પ્રશંસા સાંભળવાના ઉત્સાહી હોય છે, અને તેઓ પ્રશંસા કરનારમાં ગમે તેટલા અવગુણ ભર્યા હોય તો પણ તેની પ્રશંસા કરીને બહુમાન આપે છે. જેમણે સાચી રીતે ગુણોનો વિકાસ કર્યો હોય છે તેઓ પ્રશંસાની જરા ય દરકાર રાખતા નથી. તેમની કોઈ પ્રશંસા કરે કે નિંદા કરે, કોઇ માન આપે કે અપમાન કરે તેમના ઉપર સમભાવ ધારણ કરનારા હોય છે. તેઓ પોતાના નામની સાથે કોઇ પણ પ્રકારના અનુચિત વિશેષણો લગાડતા નથી; કારણ કે તેમનામાં ક્ષુદ્ર વાસનાઓનો અભાવ હોવાથી અણજાણ જીવોને ફસાવવા માયાજાળ પાથરવાની તેમને આવશ્યક્તા રહેતી નથી. તેમનામાં સાચી જ્ઞાનશક્તિ હોવાથી જડસ્વરૂપ નામધારી દેહની પ્રશંસા કરાવી આત્માનું અનિષ્ટ કરતા નથી; કારણ કે તેઓ સાચી રીતે જાણે છે કે નામધારી દેહની પ્રશંસા તથા માન–પ્રતિષ્ઠાનું પરિણામ છેવટે દેહ દગ્ધ થઈ જતા શૂન્ય જ આવે છે.

જેવી રીતે સાચા ગુણ મેળવીને પરલોકમાં જનાર આત્માની પ્રશંસા તથા બહુમાન થાય છે તેવી રીતે નામધારી દેહની પ્રશંસા તથા બહુમાન કરાવી પરલોકમાં જનારની અવજ્ઞા થાય છે પણ આદર થતો નથી, માટે જ જ્ઞાનવાન પુરુષો આત્મિક ગુણોનો વિકાસ કરવાનો જ પ્રયાસ કરે છે પણ અછતા ગુણોનો ઓપ ચઢાવવાનો આદર કરતા નથી.

માયાવી બન્યા વગર માન મેળવવાની ઇચ્છા પાર પાડી શકાય નહિ. ધની તરીકે માન મેળવવા ધનવાનનો, જ્ઞાની કહેવરાવવા જ્ઞાનવાનનો, વિદ્વાન કહેવરાવવા વિદ્વત્તાનો ડોળ–આડંબર કરવો પડે છે, જેમાં અણજાણ માણસો ફસાઇને પ્રશંસાપૂર્વક માન આપે છે, જેને

મેળવીને તે વસ્તુઓના દરિદ્રી માણુસો ગર્વિષ્ઠ બને છે, જેથી તેમનો આત્મા ભવાંતરમાં સાથે લઈ જવા કાંઇ પણુ સુકૃત મેળવી શકતો નથી અને નામની ઉપર ચડાવેલો ઓપ દેહને અગ્નિમાં મૂકતાં વેંત ઊડી જાય છે.

માની પુરુષો વિલક્ષણુ પ્રકૃતિવાળા હોય છે. તેઓ દોષોથી ભરેલા સ્વાર્થી પુરુષોને ઘણા ઉપયોગી નીવડે છે; કારણુ કે ક્ષુદ્ર પ્રકૃતિવાળા સ્વાર્થી પુરુષો અનુચિત અવળાં કાર્યો કરીને સભ્ય–ગુણી જનસમુદાયમાં પોતાની ગુણવાન તરીકેની છાપ બેસાડવા માટે માનીઓની પ્રશંસા કરી તેમની સહાનુભૂતિ મેળવે છે અને પોતાના પક્ષકાર તરીકે ઊભા રાખે છે. કોઇક પ્રસંગે અનુચિત કાર્ય કરી બેસતાં સભ્ય સમાજ તેને જ્યારે વખોડે છે ત્યારે માની પુરુષો તેનું અપકૃત્ય જાણુવા છતાં પણુ તેનો પક્ષ લઇને સભ્ય જનસમુદાય સાથે ઝઘડે છે; તેથી આવા માની પુરુષો સભ્ય–ગુણુવાન સમાજમાં પોતાની પ્રમાણિકતા ગુમાવી બેસે છે; કારણુ કે તે અવગુણી માણુસનો પક્ષ તાણ્યે જાય છે.

માની માણુસમાં સેવાભાવ હોતો નથી. તે બીજાને પોતાની સત્તામાં રાખીને સ્વામી બનવાના વિચારવાળો રહે છે; જેથી તે કોઇની પણુ સાચી શિખામણુનો આદર કરતો નથી. તે ભાગ્યે જ સાચી વસ્તુનો ગ્રાહક હોય છે, કારણુ કે તેની અંદર કદાગ્રહની માત્રા અધિકતર હોવાથી પોતાનું અણુજાણુપણું કે ભૂલ સુધારતો નથી. તે પોતાની સમજણુ પ્રમાણે દરેક કાર્યમાં પ્રવૃત્તિ કરે છે. તે કાર્ય ઠીક થાય છે કે કેમ તે વિષે ડાહ્યા માણુસોની સલાહ લેતો નથી. પોતે ભૂલતો હોય ને કદાચ કોઇ તેને સુધારવાની સૂચના કરે તો તે ખોટી દલીલો કરીને તેના કથનની અવગણુના કરે છે; જેથી તે સાચા અને સારાં કાર્યોથી વંચિત રહે છે. તેની ભૂલ કાઢવા જતાં અનેકની અછતી ભૂલો બતાવીને જનતા આગળ પોતાની પ્રવૃત્તિને સાચી બતાવવા પ્રયાસ કરે છે અને એટલા માટે તે કોઇ પણુ ગુણુ મેળવવાનો અધિકારી બની શકતો નથી.



# ગુણાનુરાગ

(૫૮)

**સંસારમાં** ઘણાખરા માનવીઓ ગુણાનુરાગી બનવું પસંદ કરે છે અને તે ગુણી બનવાની ઇચ્છાવાળાનું મુખ્ય કર્ત્તવ્ય છે; પરંતુ ગુણની સાચી ઓળખાણ ન હોવાથી ગુણને બદલે અવગુણ જ મેળવે છે, માટે ગુણ શું વસ્તુ છે તેને સારી રીતે ઓળખ્યા પછીથી જ તેના અનુરાગવાળા થવું જોઇએ. જેના સંસર્ગથી અનીતિ અને અધર્મને માર્ગે દોરવાઇ જઇને આત્માનો અધઃપાત થતો હોય તો તે ગુણી નથી પણ અવગુણી છે. આવા અવગુણો મેળવવા છતાં પણ જો તેઓ ગુણાનુરાગીપણાનો દાવો કરતા હોય તો તેઓ ગંભીર ભૂલ કરે છે. ગુણી માણસના સંસર્ગથી દુરાચારી સદાચારી થાય છે પણ સદાચારી દુરાચારી થતો નથી.

ગુણ બે પ્રકારના હોય છેઃ એક તો મોહનીયકર્મના ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમથી થવાવાળો આત્મવિકાસસ્વરૂપ હોય છે અને બીજો પુન્યકર્મજન્ય. આ બન્ને પ્રકારના ગુણોમાંથી આત્મવિકાસસ્વરૂપ ગુણ સાચો અને સર્વોત્કૃષ્ટ હોય છે. આવા સમતા, સમભાવ, શાંતિસ્વરૂપ-રમણતા આદિ ગુણોને ગ્રહણ કરવાવાળા આત્માનંદી પુરુષોનો અનુરાગ કરવાવાળા અવશ્ય પોતાના આત્માને ગુણી બનાવી પરમકલ્યાણ સાધી શકે છે. દુનિયાની આપત્તિ-વિપત્તિ અને ઉપાધિથી બળેલા અને દુરાચારીઓના સહવાસથી અધઃપતનને માર્ગે વળેલા ભાવીના અનિષ્ટથી બચી જઇને શાંતિ મેળવી સદાચારી બની શકે છે અને પોતાના આત્માને ઉન્નત બનાવી શકે છે.

ગુણ અને ધર્મમાં શબ્દાંતર છે પણ અર્થાંતર નથી. વસ્તુ માત્રના સ્વભાવને ધર્મ કહેવામાં આવે છે, જેમ કે અગ્નિનો સ્વભાવ દાહકતા, પાણીનો સ્વભાવ શીતળતા, સાકરનો સ્વભાવ મીઠાશ, કરિયાતાનો સ્વભાવ કડવાશ તેમ જ આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન, જીવન, સુખ અને જડનો સ્વભાવ વર્ણ, ગંધ, રસ વગેરે વગેરે. આ પ્રમાણે વસ્તુનો સ્વભાવ તે ધર્મ અને ધર્મ તે જ ગુણ. સ્વભાવ, ધર્મ અને ગુણ ત્રણે એક જ વસ્તુ છે. ફક્ત નામ જ જુદા છે પણ વસ્તુની સાથે તો સ્વરૂપસંબંધથી રહેવાવાળા છે. વસ્તુને ધારણ કરી રાખે તે ધર્મ, વસ્તુનું અસ્તિત્વ જાળવી રાખે તે સ્વભાવ અને વસ્તુને ઓળખાવે તે ગુણ. જેને મિષ્ટાન્ન બનાવવાની ઇચ્છા થાય છે તે મીઠાશ માટે સાકરને ચાહે છે, જેને તાવ મટાડવાની ઇચ્છા

હોય છે તે કસિયાતાને ચાહે છે, જેને તરસ મટાડવાની ઇચ્છા થાય છે તે પાણીને ચાહે છે તેવી જ રીતે જેને સમ્યગ્જ્ઞાન, દર્શન આદિ આત્મિક ગુણો મેળવવાની ઈચ્છા થાય છે તે જેણે સમ્યગ્જ્ઞાન, દર્શન, સમભાવ આદિ આત્મિક ગુણોનો વિકાસ કર્યો હોય એવા વિકાસી પુરુષોને ચાહે છે, પણ તેથી વિપરીત ગુણ–ધર્મવાળાને ચાહતા નથી. કદાચ અણજાણપણે વિપરીત ગુણ–ધર્મવાળી વસ્તુ ચાહનાપૂર્વક ગ્રહણ થઇ ગઇ હોય તો કંઇક વિરૂપ પરિણામનો અનુભવ થતાંની સાથે જ મળની જેમ તે વસ્તુનો ત્યાગ કરે છે કે જેને પછીથી કોઈ પણ વખત સ્મરણમાં લાવતો નથી; એટલું જ નહિ પણ ઇચ્છિત ગુણ મેળવવાની ઈચ્છાથી બીજી કોઈ વ્યક્તિ તે વસ્તુને ગ્રહણ કરતી હોય તો તેને અટકાવે છે.

માનવજાતિરૂપ વિભાવ–પર્યાયમાં વિચરતા આત્માઓ ગુણને ઉદ્દેશીને એકબીજા ઉપર અનુરાગવાળા થાય છે, પણ ગુણ–અવગુણના વિવેકશૂન્ય ઘણાખરા જીવો પોતાની અભ્યંતર અને બાહ્ય બન્ને પ્રકારની સંપત્તિ ખોઇને અવગુણ મેળવે છે, અને ઉભય લોકથી ભ્રષ્ટ થઇને પોતાનું ઘણું જ અહિત કરે છે. જેઓ ગુણ–અવગુણનું અંતર જાણે છે તેઓ ગુણાભાસને લઇને અનુરાગવાળા થયા હોય તો પણ અવગુણનો અનુભવ થતાં તુરત વિરક્ત થઈ જાય છે, પણ અવગુણને વળગી રહી કદાગ્રહ સેવતા નથી અને એટલા માટે જ તેઓ સાચા સદ્ગુણીના અનુરાગી થઇને સદ્ગુણો મેળવી આત્માને વિકાસી બનાવી શકે છે.

મોહનીયના ઉપશમભાવથી પ્રગટ થયેલા આત્મિક ગુણવાળાના કષાય–વિષય ઉપશમી જવાથી અવગુણસ્વરૂપ અધર્મમાં પ્રવૃત્તિ થતી નથી જેથી ગુણ મેળવવા આશ્રિત બનેલા જીવો અશુભ કર્મથી બંધાતા નથી; પણ મોહનીયના ઉપશમ વગર નામકર્મની પુન્ય પ્રકૃતિથી તો અન્ય કર્મના ક્ષયોપશમથી વ્યવહારમાં ઓળખાતા કર્મજન્ય ગુણો જેમ કે રૂપ, સુસ્વર, યશ, સારું સંઘયણ, વિદ્વત્તા, લૌકિક સત્ય, લૌકિક પરોપકૃતિ વગેરે વગેરે પોતાના ગુણાનુરાગીને મોહની તીવ્રતાને લઇને ગુણી આત્મવિકાસી બનાવી શકતા નથી પણ કંઈક અંશે જો મોહનીયનો ક્ષયોપશમભાવ સાથે હોય તો પુન્યબંધના કારણ થઈ શકે છે; નહિ તો અવગુણો પ્રાપ્ત કરાવી કુમાર્ગે દોરી જનારા નિવડે છે; કારણ કે લૌકિક સત્યતા, લૌકિક પરોપકારીતા, વિદ્વત્તા કે ઈતર પુન્ય પ્રકૃતિજન્ય ગુણો, વિષયલોલુપતાપણાથી કે જડાસક્તપણાથી મુક્ત હોતા નથી, જેથી આવા ગુણોવાળી વ્યક્તિઓ પોતાના અનુરાગીઓ પાસેથી પોતાની ક્ષુદ્ર વિષયવાસના પોષવાને તેમને અવળે માર્ગે દોરી જાય છે; અને અનુરાગગ્રસ્ત આશ્રિતોની અનિચ્છા હોવા છતાં પણ અનુરાગથી અવળે માર્ગે દોરાય છે. અને જો અનુરાગી મોહના ઉપશમવાળા હોય તો આવા ગુણાભાસ અવગુણવાળાથી વિરક્ત બનીને અળગા થઈ જાય છે.

મોહના દાસ બનેલા વિષયાભિનંદી જડાસક્ત વિદ્વાનો, સત્યવાદીઓ, પરોપકારીઓ અથવા તો સમતા, સમભાવ, ત્યાગી, ધ્યાની, આત્માનંદી આદિ વિકાસસ્વરૂપ સાચા ગુણોનો ડોળ કરીને કહેવાતા ગુણવાનોના અનુરાગીઓ પ્રાયઃ કરીને અનીતિના માર્ગે વળેલા દૃષ્ટિગોચર થશે; એટલું જ નહિ પણ ધર્મ, આત્મિક ગુણ મેળવવાના માર્ગથી પરાઙ્મુખ થઇને અધર્મ-આત્મિક ગુણોને રોકનાર વિષયાસક્તપણાની વાટે વળીને અને જડાસક્ત અવગુણોને મેળવીને

આનંદ મેળવશે; કારણ કે ઉપશમભાવ વગરના જડાસક્ત ગુણવાનો મંદતમ ઉપશમવાળા અનુરાગીઓની ધર્મશ્રદ્ધાને પોતાની વાસના તૃપ્ત કરવાને માટે કુયુક્તિઓ કરીને ફેરવી નાખવા પ્રયાસ કરે છે, જેમાં તેઓ સારી સફળતા મેળવી શકે છે; કારણ કે અનુરાગમાં આંધળો થયેલો પૂર્ણ વિશ્વાસુ હોવાથી તરત ધર્મશ્રદ્ધાથી ભ્રષ્ટ થઇને અધર્મના માર્ગે દોરાઈ જાય છે. આવા આંધળા અનુરાગીઓ મંદતર ઉપશમભાવના અંશથી પોતાનું અહિત જાણવા છતાં પણ અવકૃપાના ભયથી પોતે માનેલા ગુણવાનોને આધીન થાય છે. પ્રથમ તો તેમને અનીતિના માર્ગે જતાં કાંઇક ગ્લાનિ થાય છે, પણ પછીથી તેઓ ટેવાઇ જવાથી નિર્ધ્વંસ પરિણામવાળા થઇ જાય છે, કારણ કે નિરંતર અવગુણીના સહવાસથી તેમના અંદર રહેલી ધર્મભાવના સર્વથા ભૂંસાઈ જાય છે. જેથી અનીતિ અને અધર્મના કાર્યોમાં પ્રવૃત્તિ કરતાં તેમને જરા ય ઘૃણા આવતી નથી, તેમ જ તેમનું હૃદય કઠણ થઈ ગયેલું હોવાથી પાછળથી તેમને પશ્ચાત્તાપ પણ થતો નથી. આવા જીવો ભવિષ્યમાં જ્યારે આપત્તિગ્રસ્ત થાય છે ત્યારે જ તેમની આંખો ઊઘડે છે.

વકતૃતા–બોલવાની છટા, સુંદર રૂપ, સારો કંઠ આદિ પુણ્યપ્રકૃતિજન્ય કહેવાતા ગુણોથી આકર્ષાઇને જેઓ મોહિત થાય છે, તે મોહના ઉદયથી થવાવાળો એક પ્રકારનો અપ્રશસ્ત રાગ છે. એટલા માટે જ એમને મોહિત થયેલા કહેવામાં આવે છે, પણ અનુરાગવાળા થયા છે એમ કહેવામાં આવતું નથી, અને જપ, તપ, વૈરાગ્ય, સંયમ, ત્યાગ આદિનો આદર કરનારાઓના પ્રત્યે પૂજ્યભાવે નમ્રતા ધારણ કરનારા હોય, (પછી તે જપ–તપ આદિ ઉપશમ-ભાવના હોય કે ડોળમાત્ર હોય) તેઓ અનુરાગી કહેવાય છે, પણ મોહિત થયેલા કહેવાતા નથી, કારણ કે જપ–તપ આદિ આત્મિક ગુણો મેળવવાના સાધન છે. તેમાં આત્મિક ગુણોનો આરોપ કરીને ગુણ તરીકે માનીને અનુરાગ કરવામાં આવતો હોવાથી ગુણાનુરાગ કહેવાય છે, અને તેમાં મોહનો ઉપશમભાવ રહેલો હોવાથી નિર્વિકાર હોય છે. આત્મગુણાનુરાગી ઉપશમ-ભાવ વિના થઈ શકાતું નથી. મોહનીયથી ભિન્ન કર્મોના ક્ષયોપશમથી કે પુન્ય પ્રકૃતિજન્ય કહેવાતા ગુણોના રાગી થવું તે મોહિત થવું કહેવાય છે અને તે મોહના ઉદયથી થાય છે, માટે જ તે વિકારવાળું હોય છે. જે કહેવાતા ગુણોથી મોહિત થાય છે તે ઘણું કરીને અનીતિ તથા અધર્મના માર્ગે દોરવાઇ જાય છે, તેમ જ ઔદયિક ભાવવાળા, જગતમાં વખણાતા કર્મજન્ય ગુણોવાળા પણ પોતાના ઉપર મોહિત થયેલાને અધર્મ તથા અનીતિના માર્ગે દોરી જાય છે ત્યારે ઉપશમભાવે આત્મિક ગુણોથી ગુણી બનેલાના અનુરાગીઓ ધર્મના માર્ગે ગમન કરનારા હોય છે, કારણ કે સાચા ગુણી મહાપુરુષો પોતાના અનુરાગીઓને સાચા ગુણી બનાવવાની ભાવના અને પ્રયાસવાળા હોય છે. સાચા ગુણી અને ગુણાનુરાગી બંને ઉપશમ-ભાવવાળા હોવાથી નિર્વિકાર હોય છે જેથી બન્ને ગુણોના વિકાસ કરીને પોતાનું શ્રેય સાધી શકે છે. ત્યારે ઔદયિકભાવે ગુણી બનેલા અને તેના ઉપર મોહિત થએલા બન્ને અવગુણોને વધારીને પોતાનું અકલ્યાણ કરનારા હોય છે, કારણ કે બંને સવિકાર હોવાથી એકબીજા ઉપર મોહિત થયેલા હોય છે, એટલે તેઓ સાચા ગુણાનુરાગથી વેગળા રહે છે.

જ્યાં ગુણાનુરાગ હોય છે, ત્યાં ધર્માનુરાગ હોય છે, અને જ્યાં ધર્માનુરાગ હોતો નથી ત્યાં ગુણાનુરાગ હોતો નથી, કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે ગુણ અને ધર્મમાં અંતર

નથી. એટલા માટે જેઓ ગુણી હોય છે તેમનામાં મોહનીયનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ અવશ્ય હોય છે, જેથી તેઓ જડાસક્તિથી મુક્ત હોવાથી આત્માનંદી હોય છે, માટે જ તેઓ સાચા ગુણી હોવાથી ધર્મી તરીકે ઓળખાય છે. આવા પુરુષોનો અનુરાગી આત્મધર્મથી પરાઙ્મુખ હોતો નથી, કારણ કે આત્મગુણાનુરાગીને પુદ્ગલના ગુણો ગમતા નથી, એટલે તેઓ પાદ્ગલિક ગુણોની રુચિવાળા હોતા નથી અને એટલા જ માટે અધર્મના માર્ગે દોરવાતા નથી. સંસારમાં જેટલા જીવો મોહનીયના તીવ્ર ઉદયવાળા હોય છે તેઓ પુદ્ગલાનંદી જડાસક્ત હોય છે, અને જેઓ જડાસક્ત હોય છે તે વિષયતૃપ્તિ માટે અવશ્ય અધર્મના માર્ગે ગમન કરનારા હોય છે. પાંચે ઇંદ્રિયોને પ્રિય જડના ગુણધર્મના રાગી બનવું તે આસક્તિ અને ગુણાનુરાગ નહિ પણ વિષયાનુરાગ કહેવાય છે. જેઓ વિષયાનુરાગી હોય છે તેઓ ધર્માનુરાગી હોતા નથી, જેથી તેઓ જ્ઞાનાદિ ગુણોનો વિકાસ કરી શકતા નથી.

સંસારમાં બે ધર્મ છે: એક તો ચૈતન્ય ધર્મ અને બીજો જડધર્મ. જડધર્મમાં આસક્ત બનીને તેને મેળવવા પ્રયાસ કરવો તે અધર્મની પ્રવૃત્તિ કહેવાય છે અને જ્ઞાન, દર્શન, સમભાવ આદિ ચૈતન્યધર્મના રાગી બનીને તેનો વિકાસ કરવા પ્રયાસ કરવો તે ધર્મની પ્રવૃત્તિ કહેવાય છે. આત્મિક ધર્મનો વિકાસ કરવા, વિકાસી પુરુષોના ઉપર અનુરાગ કરનારા ગુણાનુરાગી ધર્મી તરીકે ઓળખાય છે અને કોઇ પણ ઇંદ્રિયના વિષયની તૃપ્તિ માટે વિલાસી પુરુષોના ઉપર આસક્ત થનારા વિષયાનુરાગી અધર્મી તરીકે ઓળખાય છે. જે પ્રવૃત્તિ કરવાથી જ્ઞાન, દર્શન, વિષયવિરક્તપણું, સમભાવ આદિ આત્મિક ગુણોનો વિકાસ થાય તે ધાર્મિક પ્રવૃત્તિ અને એવી પ્રવૃત્તિ કરનારા ધર્મી અને જે પ્રવૃત્તિથી આત્મિક ગુણો ઢંકાઈ જઇને વિષમભાવ, અજ્ઞાન, વિષયાસક્તપણું, પુદ્ગલાનંદીપણું આદિ પ્રાપ્ત થાય તે અધર્મની પ્રવૃત્તિ અને એવી પ્રવૃત્તિ કરનારા અધર્મી કહેવાય છે. અર્થાત્ આત્મધર્મ છોડીને પરધર્મ સેવવો તે અધર્મ, કારણ કે પરધર્મ સેવવાથી આત્મધર્મ ઢંકાઇ જાય છે, માટે તેને અધર્મ કહેવામાં આવે છે. અને પર–જડધર્મનો ત્યાગ કરીને આત્મધર્મનું સેવન કરવું તે ધર્મ. સ્વધર્મનું સેવન અને પરધર્મનો ત્યાગ કરવાથી આત્મધર્મનો વિકાસ થાય છે, માટે જ તે ધર્મ કહેવાય છે. મોહના ઉપશમભાવવાળા આત્મધર્મપ્રિય જીવો આત્મધર્મના વિકાસને માટે ઉપશમભાવવાળા જીવોના અવશ્ય અનુરાગી બને છે, માટે એવા જીવો ગુણાનુરાગીની પંક્તિમાં ભળી શકે છે. પર–જડ-ધર્મપ્રિય વિલાસી જીવો ક્ષણિક પૌદ્ગલિક સુખ તથા આનંદ માટે પૌદ્ગલિક ઉપાધિને ધારણ કરનારા વિલાસપ્રિય આત્માઓમાં આસક્ત થાય છે, તેઓ ગુણાનુરાગીની પંક્તિમાં ભળી શકતા નથી, કારણ કે વિકાસ ગુણ છે, પણ વિલાસ ગુણ નથી, આસક્તિ છે. ચૈતન્ય જગતમાં આત્મસ્વભાવ–ધર્મને ગુણ માનવામાં આવે છે પણ આત્મવિભાવ અથવા તો જડના સ્વભાવ–ધર્મને ગુણ માનવામાં આવતો નથી. જે આત્માનો વિભાવ છે તે મોહનીય આદિ કર્મથી ઉત્પન્ન થયેલો એક પ્રકારનો વિકાર છે માટે ગુણ નથી, કારણ કે તે કોઇ શુદ્ધ દ્રવ્યનો ધર્મ નથી અને જડનો ધર્મ આત્માથી ભિન્ન છે. આત્મધર્મનો ઘાતક છે તેમ જ વિકૃતિસ્વરૂપ છે, માટે ગુણ નથી પણ નિર્વિકાર જ્ઞાન, દર્શન, સમભાવ આદિને જ આત્મ-વિકાસ મેળવનારાઓએ ગુણ માનીને તેના અનુરાગી થવું જોઇએ. જેમ ઇંદ્ર, શચિપતિ, સહસ્રાક્ષ, વિશિષ્ટ દેવને ઓળખાવનારા નામાંતરો છે, તેમ સ્વભાવ, ધર્મ, ગુણ આત્મદ્રવ્યને

ઓળખાવનારા નામાંતરો છે એમ ઉપર સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. જ્ઞાન, દર્શન, જીવન, સુખ, ક્ષમા, સમભાવ આદિ આત્માના ગુણ કહેવાય છે, તેમ જ સ્વભાવ અને ધર્મ પણ કહેવાય છે. આત્મદ્રવ્યમા ઉપાધિને લઇને ભેદ પડે છે. મોહનીય આદિ કર્મના આવરણવાળા આત્માઓ વિભાવદશાને પ્રાપ્ત થયેલા કહેવાય છે, માટે એવા આત્મામાં ઉત્પન્ન થયેલા ગુણને વૈભાવિક ગુણ કહેવામાં આવે છે અને તે વિકૃત સ્વરૂપવાળા હોવાથી સ્વાભાવિક ગુણોથી ભિન્ન સ્વરૂપવાળા હોય છે. સ્વાભાવિક ગુણો દ્રવ્યસ્વરૂપ હોવાથી દ્રવ્યનું અસ્તિત્વ હોય ત્યાં સુધી રહેવાવાળા હોય છે ત્યારે વૈભાવિક ગણ પરિવર્તનશીલ હોય છે. જેમ પાણીનો સ્વાભાવિક ગુણ શીતળતા હોય છે અને અગ્નિનો ગુણ ઉષ્ણતા–દાહકતા હોય છે. જ્યારે પાણી ચૂલા ઉપર મૂકીને નીચે અગ્નિ સળગાવવામાં આવે ત્યારે બન્ને વિરોધી ગુણધર્મવાળા હોવા છતાં પણ બન્ને સંયોગસંબંધથી ભળી જાય છે. અને બન્ને વિભાવદશાને પ્રાપ્ત થવાથી અગ્નિમાં બાળીને રાખ કરવું, પ્રકાશ કરવો અને પાણીનો શીતળતા આપવા વગેરે વગેરે જે સ્વાભાવિક ગુણો છે તે ઢંકાઈ જાય છે અને વૈભાવિક ગુણ પ્રગટ થાય છે કે બાળીને ભસ્મ કરવા સ્વરૂપ કે પ્રકાશ કરવા સ્વરૂપ હોતો નથી, તેમ જ શીતળતા સ્વરૂપ હોતો નથી. એવી જ રીતે વિરોધી ધર્મવાળા આત્મા અને પૌદ્ગલિક કર્મનો જ્યારે સંબંધ થાય છે ત્યારે વૈભાવિક ગુણ ઉત્પન્ન થાય છે, કે જે ગુણ બન્ને દ્રવ્યોમાંથી કોઇનો પણ સ્વાભાવિક હોતો નથી અને જેને વિભાવ તરીકે ઓળખવામાં આવે છે. જ્યારે બન્ને દ્રવ્યો અલગ થઇ જાય છે ત્યારે આત્માના સ્વાભાવિક જ્ઞાન, દર્શન, સમભાવ આદિ ગુણોનો વિકાસ થાય છે, કે જે ગુણોના અનુરાગીને વિકાસી બનાવી શકે છે; માટે જેઓ કષાય, વિષય આદિ આશ્રિત વૈભાવિક ગુણોના અનુરાગી થઇને ગુણાનુરાગી હોવાનો દાવો કરે છે તેઓ ભૂલ કરે છે અથવા તો તેમની અજ્ઞાનતા છે, કારણ કે આવા પોતાને ગુણાનુરાગી માનનારાઓની અંદર વિષયાદિનો ઉપશમભાવ જોવામાં આવતો નથી, પણ વિશેષતા જોવામાં આવે છે. તેમ જ જેની અંદર ગુણની ભ્રમણાથી રાગ કરવામા આવેલો હોય છે તેના સહવાસથી ધર્મભ્રષ્ટતા તથા અનીતિ આચરણના સંસ્કારો પડેલા જોવામાં આવે છે, માટે જ આ ગુણાનુરાગ નથી પણ ઉપર બતાવ્યા પ્રમાણે મોહાનુરાગ અથવા વિષયાનુરાગ છે. આવા અનુરાગીઓ આત્મિક ગુણનો વિકાસ કરી પોતાનું શ્રેય સાધી શકતા નથી, માટે ગુણી બનવાની ઇચ્છા રાખનારે નિર્વિકાર મોહનીયના ઉપશમભાવને પ્રાપ્ત થયેલા સાચા આત્મિક ગુણના વિકાસી મહાપુરુષોનો અનુરાગ કરીને પોતાના આત્માનું શ્રેય સાધવું જોઇએ પણ મોહનીયના તીવ્ર ઉદયથી વિષયાનંદીપણારૂપ અવગુણોના આશ્રિત થયેલા અને પુણ્ય પ્રકૃતિથી મેળવેલ વૈભાવિક ગુણો દ્વારા પોતાના રાગીઓને ધર્મભ્રષ્ટ કરી અનીતિના માર્ગે ઉતારીને અવગુણોથી વાસિત કરનારાઓનો રાગ કરીને ગુણાનુરાગના ભ્રમથી આત્માનો અધઃપાત કરી અમૃતમય માનવજીવનને વિષયોથી વિષમય ન બનાવવું જોઇએ.



# દોષદૃષ્ટિ થવાથી મુક્તિ

(૫૯)

સંસારમાંથી મુક્તિ મેળવવાને માટે દોષગ્રાહી બનવાની અત્યંત આવશ્યકતા છે. જ્યાં સુધી સંસારવાસી જીવ સંસારમાં ગુણ જોયા કરે છે ત્યાં સુધી તે સંસારથી છૂટી શકતો નથી. બે વ્યક્તિઓમાં પરસ્પર સંબંધ ત્યાં સુધી જ બન્યો રહે છે કે જ્યાં સુધી એક બીજામાં દોષદૃષ્ટિ થતી નથી. અમુક માયાવી છે, મારું અહિત કરે છે, મોઢે મીઠું બોલે છે પણ પાછળથી મારી નિંદા કરે છે વગેરે વગેરે. એક બીજા પ્રતિ જ્યારે દોષોનું ચિંતવન થાય છે ત્યારે પરસ્પર અપ્રીતિ ઉત્પન્ન થવાથી સંબંધ તૂટી જાય છે; પણ ભલો છે, ડાહ્યો છે, ઉપકારી છે, હિતૈષી છે ઇત્યાદિ ગુણો એક બીજામાં જોવાય છે ત્યાં સુધી તો અનુરાગને લઇને એક બીજાથી છૂટા પડી શકતા નથી તેમ જ એક બીજાના હાનિ–લાભમાં પરસ્પર હર્ષ–શોકને ધારણ કરે છે.

અનાદિ કાળથી જડ તથા જડના વિકારોના સહવાસમાં રહેવાથી જીવોને દૃઢ પ્રતીતિ થઇ ગઇ છે કે આનંદ, હર્ષ, શાંતિ, સુખ, જીવન વગેરે અમને જડ દ્વારા જ પ્રાપ્ત થાય છે. ખાઇએ નહિ તો મરી જવાય, અન્ન વડે જ જીવી શકાય છે, વિષય સેવવાથી જ શાંતિ મળે છે; નાટક જોવાથી અને મધુર ગાયન સાંભળવાથી જ આનંદ પ્રાપ્ત થાય છે, સ્વાદિષ્ટ ભોજન જમવાથી જ પરમ સંતોષ પ્રાપ્ત થાય છે, બે લાખનો લાભ થવાથી હર્ષ ઉત્પન્ન થાય છે, યશોગાન સાંભળવાથી સુખ મળે છે–આ પ્રમાણે કેવળ ગુણ જ જોનાર જીવ જડના પંજામાંથી કેવી રીતે છૂટી શકે ? એ દૃષ્ટિ આપણને વાસ્તવિક માર્ગ બતાવતી નથી.

ખરું જોતાં તો આનંદ, શાંતિ, સુખ, જીવન આદિ ગુણો આત્માના જ છે, જડના નથી, છતાં આત્મા મોહના દબાણથી પોતાના ગુણોનો જડમાં આરોપ કરે છે; અને પોતાને ગુણ–શૂન્ય માનીને આનંદ આદિ ગુણો મેળવવા જડની ઉપાસના કરે છે. જ્યારે મોહમિશ્રિત બુદ્ધિથી ઇચ્છિત ગુણસ્વરૂપ જડના વિકારોની પ્રાપ્તિ થયાનું જાણે છે ત્યારે પોતાને એવો આભાસ થાય છે કે મને આનંદ, જીવન તથા સુખ મળ્યાં. આવી મિથ્યા શ્રદ્ધા હોવાથી નિરંતર જડના વિકારોની ચાહના રાખ્યા કરે છે. આવા જીવોને પુદ્ગલાનંદી પણ કહેવામાં આવે છે અર્થાત્ પુદ્ગલોમાં આનંદ જોનારા અથવા તો મનગમતાં પુદ્ગલની પ્રાપ્તિથી આનંદની ઉત્પત્તિ માનનારા આવા જીવો જડમાં ગુણદૃષ્ટિ હોવાથી અને જડના વિકારોમાં તન્મય થઇ જવાથી તેનાથી છૂટવાનો પ્રયત્ન જ કરતા નથી તો પછી મુક્તિ મેળવવાની તો વાત જ ક્યાંથી ?

આ પ્રમાણે જીવોની ખોટી માન્યતાને અંગે જ પૌદ્ગલિક સુખ કહેવાય છે, નહિ તો

પૌદ્ગલિક સુખ જેવી કોઇ વસ્તુ જ નથી. વિકાર ભાવને શાંત કરનારાં એ પુદ્ગલો જ છે. આત્મા તો અવિકારપણે જ્ઞાતા સ્વરૂપે રહે છે, પરંતુ અનાદિકાળના અભ્યાસથી જડ વસ્તુઓમાં થતા વિકારોનો પોતાનામાં આરોપ કરે છે, અર્થાત્ પોતાના ગુણોનો પોતાનામાં આરોપ કરે છે, અને તેથી જ જડમાં સુંદરતા જુએ છે અને આનંદ મેળવવાને માટે માનેલી સુંદર પૌદ્ગલિક વસ્તુઓથી છૂટો પડવાને ઇચ્છતો નથી.

પુદ્ગલમાં સુંદરતા અને પ્રિયતા આત્માને જે જણાય છે તે કર્મના પડદામાં રહીને બહિરાત્મદષ્ટિથી તે જુએ છે, તેથી જણાય છે, પણ જો પડદાને ખસેડીને અંતરાત્મદષ્ટિથી જુવે તો સાચી વસ્તુ જણાય છે અને સુંદરતાનો ભ્રમ ટળી જાય છે. પછી ગુણદષ્ટિપણું મટી જવાથી પૌદ્ગલિક વસ્તુઓમાં ઉદાસીનપણે રહે છે, જેથી તેનો જૂનો સંબંધ તૂટી જાય છે અને નવો સંબંધ થતો નથી, જેના પરિણામે છેવટે કર્મરાશિથી સર્વથા છૂટી જઇને મુક્તિ મેળવી શકે છે.

ખરું જોતાં તો વર્ણ, ગંધ, રસ આદિ પુદ્ગલના ગુણો છે, અને તે આનંદ–સુખ તથા જીવનસ્વરૂપ બની શકતા નથી, તેમ જ આનંદ આદિ જે વાસ્તવિકપણે આત્માના ગુણો કહેવાય છે તેને ઉત્પન્ન પણ કરી શકતા નથી, છતાં પુદ્ગલાનંદી જીવો કર્મની પ્રેરણાથી વર્ણ આદિને આનંદ ઉત્પન્ન કરનારા, અથવા તો આનંદ સ્વરૂપને ધારણ કરનારા માને છે. તેમાં પણ ધનવાન–કંગાલ, સાક્ષર–નિરક્ષર, ત્યાગી–ભોગી આદિ જીવવિશેષના અંગે તારતમ્યતા રહેલી છે. કોઇ રસને વધારે આનંદોત્પાદક માને છે ત્યારે કોઇ શબ્દને તો કોઈ ગંધને, કોઈ સ્પર્શને તો કોઇ વર્ણને વધારે આનંદોત્પાદક માને છે. સાક્ષર–ત્યાગી–ધની મુખ્યપણે સ્તુતિના શબ્દોમાં વધારે આનંદસ્વરૂપ ગુણને જુએ છે, તો નિરક્ષર–કંગાળ રસમાં આનંદ ગુણની અધિકતા જુવે છે. આ પ્રમાણે મિથ્યા જ્ઞાનસ્વરૂપ ગુણદષ્ટિપણું સંસારના બંધનોને તોડવા કેવી રીતે સમર્થ થઇ શકે, જેથી આત્માને શાશ્વત મુક્તિ મળે?

જડના ગુણો દોષસ્વરૂપે જોવાય નહિ ત્યાં સુધી ત્યાગ આવી શકે નહિ. ત્યાગી એટલે વિજાતીય ગુણોને દોષસ્વરૂપે જોનાર, કહેનાર, માનનાર અને તેનાથી સાચી રીતે વિરામ પામનાર.

જ્યાં સુધી આત્માને ભિન્ન દ્રવ્યના ગુણોમાં ગુણદષ્ટિપણું હોય છે ત્યાં સુધી રાગદ્વેષ નબળા પડી શકતા નથી પણ સબળ થતા જાય છે. અને આત્માના આનંદ, જીવન, જ્ઞાન, સુખ આદિ ગુણોને વધારે ને વધારે ઢાંકતા જાય છે જેથી આત્માનાં બંધન શિથિલ થવાને બદલે દઢતર બનતાં જાય છે.

જો કે જડના વર્ણ આદિ ગુણોમાં પુદ્ગલાનંદી જીવોનું પોતે માનેલી પ્રતિકૂળતાને અંગે દોષદષ્ટિપણું પણ હોય છે, પરંતુ તે ગુણદષ્ટિપણાને બાધ કરવાવાળું હોતું નથી, કારણ કે એક પ્રસંગે એક વસ્તુમાં પ્રતિકૂળતાના અંગે દોષ દેખાય છે, તો અન્ય પ્રસંગે તે જ વસ્તુને અનુકૂળ લાગવાથી તેમાં ગુણ જોવાય છે. જડમાં ગુણદષ્ટિને પ્રાધાન્યતા આપી દોષદષ્ટિને ગૌણતા અપાય છે, અર્થાત્ ગુણદષ્ટિની માન્યતા નષ્ટ થતી નથી. કદાચિત્ મંદ ઔપશમિક ભાવે આત્માને પૌદ્ગલિક વસ્તુની વાસ્તવિક અસુંદરતા અને ગુણોની તાત્ત્વિક દષ્ટિથી દોષસ્વરૂપતા પ્રતીત થવા લાગે છે કે તરત જ ઔદયિક ભાવમાં વર્તતી અન્યાન્ય મોહનીયની પ્રકૃતિઓની પ્રેરણાથી આત્મા પૌદ્ગલિક વસ્તુને અન્ય વસ્તુના મિશ્રણથી કે અન્ય કોઇ

પ્રક્રિયાથી વિવિધ પ્રકારના વિકારોવાળી બનાવી, અનુકૂળ તથા સુંદર લાગે તેવી કરે છે અને પછી મંદ ઔપશમિક ભાવ નષ્ટ થવાથી તે જ વસ્તુને ગુણદૃષ્ટિથી જોઇને તેનો ઉપયોગ કરી આનંદ મનાવે છે, કે જેથી જડ વસ્તુઓથી છૂટા પડવાનો પ્રસંગ જ આવતો નથી, તો પછી જડસ્વરૂપ કર્મોથી મુકાઇ જઇને અનંત જીવનમય શુદ્ધાનંદ સ્વરૂપ–શાશ્વત મોક્ષ મેળવવાનો પ્રસંગ ક્યાંથી બને ?

જડમાં ગુણદૃષ્ટિપણાથી સંસારમાં પરિભ્રમણ કરતા આત્માઓ કે જેમણે સમ્યગ્જ્ઞાન દ્વારા વર્ણ આદિ જડના ગુણોને દોષસ્વરૂપ જાણી તેનાથી વિરામ પામવાથી સર્વથા કર્મથી મુકાઈ જઇને શાશ્વત આનંદસ્વરૂપ મુક્તિ મેળવી છે તેઓ સંસારથી સર્વથા મુકાઇ જવાની ઇચ્છાવાળાઓને જડ સંસારમાં દોષદૃષ્ટિ બનવાનો ઉપદેશ કરે છે. તેઓ કહે છે કે–જે વિવિધતા અને વિચિત્રતાને ઈંદ્રિયો ગ્રહણ કરી રહી છે તે બધુંય ખોટું છે, ઇન્દ્રજાળસ્વરૂપ છે, અસાર છે, ક્ષણિક છે, અનિત્ય છે, પુષ્કળ વ્યાધિ-વેદનાવાળા અસાર સંસારમાં લેશ માત્ર પણ સુખ નથી.

ગીત માત્ર વિલાપ છે, સર્વ પ્રકારના નાટક વિડંબના છે, સર્વ પ્રકારના આભૂષણો ભારરૂપ છે અને તે સર્વ વિષયો દુઃખસ્વરૂપ છે. મળ, મૂત્ર, રુધિર, માંસ આદિ સાત ધાતુનું બનેલું શરીર છે કે જે હમેશાં અપવિત્ર રહે છે અને ઘૃણા કરવા લાયક છે. વિષ્ટાથી ભરેલી કપડાની કોથળીને સાબૂ ચોપડી પાણીથી ગમે તેટલી ધુઓ અથવા તો અત્યંત સુગંધીવાળું અત્તર ચોપડો તો પણ કોથળીના છિદ્રોમાંથી વિષ્ટા ઝરતી રહેવાથી તે પવિત્ર કે સુગંધમય બની શકતી નથી, તેમ મળમૂત્રથી ભરેલા અને અનેક છિદ્રોમાંથી અશુચિ ઝરતા શરીરરૂપ કોથળાને ગમે તેટલી વખત સાબૂ ચોળીને ધુઓ કે સુગંધી તેલ ચોપડો તો ય તે પવિત્ર કે સુગંધમય બની શકતું જ નથી. સોનું–રૂપું–ચાંદી–નીલમ–માણેક–હીરા વગેરે માટી અને પત્થરા છે, મિષ્ટાન્ન અને અન્ય ખાવાના પદાર્થો દુર્ગંધમય તથા અશુચિ છે, કે જે ખાધા પીધા પછી પરિણામે આપણને પ્રત્યક્ષ થાય છે. વસ્તુઓ નિરંતર એક રૂપે રહેતી નથી, પ્રત્યેક પળે બદલાતી જ રહે છે. બાળ હોય છે તે જુવાન થાય છે અને જુવાન હોય છે તે ઘરડાં થાય છે. સંસારમાં કોઇ કોઇને બચાવી શકતું નથી, બધા મરણને આધીન છે, બધું ય નાશને આધીન છે, કાળ–મૃત્યુ વસ્તુમાત્રનો વિનાશ કરી નાંખે છે, લક્ષ્મી ચંચળ છે, આયુષ્ય પાણીના પરપોટા જેવું અસ્થિર છે વગેરે વગેરે.

આ પ્રમાણે જડના ગુણો તથા વિકારોમાં મુક્તાત્માઓ દોષ જોવાની ભલામણ કરી ગયા છે અને તે વાસ્તવિક છે; કારણ કે જડના ગુણો આત્મા માટે દોષસ્વરૂપ છે; તેને જ્યા સુધી ગુણ માની આત્મા ગ્રહણ કરતો રહેશે ત્યાં સુધી પોતાના આનંદસ્વરૂપને પ્રગટ કરી શકવાનો નથી; માટે દુઃખથી શાશ્વતી મુક્તિ અને ગુણસ્વરૂપ શાશ્વતો આનંદ મેળવવાની ઇચ્છાવાળા આત્માઓને જડના ગુણોમાં રહેતી અતાત્ત્વિકી દૃષ્ટિથી નિવૃત્ત થઇને દોષદૃષ્ટિ બનાવવાની અત્યંત આવશ્યકતા છે.



# કૃતજ્ઞ બનશો કે કૃતઘ્ન?

( ૬૦ )

કોઇ માણુસ પૈસાના અભાવે મોટી આપત્તિમાં આવી પડયો હોય, અને જીવનનિર્વાહના સાધનના અભાવે જીવવું પણુ ભારે થઇ પડયું હોય, તેવાને કોઈ પરગજુ સહાય આપીને આપત્તિમાંથી બચાવી સંપત્તિવાળો બનાવે તો તેનો ઉપકાર જીવે ત્યાં સુધી તે ભૂલતો નથી અને ઉપકારના ભારથી દબાયેલો રહે છે. જ્યારે જ્યારે ઉપકારીને જુએ છે ત્યારે ત્યારે નમ્રતા, લાગણી, સ્નેહ તથા સેવાભાવ તેના ચહેરા ઉપર તરી આવે છે. જરૂર પડે તો પૈસા તથા વખતનો ભોગ આપવા હમેશાં તૈયાર રહે છે, ઉપકારીના વચનનો અનાદર કરતો નથી અને પોતાનું સર્વસ્વ અર્પણુ કરીને પણુ સેવા કરવા નિરંતર ઉત્સાહવાળો રહે છે; કારણુ કે તે એમ સમજે છે કે-જેણે મને મહાન્ આપત્તિમાંથી બચાવીને ધન તથા જીવનસંપત્તિ આપી છે તે મારો પ્રાણુદાતા છે, મારી પાસે જે કાંઇ છે તે બધું એનું આપેલું છે માટે એનું જ છે. આવું સમજવાથી પોતાને ઉપકારીનો ઋણી માને છે. આવા માનવીઓ સંસારમાં કૃતજ્ઞ કહેવાય છે અને વિપરીત વૃત્તિ તથા પ્રવૃત્તિવાળા કૃતઘ્ન કહેવાય છે.

જ્યારે જીવનનિર્વાહના સાધનની સગવડતા કરી આપનારનો ઉપકાર માનવી જીવે ત્યાં સુધી ભૂલતો નથી અને પોતાનું સર્વસ્વ અર્પણુ કરવા જરા પણુ નિરુત્સાહિત થતો નથી તો પછી જેણે તમને દુનિયામાં નજરે પડતા સૂક્ષ્મ જંતુઓ કીડા, મકોડા, વાઘ, વરુ, કૂતરાં, બીલાડાં, ઘોડા, ગધેડાં, ગાય, ભેંસ આદિ પશુ, પંખીઓનો અવતાર ન આપતાં માનવનો અવતાર આપ્યો, માનવીઓમાં પણુ કેટલાક એવા હોય છે કે જેમના હાથ નિરંતર લોહીથી ખરડાયેલા રહે છે અને કેટલાકને તો પાયખાના સાફ કરવા પડતાં હોવાથી તેમના હાથ વિષ્ટાથી ખરડાયલા રહે છે અને તેને નહિં જેવા સાફ કરીને ખાવાના કામમાં વાપરે છે, તમે આવી જાતિના માણુસ છો કે નહિ તેનો વિચાર કરી જુઓ. જો તમે એવી જાતિના નથી પણુ ઉત્તમ જાતિના છો તો પછી તમે ઉત્તમ જાતિ તથા કુળમાં શાથી ઉત્પન્ન થયા? માનવજાતિમાં કાંઇ પણુ ફરક ન હોવા છતાં પણુ તમે ઉત્તમ જાતિના કહેવાઓ છો તેનું શું કારણુ? તમને ઉત્તમ જાતિના માણુસ કોણે બનાવ્યા? કેટલાક માનવીઓને રહેવાના ઝૂંપડાં, પહેરવાને ગાભા હોય છે અને આખી ઉમર-જીવે ત્યાં સુધી બીજાનાં વૈતરાં કરીને આયુષ્ય પૂરું કરે છે, પણુ તમને તો રહેવાને બંગલા, પહેરવાને સુંદર વસ્ત્રો મળ્યા છે તેમ જ બેસવાને મોટર આદિ વાહનો તથા નોકર-ચાકર પણુ તમારી પાસે છે અને તમે સ્વામી બનીને બીજાની

સેવા લો છો. આ બધું તમને કોણે આપ્યું છે તેનો કદી ય તમને વિચાર સરખો ય આવ્યો છે? સંસારમાં જોઇએ છીએ તો કોઇ આંધળો હોય છે તો કોઈ બહેરો હોય છે, કોઇ મૂંગો હોય છે તો કોઇ ઠૂંઠો, લૂલો અને કદરૂપો હોય છે, પણ તમે તો આ બધી ખામીઓ વગરના છો. તમારી પાંચે ઇંદ્રિયો સંપૂર્ણ છે અને તે પોતપોતાનું કામ સારી રીતે આપી રહી છે. આંખોથી સારી રીતે જોઈ શકો છો, કાનથી સાંભળી શકો છો અને જીભથી સ્પષ્ટ ઉચ્ચાર કરી શકો છો. તમારા હાથ, પગ પણ પોતાનું કામ કરતાં અટકી પડ્યા નથી. આ બધું કોના પ્રતાપથી તમને મળ્યું છે તેનો કાંઈ વિચાર કરીને સમજવા પ્રયાસ કર્યો છે? તમે કૂબડા, વામન કે બદશિકલ નથી પણ સુંદર રૂપ તથા આકૃતિવાળા છો. તેમ જ તમે કંગાળ કે ભિક્ષુક નથી પણ સારી ધન–સંપત્તિવાળા અને દાતા છો. સંસારમાં કેટલાકને પૌદ્ગલિક સુખનાં સાધન સંપૂર્ણ મળ્યાં છે છતાં પથારીવશ થઇને પડ્યા રહે છે જેથી તેઓ સુખ ભોગવી શકતા નથી અને તેમને ત્યાં ડૉકટર–વૈદ્યોની પધરામણી વિના ભાગ્યે જ કોઈ દિવસ ખાલી જતો હશે, પરંતુ તમારાથી તો રોગ, શોક એવા તો રીસાઇ ગયા છે કે કોઈ દિવસ પણ તમારા બંગલાના કમ્પાઉન્ડમાં પણ ડૉકટર, વૈદ્યના પગલાં સરખાં થયાં નથી. પુદ્ગલાનંદી જડાસક્ત ઘણાખરા માનવીઓને કેવળ વિદ્યમાન એક જ જન્મમાં ઉપયોગી પૌદ્ગલિક સંપત્તિ મેળવવાના સાધનો તો મળ્યાં છે; પણ આત્મિક સંપત્તિ મેળવવાના સાધન ન મળવાથી સારી સંપત્તિની કંગાલિયત ભોગવી રહ્યા છે, પણ તેમને તો સાચી આત્મિક સંપત્તિ મેળવવાના સાધનભૂત સુદેવ તથા સુગુરુનો સંયોગ મળ્યો છે. એટલે જો તમે ધારો તો સાચા શ્રીમંત બનીને શાશ્વત સુખના ભોગી બની શકો છો તો તમને આ બધી સામગ્રીનો પ્રબંધ કોણે કરી આપ્યો છે તેનો નિર્ણય કરવાને કોઇ વખત પણ તમે તમારી બુદ્ધિનો ઉપયોગ કર્યો છે?

તમે માનવી છો, તમારામાં બુદ્ધિ છે, ડહાપણ છે અને તમે પોતાને એમ માનો છો કે હું બુદ્ધિશાળી અને ડાહ્યો છું તો પછી તમે જગતની વિચિત્રતાનું કારણ કેમ શોધી કાઢતા નથી? ઉપર બતાવેલી બાબતોનો સારી રીતે વિચાર કેમ કરતા નથી અને સદ્બુદ્ધિથી ડરીને વેગળા કેમ રહો છો? તેમ જ સદ્બુદ્ધિવાળા તરફ તિરસ્કારની લાગણી શા માટે રાખો છો? કદાચ તમારી બુદ્ધિ કામ ન કરી શકતી હોય અને સાચું સમજવાની ઇચ્છા હોવા છતાં પણ સાચી સમજણ મેળવવામાં ઘણી જ અડચણ પડતી હોય તો સંપૂર્ણ સાચી બુદ્ધિના વિકાસી જ્ઞાની પુરુષોના વચનો સાંભળીને જગતની વિચિત્રતાનો સાચો બોધ કરો અને સાચી સમજણ મેળવીને સંપૂર્ણ સાચી વસ્તુની પ્રાપ્તિ માટે પ્રયાસ કરો. જો તમે શ્રદ્ધા રાખીને જાણવાનો પ્રયાસ કરશો તો વિશ્વરચના સાચી રીતે તમને સમજાશે અને તેથી તમારી પ્રવૃત્તિમાત્રને સમ્યગ્–સાચી બનાવી શકશો જેથી તમને અણગમતા પ્રસંગો અકળાવી શકશે નહિ.

સંપૂર્ણ સાચી સ્વતંત્રતા મેળવનાર સર્વજ્ઞ પુરુષોએ જડ, ચેતનના સંયોગસ્વરૂપ જગતની વિચિત્રતામાં જડને પ્રધાનતા આપી છે. જો કે એકલું જડ અથવા તો એકલું ચેતન કાંઇ પણ વિચિત્ર ભાવો ઉત્પન્ન કરી શકતાં નથી અર્થાત્ જડ તથા ચેતન સ્વતંત્રપણે વિચિત્ર પ્રકારના જગતની રચના કરવામાં અસમર્થ છે છતાં બન્ને ભેગાં મળે તો અનેક પ્રકારના ભાવોને પ્રકટ કરી શકે છે અને તેથી સંસારમાં જે કાંઇ અસદૃશ અનેક ભાવો દેખાય છે તે

જીવ તથા કર્મસ્વરૂપ જૂના અનાદિ સંયોગનું પરિણામ છે. અનાદિકાળથી કર્મના સંયોગને લઇને જીવ અનેક ભાવોમાં પરિણમતો આવ્યો છે માટે જ કર્મસ્વરૂપ જડને પ્રધાનતા આપવામાં આવી છે. જીવને પુદ્દગલાનંદી–અજ્ઞાની કહેવામાં આવે છે તે કર્મના સંયોગને લઇને જ છે. જીવ પોતે સમ્યગ્જ્ઞાની હોવા છતાં પણ દર્શનમોહના દબાણથી સાચું સમજાવવામાં આવે તો પણ સમજતો નથી અને ચારિત્રમોહનીયના દબાણથી સાચું આદરી શકતો નથી. સાચું ન સમજવાથી કર્મવશ પડેલો અજ્ઞાની જીવ પોતાને જડ માને છે અર્થાત્ 'શરીર તે જ હું છું' એમ માને છે અને તેથી જ પોતે પુદ્દગલાનંદી બનીને પૌદ્દગલિક અનુકૂળ વસ્તુઓના સંયોગથી પોતાને સુખી માને છે અને તેના વિયોગથી દુઃખ મનાવે છે તેમ જ પ્રતિકૂળ વસ્તુઓના સંયોગથી દુઃખી થાય છે અને તેના વિયોગથી શાંતિ મેળવે છે. આ બધું પરિણામ દેહાધ્યાસીપણાનું છે અર્થાત્ મોહના અત્યંત દાસ બનેલા આત્માઓ પોતાને ભૂલી જઇને દેહને જ સ્વસ્વરૂપે માને છે અને તેથી તેઓ બનાવટી નામધારી દેહની પ્રશંસા કરાવવાને માટે ખૂબ જ મહેનત કરે છે અને જડસ્વરૂપ દેહમાં આત્માના ગુણોની પ્રશંસા સાંભળીને અત્યંત આનંદ અનુભવે છે અને કામી, ક્રોધી, લોભી આદિ (જે કર્મજન્ય ગુણો કે જે એકદૃષ્ટિથી પૌદ્દગલિક હોવાથી જડસ્વરૂપ છે.) જો દેહને કહેવામાં આવે તો દિલગીર થાય છે, દુઃખ મનાવે છે, અજ્ઞાનતાના ગાઢ અંધકારમાં રહેલા જીવો વિરાગી મહાપુરુષોના વચનો વાંચીને કે સાંભળીને મોઢે બોલી જાય તો તેથી કાંઇ તેઓ પોતાને ઓળખે છે અને પુદ્દગલાનદી તથા દેહાધ્યાસી નથી એમ કહી શકાય નહિ, કારણ કે મિથ્યાભિમાન( દેહાભિમાન )ની વૃત્તિ તથા પ્રવૃત્તિ ટળે નહિ ત્યા સુધી તેમનામાં જડથી ભિન્ન ધર્મવાળી આત્મા જેવી કોઇ વસ્તુ છે એવી શ્રદ્ધા હોવાનું પણ નિર્ણય કરી શકાય નહિ. કેવળ બાહ્ય વૃત્તિથી તપ, જપ આદરવાથી કે વ્રત, નિયમ આદિ પાળવાથી આત્માની સાચી ઓળખાણ અને પુદ્દગલાનંદીપણાથી નિવૃત્તિ થઇ છે તથા દેહાધ્યાસ ટળ્યો એમ કહી શકાય જ નહિ, કારણ કે આવી પ્રવૃત્તિઓ તો અનંત સંસારી મિથ્યાદૃષ્ટિ તથા અભવ્ય જેવા અજ્ઞાની જીવો પણ આદરી શકે છે, આચરી શકે છે. જ્યાં સુધી પાંચે ઇંદ્રિયોના વિષયોમાં રાગ–દ્વેષની તીવ્ર પરિણતિથી અનુકૂળતા, પ્રતિકૂળતાના અંગે હર્ષ, શોક રહેલો છે તથા મનોવૃત્તિઓમાં આસક્તિ ભાવ રહેલો છે ત્યા સુધી વિકાસી આત્માનુભવી મહાપુરુષો, આત્માની સાચી ઓળખાણ થઇ છે એમ કહેતા નથી પણ મિથ્યાભિમાન(દેહાધ્યાસી)ને લઇને દેહને જ આત્મા માનવાનુ જણાવે છે. વૈષયિક સુખોને પોષવા સંપૂર્ણ આત્મવિકાસી વીતરાગ પ્રભુ પાસે પણ ધન–સંપત્તિ માગનારા અથવા તો ધન–સંપત્તિથી દેહની પ્રશંસા કરાવવા તથા વધારવા પ્રયાસ કરનારા આત્મા તથા પરમાત્માને ઓળખી શક્યા જ નથી, કારણ કે તેમનામાં દેહાભિમાન રહેલું છે.

આ પ્રમાણે સંસારમાં ચર્મચક્ષુથી જોનારા ઘણા છે એટલે તેમને આત્મપ્રત્યક્ષ થતું નથી અને તેથી જ તેઓ મિથ્યાભિમાની–દેહાધ્યાસી છે. જ્ઞાનદૃષ્ટિ–સમ્યગ્દૃષ્ટિ વગર આત્મા ઓળખી શકાય નહિ, કારણ કે આત્માને જડસ્વરૂપ ઇંદ્રિયોની જરૂર પડતી નથી. ઇંદ્રિયો રૂપી જડ વસ્તુને ગ્રહણ કરી શકે છે પણ અરૂપી આત્માને ગ્રહણ કરી શકતી નથી, માટે જ ચર્મચક્ષુથી જોનાર આત્માને ઓળખી શકે નહિ, પણ આત્મા પોતે જ પોતાના વિશુદ્ધ જ્ઞાન દ્વારા ઓળખી શકે છે. કદાચ આત્મ પ્રત્યક્ષ કરવા જેટલી જ્ઞાનમાં વિશુદ્ધિ ન થઈ હોય તો આત્મસ્વરૂપ ઓળખવામાં શબ્દાદિ પૌદ્દગલિક વિષયો નિમિત્તભૂત બને છે અને તેથી જ્ઞાન-

દૃષ્ટિ આત્માને સાચી રીતે ઓળખીને જ્ઞાનદૃષ્ટિને વધુ નિર્મળ બનાવી શકે છે, પણ ભેદજ્ઞાન હોવાથી તેઓ જાણી શકે છે કે આત્મા વિષયાતીત છે. જ્ઞાન વગર કોઇ પણ પ્રકારના ઇંદ્રિયોના વિષયોથી આત્મા ગ્રાહ્ય નથી, માટે જ પૌદ્ગલિક વિષયોથી ભિન્ન સ્વરૂપવાળો મારો આત્મા છે અને તેમાં અનંત જ્ઞાનાદિ ગુણો રહેલા છે તે પૌદ્ગલિક દેહાદિમાં નથી, કારણ કે દેહાદિ આત્માથી ભિન્ન ગુણધર્મવાળા છે. આવી જ્ઞાનદૃષ્ટિવાળા આત્માઓ સંસારમાં અત્યંત અલ્પ પ્રમાણમાં છે, ત્યારે જડાસક્ત પુદ્ગલાનંદી જીવો ઘણી મોટી સંખ્યામાં છે, કારણ કે તાત્ત્વિક દૃષ્ટિથી જોઇએ છીએ તો ધાર્મિક પ્રવૃત્તિઓમાં પણ વૈષયિક આસક્તિનો આદર ઘણો જણાય છે અને તેથી કરીને જ જડસ્વરૂપ કર્મને પ્રધાનતા આપી છે. અનાદિ કાળના કર્મની સોબતથી આત્મા અનંતબળી હોવા છતાં પણ નિર્બળ બની રહ્યો છે અને જડાત્મક વસ્તુઓ ઉપર જ પોતાના અસ્તિત્વનો આધાર રાખી રહ્યો છે. જીવન, સુખ, શાંતિ, આનંદ આદિ વસ્તુઓ પોતાની પાસે હોવા છતાં પણ જડાત્મક વસ્તુઓથી જ પ્રાપ્ત થાય છે, એવી દૃઢ શ્રદ્ધાવાળા જ્ઞાની પુરુષોએ તેને અપ્રધાન ગણ્યો છે. આ પુદ્ગલાનંદી જડાસક્તિવાળા જીવોને વસ્તુસ્થિતિ સમજાવીને સન્માર્ગે લાવવાને માટે તેમની જ ઇચ્છાઓને ઉદ્દેશીને પ્રભુ તરફથી સમજણ આપવામાં આવી છે કે તમારું માનેલું પૌદ્ગલિક સુખ તમારી ઇચ્છા પ્રમાણે તમને મળ્યું છે અને બીજા તમારા જેવા જ માનવીઓને નથી મળ્યું તેમ જ બધા જીવો એક સરખા હોવા છતાં તમે માનવી બન્યા તેનું ખાસ કારણ પુન્ય કર્મ છે. તમે પોતાની ઇચ્છા પ્રમાણે જે કાંઈ પૌદ્ગલિક સુખનાં સાધન મેળવ્યાં છે, અથવા તો મેળવી રહ્યા છો તેમાં કેવળ તમારો પ્રયાસ કે તમારી બુદ્ધિમત્તા કારણ નથી, પણ મુખ્યપણે તો તેમાં તમારું પ્રારબ્ધ કારણ છે, અર્થાત્ જન્માંતરમાં અત્યંત આદરપૂર્વક ધર્મની સેવા કરવાથી તમને પુન્ય આપવામાં આવ્યું છે કે જેને લઇને તમને ધારણા પ્રમાણે પૌદ્ગલિક સુખનાં સાધન મળ્યાં છે. સંસારમાં પુદ્ગલાનંદી જીવો ઘણા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરી રહ્યા છે, છતાં તેમને ધારણા પ્રમાણે સુખનાં સાધન મળવાને બદલે દુઃખનાં સાધન મળી રહ્યાં છે અને સુખપ્રાપ્તિ માટે કરવામાં આવતા બધા પ્રયાસો નિષ્ફળ બની રહ્યા છે જેથી તેઓ આધિ, વ્યાધિ તથા ઉપાધિથી નિરંતર દબાયેલા જ રહે છે, કારણ કે આવા જીવો પાસે પુન્ય નથી, તેમણે જન્માંતરમાં ધર્મનો અનાદર તથા તિરસ્કાર કરીને પાપને પડખે રાખવાથી આ ભવમાં તેઓ ઘણી જાતનાં દુઃખો ભોગવી રહ્યા છે, જેમણે જન્માંતરમાં આદરપૂર્વક વેઠ તરીકે ધર્મની સેવા કરી છે તેમણે આ ભવમાં સુખનાં સાધન તો મેળવ્યાં છે પણ તેનો ઉપયોગ કરીને સુખ મેળવી શકતા નથી, કારણ કે તે સાધનોનો ઉપયોગ કરવાને સાધનભૂત ઇંદ્રિયોની જ ખામી છે. અંધાપો, બહેરાપણું, મૂંગાપણું તથા રોગ, શોક આદિ સુખનાં સાધન વાપરવામાં આડા આવે છે. પૌદ્ગલિક સુખનાં સાધન બે પ્રકારના છે : એક તો અંતરંગ અને બીજું બહિરંગ અર્થાત્ એક તો જન્મથી જ સાથે રહેવાવાળા દેહ તથા જીવન આદિ તે અંતરંગ અને જન્મ્યા પછી જીવનના કોઈ પણ સમયમાં સંબંધિત થવાવાળા ધન, સંપત્તિ આદિ બહિરંગ સાધન કહેવાય છે. આ બન્ને પ્રકારનાં સાધનો નિર્દોષ તથા અનુકૂળ અને ચિરસ્થાયી મળે તો જ પુદ્ગલાનંદી જીવ ધારણા પ્રમાણે પૌદ્ગલિક સુખ ભોગવી શકે છે. બેમાંથી એકની પણ ખામી હોય તો સુખ મળી શકતું નથી. જેમણે બન્ને પ્રકારનાં સુખનાં સાધન નિર્દોષ, અખંડ, અનુકૂળ તથા ચિરસ્થાયી મેળવ્યાં તેમણે જન્માંતરમાં અત્યંત

આદરપૂર્વક ધર્મની સેવા જરૂર કરેલી જ છે, જેથી ધર્મ તરફથી મળેલા પુન્યબળથી તેમની ધારણા પ્રમાણે સુખ ભોગવી રહ્યાં છે, અને જેમણે બહિરંગ તથા અંતરંગ બન્ને પ્રકારનાં સાધનોમાંથી એક જ પ્રકારનું સુખ મેળવ્યું છે તેમણે જન્માંતરમાં ધર્મની સેવા તો કરી છે, પણ તે અનાદરથી કરેલી હોવાથી છતે સાધને પણ સુખ મેળવી શકતા નથી અને જેમને બન્ને પ્રકારનાં સાધનમાંથી એક પણ મળ્યું નથી તેઓ ધર્મનો અનાદર–તિરસ્કાર કરેલો હોવાથી શારીરિક, માનસિક તથા આર્થિક ત્રણે પ્રકારની સંપત્તિની કંગાલિયત ભોગવી રહ્યાં છે.

આ પ્રમાણે પ્રભુનાં વચનોનો શ્રદ્ધાપૂર્વક સદ્બુદ્ધિથી વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે–જેમની પાસે પૌદ્ગલિક સુખનાં બંને પ્રકારનાં સાધનો છે, અર્થાત્ શારીરિક, માનસિક, આથિક સંપત્તિ છે અને જેઓ એમ માને છે કે અમે સર્વ પ્રકારે સુખી છીએ, ધારણા પ્રમાણે અમને બધું મળ્યે જાય છે, જગતમાં અમારો યશોવાદ પણ સારો છે, ધન, ધાન્ય, પુત્ર, પરિવાર આદિથી અમે સમૃદ્ધ છીએ, સગાં–સંબંધી આદિ અમારું ઘણું માન જાળવે છે અને અમારા કહેવા પ્રમાણે વર્તે છે વગેરે, તો તેમણે જાણવું જોઇએ કે, આ બધું ધર્મના પ્રતાપથી જ છે અર્થાત્ ધર્મે તેમને બધું આપ્યું છે. તમારી ઈચ્છાઓ પૂર્ણ થવામાં સગવડતા કરી આપનાર ધર્મ છે, માટે સંસારમાં ધર્મ તમારો પરમ ઉપકારી છે, જે કાંઇ તમારી પાસે છે તે બધું ધર્મનું જ આપેલું છે, માનવ અવતારથી લઈને, શારીરિક, આથિક સંપત્તિ અને ઠેઠ સાચું સુખ મેળવવાનાં સાચાં સાધનો સુધીનું જે કાંઇ તમારી પાસે છે તે તમારા પ્રયાસનું કે બુદ્ધિ તથા ડહાપણનું ફળ નથી, પણ ધર્મની પરમ કૃપાનું ફળ છે તો પછી તમારે ધર્મને તમારું સર્વસ્વ અર્પણ કરવું જ જોઇએ 'ધર્મને નામે તન, ધનની અશક્તિ ન બતાવવી જોઇએ. ધર્મને નામે જીવન અર્પણ કરવું પડે તો અત્યંત ઉત્સાહપૂર્વક ધર્મનાં ચરણોમાં મૂકી દેવું જોઇએ. વાસુદેવ, બલદેવ, ચક્રવર્તી આદિ પુરુષો ધર્મનાં ચરણમાં જીવન અર્પણ કરીને કૃતજ્ઞ બનવાથી અનંતચતુષ્ટયના સ્વામી થઇને શાશ્વત સુખના ભોક્તા બન્યા છે, તેમ તમે પણ તમારું સર્વસ્વ ધર્મને અર્પણ કરી, કૃતજ્ઞતા બતાવી શાશ્વત સુખના ભોગી બનશો.



# ક્રોધજય

( ૬૧ )

કષાય ઉપર વિજય મેળવ્યા વગર મુક્તિ મળી શકતી નથી. કષાયોથી મુકાઈ જવાનું નામ જ મુક્તિ છે. જેનાથી સંસારનો લાભ થાય તે કષાય કહેવાય છે. ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારના કષાય છે, તો પણ જન સાધારણમાં કષાયના નામથી ક્રોધ ઓળખાય છે. આ ક્રોધ–કષાય ઉપર વિજય મેળવનારે પ્રથમ તો તેને ઉત્પન્ન થવાનાં કારણો શોધી કાઢવાં જોઇએ અને પછી તેનો નાશ કરવાના ઉપાય જાણવા જોઇએ. જેમ દ્રવ્ય રોગ ઉત્પન્ન થવાનાં કારણો છે તેમ ભાવ રોગસ્વરૂપ ક્રોધ ઉત્પન્ન થવાનાં પણ અનેક કારણો છે. દ્રવ્ય રોગનું નિદાન કરીને જો ઔષધી આપવામાં આવે તો દ્રવ્ય રોગ નાબૂદ થાય છે તેવી જ રીતે ભાવ રોગ–ક્રોધનું નિદાન કરીને ઉચિત ઉપાયો કરવામાં આવે તો તે નાશ પામી જાય છે.

જ્યારે માનવીને ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે તેણે વિચારવું જોઇએ કે મને શાથી ક્રોધ ઉત્પન્ન થયો છે? જો પોતાને દીધેલી ગાળ સાંભળીને ક્રોધ આવ્યો હોય તો ગાળ આપનારની સામે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરતાં પહેલાં સદ્‌બુદ્ધિ વાપરીને વિચારવું જોઇએ કે ગાળ શી વસ્તુ છે અને તેમાથી મારું શું નુકસાન થયું છે? પોતપોતાનું નુકસાન અને ગાળ આ વસ્તુનું સ્વરૂપ લોકસંજ્ઞાથી ન વિચારતાં તાત્ત્વિક દૃષ્ટિથી વિચારવું.

હું પોતે એટલે કોણ? જડાત્મક પાંચ ભૂતોના બનેલા શરીરસ્વરૂપ નહિ પણ શરીરથી ભિન્ન, સંયોગસંબંધથી રહેનાર શરીરનો અધિષ્ઠાતા ચૈતન્યસ્વરૂપ, વસ્તુ માત્રનો પ્રકાશક, અજર, અમર, અનામી, અરૂપી, અનંત જ્ઞાન, દર્શન, જીવન સુખસ્વરૂપ અસંખ્ય પ્રદેશી, સ્વસ્વરૂપનો કર્તા તથા ભોક્તા ઉપયોગસ્વરૂપ આત્મા છું.

મારું પોતાનું શું છે? તન, ધન અને સ્વજન આદિ મારાં નથી. દેહ તથા દેહની સાથે સંબંધ ધરાવનાર વસ્તુ માત્રનો હું સ્વામી નથી સંસારમાં સંયોગસંબંધ ધરાવનાર વસ્તુ માત્ર મારી નથી. મારાથી દ્રવ્ય માત્ર ભિન્ન છે અને બધાય દ્રવ્યોથી હું ભિન્ન છું, એટલે કોઈ પણ દ્રવ્ય મારું નથી. અજીવ દ્રવ્યથી તો અત્યંત ભિન્ન છું; કારણ કે તે વિજાતીય અને વિરુદ્ધ સ્વભાવવાળું છે માટે તે મારું હોઇ શકે નહીં. મારી સાથે સ્વરૂપસંબંધ ધરાવનાર વસ્તુનો હું સ્વામી છું. એટલે જે કેવળજ્ઞાન–કેવળદર્શન મારાં છે, તેમનો હું સ્વામી છું. હું જીવ દ્રવ્ય હોવા છતાં પણ સ્વજાતીય જીવ દ્રવ્યોથી ભિન્ન છું. સ્વરૂપથી

તથા ગુણધર્મથી સમાન હોવા છતાં પણ અનંતા જીવ દ્રવ્ય મારાથી ભિન્ન છે તો પણ હું તેમનો સ્વામી નથી; કારણ કે તેમનો મારી સાથે (તાદાત્મ્ય) સ્વરૂપસંબંધ નથી. તે બધાં ય દ્રવ્ય છે એટલે તેમનો સંયોગસંબંધ હોઇ શકે. જો જીવ દ્રવ્ય માત્રનો તાદાત્મ્ય-સ્વરૂપ સંબંધ હોત તો એક જીવની મુક્તિ થવાથી બધા ય જીવોની મુક્તિ થઇ જાત. તેમ જ જો જીવ માત્ર સ્વરૂપસંબંધવાળા હોય તો સંસારમાં બધા ય જીવોમાં જ્ઞાન, સુખ, દુઃખ, આકૃતિ, જન્મ, મરણ આદિ સમાન જ હોવાં જોઇએ પણ તેવો અનુભવ ક્યાંય પણ થતો જણાતો નથી માટે જીવ દ્રવ્યો ભિન્ન છે અને તે સંયોગસંબંધથી ભેગા રહી શકે છે. કેવળજ્ઞાન અને કેવળ-દર્શન જે મારાં છે તેનો જ હું સ્વામી છું, પણ બીજા જીવના જ્ઞાનાદિ મારાં નથી; કારણ કે તે મારા ઉપયોગમાં આવી શકતાં નથી. જો કે દીપકોના પ્રકાશની જેમ વસ્તુ પ્રકાશવામાં અંશ માત્ર પણ અંતર નથી છતાં એક બીજાને કામ આવી શકે નહીં. ભિન્નપણે રહીને જ પ્રકાશે છે, માટે હું બીજા જીવના કેવળજ્ઞાન–કેવળદર્શનનો સ્વામી નથી તો પછી વિજાતીય જડસ્વરૂપ દેહગેહનો સ્વામી કેવી રીતે હોઇ શકું? પ્રકૃતિમય કે વિકૃતિમય કોઈ પણ જડ વસ્તુ મારી નથી, તો પછી મારે કોના માટે ક્રોધ કરવો? હવે ગાળ શી વસ્તુ છે? કે તેને વાપરનારનું બૂરું કરવા માટે ક્રોધનો આશ્રય લેવો પડે છે. માનવી ક્રોધનો આદર કર્યા વગર બીજાનું અનિષ્ટ કરી શકતો નથી. ક્રોધ દ્વેષનું અંગ છે અને દ્વેષાધીન માણસ જેના પ્રતિ દ્વેષ હોય તેનું ભલું કરી શકતો નથી, માટે મારે ગાળનું સાચું સ્વરૂપ સમજીને ક્રોધને અવકાશ આપવો નહીં. લોકસંજ્ઞાથી માતા, પુત્રી, સ્ત્રી, ભગિની અથવા તો નજદિકનો સંબંધ ધરાવનાર કોઈ પણ સ્ત્રી અર્થાત્ સ્ત્રીવર્ગને ઉદ્દેશીને અપકૃત્યગર્ભિત અપશબ્દ ઉચ્ચારણ કરવા તે ગાળ કહેવાય છે. વસ્તુસ્થિતિ વિચારતાં આત્મા સ્ત્રી નથી તેમ જ પુરુષ પણ નથી પણ આકૃતિ વગરનો શુદ્ધ અરૂપી ચૈતન્ય છે, છતાં કર્મના પ્રભાવથી ભિન્ન ભિન્ન આકૃતિઓને ધારણ કરીને સંસારમાં અનંત કાળથી એક–બીજાની સાથે અનેક પ્રકારનાં સંબંધથી જોડાય છે. દરેક ભવમાં એક સરખા સંબંધ હોતા નથી. ગાળ દેનાર તથા સાંભળનાર અને જેને ઉદ્દેશીને અપશબ્દ બોલ-વામાં આવે છે તે પૂર્વના ભવોમાં માતા, સ્ત્રી, પુત્રી, બહેન, પિતા, પુત્ર આદિમાં સંબંધોથી અનેક વખત જોડાયા હશે તો ગાળ દેનાર તથા ગાળ સાંભળી ક્રોધ કરનાર બંને અજ્ઞાનતાથી ક્લેશ કરીને કર્મબંધ કરે છે, માટે ક્રોધ ન કરવો જોઇએ.'

ગાળ સાંભળવાથી આત્માના જ્ઞાનાદિ ગુણોનું કાંઈ પણ નુકસાન થતું નથી, પણ ક્રોધથી ઉશ્કેરાઇને ગાળનો બદલો વાળવા, ગાળ દેનારનું અહિત ઉત્પન્ન કરવા કોઇ પણ પ્રકારની કાયિક, વાચિક તથા માનસિક પ્રવૃત્તિ કરવામાં આવે તો અશુભ કર્મ બંધાય છે કે જે પરિ-ણામે આત્માના જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરનારાં થઇ પડે છે અને તેથી આત્માને ઘણું નુકસાન થાય છે. બાકી તો વસ્તુસ્થિતિ વિચારી સમભાવે ગાળ દેનારની ઉપેક્ષા કરવામાં આવે તો આત્માને નુકસાનને બદલે લાભ જ થાય છે, અશુભ કર્મની નિર્જરા થાય છે અને સામો માણસ શત્રુ બનતાં અટકે છે અને પરિણામે પોતાની અનુચિત પ્રવૃત્તિરૂપ ભૂલની ક્ષમા યાચી લે છે માટે ગાળ સાંભળીને ક્રોધ કરવો તે ડાહ્યા–સમજુ–બુદ્ધિશાળી માણસને ઉચિત નથી. અને બીજી રીતે પણ વિચાર કરીએ તો ગાળ દેનાર આત્માના આશ્રયભૂત જડાત્મક દેહને ઓળખવા રાખેલા બનાવટી નામને આશ્રયીને પ્રવૃત્તિ કરે છે કે જેનો આત્માની સાથે નામનો

જ સંબંધ છે; આ દેહ અને તેનું નામ બંને ક્ષણવિનશ્વર અને છેવટે છૂટી જનારા છે તો તેને માટે વસ્તુસ્થિતિનો જાણનાર હું ક્રોધ કરીને પોતાનું જીવન અશાંતિમય કેમ બનાવું?

આ પ્રમાણે દેહની સાથે સંબંધ ધરાવનાર સચેતનને આશ્રયીને ક્રોધની ઉત્પત્તિનું નિવારણ વિચાર્યું. હવે દેહની સાથે સંબંધ ધરાવનાર અચેતન વસ્તુઓનું વિરૂપ કરવાથી માણસને ક્રોધાધીન થવું પડે છે. તેની શાંતિ માટે વિચાર કરીએ છીએ. અચેતન વસ્તુઓ જેવી કે દેહ, વસ્ત્ર, ઘરેણાં, મકાન, ધન વગેરે આવી જડ વસ્તુઓ કે જેના ઉપર આપણે સ્વામીપણાનો દાવો કરતા હોઇએ તેનો કોઈ વિનાશ કરે તો તેના ઉપર ક્રોધ ન કરતાં વસ્તુનું ક્ષણવિનશ્વર સ્વરૂપ વિચારવું જોઇએ. પૌદ્‌ગલિક સ્કંધોથી બનેલી જડ વસ્તુઓ પ્રત્યેક ક્ષણે નાશ થવાવાળી હોય છે બીજાઓ તો તેમાં એક નિમિત્ત માત્ર જ હોય છે. નાશવાન વસ્તુઓના નાશમાં અંતરંગ નિમિત્ત તો કાળ છે, કે જે નિમિત્ત આપણા ચર્મચક્ષુથી પર છે. આપણે તેને જોઇ શકતા નથી એટલે આપણને તેના ઉપર ક્રોધ આવતો નથી, પણ સચેતન અથવા તો અચેતન જે બહિરંગ નિમિત્ત છે તે આપણને દૃષ્ટિગોચર થવાથી તેના ઉપર ક્રોધ આવે છે. વસ્તુનો નાશ કરનાર કાળ છે છતાં અજ્ઞાનતાથી માણસ ઉપર નાશ કરવાનો આરોપ મૂકીને અને ક્રોધ કરીને વિરોધ ઉત્પન્ન કરીએ છીએ. દેહ તથા દેહ આશ્રિત પૌદ્‌ગલિક વસ્તુ માત્રનો નાશ કરવામાં અર્થાત્ એક અવસ્થાથી બીજી અવસ્થામાં પરિવર્તન કરવામાં પ્રધાનતા છે. અવિનાશી વસ્તુને કાળ કનડી શકતો નથી તો પણ વિનાશી વસ્તુઓની અપેક્ષાથી આત્મા જેવી અવિનાશી વસ્તુમાં પણ ઉત્પત્તિ તથા વિનાશ રહેલાં છે. જો કે આત્મા તથા આકાશ આદિ પદાર્થો સ્વરૂપથી તો અવિનાશી છે છતાં પરરૂપે તો વિનાશના આશ્રિત થાય છે. અને વિનાશી વસ્તુઓ તો કાળની કનડગતને કારણે સ્વરૂપથી જ વિનાશવાળી હોય છે, માટે બહિરંગ નિમિત્તરૂપ માનવીનો વાંક લઇ તેના ઉપર ક્રોધ કરવો ઉચિત નથી. દેહાધ્યાસી માનવીના દેહનું નુકસાન કરવાને બીજો માણસ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેના ઉપર વધારે ક્રોધ આવે છે અને સમય મળતાં સામા માણસના પ્રાણ લેવા માટે તૈયાર થઇ જાય છે, પણ તે એક પ્રકારની અજ્ઞાનતા છે; કારણ કે દેહાધ્યાસને લઇને કરવામાં આવતા ક્રોધને લઇને ઉત્પન્ન થયેલ શત્રુભાવ અનેક જન્મોમાં દુ:ખ આપનાર થાય છે. દેહનું નુકસાન થવાથી તેનાથી ભિન્ન આત્માનું કાંઈ પણ નુકસાન થતું નથી. આપણે ગમે તેટલો દેહને સાચવી રાખીશું તો પણ છેવટે તો કાળ અવશ્ય દેહનો નાશ કરવાનો જ છે, અને તેમાં કાંઇ ને કાંઇ નિમિત્ત તો આડું આવવાનું જ છે—પછી તે તે સચેતન હોય કે અચેતન હોય. મહાપુરુષોએ બહિરંગ નિમિત્ત ઉપર ક્રોધ ન કરતાં ક્ષમા ધારણ કરીને સ્વર્ગ તથા મોક્ષ મેળવ્યા છે, માટે આપણે પણ વસ્તુસ્થિતિના જાણકાર જ્ઞાની પુરુષોનું અનુકરણ કરીને અપરાધી માણસો ઉપર ક્રોધ ન કરવો જોઇએ, પણ તેમની અનુકંપા ચિંતવીને વસ્તુના વિનાશમાં કાળનો દોષ કાઢવો જોઇએ જેથી આપણને કાંઇક શાંતિ મળશે.

કોઈ માનવી દ્વેષથી આપણા ઉપર ખોટો આરોપ મૂકે તો પણ તેમના ઉપર ક્રોધ ન કરતાં તેને ક્ષમા આપવી જોઇએ; કારણ કે કોઇના કહેવા માત્રથી તેમ બની શકતું નથી. કોઈ આપણને ચોર કે લુચ્ચો કહે તો આપણે વિચારવું જોઇએ કે આપણામાં તે અવગુણો છે કે નહીં. જો તે અવગુણો આપણામાં હોય તો દુર્જનતાથી કે ગમે તે આશયથી કહેનાર ઉપર માઠું ન લગાડતાં પોતે તે અવગુણોને કાઢી નાંખવા જોઇએ. અને તે અવગુણો જો

આપણામાં ન હોય તો કહેનાર ઉપર ક્રોધ કરવાની આવશ્યકતા નથી; કારણ કે બીજાના કહેવા માત્રથી આપણે ચોર કે લુચ્ચા બની શકતા નથી. આવી જ રીતે બીજા પણ અવગુણોનો આરોપ મૂકે તો તેની ઉપેક્ષા જ કરવી જોઇએ; કારણ કે તે પોતાના દુર્જનપણાના સ્વભાવને લઇને બીજાના સદ્‌ભૂત ગુણોની પ્રશંસા સહન ન કરી શકવાથી દુઃખી થઇને દ્વષબુદ્ધિથી તે ગુણોને અવગુણના રૂપમાં ફેરવવા બુદ્ધિનો દુરુપયોગ કરીને પોતાના જીવનને અધમ બનાવે છે અને તે તેથી દયાને પાત્ર છે

માનવીની પ્રકૃતિમાં મિથ્યાભિમાન રહેલું હોવાથી આરોપ મૂકનાર ઉપર તે ક્રોધ કરે છે તેથી કાંઈ તેનો આરોપ ગમતો નથી એમ નથી. આરોપ તો પ્રાયઃ સર્વને ગમે છે પણ જે બાબતનો આરોપ મૂકવામાં આવે છે તે જનતામાં દોષ-અવગુણરૂપે વખોડાયેલી હોય છે-નિંદાયલી હોય છે. જેને સાંભળીને જનતા તેની તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, નિંદા કરે છે માટે તેવા આરોપોથી માનવી ઉશ્કેરાઈ જઇને ક્રોધ કરે છે. જો કે આરોપ મૂકાયલી બાબત તેનામાં હોતી નથી તેમ જ પોતે તેવો પણ થતો નથી તો પણ જનતામાં હલકા પડવાના ભયથી આવેશમાં આવી જાય છે, પરંતુ જો કોઈ ગુણનો આરોપ મૂકે તો તે સાંભળીને બહુ જ રાજી થાય છે, ફુલાય છે અને આરોપ મૂકનારનો સજ્જન તરીકે આદરસત્કાર કરે છે; કારણ કે આરોપ મુકાયેલી બાબતને જનતા ગુણ તરીકે માને છે અને એવા ગુણી માણસનો બહુ જ આદરસત્કાર કરે છે. કેટલાક તો એવા ગુણો હોય છે કે જેને પ્રભુ તરીકે માને છે અને પૂજે છે, માટે જ ગુણોના આરોપની જ્ઞાની જીવો અધિક ચાહના રાખે છે. આરોપ માત્ર હોવા છતાં પણ અર્થાત્ તેમનામાં ગુણનો અંશમાત્ર પણ ન હોય તો પણ, અત્યંત સંતોષ માનીને તે ગુણ મેળવવા જરા ય પ્રયાસ કરતા નથી; પણ ગુણોનો આરોપ કરાવવા અનેક પ્રકારના પ્રયાસ કરે છે, માટે આરોપ મૂકનારના ઉપર ક્રોધ કરવો અનુચિત છે.

આપણને અસહિષ્ણુતાથી ક્રોધ આવે છે; પણ તે એક બુદ્ધિની નિર્બળતાનું સૂચક છે, કારણ કે સંસારમાં માનવી જનતાને વખાણવા લાયક વસ્તુ મેળવે છે તેમાં પુન્ય સહાયક હોય છે. પોતાના પુન્યની ખામીને લઇને કદાચ તે વસ્તુ ન મળે તો તેમાં દૈવનો દોષ છે પણ સામા માણસોનો નથી માટે ક્રોધ કરવો હોય તો દૈવ પર કરવો જોઇએ કે જેણે તે વસ્તુથી આપણને વંચિત રાખ્યા અને ઈર્ષ્યા કરી ક્રોધ કરવાથી સામા માણસનું કાંઇ બગડતું નથી તેમ જ આપણું કાંઈ સુધરતું નથી. સંપત્તિ, બુધ્ધિ, વિદ્યા અથવા એવી જ બીજી કોઇ પણ વસ્તુ જેની પાસે હોય છે તેનો આદરસત્કાર તથા પ્રશંસા જનતાનો મોટો ભાગ કરે છે તે જોઇને તથા સાંભળીને આપણને અણગમો થવાથી આપણે તેના ઉપર દ્વેષ રાખીએ છીએ અને કોઈક પ્રસંગે જનસમૂહ વચ્ચે તેનો વાંક કાઢી તેની સાથે કલહ કરીને અને યદ્વાતદ્વા બોલીને તેનું અપમાન કરીએ છીએ, પણ આવા આચરણથી જનતામાં, આપણી જ હલકાઈ થાય છે માટે વિધિના વિલાસનો વિચાર કરીને ઇર્ષ્યાથી થતા ક્રોધને અટકાવવો જોઇએ

ક્રોધને ઉત્પન્ન કરવાના મમતા અને મિથ્યાભિમાન આ બે ખાસ કારણો છે. સંસારમાં ભ્રમણ કરનાર પ્રાણિઓમાં કોઇક જ જીવ એવો હશે કે જે આ બંનેથી કલંકિત ન થયો હોય. પ્રાયે કરીને સંસારવાસી જીવ માત્રમાં-પછી તે ત્યાગી હોય કે ભોગી હોય, ઓછાવત્તા

પ્રમાણુમાં મમતા અને મિથ્યાભિમાન રહેલાં જ હોય છે. જ્યાં સુધી માનવી આ બંને દુર્ગુણોનો દાસ છે ત્યાં સુધી તે આત્મિક ગુણ મેળવવાનો અધિકારી નથી. પછી તે ભલે જનતામાં શાંતમૂર્તિ આત્માનંદી, પરમયોગી, આધ્યાત્મિક આદ્ધિ વિકાસી પુરુષોના ગુણોનું માન મેળવી પૂજાતો કેમ ન હોય, પોતાનું કાંઈ પણ સુધારી શકતો નથી. માયાનો વ્યસની અજ્ઞાન જનતામાંથી આત્મિક ગુણ સિવાય ધારે તે મેળવી શકે છે. જ્ઞાનાવરણીયના ક્ષયોપશમવાળા જીવો સંસારમાં ઘણા ય મળી આવે છે, અને તેઓ ઘણી ભાષાઓ જાણીને તથા અનેક વિષયોના પુસ્તકો વાંચી, સંભળાવી–સમજાવીને તેમ જ બુદ્ધિબળથી અનેક પ્રકારના આવિષ્કારો કરીને બહિરાત્મ દશામાં વિચરતી દુનિયાને આશ્ચર્યમુગ્ધ બનાવી શકે છે, છતાં મોહ રાજાના મમતા અને મિથ્યાભિમાનરૂપ મહાન્ યોદ્ધાઓનો પરાજય ન કરવાથી ભાવી ભવોનું ભ્રમણ ટાળી શકતા નથી તેમ જ ભાવીમાં પ્રાપ્ત થનાર જ્ઞાન, બુદ્ધિ, ડહાપણ આદિની દરિદ્રતા દૂર કરી શકતા નથી; કારણ કે તે કષાયથી છૂટી શક્યા નથી.

ઘણા માણસોને આપણે વસ્તુઓનો વિનાશ કરતાં જોઈએ છીએ તેમ જ બીજાઓને ગાળ દેતાં તથા કૂડાં આળ ચઢાવતાં સાંભળીએ છીએ તો પણ તેમના ઉપર આપણે ક્રોધ કરતા નથી, તેનું કારણ એ છે કે–તે વસ્તુઓ ઉપર આપણો મમત્વ ભાવ નથી. જ્યાં મારાપણું હોય છે ત્યાં જ ક્રોધ આવે છે, માટે જ મમતાનો ત્યાગ કરવો જોઈએ અને સમતાનું સેવન કરવું જોઈએ કે જેથી ક્રોધને અવકાશ મળી શકશે નહીં અને અશાંતિના ઉપદ્રવથી બચી જવાશે.

ગર્વથી ગાંડા બનેલાને તો નજીવી બાબતોમાં પણ ક્રોધ આવી જાય છે; કારણ કે ગર્વિષ્ટ માણસો પોતાને બુદ્ધિશાળી, ડાહ્યા અને સમજુ માને છે એટલા માટે કાંઈ ભૂલ થતી હોય ને કોઈ જણાવે તો તેમને તરત ક્રોધ આવી જાય છે, કારણ કે તેઓની માન્યતા હોય છે કે અમે કોઈ પણ કામમાં ભૂલ કરી શકતા જ નથી. આ પ્રમાણે માનવું તે જ તેમની એક મોટી ભૂલ છે. અભિમાની માણસ પોતાની બિનઆવડત ઉઘાડી પડવાના ભયથી અને બીજાને આવડત વગરના માનવાથી કોઈ પણ કામમાં બીજાની સલાહ લેતો નથી એટલા માટે જ તે ભૂલે છે જ્યારે તે ભૂલ બીજાની જાણમાં આવતાં તેને સુધારવાની સૂચના કરે છે ત્યારે તરત ગુસ્સે થઈ જાય છે અને પોતે જે કાંઇ કર્યું છે તે ઠીક જ છે એમ જણાવવા પ્રયાસ કરે છે, અને કરેલા પ્રયાસમાં નિષ્ફળતા મળે છે ત્યારે બમણો ક્રોધે ભરાય છે, પણ મિથ્યાભિમાનથી મુંઝાયલો હોવાથી વિચાર કરી શકતો નથી કે એક માણુસ બધી ય બાબતોમાં કુશળ હોતો નથી. કુશળતાવાળાં કાર્યમાં પણ ભૂલ થવી સંભવે છે; કારણ કે માનવી ભૂલને પાત્ર છે, તો મારે બીજાએ બતાવેલી ભૂલને સુધારી લેવી જોઇએ અને તેનો ઉપકાર માનવો જોઇએ, કારણ કે તે મારામાંથી ભૂલને કાઢે છે પણ નાંખતો નથી માટે મારે તેના ઉપર ક્રોધ કરવો ઘટે નહીં. આ ઉપાયોથી ક્રોધનો વ્યાધિ શાંત થઈ શકે છે અને માણુસ સુખ–શાંતિમય જીવન વ્યતીત કરીને પરિણામે કષાયો ઉપર વિજય મેળવી પરમપદ પ્રાપ્ત કરી શકે છે.



# આપણું અપૂર્વ સાહસ

(૬૨)

તલને પીલીને તો સહુ કોઈ તેલ કાઢી શકે છે, કારણ કે તેમાં તેલ રહેલું છે, પણ જેમાં અંશમાત્ર પણ તેલ નથી એવી રેતીને પીલીને તેલ કાઢવાનો પ્રયત્ન કરનારમાં કેટલું ડહાપણ હોવું જોઇએ અને તેને કેવા ઉપનામથી ઓળખવો જોઇએ? અપૂર્વ સાહસિક.

વર્તમાન કાળમાં સુખ તથા આનંદ માટે વલખાં મારનારાઓ અપૂર્વ સાહસ ખેડી રહ્યા છે સમર્થ વ્યક્તિઓ જે કાર્ય કરવાને અસમર્થ નિવડી છે, તે કાર્ય કરવાને ચોવીશે કલાક પ્રયત્ન કરી રહ્યા છે. જે વસ્તુ સ્વભાવથી જ અશુચિ, અસ્થિર, ક્ષણિક અને અસાર છે, તેને શુચિ, સ્થિર, અક્ષણિક અને સાર બનાવવામાં જ પોતાનું ઉત્તમ માનવ જીવન વેડફી રહ્યા છે.

રુધિર, હાડકાં, માંસ, ચરબી, મળ–મૂત્ર આદિથી બનેલા અપવિત્ર અને દુર્ગંધમય શરીરને પવિત્ર અને સુગંધીમય બનાવવાને માટે પાણીનો છૂટથી ઉપયોગ કરીને દિવસમાં બે ચાર વખત ધૂવે છે, તેમ જ અત્તર, ફુલેલ આદિ સુગંધી વસ્તુઓનું વિલેપન કરે છે, મુખની દુર્ગંધ દૂર કરવાને એલચી વગેરે સુગંધી વસ્તુઓ ખાય છે; છતા સફળતા મેળવી શકયા નથી, વિષ્ટાથી ભરેલી કપડાની કોથળીને પવિત્ર અને સુગંધમય બનાવવામાં વારંવાર પાણીથી ધોનાર અને સુગંધી વસ્તુઓનું વિલેપન કરનાર કેવી રીતે સફળતા મેળવી શકે?

યૌવન, ધન અને જીવનને સ્થિર રાખવાને માટે મનુષ્યો કાંઈ ઓછું સાહસ કરતા નથી. દેહમાં હંમેશાં જુવાની દેખાય અર્થાત્ બાલ ધોળા ન થાય, ચામડીમાં હમેશાં કરચલીયો ન પડે, માંસ સુકાઈ જઇને હાડકાં ઉપર ન આવે એટલા માટે અનેક પ્રકારના ઔષધોનો ઉપચાર કરે છે, અપૂર્ણ પૂન્યવાળા અનેક જીવોનો નાશ કરે છે અને અનેક પ્રકારના રસાયણિક પ્રયોગો કરે છે, પણ જે વસ્તુ સ્વભાવથી જ અસ્થિર છે તે સ્થિર કેવી રીતે રહી શકે? યુવાવસ્થા ટકાવી રાખવા તન, મન અને ધન તથા જીવન ખરચીને ચોવીશે કલાક કરેલી દેહની સેવા પરિણામે ફળવાળી થતી નથી. જે યુવાવસ્થા બાલ્યાવસ્થાની અસ્થિરતાજન્ય છે તે સ્થિર સ્વભાવવાળી ન જ થઇ શકે, જેનું કારણ અસ્થિર છે તેનું કાર્ય સ્થિર ન જ થઇ શકે અને જો સ્થિર થાય. તો યુવાવસ્થા કદી આવે જ નહિ.

ધનને સ્થિર રાખવા લોઢાની તિજોરિયો બનાવી, તેમાં મૂકીને તાળાં વાસે છે, જમીન

ખોદીને તેમાં દાટે છે. ધન લઇ જવાનો, નાશ કરવાનો કે સ્વામી બનવાનો જેના ઉપર વહેમ જાય છે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે; તો પણ ધન ટકતું નથી અને જો ધન ટકે તો ધનવાન બની ન શકે; અર્થાત્ ધનવાન કંગાળ ન થાય, અને કંગાળ કદાપિ ધનવાન ન થાય; કારણ કે સ્થિર સ્વભાવવાળી વસ્તુ રૂપાંતર કે સ્થળાંતર કરી શકતી નથી. અને એટલા જ માટે જેની પાસે ધન ન હોય તે હંમેશાં ગરીબ જ રહે અને જેની પાસે ધન હોય તે ધનવાન જ રહે.

દેહ–જીવના સંયોગરૂપ જીવન અસ્થિર છે, વિયોગી સ્વભાવવાળું છે, છતાં અસ્થિર સ્વભાવવાળા સંયોગોને સ્થિર સ્વભાવવાળા બનાવવાને માટે માનવીઓ વધારે કાળજી અને પ્રયત્નવાળા હોય છે. અનેક જીવોના દેહ–સંયોગરૂપી જીવનનો વિનાશ કરે છે, અર્થાત્ પરના દેહ–જીવના સંયોગનો વિયોગ પોતાના દેહ–જીવના સંયોગને સ્થિર બનાવવા વાપરે છે, પણ તે વિયોગ, સંયોગને સ્થિર બનાવી શકતો નથી.

અસાર સંસારને સાર બનાવવા વલખાં મારનારાઓ છેવટે નિરાશ થઇને જ વિદાય થયા છે. બાગ, બંગલા, વસ્ત્ર, ઘરેણાં, નાટક, સિનેમા, મોટર, અનેક પ્રકારનાં મનગમતાં ભોજનો, અનેક પ્રકારનાં વિષયતૃપ્તિનાં સાધનો અને વખતોવખત બદલાતાં મોહના ઉદ્દીપક વેશ, ભાષા, તથા આકૃતિ–પ્રકૃતિઓની વિલક્ષણતા વગેરે વગેરે વસ્તુઓ અને ભાવો દ્વારા સંસાર-ને સાર બનાવવા બુદ્ધિ તથા જીવન ખરચીને અથાગ પરિશ્રમ કરવા છતાં પણ આજ સુધીમાં કોઈએ પણ સફળતા મેળવી નથી.

જન્મ્યા પછી માતાપિતાએ ઓળખાણની ખાતર રાખેલાં બનાવટી નામોને શાશ્વત બના-વવા–અમર રાખવા–માટે પણ કાંઈ ઓછો પ્રયાસ સેવવામાં આવતો નથી. સમજુ કે અણ-સમજુ, ત્યાગી કે ભોગી; પ્રાયઃ આખો ય માનવસમાજ નામના–પ્રસિદ્ધિની ખાતર તનતોડ પ્રયત્ન કરી રહ્યો છે ધનવાળા ધન, જીવનવાળા જીવન, સંયમવાળા સંયમ, ચારિત્રવાળા ચારિત્ર, જ્ઞાનવાળા જ્ઞાન, બોધવાળા બોધ અને બુદ્ધિવાળા બુદ્ધિ. તાત્પર્ય કે પ્રાચ્ય પુન્યોદયથી જેને જે કાંઈ બક્ષીસ મળી છે તેનો ઉપયોગ કલ્પિત, બનાવટી અને દેહવિલયની સાથે સાથે જ નષ્ટ થનારાં નામોને ચિરસ્થાયી અથવા તો યુગાન્ત સુધી રાખવાને માટે જ મોટે ભાગે કરવામાં આવે છે.

કલ્પના શિલ્પીએ દેહ ઉપર કોતરેલાં નામોને ચિરસ્થાયી બનાવવા પથ્થરાઓ ઉપર કોતરાવી ધર્મસ્થળો અથવા તો સામાન્ય મકાનોની દીવાલોમાં ચોંટાડીને અમર નામ રાખવાનું સાહસ કરાય છે; પણ તે પથ્થરાઓ કાળાંતરે નષ્ટ થતાંની સાથે જ નામ પણ નાશ પામી જાય છે, અને આ હેતુથી વાપરેલી પોતાની ઇષ્ટ વસ્તુઓ નિષ્ફળ થાય છે. નાશવાન દેહને ઓળખવા માટે રાખવામાં આવેલાં નામોને વર્તમાન પદ્ધતિથી આજ સુધીમાં કોઇ પણ અવિનાશી બનાવી શક્યું નથી.

ગુણશૂન્ય કેવળ નામ માત્રના ઉપચારથી કોઇ પણ વસ્તુ મહત્ત્વતા મેળવી શકતી નથી, છતાં વર્તમાન કાળમાં પ્રચારની પદ્ધતિને અનુસરીને મહાન્ બનવાનું સાહસ ઓછું ખેડાતું નથી વિપિન, અરુણ, શરચ્ચંદ્ર, લક્ષ્મીપતિ, જગત્પૂજ્ય, સર્વતંત્ર–સ્વતંત્ર વગેરે વગેરે

નામોપચાર દ્વારા ગુણ પ્રાપ્ત કરીને કોઈ પણ મહાન્ બની શકયું નથી, છતાં નામોપચારથી જ મહાન્ બનવાની પ્રવૃત્તિની પ્રતિદિન પ્રગતિ જોવામાં આવે છે, તે કાંઈ ઓછું સાહસ કહેવાય ? કેવળ નામ માત્ર ધારણ કરીને પરમેષ્ઠી પદ મેળવવા પ્રયત્ન કરવો તે પણ સાહસની પરાકાષ્ઠા જ કહી શકાય

મહોત્પાદક નિમિત્તોથી વેગળા રહીને તો ઘણાઓએ મોહને જીત્યો છે; પણ મોહના ઘરમાં રહીને મોહને જીતવા પ્રયત્ન કરવો તે સર્વ સાહસોમાં પ્રધાન સાહસ જ ગણાય. સુંદર સુંદર વસ્ત્રો તથા આભૂષણોમાં સજ્જ થયેલી નવયૌવનવાળી સ્ત્રીઓના સહવાસમાં રહેવું, પાસમાં રહેવું અથવા તો વધુ પરિચયમાં આવવું; મનને ખૂબ ગમે, પસંદ પડે, આંખોને બહુ જ સુંદર લાગે તેવા મકાનોમાં રહેવું; શરીરની શોભા વધારનારાં સુખદ સ્પર્શવાળાં વસ્ત્રો વાપરવાં, જીભને બહુ જ ભાવે તેવાં ભોજન કરવાં, અને મોહના બળને વધારનાર ચિત્તાકર્ષક વસ્તુઓવાળાં વાસસ્થળોમાં વસીને મોહવિજેતા તરીકે કહેવડાવવું કે ઓળખાવવું, તે કાંઇ ઓછું સાહસ ન સમજવું. પ્રાચીન કાળના મહાસત્ત્વશાળી મહાપુરુષોની મોહની જીતવાની પદ્ધતિથી વર્તમાન કાળના માનવસમાજની પદ્ધતિની વિલક્ષણતા સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ રહી છે, અને તે ઉદ્દેશને કેટલી અનુકૂળ છે તે વર્તમાન કાળનો બુદ્ધિશાળી ધર્મિષ્ટ માનવસમાજ સારી રીતે સમજી શકે છે.

થોડાક સમયથી આત્મિક ધર્મ, વીતરાગતા અને સમભાવને વિકસાવવાને માટે નૂતન પદ્ધતિનો આવિષ્કાર થયો છે અને તે વીતરાગ દશા પ્રાપ્ત કરનારા પૂર્વપુરુષોની પદ્ધતિથી પ્રાયઃ સર્વથા ભિન્ન ભાસે છે:

ધર્મને માટે અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીતરાગતા અને સમભાવના આદિ આત્મિક ગુણો માટે, જીવાત્માઓની સાથે વિરોધ કરવો, શત્રુતા ધારણ કરવી, આદર્શ જીવને હલકા પાડવા, હલકા વિચારો રાખવા, નીચ પ્રયત્નો આદરવા, અસત્ય, માયા–પ્રપંચનો અત્યંત આદર કરવો, જડ તથા જડના વિકારોમાં અત્યંત આસક્તિ રાખવી, ગુણવાનોની મહત્ત્વતાથી અંજાઇ જઇને અદેખાઇ–અસહિષ્ણુતાથી ગુણવાનો ઉપર જૂઠા આક્ષેપો કરવા વગેરે વગેરે પ્રવૃત્તિ આદરીને પોતાને ધર્મીના નામથી ઓળખાવીને, આત્મિક ગુણોના વિકાસ માટે સતત પ્રયત્ન કરવો તે આત્મવિકાસની નવીન શોધ પ્રમાણે અપૂર્વ સાહસ જ કહેવાય. રાગદ્વેષના સેવનને વીતરાગ દશા મેળવવાનું સાધન કહેવું તે કેટલું બધું સાહસ ? વિષયને જીતવાનું સાધન બનાવનાર ઓછા સાહસી ન કહેવાય. સિંહનું મ્હોરું–ચ્હેરો પહેરીને શ્વાન ભલે સિંહ બનવાનું સાહસ કરે પણ સિંહણના પેટે અવતરેલ સિંહ તો તે બની શકે જ નહીં. સિંહનો ચ્હેરો માત્ર જોઇને ભોળાં મેંઢાં ભલે સિંહ માનીને ડરી જાય પણ હાથી જેવું ચતુર પ્રાણી તો ચ્હેરાની પાછળ રહેલી શ્વાનવૃત્તિને ઓળખી શકે છે, અને તે તેનાથી ભય ન પામતા તેના સાહસને હસી કાઢે છે.

આ પ્રમાણે અને બીજી રીતે અનેક પ્રકારનાં સાહસો વર્તમાનકાળમાં ખેડાય છે, છતાં આજ સુધીમાં કોઇએ પણ સફળતા મેળવી નથી, માટે આવાં સાહસો છોડી દઇને પૂર્વે થઈ ગયેલા જ્ઞાની મહાપુરુષોના માર્ગમાં રહીને પ્રયત્ન કરવામાં આવે તો કેટલેક અંશે સફળતા મળી શકે ખરી.

# આરામની આવશ્યકતા

(૬૩)

જ્યારે માનવી હૃદય આદિના જીવલેણ રોગોથી ઘેરાઇ જાય છે ત્યારે ડૉકટરો આરામ લેવાની સલાહ આપે છે. જ્યારે માનવી આરામ લે છે ત્યારે તે ભયંકર રોગોની પકડમાંથી છૂટી જઇને આરોગ્ય મેળવે છે. પાંચ સાત કલાક શારીરિક શ્રમ કરવાથી માણસ થાકી જાય છે ત્યારે તેને આરામ લેવાની જરૂર પડે છે. તે જ્યારે આરામ લે છે ત્યારે તેને શાંતિ મળે છે. બે ત્રણ કલાક સતત બોલ્યા પછી મૌન ધારણ કરીને આરામ લેવો પડે છે. આ પ્રમાણે શ્રમ કરનારાઓ શ્રમિત થવાથી ફરજિયાત કે મરજિયાત આરામ લે તો જ તેમનાં જીવન આધિ-વ્યાધિના ભોગ બની શકતાં નથી અને મોતના સાથી બની માનવ જીવન ખોઇ બેસતા નથી. કુદરત તરફથી આરામ લેવા માટે રાત્રિની વ્યવસ્થા કરવામાં આવી છે. જેઓ લોભને વશ થઇને આખો દિવસ કામે વળગ્યા રહે છે અને મરજિયાત આરામ લેતા નથી તેમને પણ રાત પડે ત્યારે ફરજિયાત આરામ લેવો પડે છે. દિવસમાં પણ શક્તિ ઉપરાંત શ્રમ કરનારને માટે ઊંઘની વ્યવસ્થા કરી છે, એટલે તેમને વધુ શ્રમ થવાથી ઊંઘનો આશ્રય લેવો પડે છે. કદાચ માનવી અમર્યાદિત તૃષ્ણાને આધીન થઇને કુદરતની વ્યવસ્થાને ન ગણકારે તો તેને કુદરત તરફથી સજા કરવામાં આવે છે, એટલે કે અનેક પ્રકારની વ્યાધિઓ દ્વારા મહિનાઓ સુધી આરામ લેવાની ફરજ પાડવામાં આવે છે.

આરામ એટલે મન, વચન અથવા તો મન-કાયાવડે કોઇ પણ પ્રકારની આરંભેલી પ્રવૃત્તિમાંથી વિરામ પામી જવું અથવા તો મર્યાદિત કે અમર્યાદિત કાળ માટે આદરેલું કામ મનમાંથી વિસારી દેવું. કોઈ પણ પ્રવૃત્તિમાંથી વચન તથા કાયાને બહાર કાઢવાં તે સહેલું કામ છે; પણ મનને બહાર કાઢવું ઘણું જ કઠણ છે. જ્યાં સુધી મનને પ્રવૃત્તિમાંથી બહાર કાઢવામાં ન આવે ત્યાં સુધી વચન તથા કાયા બહાર નીકળવા છતાં પણ આરામ મળી શકતો નથી અને એટલા માટે જ પ્રવૃત્તિમાં લીન બનેલા મનને રોકીને આરામ મેળવવા ઘણા માણસો ઘેનની દવા લે છે પણ તે વાસ્તવિક આરામ નથી, બનાવટી હોય છે. ઘેનમાં પડી રહેવાથી બેશુદ્ધ થવાય છે પણ શાંતિ મળી શકતી નથી. બનાવટી નિદ્રાથી બીજી વિકૃતિઓ થવાનો ભય રહે છે તે સ્વાભાવિક નિદ્રામાં હોતો નથી. સમજણપૂર્વક મનને પ્રવૃત્તિમાંથી બહાર કાઢીને નિવૃત્તિ મેળવવામાં જે શાંતિ મળી શકે છે તે ઘેનની દવા લઇ ઊંઘી જવાથી મળી શકતી નથી. આરામ બે પ્રકારનો હોવાથી શાંતિ પણ બે પ્રકારની હોય છે અને તે દ્રવ્ય તથા ભાવના નામથી ઓળખાય છે. ઉપર જે કાંઇ આરામ તથા શાંતિનો વિચાર કરવામાં આવ્યો છે તે દ્રવ્યથી છે, અને જે શ્રમથી આરામ લેવાનો કહ્યો છે તે પણ દ્રવ્ય શ્રમને આશ્રયીને છે. નિરંતર રાગ દ્વેષની પરિણતિને આધીન થઇને જડાસક્તિથી (દુઃપ્રણિધાન) મન, વચન,

કાયાનો સદુપયોગ કરવો તે ભાવ શ્રમ કહેવાય છે, અને આત્મદૃષ્ટિથી (સુપ્રણિધાન) મન, વચન, કાયાનો સદુપયોગ કરવો તે ભાવ આરામ કહેવાય છે અને તે તાત્ત્વિક હોવાથી શાંતિ પણ તાત્ત્વિક મળે છે. દ્રવ્ય શ્રમ જડાસક્તિને લઈને પૌદ્ગલિક સુખ માટે કરવામાં આવે છે. તેનો મુખ્ય હેતુ તો જીવવાનાં સાધનો મેળવવાનો હોય છે અને તે ઉપરાંત મિથ્યાજ્ઞાનની પ્રબળતાથી વૈષયિક સુખનાં સાધનો મેળવવા માટે પણ કરાય છે. ત્યારે ભાવ શ્રમ વૈષયિક વાસના પોષવા માટે કરાય છે. દ્રવ્ય શ્રમ તથા ભાવ શ્રમ બન્નેમાં રાગ–દ્વેષને અવકાશ હોવાથી મન, વચન, કાયાનો દુરુપયોગ જ થાય છે. કષાયવિષયગર્ભિત મન, વચન, કાયાની પ્રવૃત્તિને દુઃપ્રણિધાન કહેવામાં આવે છે. દ્રવ્ય શ્રમથી પૌદ્ગલિક સુખના સાધન મેળવાય છે અને ભાવ શ્રમથી ભોગવાય છે માટે જ તે તાત્ત્વિક આરામ કે શાંતિ કહી શકાય નહિ, કારણ કે પરિણામે તેમાં અશાંતિ તથા દુઃખ–દુર્ગતિ રહેલાં છે. તાત્ત્વિક આરામ તથા શાંતિ ભોગના ત્યાગથી મળે છે, કારણ કે ત્યાગમાં કષાય તથા વિષયને અવકાશ મળી શકતો નથી અને તેથી અશાંતિ તથા દુઃખ–દુર્ગતિને સ્થાન ન મળવાથી ભાવ આરામ મેળવી શકાય છે. ભાવ આરામમાં ત્યાગની પ્રધાનતા છે અને દ્રવ્ય આરામમાં ભોગની પ્રધાનતા છે. જ્યાં ભોગ હોય છે ત્યાં જ જડાસક્તિ હોવાથી જડાત્મક વસ્તુઓની આવશ્યકતા રહે છે, કારણ કે તે સિવાય તો આસક્તિનો આદર થાય નહિ અને માનેલાં આનંદ તથા શાંતિ ભોગવી શકાય નહિ.

દ્રવ્ય તથા ભાવ બંને પ્રકારના શ્રમ તથા આરામમાં પ્રવૃત્તિ તો હોય જ છે, છતાં શ્રમના વ્યાપારને પ્રવૃત્તિ અને આરામના વ્યાપારને નિવૃત્તિ માનવામાં આવે છે, માટે નિવૃત્તિ પણ એક પ્રકારની પ્રવૃત્તિ જ છે. દ્રવ્ય શ્રમ, દ્રવ્ય આરામ અને ભાવ શ્રમ આ ત્રણના વ્યાપારમાં (પ્રવૃત્તિમાં) દુઃપ્રણિધાન હોવાથી મન–વચન–કાયાનો દુરુપયોગ થાય છે. અને ભાવ આરામ(નિવૃત્તિ)માં તેનો સદુપયોગ થાય છે કે જેને સુપ્રણિધાન કહેવામાં આવે છે. તાત્ત્વિક શાંતિનું કારણ હોવાથી સમ્યક્ પ્રવૃત્તિ જ નિવૃત્તિ હોઈ શકે છે છતાં દ્રવ્ય આરામ કે જેમાં અસમ્યક્ પ્રવૃત્તિનો આદર હોય છે તેને પણ નિવૃત્તિ કહેવામાં આવે છે, કારણ કે તેમાં પરિણામે અશાંતિ અને અસુખ હોવા છતાં પણ અતાત્ત્વિક સુખશાંતિનો અજ્ઞાની જીવોને અનુભવ થાય છે તેમ જ અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓનો સંસર્ગ અને ભોગ્ય વસ્તુ મેળવવાના શ્રમનો ત્યાગ હોય છે. ભોગ્ય વસ્તુ મેળવવાનો વ્યાપાર તે દ્રવ્ય શ્રમ અને ભોગ્ય વસ્તુ ભોગવવાનો વ્યાપાર તે દ્રવ્ય આરામ કહેવાય છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો ભોગ હોય ત્યાં આરામ હોઈ શકે નહિ, પણ ત્યાગ હોય ત્યાં આરામ હોય છે અને તેથી તેને સાચી નિવૃત્તિ કહેવામાં આવે છે કે જે અંતમાં શાશ્વત સુખના રૂપમાં પરિણમે છે. બાકી દ્રવ્ય આરામ નામની જ નિવૃત્તિ છે, કારણ કે તેમાં નિવૃત્તિસાધક ત્યાગને અંશ માત્ર પણ અવકાશ હોતો નથી અને ભોગ સંપૂર્ણપણે ભળેલો હોય છે, માત્ર ભોગ્ય વસ્તુ મેળવવાના શ્રમના ત્યાગને આશ્રયીને નિવૃત્તિ કહેવાય છે. ત્યારે ભાવ આરામમાં તો ભોગ્ય વસ્તુનો પણ ત્યાગ હોવાથી તાત્ત્વિક આરામની દૃષ્ટિએ નિવૃત્તિ કહેવાય છે. આત્મિક દૃષ્ટિથી ભોગ્ય વસ્તુનો ત્યાગ તે નિવૃત્તિ, આરામ અને આત્મવિકાસનો વ્યાપાર તે પ્રવૃત્તિ અર્થાત્ જડાત્મક વસ્તુ મેળવવાના અને ભોગવવાના શ્રમથી વિરામ પામવું તેને નિવૃત્તિ–પ્રવૃત્તિ કહેવામાં આવે છે, પણ એમ તો બન્ને નિવૃત્તિસ્વરૂપ છે, કારણ કે ભોગ્ય વસ્તુથી વિમુખતા અને આત્મસન્મુખતા બન્નેમાં શબ્દભેદ છે, અર્થભેદ નથી.

ભોગની ભાવનાથી પર–પૌદ્‌ગલિક વસ્તુ મેળવવાનો વ્યાપાર અને ત્યાગની ભાવનાથી સમ્યગ્‌જ્ઞાનાદિ આત્મિક વસ્તુ મેળવવાનો વ્યાપાર. બન્ને વ્યાપાર હોવા છતાં પણ એકને શ્રમ કહેવામાં આવે છે અને બીજાને આરામ કહેવામાં આવે છે, કારણ કે એકમાં પૌદ્‌ગલિક વસ્તુ મેળવવાની પ્રવૃત્તિ હોય છે અને બીજામાં પૌદ્‌ગલિક વસ્તુ છોડવાની પ્રવૃત્તિ હોય છે પર-વસ્તુ મેળવાય છે ત્યારે સ્વવસ્તુ પ્રગટ કરાય છે. જે મેળવાય છે તે ભિન્ન ગુણ–ધર્મવાળી ભિન્ન વસ્તુ હોય છે અને જે પ્રગટ કરાય છે તે અભિન્નપણે રહેલા માત્ર પોતાના ગુણ–ધર્મ હોય છે અર્થાત્ ભિન્ન વસ્તુને મેળવવી એટલે સંયોગસંબંધથી જોડાય છે તે દ્રવ્ય સ્વરૂપ હોય છે અને જે વસ્તુ પ્રગટ કરવામાં આવે છે તે અભિન્ન હોવાથી સ્વરૂપસંબંધવાળી હોય છે એટલે તે ગુણસ્વરૂપ હોય છે. જે દ્રવ્ય સ્વરૂપ વસ્તુ મેળવાય છે તે જીવથી ભિન્ન અજીવ–જડ દ્રવ્ય હોય છે એટલે તેને મેળવવાને અથવા તો ભોગવવાને જે કાંઇ પ્રવૃત્તિ કરવામાં આવે છે તે શ્રમ જ કહેવાય, પણ આરામ કહી શકાય નહિ. જેટલે અંશે પૌદ્‌ગલિક વસ્તુઓનો ત્યાગ તેટલે અંશે આરામ કહી શકાય. શાંતિ તથા મુક્તિ આરામના જ અંગ છે, નિવૃત્તિ પણ ત્યાગ-સ્વરૂપ છે. જ્યાં સુધી પરવસ્તુના ભોગની ભાવના માત્ર હોય ત્યાં સુધી પણ નિવૃત્તિ કહી શકાય નહિ, ભલે પછી દ્રવ્ય શ્રમથી વિરામ પામવાને નિવૃત્તિ કેમ ન માનવામાં આવે પણ તે સાચી નિવૃત્તિ તો ન જ કહેવાય; કારણ કે દ્રવ્ય શ્રમથી વિરામ પામનારની જડાસક્તિ તથા ભોગની ભાવના ટળી નથી એટલે જડાત્મક વસ્તુથી તે મુક્ત નથી તેમ જ મેળવવાના શ્રમની ભાવના પણ ભૂંસાઇ નથી તેથી દેખીતી રીતે તો વિશ્રાંતિ વ્યવહારમાં કહી શકાય પણ તાત્ત્વિક દૃષ્ટિથી તો તે શ્રમથી મુકાયો નથી. મેળવેલી જડાત્મક વસ્તુઓની મમતાના ભારથી તેનો આત્મા શ્રમિત જ હોય છે, અને કહેવાતા દ્રવ્ય આરામમાં પણ ભોગના વ્યાપારથી શ્રમ રહિત બની શકતો નથી. ફક્ત મેળવવાના શ્રમથી ભોગવવાના શ્રમની પ્રવૃત્તિ ભિન્ન પ્રકારની હોય છે તેથી તેવી પ્રવૃત્તિને શ્રમ ન કહેતાં આરામ કહ્યો છે. આવો આરામ, ભાવ શ્રમ તરીકે કહી શકાય, કારણ કે વૈષયિક વાસના પોષવા વ્યાપાર કરવો તે ભાવ શ્રમ અને વાસનાની ક્ષણિક તૃપ્તિ થવી તે વિશ્રાંતિ. આવી વિશ્રાંતિ અશાંતિથી ભિન્ન નથી, કારણ કે ક્ષણિક તૃપ્તિ દ્રવ્ય શ્રમના ત્યાગરૂપ આરામની વિઘાતક છે. એટલે અતૃપ્તિ, વૈષયિક સુખના સાધન વધુ ને વધુ મેળવવા દ્રવ્ય શ્રમની આશ્રિત બનાવે છે. અતૃપ્તભાવે નિરંતર શ્રમયુક્ત રહેવાથી અલ્પકાળ માટે શ્રમમુક્ત બની આરામ લઈ શકાય છે. જો કે આરામની અવસ્થામાં દ્રવ્યશ્રમ રહિત જણાય છે પણ ભાવશ્રમથી છૂટી શકાતું નથી. જે ભોગ માટે શ્રમનો ત્યાગ તે ભોગ સંયોગજન્ય હોવાથી ભોગ અવસ્થામાં ભોગના પ્રમાણમાં સંયોગી જડાત્મક વસ્તુનો વિયોગ થતો જાય છે એટલે ભોગ્ય વસ્તુના વિયોગથી ભોગ ભાવનાની પ્રબળતા આસક્તિભાવને વધારે પોષનારી બને છે એટલે ભોગ્ય વસ્તુ મેળવવા, કલ્પના કરેલા આરામનો ત્યાગ કરવો પડે છે. દ્રવ્યશ્રમના ત્યાગરૂપ કલ્પિત આરામ ભોગ ભાવવાનો ઉત્તેજક છે, કારણ કે દ્રવ્ય શ્રમથી મેળવેલી જડાત્મક વસ્તુ ભોગવવાને દ્રવ્ય આરામ પ્રેરે છે તેથી માનવી ભોગ તરફ વળીને ભાવ શ્રમ કરે છે. અને તે ભાવ શ્રમ દ્રવ્ય શ્રમનો ઉત્પાદક બને છે. આ પ્રમાણે ભોગ ભાવનાવાળો આરામ-નિવૃત્તિ–વિશ્રાંતિ અને શાંતિ બધા ય અતાત્ત્વિક છે; તેથી તે આરામસ્વરૂપ નિવૃત્તિ કે ભોગ-સ્વરૂપ વિશ્રાંતિ તથા શાંતિ–તાત્ત્વિક આરામ–આનંદ તથા સુખ–શાંતિના સંપૂર્ણ બાધક છે. ત્યારે તાત્ત્વિક આરામ–નિવૃત્તિ–વિશ્રાંતિ તથા શાંતિ શાશ્વત–સુખ તથા આનંદના ઉત્પાદક છે અને તે ઉપરકહ્યા પ્રમાણે જડાત્મક વસ્તુઓના ત્યાગરૂપ આરામ–નિવૃત્તિથી પ્રગટે છે.

## કાઢી નાખો

( ૬૪ )

**સંગ્રહશીલ** આત્મા અનાદિ કાળથી નકામી વસ્તુઓનો સંગ્રહ કરતો આવ્યો છે. કેવળ નકામી જ હોય તો કાંઇ હરકત નહિ પણ આ તો નકામી અને વળી પોતાની અનંત જ્ઞાનાદિ સાચી સંપત્તિની વિનાશક હોય છે. અજ્ઞાની આત્મા જાણતો નથી કે જડાત્મક વસ્તુએ મારું કેટલું નુકસાન કર્યું છે! આત્માની સાચી સંપત્તિ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય, અનંત સુખ અને અનંત જીવનનો કેટલો નાશ કર્યો છે! આત્મામાં જાણવાની અનંત શક્તિ છે છતાં એક ઘડી પછી શું થશે? તે પોતે જાણતો નથી. આત્માને નિરંતર જાણવાની ઈચ્છા રહ્યા કરે છે; કારણ કે જાણવું તે તેનો મુખ્ય ધર્મ છે એટલે તેને ન જણાય ત્યાં સુધી તે મુંઝાયા કરે છે. કર્મના ક્ષયોપશમ પ્રમાણે પોતાને સંતોષ થાય તેવું સાચું અથવા તો ખોટું જાણે એટલે શાંતિ મનાવે છે. અણજાણ આત્મા એક બીજાને પૂછીને પોતાની જાણવાની ઈચ્છાને સંતોષે છે. જેમ એક આંધળો માણસ બીજા આંધળાને આંખથી જણાતા જગતની માહિતી પૂછે, તેમ એક અજ્ઞાની બીજા અજ્ઞાનીને તાત્ત્વિક વસ્તુની માહિતી મેળવવા પૂછે છે, પણ જો આંધળો માણસ આંખથી દેખાતા જગતને સાચી રીતે વર્ણવી શકે તો જ અજ્ઞાની જીવ બીજા અજ્ઞાનીને તાત્ત્વિક વસ્તુ સમજાવી શકે. દેખતા માણસની પાસેથી સાંભળીને આંધળો આંધળાને સ્વકલ્પના-મિશ્રિત કાંઇક કહી શકે છે તેમ જ્ઞાની પુરુષોનાં વચન સાંભળીને કે વાંચીને અજ્ઞાની જીવ બીજા અજ્ઞાનીને વસ્તુને સાચી રીતે જાણ્યા વગર પણ સ્વબુદ્ધિકલ્પનાથી સમજાવે છે કે જેમાં અર્ધસત્ય અથવા તો અસત્યની છાયા રહેલી હોય છે.

અજ્ઞાનીઓથી ન સમજી શકાય તેવો કોઈ દુઃખદ અથવા તો સુખદ પ્રસંગ અચાનક આવીને ઉપસ્થિત થાય છે ત્યારે માનવીઓ એમ કહેતા નજરે પડે છે કે પ્રભુ જાણે, કાંઇ સમજી શકાતું નથી કે આમ અચાનક કેવી રીતે બની ગયું? પ્રભુની લીલા અપાર છે, કોઇ પણ કળી શકે તેમ નથી. આમ બોલનારમાં જાણવાની અને સમજવાની શક્તિ છે. દરેક ક્ષણમાં પરિવર્તિત સંસારની પરિસ્થિતિને સાચી રીતે જાણી શકે છે. તો ય જે એમ કહે છે કે પ્રભુ જાણે તે તેની સ્વસંપત્તિની કંગાલિયત જ કહી શકાય. અને તે કંગાલિયત ખોટી અને નકામી વસ્તુઓના સંગ્રહથી જ થએલી હોય છે. ધનવાન અને ધનહીનને જનતા શ્રીમંત અને કંગાળ તો કહી શકે છે, પણ ધનવાળાને માણસ અને ધનહીનને પશુ નથી કહી શકતી. બન્નેને દુનિયા મનુષ્ય તરીકે તો ઓળખવાની જ. તેવી જ રીતે સર્વ કર્મક્ષય થવાથી સાચી

અને સંપૂર્ણ સમ્યગ્દર્શનાદિ સ્વસંપત્તિને પ્રાપ્ત કરનાર અને સર્વ ગાઢતમ આવરણને લઈને પોતાની સાચી સંપત્તિથી વંચિત આ બન્નેને જ્ઞાની જગત આત્મા તરીકે તો ઓળખશે જ. કર્માધીન આત્મા શક્તિમાં તો શુદ્ધાત્મસ્વરૂપ છે, પણ અજ્ઞાનતાથી સુખનાં સાધન સમજીને પૌદ્ગલિક વસ્તુઓના સંગ્રહ અને ભોગથી જડસ્વરૂપ કર્મના સંસર્ગને લઈને પોતાની સાચી સંપત્તિથી કંગાળ બની ગયો છે.

પાંચે ઇંદ્રિયોની પોષક અનુકૂળ પાદ્ગલિક વસ્તુઓ મેળવીને માનવી પોતાને સુખી માને છે અને તેની દૃષ્ટિથી જોનાર દુનિયા પણ તેને સુખી જ કહે છે અને તે પણ પોતાના સુખીપણાની પ્રતીતિ કરાવવા દુનિયાએ માની રાખેલા પૌદ્ગલિક સુખનાં સાધનોનો સંગ્રહ તેમ જ દુનિયાને ગમતાં વાણી, વિચાર તથા વર્તન રાખે છે તે જ તેની મૂર્ખાઈભરેલી ભૂલ કહેવાય છે. ' હું સુખ ભોગવી રહ્યો છું, ' એમ કહેનાર અને અભિમાન રાખનાર માનવી જ્ઞાનની નબળાઈને લઈને સમજી શકતો નથી કે તે પોતાની સાચી સંપત્તિની નાશક જડ વસ્તુઓનો સંગ્રહ કરી રહ્યો છે. સુખનું અભિમાન રાખનાર માનવી પોતાના આત્માને કર્મના કચરાથી ઢાંકી દે છે. તે કચરો આત્માની અનંત ચતુષ્ટયરૂપ સુંદરતાને ઝાંખી બનાવી દે છે. પુન્ય કર્મથી મળેલી જડાત્મક બાહ્ય સંપત્તિ ભોગવતાં પુન્ય–કર્મ ક્ષય થાય છે અને આસક્તિભાવે સુખ માનતાં કર્મસંચય થાય છે અને તેવી જ રીતે પાપકર્મથી મેળવેલી બાહ્ય જડાત્મક સામગ્રી ભોગવતાં પાપકર્મ ક્ષય થાય છે અને આસક્તિભાવે દુઃખ માનવાથી કર્મસંચય થાય છે અર્થાત્ શુભાશુભ કર્મના ઉદયમાં આસક્તિભાવે સુખ દુઃખ માનનાર જૂનાં શુભાશુભકર્મનો ક્ષય કરીને નવાં અશુભ કર્મનો સંચય કરે છે; જેથી આત્મા સ્વસંપત્તિની કંગાલિયત ટાળી શકતો નથી અને વધારે ને વધારે કંગાળ બનવાથી જડની પરાધીનતાની બેડીમાં જકડાતો જાય છે. કર્મનો કચરો શા માટે ભેગો કરવો જોઈએ ? માનવી સુખ ભોગવવાને કર્મ કરે છે; પણ નિષ્કર્મ બન્યા વગર તો સુખ હોઈ શકે જ નહિ વસ્તુમાં એક જ સ્વભાવ હોય છે, બે હોતા નથી. જો કર્મ સુખસ્વરૂપ હોય તો તે દુઃખસ્વરૂપ થાય નહિ. પૂર્વના મહાજ્ઞાની પુરુષોએ પણ કર્મને દુઃખ કહીને ઓળખાવ્યું છે, ક્યાંય પણ કર્મના સ્થાનમાં સુખનો પ્રયોગ કર્યો નથી; માટે સુખ ભોગવવા કર્મનો સંગ્રહ કરવો જોઈએ એમ કહેનાર માનવી તાત્વિક દૃષ્ટિથી મોટી ભૂલ કરે છે. શુભ અથવા અશુભ બન્ને પ્રકારનાં કર્મનો સંગ્રહ આત્મિક ગુણોને ઝાંખા કરી નાખે છે, માટે એકે ય કર્મ આત્માના ગુણસ્વરૂપ, જ્ઞાન, જીવન, સુખ આદિનો વિકાસ કરી શકે નહિ. જો કે મન, વચન, કાયાના યોગવાળો સકર્મક આત્મા ક્રિયા કર્યા વગર રહી શકે નહિ; એટલે તેને દરેક ક્ષણે સાત પ્રકારના કર્મનો સંગ્રહ થાય જ છે, તો ય સાચી સમજણ હોય તો ઘણા જ અલ્પ પ્રમાણમાં સંઘરે છે અને વધુ પ્રમાણમાં કર્મના કચરાને કાઢે છે; કારણ કે ઉપયોગવાળા જ્ઞાની પુરુષો દરેક પ્રવૃત્તિમાં ઉદાસીનભાવે રહે છે.

માનવી અવતર્યા પછી અવ્યક્ત દશા છોડીને જ્યારે સમજણો થાય છે ત્યારે સંગ્રહનાં સંસ્કારને લઈને પૌદ્ગલિક વસ્તુઓના સંગ્રહની પ્રબળ ઇચ્છા ધરાવે છે. જડાસક્ત જનતાએ માનેલા પૌદ્ગલિક સુખનાં સાધનોનો સંગ્રહ કરે છે. અને પુન્યના પ્રમાણમાં મેળવી પણ શકે છે, છતાં તૃષ્ણા શાંત થતી નથી અને પુન્યથી પૂરી ન શકાય તેવી વસ્તુ મેળવવાના

મનોરથ કરે છે. પણ પુન્ય ખરચાઇને ઓછું થઇ જવાથી મેળવેલી વસ્તુ પણ ખોઇ બેસે છે એટલે ઘણો જ ઉદ્‌વેગ કરે છે અને જીવનમાં દુઃખ અનુભવે છે. તો ય ધર્મ જેવી વસ્તુને-કે જે પૌદ્‌ગલિક સુખના સાધનને મેળવી આપનાર પુન્યનો ઉત્પાદક છે,-જાણતો પણ નથી. કદાચ કોઈ ધનાદિ સંપત્તિવાળો અને ધન માટે જ ધર્મ કરનારની સોબતને લઇને સાધુ-મહાત્મા પાસે જઇને ઉપદેશ સાંભળતા ધર્મ કરવાથી પૌદ્‌ગલિક સુખનાં સાધન સારાં મળે છે એવું સાભળી જાય છે તો પ્રભુપૂજા આદિ ધાર્મિક કાર્યો પણ કરે છે. તેનો ઉદ્દેશ તો જનતાએ માની રાખેલી સુખની સામગ્રી મેળવવાનો જ હોય છે. ઉપયોગમાં આવે કે ન આવે, પણ કરોડોની સંપત્તિવાળો છું, બાગ, બંગલા, મોટર, દાસ-દાસી આદિનો સ્વામી છું, પુત્ર, પૌત્રાદિ પરિવારવાળો છું-એવું અભિમાન તો માનવીનું પોષાવું જ જોઇએ. આ પ્રમાણે જડાસક્ત માનવી અજ્ઞાની જનતામાં માન મેળવી મોટા બનવાને માટે કિંમતી માનવ જીવન વેડફી નાખે છે. જો કે મરીને પરલોકમાં ગયા પછી કોઇની પણ પ્રશંસા સાભળવા કે પોતાની માની રાખેલી સંપત્તિ જોવા પાછું આવવું નથી તો ય ધનના ઢગલા અને બાગ બંગલા આદિનો સંગ્રહ કરીને તેને પોતાની પાછળ મૂકી જવાની ધગશ વધારે રાખે છે. અજ્ઞાનતાને લઇને એટલું પણ સમજતો નથી કે મરી ગયા પછી લોકો મારી પ્રશંસા કરે કે મારી ધનસંપત્તિ જોઇને રાજી થાય તેમા મારે કશી ય લેવાદેવા નથી, કારણ કે હું તો દેહ છોડયા પછી ધર્મ છોડીને ધન કમાવામા આર્ત્તધ્યાનથી ઉપાર્જન કરેલા તિર્યંચના આયુષ્યના બળથી, ધનસંપત્તિ તથા બાગબંગલા આદિ એકેંદ્રિયમાં આસક્ત રહેવાથી મરીને માટી, પથ્થરા કે વનસ્પતિમાં પેદા થઇશ અને મારો મૃત દેહ અગ્નિમાં બળીને રાખ થઈ જશે, માટે મારે તો માનવજીવનમાં રહીને આત્મા ઉપર રહેલા કર્મનો કચરો કાઢી નાખવાનો પ્રયાસ કરવો જોઇએ. પણ જડાત્મક વસ્તુઓમાં આસક્ત રહીને અને ચોવીસે કલાક જડ વસ્તુઓના જ સંગ્રહના વિચારમાં લીન રહીને તે કચરાને વધારવો જોઇએ નહિ, પૌદ્‌ગલિક વસ્તુઓ મળે કે ન મળે તો પણ તેને મેળવવા માટે વિચાર માત્ર પણ કરવામાં આવે તો આર્ત્તધ્યાનને લઇને તિર્યંચ જાતિમાં ભોગવવા યોગ્ય આયુષ્ય આદિ કર્મનો સંગ્રહ થાય છે. જેને લઇને જીવ અનંત કાળ સુધી પણ તિર્યંચ ગતિમાંથી બહાર નીકળી શકતો નથી. સસારમા ધર્મહીન જડાસક્ત જીવો ભોગેચ્છાના પ્રમાણમાં સાધનો મેળવીને પૌદ્‌ગલિક સુખ ભોગવી શકતા નથી, તો ય ભોગતૃષ્ણાથી ચોવીશે કલાક આર્ત્તરૌદ્ર-ધ્યાનગર્ભિત સંકલ્પવિકલ્પ કરીને નરક તથા તિર્યંચગતિમાં લઈ જનારા અને ત્યા ભોગવવા લાયક કર્મનો સંગ્રહ વધુ પ્રમાણમાં કરે છે. પંચેંદ્રિય આદિ જીવોનો વધ ન કરનારા ધર્મહીન, મોજશોખમાં પડેલા જીવો પ્રાયઃ તિર્યચ ગતિમાં ચાલ્યા જાય છે, કે જ્યાં પૂર્વજન્મમાં ઇચ્છા માત્રથી ભોગવેલી વસ્તુઓના અપરાધની સજા ભોગવતાં અનંત કાળ સુધી અસહ્ય દુઃખ ભોગવે છે; માટે બુદ્ધિશાળી ડાહ્યા માનવીઓ તો ટૂંકા જીવન માટે અને ક્ષણિક સુખ માટે અનંત કાળ સુધી તિર્યંચ ગતિમાં રહેવાનું પસંદ કરતા નથી અને એટલા માટે સમ્યગ્ જ્ઞાન વગરના પણ જીવો દુઃખથી ભયભીત થઇને પૌદ્‌ગલિક સુખ મેળવવાની ઇચ્છાથી પણ ધન, તૃષ્ણા છોડીને તપ-જપ કરે છે.

જ્યાં સુધી મોહની તાબેદારો અમુક અંશે પણ ઓછી ન થાય ત્યાં સુધી જીવની સંગ્રહ-

ભાવનામાં ફેર પડતો નથી. બાહ્ય સાંપત્તિના સંગ્રહને કાઢી નાંખનાર જીવોની પણ સંગ્રહ-ભાવના જતી નથી. કાંઈ ને કાંઇ બહાનું બતાવીને પણ છોડેલી ઈંદ્રિય–વિષયપોષક વસ્તુઓનો આડકતરી રીતે સંગ્રહ કરે છે. કદાચ કોઈ છોડેલી વસ્તુઓનો સંગ્રહ પણ ના કરે તો યે સંગ્રહના સંસ્કારોને લઇને મોહના દબાણથી ભાવી જીવનમાં છોડેલી વસ્તુઓ સુંદર અને સારા પ્રમાણમાં મેળવવાની ઇચ્છા રાખે છે. એટલે તેઓ કર્મનો કચરો કાઢી નાંખીને આત્માને સ્વચ્છ બનાવી શકતા નથી. સંપૂર્ણ મોહના દાસો, કષ્ટાનુષ્ઠાન કરીશું તો સદ્ગતિ મેળવી સુખી થઇશું એવી ભાવનાવાળા કેવળ બાહ્ય ત્યાગ કરી શકે છે. બાકી તેમની વૃત્તિઓમાં તો પૌદ્ગલિક સુખના ભોગની ભાવના રહેવાથી અંતરંગથી વસ્તુઓને છોડી શકતા નથી જેથી બાહ્ય સંગ્રહ વગર પણ કર્મનો સંગ્રહ તો કર્યા જ કરે છે કે જે એક બાહ્ય સંગ્રહસ્વરૂપ દેહ, ધન, સંપત્તિ આદિનું ખાસ કારણ છે; કેવળ બાહ્યથી વસ્તુ છોડનાર, મોહની શીખવણીથી છોડેલી વસ્તુઓનો ઉપયોગ કરનાર બીજાઓની અવગણના કરે છે; આદરસત્કાર મેળવી પોતાની પ્રશંસા સાંભળવાની ઇચ્છાથી જનતામાં તેમને હલકા બતાવીને પોતાની ઉત્તમતા જાહેર કરે છે. આવી વર્તણૂક તેમનું પુદ્ગલાનંદીપણું તથા સંગ્રહશીલતા સૂચવે છે; કારણ કે બીજાનો તિરસ્કાર, અદેખાઈ, અસહિષ્ણુતાને લઇને થાય છે અને પોતાનાં વખાણ કરાવવાની ઇચ્છા અભિમાનને અંગે હોય છે. આ બંને દ્વેષનાં અંગ છે અને પોતાની પ્રશંસા સાંભળી પ્રસન્ન થવું તે વિષયાસક્તિપણું હોવાથી રાગનું અંગ છે. એટલે રાગ–દ્વેષના પરિણામને લઇને તેણે ભલે બાહ્યની ગમે તેટલી વસ્તુ છોડી હોવા છતાં દર્શનમોહનીયના પ્રભાવથી કર્મનો કચરો ભેગો કરે છે. જો કે તે જરૂરત પડવા છતાં પણ છોડેલી વસ્તુઓ ન વાપરીને અને બીજી રીતે પણ કષ્ટ વેઠીને પુન્ય ઉપાર્જન કરે છે, છતાં તે પણ કચરો જ હોવાથી આત્મા મલિન થાય છે પણ શુદ્ધ થઈ શકતો નથી, જીવ વિશેષના અધ્યવસાયને આશ્રયીને પુન્યબંધ બે પ્રકારે થાય છે. એક તો મોહને નિર્બળ બનાવનાર જ્ઞાની પુરુષો આત્મશુદ્ધિની જ દૃષ્ટિથી અશુભના સ્વતઃ ઉદયથી થવાવાળાં કષ્ટોને અને શુદ્ધિના હેતુથી ક્રિયાનુષ્ઠાન કરતાં ઉદીરણા ઉદયથી ઉત્પન્ન થવાવાળાં કષ્ટોને સમભાવે સહન કરતાં ભવસ્થિતિ પાકવાને કાંઇક વિલંબ હોવાથી જે કાંઇ પુન્ય કર્મ બાંધે છે તે તેમને આત્મવિકાસનું કારણ બનો છે માટે તે કચરો નથી; પણ મોહની સત્તા નીચે દબાયેલો અને તેની આજ્ઞાને માથે ધારણ કરીને તેની શીખવણી પ્રમાણે વર્તનારો અજ્ઞાની જીવ પુદ્ગલાનંદીપણે વિષયાસક્તિથી બાહ્ય ત્યાગ તથા કષ્ટાનુષ્ઠાન કરીને જે કાંઈ પુન્ય ભેગું કરે છે તે વિલાસનું કારણ બનવાથી કચરા તરીકે કહેવાય છે; કારણ કે તેનાથી આત્મા મેલો જ થાય છે. મોહની સત્તામાંથી મુક્તિ મેળવીને અમુક અંશે સ્વતંત્ર બનનાર આત્માની સંગ્રહની ભાવના ભુંસાઈ ગયેલી હોવાથી તેમને સંગ્રહશીલ આત્માઓ ઉપર દ્વેષ હોતો નથી એટલે તેમની અદેખાઈ કરતા નથી તેમ જ જનતામાં તેમને હલકા અને પોતાને ઉત્તમ જણાવતા નથી; કારણ કે તેમને અભિમાન ન હોવાથી પોતાની પ્રશંસાની ઇચ્છા ઉત્પન્ન થઇને દુઃખી કરતી નથી. કદાચ વસ્તુસ્વરૂપની વિચારણાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તેનો સંગ્રહ ખોટો છે અને સંગ્રહશીલ આત્માઓ સાચી સંપત્તિ મેળવવાના અનધિકારી છે ઇત્યાદિ સમભાવે વર્ણન કરે છે.

આ પ્રમાણે ઉપર આત્માને જે સંગ્રહશીલ કહેવામાં આવ્યો છે તે ખાસ તો કર્મની

અપેક્ષાને લઇને છે. બાહ્યથી નવો સંગ્રહ તો ઘણા ય નથી કરતા અને જૂનો સંગ્રહ કાઢે છે, છતાં શુભાશુભ કર્મનો સંગ્રહ તો કરે જ છે એટલે બાહ્યથી વસ્તુ છોડનાર પણ સંગ્રહશીલ તો કહેવાય જ છે. જ્યાં સુધી કર્મનો સંગ્રહ થયા કરે છે ત્યા સુધી આત્મા શુદ્ધ બનીને પોતાના ગુણોનો વિકાસ કરી શકતો નથી. જડાસક્ત પુદ્ગલાનંદી પણ બાહ્ય વસ્તુ છોડે છે, છતાં રાગદ્વેષની પરિણતિની તીવ્રતાને લઈને પાંચે ઇન્દ્રિયોમાં આસક્ત હોવાથી કોઈ પણ ઇન્દ્રિયની વિષયાસક્તિ પોષવાને માટે અજ્ઞાની જડાસક્ત જીવો આનંદ મનાવે તેવા પુદ્ગલાનંદીપણાના પોષક પ્રસંગો ઉપસ્થિત કરીને ધર્મ માને છે અને મનાવે છે, તે મોહનું દાસપણું જ સૂચવે છે; માટે તે જડાત્મક વસ્તુઓના સંગ્રહના સંસ્કારથી મુક્ત થયો નથી. એટલે તેનું સંગ્રહશીલપણું ન ભુંસાવાથી આત્મસંપત્તિ મેળવવાનો અનધિકારી છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જેમ બને તેમ જડાત્મક બાહ્ય વસ્તુનો ત્યાગ કરીને આત્મગુણબાધક જડાત્મક કર્મનો સંગ્રહ કાઢી નાખવા મોહના દાસપણામાંથી મુક્ત થવાની અત્યંત આવશ્યકતા છે.



# જગતની ભિન્ન ભિન્ન પ્રિયતા

( ૬૫ )

## ભિન્નરુચિ જગતની ભિન્ન ભિન્ન પ્રિયતા.

**જગત** ભિન્ન ભિન્ન રુચિવાળું છે. જેને જે ગમે છે તેની ચાહના તેને રહ્યા કરે છે. કોઇને ક્ષમા, દયા, સરળતા, સત્ય આદિ ગુણો ગમે છે તો કોઇને સુંદર આકૃતિ તથા રૂપ ગમે છે. કોઇને બુદ્ધિ, ડહાપણ તથા ચતુરાઈ ગમે છે તો કોઇને સુંદર વિચારો તથા સુંદર વર્તન ગમે છે. કોઇને ધર્મભાવના તથા ધર્મપ્રવૃત્તિ ગમે છે તો કોઇને મોટાઈ અને ખ્યાતિ ગમે છે. કોઇને ધન ગમે છે તો કોઇને વય ગમે છે. તાત્પર્ય કે, જેની પાસે જે વસ્તુ હોય છે તે વસ્તુની રુચિવાળા તે વ્યક્તિના ઉપાસક બને છે.

સંસાર એક પ્રકારનો બજાર છે અને તેમાં જેને જે જોઇએ તે મળી શકે છે. માણસો જેમ બજારમાંથી કિંમત આપીને જોઇતી વસ્તુઓ મેળવી શકે છે તેવી જ રીતે સંસારમા પણ મોં–માંગ્યું મૂલ્ય આપીને માનવી મનગમતી વસ્તુ મેળવી શકે છે.

માણુસને એક વખત મનગમતી વસ્તુ કોઇની પાસે જણાવી જોઇએ, પછી તો પૂછવું જ શું ? તન, મન, ધન અને સર્વસ્વ અર્પણ કરીને પણ તેની ચાહના મેળવી તેની સેવા સ્વીકારે છે, અને તેનો પ્રેમ અવિચળ રાખવાને માટે પોતાના પ્રત્યેના પ્રતિકૂળ વર્તનને પણ આવકાર આપે છે. જેને જે વસ્તુઓ ગમે છે તે વસ્તુ મેળવવાની ઇચ્છાથી તેના માલીકનું મન આકર્ષણ કરીને, તેનો પોતાના પ્રત્યે પ્રેમ જગાડીને, તેને પોતાને સ્વાધીન કરવા તેની મન-ગમતી વસ્તુ પોતાનામાં ન હોવા છતાં પણ તેનો બહારથી ડોળ ધારણ કરે છે.

ક્ષમા, સરળતા, નમ્રતા, સમતા આદિ જેને ગમે છે તેઓ ક્ષમા આદિના ધારક માણસો-ને ચાહે છે અને તેમના ઉપર રાગ રાખીને મનમાં સંતોષ માને છે. તન, મન, ધનથી તેની સેવા કરે છે. તેમ જ ક્ષમા વગેરે મેળવવા પ્રયાસ પણ કરે છે. આવી રુચિવાળી વ્યક્તિઓનો રાગ પ્રશસ્ત હોય છે અને તેઓ પોતાના આત્માનો વિકાસ સાધી શકે છે.

ક્ષમા આદિ આત્માના ગુણો છે અને તેની રુચિવાળા જીવો ઉત્તમ કોટીના કહેવાય છે. આવા માણસો નિઃસ્પૃહી, આત્મિક ગુણસંપન્ન વ્યક્તિઓના ઉપાસકો હોય છે. ઓછી જરૂરિ-

યાતવાળા અને પોતાના ઉપાસકોનું કલ્યાણ ઇચ્છવાવાળા ઉત્તમ પુરુષોને પણ આત્મિક ગુણ મેળવવાની રુચિવાળા જીવો ગમતા હોવાથી તેઓ પણ તેમને ચાહે છે.

બુદ્ધિ, ડહાપણ અને ચતુરાઈની રુચિવાળાને બુદ્ધિશાળી, ડાહી અને ચતુર વ્યક્તિઓ ગમતી હોવાથી તેમની મનોવૃત્તિઓ તેમના તરફ વળેલી હોય છે, પરંતુ બુદ્ધિ, ડહાપણ અને ચતુરાઈ તો કોઈક જ શીખે છે; બાકી ઘણાખરા તો કાવાદાવા, વાક્પટુતા અને કામ કરવાની પદ્ધતિથી આકર્ષાય છે. આવાઓના સંસર્ગમાં રહેવામાં પોતાના મનમાં આનંદ અને સંતોષ માને છે, અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તીને તેમનો પ્રેમ ટકાવી રાખે છે.

મોટાઇ, કીર્તિ તથા પ્રસિદ્ધિને પસંદ કરનારા મોટા કીર્તિવાળા તથા જનતામાં પ્રસિદ્ધિ પામેલાને ચાહે છે. પછી તે મોટાઇ, કીર્તિ અને પ્રસિદ્ધિ જનતાને પસંદ પડે તેવો બોલવાનો અને વર્તવાનો ડોળ કરીને મેળવેલ હોય તેનું તેઓ કાંઈ પણ ધ્યાન રાખતા નથી; પણ બાહ્યાડંબર આદિ જોઈને તેમના ઉપાસક બની જાય છે.

રૂપ, આકૃતિ તથા સુંદરતા અને ધનની ચાહનાવાળા મનગમતાં રૂપ આદિ જેની પાસે હોય છે તેના પ્રતિ અદ્વિતીય પ્રેમ જાહેર કરીને રૂપ આદિ વસ્તુઓનો ઉપયોગ કરવા હમેશાં આતુર રહે છે. ધન મેળવવા ધનવાનને તન, મન અર્પણ કરીને તેના દાસ બની જાય છે.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન રુચિવાળી વ્યક્તિઓ પોતપોતાની રુચિ પ્રમાણે માણસો પ્રત્યે વલણવાળી હોવાથી એક માણસ પ્રત્યે બધા માણસોનો પ્રેમ હોઇ શકતો નથી. જેને જે માણસ ગમતું હોય તે માણસને પોતાનું પ્રેમી બનાવવા તેના વિચાર તથા વર્તન અનુસાર વર્તીને તેની રુચિને માન આપે છે અને તેના જીવનમાં પોતાના જીવનને ઓતપ્રોત બનાવવા પ્રયાસ કરે છે.

સદ્ગુણ તથા સદ્વર્તનની ચાહનાવાળાનો પૂજ્ય પ્રેમ હોવાથી તેઓ નિરંતર સદ્ગુણીના રાગી હોઇને નિરંતર તેમની શુદ્ધ અંતઃકરણથી સેવા કરે છે. પોતાના આત્મામાં સદ્ગુણોનો વિકાસ કરવા તેમના માર્ગને અનુસરે છે. આવી રુચિવાળા માણસોની મનોવૃત્તિમાં કોઈ પણ પ્રકારના સ્વાર્થનો અંશ હોતો નથી તેથી તેઓનો પૂજ્ય પ્રેમ અખંડ અને જીવનપર્યંત ટકવાવાળો હોય છે. દુર્ગુણી તથા દુરાચારીના પ્રત્યે એમની મનોવૃત્તિઓ વળતી નથી, તેમના પ્રત્યે ઉપેક્ષા રહ્યા કરે છે. જેઓ શાંતિના ઉપાસક છે, તેઓ શાંત આત્માઓની શોધમાં ફરે છે અને તેમને મેળવીને પરમ સંતોષ માને છે, તેમની પૂર્ણ પ્રેમથી સેવા કરીને પરમ આનંદ અનુભવે છે. વિવિધ તાપને શાંત કરવા તેમની સંગત છોડતા નથી અને તેમની નિરંતરની સોબતથી સુખે જીવાય તેવું શાંતિમય જીવન બનાવે છે.

કેટલાક સંગીતના પ્રેમી હોય છે, તેમને ગવૈયાઓ બહુ ગમે છે. પુષ્કળ ધનવ્યય કરીને પણ ગવૈયાઓને પોષે છે, મનગમતું વર્તન કરીને પણ ખુશી રાખે છે, પોતાનું જીવન બરબાદ થઈ જવાની પણ તેઓ પરવા રાખતા નથી. પોતે શીખે અથવા ન શીખે પરંતુ તેમની સંગીતની રુચિ જ ગવૈયા પરત્વેના પ્રેમને છોડવા દેતી નથી.

ધર્મની રુચિવાળાનો ધાર્મિક માણુસો ઉપર રાગ હોય છે અને તેમની સોબતમાં રહેવાને હમેશાં ઉત્સુક રહે છે, ધર્મી માણુસોને જોઇને બહુ જ રાજી થાય છે. પોતે જેવા પ્રકારનો ધર્મ માનતો હોય તેવા પ્રકારના જ ધર્મી હોવા જોઇએ; કારણ કે ધર્મની માન્યતાઓ ઘણા પ્રકારની છે. આત્મિક ધર્મની રુચિવાળાને આધ્યાત્મિક પુરુષો બહુ ગમે છે અને પૌદ્‌ગલિક ધર્મની રુચિવાળાને આંખને અને કાનને ગમે તેવી ધર્મની બાહ્ય પ્રવૃત્તિવાળા પુરુષો ગમે છે. આવા માણુસોને ધામધૂમ તથા ધમાલ બહુ જ પસંદ પડે છે. જ્યાં જ્યાં જનસમૂહ એકત્રિત થઇને ધર્મની બાહ્ય પ્રવૃત્તિઓ કરી રહ્યો હોય–પછી તે વ્યવસ્થિત હો કે અવ્યવસ્થિત હો, સવિધિ હોય કે અવિધિ હોય–ત્યાં ત્યાં આ જીવો રસપૂર્વક ભાગ લેવાના જ અને પોતાને કૃતકૃત્ય માનવાના જ.

ડોળ તથા આડંબરને પસંદ કરનારાઓ ડોળી તથા આડંબરીને અત્યંત ચાહતા હોવાથી તેમની તરફ તેમનું આકર્ષણુ વધારે રહે છે. આવા જીવોને આત્માર્થી સાચા સંતપુરુષો ગમતા નથી, એટલા માટે તેમના સહવાસમાં તેઓ આવતા નથી; જેથી સાચી સુખ–શાંતિ મેળવવાથી વંચિત રહી જાય છે. ડોળી માણુસો તુચ્છ સ્વાર્થવાળા હોવાથી પોતે વિરુદ્ધ હોવા છતાં પણુ બીજાને ગમતા વિચારો તથા વર્તનનો ડોળ કરીને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધે છે. આવી પ્રવૃત્તિ જાણુવા છતાં પણુ ડોળીને ચાહવાવાળા તેની ઉપાસના છોડતા નથી.

આ પ્રમાણે સંસારમાં ભિન્ન ભિન્ન રુચિવાળા જીવોને ચાર કોટીમાં મૂકી શકાય. સર્વથી ઉચ્ચ કોટીના જીવો આત્મવિકાસની ચાહનાવાળા હોય છે. આ પુરુષો ઉત્તમ આત્મવિકાસી મહાપુરુષોના અનુરાગી હોય છે. એમનો પ્રેમ અત્યંત શુદ્ધ, અખંડ અને પ્રતિદિન વૃદ્ધિવાળો હોય છે. એમની દરેક પ્રવૃત્તિ શુદ્ધ હોય છે, માટે જ આત્મવિકાસી પુરુષોના જીવનમાં એમનું જીવન ઓતપ્રોત થઇ ગયેલું હોય છે.

બીજી કોટીના સદ્‌ગુણુ તથા સદ્‌વર્તનના રાગી સદ્‌ગુણીને ચાહવાવાળ હોય છે. તેઓ પછી સદ્‌ગુણુ મેળવે અથવા ન મેળવે પરંતુ નિરંતર તેમના પ્રત્યે પ્રીતિ રાખી તેમની પોતાના પ્રત્યે પ્રીતિ જાળવી રાખવા ઉત્સુક રહે છે.

ત્રીજી કોટીના ચતુરાઈ, ડહાપણુ, બુદ્ધિમત્તા, વિદ્વત્તા આદિને ધારણુ કરવાવાળાઓને જોઇને આનંદ માને છે અને પોતાનું સર્વસ્વ અર્પણુ કરીને સેવા કરે છે. ચતુરાઈ આદિ મેળવવાની ઈચ્છાથી ચાહતા નથી, પણુ તેમની પ્રકૃતિઓને આવી વસ્તુઓ ગમતી હોવાથી કુદરતી રીતે તેમના પ્રેમી હોય છે.

ચોથી કોટીના જીવો રૂપ, વય, ધન, સુંદરતા આદિના ઉપભોગની ઈચ્છાવાળા હોવાથી રૂપ આદિ વસ્તુઓ જેની પાસે હોય છે તેમની પ્રીતિ મેળવવા સતત પ્રયાસવાળા રહે છે. તેમનું મન પ્રસન્ન રાખવા તેમને મનગમતી ચેષ્ટાઓ કરે છે. તેમનાં કડવાં અને કઠોર વચનો મીઠાં અને કોમળ માની આનંદ અનુભવે છે. પ્રતિકૂળ વર્તનને પણુ અનુકૂળ બનાવીને તેમના પ્રેમને ઝાંખો પડવા દેતા નથી; કારણુ રૂપ આદિ ભોગની તીવ્ર રુચિવાળા હોવાથી બીજી રુચિવાળા

કરતાં વધારે પ્રેમ રાખવાવાળા હોય છે, પરંતુ આવા જીવો સ્વાર્થી હોવાથી રૂપ તથા ધનની ઓછાશ થવાથી કે સર્વનાશ થવાથી તેમનો પ્રેમ તથા ચાહના નષ્ટ થઈ જાય છે. દેખાવમાં સૌ કરતાં વધારે ચઢિયાતો પ્રેમ હોય પરંતુ પરિણામે પતંગના રંગની જેમ ઊડી જાય છે.

આવી રીતે જુદી દિશામાં પ્રયાણ કરી રહેલું જગત એક જણની દિશામાં દોરવાતું નથી અને રુચિ સહિત કોઈ એક દિશામાં પ્રયાણ કરનાર ભિન્ન દિશામાં પ્રયાણ કરનારને તેની રુચિ કાયમ રાખીને પોતાની દિશામાં દોરવા ઇચ્છતો નથી. પોતાની દિશામાં દોરનાર પ્રથમ સમાન રૂપી બનાવવા પ્રયાસ કરે છે અને ત્યાર પછી જ તેને ચાહે છે, માટે આવા ભિન્નરુચિ જગતમાં કોઈ પ્રેમ જોડે અથવા તોડે, કોઈ ચાહે અથવા ન ચાહે તો તેના માટે કોઈને પણ હર્ષશોક કરવા જેવું નથી.



## મમતાની કૂંચી

( ૬૬ )

જ્ઞાની પુરુષોની દૃષ્ટિ બહાર રહીને આપણાથી કાંઈ કરી ન શકાય. 'હું કરું છું' એવી ભાવના ઉઘાડું મિથ્યાભિમાન જ છે. પૂર્ણ સ્વતંત્ર થયા સિવાય સંસારી પ્રાણી કહી શકતો નથી કે હું કરું છું અને પૂર્ણ સ્વતંત્ર બન્યા પછી કારણોના અભાવે સ્ફૂરણા પણ થતી નથી કે હું કરું છું. વિચારશીલ વિવેકી પુરુષો પણ વ્યવહારદૃષ્ટિથી મૂંઝાઇને બોલી ઊઠે છે કે અમુકે અમુક કર્યું તે ઠીક ન કર્યું? સમજુ થઈને આમ કેમ કર્યું? પણ પરાધીન સંસારી આત્માનું કાર્ય માત્ર ઉદયાધીન થયા કરે છે, માટે વિવેકી પુરુષોએ રોષ કે તોષ ન કરવો જોઇએ. આત્માના અહિતકારી કાર્ય માટે ભાવદયા અને હિતકારી કાર્ય માટે સંતોષના પરિણામ રાખવા જોઇએ. મને કેટલાક પૂછે છે કે તમે શા માટે આચાર્ય બન્યા? હું કહું છું કે મારામાં કાંઇ પણ પરિવર્તન થયું નથી. તમે મારામાં કઇ વસ્તુ જોઇને પૂછો છો? હું કાંઈ પણ બન્યો જ નથી, બનવાની ઇચ્છા પણ નથી અને બનીશ પણ નહિ; કારણ કે મને બનાવટ પસંદ નથી. કર્મના વિકારો થયા કરે તેમાં દ્રષ્ટા તરીકે રહેવાની ઇચ્છાવાળો છું. કંઇક અંશે સફળ પણ થયો છું. મને દ્રઢ શ્રદ્ધા છે કે મારામાં કાંઇ પણ ફેરફાર થવાનો નથી, જેવા રૂપે અત્યારે છું તેવા જ રૂપે હતો અને તેવા જ રૂપે રહીશ. વ્યવહાર દૃષ્ટિએ વિકારી આત્મા વિકાર દૂર કરવા વિકારોનો ઉપયોગ કરે છે. કર્મના સંયોગથી છૂટી જવા જેટલા સાધનો ઉપયોગમાં લેવાય છે તે સઘળા ય કર્મના વિકારો જ છે. કાંટાને કાઢવા કાંટાનો ઉપયોગ થાય છે. પછી તે લોઢાનો કાંટો હોય કે બીજો હોય, પણ કાંટાને કાઢવા આકૃતિ કાંટા જેવી જ હોવી જોઇએ.

એક આંગળ પહોળી અને સેંકડો વાર લાંબી કચકડાની પટી ઉપર વળગેલા મસાલામાં અનેક આકૃતિઓ અદૃશ્ય તિરોભાવરૂપે રહેલી છે. તેનો પ્રકાશ અને યંત્રના નિમિત્તથી આવિર્ભાવ થાય છે ત્યારે સ્થૂળ બુદ્ધિવાળાને સમજાય છે કે પટી ઉપર અનેક આકારો છે અને તે બાહ્ય વસ્તુઓના પટી ઉપર વળગેલા મસાલામાં પડેલા પ્રતિબિંબો છે. જ્યારે પટી ઉપરથી મસાલો ઉખડી જઇ પટી શુદ્ધ થાય છે ત્યારે ગમે તેવા નિમિત્તો વિદ્યમાન હોવા છતાં કોઈ પણ આકાર જણાતો નથી.

આ જ પ્રમાણે કચકડાની પટીરૂપ આત્મા ઉપર કર્મનો મસાલો વળગેલો છે. તેમાં અનેક આકારો તિરોભાવરૂપે રહેલા છે. તેનો બાહ્ય નિમિત્તથી આવિર્ભાવ થાય છે. તેને

જોઈને અણજાણ આત્માના આકારો કલ્પે છે. ત્યારે જાણ પુરુષ કર્મના વિકારો માને છે, માટે જ જાણ પુરુષો મને પૂછતા નથી કે તમે આચાર્ય કેમ બન્યા ? કારણ કે તેઓ જાણે છે કે આચાર્ય બનવું એ એક કર્મ વિકાર છે. પુન્યકર્મનું કાર્ય છે અને આચાર્યનો ગુણ મેળવવો તે આત્મસ્વરૂપ છે. આત્મા ઉપર જેટલી બનાવટ છે તે સઘળા ય કર્મના વિકારો છે. આત્મામાં વિકાર નથી પણ જડના (પુદ્ગલસ્કંધમાં) વિકાર છે. આત્મા અખંડ છે. જડ પુદ્ગલસ્કંધ ખંડ છે. કર્મથી મુકાયેલો આત્મા અન્ય અન્ય રૂપે થતો નથી, પણ આત્માથી વિખૂટાં પડેલાં કર્મ અન્ય અન્ય રૂપે થાય છે, કારણ કે અનંતાનંત પુદ્ગલ પરમાણુઓનો સમુદાય છે માટે જ અનેક પ્રકારના વિકૃત પરિણામને પામે છે.

વસ્તુના જાણ વિચારશીલ પુરુષોને હર્ષ, શોક કે આશ્ચર્ય થતાં નથી. વસ્તુસ્વરૂપનું જ્ઞાન થયા પછી વિવેકી પુરુષના સમતાસાગરમાં ક્ષોભ થતો નથી. અનેક પ્રકારના કર્મના વિકાર–વિલાસોને જોઈને જ્ઞાનસ્વરૂપ આત્મા પ્રત્યે તિરસ્કાર, અણગમો કે અરુચિ થતી નથી તેમ જ રોષ કે તોષ પણ થતો નથી. કર્મોના વિકારો માટે કોઈ પણ પ્રકારના વિચારો જ ઉત્પન્ન થતા નથી. હમેશાં આત્મદશામાં મગ્ન રહીને દ્રષ્ટા તરીકે જ પોતાને માને છે. પોતાને વળગેલાં કર્મોના વિકારો માટે પણ સમભાવી ને દ્રષ્ટા હોય છે. ધન, સંપત્તિ કે અન્ય પ્રકારના ઈષ્ટ પુદ્ગલોના સંયોગરૂપ કર્મના વિકારોને ઈચ્છતા નથી. જે સમયે જેવા કર્મના વિકારથી જેવા પૌદ્ગલિક સંયોગો પ્રાપ્ત થાય છે તેને સમભાવે જોયા કરે છે. પણ ઈષ્ટ અનિષ્ટના સંયોગ-વિયોગ માટે વિચાર કે પ્રવૃત્તિ કરતાં નથી ક્રોધ, લોભ, હાસ્ય, રતિ, અરતિ આદિ કર્મના વિકારોનો આત્મામાં વ્યવહારદષ્ટિએ આરોપ કરવામાં આવે છે, પણ તત્ત્વદષ્ટિથી જોતાં આત્મા માં જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ રહેલાં છે અને ક્રોધાદિ આત્માના સયોગથી કર્મસંજ્ઞાને ધારણ કરવાવાળા.જડના વિકારો છે. આત્મસંયોગથી ઉત્પન્ન થવાવાળા હોવાથી વ્યવહારમાં ક્રોધી આત્મા, લોભી આત્મા વગેરેનો વ્યપદેશ કરવામા આવે છે. ફ્રૂટસૉલ્ટ અને પાણી–આ બંને વસ્તુઓમાં ભિન્ન ભિન્ન સ્વભાવ રહેલા છે. પાણીનો સ્વભાવ શીતલ, મધુર અને પ્રવહી. ફ્રૂટસૉલ્ટનો સ્વભાવ ખાટો–ખારો અને ઉભરાઈ જવાના વિકારવાળો. જ્યા સુધી ફ્રૂટસૉલ્ટ પાણી સાથે ભળતું નથી ત્યા સુધી તેમાં રહેલો વિકાર જણાતો નથી પણ પાણી સાથે ભળે છે કે તરત જ તેનો વિકૃત સ્વભાવ પ્રત્યક્ષ થાય છે. જેને જોઈને અણજાણ આ વિકારનો પાણીમાં આરોપ કરે છે અને જાણ પુરુષ સૉલ્ટનો સ્વભાવ માને છે. આ પ્રમાણે પાણી સદશ આત્મા અને સૉલ્ટ સદશ જડ. જ્યા સુધી જડનો આત્માની સાથે સંયોગ થતો નથી ત્યાં સુધી કર્મ કહેવાઈ વિકારભાવને પામતું નથી. જ્યારે આત્મા સાથે ભળે છે ત્યારે જ જડ કર્મસંજ્ઞાને ધારણ કરી અનેક પ્રકારના વિકારભાવને પામે છે. આ બધા-ય વિકારો આત્મ-સંયોગી જડના છે, પણ જડસંયોગી આત્માના નથી. ઉભરાઇ જવાનો વિકાર પાણીસંયોગી સૉલ્ટનો છે, પણ સૉલ્ટસંયોગી પાણીનો નથી. વિશુદ્ધ આત્માની સાથે પુદ્ગલસ્કંધોનો સંયોગ થવા છતાં પણ તેમાં વિકૃતિ થતી નથી.

વ્યવહારદષ્ટિ–બાહ્યદષ્ટિની અપેક્ષાએ જન્મથી લઇને મરણ પર્યંત આત્માની અનેક દશાઓ, સ્થિતિઓ, આચરણાઓ જાણ (વિકાસી) અને અણજાણ (વિલાસી) એમ બે પ્રકારે ઓળખાતા આત્માઓની અંતર અને બાહ્ય એમ બે પ્રકારની દષ્ટિથી ભિન્ન ભિન્ન રૂપે જણાય

છે. જ્ઞાની પુરુષો દશા, સ્થિતિ અને આચરણના કારણભૂત કર્મને માની કર્મનો જ વાંક કાઢે છે, ત્યારે અજ્ઞાની આ બધી ય પરિસ્થિતિનું કારણ આત્માને માની આત્માનો વાંક કાઢે છે. આત્માના પક્ષપાતી જ્ઞાની પુરુષો સ્વજાતીય આત્માને નિર્દોષ, નિર્વિકારી, સ્વસદૃશ માનીને અને જાણીને વ્યવહારદૃષ્ટિએ ઉચિત અનુચિત ગમે તેવી પ્રવૃત્તિમાં પડેલા આત્મા પ્રત્યે રાગ–દ્વેષ કરતા નથી જેથી તેમના હૃદયમાં સંક્લેશ કે સંક્ષોભ થતો નથી, ક્રોધાદિ તેમને કનડી શકતા નથી અને જીવમાત્ર ઉપર શત્રુભાવ ન રાખતાં મિત્રભાવ જ રાખે છે. આવી રીતે તેઓ આત્મવિશુદ્ધિ પુષ્કળ મેળવી શકે છે અને છેવટે સંપૂર્ણ આત્મવિકાસી બની શકે છે. કેવળ બાહ્યદૃષ્ટિ અજ્ઞાની જીવ આત્માની કર્મજન્ય પ્રવૃત્તિઓને જોઈને હર્ષ, શોક, આશ્ચર્ય, મમતા, ઈર્ષ્યા, તિરસ્કાર આદિ અનેક પ્રકારની સત્તાને આધીન થતા જાય છે. આવા જીવો દુઃખી જીવન ગાળે છે. નિરંતર આર્ત્ત રૌદ્રધ્યાનથી છૂટી શકતા નથી. આત્મિક સુખ તથા આત્મિક આનંદથી વંચિત રહે છે અને પરિણામે સંસારના પ્રવાહમાંથી બહાર નીકળી શકતા નથી. એક આત્માને નમસ્કાર કરવો અને એકનો તિરસ્કાર કરવો, એકને વખાણવો અને એકને વખોડવો, એકને મિત્ર માનવો અને બીજાને શત્રુ માનવો, આવી પ્રવૃત્તિ કરનારને વિચાર કરવાની આવશ્યકતા છે કે નમસ્કાર કરવાની કે તિરસ્કાર કરવાની મનોવૃત્તિ થવાનું શું કારણ છે ? આવી મનોવૃત્તિ થવામાં બન્નેનાં શુભાશુભનો ઉદય હોય છે અને ઉદયાધીન આત્મા એકબીજાના નિમિત્તથી કર્મનો બંધ અને ક્ષય કરે છે. સંચિતનો ક્ષય કરે છે અને નવા બાંધે છે. આ બાબતમાં પણ જાણ અને અણજાણની પ્રવૃત્તિમાં ફરક પડે છે. જે જાણ હોય છે તે વધુ ક્ષય કરે છે અને અલ્પ બાંધે છે, અને અણજાણ હોય તે અલ્પ ક્ષય કરે છે અને વધુ બાંધે છે. સંસારમાં લેણદેણનો વ્યવહાર વધુ જોવાય છે. આ લેણદેણથી અનેક જીવો પોતાની જીવન–યાત્રા સુગમતાથી પૂરી કરે છે. એક બીજાના નિમિત્તથી સંસારી જીવો પોતાની ગૃહસ્થ–નૌકાને કુશળતાથી વ્યવહાર–સાગરના કિનારે લઈ જાય છે. બંધ–ક્ષયની વ્યવસ્થા આ વ્યવસ્થાને કેટલેક અંશ મળતી આવે છે.

જેમ એક માણસને એક માણસે હજાર રૂપિયા આપ્યા હોય અને દેવાદાર માણસ પાંચસો આપી બે હજાર બીજા લઈ જાય તો તે કંઇ દેવામાંથી મુક્ત થયો ન કહેવાય, પણ વધુ દેવાદાર બન્યો કહેવાય, કારણ કે દેવામાંથી પાંચસો આપ્યા છે, પણ પાંચસોના બદલે બે હજાર લીધા છે; માટે અઢી હજારનો દેવાદાર બન્યો. આવી રીતે આપે થોડું અને ઉપાડે ઘણું તે અલ્પ ક્ષય કરે અને વધુ બાંધે છે. જે માણસ પાંચસો આપે અને પચીશ ઉપાડે તે વધુ ક્ષય કરે છે અને અલ્પ બાંધે છે. અને જે માણસ હજારે હજાર ચૂકવી આપે છે તે કેવળ ક્ષય જ કરે છે; બાંધતો નથી. આ જ પ્રમાણે જ્ઞાની પુરુષો ઉદય સમતાપૂર્વક ભોગવી લે છે એટલે સર્વથા ક્ષય કરે છે. કંઇક અલ્પ સત્ત્વવાળાને કિંચિત્ વિકળતા થાય છે એટલે અલ્પ બાંધે છે અને વધુ ક્ષય કરે છે અને સત્ત્વહીન જીવો બહુ જ આર્ત્તરૌદ્રધ્યાન કરવાથી વધુ બાંધે છે અને અલ્પ ક્ષય કરે છે.



# ભયની સીમા

( ૯૭ )

માનવી જન્મે તે પહેલાં તો મોતના તેડાં શરૂ થઇ જાય છે, પણ ગણકારે કોણ? માનવદેહનું મંડાણ થયું કે તરત જ પૂર્વજન્મના સંસ્કાર પ્રમાણે દુનિયામા ચાલતી પ્રવૃત્તિઓમાં ભળી જાય છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા જગતની રુચિ પણ ભિન્ન ભિન્ન હોવાથી વર્તન તથા વિચાર પણ ભિન્ન જ હોય છે, છતાં વિષયાસક્ત પુદ્દગલાનંદી જગતનું ધ્યેય એક સરખું હોવાથી માનવી પ્રાયઃ તેમાં ઝંપલાય છે. આવી સ્થિતિમાં કોઇને પણ મોતનો ખ્યાલ સરખો ય હોતો નથી; મરવું છે એવું કોઈ પણ સમજતું નથી. અત્યારના જગતમાં કહેવાતા જ્ઞાની, ધ્યાની, જપી, તપી, ત્યાગી, ભોગી–એ કોઇને છે મોતની પરવા?

જ્યારે માનવી વૈષયિક જગતમાં મન પરોવે છે ત્યારે પોતાની સાચી જાતિને ભૂલી જાય છે એટલે તાત્ત્વિક વસ્તુને ઓળખી શકતો નથી. જન્માંતરમાં મેળવેલી કેટલીક સાચી સંપત્તિને લઇને કેવળ માનવ જીવનમાં જ ઉપયોગી વાંચી શકે, સમજી શકે, ડહાપણવાળી વાતો કરી શકે, ધન મેળવી જાણે, ખરચી જાણે, ભોગવી જાણે, તો પણ મોહને તાબે હોવાથી એક જ ધ્યેય કષાય–વિષયમાં તલ્લીન થઇને આનંદ માનવો અને નિરંતર પૌદ્ગલિક સુખોમાં અસંતોષી રહીને વધુ ને વધુ અનુકૂળ વૈષયિક સુખો મેળવવા ચિંતાવાળા રહેવું, તેમ જ મોતની પણ અવગણના કરીને અનેક જીવોના પ્રાણના ભોગે પણ ક્ષુદ્ર વાસના પોષવી. માનવી આવી જ પ્રવૃત્તિઓમાં આસક્ત બનીને ભાવી ભવમાં થવાવાળી આપત્તિ–વિપત્તિ તથા અધોગતિની જરા ય કાળજી રાખતો નથી અને અધર્મ તથા અનીતિના આશ્રય તળે હોંશથી માનવજીવન વેડફી નાંખીને છેવટે મોતનો આશ્રિત બને છે.

સંસારમાં બે જ વસ્તુઓ એવી છે કે જે ભૂલેલા માનવીની શાન ઠેકાણે લાવે છે. એક તો અસાતા ( વ્યાધિ ) અને અંતરાય ( કંગાળીયત ). આ બેમાં કંગાળીયત ધર્મ તથા પ્રભુનું સ્મરણ કરાવે છે ત્યારે વ્યાધિ મોતની યાદ દેવડાવે છે. બાકીના અદૃષ્ટ ( કર્મની ) શક્તિને તો મોહઘેલો માનવી ઠોકરે ચડાવે છે, પણ આ બેથી તો હતાશ, દુઃખી, દીન–કંગાળ બની જાય છે અને કષાય–વિષયની દિશા જ ભૂલી જાય છે. અંતરાય કરતાં પણ અસાતા માનવીને વધારે ભયંકર લાગે છે; કારણ કે અંતરાયથી મોતના ઓળા દેખાતા નથી. અધર્મ–

અનીતિ કરીને પણ કાંઇક અંતરાયને દાબી શકે છે અને મોજશોખનું તથા જીવનનિર્વાહનું સાધન મેળવી શકે છે. પણ અસાતામાં તો આમાંનું કશું ય કામ આવતું નથી. અસાતાનો ઉગ્ર પ્રકોપ થાય છે કે તરત જ તે બધું વિસરાઇ જઇને મોતના પ્રચંડ પડછાયા દેખાવા માંડે છે.

માનવીને જીવવાને માટે તો વ્યવસાયની ખાસ જરૂર છે. જો સુખથી જીવવાના નિર્વાહનું સાધન મળી જાય તો પછી કામ, ક્રોધ તથા મોહની સલાહ માનવાની જરા ય જરૂર નથી પણ શાંતિ, સંતોષ તથા સમતાના આશ્રયમાં રહીને માનવજીવનની સહાયતાથી મોતને જડમૂળથી ઉખેડી નાંખવાનો પ્રયત્ન કરવાની અત્યંત આવશ્યકતા છે; પરંતુ ભાગ્યે જ કોઇક જ તેમ કરવા દોરાય છે, ધ્યાન આપે છે. કેટલાકને શાંતિ–સંતોષ આદિના આશ્રયમાં રહેવાની ઇચ્છા થાય છે પણ કામ–ક્રોધાદિનો અનાદિ કાળનો સંબંધ છોડી શકતા નથી. તો ય સાચું સુખ–આનંદ તથા જીવન મેળવવા મહાપુરુષોની જીવનકથા સાંભળીને તેમને પગલે ચાલવા ઘણું ચહાય છે અને તેમણે આદરીને બતાવેલા આચાર–વિચારો પ્રમાણે વર્ત્તવા પ્રેરાય છે, છતા કામ–ક્રોધાદિની શિખવણી ઉપર દૃઢ શ્રદ્ધા હોવાથી અંતરવૃત્તિથી મહાપુરુષોની આચરણાનો આદર કરી શકતા નથી, જેથી સાચી વસ્તુથી વંચિત રહીને મોતના ભયથી મુકાતા નથી. મોહનો આશ્રિત વિલાસી માનવી મોતને હસી કાઢીને અનેક પ્રકારના વિલાસમાં મસ્ત રહે છે. ધન, આરોગ્યતા, યુવાવસ્થા અને સ્વચ્છંદતાનો સાથી ભિન્નસંસ્કારી પ્રભુની પ્રભુતાની કદર કરી શકતો નથી, તેના માટે પુન્ય–પાપ જેવી કોઇ વસ્તુ જ હોતી નથી તેમ જ મોતને વિસારે પાડેલું હોવાથી જીવ માત્રને જીવવું ગમે છે તેનું ભાન પણ હોતું નથી. જે પોતાના વિલાસ માટે બીજા જીવોની પીડાને જરા ય ગણતો નથી તે પાંચે ઇંદ્રિયોના વિષય પોષી પોતે માનેલો આનંદ તથા સુખ મેળવવાને બીજા અનેક જીવોના પ્રાણ જતા હોય તો તેની લેશ માત્ર પણ પરવા કરતો નથી; પણ જે વખતે વિલાસી મોતને ભૂલાવીને મોજ માણતો હોય છે ત્યારે તે ક્રૂર દૃષ્ટિથી તેની સામે એકીટસે જોઇ રહેલું હોય છે છતાં દુઃખ તથા શોકગર્ભિત સુખ અને આનંદમાં મજા–વિલાસથી વિરામ પામી મોતની ક્રૂર કનડગત માટે કાંઇ પણ ઉપાય કરતો નથી; પણ જ્યારે મોત માથા ઉપર આવીને ઊભું રહે છે ત્યારે વિલાસીની અત્યંત દીન અવસ્થા થઇ જાય છે, તે દયામણે મોઢે જીવનની યાચના કરે છે અને વિલાસને બદલે સર્વ પ્રકારે પોતાનો વિનાશ જ જુએ છે, પરંતુ મોતની અવગણના કરેલી હોવાથી ક્રૂર કૃતાંત આવા વિલાસીઓને અસહ્ય દુઃખ દેખાડીને બળાત્કારે પ્રાણ રહિત કરે છે.

એમ તો સંસારમાં મોતને કોઇ પણ ભૂલ્યું નથી. બધા ય જાણે છે કે અમારે ચોક્કસ મરવું છે; મરવાની શંકા થતાં જ તેનાથી બચવાને માટે અનેક પ્રકારના પ્રયાસ કરવામાં આવે છે; છતાં ક્યારે મરવું છે તેની કોઇને પણ ખાતરી નથી. જગતમાં પોણોસો અને સો સો વરસની ઉંમરના માનવીઓને નાની વયવાળા જ્યારે હયાત–જીવતા જુએ છે ત્યારે તેઓ એમ માને છે કે અમે હજી તો નાની વયના છીએ એટલે હમણાં અમારે મરવું નથી. આ પ્રમાણે તેમની માન્યતા હોવાથી મોતને ભૂલી જઇને તેઓ મોજશોખમાં પડી જાય છે જેથી તેમને બીજા જીવોને મરવાની જરા ય કાળજી હોતી નથી, અધર્મ તથા અનીતિના ઉપાસકો બની જાય છે; કેટલાક ધન–સંપત્તિથી સુખી મોટી ઉંમરના હોવા છતાં પણ અજ્ઞાનવાસિત વિષયા-

સક્તિને લઇને માથા ઉપર આવીને ઊભેલા મોતને જોઇ શકતા નથી. પરંતુ આ બધા ય ભૂલે છે કારણ કે મોતને ઉંમર કે વખતનો પ્રતિબંધ નથી, ગમે ત્યારે અને ગમે તેવી વયમાં આવી શકે છે. બાળ, યુવા કે વૃદ્ધ હોય, મોતને માટે કોઇ પણ અસ્પૃશ્ય નથી તેમ જ રાત્રિ-દિવસ તથા ઘરમાં હોય કે બહાર હોય કોઇ પણ સમય કે સ્થળના માટે સંકોચ અથવા તો અનવકાશ નથી. આ વાત સહુ કોઇ જાણે છે અને અનુભવે પણ છે. બાળથી માંડીને વૃદ્ધાવસ્થા સુધીના માનવીઓએ વયના પ્રમાણમાં આવા પ્રસંગો જોયા છે—જાણ્યા છે જ્યારે બીજાના મૃત્યુના પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે માનવીઓના જીવનપ્રવાહ ઉપર મોતનો આછો પડછાયો પડવાથી તેમના મન ઉપર શોકનું વાદળ ચઢી આવે છે પણ વિષયાસક્તિના ફૂંકાતા ગાઢ પવનથી તે વાદળાં વિખરાઈ જાય છે કે તરત જ મોતનું વિસ્મરણ થઇ જાય છે અને નિઃશંકપણે વાસના પોષવામાં લીન બની જાય છે. તેને જ્યારે મોત તેડવા આવે છે ત્યારે થથરી ઊઠે છે અને બેશુદ્ધપણાનો ડોળ કરે છે તો ય મોત તેને ઉપાડી ચાલતું થાય છે.

મોતને ભૂલ્યા સિવાય માણુસ કાંઈ પણ કરી શકે નહિ. ધન કમાવું, સંબંધીઓની સારસંભાળ લેવી, માતા–પિતા–સ્ત્રી–પુત્ર આદિનું પાલન કરવું, વ્યવહાર જાળવવા સમય અને ધનનો ઉપયોગ કરવો, પરોણાઓનું સ્વાગત કરવું, અતિથિસત્કાર કરવો વગેરે ગૃહસ્થ-ધર્મનું પાલન કરવાને માટે મોતને ભૂલવું પડે છે. જો મોતને દૃષ્ટિ સન્મુખ રાખે તો આમાંનું કશું ય બને નહિ, તો ય નીતિપૂર્વક વર્તવાને માટે મોતની કાંઇક પ્રેરણા રહ્યા કરે છે; છતાં વિલાસી માણસો તેનો તિરસ્કાર કરીને અધર્મ તથા અનીતિના આશ્રય નીચે રહીને નિઃશંકપણે નિર્દયમય જીવન બનાવે છે, તેમની સાથે મોત છેવટમાં ઘણી જ સખતાઇથી વર્તે છે.

સાચી અખંડ જીવન જ્યોતિને ઓળખનાર આત્મા—શ્રદ્ધાળુને નિરંતર મોતનું સ્મરણ હોય છે તો ય તેને તેનો જરા ય ભય હોતો નથી; કારણ કે તે જાણે છે કે મોતથી આત્માના જ્ઞાનાદિ ગુણોનું કાંઇ પણ નુકશાન થતું નથી. આયુષ્ય કર્મ ક્ષય થવાથી આત્મા તથા દેહના સંયોગના વિયોગ સિવાય મોત જેવી કોઈ તાત્ત્વિક વસ્તુ નથી. આ પ્રમાણેની તેની દૃઢ શ્રદ્ધા હોવાથી મોત સાંભરવા છતાં પણ તે બ્હીએ નહિ; પરંતુ જન્મ મરણથી આત્મા ઘેરાયેલો હોવાથી અનંત જ્ઞાનાદિ પોતાના ગુણનો શુદ્ધતાપૂર્વક સંપૂર્ણપણે ઉપયોગ કરી શકતો નથી માટે જન્મ–મરણના કારણભૂત કર્મોથી શુદ્ધ થવાને માનવદેહ તથા જીવન અદ્વિતીય સાધન હોવાથી મોતથી તેનો બચાવ કરવાની કાળજી રાખે છે અને આત્મશુદ્ધિ અપૂર્ણ રહી જવાના ભયથી મોતથી શંકિત રહે છે. કદાચ માનવજીવનમાં આત્મવિકાસ સાધતાં અપૂર્ણતા રહી ગઇ હોય અને મૃત્યુ આવીને ઊભું રહે તો પછી તેનો જરા ય ભય રાખ્યા વગર દેહ છોડવાને પોતે તૈયાર થઈ જાય છે, કારણ કે તેને પૂર્ણ શ્રદ્ધા હોય છે કે મેં માનવજીવનને આત્મવિકાસ માટે વાપરીને તેની કદર કરી છે એટલે મને માનવજીવન ફરીને ચોક્કસ મળશે જ અને હું વધુ પ્રમાણમાં આત્મવિકાસ કરી શકીશ. આવા જીવનની કદર કરી વિકાસ સાધનારને મોત કોઈ પણ પ્રકારની કનડગત કર્યા સિવાય શાંતિપૂર્વક દેહ છોડવા દે છે; પણ વિષયાસક્ત પામર પ્રાણી કષાય–વિષયમાં જીવનને વેડફી નાંખી ઉત્તમ માનવ જીવનની અવગણના કરનારને તથા મોતનું નામ સાંભળવા માત્રથી પણ

અત્યંત ભય, ત્રાસ, દુઃખ અને ઉદ્વેગ અનુભવનારને છેવટે મોત આવીને અનિચ્છાએ પણ તેના પ્રાણ હરી લે છે.

કેટલાક અણજાણ માનવીઓ માને છે કે, એક દિવસ મોત આવશે; પણ મોત જગતના એક ખૂણે પડેલું નથી. સંસારમાં એવું કોઇ પણ સ્થળ નથી કે જ્યાં મોત નથી–આખા ય સંસારમાં વ્યાપ્ત થઇને રહેલું છે. અને તે દરેક વસ્તુના પડછાયાસ્વરૂપ છે. જેનો પડછાયો પડે છે–પછી તે જડ હો કે ચૈતન્ય–તે બધી ય વસ્તુ મોતને તાબે છે. જેનો પડછાયો નથી તે મોતને તાબે નથી, અર્થાત્ અરૂપી વસ્તુ મોતથી મુક્ત છે કારણ કે તેનો ઓળો પડતો નથી. રૂપી વસ્તુનો પડછાયો પડે છે માટે તે મોતગ્રસ્ત છે. માનવીનો પડછાયો તેની સાથે જ રહે છે અને તે જ મોતસ્વરૂપ હોવાથી તેને બીજે કયાંયથી પણ આવવા જેવું રહેતું નથી અને એટલા માટે જ મોતને સ્થળ કે વયનો નિયમ નથી. ભલે માનવી માની લે કે મોત આવશે ત્યારે જોઇ લઇશું. હાલમાં તો મળેલી ધન, સંપત્તિ તથા યુવાવસ્થાને મોજ–શોખ કરીને સફળ કરી લઇએ. અથવા તો અધર્મ તથા અનીતિ કરીને શ્રીમંતાઈનું માન મેળવી લઈએ. પણ તેમણે વિશ્વાસપૂર્વક સમજી લેવું જોઇએ કે અધર્મ તથા અનીતિ કરીને મોજશોખ માટે તથા શ્રીમંતાઇનું માન મેળવવાને માટે ધન મેળવતી વખતે મોતનો જે તિરસ્કાર કરવામાં આવે છે તેને મોત સાંખી શકવાનું નથી. તે માનવીની પાસે જ રહેલું હોવાથી તેના વિચાર તથા વર્તનને સારી રીતે જાણે છે એટલે માનવી ઉપર કોઇ પણ પ્રકારનું આળ ચઢાવીને કોઇ પણ બહાને તેને તીવ્ર દુઃખદાયી ગતિમાં ધકેલી દે છે; માટે અધર્મ તથા અનીતિ કરતી વખતે પોતાની સાથેની નિરંતરની મોતની હાજરી ધ્યાનમાં રાખવાની અત્યંત આવશ્યકતા છે. તેમ જ મોજશોખ માટે બીજા જીવોના પ્રાણોથી મોતને પોષવાથી તે સબળ બની છેવટે અસહ્ય પીડા આપે છે અને અનેક જન્મો સુધી પણ પીછો છોડતું નથી; માટે જીવોના પ્રાણ ન હરવાની પ્રતિજ્ઞા કરીને મોતને નિર્બળ બનાવવા ચૂકવું નહિં.

આ પ્રમાણે સંસારમાં જેટલા ભયો છે તેની સીમા મોત છે. એનાથી આગળ વધીને ભયને અવકાશ નથી; કારણ કે મોતથી વધારે ભયાનક સંસારમાં કોઈ વસ્તુ જ નથી. સાધારણ માંદગીને તો માણસો કાંઈ પણ હિસાબમાં ગણતા નથી, પણ જ્યારે મંદવાડ વધી પડે છે ત્યારે ધનના ભોગે પણ રોગ મટાડવા પ્રયાસ કરે છે. તે રોગ મટાડવાના હેતુથી નહિ પણ મરવાના ભયથી કરે છે. જો કોઈ નિષ્ણાત વૈદ્ય ન મરવાની ખરી ખાતરી આપે તો કેટલાક કંજૂસ માણસો દવા કરાવતા નથી. બીજા બધા ભયોથી મૂકાવવાને માટે તો અનેક પ્રકારનાં ઉપાયો છે, અને તે દ્વારા ઘણા માણસો ભયથી મુક્ત થાય છે; પણ મોતનો ભય ટાળવાને માટે કોઇ પણ ઉપાય નથી, છતાં જે ઉપાયો છે તેને વિષયાસક્ત મનુષ્યો કરી શકતા નથી; કારણ કે મોતને જીતનાર મહાપુરુષોના વિચાર તથા વર્તનને આવકાર આપતાં હીન સત્ત્વવાળા અચકાય છે; કારણ કે મોતને જીતવામાં મહાપુરુષોએ ત્યાગને પ્રધાનતા આપી છે, જેને અનાદિ કાળથી ભોગના સંસ્કારવાળા જીવો મોતથી બ્હીવા છતાં પણ ભોગનો ત્યાગ કરીને ત્યાગનો માર્ગ અંગીકાર કરી શકતા નથી જેથી મોતની ક્રૂર કનડગતથી મૂકાતા નથી.



# સાચી ક્ષમા

( ૯૮ )

ક્ષમા આત્માનો વિકાસ છે અને તે ક્રોધના (દ્વેષના) અભાવસ્વરૂપ છે. ક્ષમા દયાનું અંગ છે અને તે દયાળુઓમાં અવશ્ય રહેલી હોય છે. ક્ષમા અહિંસાની જનની છે અને તે હિંસાઓથી વિરક્ત આત્માઓને વરેલી છે. પાપકર્મના ઉદયથી પ્રતિકૂળ સંયોગોને અવ્યાકુળપણે સહન કરવા તે ક્ષમા. શ્રી મહાવીર પ્રભુનો એક જ ઉદ્દેશ અને એક જ ઉપદેશ—સહન કરતાં શીખો. શ્રી મહાવીર પ્રભુનો સાચો ભક્ત ક્ષમા ન વિસારે. અહિંસાનો પરમ ઉપાસક ક્ષમાનો આશ્રિત બને. કર્મની નિર્જરાથી વિકાસ મેળવનારના યશોગાન સાંભળીને તથા પૂજા અને બહુમાન જોઈને અમર્ષ ન કરે તે ક્ષમાધારી. પુન્યકર્મના ઉદયથી વિલાસના સાધન તથા દુનિયામાં માનપ્રતિષ્ઠા અને મોટાઈ મેળવનારનું મનથી પણ અપમાન ન કરે તે ક્ષમાધારી. મોહના દાસત્વમાંથી મુક્તિ અપાવનારી ક્ષમા જ છે. પ્રભુએ ક્ષમાનો આદર કરી સ્વતંત્રતા મેળવી અને અનંત જ્ઞાન, અનંત જીવન, અનંત સુખ આદિ આત્મસ્વરૂપના અનન્ય ભોક્તા બન્યા અને અન્ય જીવોને પોતાના સર્વ સિદ્ધાંતોનું રહસ્ય ક્ષમા બતાવી અપરાધીને ક્ષમા માગવાની આવશ્યકતા છે. સ્વરૂપરમણતા તે ક્ષમા, પરરૂપરમણતા તે અપરાધ. સ્વરૂપમાં રમનાર કદી પણ અપરાધી બની શકતો નથી. મોહનો સેવક કદી પણ સ્વરૂપમાં રહી શકતો જ નથી અને પરરૂપમાં રમ્યા સિવાય મોહની સેવા થઈ શકતી જ નથી. જડ તથા જડના વિકારોને ભોગવવાની અભિલાષા તે જ પરરૂપરમણતા. કિમતી આભૂષણ અને વસ્ત્રથી દેહને શણગારવો, સારાં સારાં ખાનપાન દેહને અર્પણ કરવાં; બાગ, બંગલા, સ્ત્રી આદિનો ઉપભોગ કરવો વગેરે વગેરે મોહની સેવા અનેક પ્રકારે આત્માઓ કરી રહ્યા છે.

જ્યાં સુધી વિરક્તભાવ નથી ત્યાં સુધી સાચી ક્ષમા—યાચના નથી. ક્ષમા સમભાવનું નામાંતર છે, સમ્યક્ત્વની સાચી વ્યાખ્યા છે. વિષમભાવ ક્ષમાનો પૂર્ણ વિરોધી છે. રાગ તથા દ્વેષનું સમપણું ન થાય ત્યાં સુધી આત્મા ક્ષમા આપી શકતો નથી, તેમ જ ક્ષમા માગવાનો પણ અધિકાર નથી. ભૂલથી થયેલા અપરાધની ક્ષમા માગી શકાય, પણ પાંચે ઇંદ્રિયોના દાસ બનીને તેની સેવાને માટે જીવવું બધા ય જીવોને ગમે છે, મરવું કોઇને પ્રિય નથી એમ જાણવા છતાં અનેક જીવોને જીવન રહિત બનાવીને પછી તેમની પાસે ક્ષમા માગવી, આ તે કેવા પ્રકારની ક્ષમા—યાચના કહેવાય તે કંઇ સમજાતું નથી. વિષયાસક્તિ છોડવી નથી અને તેના અંગે જીવોનો સંહાર વધુ ને વધુ પ્રમાણમાં નિરંતર કરી અપરાધી બન્યે જવું છે અને

પછી ચોરાશી લાખ જીવયોનિ પાસે ક્ષમા માગવી છે, તો તે જીવો ક્ષમા કેવી રીતે આપી શકે ? આપણા ક્ષુદ્ર સ્વાર્થ માટે જો એક વખત બીજા જીવોના પ્રાણોનો નાશ કરી, માફી માગી. ફરી તેમના પ્રાણોનો નાશ ન કરીએ તો સાચી ક્ષમા માગી કહેવાય અને તે ક્ષમા પણ આપી શકે; પણ વારંવાર તેમના પ્રાણોનો નાશ કરી વારંવાર માફી માગીએ તો તે જીવો માફી ન આપી શકે. ખરી રીતે તો આપણે પોતાના આત્માની ક્ષમા માગવી જોઈએ; કારણ કે આપણે મોહની આજ્ઞા માથે ધરીને આત્માને અનેક વખત મારી અપરાધી થયા છીએ; તો હવે આત્માની પાસે કરેલા અપરાધોની માફી માગી આગળના માટે મોહની સેવા છોડી દઈને આત્માને અનેક મૃત્યુમાંથી બચાવવો અને જડ તથા જડના વિકારોથી વિરક્ત બનીને આત્માને દુર્ગતિનાં દુઃખોમાંથી ઉગારવો. ચોરાશી લાખ યોનિમાં ઉત્પન્ન થયેલા જીવોની પાસે આપણે જે માફી માગીએ છીએ તે માફી આપતાં પહેલાં તે જીવો આપણી પાસે ફરીને ન મારવાની પ્રતિજ્ઞા કરાવે છે. આપણે જો ફરીને તે જીવોને મારશું નહિ. તો જ આપણને માફી આપશે. આ પરિસ્થિતિને લઈને જ શ્રી વીરપ્રભુ તથા અન્ય મહાપુરુષોએ સર્વ જીવો પાસે પોતાના અપરાધોની માફી માગી, વિષયાસક્તિપણાથી વિરક્ત બની ફરી તે જીવોને ન મારવા-ની પ્રતિજ્ઞા કરી અને સ્વરૂપરમણતારૂપ ક્ષમાગુણ પ્રગટ કર્યો.

હાલમાં ચાલતી ક્ષમા માગવાની પ્રથામાં પણ ભાવીમાં અપરાધી ન બનવાની કાળજી રાખીને જો ક્ષમા માગવામાં આવે તો પણ કંઈક અંશે ઠીક કહેવાય. મનુષ્યો પાસે શુદ્ધ અંતઃકરણથી ક્ષમા માગવી અને આપવી.. બાકીના સંસારવાસી જીવોને શુદ્ધ ભાવથી માફી માગવી અને આપવી. આપણે સર્વ જીવોને માફી આપીને વૈરવિરોધથી રહિત થઈ જવું. બીજા જીવો આપે તો બહુ સારું અને ન આપે તો તેઓ અપરાધી કહી શકાય. માફી આપવામાં આપણે સ્વતંત્ર છીએ તો પણ લેવામાં નથી, માટે આપણે પોતાના તરફથી સર્વ જીવોને માફી આપી જ દેવી.



# અરોગતા અને આરોગ્યતા

( ૬૯ )

રોગને બધા ય ઓળખે છે. એકલા માનવી જ ઓળખે છે એમ નથી પણ જગતના પ્રાણીમાત્ર ઓળખે છે. સંસારવાસીઓને રોગના પરિચયમાં આવવું જ પડે છે, કારણ કે જ્યાં સુધી આત્મા દેહનો આશ્રિત રહે છે ત્યાં સુધી તેની જીવદશા હોવાથી તે રોગોથી છૂટી શકતો નથી. રોગ એટલે એક પ્રકારની વિકૃતિ અને તે જડનો ધર્મ છે, પણ આત્મધર્મ નથી તો ય રોગનો આત્મામાં ઉપચાર કરાય છે, અર્થાત્ જડમાં થવાવાળા વિકારોનો આત્મામાં આરોપ કરવામાં આવે છે. પૌદ્ગલિક, જડ વસ્તુમાત્ર પૂરાવું-ગળવું, મળવા–વિછડવારૂપ વિકૃત સ્વભાવવાળી જ છે તેથી તે નિરંતર તે પ્રમાણે જ વર્તે છે, છતાં તે જડ વસ્તુના વિકારોને રોગ કહેવામાં આવતો નથી, પણ આત્માની સાથે જોડાઈને કર્મસ્વરૂપમાં પરિણમવાવાળા પુદ્ગલોનો આત્મામાં આરોપ કરીને તેને રોગી કહેવામાં આવે છે. ખાસ કરીને સજીવ દેહમાં દેખાતી અનેક પ્રકારની વિકૃતિઓ રોગના નામથી ઓળખાય છે. નિર્જીવ બનેલા દેહમાં વિવિધ પ્રકારની વિકૃતિઓ સ્પષ્ટપણે જણાવા છતાં પણ તે રોગ તરીકે ઓળખાતી નથી. આ માણસનું શરીર રોગી છે અથવા તો 'તે રોગી માણસ છે' એમ જીવતા માણસને કહેવામા આવે છે, તેમ મરી ગયા પછી જ્યારે શરીરમાં કીડા પડે કે સડી જાય ત્યારે એમ નથી કહેવાતું કે આ માણસને અમુક પ્રકારનો રોગ થયો છે, પણ આ શરીર કોહી ગયું છે, કીડા પડયા છે એમ કહેવાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જડ જાતિના દેહથી ભિન્ન સ્વરૂપવાળા આત્માની વિકૃતિસ્વરૂપ પ્રકૃતિ નથી પણ તે પૌદ્ગલિક સ્કંધરૂપ જડ વસ્તુઓની પ્રકૃતિ છે કે જે અનેક પ્રકારના વિકૃત ભાવોમાં સંસારમાં દૃષ્ટિગોચર થઈ રહી છે. એક નવો નિયમ છે કે રૂપી અજીવ સ્વરૂપથી વિકારભાવમાં પરિણમી શકે, પણ અરૂપી અજીવ અને જીવ સ્વરૂપથી અવિકારી હોય છે છતાં રૂપી અજીવ જડના સંસર્ગથી પર રૂપે વિકારી કહેવાનો વ્યવહાર છે. જે વસ્તુ અરૂપી અને અખંડ હોય છે તેમાં વિકૃતિ હોતી નથી, કારણ કે અખંડ વસ્તુનો એક પ્રદેશ તે સર્વ પ્રદેશસ્વરૂપ છે અને સર્વ પ્રદેશ તે એક પ્રદેશસ્વરૂપ છે. જડના સ્કંધોમાં તેમ નથી. અનેક પરમાણુના સ્કંધમાં પ્રત્યેક પરમાણુ ભિન્ન ભિન્ન ભાવમાં પરિણમી શકે છે એટલે સ્કંધના એક પ્રદેશનો પરિણામ તે બધા ય પ્રદેશના પરિણામસ્વરૂપ હોતો નથી. તેમજ પ્રદેશો એક પ્રદેશના પરિણામ સદૃશ હોતા નથી; માટે તો તે ભિન્ન ભિન્ન પ્રદેશોના ભિન્ન ભિન્ન પરિણામ હોવાથી વિકૃતિ પરિણામી સ્કંધ કહેવાય છે. એક

વસ્તુના અંશોમાં ભિન્ન ભિન્ન પરિણતિઓનો સમુદાય તે વિકૃતિ અને અનેક પ્રદેશવાળી વસ્તુના પ્રત્યેક પ્રદેશમાં સદૃશ પરિણમન તે પ્રકૃતિ. આ સદૃશ પરિણામ અખંડ અરૂપી વસ્તુઓમાં મળી આવે છે. વિસદૃશ પરિણામવાળી ભિન્ન વસ્તુ હોઈ શકે, પણ અખંડ વસ્તુમાં સમકાળે વિસદૃશતા હોઇ શકે નહિ.

રોગ બે પ્રકારના હોય છે: એક દ્રવ્યરોગ અને બીજો ભાવરોગ. આ બન્ને પ્રકારના રોગોમાંથી ભાવરોગ કારણ છે અને દ્રવ્યરોગ કાર્ય છે. દ્રવ્યરોગ દેહમાં સ્પષ્ટ જોઇ શકાય છે, જાણી શકાય છે તેથી તેને અલ્પજ્ઞ સામાન્ય માણસો પણ ઓળખી શકે છે; પણ ભાવરોગને તો સમ્યગ્જ્ઞાની પુરુષો જ જાણી શકે છે અને તેમના કહેવાથી તેમના વચનો ઉપર શ્રદ્ધા રાખનાર અણુજાણુ માણસો પણ જાણી શકે છે. જ્યાં સુધી દેહમાં જીવનને અનુકૂળ આહારવિહારાદિ ક્રિયા નિયમિતપણે થયા કરતી હોય ત્યાં સુધી માનવી પોતાને નીરોગી માને છે અને દેહમાં થવાવાળી જીવનઘાતક ક્રિયાને રોગી માને છે. આ જીવનઘાતક ક્રિયારૂપ વિકૃતિનો અનુભવ મનુષ્યમાત્રને થાય છે તેથી તેને દૂર કરવા માટે ઔષધિનો ઉપચાર કરવામાં આવે છે અને વિકૃતિની ઉત્પાદક વસ્તુઓ છોડવામાં આવે છે, જેથી વિકૃતિ નષ્ટ થવાથી દેહમાં નિયમિત ક્રિયા થવા માંડે છે એટલે માણસો માને છે કે અમે નીરોગી થઈ ગયા. આરોગ્યતા–વિક્રિયા ન થવા દેવાના નિયમો માનવી જાળવે તો તેને નૈમિત્તિક રોગ થતો નથી, પણ ભાવરોગના આવિર્ભાવથી દેહમાં થવાવાળી વિક્રિયાને તે ખાળી શકે નહિ. અન્ય નિમિત્તોના અભાવમાં પણ ભાવરોગના નિમિત્તથી નિયમિત થવાવાળી વિક્રિયા સમયની પરિપકવતાથી દેહમાં અવશ્ય થાય છે, અને એટલા માટે જ બે પ્રકારે રોગની ઉત્પત્તિ માની છે: એક તો અનિયમિત અને પ્રતિકૂળ આહારવિહારાદિથી રોગ થાય છે અને બીજા કર્મના ઉદયથી થાય છે. જો કે કારણ વગર રોગ થાય નહિ, પણ આરોગ્યતાના નિયમ પાળવાથી અનવસરે અશાતા ઉદયમાં આવતી નથી, પણ જો ખાવાપીવામાં કાળજી ન રાખવામાં આવે તો વિક્રિયાનું કારણ અશાતાનો પ્રકોપ થયા વગર રહેતો નથી.

કર્મમાત્રને ભાવ રોગ કહેવામાં આવે છે અને કર્મનું કાર્યમાત્ર દ્રવ્યરોગ કહેવાય છે, છતાં અર્વાગ્દૃષ્ટિ–સ્થૂલ બુદ્ધિવાળા શરીરમાં થવાવાળી વિક્રિયાને રોગ માને છે. બાકી જન્મ, જરા, મરણ, કષાય, વિષય આદિને રોગ તરીકે માનતા નથી. કેવળ વેદનીય કર્મની પ્રકૃતિરૂપ અશાતાના ઉદયને જ રોગના નામથી ઓળખે છે. કર્મના કાર્યરૂપ દ્રવ્ય રોગ બે પ્રકારનો છેઃ એક શારીરિક અને બીજો માનસિક. તેમાં શારીરિક રોગને વ્યાધિ અને માનસિક રોગને આધિ કહેવામાં આવે છે. અશાતાવેદનીયના કાર્યરૂપ આધિને મટાડવાને ઔષધિઓનો ઉપચાર કરવામાં આવે છે, તેના ચિકિત્સકો છે અને તેની ચિકિત્સાના શાસ્ત્રો પણ રચાયેલાં છે. તેમાં એક જ પ્રકારના અશાતાના ઉદયરૂપ વ્યાધિની ભિન્ન ભિન્ન વિક્રિયાઓથી ઉત્પત્તિ માનીને ભિન્ન ભિન્ન રોગોના નામથી ઓળખાવી છે. બધી ય વ્યાધિઓનું મૂળ ફક્ત અશાતા વેદનીય કર્મ જ છે. જન્મ, જરા, મરણ, કષાય, વિષય, આધિ આદિનું મૂળ કારણ નામ, આયુષ્ય તથા ખાસ કરીને મોહનીય છે. અનાદિકાળથી આત્માની સાથે મોહનીયનો સંબંધ હોવાથી તે એક ક્ષણ પણ નીરોગ રહ્યો નથી. અને જ્યાં સુધી મોહનીય કર્મનો સર્વથા ક્ષય થશે નહિ

ત્યાં સુધી ભાવ રોગથી છૂટશે પણ નહિ. ભાવ રોગ વિદ્યમાન હોવા છતાં પણ માણસને નીરોગી માનવામાં આવે છે તે દ્રવ્યરોગને આશ્રયીને માત્ર વ્યવહાર પૂરતું જ છે, કારણ કે આવી નીરોગતા તે અશાતાવેદનીયના ક્ષયોપશમસ્વરૂપ છે.

દ્રવ્ય રોગ તથા ભાવ રોગ બન્ને કર્મસ્વરૂપ હોવા છતાં પણ દ્રવ્ય રોગને કાર્યપણે એટલા માટે માનવામાં આવે છે કે તે માત્ર અશાતાવેદનીય કર્મના ઉદયસ્વરૂપ છે, તેનો અનુભવ પણ પ્રાણી માત્રને થવાનું મુખ્ય કારણ તો તે શરીરમાં અનેક પ્રકારના વિકારોમાં પરિણમે છે આ દ્રવ્યરોગ બધા જીવોને જીવન પર્યંત નિરંતર કાયમ રહેતો નથી. ગમે ત્યારે અનિયમિતપણે અનિયમિત કાળે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. કેટલાકને તો વરસો સુધી કોઇ પણ પ્રકારનો રોગ થતો નથી, માત્ર ક્ષુધાવેદનીયરૂપ દ્રવ્યરોગ નિરંતર કાયમ રહે છે, છતાં અન્નાદિ ઔષધિના ઉપચારથી અમુક કલાકો સુધી પણ ઉદ્‌ભવતો નથી. ત્યારે ભાવરોગ જન્મ પર્યંત કાયમ રહે છે, છતાં પ્રાણી માત્ર અનાદિકાળથી તેનાથી ઓતપ્રોત થયેલા હોવાથી તેને રોગ તરીકે ઓળખતા નથી, તેથી તેનો રોગરૂપે અનુભવ પણ તેમને થતો નથી અને થાય છે તો તે માનસિક હોવાથી તેને આધિ કહીને ઓળખાય છે. ફરક એટલો જ રહે છે કે અનુકૂળ વૈષયિક સુખનાં સાધનો મળી જવાથી માનસિક વિક્રિયાઓને આધિ કહેતા નથી, પણ અનુકૂળ સાધનો ન મળવાથી કે પ્રતિકૂળ સાધનોના સંયોગથી થવાવાળી માનસિક વિક્રિયાને આધિના નામથી ઓળખાવે છે. જો કે આધિ પણ ભાવરોગનું જ કાર્ય છે, પણ તે માત્ર મનથી જ અનુભવાતું હોવાથી અને મોહનીયમૂલક હોવાથી તેને દ્રવ્યરોગના કારણરૂપ ભાવ વ્યાધિ પણ માની છે. ભાવ રોગ સર્વથા ક્ષય થાય નહિ ત્યાં સુધી જન્મમરણના સંતાનનો ઉચ્છેદ થતો નથી. દ્રવ્ય રોગ હોય કે ન હોય પણ ભાવ રોગની વિદ્યમાનતા હોવાથી જન્મ, જરા અને મરણ ક્રમથી થયા જ કરે છે, અને બોધ કરાવનાર કોઇ ને કોઇ પ્રકારના શરીરની પણ હયાતી હોય જ છે. જો શરીર ન હોય તો આત્મા અને કર્મનું અસ્તિત્વ અલ્પજ્ઞો જાણી શકે નહિ, એટલું જ નહિ પણ સમ જગતનું અસ્તિત્વ શરીરથી સિદ્ધ થઈ શકે છે. દશ્ય જગત માત્ર સચેતન અચેતન દેહસ્વરૂપ છે. તે સિવાય તો શૂન્યવાદ જ માનવાનો પ્રસંગ આવે છે. શરીર જેમ દ્રવ્ય રોગને જણાવે છે તેમ ભાવ રોગને જણાવનાર પણ શરીર જ છે.

આ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે, ભાવરોગ એટલે કર્મ અને તેમાં પણ ખાસ કરીને મોહનીય તથા અશાતાવેદનીય કર્મ દ્રવ્ય રોગ તથા ભાવ રોગના વ્યંજક છે. અશાતાવેદનીયનો ઉદય તે દ્રવ્યરોગ અને તેનો અનુદય અથવા તો ઉદયનો ક્ષય તે દ્રવ્ય આરોગ્યતા અર્થાત્ રોગ મટી જવાથી કે રોગોત્પત્તિ ન થવાથી આરોગ્યતા પ્રાપ્ત થાય છે. આરોગ્યતાના નિયમો જાળવવાથી આરોગ્યતા પ્રાપ્ત થાય છે, પણ અવશ્ય ભોક્તવ્ય અશાતાના ઉદયથી તો નિયમો જાળવવા છતાં પણ રોગોત્પત્તિ થયા વગર રહેતી નથી. તે જ્યારે ભોગવાઈ જાય છે ત્યારે ઔષધિના ઉપચાર વગર પણ આરોગ્યતા પ્રાપ્ત થાય છે. ભાવરોગ મોહનીયના ઉદયને કહેવામાં આવે છે. તેનો ઉદય નિરંતર હોય જ છે, છતાં જ્યારે રાગદ્વેષનો અમુક અંશે ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય હોય છે ત્યારે તેને ભાવ આરોગ્યતા કહેવામાં આવે છે. મોહનીય કર્મ અનેક

પ્રકારનું છે, છતા તેમાં રાગ દ્વેષને જ પ્રધાનતા આપી છે કે જેને કષાયોના નામથી ઓળખવામાં આવે છે. બાકી વિષય પણ મોહનીયનું જ અંગ છે, છતાં તેને ગૌણતા આપવામાં આવી છે. વિષયોમાં આસક્તિ કે અનાસક્તિ કહેવાય છે તે રાગદ્વેષના ઉદય તથા ઉપશમ ભાવની તારતમ્યતાને આશ્રયીને છે. જે આસક્તિ છે તે ભાવરોગ અને અનાસક્તિ તે ભાવ આરોગ્યતા અથવા તો અમુક અંશે રાગદ્વેષનો ઉપશમભાવ તે ભાવ આરોગ્યતા અને ઔદયિક ભાવ તે ભાવ રોગ કહેવાય છે. ભાવ આરોગ્યતાના નિયમો જેવાં કે–ઈચ્છાનિરોધ, મમત્વત્યાગ આદિ જાળવવામાં આવે તો ભાવ રોગ કનડતો નથી અને આરોગ્યતા, સમભાવ, શાંતિ આદિ બન્યા રહે છે અને જો નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવે તો ભાવરોગ–અસમાધિ, અશાંતિ આત્માને અત્યંત હેરાન કરે છે. ભાવરોગ દૂર કરી આરોગ્યતા મેળવવાને માટે તાત્ત્વિક વિચારણારૂપ ઔષધિનો ઉપચાર કરવો પડે છે, તેથી ભાવરોગ દબાઈ જાય છે કે જેને ઉપશમ ભાવ કહેવામાં આવે છે, જેનું નામ ભાવ આરોગ્યતા છે. આ આરોગ્યતા શાશ્વતી હોતી નથી અર્થાત્ આવી આરોગ્યતા દબાઈ જઈને પાછો ભાવ રોગ ઉદ્ભવી શકે છે, કારણ કે તે રાગ દ્વેષના ઉપશમભાવરૂપ છે એટલે તેનો ઔદયિક ભાવ થઈ શકે છે. એટલે કે જેનું મૂળ નષ્ટ નથી થયું એવા કષાયો પાછા પ્રકટપણે જણાઈ આવે છે માટે જ આવી આરોગ્યતા અનિયમિતપણે અનિયમિત કાળ સુધી રહેનારી હોય છે. પણ અરોગતા તો વિલક્ષણ સ્વરૂપ-વાળી હોવાથી આરોગ્યતાથી જુદી પડે છે એક વખત પણ જેટલે અંશે અરોગતા પ્રગટે છે તે તેટલે અંશે કાયમ રહેવાવાળી હોય છે. તેમાં પરિવર્તન નથી અર્થાત્ પૂર્વભાવનો વિનાશ થવાથી તેનો પ્રાદુર્ભાવ થતો નથી, કારણ કે અરોગતામાં દ્રવ્ય, ભાવ જેવા ભેદ હોતા નથી, પણ ભાવ રોગના ક્ષાયિક ભાવને અરોગતા કહેવામાં આવે છે. રાગ દ્વેષનો જેટલે અંશે ક્ષય થાય છે તેટલે અંશે અરોગતા પ્રકટ થતી જાય છે. અરોગતા આત્મસ્વરૂપથી જુદી નથી તેથી સંપૂર્ણ રાગ દ્વેષનો ક્ષય તે સંપૂર્ણ આત્મવિકાસ અથવા તો અરોગતા કહેવાય છે, જે ફરીને રોગમાં પરિણમતી નથી, પણ આરોગ્યતા રોગના રૂપમાં પરિણમે છે, તે પાછી આરોગ્યતા પ્રાપ્ત થાય છે અને કાળાંતરે રોગ પ્રકટ થવાથી પાછી દબાઈ જાય છે. આ પ્રમાણે ભાવ આરોગ્યતા તે રાગ દ્વેષનો ઉપશમભાવ અને ભાવરોગ તે ઔદયિક ભાવ અને અરોગતા તે ક્ષાયિક ભાવદ્રવ્યરોગ તે અશાતાનો ઔદયિક ભાવ અને દ્રવ્ય આરોગ્યતા તે ક્ષયોપશમિક ભાવ કહેવાય છે; માટે આરોગ્યતા તે રોગનું દબાઈ જવું અને અરોગતા તે રોગનો ક્ષય થવો, એમ બન્નેમાં અંતર રહે છે. તેથી **અરોગતા શાશ્વતી છે અને આરોગ્યતા અશાશ્વતી છે.**



# પાપના પંથે

( ૭૦ )

અખિલ સંસારમાં પ્રાણી માત્ર સુખના અભિલાષી છે, દુઃખ કોઇને પણ ગમતું નથી. આમ હોવા છતાં પણ અણુસમજુ, અજ્ઞાની જીવો પુદ્ગલાનંદીપણાના અનાદિ કાળના અભ્યાસને લઇને અને કષાય તથા વિષયને વશ થઇને ક્ષણિક સુખ માટે બીજા જીવોને દુઃખ આપે છે. પોતે માની લીધેલા સુખ તરફ અલક્ષ્ય હોવાથી અને સુખ મળી ગયાની ભ્રમણાથી, ચિત્ત ભ્રમિત થઇ જવાથી બીજાને થતાં દુઃખની જરાય અસર થતી નથી અને તેથી તેમનું ચિત્ત કોમળ બની દયાર્દ્ર થતું નથી. સુખ આપવાથી તો સુખ મળે છે પણ બીજાનું દિલ દુખાવી સુખની આશા રાખવી તે વિષપાન કરીને જીવવાની આશાની જેમ નિરર્થક છે.

દુઃખ આપવાનાં અનેક પ્રકાર હોવાથી પાપ પણ અનેક પ્રકારનું છે. આ અનેક પ્રકારનાં દુઃખોનો શારીરિક તથા માનસિક દુઃખોમાં સમાવેશ થઇ જાય છે. શરીર દ્વારા અનેક પ્રકારે શરીરની કદર્થના કરીને શારીરિક દુઃખ અપાય છે અને પ્રતિકૂળ વાણી તથા વિચાર દ્વારા તેમ જ કાયા દ્વારા પણ મનને દુભવીને માનસિક દુઃખ અપાય છે. શારીરિક દુઃખોને વ્યાધિ તરીકે ઓળખવામાં આવે છે ત્યારે માનસિક દુઃખો આધિ તરીકે ઓળખાય છે. શારીરિક પીડા આપવા કરતાં માનસિક પીડા આપવામાં વધારે અપરાધી થવાય છે એમ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીએ તો સ્પષ્ટતર ભાસ થાય છે. શરીરને ઈજા પહોંચાડવાથી મન દુભાય છે પણ તે ચિંતાના સ્વરૂપને પ્રાપ્ત કરી શકતું નથી તેમ જ શલ્યની જેમ જીવન પર્યંત ખૂંચ્યા કરતું નથી. કહેવાય છે કે તલવારનો ઘા રૂઝાઈ જાય છે પણ વચનનો ઘા રૂઝાતો નથી.

બીજાનું માઠું ચિંતવવુ, અપશબ્દ બોલવા, અછતા દોષોનો આરોપ મૂકવો, માયાવી વર્તન રાખવું, અસત્ય બોલી વિશ્વાસઘાત કરવો, બીજાના લાભમાં આડે આવી નુકસાન પહોંચાડવું વગેરે વગેરે માનસિક દુઃખ ઉત્પન્ન કરવાનાં કારણો છે. અને તે માનવી માત્રને ઉદ્વેગ તથા ખેદની ભઠ્ઠીમાં અત્યંત તપાવીને તેમના રુધિર તથા માસને સુકાવી નાખે છે અને મૃત્યુના શરણે પહોંચાડે છે. કેટલાકને તો ઉદ્વેગ તથા ખેદ ન સહન થવાથી આત્મઘાતનો આશ્રય લેવો પડે છે અથવા તો વગર પ્રયાસે દેહ છોડી દેવો પડે છે.

યદ્યપિ શારીરિક દુઃખ આપવામાં માયા–પ્રપંચના ઉપયોગની ખાસ જરૂરત રહેતી નથી. તે સિવાય પણ શારીરિક દુઃખ આપી શકાય છે પરંતુ માનસિક દુઃખ આપવામાં તો ખાસ કરીને

માયા, પ્રપંચ, છળ-કપટ, દંભ તથા કાવાદાવાનો ઉપયોગ કરવો પડે છે. માનસિક દુઃખ આપનારના અધ્યવસાય ચોવીશે કલાક મલિન બન્યા રહે છે. પશ્ચાત્તાપ કરવાનો સમય ભાગ્યે જ પ્રાપ્ત થાય છે પણ કાયિક દુઃખ આપનારના તો બીજાના શરીરને ઇજા પહોંચાડ્યા પછી અધ્યવસાય ફરી પણ જાય છે અને પશ્ચાત્તાપ કરીને દુઃખી થનારની પાસેથી માફી પણ માગી લે છે; માટે જ માનસિક દુઃખ આપનાર, શારીરિક દુઃખ આપનાર કરતાં વધારે અપરાધી છે. કોઇ માણસને કોઇએ શસ્ત્ર દ્વારા અથવા તો યષ્ટિ મુષ્ટિથી પ્રહાર કરીને ઇજા પહોંચાડી હોય કે જેને લઇને શરીરમાં ઘા પડ્યા હોય અથવા તો બીજી કંઈ પીડા થઇ હોય તો તેની ચિકિત્સા કરી મટાડનાર ઘણા મળી આવે છે કે જેને વૈદ્ય-ડૉકટર તરીકે ઓળખવામાં આવે છે. પણ માનસિક પીડા મટાડનાર સંસારમાં કોઇ નથી, તેની ચિકિત્સા નથી, ઔષધ નથી તેમ જ ચિકિત્સાશાસ્ત્ર પણ નથી માટે જ શારીરિક દુઃખ કરતાં માનસિક દુઃખ પ્રધાન છે.

સત્પુરુષો-મહાપુરુષો સિવાય મિથ્યાભિમાની સંસારના પ્રાણી માત્રમાં સ્વાર્થ રહેલો છે. આ સ્વાર્થ અનેક પ્રકારનો હોવા છતાં તેનો બે વિભાગમાં સમાવેશ થઇ શકે છેઃ એક તો જીવવાને માટે કરવામાં આવતા પ્રયત્નસ્વરૂપ અને બીજો મોજશોખ તથા આનંદ, સુખશાંતિ માટે કરવામાં આવતા પ્રયત્નસ્વરૂપ. કેવળ જીવવાના સ્વાર્થીઓ બીજા જીવોને ઘણું કરીને શારીરિક દુઃખ આપનારા હોય છે; પણ એ સિવાયના બીજા સ્વાર્થીઓ તો મોટે ભાગે માનસિક તથા શારીરિક દુઃખ આપે છે, અને પોતાની ક્ષુદ્ર તૃષ્ણાઓને સંતોષે છે; છતાં પરિણામે તેમને સંતોષ મળી શકતો નથી. પ્રારંભમાં સંતોષ જણાય છે ખરો, પણ તે કેવળ તેમની ભ્રમણા જ હોય છે. જીવોએ જે મેળવ્યું હોય તેમાં જીવવાનો સ્વાર્થ તો સહુને હોય છે, અને તેના માટે કાંઇ ને કાંઇ પ્રયાસ કરવો જ પડે છે, અને તેના અંશે અપરાધી પણ બનવું પડે છે, તો પણ ઓછા અપરાધે જીવાય તો અત્યંત ઉત્તમ છે; કારણ કે તેમ કરવાથી આત્મા પાપથી ઓછો લેપાય છે. બીજા જીવોને જીવાડીને જીવનારા કે જેઓ સત્પુરુષોની કોટીમાં ગણાય છે એટલે દરજ્જે તો નહીં પણ ઓછા અપરાધે જીવનારા સાધુ પુરુષોની પંક્તિમાં ભળી શકે છે, અને સમજુ સંસાર તેમને બહુમાનની દૃષ્ટિથી જુએ છે તેમ જ તેમનું અનુકરણ કરવા ઉદ્યુકત થાય છે.

જીવવાના સ્વાર્થ સિવાય બીજા અજ્ઞાનતાથી પોતે માની લીધેલા આનંદ, સુખ, શાંતિ, સંતોષ, તૃપ્તિ આદિ સ્વાર્થોને માટે પ્રાણીઓ નિરંતર પુષ્કળ અપરાધો સેવ્યા કરે છે; કારણ કે ધર્મ તથા નીતિનું ઉલ્લંઘન કર્યા સિવાય બનાવટી ભ્રમિક આનંદ આદિ પ્રાપ્ત થઈ શકતા નથી. અને તે ઉલ્લંઘન બીજાને શોક, દુઃખ, અશાંતિ, અસંતોષ આદિ આપવાથી અવશ્ય થાય છે. તેમ જ બીજાને શોક વગેરે પણ માયા, પ્રપંચ, છળ, અસત્ય, કાવાદાવા અને કપટથી તેની સાથે વર્તવાથી થાય છે. યદ્યપિ બીજાને આનંદ, સુખ, શાંતિ આપીને પોતે આનંદ, સુખ, શાંતિ, મેળવવાવાળા પણ સંસારમાં હોય છે; પરંતુ તે અત્યંત અલ્પ પ્રમાણમાં હોય છે; કારણ કે તેમ કરવામાં ક્ષુદ્ર વાસનાઓ તથા તૃષ્ણાઓનો ભોગ આપવો પડે છે, તેમ જ આર્થિક તથા શારીરિક સંપત્તિનો વ્યય કરીને જીવનમાં કેટલાક દુઃખદ પ્રસંગોનો સામનો કરવો પડે છે અને એટલા માટે જ આવા દૈવી પુરુષોનું પાપના પ્રસંગોમાં પાપની વિચારણામાં સ્થાન જ નથી.

મિથ્યાભિમાની માનવીઓની પ્રકૃતિમાં ઘણી જ વિલક્ષણતા રહેલી હોય છે, સ્વાર્થ હોય કે ન હોય તો પણ અભિમાનના આવેશથી પણ બીજા જીવોને કનડીને સંતોષ માને છે. જેમની પ્રકૃતિમાં અસહિષ્ણુતા તથા અભિમાનની માત્રા અધિકપણે રહેલી હોય છે તેઓ જો શારીરિક તથા આર્થિક સંપત્તિથી સબળ હોય અને તેના વચનનું કે વર્તનનું અપમાન કરનાર બંને પ્રકારે નિર્બળ હોય તો શારીરિક તથા માનસિક બંને પ્રકારની પીડા આપવામાં પોતાને મળેલી સંપત્તિનો દુરુપયોગ કરે છે. સશસ્ત્ર કે નિઃશસ્ત્રપણે નિર્બળના શરીર ઉપર હુમલો કરીને તેને ઇજા પહોંચાડે છે, અથવા તો દ્રવ્યવ્યય કરીને બીજાની મારફત તેને શારીરિક દુઃખ ઉત્પન્ન કરાવે છે. તથા તેની જીવનવૃત્તિનો ભંગ કરવા પોતાની શક્તિ વાપરીને તેને માનસિક પીડા ઊભી કરે છે; તેની આજીવિકાના સાધનોને તોડવા પ્રયત્ન આદરે છે, કોઇને ત્યાં નોકર હોય તો શેઠને અવળું સમજાવીને રજા અપાવે છે, કોઈના આશ્રય તળે ધંધો કરી રળી ખાતો હોય તો આશ્રય આપનારના હૃદયમાં માયાવીપણે તેના માટે અપ્રમાણિકતાની છાપ ઉપજાવીને નિરાશ્રિત બનાવે છે, અછતા દોષોનો આરોપ કરીને અને અપરાધી બનાવીને રાજપુરુષો દ્વારા શિક્ષા કરાવે છે. આવા અનેક પ્રસંગો ઉપસ્થિત કરીને પણ બીજાને માનસિક વ્યથાનો ભાગી બનાવે છે. જો તેઓ આર્થિક અથવા તો શારીરિક સ્થિતિમાં બીજાથી નબળા હોય તો કેવળ માયા-પ્રપંચ તથા અસત્યનો આશ્રય લઇને, બીજાને દુઃખી કરીને પોતે શાંતિ મેળવે છે. અન્યને અવળું સમજાવીને તેના અનેક વિરોધીઓ ઊભા કરે છે. તેની પ્રિય વસ્તુનો વિચ્છેદ કરીને તેનું મન દુભાવે છે. જો સામેનો માણસ ધર્મપ્રિય હોય તો તેના ધર્મકાર્યમાં આડો આવીને તેને દુઃખ ઉત્પન્ન કરે છે. સામેના માણસ સાથે માયાવી મૈત્રી કરીને તેનું કાસળ કઢાવે છે, અથવા તો વિશ્વાસઘાત કરીને આપત્તિવિપત્તિના એવા પ્રસંગો ઊભા કરે છે કે જેથી તેનું જીવન દુઃખમય બની જવાથી પરિણામે તેને આત્મઘાતનો આશ્રય લેવો પડે છે.

જીવવાનો તેમ જ આનંદ, સુખ તથા મોજશોખનો સ્વાર્થ આડો આવવાથી તો માનવીઓ બીજાને સંતાપી, દુઃખ દઇને અત્યંત પાપ ઉપાર્જન કરે છે અને અપરાધી બને છે; પરંતુ જેમને લેશમાત્ર પણ સ્વાર્થ હોતો નથી એવા તુચ્છ પ્રકૃતિવાળા કેવળ મિથ્યાભિમાન, અસહિષ્ણુતા, સત્તા, દ્વેષ, વિરોધ, ઇર્ષ્યા આદિને આધીન થઇને બીજાની ઉપર અણુગમો આવવાથી જ તેમને નિરર્થક દુઃખી કરે છે. અનેક પ્રકારની આપત્તિવિપત્તિ ઊભી કરીને તેના જીવનને અકારું બનાવી નાખે છે. પોતાની આણમાં વર્તાવવા બીજાના બળને અસત્ય તથા છળની સહાયતાથી અનેક પ્રકારની ખટપટો કરીને શિથિલ બનાવી નાંખે છે. બીજાને આર્થિક વિશ્વાસઘાત આદિ પાપના આશ્રયમાં એક ક્ષણ પણ ન રહેવું જોઇએ. તથા શારીરિક નુકશાન પહોંચાડીને અત્યંત આનંદ મનાવે છે. બીજો સુખી હોય, સંપત્તિવાળો હોય, ગુણવાન તરીકે ઓળખાતો હોય, માનવીઓમાં સારો આદરસત્કાર મેળવતો હોય તો તેને તુચ્છ પ્રકૃતિવાળા માનવીઓના હૃદય હલકાં હોવાથી સહન કરી શકતા નથી અને તેમને હલકા પાડવા માટે ઘણા નીચ પ્રયાસો આદરે છે. અછતા દોષોનો આરોપ મૂકીને જનતામાં અવર્ણવાદ બોલે છે. પ્રમાણિક સભ્ય સજ્જન માનવીઓ તો આવી હલકી વ્યક્તિઓની અવગણના જ કરે છે; પરંતુ તેના જેવા જ હલકા હૃદયવાળા ઇર્ષ્યાળુ માનવીઓ તેના

બેલને વધાવી લઈને અને ઉત્તેજન આપીને જ્યારે સક્રિય ભાગ લે છે ત્યારે તો તે પોતાના હૃદયમાં અત્યંત આનંદ મનાવે છે, અને નિરર્થક પાપ ઉપાર્જન કરીને અપરાધી બને છે. મિથ્યાભિમાની સત્તાધારીઓમાં પણ અસહિષ્ણુતાની માત્રા અધિક હોય છે અને એટલા માટે જ તેઓ પણ નિરપરાધી માનવીઓને દુઃખ આપવામાં કમી રાખતા નથી અને નિરર્થક વધારે અપરાધી બને છે. આ બધાં ય પાપ ઉપાર્જન કરી અપરાધી બનનારાઓ કરતાં પણ વધારે પાપ ઉપાર્જન કરી અપરાધી બનનારા સંસારમાં કૃતઘ્ન, દ્રોહીઓ અને વિશ્વાસઘાતી છે. કૃતઘ્ન માણુસોમાં નિર્દયતા અતિશયપણે રહેલી હોય છે. કૃતઘ્ન માણુસના મરતાં પ્રાણ બચાવ્યા હોત તો પણ સમય આવ્યે તે બધું ય ભૂલી જાય છે, અને પ્રાણ બચાવનારના પ્રાણ લેવા તૈયાર થઇ જાય છે. માતપિતાએ અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને મોટા કરેલા કુપુત્રો મોટા થયા પછી વડિલોપાર્જિત સંપત્તિ મેળવીને કાંઇક સુખી સ્થિતિ પ્રાપ્ત કરવા છતાં પણ માતપિતાની સેવા કરવાને બદલે તેમને અનેક પ્રકારની કનડગત કરે છે, તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અથવા તો અનાદર તથા તિરસ્કાર કરીને માનસિક દુઃખ આપે છે, પ્રતિકૂળ આહાર આદિ દ્વારા તેમ જ તાડના, તર્જના કરીને શારીરિક દુઃખ આપે છે, અને છેવટે અત્યંત ઘૃણા આવવાથી માતપિતાનું મૃત્યુ ચિંતવી માતૃઘાતી, પિતૃઘાતી થવામાં જ પોતાને કૃતકૃત્ય માને છે. એક વ્યક્તિ કે જે અત્યંત કંગાળ સ્થિતિમાં હોય અને જેના ઉપર અન્નદેવ પણ નિરંતર અપ્રસન્ન રહેતા હોય એવી સ્થિતિવાળાની કોઇ દયાળુ માણસ દયા ખાઇને પોતાના તન, મન, ધનના ભોગે પણ તેને સારી સ્થિતિમાં લાવી મૂકે, અને તે સારી રીતે સુખમય જીવન ગાળતો હોય એવે સમયે દૈવવશાત્ તેના ઉપકારીની અત્યંત નબળી સ્થિતિ થઇ જાય તો તેના કરેલા ઉપકાર ભૂલવા દઇને કૃતઘ્નશિરોમણિ ઉપકારીની સંભાળ લેવી તો દૂર રહી પણ તેને આપત્તિમાં પડેલ જોઇને ખુશી થાય છે. કદાચ આશા કરીને બે પૈસાની મદદ લેવા આવ્યો હોય અને શરમથી પાંચ પૈસા ધીર્યા હોય તો પૈસા આપવાની મુદ્દત સગવડતાના અભાવે વીતી જતાં રાજ્ય દ્વારા પોતાના આપેલા પૈસા વસુલ કરવા તેને ઘરબાર વગરનો બનાવીને રઝળતો કરી મૂકે છે. કોઈ વખત તો આશા કરીને આવ્યો હોય છતાં કાંઇ પણ આપ્યા સિવાય જેમ તેમ માર્મિક વચનો સંભળાવીને નિરાશાની સાથે માનસિક દુઃખ ઉત્પન્ન કરે છે. એનાથી ય વધારે કૃતઘ્નશિરોમણિ ધર્મનો ઉપકાર ભૂલનાર છે. ધર્મના પ્રતાપથી જેમણે મનુષ્ય જન્મ, આર્ય દેશ, ઉત્તમ કુળ, ઉત્તમ જાતિ, પાંચે ઇંદ્રિયે પૂર્ણ, અઢળક ધન, પૌદ્ગલિક સુખની સામગ્રી, નિરોગી શરીર, અનુકૂળ સ્વજન વર્ગ, નિર્મળ યશકીર્તિ, પાંચ માણુસોમાં આદરસત્કાર અને એ ઉપરાંત આત્મશ્રેયની સકળ સામગ્રી મેળવેલી હોય અને ધર્મના રક્ષણ તળે સુખે જીવતા હોય એવાઓને ધર્મની સેવા કરવાનું કહેવામાં આવે તો તરત જ તેમને ગ્લાનિ થાય છે અને મુખ મરડે છે ધર્મના પસાયથી મેળવેલી સંપત્તિમાંથી પાંચ પૈસા ધર્મ નિમિત્તે માંગવામાં આવે તો સ્પષ્ટ ના પાડે છે. માનવી માત્રની પાસે જેટલી સુખની સામગ્રી છે તે બધી ય ધર્મે આપેલી હોવાથી સમય આવ્યે સઘળું ય ધર્મને અર્પણ કરી દેવું જોઇએ, છતાં જેઓ મિથ્યાભિમાનમાં આવી ધર્મનો અનાદર કરે છે તેઓ કૃતઘ્નશિરોમણિ કહેવાય છે.

દ્રોહી માણુસોના હૃદય અત્યંત તુચ્છ–હલકાં હોય છે. એમની પ્રકૃતિ નિષ્પ્રયોજન દ્રોહ

કરવાવાળી હોય છે. બીજાઓની સુખશાન્તિ એમને જરા ય ગમતી નથી. બીજાઓને આપત્તિ-વિપત્તિમા નાખવા સતત પ્રયાસ ચાલુ જ રહે છે. દ્રોહી માણુસોને દ્રોહ કરવાને કોઇ પણ અયોગ્ય હોતું નથી. માતપિતા, સ્વામી, ગુરુ, પુત્ર, સ્ત્રી આદિ સર્વનો દ્રોહ કરે છે. બીજાને સુખી જોઇ તેને દુ:ખી કરવા પ્રયાસ કરે છે અને દુ:ખી જોઇ સુખ મનાવે છે, રાજી થાય છે. આવા માણુસો મોઢેથી મીઠાબોલા પણ હૃદયમાં ઝેરથી ભરેલા હોય છે એમનામાં દેખીતી રીતે વિનય તથા નમ્રતાની માત્રા બીજા કરતાં અધિકતર દેખાય છે, પણ અંત:કરણ અનિષ્ટની ભાવનાથી વાસિત હોય છે. આવા માણુસો મુખ્યત્વે કરીને પોતાના સંબંધીઓ, સ્નેહીઓ તેમ જ ઉપકારીઓનું અનિષ્ટ, અકલ્યાણ, અહિત કરીને અત્યંત સંતોષ માને છે. બીજાને આપત્તિ–વિપત્તિમાં નાખવાના પ્રયાસોમાં ફાવી ન શકે તો તેમનું હૃદય શોકથી બળ્યા કરે છે. એમનામાં અસીમ અસહિષ્ણુતા રહેલી હોવાથી અન્યની અદ્ભુત ગુણુસ્તવના સાંભળીને કે ગુણુવાન શ્રેષ્ઠ પુરુષો દ્વારા કરવામા આવતો આદરસત્કાર જોઇને અત્યંત દુ:ખી થાય છે.

ધર્મદ્રોહી સર્વ દ્રોહીઓમા અગ્રસ્થાને છે. વિષયાસક્ત માનવી પોતાની ક્ષુદ્ર વાસના સંતોષવાને ધર્મપ્રિય શ્રદ્ધાળુના હૃદયમાંથી ધર્મવાસના દૂર કરીને અનેક પ્રકારની કુયુક્તિઓથી ધર્મનો દ્રોહી બને છે. પુદ્ગલાનંદીપણુાને લઇને મિથ્યા શ્રદ્ધા હોવાથી ધર્મ તથા ધર્મીના અવર્ણવાદ બોલે છે, મુક્તિપથપ્રદર્શક સમ્યગ્ શાસ્ત્રોને વખોડે છે, વિશુદ્ધ ધર્મમાર્ગે ગમન કરનારાઓને અછતા દોષો દેખાડીને માર્ગભ્રષ્ટ કરે છે. ધર્મનો વિકાસ તથા ઉન્નતિ જોઇને હૃદયમાં બળે છે અને ધર્મ તેમ જ ધર્મી ઉપર અછતા આરોપો મૂકી પોતાની દૃષ્ટિથી દૂષિત કરીને ધર્મનો દ્રોહ કરે છે.

આ પ્રમાણે પાપનાં અનેક પ્રકારો છે, પરંતુ પાપની પૂર્ણાહુતિ વિશ્વાસઘાતમાં થાય છે; અર્થાત્ બધા ય પાપોનો વિશ્વાસઘાતમાં સમાવેશ થઇ જાય છે, કારણુ કે વિશ્વાસઘાતી માયાવી તથા જૂઠાબોલા હોય છે તથા એમનામાં દંભની માત્રા પણુ અધિકતર હોય છે અને ધર્મની શ્રદ્ધા પ્રાય: હોતી નથી. એઓ ક્ષુદ્ર વાસનાના દાસ હોવાથી પરને વિશ્વાસ ઉત્પન્ન કરવા બીજાની માન્યતા પ્રમાણે ડોળ–આડંબર કરે છે. જેમની પાસેથી પોતાની વાસનાની તૃપ્તિ કરવી હોય તેમને પોતાની તરફ આકર્ષવાને તેમના વિચાર પ્રમાણે બાહ્ય પ્રવૃત્તિ રાખે છે. બીજા સંપૂર્ણપણે વિશ્વાસની જાળમાં ફસાયા પછી તેમને છેતરવાને ક્ષણુ માત્ર વિલંબ કરતા નથી. જ્યા મિથ્યા ડોળ–આડંબર રહેલો હોય છે ત્યાં વિશ્વાસઘાત સારી રીતે વસેલો હોય છે. વિશ્વાસઘાતીથી સામેના માણુસને થતા આઘાત, પીડા કે દુ:ખથી વિશ્વાસઘાતીને જરા ય ખેદ કે દુ:ખ થતું નથી, પરંતુ પોતાની ક્ષુદ્ર વાસના તૃપ્ત થવાથી આનંદ તથા સંતોષ માને છે. એમને બીજાનું હિત થાઓ કે અહિત થાઓ તેની લેશ માત્ર પણુ પરવા હોતી નથી. એમનું હૃદય અત્યંત કઠોર અને મલિન હોય છે. વિશ્વાસઘાતી સહુથી ઉચ્ચ કોટીનો પાપી એટલા માટે કહેવાય છે કે પ્રભુની સાથે પણુ વિશ્વાસઘાત કરવાનુ સાહસ ખેડે છે. પ્રભુત્વ વિનાના માણુસો તો અજ્ઞાન હોવાથી વિશ્વાસમાં ફસાઇ જઇને પોતાનો સર્વનાશ કરી બેસે છે એટલે તેમની સાથે તો વિશ્વાસઘાત થઈ શકે, પરંતુ પ્રભુ તો સર્વજ્ઞ છે. તેમની સાથે વિશ્વાસ-ઘાત કરનાર કેટલો કઠોર હૃદયનો અને શ્રદ્ધા વગરનો પાપાત્મા હોવો જોઇએ. વિશ્વાસઘાતી

જાણે છે કે પ્રભુથી કાંઇ પણ છાનું નથી છતાં પ્રભુની સાક્ષીએ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ કરે છે ( જેમકે—કોઇ પણ જીવ નહીં મારું, જૂઠું નહી બોલું, ચોરી નહી કરું, બ્રહ્મચર્ય પાળીશ, પરિગ્રહ નહી કરું વગેરે વગેરે પ્રતિજ્ઞાઓ હજારો માણસોની મેદની વચ્ચે) અને પછી તે કરેલી પ્રતિજ્ઞાઓને અભરાઇએ ચડાવીને પ્રભુની સાથે વિશ્વાસઘાત કરવાનું સાહસ ખેડીને પ્રભુનો ગુન્હેગાર બને છે. આ પ્રમાણે કૃતઘ્નીપણું, દ્રોહ અને વિશ્વાસઘાત સર્વથા ત્યાજ્ય છે. નિરપરાધી બનવાની ઇચ્છાવાળાએ તો ધર્મ પ્રતિ કૃતઘ્ની, દ્રોહી અને વિશ્વાસઘાતી ન બનવા નિરંતર અપ્રમાદી રહેવાની અત્યંત આવશ્યકતા છે. મહાપુરુષો તથા ધર્મની સાથે કરવામાં આવતાં દ્રોહ આદિ જેટલા દુઃખદાયી અને અનંત સંસાર વધારી અનંતી માઠી ગતિઓની અસહ્ય પીડા આપનાર નિવડે છે, તેટલા સામાન્ય જનતા સાથે કરવામાં આવતા કૃતઘ્નતા આદિ દુઃખદાયી નિવડતા નથી, માટે આત્મહિતૈષીઓએ કૃતઘ્નતા, દંભ તથા વિશ્વાસઘાત આદિ પાપના આશ્રયમા એક ક્ષણ પણ ન રહેવું જોઇએ.



# પ્રમાદમીમાંસા

( ૭૧ )

**શ્રી ગૌતમસ્વામી** અષ્ટાપદ જઈ આવ્યા પછી પ્રભુશ્રીએ કહ્યું કે—'**समयं गोयम ! मा पमायए !**'

ત્રિવિધ તાપથી દુઃખી સંસારવાસી જીવોને પ્રભુશ્રી પોતાના પ્રવચનમાં પ્રમાદથી સાવધ રહેવાને વારંવાર ઉપદેશે છે. સંસારવાસી જીવોને અનંતા દેહ ધારણ કરાવી અસહ્ય અનંતું દુ:ખ આપનાર પ્રમાદ જ છે, છતાં સજાતીય અન્ય આત્માઓ ઉપર પોતાને દુઃખી કરવાનો આરોપ મૂકીને પોતાના શત્રુ તરીકે લેખવા તે એક અજ્ઞાનતાથી પ્રભુના વચનનો અનાદર કરવા જેવું છે; કારણ કે પ્રભુશ્રીએ બાર વર્ષ સુધી અપ્રમત્ત રહીને કેવળશ્રી મેળવી દુઃખોનો અંત લાવ્યા પછી સ્વાનુભવથી જ જગતવાસી જીવોને જણાવ્યું છે કે–દુરંત દુઃખદાયી તમારો અંગત શત્રુ પ્રમાદ જ છે માટે તેને એક સમય પણ અવકાશ આપશો નહીં.

શાસ્ત્રોમાં મદ્ય, કષાય, વિષય, વિકથા અને નિદ્રા આદિ અનેક પ્રકારનાં સંકેતોથી પ્રમાદને ઓળખાવ્યો છે; છતાં અનાદિકાળના અભ્યાસને લઇને માનવજાતિ સંપૂર્ણપણે સાચી રીતે તેને ઓળખી શકતી નથી. કેટલાક તો કેવળ નિદ્રાને જ પ્રમાદ તરીકે ઓળખે છે. જો કે નિદ્રામાં પ્રમાદનું સંપૂર્ણ સ્વરૂપ આવી જાય છે તો પણ જનતા જે નિદ્રાને ઉદ્દેશીને પ્રમાદ તરીકે ઓળખે છે તે નિદ્રાનું અપૂર્ણ સ્વરૂપ હોવાથી પ્રમાદ સાચી રીતે ઓળખાતો નથી. માનવજાત સમજી શકે તેવી પ્રમાદની સાદી વ્યાખ્યા ભૂલ થાય છે અર્થાત્ પ્રમાદ એટલે ભૂલ. જે ભૂલે છે તે પ્રમાદી કહેવાય છે. સંસારમાં જે જીવો આ લોક અને પરલોક સંબંધી દુઃખ વેઠી રહ્યા છે અને આપત્તિ–વિપત્તિ ભોગવી રહ્યા છે તે બધું ય ભૂલનું જ પરિણામ છે. ચિંતા, શોક, આધિ–વ્યાધિ, દરિદ્રતા, ક્લેશ, જન્મ, જરા, મરણ વગેરે જે કાંઈ જીવો અનુભવે છે તેનું મુખ્ય કારણ પોતાની ભૂલ જ છે. જ્યારે માનવી કોઈ પણ પ્રકારના લાભને ઉદ્દેશીને કાંઈ પણ પ્રવૃત્તિ કરે છે અને નિષ્ફળતા મેળવે છે ત્યારે કહેનાર કહે છે કે–તમે ભૂલ્યા, આમ નહીં પણ આમ કર્યું હોત તો તમને ધાર્યો લાભ મળત. કોઇ મેડા પર જવા દાદર ચઢતાં હેઠો પડે તો કહેશે કે–તમે પગથિયું ભૂલ્યા; કોઇ ગામ જવા નીકળે અને દિશા

બદલાતાં કોઇ મુસાફરને ગામનું અંતર પૂછે તો કહેશે કે–તમે માર્ગ ભૂલ્યા; વેપાર કરતાં ખોટ આવી તો વેપાર કરતાં ભૂલ્યા; કોઇને પૈસા આપતાં વધારે આપી દીધા તો ગણતાં ભૂલ્યા; કોઇને ગાળ દીધી ને તમાચો ખાધો તો ભૂલ્યા. આવી ભૂલોને કેટલાક પ્રમાદ થયો એમ પણ કહે છે. આ પ્રમાણે બાહ્ય વ્યવહારમાં જ્યાં જ્યાં આપત્તિ–વિપત્તિ અથવા તો પ્રતિકૂળતા અનુભવવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યાં ભૂલ–પ્રમાદને કારણ બતાવવામાં આવે છે; પણ જ્યાં સુખ–સંપત્તિ અને અનુકૂળતા અનુભવાય છે ત્યાં ભૂલ કહેવાતી નથી.

જેમ કૃત્રિમ જીવનની બાધક અને ઘાતક પ્રવૃત્તિ તથા માન્યતાઓ ભૂલ–પ્રમાદ તરીકે ઓળખાય છે તેમ નૈસર્ગિક જીવનની પણ ઘાતક અને બાધક પ્રવૃત્તિઓ તથા માન્યતાઓને સર્વજ્ઞના સિદ્ધાંતમાં પ્રમાદ તરીકે ઓળખાવી છે, અને તે અનાદિકાળની જીવની એક પ્રકારની ભૂલ છે, તેનું મૂળ કારણ મિથ્યાજ્ઞાન–મિથ્યાત્વ છે. મદ્ય–વિષય આદિ પ્રમાદના સહાયક–ઉત્પાદક–પ્રવર્તક છે. જીવ ભૂલતો આવ્યો છે, તેની ભૂલના પોષક છે. માનવામાં અને વર્તવામાં જે નિરંતર ભૂલ કરે છે તેને દુનિયા મૂઢ કહે છે. તેમ માનવામાં અને વર્તવામાં અનાદિ કાળથી ભૂલ કરનાર જીવો સર્વજ્ઞની દૃષ્ટિમાં મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની તરીકે ઓળખાય છે. અને તેઓ નિરંતર નૈસર્ગિક જીવન સુખ, આનંદ વગેરે પોતાની સાચી સંપત્તિ ખોઇ રહ્યા છે; તેમ જ અનેક પ્રકારની આપત્તિ–વિપત્તિ તથા દુઃખોને સહન કરી રહ્યા છે.

પીત્તળને સોનું માની ઘરેણાં ઘડાવનારને જાણ પુરુષો ભુલવાનું બતાવે છે તેમ દુઃખને સુખ માની તેને મેળવવા પ્રયાસ કરનારની જ્ઞાની પુરુષો ભૂલ જ કાઢે છે અર્થાત્ પોતાના સંકેતોમાં પ્રમાદી કહે છે. પોતાના ધર્મોને છોડી દઇને જડના ધર્મોનો આદર કરનાર મોટી ભૂલ કરે છે. જડના ધર્મને આનંદ તથા સુખસ્વરૂપ માનવા તે સૌથી મોટી ભૂલ–પ્રમાદ કહેવાય. જે પ્રમાદી છે તેના આત્મા ઉપર શબ્દાદિ જડના ધર્મોની ઘણી જ અસર થયા કરે છે; કારણ કે તેની માન્યતા જ ભૂલભરેલી છે. આંખ તથા કાનના વિષયમાં આસક્ત પ્રમાદી આનંદ અને સુખ મેળવવા આત્મગુણઘાતક પ્રવૃત્તિમાં અન્ય અણજાણને ધાર્મિક પ્રવૃત્તિ બતાવી પ્રેરનાર મહાપ્રમાદી છે અને તે સોમલને સાકર માની તેનાથી મધુરું મિષ્ટાન્ન બને છે એમ બીજાને સમજાવી, મિષ્ટાન્ન બનાવવા પ્રેરણા કરનાર જેટલી ભૂલ કરે છે તેના કરતા અનંત ગણીભૂલ કરે છે; કારણ કે સોમલનો સાકર માની ઉપયોગ કરનાર કરાવનાર બંને માત્ર દેહને છોડે છે, ત્યારે જડ ધર્મમાં આનંદ માનનારા જ્ઞાન, દર્શનાદિ પોતાની સાચી સંપત્તિ ખોઈને અનંતા જન્મ–મરણ કરે છે.

જ્યાં પ્રમાદ છે ત્યાં ધર્મ નથી અને જ્યાં ધર્મ છે ત્યાં પ્રમાદ નથી. જે આત્મા પોતાને ભૂલે છે તે પ્રમાદી કહેવાય છે, અને જે ઓળખે છે તે અપ્રમાદી કહેવાય છે. અને તે જ ધર્મી કહેવાય છે; કારણ કે અપ્રમત્ત દશામાં વાસ્તવિક ધર્મ છે. અલ્પજ્ઞ જીવોએ માની લીધેલાં સુખ–આનંદ પોતાને ભૂલ્યા સિવાય મળી શકતા નથી; કારણ કે પૌદ્ગલિક સુખ–આનંદ ભૂલનું પરિણામ છે, અને એટલા માટે જ અંતમાં આપત્તિ–વિપત્તિના રૂપમાં પરિણત થઇ જાય છે, જેને લઇને જીવો જન્મ–મરણનાં દુઃખો ભોગવે છે. ઇંદ્રિયો સાથે અનુકૂળ પુદ્ગલોના સંયોગમાં સુખ માનવું અર્થાત્ ઇંદ્રિય અને પદાર્થ બંને જડના સંયોગ–વિયોગમાં

સુખ-દુઃખની શ્રદ્ધા રાખવી તે પ્રમાદ-ભૂલ નહીં તો બીજું શું હોઈ શકે? આવી ભૂલો કરનાર આત્મા પોતાના સમ્યગ્દર્શનાદિ ગુણોનો વિકાસ કરી શકતો નથી.

પુન્ય કર્મ કે જે શુભ આશ્રવ કહેવાય છે તેને પૌદ્ગલિક સુખની દૃષ્ટિથી ઉપાદેય માનનાર બહુ જ ભૂલે છે, કારણ કે જ્યાં સુધી જડ વસ્તુમાં ઉપાદેય બુદ્ધિ છે ત્યાં સુધી ચૈતન્ય ધર્મમાં હેય બુદ્ધિ રહેવાની જ. જડના ધર્મનો અત્યંત આદર તે જ કરે છે કે જે પોતાના ધર્મને ભૂલે છે. જે પોતાને ભૂલે છે તે દરેક પ્રવૃત્તિમાં ભૂલવાનો જ. આવી મોટી ભૂલ કરનાર મહાપ્રમાદી જ્ઞાનીની પંક્તિમાં ભળી શકતો નથી. વીતરાગના વચનોથી જેટલું વિરુદ્ધ માનવું અને વર્તવું છે તેટલું ભૂલભરેલું છે. જે પ્રવૃત્તિ અને પરિણામ વિષયના પોષક હોય, તે મનગમતાં હોય તો પણ પ્રભુની આજ્ઞાના વિરોધી હોવાથી પ્રમાદનું ફળ આપનારા છે. જ્ઞાની ભૂલે નહીં, ભૂલવું તે અજ્ઞાનનું પરિણામ છે, માટે જ્ઞાનીના વચન તથા વિચારોથી દરેક આત્માને સાચો લાભ જ મળે છે; પણ વૈરવિરોધ, શોક, સંતાપ, અશાંતિ અને ક્લેશ કે જે પ્રમાદના અંગ ગણાય છે તેમાંનું કશું ય હોતું નથી, જેથી આત્મિક ગુણની હાનિ ન થતાં વિકાસ જ થાય છે. પ્રભુનો માર્ગ છોડી પોતાની મતિથી ચાલનાર ભૂલ્યા સિવાય રહેતો નથી છતાં તે માનની શીખવણીથી માને છે કે હું ભૂલતો જ નથી. આવી ભૂલ કરનાર અણજાણ મુમુક્ષુને પણ 'આ પ્રભુનો માર્ગ છે' એમ સમજાવી પોતાની ભૂલના માર્ગ તરફ દોરે છે; કારણ કે તે મિથ્યાજ્ઞાનને લઈને પ્રમાદસ્વરૂપ માન-મોટાઈ તથા ક્ષુદ્ર વાસનાનો કામી હોય છે કે જેને અણજાણ મુમુક્ષુઓ પાસેથી મેળવી શકે છે. પ્રભુના માર્ગમાં વિચરનાર અપ્રમાદીને આનંદનો તોટો નથી અને સુખની ઊણપ નથી. અક્ષય-અખૂટ સુખ, આનંદ તથા જીવનના ભંડારની ચાવી તેમની પાસે જ હોય છે. પોતે અપ્રમાદી-ભૂલમુક્ત હોવાથી ક્ષણવિનશ્વર સુખ તથા આનંદથી ઠગાતા નથી તેમ જ પૌદ્ગલિક વસ્તુઓમાં સારા-નરસાની ભાવના ભુંસાઈ જવાથી સંકલ્પ-વિકલ્પરૂપ માનસિક અથડામણથી મુક્ત હોય છે.

ભાવથી સૂતેલો જે કાંઇ કરે છે તે પણ બધું ય ભૂલભરેલું જ હોય છે; કારણ કે ભાવ નિદ્રાવાળો અણજાણ જ હોય છે એટલે સાચું ન જાણવાથી બધી ય પ્રવૃત્તિમાં ભૂલે છે. નિદ્રા એટલે ભૂલવું-પ્રમાદ, જેમ દ્રવ્યથી સૂતેલાને કાંઈ ભાન હોતું નથી તેમ ભાવથી સૂતેલો વસ્તુને સાચી રીતે ઓળખી શકતો નથી. જે વસ્તુ જેવી હોય તેનાથી અવળી રીતે જાણે છે, એટલે સત્‌માં અસત્ અને અસત્‌માં સત્‌નો આરોપ કરે છે પૌદ્ગલિક વસ્તુઓમાં અછતા સુખનો આરોપ કરે છે અને પૌદ્ગલિક વસ્તુઓના ત્યાગસ્વરૂપ આત્મિક સુખમાં દુઃખનો આરોપ કરે છે જેમકે-વિષયમાં સુખ માને છે અને બ્રહ્મચર્યમાં દુઃખ માને છે. આવી રીતે વસ્તુને જાણવામાં અને માનવામાં ભાવ નિદ્રાવાળો ભૂલે છે. જીવ અનાદિ કાળથી ભાવ નિદ્રામાં પડેલો હોવાથી ભૂલમાં જ છે, તે જાગૃતિમાં આવ્યા સિવાય પોતાની ભૂલ સુધારી શકતો નથી. જાગૃતિ, અપ્રમત્ત દશા, ભૂલ સુધારવી ત્રણે એક જ આત્મસ્વરૂપને ઓળખાવનારા સંકેતો છે. સંસારમાં આત્માઓ અનેક વિકૃતિ સ્વરૂપવાળા જણાય છે તે બધું ય ભાવ નિદ્રાનું પરિણામ છે. જાગ્યા સિવાય આત્માને શોધવાની પ્રતિજ્ઞા લઇને નીકળેલા ઘણા જીવો માર્ગ ભૂલીને જડ જગતમાં ભટકી રહ્યા છે અને આત્મસ્વરૂપની દિશાથી વિમુખ થઇ રહ્યા છે; કારણ કે અનાદિકાળની ભૂલ સુધારી નિરંતરના માર્ગની દિશા બદલ્યા સિવાય આત્માને મળી શકાતું નથી. અને જ્ઞાનચક્ષુ ઊઘાડી

જોયા વગર આત્મા ઓળખી શકાતો નથી. જે જીવો અનાદિ કાળથી જાણેલા, માનેલા અને ચાલેલા માર્ગને જ સાચો માની અભ્યાસની પ્રબળતાથી છોડી શકતા નથી તેમને આત્મદર્શન થવું દુર્લભ છે. જેમ ઊંઘતો દરિદ્રી માણસ સ્વપ્નમાં રાજ્ય મેળવી પોતાને સુખ–સંપત્તિવાળો માને છે અને એક શાસનકર્તા તરીકે પોતાને લેખે છે પણ પરિણામે તેમાંનું કશું ય હોતું નથી તેમ સાચી સંપત્તિનો કંગાળ ભાવ નિદ્રામાં સૂતેલો બહારથી દેખાવમાં બધું ય છોડી દઈને આડકતરી રીતે રૂપાંતરથી છોડેલી વસ્તુઓનો ઉપભોગ કરીને પોતાને ભલે ઉચ્ચ ગુણસ્થાનોમાં માને તેથી કાંઈ વિકાસીની પંક્તિમાં ભળી શકતો નથી; કારણ કે જાગ્યા વગર–ભૂલ સુધાર્યા વગર અનાદિકાળથી ચાલેલા માર્ગની દિશા બદલાતી નથી અને તે વગર તો બધું ય નકામું છે.



# મેળવો, કમાશો નહિ

( ૭૨ )

**ઇચ્છાઓ** સફળ થવી દૈવાધીન છે. કમાવું થોડું અને લુંટાવું ઘણું, ત્યાં કેમ ઊંચે અવાય ને સુખની ઇચ્છા સફળ થાય? ભવવાસીઓના ભાગ્યે જ વર્તમાન યુગમાં જ્યાં લુટારાઓને પૂરી સગવડતા કરી આપી છે ત્યાં કમાવાની ઈચ્છા રાખનાર માનવી શું કરી શકે?

આજની કમાણીમાં કસ નથી, તેમ જ પાસે પૂંજી પણ નથી એટલે બધાને ગુલામી પસંદ છે. ગુલામી કરી શું કમાવાના? ગુલામી એટલે પરાધીનતા અને પરાધીનતા એટલે દુઃખનો દરિયો–ભવસાગર. ત્યાં વળી સુખનો અંશ હોય જ ક્યાંથી?

ત્યાગી એટલે ઈચ્છામુક્ત અને ઇચ્છામુક્ત એટલે સ્વતંત્ર, અને સ્વતંત્ર એટલે પૂર્ણ–આનંદ–સહજાનંદ–સુખસિંધુ; માટે જ સાચા ત્યાગીઓએ ત્યાગને વખાણ્યો છે. પોતાનું મેળવવા ઈચ્છાને જરૂરત નથી, તેમ જ પોતાનું પાછું મેળવવું તે કમાણી પણ નથી. સો આપીને સો પાછા લેવા તે કમાયા ન કહેવાઇએ શ્રી વીરપ્રભુને કમાવાની ઈચ્છા ન હતી તેમ જ કાંઈ કમાયા પણ ન હતા. આપણને કમાવાની ઈચ્છાની તેમ જ કમાણીની જરૂર ખરી, કારણ કે કમાણી વગર આપણે પોતાનું પાછું મેળવી શકતા નથી. અને શ્રી વીર પ્રભુએ તો પોતાનું સઘળું મેળવી લીધું હતું એટલે તેમને કમાણીની કે ઇચ્છાની જરૂર ન હતી. પોતાની વસ્તુઓ મેળવવા કમાણીની ઈચ્છા રાખનાર નિરિચ્છક–ત્યાગી કહેવાય છે અને પોતાનું ખોવા કમાણીની ઇચ્છા રાખનાર ઈચ્છાગ્રસ્ત–ભોગી કહેવાય છે.

વર્તમાન કાળમાં 'કમાવાના કાંકરા અને ખોવાના હીરા' જેવું બને છે. કમાવાનું ન બને તો કાંઇ હરકત નથી પણ ખોવાનું ન બને તો અતિ ઉત્તમ. ખોવાય નહિ એટલી કાળજી રહે તો બસ છે. કમાવું છે તે પણ મેળવવા માટે છે, પણ ખોવા માટે નથી. પોતાનું ખોઇને કમાણી થતી હોય તો તે કમાણી નકામી છે. કમાઓ પણ ખોશો નહિ. એટલું ધ્યાનમાં રાખવું કે કમાવાનું છે પારકું (પરવસ્તુનું) અને ખોવાનું છે પોતાનું (જ્ઞાનદર્શન). અંતે તો કમાયેલું સઘળું ખોયા સિવાય મુક્તિ–છૂટકારો નથી, છતાં પોતાનું મેળવવા કેટલીક કમાણી(પુન્ય)ની આપણને જરૂર ખરી. પુન્યની સહાયતાથી આપણે આપણું જ્ઞાન, દર્શન, સુખ, આનંદ વગેરે મેળવી શકીએ છીએ

મુખ્યપણે તો કર્મથી કર્મની ઉત્પત્તિ થઇ શકે છે–પછી તે કર્મ શુભ હો કે અશુભ

હો. પોતાના જ્ઞાનાદિ ગુણોનો વિકાસ તો કર્મના નાશથી થાય છે, છતાં પુન્યકર્મ કંઇક અંશે વિકાસનું સાધન ખરું. ચારિત્રમોહનીય કર્મના ક્ષયથી સાચા ચારિત્રરૂપ ગુણોનો વિકાસ થાય છે. ચારે ઘાતીકર્મ( જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય )ના ક્ષયથી કેવળજ્ઞાન, કેવળસુખ, કેવળ આનંદ તથા કેવળ જીવન આદિ ગુણોનો વિકાસ થાય છે, અર્થાત્ પોતાની વસ્તુ મેળવાય છે. વર્તમાન યુગે પૌદ્ગલિક વસ્તુઓનો વિકાસ કરીને કષાય, વિષય આદિ લૂંટારાઓને જ્ઞાનાદિ ધન લૂંટવામાં અત્યંત સગવડતા કરી આપી છે; તેમ જ આત્માઓને નિર્બળ તથા કંગાલ બનાવવામાં ખૂબ જ ક્રૂરતા વાપરી છે. મોહના વિલાસના વિકાસમાં ફસાઇ જઇને આત્માઓ અત્યંત નિર્બળ તથા કંગાલ બની રહ્યા છે. આ કંગાલીયત અને નિર્બળતા પાંચ-પચીશ વર્ષના માનવજીવનના અંતે થનારી અન્ય ગતિઓમાં અત્યંત અનુભવાશે. ત્યાં મન વાળવા કરેલી મિથ્યા કલ્પનાઓ કંઈ નહિ કરી શકશે અને સાચું હશે તે જ આગળ આવીને ખડું થશે. અત્યારે મિથ્યા કલ્પિત લૌકિક વ્યવહારની સાથે સાચો લોકોત્તર વ્યવહાર અણુજાણોએ વણી લીધેલો હોવાથી અત્યારનો લોકોત્તર વ્યવહાર પણ વિકાસીઓને વિઘ્નકર્તા થઇ પડ્યો છે. અત્યારના વ્યવહારને વળગી રહીને વિકાસ સાધવો તે પાણી વલોવીને માખણ કાઢવા જેવું છે. અત્યારનાં કહેવાતા લોકોત્તર વ્યવહારની દિશામાં ગમન કરનારો જરૂર લૌકિક વ્યવહારના વાસમાં જવાનો અને ત્યાં રહીને માનવાનો કે હું લોકોત્તર વ્યવહારમાં છું; પરંતુ આવી મિથ્યા માન્યતાથી તે વ્યવહાર, કંઇ આત્મસાધક તો નહિ બને પણ વિકાસનો બાધક તો જરૂર બનશે જ.

વિલાસોમાં સુખની દૃઢ શ્રદ્ધા રાખનારી દુનિયાએ કદી સુખ મેળવ્યું નથી તેમ જ મેળવવાની પણ નથી. માની લેવા માત્રથી કંઇ અછતી વસ્તુ પ્રગટી શકે નહિ જેમ વિકટ પહાડોની વચ્ચમાં વસનાર વનવાસીઓ પૂર્ણ વિશ્વને જાણી શકે નહિ અને માની લે કે અમારી વિહારભૂમિ માત્ર જ વિશ્વ છે તેમ જ પૂર્વજન્મ અને પુનર્જન્મની અજ્ઞાનતારૂપ બે વિકટ પહાડોના વચ્ચમાં વસનાર વિલાસી આત્માઓ વિહારભૂમિની વિશાળતા જાણી શકતા નથી. ઐહિક જીવનમાત્રને જ વિહારભૂમિ માની વિલાસોમાં આસક્ત રહે છે અને દુઃખને સુખ માની સાચું જીવન વેડફી નાખે છે.

ઘણા કાળનો સહવાસ, સાચા સાધનનો અભાવ, સાચી વસ્તુની અણુજાણતા આદિ અનેક કારણોને લઇને પુદ્ગલોમાં ઓતપ્રોત થઇ ગયેલો આત્મા પોતાનો વિકાસ કરી શકતો નથી. હીરાની ખાણુમાં હીરો રહેલો છે પણ જ્યાં સુધી સાચા સાધનોવડે પૃથ્વીના ઉપરના પડો ઉકેલાય નહિ ત્યાં સુધી હીરો પ્રગટ થઈ શકે નહિ, તેમ જ આત્મભૂમિમાં રહેલો કેવળજ્ઞાનરૂપ હીરો કર્મરૂપી પથ્થરા-માટીના આઠ પડો ઉકેલ્યા વગર પ્રગટ થઈ શકે નહિ.

ઉપાયો જાણવા છતાં, તીવ્ર ઇચ્છા હોવા છતાં પુન્યની સહાયતા ન હોવાથી ધાર્યું બની શકતું નથી. ઇચ્છા માત્ર સાચા સાધન મેળવવાની જ. બાકી વિકાસ તો છે. તેની ઇચ્છાની કંઈ જરૂર નથી.

મળેલા પુન્યને વિકાસના માર્ગે વાપરવું. તેમ ન બની શકે તો પુન્ય કમાવાને વાપરવું પણ વિલાસમાં વાપરી વિકાસ કે કમાણી ખોવી નહી-એટલી જ ભલામણ.



# નિરપરાધી બનો

(૭૩)

પ્રતિક્ષણે અપરાધના આશ્રિત બનેલા સંસારવાસી સકર્મક આત્માને પ્રત્યેક જીવની ક્ષમાના અર્થી બનવાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ આવશ્યકતા અન્ય આત્માઓને ક્ષમા આપવાના અર્થી બનવાની છે. ક્ષમા આપવી અને લેવી જેટલી અગત્યની બાબત છે, તેના કરતાં ક્રોડગણી અપરાધ ન કરવાની અગત્યની બાબત છે.

અપરાધ કરવો, પછી ક્ષમા માગવી, વળી અપરાધ કરવો, વળી પાછી ક્ષમા માગવી. તેના કરતાં અપરાધ ન કરવામાં લક્ષ આપવામાં આવે તો કેવું સારું ? મોહનો દાસ માનવી નિરપરાધી બની શકતો નથી. જ્યારે જ્યારે મોહની સેવામાં માનવી તલ્લીન બને છે ત્યારે ત્યારે અપરાધને કર્ત્તવ્ય માની મોહને રાજી રાખવા પોતાની જ્ઞાન, દર્શનાદિ સંપત્તિના ભોગે પણ અનેક આત્માઓનો અપરાધી બને છે.

અણજાણપણે અપરાધ થયો હોય તો ક્ષમા આપવા લેવામાં શ્રેય થાય ખરું, પણ જાણીને અપરાધ કર્યો હોય તો કેવી રીતે બીજા ક્ષમા આપી શકે ? અને જો બીજા ક્ષમા ન આપે તો વૈરથી મુક્ત થઈને આત્મશ્રેય કેવી રીતે સાધી શકે ? તે કાંઇ સમજી શકાતું નથી. ક્ષમા આપવા લેવાની પ્રથા કરતા અપરાધ ન કરવાની પ્રથાનો પ્રચાર થયો હોત અથવા થાય તો ઉત્તમ છે. બીજી વાત એ છે કે મોહની આજ્ઞાથી જે માનવી અજ્ઞાનતાથી પાંચે ઇંદ્રિયોના વિષયોને પોષવા અનેક ક્ષુદ્ર જીવોનો સંહાર કરે છે કે જે જીવો ભોગીઓના ભોગના આનંદ માટે મરીને ક્ષુદ્ર જંતુઓપણે ઉત્પન્ન થયેલા છે અને જેમનામાં ક્ષમા આપવા જેટલું ભાન પણ નથી તથા કોણ મારી પાસે ક્ષમા માંગે છે તેનું જ્ઞાન પણ નથી, એવા પ્રકારના જીવો પાસેથી કેવી રીતે ક્ષમા મેળવવી ? કદાચ આપણે એમ માની લઇએ કે આપણા આત્માની કોમળતાથી તથા પશ્ચાત્તાપથી તે જીવો ક્ષમા ન આપે તો પણ આપણે અપરાધથી મુક્ત થઇને આપણું શ્રેય સાધી શકીએ છીએ. આમ બની શકે ખરું, પણ તે કયારે ? જો આપણે મોહની સામે બંડ ઉઠાવી પૂર્ણ સ્વતંત્રતા મેળવવા પ્રયત્નવાળા થયા હોઇએ તથા ફરીને અપરાધ કરવા બળતે હૃદયે પ્રેરાઇએ, ત્યારે તો આપણે કદાચ કરેલા અપરાધથી મુક્ત થઇએ અર્થાત્ અપરાધની સજા ભોગવવા દુર્ગતિના મહેમાન ન થવું પડે, પણ જે જીવોનો અપરાધ કર્યો હોય તે જીવો જયા સુધી ક્ષમા ન આપે ત્યાં સુધી તો તે જીવો પોતાનું વૈર લીધા વગર છોડવાના નથી અને જયા સુધી તેઓ પોતાનું વૈર ન લઇ લે ત્યાં સુધી આપણે સંસારમાંથી મુક્તિ મેળવી

શકતા નથી, છૂટી શકતા નથી. કદાચ આત્મવીર્યની પ્રબળતા થઈ જાય અને ક્ષપકશ્રેણીમાં આરૂઢ થઈ જઈએ તો ભોગવવા લાયક કર્મોનો પણ ક્ષય કરીને આપણે બીજા જીવોનું વૈર લીધા સિવાય પણ મુક્તિ મેળવી શકીએ છીએ. નહિ તો ક્ષુદ્ર ગતિમાં ભ્રમણ કરતા વૈરી જીવો અવશ્ય પોતાનું વૈર લેવાના જ. સંસારમાં ભ્રમણ કરતાં કોઈ ને કોઈ ગતિમાં આપણને કનડવાના જ, દુઃખ આપવાના જ. સંસારની કોઈ પણ ગતિમાં આપણે અવતર્યા હોઈએ અને પૂર્વજન્મોના વૈરીનો ભેટો થઈ જાય અને તે આપણને પ્રાણાંત કષ્ટ આપે ત્યારે આપણે આપણા સંચિત કર્મોનો દોષ કાઢી જો શાન્તપણે દુઃખ ભોગવી લઈએ ત્યારે તો આપણે વૈરમાંથી મુક્ત થઈ શકીએ, પણ જો તે વખતે આપણે તેને નિર્દય માની, તેના ઉપર દ્વેષ કરી તેને દુઃખ આપવા તૈયાર થઈએ, તેને દુઃખ દેવાના પરિણામ કરીએ તો પણ તે વૈરથી છૂટવાને બદલે તે વધારે મજબૂત થશે. આ બાબતમાં શ્રી પાર્શ્વનાથ સ્વામી અને કમઠના પાછલા ભવો વિચારીશું તો સ્પષ્ટ થઈ જશે. શ્રી પાર્શ્વનાથ સ્વામી ક્ષમા કરતા આવ્યા છે ત્યારે કમઠ દ્વેષ રાખી દુઃખ દેતો જ આવ્યો છે.

શ્રી પાર્શ્વનાથ સ્વામીએ ઘણા જન્મોમાં ક્ષમા આપી ત્યારે પોતે તીર્થંકરના ભવમાં અપરાધોથી છૂટ્યા. પોતે ક્ષમા આપતા રહ્યા અને ફરી નવો અપરાધ ન કર્યો ત્યારે જ તેઓ છૂટી શક્યા. તો જેઓ બોલવા માત્રની ક્ષમા આપી નવા અપરાધ કરતા રહે, કદાચ સામેનો આત્મા ક્ષમા ન આપતાં પોતાનું વૈર લેવા તૈયાર થાય તો શાંતિપૂર્વક સહન ન કરતાં, ક્ષમા ન આપતાં તેને નાશ કરવાનો વિચાર લાવી તેનો નાશ કરે અથવા તો તેને દુઃખમાં નાખે તો પછી બીજાને ‘અમે ખમાવીએ છીએ’ એમ કહેવા માત્રથી તેઓ કેવી રીતે છૂટી શકે? કેવી રીતે નિરપરાધી બની શકે? પૂર્વે થઈ ગયેલા મહાપુરૂષોએ પોતાના અપરાધોની ક્ષમા માગી, અનશનનાં પ્રાયશ્ચિત્ત લીધાં. ફરી અપરાધી ન બનવા પૌદ્‌ગલિક સુખોનો ભોગ આપી વિષયોનો સાથ છોડી કષાયોને દબાવ્યા અને દુર્ગતિમાં જવારૂપ સજામાંથી છૂટ્યા તો પણ જેનો અપરાધ કર્યો હતો તે જીવોએ તો ન જ છોડ્યા અને અસહ્ય દુઃખ દીધાં.

માનવજાતનો ગુન્હો કરી માફી માગવાથી કદાચ માનવી માફી આપી શકે અને વૈરથી મુક્ત થઈ શકાય પણ તે માનવી પ્રાણહરણના ગુન્હા સિવાયના ગુન્હાની માફી આપી શકે છે અને આપણે નિરપરાધી બની શકીએ છીએ. તેમ જ ફરી ગુન્હો ન કરવાની શરતે માફી મેળવી શકીએ છીએ અને વૈરથી છૂટી શકીએ છીએ. પણ માણસ મારવાનો ગુન્હો કરવાથી તે માણસ મરીને ક્ષુદ્ર ગતિમાં ગયેલો હોવાથી આપણને માફી આપી શકતો નથી, તેમ જ વૈર પણ છોડી શકતો નથી અને જન્માંતરમાં પણ આપણને પ્રાણાંત કષ્ટ આપવાનો જ. માણસ સાથે બંધાયેલા વૈર તિર્યંચો કરતાં વધારે દુઃખદાયી હોય છે કારણ કે માણસ બુદ્ધિપૂર્વક વૈર બાંધે છે.

પૌદ્‌ગલિક સુખો અને પૌદ્‌ગલિક સુખ મેળવવાનાં સાધનો માટે જે સૂક્ષ્મ તથા સ્થૂળ તિર્યંચોનો સર્વથા નાશ કરવામાં આવે છે, તેમના પ્રાણોનું હરણ કરવામાં આવે છે તે ગુન્હામાંથી છૂટવું ઘણું જ કઠણ છે. તેમની પાસે માફી માગવી નકામી છે. આપણને તેઓ માફી આપી શકતા નથી તેમ જ આપણે માફી માગવાને અયોગ્ય છીએ; કારણ કે વિષયાસક્ત, પરિગ્રહનો પ્રેમી, કષાયોનો દાસ પોતાના જીવનના છેડા સુધી પોતાની ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિ માટે નિરંતર અનંતા જીવનો નિર્ધ્વંસ પરિણામથી નાશ કરતો રહે છે, માટે આવી વ્યક્તિ ક્ષમા માગવાની અધિકારી જ નથી, કારણ કે તે જાણી-બૂઝીને જીવોના પ્રાણ લે છે.

ક્ષમા માગતાં પહેલાં ક્ષમા માગવાના અધિકારી બનવાની અત્યંત આવશ્યકતા છે. આ અધિકાર ઇંદ્રિયો પર વિજય મેળવી વિષયોથી મુક્ત થવાથી, પરિગ્રહની મૂર્છા ઓછી કરવાથી, માની લીધેલા મારા તારા સંબંધો ઓછા કરવાથી, કષાયોની કડવાશ ન ચાખવાથી, જરૂરિયાતો ઓછી કરી નાખવાથી અને પ્રાણીમાત્રને પોતાના આત્મા સદૃશ ગણવાથી મેળવી શકાય છે. આવો અધિકારી માણસ જાણી જોઇને કોઇ પણ જીવને દુઃખ આપતો નથી. પોતાની સ્થિતિના પ્રમાણમાં જ્યારે જાણીને જીવોને ઉપદ્રવ કરવાનો સમય આવે છે ત્યારે દુઃખાતા દિલથી તે તરફ વળે છે, પણ તરત જ પશ્ચાત્તાપ અને ક્ષમાથી પોતે નિરપરાધી બની જાય છે. અધિકારીઓ મનથી પણ કોઇ પ્રાણીને પીડા આપતા નથી. સર્વ જીવોના સુખના અભિલાષી હોય છે. બીજા જીવોના તરફથી પોતાને થતી કનડગતો અને દુઃખોના માટે તુરત જ ક્ષમા આપી દે છે. કોઇના પણ ઉપર દ્વેષ રાખતા નથી, માટે પ્રાણીમાત્રને નિરપરાધી બનતાં શીખવાની ઘણી જ જરૂર છે. નિરપરાધી બનવા માટે સમ્યગ્જ્ઞાન મેળવી વસ્તુસ્થિતિને જાણવી જોઇએ, તેમ જ અપરાધી બનવાના પ્રસંગોમાં સમ્યગ્જ્ઞાનનો સારી રીતે ઉપયોગ થવો જોઇએ, તો જ આપણે ક્ષમાને સફળ બનાવી આત્મવિકાસ સાધી શકીએ છીએ, નહિ તો આવી ક્ષમાથી તો આપણને દંભ સેવ્યાનું જ ફળ મળી શકે છે. માનવજાતની ક્ષમાઓમાં તો આપણે કેવળ દંભ જ સેવીએ છીએ. આજે ક્ષમા માગી અને કાલે કામ પડે તો તેનું કાસળ કાઢવા આપણે તૈયાર થઇએ છીએ અને ક્ષમા માગતી વખતે પણ આપણું ધ્યેય કેવળ પ્રથા જ જાળવવાનું હોય છે, હૃદયશુદ્ધિ કે અભેદભાવ હોતો નથી.

જે પોતાના આત્મા ઉપર દયા રાખતા શીખ્યા જ નથી તેઓ બીજાઓ ઉપર દયા રાખી શકતા નથી. અને નિર્દયતાથી કરેલા અપરાધની માફી કેવી? તેમ છતાં નિર્દયતાથી કરેલા અપરાધની પણ માફી મળી શકે છે. અર્થાત્ દુર્ગતિમાં જવાની સજા ભોગવવી પડતી નથી પણ તે કેવી રીતે? ચિલાતી પુત્રની જેમ કરીએ તો, અર્જુનમાલીની જેમ કરીએ તો, તોય વૈરી બનેલા તો વૈર લેવાના જ! જેમ કોઇ પોતાના પુત્રને જ પોતાનો સ્વાર્થ ભ્રષ્ટ થવાથી ક્રોધાંધ બનીને માર મારે છે અને તે મરી જાય, પછી તેના પિતાની કેવી દશા થાય? તેના હૃદયમાં આ કૃત્ય માટે પશ્ચાત્તાપ, દુઃખ અને શોક કેટલો થાય? થાય છે કોઇને ક્ષમા માગતાં, ચોરાશી લાખ યોનિના જીવોને ખમાવતાં એટલો પશ્ચાત્તાપ, દુઃખ કે શોક? માટે જ નિરપરાધી બનવાની અત્યંત આવશ્યકતા છે. જેમ બને તેમ ઓછા અપરાધે અને વધુ લાભે માનવજીવન વ્યતીત કરવું, કારણ કે જે ઉગ્ર પરિણામથી આપણે અપરાધ કરીએ છીએ તેટલા જ ઉગ્ર શુભ પરિણામ નિરપરાધી બનવા, ક્ષમા માગતી વખતે હોતા નથી, થતા નથી; માટે સુખ અર્થીએ ક્ષુદ્ર સ્વાર્થો જતાં કરી સ્વપરના શ્રેય માટે દયાર્દ્ર હૃદયે જૂના અપરાધોની ક્ષમા આપવી (સહન કરવું) અને નવા અપરાધો ન કરવા.



# નિરાશામાં મુક્તિ

( ૭૪ )

**મા**નવ જીવનનો ભોક્તા અને માનવદેહમાં વસનારો આત્મા સુખ, શાંતિ, આનંદ અને નિર્દોષતાનો ઇચ્છુક હંમેશાં બન્યો રહે છે અને તેને મેળવવા નિરંતર પ્રયત્ન કરે છે. સુખ એટલે આરોગ્યતા, અશાતાવેદનીયનો અભાવ. શાંતિ એટલે ચિત્તની નિર્વિકલ્પતા–ક્લેશનો અભાવ–મોહનીયનો ઉપશમભાવ. આનંદ એટલે નિર્મળ જ્ઞાન, વસ્તુનું યથાર્થ જાણવું. દર્શન-મોહનીયગર્ભિત જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ અને નિર્દોષતા એટલે અપુનર્જન્મતા, અપુનરાવૃત્તિપદની પ્રાપ્તિ, આયુષ્યકર્મનો અપુનર્બંધકપણે સર્વથા અભાવ. વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે કર્માધીનપણું આત્મા માટે અત્યંત અનિષ્ટ કરવાવાળું છે. કર્મ અદષ્ટપણે આત્માના સુખ, શાંતિ અને આનંદાદિ ઇષ્ટ પદાર્થો ઉપર પ્રહાર કર્યે જાય છે, જેથી આત્મા સુખાદિ વસ્તુઓથી નબળો રહે છે.

કર્મની આધીનતા–કર્મની ગુલામી અજ્ઞાની આત્માને અત્યંત પ્રિય લાગે છે; કારણ કે અજ્ઞાની આત્માને અનાદિકાળના અભ્યાસને લઇને કર્મજન્ય સુખની જ અભિરુચિ હોય છે અને તેથી કરીને જ જડ જગતની ક્ષણિક સૌંદર્યતા જોઇને તેને પ્રાપ્ત કરવા પુન્યકર્મનો ઉપાસક બને છે, પણ કર્મમાત્રનો સંહારક બનતો નથી. અને પરિણામે કર્મની પરતંત્રતામાંથી મુક્ત થવાને બદલે વધુ ને વધુ બદ્ધ થતો જાય છે, જેથી કરીને નિરંતર કર્મનો દાસ બનતો રહે છે.

મોહનાં મોજાં ફરી વળી દુઃખના દરિયામાં ડૂબેલું જગત સુખ–શાંતિ માટે ફાંફાં મારી રહ્યું છે, દુઃખગર્ભિત દુઃખપૂર્ણ સુખમાં સંતોષ માની કિંમતી માનવજીવન ખોઈ રહ્યું છે; પણ અશાતાવેદનીયનો અંત લાવ્યા સિવાય સુખ ક્યાંથી? અને તે અશાતાનો અંત જીવ માત્રને શાતા પહોંચાડ્યા સિવાય ક્યાંથી? ધન, બાગ, બંગલા, કુટુંબ પરિવાર, સંપત્તિ આદિ શાતા સિવાય બધું ય નકામું. શાતા તથા અશાતાના અંત સિવાય અર્થાત્ વેદનીય કર્મના ક્ષય સિવાય સાચી અને શાશ્વતી શાતા ક્યાંથી?

દ્રવ્ય આરોગ્યતા તો અનંતી વખત મળી, શાતાવેદનીય તો ઘણી વખત ભોગવી પણ

ભાવ આરોગ્યતા વેદનીય કર્મના અભાવરૂપ આત્માએ આજ સુધીમાં પ્રાપ્ત કરી નથી અને તેથી કરીને જ આત્માના સુખની દરિદ્રતા ટળી નથી. બદલાની આશા રાખ્યા સિવાય જીવને શાતા આપનાર ભાવ–આરોગ્યતા મેળવી શકે છે-અને આશાવાદી દ્રવ્ય આરોગ્યતા મેળવે છે: જગત આશાવાદી છે એટલે જ અંતે નિરાશ બને છે. આશાવાદીની નિરાશા આત્મવિકાસ કરવાની હોય છે. નિરાશા તે જ વૈરાગ્યભાવ છે. આ નિરાશા સમજ-જ્ઞાનપૂર્વક અને અજ્ઞાનપૂર્વક હોય છે. જ્ઞાનપૂર્વક નિરાશા વસ્તુના યથાર્થ જ્ઞાનથી થાય છે અને અજ્ઞાનપૂર્વક નિરાશા ઇચ્છિત પૌદ્ગલિક વસ્તુ ન મળવાથી થાય છે. અજ્ઞાનજનિત નિરાશા અને જ્ઞાનજન્ય નિરાશા બન્ને વૈરાગ્ય ભાવના છે.

અજ્ઞાનજન્ય નિરાશા દુઃખગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનજન્ય નિરાશા જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય છે. બન્ને પ્રકારના વૈરાગ્યના અંગે ત્યાગ પણ દુઃખગર્ભિત અને જ્ઞાનગર્ભિત એમ બે પ્રકારના હોય છે. દુઃખગર્ભિત વૈરાગ્યથી કરવામાં આવતો ત્યાગ આશાગર્ભિત હોય છે અને તે જડાસક્ત જીવોમાં પરિવર્તન પામતો નથી; કારણ કે પૌદ્ગલિક સુખોની ઇચ્છા હોવા છતાં ન મળવાથી નિરાશ બનીને ભાવીમાં મેળવવાની આશાથી કરવામાં આવે છે, જેથી પુન્ય પ્રાપ્ત કરીને પોતાની આશા સફળ કરે છે. દુઃખગર્ભિત વૈરાગ્યજન્ય ત્યાગધર્મ અંગીકાર કરવાવાળાને જો મોહનીય કર્મનો ક્ષયોપશમ થઈ જાય અને જ્ઞાન પ્રાપ્ત થાય તો તે દુઃખગર્ભિત વૈરાગ્ય જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પણ થઇ શકે છે, અને જ્ઞાનગર્ભિત વૈરાગ્યજન્ય ત્યાગથી આત્મવિકાસ પણ કરી શકે છે. ક્ષણિક, અનિત્ય, અસાર આદિ વસ્તુના યથાર્થ જ્ઞાનથી થવાવાળી નિરાશા સાચો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. આ નિરાશા આશાજન્ય નિરાશા ન હોવાથી આત્મવિકાસની અંગભૂત છે–યથાર્થ આત્મસ્વરૂપનો અંશ છે. આ નિરાશા સર્વ કર્મનો સંહાર કરી આત્માને પૂર્ણ સ્વતંત્ર બનાવવાવાળી છે અને તે નિરાશાજન્ય નિરાશા હોવાથી આત્મસ્વરૂપ વિરક્તભાવને જ કહેવામાં આવે છે.

જગતનો આશાવાદ એટલે મોહનું સામ્રાજ્ય–મોહની સત્તા. પરિવર્તનશીલ સંસારનો કોઇ પણ સભ્ય જ્યાં સુધી આશાનો આશ્રિત છે ત્યાં સુધી મોહના નિયમનું લેશ માત્ર પણ ઉલ્લંઘન કરી શકતો નથી, કારણ કે ઉલ્લંઘન કરવાની મોહનીયની કઠિનમાં કઠિન શિક્ષાને પાત્ર બને છે. જે સભ્ય સબળ બની આશામુક્ત થાય છે અને મોહના નિયમનું ઉલ્લંઘન કરીને બંડ ઉઠાવે છે તેને પ્રથમ તો મોહના તરફથી અનેક પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે. પરંતુ આશામુક્ત હોવાથી પરિણામે મોહ ઉપર વિજય મેળવી સંપૂર્ણ આત્મશક્તિનો વિકાસ કરી શકે છે, જેથી સાચી સુખશાંતિ અને આનંદનો ભોક્તા બને છે. આશાનો આશ્રિત કોઇ પણ કાળે મોહ ઉપર વિજય મેળવી શકતો નથી, કારણ કે જેની આશા કરવામાં આવે છે તે વસ્તુ જડનો વિકાર છે અને આશા મોહનો વિકાર છે. બન્ને જડ હોવાથી અને જડ વસ્તુઓની પ્રાપ્તિ કર્માધીન હોવાથી આત્માને નિરંતર જડની સેવા કરવી પડે છે. જ્યાં સુધી આત્મા સેવક છે ત્યાં સુધી નિર્બળતાના અંગે કર્મ ઉપર વિજય મેળવવો ઘણો જ કઠિન છે, માટે જ મોહકર્મ ઉપર વિજય મેળવનાર જડ તથા જડના વિકારો પાસેથી સુખ આદિની આશાથી સર્વથા રહિત થવું જોઈએ.

જડ સંસારથી નિરાશ રહેનાર જ શાંત મેળવી શકે છે. ચિત્તની શાંતિ નિર્વિકલ્પતાની ઉત્પાદક નિરાશા જ છે. આશાબદ્ધ આત્માના ચિત્તમાં જડ સંસારના પદાર્થોમાં ઇષ્ટ અનિષ્ટની ભાવના હોવાથી અનેક પ્રકારનાં સંકલ્પવિકલ્પરૂપ તરંગોનું ઉત્થાન નિરંતર થયા જ કરે છે કે જેને અસમાધિ—અશાંતિ કહેવામાં આવે છે. જ્યાં સુધી આશાનું વાવાઝોડું શાંત થાય નહિ ત્યાં સુધી સંકલ્પવિકલ્પના તરંગોમાં સ્થિરતા આવી શકતી નથી અને જ્યાં સુધી સંકલ્પના તરંગોમાં અસ્થિરતા છે ત્યાં સુધી શાંતિ કે સમાધિ નથી, ત્યાં સુધી આનંદસ્વરૂપ આત્મા નિર્દોષ નિર્વિકાર બની શકતો નથી અને નિર્દોષ બન્યા સિવાય આત્માને પૂર્ણ સ્વતંત્રતા મળી શકતી નથી. પૂર્ણ સ્વતંત્ર બન્યા સિવાય અપુનરાવૃત્તિને સ્થાન હોઈ શકતું નથી અને ભવભ્રમણ ટળી શકતું નથી

# મૃત્યુની મૂંઝવણ

(૭૫)

જ્યારે જીવ અનિચ્છાથી દેહ છોડે છે ત્યારે તેની જે અવસ્થા થાય છે તેને સાચી રીતે સર્વજ્ઞ સિવાય કોઇ પણ પ્રત્યક્ષ કરી શકતું નથી. દેહ છોડનાર ખુદ જીવ પોતે પણ જાણી શકતો નથી કે મારી શી દશા થઇ રહી છે ? માત્ર એટલું જ જાણે છે કે મને દુઃખ થાય છે. જીવે માનેલા દુઃખની માત્રા વધતી જાય છે તેની સાથે સાથે સહન શક્તિના અભાવે શુદ્ધિ ઓછી થતી જાય છે અને જ્યારે સહનશક્તિ તદ્દન મંદ થઇ જાય છે ત્યારે સંપૂર્ણ શુદ્ધિ ખોઈ બેસે છે. ત્યાર પછી વચન તથા વિચારનો ઉપયોગ કરી શકતો નથી. કવચિત્ કાયાની વિચિત્ર ચેષ્ટા કરે છે જેને જોઇને પાસે બેઠેલા અનુમાન કરે છે કે–બિચારો અત્યંત દુઃખે પ્રાણ છોડી રહ્યો છે ! જીવ જ્યારે દુઃખનો સામનો કરતાં થાકી જાય છે અને દુઃખ પોતાની સત્તા નીચે દબાવે છે ત્યારે આર્ત્તનાદ કરીને દુઃખની પ્રબળતા જણાવે છે અને પછી તદ્દન બેશુદ્ધ થઈ જાય છે. જેમણે પોતાના જીવનકાળમાં દુઃખની સાથે ઝૂઝીને તેને પરાજિત કરવાની શક્તિ કેળવી છે તેઓ દેહ છોડવાની અંતિમ ક્ષણ સુધી દુઃખની સત્તા નીચે દબાતા નથી અને અકળાયા કે ગભરાયા વગર દેહનો શાંતિથી ત્યાગ કરે છે. ફરક એટલો જ હોય છે કે જ્ઞાનીઓની શાંતિમાં સમભાવ હોય છે ત્યારે અજ્ઞાનીઓની શાંતિમાં વિષમ ભાવ હોય છે.

માનવીના જીવનકાળમાં અનેક પ્રકારની મૂંઝવણો આવે છે, પણ તે બધીય દૂર કરવાના અનેક ઉપાયો હોય છે અને તે પ્રયત્ન કરવાથી દૂર પણ કરી શકાય છે, પરંતુ મૃત્યુની મૂંઝવણ દૂર કરવાનો એકે ઉપાય નથી. જો માનવી જીવનનિર્વાહના સાધન વગર મૂંઝાતો હોય તો વ્યાજે નાણાં લઇ વેપાર કરીને, મહેનત મજૂરી કરીને અને છેવટે ભીખ માગીને પણ જીવવાનું સાધન મેળવી શકે છે. અને જો સર્વ પ્રકારે અશક્ત હોય તો દાતા–દયાળુ શ્રીમંતો જીવનનિર્વાહનાં સાધન પૂરા પાડીને મૂંઝવણ દૂર કરી શકે છે. વ્યાપારમાં મોટી ખોટ આવી હોય અને મૂંઝવણ થતી હોય તો બીજાઓ તેને શુભ સમયના આગમનની આશા દેખાડી આશ્વાસન આપી શકે છે અને વ્યાપાર માટે જોઇતું ધન આપીને મુંઝાવા દેતા નથી. કોઇ ધનવાન માણસ પુત્રના અભાવે મુંઝાતો હોય અને અનેક ઉપાયો કરવા છતાં પણ સંતતિ ન થાય તો છેવટે કોઇને ખોળે લઇને પણ પુત્રની મૂંઝવણ દૂર કરી શકે છે. માંદો માણસ મંદવાડથી મુંઝાઇ રહ્યો હોય તો વૈદ્ય દવાઓ આપીને અને મહિનામાં સાજા થઇ જશો એવું આશ્વાસન આપીને મુંઝાતા રોગીને શાંતિ પમાડે છે. આ પ્રમાણે જીવનકાળની મૂંઝવણો અનેક પ્રકારે દૂર કરી શકાય છે; પણ મૃત્યુની મૂંઝવણમાં–આમાંનો એકેય ઉપાય કામ આવી

શકતો નથી. મરતા માણસને કોઇ પોતાના જીવનમાંથી એક ક્ષણ પણ આપીને મૂંઝવણ દૂર કરી શકે નહીં. તમે મરવાના નથી, ફિકર કરશો નહીં એવું આશ્વાસન પણ આપી શકાય નહીં અને કદાચ શાંતિ માટે આપવામાં આવે તો પણ દેહ છોડવાની વેદના અનુભવી રહ્યો હોય એટલે માને પણ નહીં. મહાસમર્થ વિકાસી પુરુષોને પણ મૃત્યુએ છોડ્યા નથી તો પછી આપણું શું ગજું ? મૃત્યુ બધાયને માટે સરખું જ છે. આવો ઉપદેશ પણ મરનારની મૂંઝવણ દૂર કરી શકે નહીં; કારણ કે મહાપુરુષોએ તો પોતાના આત્મિક બળથી મૃત્યુનો પરાજય કરેલ હોય છે અને પોતાના સમ્યગ્જ્ઞાનથી દેહ તથા આત્માની ભિન્નતા સાચી રીતે જાણીને આત્મવિકાસ કરેલો હોવાથી મૃત્યુ પછી સ્વર્ગ કે મોક્ષસુખના ભોગી હોય છે એટલે તેમને દુઃખ કે મૂંઝવણ જેવું કશું ય હોતું નથી, પણ મૃત્યુનું નામ સાંભળતાં જ ભયભીત થનાર વિષયાભિનંદી–દેહાધ્યાસી જીવની દશા મહાપુરુષોથી તદ્દન વિપરીત હોવાથી મહાપુરુષોની દશાનો ઉપદેશ પામર જીવના મૃત્યુની મૂંઝવણ દૂર કરી શકતો નથી. એટલા માટે જ મરનારને આમ કહીને પણ શાંત્વન આપી શકાય નહીં કે–વહેલું મોડું પણ એક દિવસ મરવાનું છે જ; પરંતુ આત્મા તો અમર છે. આ તો જેમ જૂનાં કપડાં બદલીને નવાં પહેરીએ છીએ તેમ જૂનું શરીર બદલીને નવું શરીર માત્ર ધારણ કરવાનું છે. આમ કહેવાથી તો પુદ્ગલાનંદી જીવની મૂંઝવણ ઘટવાને બદલે વધી જવાથી અતિશય દુઃખી થાય છે.

વરાળના પ્રયોગથી નાની મોટી મિલો ચાલે છે. તે વરાળને ઉત્પન્ન કરનાર મૂળ યંત્ર–(બોયલર)માં બગાડ થવાથી ઠંડું પડી જઇને કામ આપી શકતું નથી ત્યારે વરાળ ન ઉત્પન્ન થવાથી આખી મિલ બંધ પડી જાય છે અને ડ્રાઈવર–મિલનો અધિષ્ઠાતા મુંઝાઇને મિલ છોડીને ચાલતો થાય છે; તેમ હૃદયની ગતિથી વરાળરૂપ શ્વાસોશ્વાસ ઉત્પન્ન થાય છે, જેને લઇને દેહરૂપી મિલ ચાલ્યા કરે છે અને તેમાં રહેલા ભિન્ન ભિન્ન પ્રકારના યંત્રો પોતાનું કાર્ય કર્યે જાય છે, પણ જ્યારે હૃદયમાં બગાડ થાય છે અને ઠંડું પડી જાય છે ત્યારે શ્વાસોશ્વાસ ઉત્પન્ન ન થવાથી દેહરૂપ મિલ બંધ પડી જાય છે અને તેનો અધિષ્ઠાતા આત્મા મૂંઝાઈને દેહ છોડી ચાલ્યો જાય છે.

આત્માની સાથે અનાદિ કાળથી ઓતપ્રોત થઇને રહેલા કારણ (કાર્મણ) શરીરમાંથી કાર્ય (ઔદારિકાદિ) શરીર ઉત્પન્ન થાય છે. કાર્ય શરીરનાં મૂળ કારણ શરીરમાં વળગેલાં હોય છે તે મૂળમાં થઇને ચૈતન્ય–જ્ઞાનનો પ્રવાહ દેહમાં વહ્યા કરે છે. ત્યાં સાધનોની ભિન્નતાને લઇને એક જ પ્રકારે વહેતો જ્ઞાનનો પ્રવાહ અનેક પ્રકારનાં કાર્ય તરફ વળતો જણાય છે. જેમ એક જ પ્રકારનો વિજળીનો પ્રવાહ સાધનભેદને લઇને પ્રકાશ, પવન, રસોઈ આદિ અનેક પ્રકારનાં કાર્ય કરે છે તેમ દેહમાં વહેતો જ્ઞાનનો પ્રવાહ પણ ઇંદ્રિયરૂપ સાધનોની ભિન્નતાને લઇને સાંભળવાનું, જોવાનું, સુંઘવાનું, ચાખવાનું અને સ્પર્શનું એમ પાંચ પ્રકારના જ્ઞાનથી ઓળખાય છે. તે પ્રવાહ જ્યારે કાર્ય શરીરરૂપ દેહના મૂળીઆના તંતુઓ કારણ શરીરમાંથી તટવા માંડે છે ત્યારે મંદ ગતિમાં વહે છે. એટલે પાંચે ઇંદ્રિયોના જ્ઞાનમાં શિથિલતા આવી જાય છે, જેને બેશુદ્ધિ કહેવામાં આવે છે અને કાર્ય શરીરના મૂળીઆંનું કારણ શરીરમાંથી તટવું તેને નસો તૂટે છે અથવા પ્રાણ છૂટે છે ઇત્યાદિ લોકભાષામાં કહેવાય છે. અને તેને જ જીવ મહાવેદનાપણે અનુભવીને મુંઝાય છે. તે દેહના મૂળીઆં સર્વથા તૂટી ગયા પછી

કારણ અને કાર્ય શરીરનો સંબંધ સર્વથા છૂટી જાય છે ત્યારે સર્વથા જ્ઞાનશૂન્ય દેહને મૃત શરીર (મડદુ) કહેવામાં આવે છે. આ બંને શરીરના વિયોગની અંતિમ ક્ષણ મૃત્યુ કહેવાય છે, તે મૃત્યુ થયા પછી આત્માને મૃત્યુસમયની વેદના કે મૂંઝવણ કશું ય હોતું નથી. જેમ આંધળો માણસ આંખના અભાવે બાહ્ય જગતને જોઇ શકતો નથી પણ પોતાને જાણી શકે છે કે હું અમુક છું અથવા તો આંખોથી જોયેલી વસ્તુઓનું સ્મરણ રહે છે તેમ જીવ પણ દેહ–ઇંદ્રિયાદિ સાધનના અભાવે બાહ્ય જગતને જાણી શકતો નથી, પણ અવ્યક્ત દશામાં પોતાને જાણી શકે છે. અને પૂર્વ દેહ દ્વારા અનુભવેલા પ્રસંગોને સંસારરૂપે સ્મૃતિમાં રાખી શકે છે, જેથી દેહાદિ સાધન મળ્યા પછી વ્યક્ત દશામાં સંસ્કાર પ્રમાણે પ્રવૃત્તિ કરે છે.

જેમ વિજળીના પ્રવાહમાં અદશ્યપણે પ્રકાશ રહેલો હોય છે અને તે પ્રવાહ પંખો કે મિલ ચલાવવાના સાધનમાં વહે છે ત્યાં પણ પ્રકાશ રહેલો હોય છે, છતાં દષ્ટિ–ગોચર થતો નથી, તે જ્યારે કાચના ગોળામાં જાય છે ત્યારે સ્પષ્ટ દષ્ટિગોચર થાય છે અને કાચના ગોળાની શક્તિના પ્રમાણમાં અજવાળું કરે છે, તેમ ચૈતન્યમાં અદશ્યપણે જ્ઞાન રહેલું હોય છે, તેનો પ્રવાહ આખા શરીરમાં વહે છે પણ ત્યાં જ્ઞાન સ્પષ્ટ જણાતું નથી પણ મસ્તકમાં કે જ્યાં અત્યંત સ્વચ્છ કાચના ગોળાની જેમ જ્ઞાનતંતુઓની–પૌદ્ગલિક સ્કંધોની રચના છે ત્યાં આગળ વહેતા ચૈતન્યના પ્રવાહમાં રહેલા જ્ઞાનનો પ્રકાશ સ્પષ્ટ જણાય છે. તે જ્ઞાન પ્રકાશના દ્વારની સાથે જ સાંભળવાની, જોવાની, સુંઘવાની, ચાખવાની અને સ્પર્શની ઇંદ્રિયોની પૌદ્ગલિક રચનાનો સંબંધ રહેલો છે. તે ઇંદ્રિયો જ્ઞાનના પ્રકાશમાં પોતપોતાનું કામ કર્યે જાય છે, પણ જ્યારે જ્ઞાનતંતુઓની આડો કોઈ વિરોધી પદાર્થ (દર્શનાવરણીય) આવી જાય છે ત્યારે જ્ઞાનતંતુઓમાં વહેતા ચૈતન્યમાંથી જ્ઞાનનો પ્રકાશ બહાર આવી શકતો નથી એટલે કોઇ પણ ઇંદ્રિય પોતાનું કાર્ય કરી શકતી નથી ત્યારે તેને ઊંઘી ગયો અથવા બેશુદ્ધ થઇ ગયો કહેવામાં આવે છે. તે દેહનાં બીજા કોઇ પણ અવયવમાં તીક્ષ્ણ કે કર્કશ વસ્તુનો સ્પર્શ થવાથી પ્રકાશ અટકાવનાર વિરોધી પદાર્થ જ્ઞાનતંતુઓની આડચમાંથી ઝટ ખસી જાય છે એટલે જ્ઞાનનો પ્રકાશ સમીપમાં રહેલી ઇંદ્રિયોની રચનામાં પડવાથી જીવ બધું પોતે જાણે છે ત્યારે તેને શુદ્ધિમાં આવ્યો–જાગ્યો એમ કહેવામાં આવે છે. ઔષધિના પ્રયોગ-થી જ્ઞાનતંતુની આડે આવનારા બાધક પદાર્થો જેવાં કે મોહનીય–દર્શનાવરણીય–દઢપણે સ્થિર થવાથી શરીરનાં કોઇ પણ અવયવમાં છેદન, ભેદન કે દહનની ક્રિયા કરવામાં આવે તો પણ તે બાધક પદાર્થ ખસી શકતો નથી. જ્યારે ઔષધિના પરમાણુઓની અસર ખસી જાય છે ત્યારે સ્થિર રહેલો બાધક પદાર્થ પણ ખસી જાય છે. અને જ્ઞાનનું અજવાળું આખા શરીરમાં પ્રસરે છે ત્યારે પૂર્વે શરીર ઉપર થયેલી ક્રિયાના પરિણામને અને વર્તમાન કાળની પરિસ્થિતિને સારી રીતે જાણે છે એટલે શુદ્ધિમાં આવ્યો કહેવાય છે. આ બધી બેશુદ્ધિઓ ખસી શકે છે, તેને ખસેડવાના ઉપાયો પણ છે. તેમ જ આ બેશુદ્ધ થવામાં કાંઇક મૂંઝવણ પણ હોય છે અને તે દૂર પણ થઇ શકે છે; પરંતુ મૃત્યુની બેશુદ્ધિ અને મૂંઝવણ ખસેડવાનો કોઇ પણ ઉપાય નથી તેમ જ ખસી શકતી પણ નથી, કારણ કે મૃત્યુની અવસ્થામાં જીવનપ્રવાહ જ વહેતો બંધ પડી જાય છે. ત્યારે જીવનકાળની અવસ્થામાં જીવનપ્રવાહ વહેતો અટકતો નથી, કારણ કે કારણ અને કાર્યશરીરનો સંબંધ કાર્યશરીરનાં મૂળીયાંનાં તંતુઓ કારણ શરીરમાં

દઢપણે વળગી રહેલાં હોવાથી અત્યંત દઢપણે બન્ને રહે છે એટલે શુદ્ધિ પણ આવી શકે છે અને મૂંઝવણ પણ દૂર થઇ શકે છે.

માનવી પોતાની ઈચ્છા પ્રમાણે થાય તો મુંઝાય નહીં; પણ કરિયાતું મીઠું લાગવું જોઇએ અને સાકર કડવી લાગવી જોઇએ. દેવતાએ શીતળતા આપવી જોઇએ અને પાણીએ બાળવું જોઇએ—આવી અજ્ઞાનતાભરેલી અસંભવિત ઈચ્છા શા કામની? જન્મની પ્રકૃતિ જ મૃત્યુ છે અર્થાત્ જન્મ મૃત્યુના ધર્મવાળો છે તે પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તશે જ, જેનો જન્મ તેનું મૃત્યુ થવાનું જ. જગતના ભાવો પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે તેમાં માનવીને મિથ્યા કલ્પના કે અસંભવિત ઈચ્છા કરીને મુંઝાવાની જરૂરત નથી. સંયોગ, વિયોગ સ્વરૂપવાળો હોય છે. સંયોગ, વિયોગની વિકૃત દશા છે, વિયોગ શાશ્વતો છે અને સંયોગ મર્યાદિત છે. ભિન્ન ગુણધર્મવાળા પદાર્થોનો સંયોગ થાય છે, અને તે પદાર્થો નિરંતર ભિન્ન સ્વરૂપવાળા જ હોય છે. આત્મા અને દેહ ભિન્ન ધર્મવાળા છે; સ્વરૂપથી જ શાશ્વતા ભેદને ધારણ કરવાવાળા છે. તેમના સંયોગરૂપ જીવનમાં જીવતો માનવી પોતાના સ્વભાવ પ્રમાણે બન્નેના વિયોગરૂપ મૃત્યુ પામે છે ત્યારે ઘણો જ મુંઝાય છે, પણ તે મૂંઝવણ તેની સંપૂર્ણ અજ્ઞાનતા સૂચવે છે, કે જેને મિથ્યાત્વ કહી શકાય. જે માનવી ધનાદિ બાહ્યની જડાત્મક સંપત્તિના વિયોગમાં મુંઝાય છે, અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓના સંયોગ–વિયોગમાં હર્ષ–શોક કરે છે તે દેહના વિયોગમાં અવશ્ય મુંઝાવાનો જ. અને જ્યાં સુધી આ મૂંઝવણ દૂર નહીં થાય ત્યાં સુધી તેની જ્ઞાનીઓની કોટિમાં ગણના થઈ શકતી નથી. સમ્યગ્જ્ઞાન વગર એટલે પ્રભુની દૃષ્ટિથી જગતને દૃષ્ટિગોચર કર્યા વગર આત્માની મૂઝવણ દૂર થઈ શકવાની નથી, માટે જગતને અજ્ઞાનીઓની દૃષ્ટિથી ન જોતાં પ્રભુની દૃષ્ટિથી જોતાં શીખવાની અત્યંત આવશ્યકતા છે.



# મરતાં શીખો

( ૭૬ )

**સંસારમાં** પુરુષોની બહોંતેર કળા અને સ્ત્રીઓની ચોસઠ કળા સંભળાય છે. ભૂતકાળમાં એક યુગ એવો હતો કે સ્ત્રી પુરુષો આ કળાઓને શીખતા. યુગપરિવર્તન થતાં અન્ય કળાઓનો આવિષ્કાર થયો. એટલે પૂર્વની કળાઓ ભૂલાઈ ગઈ. અત્યારે કાળને અનુસરીને નવીન કળાઓ શીખાય છે જો કે અત્યારે શીખવવામાં આવતી કળાઓ સર્વથા નવી નથી, પૂર્વની જ કેટલીક કળાઓનો સુધારોવધારો કરીને તેને સંસ્કારવાળી બનાવવામાં આવી છે. આ પ્રમાણે પૂર્વની કળાઓમાં અને વર્તમાન કાળની કળાઓમાં ક્યાંય પણ મરવાની કળાનું નામ સંભળાતું નથી, અને વ્યવહારિક કળાવાળાઓએ મરવાને કળા તરીકે માન્યું પણ નથી, તેથી તેને શીખવાનું કોઈ પણ જાણતું નથી; પરંતુ અંતર્જગતમાં વિચરનાર મહાપુરુષોનાં વાણી તથા વર્તનનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરીએ તો સમજાય છે કે તેમણે મરણની કળાને પ્રાધાન્ય આપ્યું છે, બધી ય કળાઓમાં મરણની કળાને જ સર્વોત્કૃષ્ટ માનીને તેનો સાચી રીતે અભ્યાસ કર્યો છે અને શાશ્વત જીવન મેળવ્યું છે. જ્યાં સુધી મરણની કળા ન આવડે ત્યાં સુધી કોઈ પણ અમર બની શકતું નથી, એમ સિદ્ધ કરી બતાવ્યું છે. સંસારમાં કોઈ પણ માનવીને પૂછવામાં આવે કે તમને મરતાં આવડે છે?' તો તેને ઘણી જ નવાઈ લાગશે; કારણ કે કોઈને મરવું ગમતું નથી. મૃત્યુનું નામ સાંભળતાં જ બધાયને ઉદ્વેગ થાય છે, તો પછી મરતાં શીખવાનું ક્યાંથી રહ્યું? માનવી માત્ર જાણે છે કે કુદરતના નિયમ પ્રમાણે મરણ સ્વાભાવિક છે, મોત આવે છે ત્યારે કોઈ પણ નિમિત્તથી બધાયને મરવું પડે એમાં શીખવા જેવું કશું ય નથી. કંગાળ હો કે શ્રીમંત હો, રાજા હો કે રંક હો, પંડિત હો કે મૂર્ખ હો, જ્ઞાની હો કે અજ્ઞાની હો–આ બધા ય એક સરખી રીતે જ મરે છે અર્થાત્ બધા ય દેહ છોડીને ચાલતા થાય છે. તે સિવાય તો મરતા શીખેલાની મરવાની કાંઈ જુદી રીત હોતી નથી. વાત સાચી છે, શરીર છોડવાનું નામ મરણ છે અને તે સંસારી પ્રાણી માત્રના માટે સરખું છે. શરીર છોડવાની દૃષ્ટિથી તો કોઈ પણ પ્રકારનો ભેદ નથી છતાં શરીર છોડનાર આત્માની અપેક્ષાથી તો ઘણું જ અંતર છે; માટે જ મૃત્યુમાં ભેદ રહેલો છે. માનવીઓમાં એક જ્ઞાની અને બીજો અજ્ઞાની એમ બે પ્રકાર હોય છે જ્ઞાનીઓ સંસારના નિયમોના અભ્યાસી હોવાથી કોઈ પણ પ્રસંગે કર્મના કાવત્રામાં ફસાતા નથી, જ્ઞાની પુરુષોની દરેક પ્રવૃત્તિમાં કર્મ ફાવી શકતું નથી. આ પ્રમાણે જ્ઞાની પુરુષોનો જીવનપ્રવાહ આત્મવિકાસની

દિશામાં વહેતો હોય છે ત્યારે અજ્ઞાનીઓની વૃત્તિ તથા પ્રવૃત્તિનું વહેણુ વિલાસની દિશામાં વળેલું હોય છે, એટલે જીવન-મરણુ આદિ પ્રવૃત્તિમાં જ્ઞાની તથા અજ્ઞાનીને બાહ્યથી તો કાંઇ પણુ ફેર જણાતો નથી; છતાં તાત્ત્વિક દૃષ્ટિથી જોઇએ છીએ તો બંનેના પરિણામમાં ભિન્નતા જ અનુભવાય છે.

માનવ જાતિ જીવનમાં સુખે જીવવા અનેક પ્રકારનો અભ્યાસ કરે છે, અને તે માટે અનેક પ્રકારની શિક્ષણુ સંસ્થાઓ પણુ હોય છે, પરંતુ જેવી સુખે જીવવા માનવી કળા તથા વિજ્ઞાનનો અભ્યાસ કરે છે તેવી રીતે સુખે મરવા અભ્યાસ કરનાર સંસારમાં કોઇ વિરલા જ દૃષ્ટિગોચર થાય છે. ન મરવા અને જીવનમાંથી દુઃખોનો ઉપદ્રવ ટાળવાને માટે તો જ્ઞાની તથા અજ્ઞાની બંને પ્રયાસવાળા હોય છે છતાં અજ્ઞાનીઓનું જીવનમાંથી ઉપદ્રવ ટાળવાનું શિક્ષણુ તથા ન મરવા કરવામાં આવતો પ્રયાસ જ્ઞાનીઓ કરતાં ભિન્ન પ્રકારનો હોય છે; કારણુ કે અજ્ઞાનીઓના શિક્ષણું તથા પ્રયાસથી દુઃખનો ઉપદ્રવ દૂર થવાને બદલે વધારે પુષ્ટ થાય છે અને મૃત્યુઓની સંખ્યા પણુ વધે છે ત્યારે જ્ઞાનીઓ સાચી રીતે સુખમય જીવન બનાવી શકે છે. તે ઉપરાંત મરતાં પણુ સાચી રીતે શીખેલા હોવાથી સુખપૂર્વક મરે છે અને મૃત્યુ ઉપર વિજય મેળવી અમર બને છે; માટે જ્ઞાની પુરુષો સિવાય સંસારમાં કોઇને પણુ મરતાં આવડતું નથી, જેથી મૃત્યુના દાસત્વમાંથી જડાસક્ત જગત મુક્ત થઇ શકતું નથી.

મરણુ એટલે આત્મા અને જડાત્મક સંસારનો સંબંધ જોડનાર શરીરનો ત્યાગ. સંસારમાં પૌદ્ગલિક સુખના જડાત્મક સાધનો તથા દેહધારી આત્માઓના અનેક પ્રકારના સગપણો શરીરની સાથે થાય છે તે શરીરનો ત્યાગ કર્યા પછી કોઈ પણુ પ્રકારનું સગપણુ તથા જડાત્મક સંપત્તિનું સ્વામીપણું રહેતું નથી. પણુ પાછું નવીન સગપણુ અને ભિન્ન પ્રકારની સંપત્તિનું સ્વામીપણું પ્રાપ્ત થાય છે; માટે જ માનવીને બહારની બધીય વસ્તુ છોડવી ગમે છે પણુ શરીર છોડવું ગમતું નથી છતાં છેવટે બાહ્ય ધન સંપત્તિની જેમ શરીર પણુ છોડવું જ પડે છે. આવી રીતે જીવ માત્રને સગપણુ તથા જડાત્મક સંપત્તિનું સ્વામીપણું વાસ્તવિક નથી તો ય તેની મમતા છૂટતી નથી. જ્ઞાની પુરુષો વસ્તુને સાચી રીતે સમજેલા હોવાથી તેમને જડસ્વરૂપ દેહ તથા ધન સંપત્તિ ઉપર મમતા હોતી નથી જેથી તેઓ સુખ-શાંતિપૂર્વક શરીરનો ત્યાગ કરનારા હોય છે એટલે દેહત્યાગરૂપ મરણુમાં અજ્ઞાનીઓથી જુદા પાડી શકતા નથી, છતાં ભેદ જ્ઞાનના અભ્યાસી તથા અનુભવી હોવાથી દેહ ઉપર મમતાના અભાવને લઇને અજ્ઞાનીઓની જેમ દેહત્યાગથી થતાં દુઃખની અસર તેમને થતી નથી.

જ્ઞાનીઓ પોતાના જીવનકાળમાં આત્મ તથા અનાત્મ જગતના ભેદનો સારી રીતે અભ્યાસ કરે છે. અર્થાત્ જડ અને જીવ ભિન્ન છે એમ બોલવા પૂરતું જ નહિ પણુ સ્પર્શ બોધથી સાચી રીતે અનુભવ કરીને શ્રદ્ધાપૂર્વક આત્મસ્વરૂપના વિકાસી હોવાથી જડાત્મક વસ્તુઓના સંયોગ-વિયોગથી અજ્ઞાનીઓને અસર કરતા હર્ષ-શોકથી મુકાયલા હોય છે. જેને દેહના વિયોગથી દુઃખ થતું નથી તેને દેહની સાથે જ સંબંધ ધરાવનારા ધન-સંપત્તિ આદિના વિયોગથી દુઃખ થાય જ શાનું ?

મરણુની વ્યાપક વ્યાખ્યા તો પૌદ્ગલિક વસ્તુ માત્રથી મુકાઇ જવું થાય છે કે જે મરણુ પછી જન્મ જેવું કશું ય હોતું નથી. જ્યાં સુધી જન્મ થયા કરે છે ત્યાં સુધી મરણુના કારણુ-રૂપ જડ(આયુષ્યકર્મ)નો સર્વથા ત્યાગ થતો નથી. જેમનું મરણુ જન્મનું કારણુ બને છે તે મરતાં ન શીખેલા આત્માઓનું મરણુ કહેવાય છે અર્થાત્ અજ્ઞાની જીવોનું બાળમરણુ-અશિક્ષિત મરણુ તરીકે ઓળખાય છે. જેઓ મરવાનો સારી રીતે અભ્યાસ કરે છે તેમના માટે પુનર્જન્મ હોતો નથી કદાચ જોઇતી સાધન-સામગ્રીના અભાવે અભ્યાસની અપરિપકવ દશામાં મરણુ થઇ જાય તો અભ્યાસીઓને પણુ પુનર્જન્મ ધારણુ કરવો પડે છે, છતાં તેમના જન્મ મરણુની સંખ્યા વધુ થતી નથી. બે-ત્રણુ કે પાંચ-સાત જન્મમાં પોતે મૃત્યુ ઉપર વિજય મેળવી શકે છે. પછી તેમના માટે જન્મ મરણુ હોતાં નથી એટલે તેઓ સદાસર્વદા મુક્ત જ હોય છે. જ્યાં સુધી જે જીવને જડાત્મક દેહના વિયોગથી અત્યંત દુઃખ થાય છે અને તેના નિત્ય સંયોગની ઇચ્છા રહ્યા કરે છે ત્યાં સુધી દેહાધ્યાસને લઇને તેનો સર્વથા વિયોગ થતો નથી અને વારંવાર દેહને ધારણુ કરવો પડે છે કે જેને જન્મ કહેવામાં આવે છે. જન્મ થવાથી મરણુ પણુ અવશ્ય થાય જ છે એટલે આત્મા મરણુથી મુક્તિ મેળવી શકતો નથી. આ પ્રમાણે દેહાધ્યાસી આયુષ્ય કર્મ (જન્મનું કારણુ) ઉપાર્જન કરે છે કે જેને લઇને પાછો જન્મે છે, જન્મ્યા પછી આયુષ્ય કર્મ ભોગવવાસ્વરૂપ જીવનમાં જડાસક્તિને લઇને અનેક પ્રકારના કર્મ ઉપાર્જન કરે છે જેથી તેના આત્માની શક્તિઓ ઢંકાઈ જાય છે એટલે તેનો આત્મા નિર્બળ બની જાય છે. અજ્ઞાનીઓની આવી જ સ્થિતિ હોય છે; કારણુ કે તેમને શરીર ઉપર અત્યંત મમતા હોય છે એટલે તેને પુષ્ટ બનાવવા વિવિધ પ્રકારના આહાર તથા ઔષધિનો ઉપયોગ કરે છે. અનેક જીવના વિનાશથી ઉત્પન્ન થયેલી અભક્ષ્ય વસ્તુઓનો શરીરનો નિરંતર સંયોગ જાળવી રાખવાને નિઃસંકોચ અને નિર્ઘૃણુપણે ઉપયોગ કરે છે દેહના વિયોગની આશંકાથી તપ-જપ-સંયમ આદિનો આદર કરતા નથી. વિષયપોષક સાધન મળ્યાં હોય તો ઇંદ્રિયોના વિષયોને પોષવામાં ત્રુટી આવવા દેતા નથી. કર્મજન્ય વ્યાધિથી ઘણા જ ગભરાય છે કારણુ કે તેમને શરીરના વિયોગનો મોટો ભય હોય છે. ધર્મના ભોગે શરીર જાળવી રાખવા તનતોડ પ્રયત્ન કરે છે. ડૉકટરો તથા વૈદો પાસેથી દીનમુખે જીવનની ભીખ માંગે છે છતાં જ્યારે વૈદો શરીર છૂટી જવાનો નિર્ણય બતાવે છે ત્યારે દેહ છોડવાની વૃત્તિ ન હોવા છતાં પણુ અત્યંત દુઃખી માનવી બેભાન બની જાય છે. પ્રભુનું નામ પણુ સાંભરતું નથી, કોઈ સંભળાવે તો તેની પણુ તિરસ્કારપૂર્વક અવગણુના કરે છે. મોહના દબાણુથી અત્યંત જડાસક્ત થયેલા હોવાથી દેહના વિનાશથી પોતાનો સર્વનાશ સમજે છે. જ્યાં સુધી દેહમાં પ્રાણુ હોય છે અને શુદ્ધિમાં હોય છે ત્યાં સુધી જીવવાને માટે બીજાએ બતાવેલા સઘળા ઉપાયો કરે છે. આવી રીતે બિનઆવડતવાળા અજ્ઞાનીઓ મરે છે કે જેને બાળમરણુ કહેવામાં આવે છે. ઉપર બતાવ્યા પ્રમાણે દેહ છોડવામાં તો જ્ઞાની તથા અજ્ઞાની સરખા જણાય છે; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી તો મોટો ભેદ છે.

જ્ઞાની પુરુષો સમ્યગ્જ્ઞાન દ્વારા વસ્તુતત્ત્વને સાચી રીતે જાણે છે, માને છે અને શ્રદ્ધે છે એટલે જીવ તથા જડના વિયોગની અસર તેમને ન થવાથી અજ્ઞાનીની જેમ દુઃખ થતું નથી. શરીર છોડતી વખતે ત્રાસ કે ભય હોતો નથી; કારણુ કે જ્ઞાનીઓએ પોતાના જીવનકાળમાં

પ્રહુ જ કાળજીપૂર્વક મરવાનો અભ્યાસ કરેલો હોય છે. સર્વજ્ઞોના વચનો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી જીવ તથા જડનો ભેદ સાચી રીતે સમજેલા હોય છે. સાકરમાં મીઠાશની જેમ જીવન જીવનો સ્વભાવ જ છે એટલે જીવને જીવવાને ક્ષણવિનશ્વરરૂપ રસાદિ જડના ધર્મોની જરૂરત નથી; કારણ કે ક્ષણવિનશ્વર વસ્તુ શાશ્વત ધર્મની પોષક બની શકતી નથી અર્થાત્ જડ ધર્મ-ચૈતન્યને ઢાંકી દે છે પણ તેનો વિકાસ કરી શકે નહી. આયુષ્ય કર્મના ઉદયસ્વરૂપ કૃત્રિમ જડ જીવન આત્મસ્વરૂપ સાચા જીવનને પોષવાને અસમર્થ હોય છે તો પછી કૃત્રિમ જીવનમાં વપરાતી જડ વસ્તુઓ શાશ્વત જીવનનો વિકાસ કેવી રીતે કરી શકે ? મીઠું સાકરની મીઠાશ વધારી શકતું હોય અથવા તો મીઠાથી સાકરની મીઠાશ ટકી શકતી હોય તો જ જડ વસ્તુઓ જીવના શાશ્વત જીવનને વધારી શકે અથવા તો ટકાવી રાખે; પણ મીઠાથી તો સાકરની મીઠાશ વધવાને બદલે ઢંકાઈ જાય છે અને વિચિત્ર સ્વાદવાળી થાય છે; પરંતુ વધી શકતી નથી તેમજ ટકી શકતી પણ નથી, કારણ કે સાકરની મીઠાશ સ્વરૂપથી જ સાકરમાં શાશ્વતી છે તેવી જ રીતે જીવન પણ જીવમાં સ્વરૂપથી શાશ્વતું છે. આવું સમ્યગ્જ્ઞાન જ્ઞાનીઓને હોવાથી તેમની દેહાદિ જડ વસ્તુઓ ઉપર આસક્તિ હોતી નથી. તેમ જ તેમને આયુષ્ય ભોગવવારૂપ બનાવટી જીવન ઉપર પણ મમતા હોતી નથી. તેઓ માને છે કે અજ્ઞાનતાથી બાંધેલા કર્મ ભોગવવાને અથવા તો તેનો ક્ષય કરવાને માટે જ આત્માની સાથે દેહનો સંબંધ હોય છે. જ્યાં સુધી સર્વ કર્મ ક્ષય ન થાય ત્યાં સુધી અનેક દેહના સંયોગ–વિયોગ થવાના જ કે જેને જગત જન્મ–મરણના નામથી ઓળખે છે. જ્ઞાનીઓ દેહને શુભાશુભ કર્મ ભોગવવાનું અને ક્ષય કરવાનું સાધન માનતા હોવાથી તેના વિયોગરૂપ મરણમાં દુઃખ મનાવતા નથી અને આત્મધર્મની દૃષ્ટિએ વિધર્મી હોવાથી તેના ઉપર મમતા પણ કરતા નથી એટલા માટે જ જ્ઞાનીઓમાં સમભાવ ઉચ્ચ કોટીનો હોય છે.

દેહમાં પુન્ય તથા પાપસ્વરૂપ શુભાશુભ કર્મ ભોગવાય છે એટલે અજ્ઞાનીઓ કેવળ પુન્ય કર્મ ભોગવવાને જ દેહ છોડવો પસંદ કરતા નથી પણ પુષ્કળ પાપકર્મ દેહમાં ભોગવવાનો વખત આવે છે ત્યારે વિષપાન આદિ અનેક ઉપચાર કરીને દેહનો ત્યાગ કરે છે; છતાં પાપકર્મથી મૂકાતા નથી. બીજું શરીર ધારણ કરીને પણ તેમને પાપકર્મ ભોગવવું પડે છે. જ્ઞાની પુરુષોને ધારણ કરેલા દેહમાં ગમે તેવાં કર્મ ભોગવવાં પડે અથવા તો દેહ છૂટી જાય કે ન છૂટે તો પણ પોતે સમભાવમાં જ રહે છે. અર્થાત્ જીવવા–મરવાની ઇચ્છા રહિત હોય છે. એક વખતના શરીર ધારણ કરવામાં બધા ય કર્મનો ક્ષય થતો નથી અથવા તો બધા ય કર્મ ક્ષય થતાં સુધી એક જ દેહનો સંબંધ કાયમ બન્યો રહેતો નથી; કારણ કે દેહ તો જીવ સાથે સંબંધ જાળવી રાખનાર આયુષ્ય કર્મ છે અને દેહને ઘડનાર નામકર્મ છે. બન્નેનાં કાર્ય જુદાં છે. એટલે દેહ ઘડનાર નામકર્મ જીવ સાથે દેહસંબંધ જાળવી રાખે નહીં. જો નામકર્મ સંબંધ જાળવી શકતું હોત તો ઘણા કાળ સુધી આત્માની સાથે દેહનો સંબંધ બન્યો રહેત, પણ આયુષ્ય કર્મસંબંધ જાળવે છે માટે તે પોતાની અલ્પ સ્થિતિ હોવાથી ઘણા કાળ સુધી દેહના સંબંધને ટકાવી શકતું નથી. જીવને ઘણા શરીરો ધારણ કરવાનું કારણ ભવસ્થિતિની અપરિપકવ દશા અથવા તો અનાદિકાળથી અનેક શરીર દ્વારા બાંધેલાં કર્મ ક્ષય કરવાને અનેક શરીરોની જરૂરત પડે છે. અનંતા શરીરમાં

બાંધેલાં કર્મ પરિમિત શરીરમાં જે ક્ષય કરે છે તેનું ખાસ કારણ તો ભવસ્થિતિની પરિપક્વ દશા હોય છે. જ્ઞાની પુરુષો દેહને કર્મ બાંધવાનું નહીં પણ કર્મ ક્ષય કરવાનું સાધન માનતા હોવાથી નવાં કર્મ ન બંધાય એટલા માટે કર્મ બાંધવાના કારણ પૌદ્ગલિક સુખોથી વિરામ પામેલા હોય છે. જેમ બને તેમ પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરે છે–તે ત્યાં સુધી કે આહાર આદિનો પણ કાળ સુધી ઉપયોગ કરતા નથી. ઇન્દ્રિયોના વિષયોથી તો સદા સર્વદા વિરક્ત જ હોય છે. કર્મક્ષયના હેતુથી જ દેહને ટકાવી રાખવા પૂરતો આહાર લે છે અને તે પણ અત્યંત જરૂર જણાય ત્યારે જ. જડાત્મક કોઈ પણ પ્રકારની ક્ષણિક વસ્તુની ઇચ્છા રહિત હોવાથી કષાયોનો સર્વથા ઉપયોગ કરતા નથી. આત્મા અનંત શક્તિમાન છે એવી સાચી શ્રદ્ધા હોવાથી મહિનાઓ સુધી નિરાહાર રહેવા છતાં પણ અંતરાત્મદશા પ્રાપ્ત થવાથી નિર્બળ બનતા નથી તેમ જ તેમને આહાર છોડવાનું દુઃખ પણ થતું નથી. કૃત્રિમ જીવનપોષક આહારના ત્યાગથી તેમનું શરીર કૃશ થઇ જાય છે અને અશક્તિ વધી જાય છે, છતાં આત્મિક શક્તિનાં વિકાસી હોવાથી પરિમિત ભવમાં સર્વ કર્મ ક્ષય કરીને આત્મશક્તિનો સંપૂર્ણ વિકાસ કરે છે. પછી તેમને શરીર ધારણ કરવારૂપ જન્મ કે તેને ત્યાગવારૂપ મરણ જેવું કાંઈ પણ હોતું નથી.

ઉપર કહ્યા પ્રમાણે અજ્ઞાનીઓની જ્ઞાનીઓથી સર્વથા જુદી જ દિશા હોય છે. જ્ઞાનીઓની અંતરાત્મ દશા હોય છે એટલે તેઓ જીવ તથા જડના ભેદના જ્ઞાનના સાચા અભ્યાસી હોય છે. જેને લઇને જડ જગતથી નિરંતર વિમુખ જ રહે છે. જડાત્મક વસ્તુઓનો સંયોગ–વિયોગ તથા ક્ષણિક પરિવર્તનની તેમને અસર થતી નથી અર્થાત્ સંકલ્પ-વિકલ્પ, હર્ષ–શોક, ગ્લાનિ આદિ વિકૃતિઓથી મુક્ત હોય છે અને સમભાવસ્વરૂપ આત્મગુણમાં જ રક્ત રહે છે ત્યારે અજ્ઞાનીઓ બહિરાત્મ દશાથી લિપ્ત હોવાથી પોતાનું સાચું સ્વરૂપ ભૂલી જાય છે અને દેહને જ સ્વસ્વરૂપ સમજતા હોવાથી દેહના વિયોગસ્વરૂપ મરણના સંકલ્પ માત્રથી અત્યંત દુઃખી થાય છે. જડાત્મક વસ્તુઓ ઉપર અત્યંત મમતા હોવાથી તેમને પોતાના જીવનકાળમાં જડ વસ્તુઓના સંયોગ–વિયોગથી જડાસક્ત જીવોએ કલ્પેલાં સુખ–દુઃખ અત્યંત થાય છે. જડ વસ્તુઓમાં ઓતપ્રોત થઇ ગયેલા હોવાથી રાગ દ્વેષના પરિણામની એક ક્ષણ પણ મંદતા હોતી નથી. એટલે તેમને હર્ષ, શોક, ભય, પ્રીતિ, ગ્લાનિ આદિ વિકારો પ્રત્યેક ક્ષણે સતાવ્યા કરે છે. ધનસંપત્તિ આદિ જડ વસ્તુઓ મેળવવા અને મેળવેલાનું રક્ષણ કરવા નિરંતર કિલષ્ટ ચિત્તવાળા રહે છે, હીનભાગ્ય થતાં તેનો વિયોગ થાય તો પ્રાણાંત કષ્ટનો અનુભવ કરે છે. ધનસંપત્તિ કરતાં પણ દેહસ્વરૂપ પોતાને માનતો હોવાથી તેના વિયોગની આશંકા માત્રથી પણ અત્યંત ત્રાસ તથા ભયથી અત્યંત દુઃખી થઇને ખૂબ જ મુંઝાય છે અને બેભાન બની જાય છે; કારણ કે જડાસક્તિપણાની અજ્ઞાનતાને લઇને સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, શાશ્વત સુખ, આનંદ આદિ પોતાની ભોગ્ય વસ્તુઓ કે જેના માટે જડાત્મક દેહની જરૂર પડતી નથી પણ સર્વથા દેહના ત્યાગથી શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરનાર આત્મા જ ભોગવી શકે છે તેને સર્વથા ભૂલી જઇને મોહના સખત દબાણથી જડાત્મક વસ્તુઓનો જ ભોક્તા હું છું અને તે દેહ વગર ભોગવી શકાતી નથી, આવા ગાઢ સંસ્કારોના બળથી તેને દેહ છોડવો ગમતો નથી, તો પણ આયુષ્ય કર્મ ક્ષય થવાથી દેહનો અવશ્ય

વિયોગ થાય જ છે. જ્યારે દેહનો વિયોગ થવાનો સમય આવે છે અર્થાત્ મોત આવીને ઊભું રહે છે ત્યારે દેહનો વિયોગ ન થવા દેવા–ન મરવા અનીતિ તથા અધર્મનો આશ્રય લે છે તો પણ શરીર છૂટી જાય અને મરવું પડે છે તો પણ જીવનકાળમાં જીવવા અને ઇંદ્રિયોના વિષયસ્વરૂપ જડાત્મક સુખ તથા આનંદ મેળવવા જડની ઉપાસના કરનારા જડના દાસ અનિચ્છાએ મરે છે તે અશિક્ષિત (બાળ) મરણ કહેવાય છે, જેનું પરિણામ અનંતાં જન્મ મરણ કરીને ભોગવેલાં કાલ્પનિક પૌદ્ગલિક સુખો કરતાં અનંતગણું દુઃખ ભોગવે છે. કિંમતી તથા ઉત્તમોત્તમ માનવજીવનને પાંચ–પચીસ વર્ષમાં અત્યંત ક્ષુદ્ર અને અસાર તથા ક્ષણિક પૌદ્ગલિક સુખો માટે વેડફી નાંખીને અમૂલ્ય આત્મસંપત્તિના વિનાશક બને છે એટલું જ નહિ પણ પૌદ્ગલિક વસ્તુઓ વાપરીને અનંતાનંત કર્મરાશિનો સંચય કરે છે કે જે પારકી સંપત્તિ કહેવાય છે. પોતે સુખ તથા આનંદ ભોગવવા જેટલી જડાત્મક સંપત્તિ વાપરે છે તેટલું જ પોતાના માથા ઉપર મોહ રાજાનું દેવું ચડાવે છે. તેને વાળવાને માટે અનંતા ભવ અજ્ઞાની આત્માને અવશ્ય કરવા જ પડે છે. આવા અજ્ઞાન જીવો મરતાં સુધી પણ મોહનું દેવું કરવા ચૂકતા નથી. જ્યારે તેમને મરવાની ખાતરી થાય છે ત્યારે તેમને એક તો દેહ છોડવાનું અને દેહની સાથે સંબંધ ધરાવનાર બાગ–બંગલા આદિ બાહ્ય ધન–સંપત્તિ છોડવાનું એમ બેવડું દુઃખ થાય છે. જ્ઞાની પુરુષો વસ્તુતત્ત્વના જાણકાર હોવાથી આત્મા તથા દેહનું પૃથક્કરણ કરીને આત્મસ્વરૂપ શાશ્વત જીવનના વિકાસ માટે કર્મક્ષયના હેતુ સિવાય દેહના વિયોગની પરવા રાખતા નથી, જેથી મૃત્યુસમયે દુઃખ મનાવતા નથી તેમ જ આત્મસ્વરૂપના વિકાસી હોવાથી દેહ છૂટી જવાનો જરા પણ ભય રાખતા નથી. એટલા માટે જ તેમનું પંડિત મરણ કહેવાય છે. આવા વિકાસી પુરુષોના પગલે ચાલનારને જ અથાત્ પંડિત મરણ કરનારને જ મરતાં આવડે છે એમ કહી શકાય.



# મૃત્યુ એટલે ? મુક્તિ : પરમ સુખ

( ૭૭ )

આપણે મૃત્યુનો શા માટે ભય રાખવો જોઇએ ? જગતમાં સર્વોત્કૃષ્ટ વસ્તુ મૃત્યુ છે, અને તે આત્માને માટે તો અત્યંત ઉપયોગી છે. વિકૃતિનું વિનાશક મૃત્યુ છે. જગતમાં જીવતો શત્રુ જન્મ છે પણ મૃત્યુ નથી. જન્મ ધારણ કરતી વખતે અત્યંત દિલગીર થવું જોઇએ. જન્મ થવાથી ઘણું ઘણું નુકસાન થાય છે. વસ્તુનો વિનાશ જન્મ થવાથી જ થાય છે. જન્મ એટલે શુદ્ધ વસ્તુમાં વિકૃતિ, શુદ્ધ વસ્તુનો વિનાશ અને મૃત્યુ એટલે મૂળ અવસ્થાને પ્રાપ્ત થવું-વસ્તુની શુદ્ધ અવસ્થા પ્રગટ થવી. એક મોટું જળાશય હોય તેમાં પરપોટા પ્રગટ થાય છે તે એક પ્રકારનો જન્મ છે, તે પાણીને વિકૃત અવસ્થામાં ઉત્પન્ન કરે છે અને તેનું મૃત્યુ થાય છે, પરપોટા ફૂટી જાય છે તે પાણીની શુદ્ધ અવસ્થા છે. એક વૃક્ષનું બીજ હોય તેને સંયોગો મળવાથી ઊગે છે એટલે વૃક્ષનો જન્મ થાય છે, તે એક પ્રકારની બીજમાં વિકૃતિ થાય છે. બીજનો વિનાશ થાય છે અને જ્યારે વૃક્ષનું મૃત્યુ થાય છે ત્યારે પાછું બીજરૂપે પ્રગટે છે. માટીનાં વાસણો, પૂતળાં, નળીઆં, ઇંટો વગેરે માટીનાં વિકારો છે. માટીમાં મૂળ સ્વરૂપનો વિનાશ છે. જ્યારે વાસણોનો વિનાશ થાય છે, મૃત્યુ થાય છે ત્યારે માટી મૂળ સ્વરૂપમાં આવી જાય છે. સોનાની લગડી તે મૂળ વસ્તુ છે અને તેના કંકણ, કુંડલ કે કડાં બનાવવાં એટલે સોનામાંથી ઘરેણાંનો જન્મ થવો તે વિકૃતિ છે- પાછા તે જ કંકણ, કડાં આદિ ઘરેણાંનો વિનાશ-મૃત્યુ તે સુવર્ણની શુદ્ધ અવસ્થા છે, મૂળ સ્વરૂપ છે " **પ્રકૃતિનો વિનાશ તે જન્મ અને વિકૃતિનો વિનાશ તે મૃત્યુ** ' અર્થાત્ જન્મ તે વિકૃતિ અને મૃત્યુ તે પ્રકૃતિ. જન્મ અનેક રૂપે થાય છે, પણ મૃત્યુ એક જ રૂપે થાય છે જ્ઞાનની ખામીને લઇને જીવો વિકૃત અવસ્થામાં રાજી થાય છે અને પ્રકૃત અવસ્થામાં શોક કરે છે. જન્મ જે અત્યંત અહિતકર અને અશ્રેય કરનાર છે તેને હિતકર તથા શ્રેયસ્કર માને છે અને મૃત્યુ જે હિતકર તેમ જ શ્રેયસ્કર છે તેને અહિતકર તથા અશ્રેયસ્કર માને છે. જન્મથી નિર્ભય રહેવું અને મૃત્યુથી બ્હીવું એવો અનાદિ કાળથી જીવોનો સ્વભાવ પડી ગયો છે. જન્મ છે તેનુ મૃત્યુ પણ અવશ્ય છે જ. જન્મના અભાવથી મૃત્યુનો અભાવ થાય છે, માટે મૃત્યુનો ભય ટાળવો હોય તો જન્મનું મૂળ નષ્ટ કરવું જોઇએ. મૃત્યુથી ન બ્હીતાં ફરીને મૃત્યુ ન આવે તેવો પ્રયત્ન કરવો જોઇએ, એટલે કર્મની નિર્જરા કરવી, કર્મરૂપે વિકૃત થએલા જડના-પુદ્ગલના સ્કંધોનું આત્મપ્રદેશોથી છૂટા પડી જવું. મૃત્યુથી આત્મા શુદ્ધ થાય છે. આત્મા વિકૃત સ્વરૂપમાંથી બદલાઇને પ્રકૃત મૂળ સ્વરૂપમાં આવી જાય છે. ફરીને જન્મ ધારણ કરવાવાળું મૃત્યુ અને ફરીને

ન જન્મ પામવારૂપ મૃત્યુ : આ પ્રમાણે બે પ્રકારના મૃત્યુમાંથી ફરી ન જન્મ પામવારૂપ મૃત્યુ અતિ ઉત્તમ છે. એવા મૃત્યુની હંમેશાં ચાહના રાખવી જોઇએ. ફરીને જન્મ આપનાર મૃત્યુ હલકું છે, છતાં ઉત્તમ મૃત્યુનું સાધન હોવાથી તેનાથી ભય ન રાખતાં ઉત્તમ મૃત્યુ મેળવવા હંમેશાં ખુશીથી તેને સહયોગ આપવો જોઈએ. દુઃખથી રીબાતા માનવીઓ મૃત્યુ માગે છે, મૃત્યુ થવાથી દુઃખમુક્ત થવાય છે, એ માન્યતા અમુક અંશે સાચી છે પણ તે અપુનર્જન્મા મૃત્યુ હોવું જોઇએ. પુનર્જન્મા મૃત્યુથી તાત્કાલિક દુઃખોનો ધ્વંસ થાય છે, પણ નૂતન જન્મથી નૂતન દુઃખોનો જન્મ થાય છે. મૃત્યુ એટલે અનંત દુઃખોની ભાવશૂન્યતા અથવા તો સંપૂર્ણ દુઃખની વિસ્મૃતાવસ્થા. અપુનર્જન્મા મૃત્યુમાં સમગ્ર દુઃખોની સંપૂર્ણ વિસ્મૃતિ, અશેષ દુઃખોનું સંપૂર્ણ વિસ્મરણ તે જ પરમ શાંતાવસ્થા છે. અવિચળ નીરની જેમ શુદ્ધાવસ્થા છે. ક્રિયામાત્ર દુઃખ–ધ્વંસ માટે કરાય છે પણ તે વિસદૃશ ક્રિયાઓ વિસદૃશ દુઃખને ઉત્પન્ન કરે છે. પૂર્વ દુઃખની તીવ્રતા અપર ક્રિયાથી નષ્ટ થાય છે, અને અપર ક્રિયાથી નૂતન દુઃખ ઉત્પન્ન થાય છે. પ્રારંભે મંદ હોવાથી સુખરૂપે અનુભવાય છે, પણ પ્રત્યેક પળે દુઃખની વૃદ્ધિ થતી હોવાથી તેના ધ્વંસ માટે અપર ક્રિયા કરવી પડે છે; જેમકે આપણે ચાલતા હોઇએ ત્યારે આપણને જે પરિશ્રમથી વેદના થાય છે તેને નષ્ટ કરવાને આપણે બેસી જઇએ છીએ. બેસવાથી ચાલવાનો પરિશ્રમ મટે છે, પણ બેસવાથી અન્ય વેદના ઉત્પન્ન થાય છે, શરીર અકડાઈ જાય છે તે મટાડવાને સૂઈ જઇએ છીએ પણ અમુક વખત સૂતા પછી વાંસા દુઃખવા આવી જાય છે, એટલે પાછા બેસી જઇએ છીએ. પુનઃ તે જ વેદના થાય છે, એટલે પાછા આમતેમ આંટા મારીએ છીએ આવી જ રીતે ક્રિયામાત્રમાં નૂતન ક્રિયાની શરૂઆતમાં પૂર્વોત્પન્ન દુઃખ, ધ્વંસ અને નૂતન દુઃખની ઉત્પત્તિ થાય છે.

ઘડીઆળને ચાવી આપીએ ત્યારે તેની કમાન સંકોચાઈ જાય છે, તે સંકોચાએલી કમાનનો એકેક આંટો ઊકલતો જાય છે તે મૃત્યુ છે. સંપૂર્ણ આંટો ઊકલી જવાથી ઘડીઆળ સ્થિર થઈ જાય છે, તે તેની પરમ શાંતાવસ્થા છે. ફરીને ચાવી આપવી તે પુનર્જન્મ છે.

મૃત્યુની ઓથમાં વિશુદ્ધિ છે. જન્મ અશુદ્ધિ ઉત્પાદક અને મૃત્યુ વિશુદ્ધિનું ઉત્પાદક છે. જન્મથી શુદ્ધ વસ્તુ અશુદ્ધ થઈ જાય છે અન્ય વિજાતીય વસ્તુના મિશ્રણ સિવાય જન્મ થતો નથી, અને વિજાતીય વસ્તુનું મિશ્રણ તે જ અશુદ્ધિ. મિશ્રણનો પૃથક્ભાવ તે મૃત્યુ, પૃથક્ભાવ તે જ શુદ્ધિ. મૃત્યુ સિવાય શુદ્ધિ નથી. મૃત્યુઓની સીમા તે મુક્તિ. જે મૃત્યુને પુનર્મૃત્યુની આવશ્યકતા નથી તે જ મૃત્યુની સીમા : તે જ મુક્તિ.



## મૃત્યુસમીક્ષા

(૭૮)

આ શબ્દ કેટલો ભયંકર છે? મૃત્યુનું નામ સાંભળતાં જ ગાત્ર શિથિલ થઇ જાય છે, ઉદ્વેગ ઉભરાય છે, બેચેની છવાય છે, ધન-સંપત્તિ ભૂલાય છે, અભિમાન ઘવાય છે, વિષયવિકારથી વિરક્ત થવાય છે અને જગત અંધકારમય થાય છે. સાજાતાજા માણસ હોય, જેના નખમાં પણ રોગ ન હોય, તેને કોઇ પ્રસિદ્ધ અનુભવી ડૉકટર કે વૈદ્ય શરીરની ચિકિત્સા કરીને કહે કે તમો ચાર કલાકમાં મરી જશો, તો તેને જેટલું દુઃખ થશે તેટલું દુઃખ ચર્માસ્થિ અવશિષ્ટ રહી ગયેલા, પાંચ વર્ષથી પીડિત, શય્યાશાયી થયેલા, પણ જીવવાને માટે વૈદ્યથી ખાત્રી અપાયલાને નહીં થાય.

માનવી મૃત્યુથી ભય પામે છે તે મૃત્યુની વેદનાના સ્મરણથી નહીં, પણ સંસ્કારથી અર્થાત્ અનંતા મરણમાં અનુભવેલી વેદનાનો જીવનકાળમાં જીવને અનુભવ હોતો નથી, પણ સંસ્કાર માત્ર હોય છે, જેથી જીવને મૃત્યુનો ભય લાગ્યા કરે છે. મૃત્યુ અવસ્થામાં થવાવાળી વેદનાનો અનુભવ તો મરનારને જ થાય છે, પણ તે વેદનાને કહેવાને માટે કોઇ પણ પાછું આવતું નથી અને મરીને જે પાછા આવે છે તે મરણસમયે અનુભવેલી વેદનાને કહી શકતા નથી, કારણ કે જે દેહમાં મરણની વેદનાનો અનુભવ થયેલો હોય છે તે દેહનો ત્યાગ કરીને જીવે બીજો દેહ ધારણ કરેલો હોવાથી વેદનાની વિસ્મૃતિ થઇ જાય છે. કેવળ મૃત્યુની વેદનાનું વિસ્મરણ થાય છે, એટલું જ નહીં પણ તે દેહના જીવનકાળમાં અનુભવેલાં સુખ-દુઃખ, આપત્તિ-વિપત્તિ તેમ જ બીજા પણ અનેક પ્રકારના અનુભવોનું વિસ્મરણ થઈ જાય છે.

જ્યાં સુધી જીવ કર્મોથી ઘેરાયેલો છે ત્યાં સુધી પરાધીનતાને લઇને પૌદ્ગલિક વસ્તુઓની સહાયતા સિવાય કાંઇ પણ કરી શકતો નથી. જાણવું-જ્ઞાન એ પોતાનો જ સ્વભાવ હોવા છતાં પણ પૌદ્ગલિક ચક્ષુ આદિ ઇન્દ્રિયોની સહાયતા સિવાય જ્ઞાન કરી શકતો નથી. સુખ અને આનંદ પણ પોતાના જ સ્વભાવો છે તો પણ તેને મેળવવાને જીવને જડ વસ્તુની જરૂર પડે છે. જો કે જડ દ્વારા મેળવેલાં જ્ઞાન, સુખ અને આનંદ અવાસ્તવિક છે, તો પણ જાણવું-વેદવું પોતાનો સ્વભાવ હોવાથી કર્મના આવરણ નીચે દબાયેલો હોવા છતાં પણ અવાસ્તવિક જાણે છે-વેદે છે. પૌદ્ગલિક વસ્તુઓના સંસર્ગમાત્રનો અનુભવ કરે છે. જીવને પૌદ્ગલિક વસ્તુઓ દ્વારા અનુભવ કરવાનું મુખ્ય સાધન શરીર છે. શુભાશુભ કર્મનો અનુભવ શરીરમાં જ

કરી શકે છે. જ્યાં સુધી સંપૂર્ણ વિકાસ થતો નથી ત્યાં સુધી આત્મા શરીરશૂન્ય રહી શકતો નથી. સંસારમાંથી છૂટી જઈને મુક્તિ મેળવે નહિ ત્યાં સુધીમાં અનંતા શરીરો ધારણ કરે છે અને તે બધાં ય ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે, અને એટલા માટે જ એક શરીરમાં અનુભવેલું બીજા ભિન્ન શરીરમાં વિશિષ્ટ જ્ઞાન સિવાય સાંભરતું નથી, જેથી કોઇ પણ જીવ પોતે અનુભવેલી મૃત્યુની વેદના ભિન્ન શરીરમાં હોવાથી કહી શકતો નથી. જીવ જે જીવનમાં જીવતો હોય તેમાં તેને આધિ, વ્યાધિ, આપત્તિ, વિપત્તિ આદિનો અનેક વખત અનુભવ થયેલો હોવાથી તે સંબંધી વેદનાઓનો સાંભળતાંની સાથે જ સાચી રીતે સાક્ષાત્કાર થઈ જાય છે અને અતિશય ઉદ્વેગવાળો થાય છે; પણ શાસ્ત્રમાં કહેલી મૃત્યુની વેદના સાંભળવાથી સાક્ષાત્કાર તો થતો નથી, પરંતુ સંસ્કારોને લઇને વેદના સંબંધી અસત્કલ્પના કરીને ભય પામે છે.

પ્રાણી માત્ર જાણે છે કે મૃત્યુ અવશ્ય થવાનું જ છે, છતાં પૌદ્ગલિક વસ્તુઓની મમતાને લઇને મરણથી ભય પામે છે, પુન્ય કર્મના બળથી જેમની પાસે લાખોની, કરોડોની મિલકત હોય, અને પૌદ્ગલિક સુખનાં સાધન સ્ત્રીઓ, બાગ, બંગલા, મોટર, નોકર, ચાકર વગેરે હોય અને જો તેઓ તાત્ત્વિક જ્ઞાનશૂન્ય હોય તો અજ્ઞાનતાથી ધર્મ-કર્મ ભુલાવીને વિષયોમાં ચોવીસે કલાક લીન રહેતા હોવાથી તેમને મૃત્યુ સમયે ધનસંપત્તિ રહિત સાધારણ મનુષ્યો કરતાં બમણી વેદના થાય છે, કારણ કે બાહ્ય સંપત્તિ વગરના સાધારણ જીવોને તો કેવળ શરીરની મમતા હોવાથી શરીર માત્ર છોડવાની વેદના થાય છે, પણ પૌદ્ગલિક સુખના સાધનરૂપ બાહ્ય સંપત્તિ જેમની પાસે હોય છે તેમને તો દેહની અને બાહ્ય સંપત્તિની બેવડી મમતા હોવાથી દેહ અને સંપત્તિ બન્ને છોડતાં બેવડું દુઃખ થાય છે.

આયુષ્યકર્મ ક્ષય થવાથી દેહનું છૂટી જવું તે મરણ કહેવાય છે અને તે જીવને ગમતું નથી, કારણ કે જીવને દેહ છોડવો ગમતો નથી અને એટલા માટે જ જીવ મરણનું નામ સાંભળીને ભય પામે છે. જીવને હું દેહથી સર્વથા ભિન્ન છું, દેહનો ધર્મ અને મારો ધર્મ સર્વથા ભિન્ન છે ઇત્યાદિ શરીર અને પોતાના ભેદસ્વરૂપનો સ્પષ્ટ બોધ હોતો નથી પણ હું દેહસ્વરૂપ છું એવી શ્રદ્ધા હોય છે, જેને લઇને ચોવીશે કલાક દેહની સેવામાં બન્યો રહે છે. શરીરની આકૃતિ, સંઘયણ, સંસ્થાન કે રૂપ સારું ન હોય તો મનમાં ખેદ પામે છે, શરીર નિર્બળ હોય તો સબળ બનાવવા પ્રયાસ કરે છે, સુકાઈ ગયું હોય તો પુષ્ટ બનાવવા મથે છે અને અનેક જીવોનો વિનાશ કરીને પણ શરીરને સાચવવા પ્રયત્નશીલ રહે છે.

પ્રાણીઓને બાહ્ય સંપત્તિ કરતાં પણ શરીર ઉપર વધારે મમતા હોય છે. તીવ્રતર લોભના અપવાદ સિવાય પ્રસંગ પડ્યે શરીર બચાવવા બાહ્યની સઘળી ય સંપત્તિ જતી કરે છે. કોઈ બળાત્કારે શરીર છોડવવા પ્રયાસ તો દૂર રહ્યો પણ ભાવના માત્ર રાખે તો પણ તેના પૂર્ણ દ્વેષી થાય છે. દ્રવ્યહરણ કરવામાં તેટલું દુઃખ થતું નથી કે જેટલું પ્રાણહરણ કરવામાં થાય છે.

જીવને બાહ્ય સંપત્તિ કરતાં શરીર ઉપર વધારે મમતા હોવાનું કારણ માત્ર એટલું જ છે કે શરીરની સાથે ઓતપ્રોત થઇને અવતરે છે અને દ્રવ્યાદિ બાહ્ય સંપત્તિઓ પાછળથી પ્રાપ્ત થાય છે. જેમ એક જ જીવનમાં બાહ્ય સંપત્તિનો અનેક વખત સંયોગવિયોગ થાય છે તેમ દેહનો અનેક વખત સંયોગવિયોગ થતો નથી. દેહનો એક વખત પણ વિયોગ થાય તો

ફરીને તે જ દેહનો સંયોગ થતો નથી, તેમ જ દેહનો વિયોગ થવાથી જીવન તથા બાહ્ય સંપત્તિનો પણ વિયોગ થઇ જાય છે; પણ બાહ્ય સંપત્તિનો વિયોગ થવાથી દેહ તથા જીવનનો વિયોગ થતો નથી અને એટલા માટે જ જીવને દેહ ઉપર વધારે મમતા હોવાથી તેનો છૂટી જવાનો મોટો ભય રહે છે.

મૃત્યુને કાળ અથવા તો ક્ષેત્રનો પ્રતિબંધ નથી. ગમે તે કાળે અને ગમે તે સ્થળે આવી શકે છે. મૃત્યુ આવ્યા પછી એક ક્ષણ પણ વિલંબ કરતું નથી, અધૂરાં કાર્ય પૂરાં કરવા દેતું નથી; સગાસંબંધીને મળવા દેતું નથી; પ્રમાદવશ થયેલા અવ્યવસ્થિત જીવનને વ્યવસ્થિત કરવા દેતું નથી અને જીવને સીધો પરલોકના પંથે પ્રયાણ કરાવી દે છે. રસ્તામાં ચાલ્યા જતા હોઇએ, અનેક પ્રકારની આશા–તૃષ્ણાઓના ઉભરાઓ ઉપરાઉપર આવી રહ્યા હોય, ઉત્તરોત્તર અનેક કાર્યો સિદ્ધ થવાની સંપૂર્ણ ખાતરીથી આનંદ તથા હર્ષ હૃદયમાં સમાતો ન હોય એવે સમયે અને એવે સ્થળે જેમ બાજપક્ષી ચકલાને ઉપાડીને લઈ જાય છે તેમ મૃત્યુ જીવને ઝડપથી લઈ જાય છે કે તરત જ માનવીની સંકલ્પસૃષ્ટિનો પ્રલય થઈ જાય છે.

લાખો–કરોડોની જંગમ–સ્થાવર મિલકત હોય, સ્ત્રી, પુત્ર–પુત્રી, કાકા–ભત્રીજા, માતા–પિતા, ભાઈ–ભગિની આદિ બહોળું કુટુંબ હોય, ઘરથી પેઢી સુધી પણ પગપાળા ન જવું પડતું હોય, પાંચ દશ દાસ–દાસીઓ પડતો બોલ ઝીલી લેવા હરવખત હાજર ઊભા જ હોય, એવા લૌકિક દૃષ્ટિએ કહેવાતા પાંચ સાત શ્રીમંતો સ્વસંપત્તિના ગર્વમાં ચકચૂર બનીને આનંદથી મોટરમાં બેસીને લટાર મારવા નીકળી પડ્યા હોય અને કોઈ એક ઉપવનમાં વૃક્ષોની ઘટામાં અનેક પ્રકારની ક્રીડામાં સ્વર્ગીય સુખ અનુભવી રહ્યા હોય, એવામાં મૃત્યુ આવીને જીવનદીપક બુઝાવી નાખે છે અને સઘળુંય અંધકારમય થઇ જાય છે. સંપત્તિ, કુટુંબ કે સ્વર્ગીય સુખમાંથી તેમની પાસે અંશ માત્ર પણ અવશિષ્ટ રહેતું નથી.

મમતાળુ માનવી અજ્ઞાનતાને લઇને મોતની કળાને કળી શકતો નથી, મોતના કાવાદાવા સમજી શકતો નથી અને ઘણી જ રાજીખુશીથી મોતને મળવા તેની બતાવેલી દિશામાં પ્રયાણ કરે છે અર્થાત્ વિષયાસક્ત બનીને હદ ઉપરાંત વિષય સેવે છે. ક્રોધના આવેશમાં ખૂન કરે છે, અથવા તો ફૂવોહવાડો કરે છે. માનના આવેશથી અનેક દુશ્મનો ઊભા કરે છે. માયાને વશ થઇને અનેક ખટપટો કરીને અને વિશ્વાસઘાત કરીને અનેકનો દ્રોહી બને છે. લોભમાં વશ થઇને સમુદ્ર તથા મહાન અટવીઓ ઓળંગે છે. આ પ્રમાણે મૃત્યુની દિશામાં પ્રયાણ કરવાથી પરિણામે મૃત્યુ જીવનસર્વસ્વ ઝૂંટવી લે છે જેથી જીવનથી દરિદ્રી થયેલો માનવી પરલોકમાં પ્રયાણ કરી જાય છે.

ધનસંપત્તિ, કુટુંબપરિવારની ગર્વોષ્માથી હુંફાળો થયેલો માનવી બધુંય કાંઇ સાથે લઇને ફરતો નથી, સાથે તો ફક્ત શરીર ઉપર બેચાર વસ્ત્રો કે બેચાર ઘરેણાં અને એથીય વધારે ગણીએ તો ખીસામાં બસો, પાંચસો કે હજારનાં નાણાં. બાકીની સંપત્તિ તો જ્યાંની ત્યાં પડેલી જ રહે છે, કેવલ સંપત્તિનું અભિમાન જ પોતાની સાથે રાખે છે અને મનમાં મમતાના ઉભરાથી પોતાને સુખમાં નિમગ્ન જુએ છે. આવો માનવી નાટક–સિનેમા જોવા બેઠેલો હોય છે, નાટકસિનેમામાં શૃંગારરસપૂર્ણ દૃશ્ય જુએ છે; કામવાસનાથી વાસિત હૃદયે

દૃશ્ય પ્રમાણે ઘેર જઇને વર્તવા મનસૂબો કરે છે, કામેચ્છા શીઘ્ર પૂર્ણ કરવાની હોંશ અત્યંત આતુર બનાવી દે છે. અને નાટકસિનેમાની પૂર્ણાહુતિ થતાંની સાથે જ ઉતાવળમાં નાટ્યશાળાના દરવાજા બહાર નીકળે છે કે તુરત જ ઠોકર વાગે છે અને મૃત્યુ જીવન ઝૂંટવી લઇને પલાયન કરી જાય છે કે તત્કાળ હોંશના વાદળ વિખરાઇ જાય છે અને બધું ય હતું નહતું થઇ જાય છે.

સંપત્તિની કે રાજ્યશાસનની સત્તાથી સત્ત્વહીન થઇને બીજાને કનડવામાં જ સત્તાની સાર્થકતા સમજનાર સત્તાંધ માનવી અનાથ–અસહાય અને નિર્દોષ પ્રાણીઓને સતાવીને તેમના સુખી જીવનમાં વિઘ્ન ઉપસ્થિત કરી રહ્યો હોય, જીવનનિર્વાહ નષ્ટ કરવાની આશંકાથી ભયભીત બનેલા અનેક જીવોના નમ્ર નમન તથા આજીજીઓ મેળવવા છતાં તેમના તરફ કરડી નજરથી નિહાળી રહ્યો હોય; સત્તા–મદના ઘેનમાં યદ્વા તદ્વા માર્મિક વચનોની વૃષ્ટિ કરીને ઉદ્વેગ તથા ભયના શીતથી કંપાવી રહ્યો હોય, મૃત્યુને વિસારીને તુચ્છ ધનના લોભથી બીજા જીવો કે મરો તેની પણ પરવા ન રાખીને તેમની પાસેથી રક્તની જેમ ધનને ચૂસી રહ્યો હોય, એટલામાં મૃત્યુ આવીને તેનું પ્રાણધન હરી લે છે કે જેથી તેને અગ્નિનું શરણ લેવું પડે છે અને છેવટે રાખ ભેગું ભળવું પડે છે.

કહેવાતા વિદ્વાન, પંડિત કે સાક્ષર, ઓળખાતા વૈદ્ય કે ડોકટર અને પૂછાતા વકિલ કે બેરિસ્ટર કોઇ ધનને માટે તો કોઈ કામ–લાલસાને માટે, કોઇ માનપ્રતિષ્ઠાને માટે તો કોઈ પોતાની બુદ્ધિમત્તા તથા ડહાપણ બતાવવાને માટે, કોઈ પ્રસિદ્ધિને માટે તો કોઈ તુચ્છ સ્વાર્થ સાધવાને માટે છળ–પ્રપંચ કરી અનેક પ્રકારના કાવાદાવા કરી રહ્યા હોય; અસત્ય તથા અનીતિના આશ્રય તળે આનંદ મનાવી રહ્યા હોય; વિશ્વાસુઓના વિશ્વાસઘાત કરીને અછતા ગુણોની શ્રદ્ધા બેસાડવા આડંબરની જાળ પાથરી રહ્યા હોય; જાણે મોત પોતાને ઓળખતું જ નથી એમ સમજીને જ કર્ત્તવ્યાકર્ત્તવ્યની ઉપેક્ષા કરી રહ્યા હોય, એવાઓની સન્મુખ મૃત્યુ જ્યારે લાલ ડોળા કાઢીને ધૂરકાવતું ઊભું રહે છે ત્યારે એકદમ તેનું શરીર ઠંડું થઈ જાય છે અને આંખો મીંચીને અસહ્ય વેદના સહન ન થવાથી તરફડીયા મારતા દેહનો ત્યાગ કરી ચાલતા થાય છે.

માનવી મૃત્યુને હાંકી કાઢવાને મૃત્યુના દાસ બનેલાની સહાય તથા સલાહ લે છે ત્યારે તેઓ એ જ સલાહ આપે છે કે જ્યારે મૃત્યુ તમારા જીવનમાં ઉપદ્રવ કરવાની શરૂઆત કરે કે તરત જ તમારે બીજા ક્ષુદ્ર જીવોના જીવન મૃત્યુને અર્પણ કરી દેવાં, જેથી તે તમારા જીવનને જરાય ઇજા પહોંચાડશે નહિ. આ પ્રમાણે તેઓ સલાહકાર થાય છે, એટલું જ નહીં પણ બીજાને મોતથી બચાવવાને અને પોતે પણ મોતથી બચવાને તેમ જ તેનો પરાજય કરવાને અનેક જીવોને મૃત્યુના મોંમાં હડસેલીને અખતરાઓ કરે છે, છતાં છેવટે અત્યંત શીઘ્રતાથી મૃત્યુ તેમનો કોળિયો કર્યા સિવાય રહેતું નથી, કારણ કે અનેક જીવોના જીવનનું ભક્ષણ કરવાથી મૃત્યુ નિર્બળ બનવાને બદલે અત્યંત સબળ થાય છે તેમ જ જીવન ભક્ષણ કરવાને ટેવાઇ ગએલું હોવાથી અન્યના જીવન આપનારના જ જીવનને ભક્ષણ કરી જાય છે. મૃત્યુનો પરાજય કરીને તેના દાસત્વમાંથી છૂટવાને માટે મૃત્યુનો પરાજય કરીને સર્વથા સ્વતંત્ર બનેલાં શુદ્ધાત્માઓની સલાહ લઇને તેમના બતાવેલા માર્ગે ચાલવાની અત્યંત

આવશ્યકતા છે. આવા મૃત્યુથી મુક્તિ મેળવીને સ્વતંત્ર બનેલા મહાપુરુષો, મૃત્યુને નિર્બળ બનાવી પરાસ્ત કરવાની ભાવનાવાળા અર્થાત્ શાશ્વતું જીવન મેળવવાની ઇચ્છાવાળા પ્રાણીઓને વારંવાર ભાર દઇને જણાવે છે કે–જો તમારે મૃત્યુને નિર્બળ બનાવવું હોય તો પુદ્ગલાનંદીપણું છોડીને આત્માનંદી બનો. જ્યાં સુધી તમને પાંચે ઇદ્રિયોના વિષયોને પોષી આનંદ મેળવવાને માટે અન્ય જીવોના જીવન મૃત્યુને અર્પણ કરવાની અત્યંત આવશ્યકતા રહેશે, કારણ કે તે સિવાય જીવોએ ગ્રહણ કરેલા શરીરરૂપ પુદ્ગલો તમે મેળવી શકશો નહીં. અને પુદ્ગલો મેળવ્યા સિવાય વૈષયિક આનંદ પણ મેળવી શકશો નહીં. આ પ્રમાણે કરવાથી મૃત્યુ સબળ બનીને તમારું જીવન પણ ભક્ષણ કરી જશે; એટલું જ નહીં પણ પોતાના તુચ્છ વૈષયિક સુખો માટે તમે જેટલા જીવોના શરીરોનો ઉપયોગ કર્યો હશે તેટલા શરીરો બીજા જીવોના પૌદ્ગલિક સુખના ઉપયોગ માટે તમારી પાસેથી લઇને તેમને આપશે, અને તમારે પણ તેટલા શરીર ધારણ કરીને આપવા પડશે, અને આ પ્રમાણે કરવાથી તમે કોઈ પણ કાળે મૃત્યુથી મુક્ત થઇને શાશ્વતું જીવન મેળવી શકશો નહીં અને મૃત્યુનો ભય સદાને માટે તમારો સાથી રહેવાનો જ, માટે તુચ્છ, અસાર, કૃત્રિમ વૈષયિક આનંદ તથા સુખની તૃષ્ણા ત્યાગીને કોઈ પણ જીવના જીવનને મૃત્યુ ન પમાડવું જેથી મૃત્યુ સર્વથા નિર્બળ બની જશે અને તમારા શાશ્વતા જીવનનો વિકાસ થવાથી મૃત્યુ તમારી પાસેથી હંમેશ માટે વિદાય લેશે.



## વ્યાધિમીમાંસા

( ૭૯ )

સંસારમાં માનવી વ્યાધિથી બહુ જ બીવે છે, કારણ કે વ્યાધિ મોતનો દૂત છે. તેને કાઢવા માટે કંજૂસમાં કંજૂસ માણસ પણ પૈસા છૂટથી વાપરે છે. જેની પાસે ન હોય તે દેવું કરીને પણ નીરોગી બનવા પ્રયાસ કરે છે. વ્યાધિ માનવીનાં રૂપ, બળ, સુંદરતા આદિનો નાશ કરીને કૃશ બનાવી દે છે, જેથી માનવી દીન–કંગાળ જેવો બની જાય છે અને મિથ્યાભિમાન ઓગળી જવાથી બીજાઓની પાસે દયાની યાચના કરે છે. વ્યાધિની અસહ્ય તીવ્ર વેદનાથી દુઃખી થતા દરદીને જોઇને કઠોર હૃદયવાળા શત્રુને પણ કાંઇક દયા આવી જાય છે અને પોતાનાથી બનતું કરે છે. સગાસંબંધી ન્યાતજાતના ભેદ ભૂલી જઇને રસ્તે જનાર માનવીનું હૃદય પણ વ્યાધિગ્રસ્તની સેવા કરવા આકર્ષાય છે.

વ્યાધિ એટલે અડધું મોત. જો વ્યાધિને અને પોતાને પરસ્પર સર્વથા સંબંધ ન હોય તો કોઇ પણ વ્યાધિથી બીવે નહિ અને તેને કાઢવાની પૂરતી કાળજી પણ કોઇ રાખે નહિં; પરંતુ બન્નેના સંબંધનો અનુભવ માનવી માત્રને હોય છે; કારણ કે વ્યાધિ આવ્યા પછી મોત સહેલાઇથી આવી શકે તેવી બધા ય પ્રકારની ગોઠવણ કરે છે. પ્રથમ તો જીવવાના નિમિત્તરૂપ અન્ન ઉપર અરુચિ ઉત્પન્ન કરાવે છે એટલે દરદી અન્નનો અનાદર કરે છે, જેની અસર શારીરિક બળ ઉપર થાય છે અર્થાત્ શરીર કૃશ બનીને નિર્બળતા આવી જાય છે અને સુખ–શાંતિ તો વ્યાધિનો પડછાયો પડ્યો કે તરત જ પલાયન કરી જાય છે. વ્યાધિની કનડગતથી દુઃખી થયેલો દરદી વ્યથિત હૃદયે ક્રોધકષાયનો આદર કવચિત્ કવચિત્ કરે છે, પણ ઇંદ્રિયોના વિષયોથી વિરામ પામી જાય છે, કોઇ પણ વિષયની શાંતિ કે આનંદ મેળવી શકતો નથી. જે રોગી નીરોગી અવસ્થામાં પ્રભુની અવગણના કરતો હતો તે હવે વ્યાધિગ્રસ્ત થયા પછી પ્રભુની સ્તુતિ તથા સ્મરણ કરીને વ્યાધિથી છોડાવવાને આજીજી કરે છે, દેવ–દેવીઓનો આશરો શોધે છે, અને વૈદ્યની મરજી પ્રમાણે વર્તવા પૂરતું લક્ષ આપે છે. આત્મશ્રેય માટે પ્રભુએ બતાવેલા ભક્ષ્યાભક્ષ્ય વિવેકનો તથા યમનિયમનો અનાદર કરતો હતો તે હવે વ્યાધિથી છૂટવાને વૈદ્યે બતાવેલા ભક્ષ્યાભક્ષ્ય તરફ પૂરતું લક્ષ આપે છે. લાંઘણો કરવાનો કે દુર્વ્યસનો છોડવાનો તથા મહિનાઓ સુધી છાશ–પાણી ઉપર રહેવાનો વૈદ્યનો આદેશ સ્વીકારે છે.

એમ તો બધા ય જાણે છે અને માને છે કે જે જન્મ્યો તે જરૂર મરવાનો તો છે જ,

તો પણ માનવી મોતથી બીવે છે અને જીવવાને માટે બધોય ભોગ આંપવાને તૈયાર થઈ જાય છે; કારણ કે જડાસક્ત માનવીને એવી દૃઢ શ્રદ્ધા હોય છે કે ભોગોપભોગની જે કાંઇ વસ્તુઓ મળી છે તેવી મરી ગયા પછી મળવાની જ નથી; માટે જો મોત આવ્યું તો પછી બધું ય છોડીને જવું પડશે અને કષ્ટ વેઠીને ભેગી કરેલી ધન-સંપત્તિના ભોગવનાર બીજા થશે. આવા વિચારોથી જ માનવી મોતથી બીવે છે અને વ્યાધિ આવે છે કે તરત જ તેને કોઇ પણ હિસાબે કાઢવાની કાળજી રાખે છે અને વૈદ્ય-ડોકટરોને બોલાવીને વ્યાધિને કાઢવાને માટે મોંમાંગ્યા પૈસા આપે છે; કારણ કે પુદ્ગલાનંદી જીવ માને છે કે વૈદ્ય-ડોકટરોના ઉપચારોથી વ્યાધિ મટી જાય છે. કદાચ વૈદ્ય કહી દે કે ફિકર કરશો નહિં, તમારો વ્યાધિ ચાલ્યો જશે અને તમે મરવાના નથી, તો પછી દરદી વૈદ્યના વચનનો સર્વજ્ઞના વચનથી પણ વધારે આદર કરે છે, પોતે શ્રદ્ધાપૂર્વક માની લે છે કે હું મરીશ નહિં. પ્રભુ કહે છે કે-જડાસક્તિથી કોઇ પણ જીવને મારશો નહિ તો તમે પણ મરશો નહિં, કોઈ પણ આત્માને દુઃખ, ભય, ત્રાસ આદિ આપશો નહિં તો તમે પણ અનેક પ્રકારના વ્યાધિ આદિથી દુઃખ, ત્રાસ કે ભય પામશો નહિ, દુઃખસ્વરૂપ ક્ષણિક સુખ માટે અનંતાકાળે પણ અંત ન આવે એવા જન્મ-જરા-મરણના અગાધ દરિયામાં ડૂબી મરશો નહિ, વગેરે. આવા પ્રકારના સર્વજ્ઞ પ્રભુના વચનો ઉપર અશ્રદ્ધા રાખીને વિષયાસક્ત જીવ ગણકારતાં નથી પણ અજ્ઞાની વ્યાધિઓના દેણદાર અને મોતના તાબેદાર વૈદ્ય ડોકટરોના વચનોને શ્રદ્ધાપૂર્વક આદરે છે માટે જ તેઓ માયા સુખના તથા પોતાના જ આત્માના સાચા શત્રુ કહી શકાય, કારણ કે જે પ્રભુના વચનની અવજ્ઞા કરે છે તે પ્રભુની અવજ્ઞા કરે છે, અને પ્રભુની અવજ્ઞા કરનાર જ આત્માનો સાચો શત્રુ છે. બાકી તો સંસારમાં આત્માનો બીજો કોઇ પણ શત્રુ નથી અને જે બીજાને શત્રુ માને છે તે વીતરાગ પ્રભુના માર્ગનો ભોમિયો જ નથી.

લાખોની સંપત્તિવાળા કે જેમણે ઇચ્છા પ્રમાણે પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી રાખ્યા હોય છે, તેઓ પોતાને ભૂલી જઇને અત્યંત આસક્તિથી વૈષયિક સુખો ભોગવે છે અને પોતાને પરમ સુખી માને છે. વૈષયિક સુખમાં અંતરાય-વિઘ્ન નાખનારા ધર્મ તથા નીતિ ઉપર તેમને અત્યંત તિરસ્કાર હોય છે. ઇચ્છાયુક્ત કે ઇચ્છામુક્ત જેમની પાસે સુખનાં સાધન હોતા નથી પણ માત્ર જીવવાના સાધનની સાચી સંપત્તિ કે મિથ્યા સંપત્તિ મેળવવા જીવન વ્યતીત કરી રહ્યા હોય છે તેમને પરમ દુઃખી અને પોતાને સર્વ પ્રકારે સુખી માની મિથ્યાભિમાનના નશામાં ભાવી વિપત્તિને ભાળતા નથી. પણ જ્યારે આસક્તિભાવનો સહોદર વ્યાધિ આવીને ઊભો રહે છે કે તરત જ પરમ સુખ વિલય પામી જાય છે અને સાદું જીવન જીવનાર માનવી જેટલો સુખી હોય છે તેનાથી લાખગણું દુઃખ અનુભવે છે; કારણ કે સાધારણ માનવી ભલે વ્યાધિગ્રસ્ત હોય તોયે તેને ઘણા વખત પછી મોત સાંભરે છે અને વ્યાધિ મટી જવાની આશાના આધારે સાધારણ ઉપાયોથી વૈદ્ય ડોકટરોની સહાયતા વગર પણ વ્યાધિથી મુક્ત થાય છે. તેમ છતાં કદાચ મોત તેડવા આવે તો ખુશીથી તેની સાથે જવા તૈયાર થઇ જાય છે; કારણ કે તેને પોતાની ધન-સંપત્તિના માલીક બીજા બનશે કે બાગ, બંગલા આદિ સુખનાં સાધન મેળવ્યાં છે તે મરી ગયા પછી પાછાં મળવાનાં નથી, એવું કશુંય મનમાં આવતું નથી તેમ જ કાંઈ પણ સંપત્તિ પાછળ છોડી જવાને માટે હોતી નથી એટલે

ઘણી જ ખુશીથી મોતની સાથે વિદાય થઇ જાય છે, પણ પાદ્ગલિક સુખનાં સાધન જેવાં કે બાગ, બંગલા, મોટર આદિ સામગ્રીવાળો માનવી તો મેળવેલા ભોગો ભોગવવા માટે મોતને નોતરનાર અને સુખ ભોગવવામાં વિઘ્ન નાખનાર વ્યાધિને કાઢવા ઘણો જ આતુર હોય છે. એટલે સારામાં સારા વૈદ્યો ડોકટરોનો આશ્રિત બને છે, કારણ કે શ્રીમંતને વ્યાધિ થયો કે તરત જ મોતના ઓળા દેખાવા માંડે છે. અને તેને વિચારો જ એવા આવે છે કે મેળવેલા ભોગોને નિરંતર ભોગવવા ઘણું જીવાય તો ઠીક, કદાચ સુખના સાધન ધન–સંપત્તિ નાશ પામી જાય તો પણ સ્વપ્નના ભોગની જેમ અસંતોષી હોવાથી પાછી ધન–સંપત્તિ મેળવવાની ધૂનમાં મરવું પસંદ કરતો નથી, છતાં છેવટે મૃત્યુ આવીને અધોગતિના મહાસાગરમાં હડસેલી મૂકે છે.

અનાદિકાળનો અજ્ઞાની જીવ નથી સમજતો વ્યાધિને કે નથી સમજતો સુખને, તેમ જ નથી સમજતો સંપત્તિને કે નથી સમજતો વિપત્તિને અને મોહની શિખવણીથી સાચાને જૂઠું અને જૂઠાને સાચું માની ભવઅટવીમાં ભમ્યા કરે છે. વ્યાધિ એટલે અસાતાવેદનીનો ઉદય અને તે કર્મસ્વરૂપ છે. તેનો ક્ષય થયા વગર વ્યાધિ મટી શકતો નથી. બાહ્યના ઉપચારો અસાતા ક્ષય ન થાય ત્યાં સુધી કામ આવી શકતા નથી અને વૈદ્ય–ડોકટરો વ્યાધિ મટાડી શકતા નથી, કારણ કે જે પોતાનો જ વ્યાધિ મટાડી શકે નહિ તે બીજાનો કેવી રીતે મટાડી શકે ? જેટલા પ્રમાણમાં અસાતા ઉદયમાં આવી હોય તેનો રસ તથા સ્થિતિ ભોગવાઇ રહ્યા પછી પોતાની મેળે જ વ્યાધિ મટી જાય છે. દવાઓને વ્યાધિ મઠાડવામાં જે નિમિત્ત માનવામાં આવે છે તે લૌકિક દૃષ્ટિએ વ્યવહાર પૂરતું છે. જો વ્યાધિ મટાડવાની શક્તિ દવામાં હોય તો દિવસો અને મહિનાઓ કેમ વીતી જાય છે, દવા લીધી કે તરત જ કેમ નથી મટી જતું ? અને જો દવાઓથી વ્યાધિનો સર્વથા નાશ થઇ જતો હોય તો પાછો કદીએ વ્યાધિ થવો જોઇએ નહિ, પણ માનવીને ઘણી વખત વ્યાધિ આવે છે ને જાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. પણ ગરીબ માણસો પૈસાના અભાવથી તથા પશુ–પક્ષીઓ દવા નથી કરતા તો પણ તેમનો વ્યાધિ મટી જાય છે, માટે દવાથી વ્યાધિ મટે છે કે વૈદ્યો મટાડે છે એ જે કહેવાય છે તે સાત્ત્વિક સત્ય નથી પણ અસાતાની સ્થિતિ પૂરી થવાથી કે અસાતા વેદની ક્ષય થવાથી વ્યાધિ મટી જાય છે તે સાત્ત્વિક સત્ય છે.

અનાદિકાળથીજ જીવ તથા કર્મનો સંબંધ છે. બન્ને પરસ્પર ઓતપ્રોત થઇને રહેલા છે. અલ્પજ્ઞ જીવોને કર્મના કાર્યની જેમ જીવનું જ્ઞાન નથી તો પણ અનુમાનથી જીવને જાણી શકે છે. જીવની સાથે જોડાયલાં કર્મ અનેક પ્રકૃતિવાળાં હોવાથી જ્ઞાનાવરણીય આદિ આઠ સંજ્ઞાઓ રાખી છે, તેમાં વેદનીય સંજ્ઞાવાળું પણ એક કર્મ છે અને તે સુખ તથા દુઃખ એમ બે પ્રકારે અનુભવાતું હોવાથી સાતા અને અસાતા નામથી ઓળખાય છે. જયારે જીવ સુખ ભોગવતો હોય ત્યારે અસાતાવેદનીનો ઉદય કહેવાય છે. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો અનાદિકાળથી જીવો અસાતા જ ભોગવતા આવ્યા છે તે જ્યારે મુક્ત બનશે ત્યારે અસાતાથી મુક્ત થશે અને જે મુક્તિના અનધિકારી (અભવ્ય) છે તેઓ તો અસાતાથી મુકાવાના જ નથી, માટે ભવ્ય જીવે ભોગવેલી સાતા અસાતાને સરખાવીને સાતા કરતાં અસાતા અનંતાનંતગણી વધી જશે, કારણ કે અદૃશ્ય જગત કે જે જીવોની ખાણ (નિગોદ) કહેવાય છે તેમાં રહેલા જીવો અનાદિકાળથી

જ અસાતા–દુઃખ ભોગવી રહ્યા છે, જેમાં એક શ્વાસોશ્વાસ લઈએ તેટલામાં સત્તર વખતથી કાંઈક અધિક જન્મમરણ કરે છે. એટલે તેઓ અનાદિકાળથી ત્યાં રહેલા હોવાથી પરમ દુઃખ ભોગવે છે કે ત્યાં સુખનો અંશ પણ નથી. આપણને વિચાર કરતાં એમ જ લાગે કે જાણે અનાદિકાળથી એક અસાતાસ્વરૂપ જ વેદનીય કર્મ હશે. જ્યારે જીવ અદૃશ્ય જગતમાંથી નીકળીને દૃશ્ય જગતમાં આવે છે ત્યારે સાતાવેદનીનો અનુભવ કરે છે, તેમાં પણ જ્યારે દેવલોકમાં જાય છે ત્યારે કાંઈક વધુ પ્રમાણમાં સુખ–સાતા ભોગવે છે; બાકી તો નરકમાં કેવળ દુઃખ જ ભોગવે છે. અને મનુષ્ય તથા પશુ, પક્ષી વિગેરે તિર્યંચોમાં તપાસીએ તો સાતા કરતાં અસાતા વધી જાય છે. ગમે તેટલા પૌદ્ગલિક સુખના સાધનવાળો માણસ હોય તો પણ તેના જીવનનો મોટો ભાગ આધિ–વ્યાધિથી ઘેરાયેલો હોવાથી અસાતા–દુઃખનું પ્રમાણ અત્યંત વધી જાય છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો આત્મસ્વરૂપનું સાચું સુખ તો સમ્યગ્જ્ઞાનપૂર્વક દેશથી કે સર્વથી મુક્ત થયેલા આત્માઓ જ ભોગવી રહ્યા છે. બાકી તો પુન્ય કર્મજન્ય સાતા ભોગવે છે, અને તે પણ ઘણા જ થોડા પ્રમાણમાં; કારણ કે જ્યાં સુધી જડાસક્તિ હોય છે ત્યાં સુધી જીવ અસાતાવેદની બાંધે છે અને તેના ઉદયથી દુઃખ ભોગવવું પડે છે. કદાચ ધર્મ નિમિત્તે જપ–તપ આદિ કષ્ટાનુષ્ઠાન કરે તો ય પુદ્ગલાનંદી હોવાથી ઘણી જ થોડી સાતાવેદની બાંધે છે. જે જીવો લોકોત્તર પુન્યજન્ય સુખ ભોગવે છે તે સમ્યગ્જ્ઞાનથી જડાસક્તિ ટળી ગયા પછી જપ, તપ, સંયમ આદિ દ્વારા બાંધેલી સાતાવેદનીનું પરિણામ છે. માનવી દુઃખસ્વરૂપ પૌદ્ગલિક સુખ ભોગવવાની લાલસાથી બીજા જીવોને ત્રાસ, ભય, દુઃખ તથા મરણાંત કષ્ટ આપીને કે મારીને અસાતાવેદનીય કર્મ બાંધે છે અને તેથી ભોગવેલા કૃત્રિમ સુખનું આધિ–વ્યાધિ તથા જન્મ–મરણના રૂપમાં આવે છે. અસાતાવેદની અને અલ્પ આયુષ્યના કારણભૂત જીવોનું છેદન, ભેદન, દહન કર્યા વગર કે ત્રાસ, ભય તથા દુઃખ આપ્યા વગર માનવી પૌદ્ગલિક સુખ ભોગવી શકતો જ નથી. અર્થાત્ અજ્ઞાની જીવોએ માનેલું બનાવટી વૈષયિક સુખ ભોગવવાને પૂર્વોક્ત પ્રકારે જીવોની વિરાધના–હિંસા અવશ્ય કરવી પડે છે પૌદ્ગલિક સુખ અને અહિંસા સાથે રહી શકતાં જ નથી અથવા તો આસક્તિ અને દયાનો મેળ મળી શકતો નથી. સંસારમાં કોઈ પણ જડાસક્ત જીવ બીજા જીવોને માર્યા વગર વૈષયિક સુખ ભોગવી શકતો જ નથી. અને દુઃખસ્વરૂપ ક્ષણિક સુખ માટે બીજા જીવોને દુઃખ આપવું તથા મારવું તે વ્યાધિ તથા મૃત્યુનું પોષક છે. જ્યાં સુધી બીજા જીવોને મારીને સુખ ભોગવવાની, વ્યાધિ મટાડવાની કે જીવવાની ભાવના છે અથવા તો સુખ, આરોગ્યતા તથા જીવન મેળવવાની શ્રદ્ધા છે ત્યાં સુધી કોઈ પણ જીવ આધિ, વ્યાધિ તથા મરણમાંથી મુકાતો નથી તેમ જ વૈદ્ય–ડોકટરો પણ દવાના ઉપચારથી મુક્ત કરી શકતા નથી; માટે વ્યાધિથી મુકાવું હોય, સુખ જોઈતું હોય અને જીવવું હોય તો સાચા સુખને સમજીને જડાસક્તિથી વિરામ પામી જાઓ અને કોઈ પણ જીવનું છેદન, ભેદન કે દહન ન કરો તથા દુઃખ, ત્રાસ, ભય અને મરણથી મુકાઈ જાઓ અને દૃઢ શ્રદ્ધા રાખો કે કોઈ પણ જીવને દુઃખ આપવાથી સુખ મળી શકતું જ નથી એટલે તમે પણ દુઃખોથી મુક્ત થઈ જશો. પરિણામે જન્મ–જરા–મરણના ભયથી છૂટી જઈને શાશ્વતી સુખશાંતિ મેળવી શકશો.

વિષયાસક્ત માનવી અજ્ઞાનતાથી એમ માની લે કે સુંદર સ્ત્રી, મકાન, વસ્ત્ર, ઘરેણાં

આદિ જડાત્મક વસ્તુઓ જોઈને આનંદિત થવાથી, સારાં પુષ્પ આદિની સુગંધીથી પ્રસન્ન થવાથી, સારું ગાયન સાંભળી ખૂબ ખુશી થવાથી, કેવળ વસ્તુના સ્પર્શથી આહ્લાદિત થવાથી અને મધુર આદિ રસથી શાંતિ અનુભવવાથી જીવની વિરાધના–હિંસા થતી નથી અર્થાત્ કોઈ પણ જીવને ભય, ત્રાસ, દુઃખ આપવામાં આવતું નથી તેમ જ કોઈ પણ જીવને મારવામાં આવતો નથી માટે પૌદ્‌ગલિક સુખ ભોગવવામાં જીવોને અવશ્ય દુઃખ આપવું પડે છે કે મારવા પડે છે એવો નિયમ નથી. જીવની હિંસા વગર પૌદ્‌ગલિક સુખ ભોગવી શકાય છે, પણ આવી માન્યતા ભૂલભરેલી છે. જો કે દેખીતી રીતે તો પૂર્વોક્ત વૈષયિક સુખમાં હિંસા જણાતી નથી પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો જીવહિંસા વગર પૌદ્‌ગલિક સુખ ભોગવી શકાતું નથી,-કારણ કે હિંસા બે પ્રકારની છેઃ એક તો પોતાના જ આત્માની અને બીજી પર જીવોની. સારા અનુકૂળ આંખના વિષયથી, કાનના, નાકના, જીભના અને સ્પર્શના અનુકૂળ વિષયથી આનંદ–સુખ અને પ્રતિકૂળ વિષયથી અણગમો–દુઃખ મનાય છે તે રાગ–દ્વેષનું પરિણામ છે. અને તે રાગ–દ્વેષ મોહનીય કર્મનું અંગ હોવાથી જીવને પુષ્કળ કર્મ બાંધવામાં નિમિત્ત બને છે. તેને લઈને જીવને અનંતા જન્મ–મરણ કરવાં પડે છે, જેથી જીવને આત્મહિંસા લાગે છે, કારણ કે વિષયાસક્તિથી જીવ પોતાના જ આત્માના મરણ વધારે છે અને તે જેટલાં મરણ કરે તેટલા જીવોને મારવાની તેને હિંસા લાગે છે. જ્યાં રાગ હોય છે ત્યાં દ્વેષ પણ સાથે જ રહેલો છે. પ્રતિકૂળ વિષયમાં દ્વેષ હોય છે તો અનુકૂળ વિષયમાં રાગ હોય છે. ઈંદ્રિયોના વિષયોમાં જેટલો રાગ વધારે તેટલી જ આસક્તિ પણ વધારે હોય છે અને જેટલી આસક્તિ વધારે હોય છે તેટલી જ અસાતાવેદની તથા મરણનું પ્રમાણ પણ વધારે જ હોય છે, કારણ કે પુદ્‌ગલાનંદી જીવ પુદ્‌ગલોનો ભોગોપભોગ કર્યા વગર સુખ કે આનંદ માણી શકતો નથી. અને તે પુદ્‌ગલો એક ઇંદ્રિયથી લઈને પંચેંદ્રિય સુધી તિર્યંચોના તથા મનુષ્યના દેહરૂપ હોય છે. વૈષયિક સુખ પોષવાને તિર્યંચોના શરીરની ઘણી જ જરૂર પડે છે, ફક્ત સ્પર્શેંદ્રિયનો વિષય એવો છે કે જેમાં મનુષ્ય દેહની પણ જરૂર રહે છે. આંખ, નાક, કાન અને જીભના વિષય માટે મુખ્યત્વે કરીને તો તિર્યંચોના દેહની આવશ્યકતા હોય માટે મનુષ્યો તિર્યંચોના શરીર મેળવવા તેમની હિંસા કરે છે; કારણ કે તેમને માર્યા વગર તેમનાં શરીર ભોગોપભોગના કામમાં આવી શકતાં નથી. માનવીનાં શરીર સુંદરતા, લાવણ્યતા આદિ ચક્ષુ ઇંદ્રિયનાં ઉપભોગ માટે તથા વિષયોપભોગ સ્પર્શેંદ્રિયનો વિષય પોષવાને માટે મનુષ્યને માર્યા વગર ઉપયોગમાં લેવાય છે, જે વિષયાસક્તિ પોષવામાં મનુષ્યદેહની જરૂર પડે છે તેમાં સચેતન દેહ જ ઉપયોગમાં લઈ શકાય છે, પણ પશુ, પક્ષી આદિ તિર્યંચોની જેમ નિશ્ચેતન દેહ કામ આપી શકતો જ નથી. નિશ્ચેતન માનવીના દેહથી તો વિષયસક્તિની જાગૃતિ થતી નથી પણ વિષય–વિરક્તિની જાગૃતિ થાય છે; માટે માનવ દેહને છોડીને શેષ જીવોના દેહ માટે તેમને મારવા પડે છે. કદાચ મારવા ન પડતા હોય તો દુઃખ, ત્રાસ તથા મરણાંત કષ્ટ તો આપવું જ પડે છે; તે સિવાય તો વૈષયિક સુખ ભોગવી શકાતું જ નથી.

આ પ્રમાણે માનવી જડાસક્તિથી વૈષયિક સુખને પોષવાને બીજા જીવોનું છેદન, ભેદન, દહન કરીને તથા મારીને અસાતાવેદની તથા અનેક મરણનો સંચય કરે છે. જ્યારે અસાતા

વેદનીયનો ઉદય થાય છે ત્યારે જીવને જે અસહ્ય તીવ્ર દુઃખો ભોગવવાં પડે છે તેને વ્યાધિ કહેવામાં આવે છે. તે વખતે જે આયુષ્ય–જીવન ભોગવતો હોય તેનો ક્ષય થઇ જવાથી મરણ કહેવાય છે. એટલે કે અસાતાનો ઉદય તે વ્યાધિ અને ક્ષય તે આરોગ્ય, ત્યારે આયુષ્ય કર્મનો ઉદય તે જીવન અને તેનો ક્ષય તે મરણ, આ પ્રમાણે વ્યાધિ અને મરણનું સ્વરૂપ જુદું હોવાથી માનવી અસાતા ઉદયનો ક્ષય ઇચ્છે છે ત્યારે આયુષ્ય કર્મના અક્ષયની ચાહના રાખે છે.

આ પ્રમાણે વ્યાધિ તથા મરણનો કર્મભેદે અરૂપ ભેદ હોવાથી વ્યાધિ, મરણના રૂપમાં પરિણમતું નથી પણ મરણનું નિમિત્તકારણ બની શકે છે, અને તેથી દરદીને મરણની આશંકા રહે છે. જો વ્યાધિથી અવશ્ય મરી જવાતું હોય તો કોઇ પણ દરદી દવાનો આશ્રય લે જ નહિ અને વૈદ્યને બોલાવે જ નહિ, પણ દવા લેવાથી કેટલાક દરદી સાજા થઇ જાય છે અને જીવે છે; કેટલાક ઘણા વખત સુધી રિબાય છે અને છેવટે સાજા થાય છે, ત્યારે કેટલાક ઘણી ય દવાઓ કરવા છતાં પણ મરી જાય છે; માટે જેમ નીરોગી બનવામાં દવા નિમિત્ત છે તેમ મરવામાં વ્યાધિ પણ એક નિમિત્ત છે. જેમ દવાથી બધા દરદી સાજા થતા નથી તેમ વ્યાધિથી બધા દરદી મરી જતા નથી, કારણ કે આયુષ્ય કર્મનો ઉદય ચાલુ હોય અને અસાતાવેદનીયનો ઉદય ક્ષય થઈ ગયો હોય તો દરદી મરતો નથી પણ સાજો થઈ જાય છે. જો અસાતાનો ઉદય ઘણા વખત સુધી રહેવાનો હોય અને આયુષ્યનો ઉદય તેનાથી પણ વધારે કાળનો હોય તો દરદી રિબાઇને છેવટે સાજો થઇ જાય છે અને જો અસાતાનો ઉદય લાંબો હોય અને આયુષ્યનો ઉદય ટૂંકો હોય તો આયુષ્ય કર્મ ક્ષય થવાથી દરદી મરી જાય છે. આયુષ્ય લાંબું હોય અને અસાતા ટૂંકી હોય તો દરદીને દવા લેવાથી આરામ થઇ જાય છે. કદાચ અસાતાવેદનીય લંબાય તો સારામાં સારો કહેવાતો વૈદ્ય કે સારામાં સારી કીંમતી દવા કશો પણ ફાયદો કરી શકતી નથી એટલે દરદી મુંઝાય છે અને અધીરાઇ આવવાથી વૈદ્યો અને દવાઓ બદલે છે. જ્યારે અસાતાનો રસ ઉત્તરોત્તર તીવ્ર થવાનો હોય છે ત્યારે બીજાઓને ગુણકારી દવા પણ દરદીને કાંઇ પણ અસર કરી શકતી નથી અને દરદી વૈદ્યનો વાંક કાઢે છે કે વૈદ્યની દવા લેવાથી મારો રોગ વધી ગયો અને જ્યારે અસાતા ક્ષય થવાની અણી ઉપર હોય છે ત્યારે વૈદક શાસ્ત્રથી અણજાણ માણસે આપેલી સાધારણ વનસ્પતિથી મટી જાય છે એટલે દરદી એમ કહેતો સંભળાય છે કે જે રોગ વૈદ્ય–ડોકટરો મટાડી શકતા નથી તે રોગ અમુક ઠાકરડાએ કાંઇક ઝાડના મૂળીયા આપીને ચાર દિવસમાં જ મટાડી દીધો. વસ્તુસ્થિતિ આવી હોવાથી વૈદ્યો કે ડોકટરો દવાઓથી કોઇનો પણ વ્યાધિ મટાડી શકતા નથી તેમ જ જીવાડી શકતા પણ નથી, પરંતુ ઉદયમાં આવેલી અસાતા ભોગવાઇને ક્ષય થઈ જવા આવે છે કે તરત જ ઘણા વખતથી દવા ખાઇને કંટાળેલા અને દવા મૂકી દીધેલા દરદીનો પણ વ્યાધિ મટી જાય છે.

જેઓ કર્મવાદનો સિદ્ધાંત સાચી રીતે જાણે–સમજે છે તેઓ વ્યાધિ તથા મરણ માટે દવા આદિ બાહ્ય ઉપચારોને પ્રધાનતા આપતા નથી પણ વ્યાધિ યા મરણના કારણભૂત કર્મને પ્રધાનતા આપીને તેનો નાશ કરવા પ્રયાસ કરે છે અને નવીન કર્મની આવકને રોકે છે. અર્થાત્ વૈષયિક સુખ માટે કરવામાં આવતી જીવનની વિરાધના–હિંસા ટાળીને અહિંસા વૃત્તિ આદરે છે જેથી વ્યાધિના ઉત્પાદક કર્મોનો સંચય થતો નથી અને મરણનો પણ અંત આવી જાય છે. કર્મવાદી સારી સમજે છે કે જ્યાં સુધી

ભાવવ્યાધિ તથા ભાવમરણ મટતાં નથી ત્યાં સુધી દ્રવ્યવ્યાધિ તથા દ્રવ્યમરણ અનેક પ્રકારના દવા આદિના બાહ્ય ઉપચારો કરવા છતાં પણ સમૂળગાં નષ્ટ થતાં નથી. ભાવવ્યાધિ એટલે વિષયાસક્તિ અને ભાવમરણ એટલે જ્ઞાનાદિ ગુણોનો નાશ. ભાવવ્યાધિ તથા મરણની વ્યવસ્થા કરનાર મોહનીય કર્મ છે અને તે કષાય તથા વિષયસ્વરૂપ છે. જો કે આત્માને ચારે તરફથી ઘેરીને જ્ઞાનાદિ સંપત્તિને લૂંટનારા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય છે તો પણ તે બધા ય મોહનીય વગર પાંગળા–અશક્ત છે. મોહનીય આત્માને અવળું સમજાવીને વિષયાસક્તિરૂપ અટવીમાં દોરી ન જાય ત્યાં સુધી જ્ઞાનાવરણીય આદિની ત્રિપુટી આત્માની સંપત્તિ લૂંટી શકતી નથી, માટે મોહ આત્માને સુખની લાલચ આપીને તેની પાસે જીવોના વધ, બંધન, છેદનભેદન આદિ કરાવે છે એટલે જ્ઞાનાવરણીય આદિ આત્માને અપરાધી ઠરાવીને તેની સંપત્તિ લૂંટી લે છે અને વ્યાધિના મરણની સજા કરે છે. અને તે સજા આત્માને અનિચ્છાએ પણ ભોગવવી પડે છે. મોહનો ભરમાવેલો જીવ સુખ, શાંતિ તથા આનંદ ભોગવવાને અને જીવવાને બીજા જીવોને નિર્દયતાપૂર્વક હણવામાં જરા ય સંકોચ રાખતો નથી અને તેમાં જરા ય અપરાધ પણ માનતો નથી, પણ જ્યારે તેની સજારૂપ વ્યાધિ ભોગવવાનો સમય આવે છે ત્યારે અને છેવટે મૃત્યુ આવે છે ત્યારે ભોગવેલા સુખ કરતાં અનંતી વેદના અનુભવે છે. તે વખતે પણ મોહ તેને સમજાવે છે કે–વ્યાધિ તથા મરણ તારું સુખ છીનવી લેવા આવ્યા છે. તારી ધન–સંપત્તિના સુખનાં સાધનોથી તને છૂટો પાડીને મૃત્યુ લઇ જાય છે. આ પ્રમાણે મોહના ભંભેરવાથી જીવ કરોડોની સંપત્તિ મેળવી પ્રાપ્ત કરેલાં પૌદ્ગલિક સુખના સાધનોને આસક્તિભાવથી ભોગવીને જેટલો પોતાને સુખી માનતો હતો તેનાથી અનંતગણો દુઃખી મોતની સાથે જતાં પોતાને માને છે, માટે જો આત્મા મોહની શીખવણીથી મુકાય તો જ ભાવવ્યાધિ તથા ભાવમરણનો નાશ કરીને દ્રવ્યવ્યાધિ તથા દ્રવ્યમરણથી મુક્ત થઇ શકે છે. બાકી તો મોહનું દાસ બનેલું વિષયાસક્ત જગત ભલે ત્યાગનો ગમે તેટલો ડોળ કરે તો ય અનંત કાળે પણ વ્યાધિ તથા મરણથી છૂટી શકવાનું નથી.



# દિવાળી

(૮૦)

જૈન સમાજમાં પર્વોની પ્રવૃત્તિ કાંઇ ને કાંઇ હેતુસર જ થયેલી છે અને તે પર્વો લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારે પ્રસિદ્ધિમાં આવેલાં છે. પર્વ એ નામમાં તો કાંઇ ફરક નથી, પરંતુ પર્વને ઉજવવાના પરિણામ અને પ્રવૃત્તિની ભિન્નતાના અંગે જ પૂર્વોકત બે પ્રકારોમાં વહેંચાઇ ગયા છે. લૌકિક પર્વોની ઉજવણીમાં મુખ્યત્વે કરીને ઇતર દિવસો કરતાં વધુ મોહ પેદા કરનાર, ચિત્તાકર્ષક અને મનોરંજક પાંચે ઇંદ્રિયોને પ્રિય એવા પૌદ્ગલિક પદાર્થોનો ઉપભોગ કરવામાં આવે છે. કદાચ કોઇ સમજીને ધર્મબુદ્ધિથી એ પર્વ ઉજવે તો પણ તે નિર્જરાના ઉદ્દેશથી તો નહિં જ, પણ પૂન્ય બંધાશે અને તેથી આ લોક તેમ જ પરલોકમાં સુખી થઇશું, ધન-સંપત્તિ, પુત્ર-કલત્ર આદિ ઐશ્વર્ય મળશે એવી ભાવનાથી ઉજવે છે. ત્યારે લોકોત્તર પર્વોની ઉજવણીમાં મુખ્યત્વે કરીને ઇંદ્રિયપોષક પૌદ્ગલિક પદાર્થોનો ત્યાગ કરવામાં આવે છે વ્રત, જપ, તપ, નિયમ આદરવામાં આવે છે. નિર્જરાના ઉદ્દેશથી દરેક પ્રકારની પ્રવૃત્તિ કરવામાં આવે છે.

આ લોકોત્તર પર્વ આત્માને લૌકિક-પૌદ્ગલિક અને તે પણ દુ:ખને જ માની લીધેલા સુખોથી છોડાવીને લોકોત્તર-આત્મિક-સાચું સુખ પ્રાપ્ત કરવાના હેતુથી ઉજવવામાં આવે છે, અર્થાત્ કેવળ પુન્યબંધના ઉદ્દેશથી જ ઉજવાયલા પર્વ તે લૌકિક પર્વ, અને પુન્ય તથા નિર્જરા અથવા તો કેવળ નિર્જરાના હેતુથી ઉજવાયેલાં પર્વ તે લોકોત્તર પર્વ અથવા તો સાચા લોકોત્તર પુરુષોને આશ્રયીને પ્રવૃત્તિમાં આવેલાં પર્વ તે લોકોત્તર પર્વ અને લૌકિક પુરુષોને આશ્રયીને પ્રવૃત્તિમાં આવેલાં પર્વ તે લૌકિક પર્વ.

દિવાળી પર્વ લૌકિક માર્ગમાં પણ ઉજવાય છે અને લોકોત્તર માર્ગમાં પણ ઉજવાય છે. આ પર્વ ઉજવવામાં કેટલીક બાહ્ય પ્રવૃત્તિ એક સરખી જણાવા છતાં બંનેનો ઉદ્દેશ તો ભિન્ન જ છે. લૌકિક માર્ગમાં શ્રી રામચંદ્રજી રાવણ ઉપર વિજય મેળવી સીતાજીને પાછી લાવ્યા તેની ખુશાલીમાં જનપદવાસીઓએ દીપકો પ્રગટાવી ઉત્સાહ મનાવ્યો ત્યારે લોકોત્તર માર્ગમાં પ્રભુશ્રી મહાવીર નિર્વાણ પામવાથી ભવ્ય સંસાર ઘણો જ શોકગ્રસ્ત થયો, અને એ સમયે પોતના કાર્ય માટે ભેગા થએલા કાશી-કોશલ દેશના નવ મલ્લઇ અને નવ લિચ્છવી જાતિના અઢાર ગણ રાજાઓએ આહાર-પૌષધ કરી ઉદાસીભાવે ભાવ પ્રકાશ અસ્ત

થવાના સૂચનરૂપ દીપકો પ્રગટાવી દ્રવ્ય ઉદ્યોત કર્યો, ત્યારથી કાર્તિક અમાવાસ્યાનો (ગુજરાતી આસો વદિ અમાસનો) દિવસ દિવાળી પર્વ તરીકે પ્રસિદ્ધિમાં આવ્યો.

આ પ્રમાણે લૌકિક તથા લોકોત્તર માર્ગમાં હર્ષથી તથા શોકથી દિવાળી પર્વ ઉજવવાની પ્રથા ચાલી આવે છે. આ પર્વ સર્વસાધારણ હોવાથી તેમજ લૌકિક જનસમૂહ બહોળા પ્રમાણમાં હોવાથી લોકોત્તર પર્વ ઉજવવાવાળામાંથી કેટલાક અણજાણપણે અથવા તો વ્યવહારિક સંબંધથી જોડાએલા હોવાથી કેટલેક અંશે લૌકિક પર્વની ઉજવણી ઉજવતા દૃષ્ટિગોચર થાય છે, અર્થાત્ હર્ષની ભાવનાથી ઉજવે છે, ઇંદ્રિયોને આહ્લાદ આપનાર ખાનપાન, વસ્ત્રાભૂષણો વાપરી આનંદ મનાવે છે; પરંતુ લોકોત્તર પુરુષોનું પર્વ લોકોત્તર પ્રવૃત્તિથી ઊજવવામાં આવે તો જ સાચી રીતે પર્વ ઉજવ્યું કહેવાય.

આ લોકોત્તર પુરુષોની પ્રવૃત્તિ તેમના ઉપાસકો સારી રીતે જાણે છે. એ પુરુષો અહિંસાના પૂરા પક્ષપાતી હતા, એમનો મુખ્ય સિદ્ધાંત જીવમાત્રને જીવાડી સાચું જીવન તથા સાચું સુખ પ્રાપ્ત કરવા–કરાવવાનો હતો, આત્મગુણના ઘાતક અને બાધક પૌદ્ગલિક ભોગોપભોગને સર્વથા છોડી દઇને મુક્તિ પ્રાપ્ત કરવા–કરાવવાનો હતો; માટે આ દિવાળી પર્વમાં એ લોકોત્તર પુરુષના સિદ્ધાંતાનુસાર યથાશક્તિ પ્રવૃત્તિ કરવાની અત્યંત આવશ્યકતા છે.

લોકોત્તર પર્વ ઉજવનારાઓએ પર્વ માત્રમાં આ વાત ઉપર લક્ષ્ય રાખવું જોઇએ કે પર્વ ઉજવવામાં પ્રથમ તો ઇંદ્રિયોના વિષયોનું ઘાતક, આરંભનું બાધક તપ કરવું જોઇએ. જીવોને નિર્ભયતા આપનાર પાપવાળી પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ મેળવી અભયદાન આપવું જોઇએ; આત્માને પોષનાર અને કર્મને શોષનાર પૌષધવ્રતમાં રહેવું જોઇએ, સર્વ સંગોથી નિવૃત્ત થઇને સર્વજ્ઞોના વચનોનું વાચન અને યથાશકિત પાલન કરવું જોઇએ, પર્વના દિવસે સંસારમાં 'કોઈ પણ મારો શત્રુ નથી' એવી ભાવના અખંડ રાખવા સમભાવી પુરુષોના જીવનવૃત્તાંત વાંચવા–વિચારવા જોઇએ. લોકોત્તર પુરુષની જે અવસ્થાને આશ્રયીને પર્વ ઉજવવું હોય તે ધ્યાન બહાર ન રહેવું જોઇએ. આ દિવાળી પર્વ નિર્વાણની અવસ્થાને આશ્રયીને ઉજવવાનું છે, માટે નિર્વાણનું અનંતર કારણ ચારિત્રની મુખ્યપણે આરાધના કરવી જોઇએ. ચારિત્ર તથા ચારિત્રી ઉપર બહુમાન રાખી ચારિત્રપદ આરાધવું જોઇએ.



# મહાવીર નિર્વાણ

( ૮૧ )

**સા**ગરોપમોની નહિ, પલ્યોપમોની નહિ અને લાખો વર્ષોની પણ નહિ. આ હમણાંની જ વાત છે; તો પણ તેને ૨૪૮૦ વર્ષ વીતી ગયાં. આ જ ભારતવર્ષમાં જીવિત દિવ્યરશ્મિ પ્રકાશતો હતો. અનેક સચેતનોએ એ પ્રકાશથી પ્રકાશ મેળવ્યો, જડના આશ્રિત અનેક નિશ્ચેતનો વંચિત રહી ગયા. પ્રકાશના પ્રતિસ્પર્ધી ઘૂકો વિચારચક્ષુ મીંચી દઈને અજ્ઞાનતાના ભોંયરામાં પેસી ગયા છતાં ય એ અદ્વિતીય પ્રકાશે ભારતવર્ષમાંથી અજ્ઞાન તિમિરનું માર્જન કરીને ઘણોખરો પ્રદેશ પ્રકાશિત કર્યો. એ જીવિત દિવ્યરશ્મિ કોણ ? ચરમ તીર્થંકર પ્રભુશ્રી **મહાવીર.**

ક્ષત્રિયકુંડ નગરના શાસનકર્તા સિદ્ધાર્થ ક્ષત્રિયના કુળરૂપ નભસ્તલમાં આ દિવ્યરશ્મિનો ઉદય થયો ત્યારે સર્વ પ્રકારે વૃદ્ધિને પામેલા જ્ઞાત ક્ષત્રિયે પોતાના સ્વજન સંબંધી મેળાપક સમક્ષ એ ચરમશરીરીને વર્ધમાન કહીને બોલાવ્યા અને ઓળખાવ્યા, પરંતુ અતુલ, અનન્ય સાધારણ બળ–વીર્ય–પરાક્રમશાલી દેવેંદ્રે પોતાની સભામાં કરેલી અચિંત્ય શક્તિની કથાનો અવિશ્વાસી દેવેન્દ્રની સભાનો એક સભ્ય દેવ આ આત્મિક શક્તિના વિકાસની પરીક્ષા કરે છે; પણ છેવટે પોતાના અવિશ્વાસને દૂર કરીને એ નમી પડે છે ત્યારે દેવેન્દ્ર ખુશી થઇને શ્રમણ ભગવાન મહાવીરના નામથી સંબોધે છે, ત્યારથી એ વર્ધમાન પ્રભુને સમગ્ર સંસાર **મહાવીર**ના નામથી ઓળખે છે અને એ જ નામ આત્મવિકાસ માટે વાપરે છે.

એ પરમ કૃપાળુ દ્રવ્ય અને ભાવદયાના સાગર વિશ્વના દ્રવ્ય દારિદ્રય–દાવાનળને વાર્ષિક દાનની વૃષ્ટિથી ઓલવી નાખે છે, અને પછી ભવવાસીઓનું ભાવ દારિદ્રય ભેદવાને બાર વર્ષ સુધી મૌન રહીને દેવેન્દ્રે સંબોધેલા ગુણનિષ્પન્ન મહાવીરના નામને ચરિતાર્થ કરે છે. અનાદિ-અનંત સંસારનો સમ્રાટ્, અનંત આત્માઓની ભાવવિભૂતિ લૂંટી લઇને તેમને પોતાની આણમાં વર્તાવનાર, મહામોહની અનેક પ્રકારની કનડગત હોવા છતાં મહાવીરતાથી અંતે તેનો પરાજય કરી, પોતાની ભાવવિભૂતિ પાછી મેળવીને સ્વતંત્રપણે સ્વસંપત્તિ તરીકે અનેક ભવ્યાત્માઓને વિતરણ કરે છે. ભાવશત્રુને હંફાવી પોતાની ભાવવિભૂતિ પાછી મેળવવા, અને પોતાના અનુભવોને આગળ કરીને ભવ્યાત્માઓને જાગૃત કરી સ્વતંત્ર બનાવવા અથકપણે બોધ કરે છે.

એ વિકાસી આત્માનો અંતિમ પ્રવાસ હતો, અંતિમ ધર્મતીર્થ સ્થાપવાનું હતું અને

અંતિમ શરીર હતું. એ મહાવીર નામના દેહમાં, એ આત્માએ પરમોચ્ચ દશા પ્રાપ્ત કરી, નિરાવરણ બનીને શુદ્ધ સ્વરૂપ મેળવ્યું, સર્વ શુદ્ધ આત્માના સંયોગથી એ શરીર દેવેન્દ્રોને પણ પરમપૂજ્ય બન્યું.

એ દિવ્યરશ્મિ–સંસારમાં ફરીને અનુદય થવાપણે–અસ્ત થવાનો હતો–સંસારમાથી છેલ્લી વિદાય લેવાની હતી. એ હેતુથી અનંતા કાળથી અનંતા ભવવાસીઓની સાથે અનેક પ્રકારનાં શરીરોમાં, અનેક પ્રકારના સંબંધોમાં રહીને અનેક પ્રકારની અણજાણ દશાઓમાં કરેલા અનેક પ્રકારના અપરાધોની ક્ષમા માગી, અને અન્ય જીવોથી થયેલા અપરાધોની ક્ષમા આપી, જેઓની ઇચ્છા વૈરનો બદલો ક્ષમાથી નહીં પણ વૈરથી લેવાની હતી તેઓના કરેલા અનુકૂળ તથા પ્રતિકૂળ ઉપસર્ગોનો પ્રતિકાર કરવાને સમર્થ હોવા છતાં પણ અદીનપણે ખુશી થઇને સહન કર્યા અને તેઓના ઋણથી મુક્ત થયા.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પુદ્ગલપરાવર્તનોની અવધિ સમાપ્ત થઇ ગઈ હતી. પૌદ્ગલિક સંબંધોથી સર્વથા મુક્તિ મેળવવાની હતી. સંસારવાસીઓથી સદાસર્વદાને માટે વિયોગી થવાના હતા અને સંપૂર્ણ આવરણોથી અલગ થઇને અનંત જ્ઞાન, દર્શન, જીવન અને સુખ આદિ નિજ સ્વરૂપના પરિપૂર્ણ વિકાસી થઇ ચૂકયા હતા તે સમયે ચરમશરીરથી છૂટા થયા, કર્મ અને સંસારના અનાદિ સંભોગથી મુક્તિ મેળવી નિર્વાણ પામ્યા.

સંસારની ચાર ગતિમાં વસવાવાળા વૈક્રિય તથા ઔદારિક દેહધારીઓનો દેહવિયોગ ચ્યવન તથા મરણના સંકેતથી ઓળખાય છે. વૈક્રિય શરીરવાળાના દેહવિયોગને ચ્યવન અને ઔદારિક શરીરવાળાના દેહવિયોગને મરણ પ્રાયઃ કહેવામાં આવે છે. આ ચ્યવન અને મરણ ફરીને દેહધારી થવાવાળા સંસારવાસી જીવોના દેહવિયોગને આશ્રયીને જ કહેવાય છે; બાકી તો તીર્થંકરનામકર્મ નિકાચન કરીને કેવળી થયેલા તથા સામાન્ય કેવળી થયેલા ચરમશરીરીઓનો દેહવિયોગ અંતિમ હોવાથી નિર્વાણના સંકેતથી ઓળખાય છે; માટે પ્રભુ શ્રી મહાવીર દેવગત થયા, મરણ પામ્યા કે ચ્યવ્યા એમ ન કહી શકાય; પણ નિર્વાણ પામ્યા કહી શકાય.

પ્રભુના પાંચ કલ્યાણકોમાંથી નિર્વાણ, અંતિમ કલ્યાણક કહેવાય છે. કલ્યાણક એટલે સુખદ સમય. પ્રભુના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળ આ ચાર કલ્યાણકો તો વિશ્વભરના ભવ્ય જીવોને સુખદ નિવડ્યાં પણ અંતિમ નિર્વાણ કલ્યાણક પ્રભુના ઉપર ઉત્કટ રાગ રાખનાર પરમ ભક્તોને માટે દુઃખદ નીવડયું. પ્રભુના નિર્વાણ પામવાથી દેવેન્દ્ર–નરેન્દ્ર આદિ ભવ્ય પ્રાણીવર્ગ શોકસાગરમાં ડૂબી ગયો. પ્રભુના જ્યેષ્ઠ અંતેવાસી શ્રી ઇંદ્રભૂતિ અણગારે પ્રભુનો વિયોગ થવાથી પ્રભુ ઉપરના રાગના આવેશથી અતિશય વિલાપ કર્યો: "હે પ્રભો! આપ જીવિત દિવ્યરશ્મિના અસ્ત થવાથી ભારતવર્ષમાં સર્વત્ર સ્થળે અજ્ઞાનતમ છવાઈ ગયું. હવે તીર્થાન્તરીય ધૂકોની ગર્જનાથી ભારતવર્ષ ગુંજી ઊઠશે, ઉત્પાતો અને ઉપદ્રવોથી ભારતવર્ષ સીદાશે વગેરે વગેરે."

પોતાનો આત્મવિકાસ સાધવા અદ્વિતીય સહાયકના વિયોગથી અથવા તો નિરવધિ પ્રભુ પ્રત્યે પ્રશસ્ત રાગ હોવાથી ભવવાસીઓને પ્રભુના નિર્વાણનો પ્રસંગ ભલે દુઃખદાયી નિવડ્યો

હોય; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો પ્રભુના પાંચે કલ્યાણક જીવમાત્રને સુખકારી જ છે. દીક્ષા, કેવળ અને નિર્વાણના સાધનભૂત શરીરમાં અવધિજ્ઞાન અને તીર્થંકરનામકર્મ સહિત અવતર્યા માટે દેવગતિમાંથી ચ્યવન કલ્યાણક કહેવાયું. બાકીના દેવોનું ચ્યવન–ચ્યવીને મનુષ્ય દેહમાં અવતરી અનેક દેહ ધારણ કરવાના હો અથવા તો તે જ દેહમાં મુક્તિ મેળવી ચરમ-શરીરી થવાના હો કે તીર્થેશના દેહમાં ઉત્પન્ન થવાના હો–કલ્યાણક કહેવાતું નથી; કારણ કે તીર્થંકરનામકર્મવાળા જ દેવો અથવા નારકીઓ ચ્યવીને જે માનવદેહમાં અવતરે છે ત્યાં તીર્થ સ્થાપે છે અને ધર્મનો પ્રચાર કરે છે. બાકીના સામાન્ય કેવળીઓ તીર્થ સ્થાપતા નથી, તેમ જ સઘળા ય ઉપદેશ આપતા નથી, એટલા માટે તેમનામાં ઘણા ભેદો છે પણ તીર્થંકરોમાં કાંઈ પણ ભેદ હોતો નથી. કેવળજ્ઞાન મેળવ્યા પછી સઘળાની એક સરખી પ્રવૃત્તિ હોય છે.

પ્રભુનો જન્મ ભવ્યાત્માઓને તે સમયે અને ભાવીમાં આત્મહિત સાધવામાં કારણભૂત હોવાથી ચ્યવન, પછી જન્મ કલ્યાણક કહેવાય છે. ત્યારપછી ભવ્યાત્માઓને ચારિત્રમાર્ગના દર્શક અને કેવળજ્ઞાન મેળવવાને અચૂક ઉપાયસૂચક હોવાથી દીક્ષા કલ્યાણક અને પછી કર્મ-જન્ય અનેક પ્રકારના સંતાપોથી સંતપ્ત થયેલા ભવ્ય સંસારને ઉપદેશ દ્વારા જાગૃત કરી પરમ શાંતિસ્વરૂપ મુક્તિની વાટે વળ્યા માટે કેવળજ્ઞાન કલ્યાણક અને અંતે સર્વસંગથી મુકાઇ નિર્વાણ પામ્યા તે ભવ્યાત્માઓને શુદ્ધ સ્વરૂપના સંપૂર્ણ વિકાસનું બોધક હોવાથી નિર્વાણ પણ કલ્યાણક તરીકે કહેવાયું—આ પ્રમાણે પ્રભુની પાંચે અવસ્થા ઉત્તરોત્તર ક્રમિક આત્મ-વિકાસવાળી હોવાથી અને ભવનાસી ભવ્યજીવોને ક્રમિક આત્મિક વિકાસની બોધક અને સહાયક હોવાથી એકાંતિક, આત્યંતિક સુખદપણે કલ્યાણક તરીકે કહેવાય છે.

અદ્યપિ નિર્વાણ પછી સંપૂર્ણ વિકાસવાળી સિદ્ધાવસ્થામાં પ્રભુની સાદિઅનંત સ્થિરતા 'ભવ્ય સંસારને શોકપ્રદ હોય જ નહી', અત્યંત હર્ષપ્રદ જ હોય છે, છતાં વિશ્વના સાચા હિતૈષી અને નિષ્કારણ બંધુનો હંમેશનો વિયોગ પ્રશસ્ત રાગી ભવ્યાત્માઓને અસહ્ય થઇ પડવાથી વિયોગસ્વરૂપ નિર્વાણ શોકનું કારણ બન્યું. જો નિર્વાણ સુખદ અને હર્ષનો હેતુ ન હોય ને કેવળ શોકનું જ કારણ હોત તો શ્રી ગૌતમપ્રભુને શોકના અંતે પ્રાપ્ત થયેલ કેવળ-જ્ઞાનનું કારણ ન બનત.

જેમ દીપકના પાત્રમાંથી તેલ અને બત્તી બંને સર્વથા બળી જાય છે ત્યારે દીપક સર્વથા બુઝાઇ જાય છે, નિવાણ પામી જાય છે તેમ કાર્મણ તથા તૈજસ શરીરરૂપે તેલ અને આયુષ્ય કર્મના ઉદયરૂપ બત્તી સર્વથા બળી જવાથી એ શાસનનાયક પરમકૃપાળુ શ્રી મહાવીર પ્રભુ સંસારમાં ફરીને ન અવતરવારૂપ નિર્વાણ પામ્યા. જેઓ, એ પરમોચ્ચ આત્માના અલૌકિક પરમપૂજ્ય દિવ્ય દેહના દર્શન કરીને પરમશાંતિનું પાત્ર બન્યા નથી અને એ વિકાસનાં વિકાર-નાશક વચનોમાંથી એક પણ વચન શ્રીમુખે સાંભળવારૂપ સદ્‌ભાગ્યને ભેટ્યા નથી તેવા આ વર્તમાન કાળના ભવવાસીઓ માટે તો પ્રભુ નિર્વાણનો દિવસ કેવળ શોકપ્રદ જ ગણાય અને એ હેતુથી શોકસૂચક પ્રવૃત્તિ આદરી નિર્વાણ–દિન પાળવો જોઇએ.



# વિચારશ્રેણી

(૮૨)

પ્રભુતા જોઇતી હોય તો સાચો પ્રભુ બન. પ્રભુ સાથે તન્મય થઇ જા એટલે શીઘ્ર પ્રભુ બની જઇશ. દીવાથી દીવો સળગાવી લે, જો પછી કેવું અજવાળું થાય છે. અનંતા સૂર્ય એકઠા થાય તો પણ તે અજવાળાના અનંતમા અંશની પણ બરાબરી કરી શકતા નથી. અનંતા સૂર્યના અજવાળામાં જે વસ્તુ જણાતી નથી તે વસ્તુ પ્રભુથી મેળવેલા પ્રકાશમાં જણાય છે.

● ● ●

તું અંધારામાં ઘણું મૂંઝાયો, હવે તો અજવાળું કર. આગળ અંધારું, પાછળ અંધારું, વચમાં ઘણો જ મંદ પ્રકાશ છે. એટલા પ્રકાશે શું થાય? ભૂતકાળે શું થયું? ભવિષ્યકાળમાં શું થશે? છે ખબર? વર્તમાનકાળે કાંઇ જાણે છે તે પણ ઝાંખું ઝાંખું.

● ● ●

સહુ કોઇ ભવિષ્યને જાણવાની ઇચ્છા રાખે છે, ભૂતને કોઇ પણ જાણવા ઇચ્છતું નથી; પરંતુ ભૂતને જાણ્યા સિવાય ભૂલો સુધરવાની નથી. ભવિષ્ય જાણીને શું કરશો? રાગદ્વેષ વધારશો, હર્ષ ને શોકને આધીન થશો, નિરુદ્યમી ને મિથ્યાભિમાની બનશો; માટે ભૂતને જાણીને ભૂલેલા માર્ગથી પાછા વળો અને ભવિષ્યને સુધારો. થયું તે સાચું અને થશે તે ખોટું. ભવિષ્ય સન્મુખ થઇને ચિંતાગ્રસ્ત ન બનો અને નિરાશાને આમંત્રણ ન કરો.

● ● ●

ભવિષ્યનું ચણતર ભૂતના પાયા ઉપર જ ચણાય છે. ભવિષ્ય તે ભૂતનો જ વિકાર છે. ભવિષ્ય જેવી કોઇ સ્વતંત્ર વસ્તુ જ નથી. જન્મ્યો છે તે જ મરે છે, બીજ હતું તે જ વૃક્ષ થાય છે, રાંધ્યું હતું તે જ ખવાય છે અને કર્યું હતું તે જ ભોગવાય છે, માટે બતાવશો કે ભવિષ્ય શું વસ્તુ છે? ભૂતકાળની સામગ્રી ન હોય તો ભવિષ્ય કોઇ વસ્તુ જ નથી.

● ● ●

સહુ કોઇ ત્યાગી જન્મે છે અને ત્યાગી મરે છે. જન્મ્યા પછી મનોવૃત્તિઓમાં ભોગને સ્થાન આપી જીવનનૌકાને ભોગના પ્રવાહમાં વહેતી મૂકી દે છે તે ભોગના કિનારે ભાગ્યે જ પહોંચે છે. ભોગ-જળના છીંછરા પાણીમાં તૃષ્ણાની ભૂમિમાં ખૂંચી રહે છે જેથી ભોગ અને યોગના કિનારાથી ભ્રષ્ટ થાય છે અને અંતે વિનાશ પામે છે.

● ● ●

કષાય તથા વિષયને જે ત્યાગે છે તે જ સાચો ત્યાગી છે; કેવળ બહારનો પરિગ્રહ છોડનાર સાચો ત્યાગી નથી. નવ પ્રકારના પરિગ્રહમાંથી દુર્ભાગ્યવશ જે જીવોને એક પણ પ્રકારનો પરિગ્રહ ન મળ્યો હોય અને જો તે ત્યાગી નામ ધરાવતો હોય તો પશુઓ તથા અભાગી માણસો કેમ ત્યાગી કહી ન શકાય?

• • •

જેણે કષાય, વિષય છોડ્યા નથી, મમતાનો ત્યાગ કર્યો નથી તેણે શું ત્યાગ્યું છે? આહાર, વસ્ત્ર, પાત્ર, મકાન આદિ ભોગોપભોગની વસ્તુઓમાં કઇ વસ્તુઓથી તે મુકાયા છે? બહારની વસ્તુઓના ત્યાગી તો મનુષ્ય માત્ર છે. શરીર પર બે વસ્ત્ર અને ઘણું રાખો તો બે ચાર હજારના દાગીના સિવાય બીજું કાંઇ પણ નથી હોતું. બાગ, બંગલા, ધન અને વાહન વગેરે બીજી સંપત્તિ જ્યાં જાય ત્યાં સાથે લઇને ફરતા નથી.

• • •

જેની પાસે બીજી સંપત્તિ હોતી નથી તેને તો કુદરતે જ ત્યાગી બનાવેલો હોય છે, પણ મનોવૃત્તિમાં મમત્વની અધિકતા હોવાથી ત્યાગીનું ફળ મેળવી શકતો નથી; પરંતુ સાથે લઇને ફરતા નથી તેમ જ ભેગી કરેલી સઘળી સંપત્તિ કામમાં આવતી નથી. એવા સંપત્તિ-વાળા તે સંપત્તિના મારાપણાથી મનોવૃત્તિ બંધાયલી હોવાથી કષાય તથા વિષયોથી ઘેરાયેલા જ રહે છે. અને જેની પાસે સંપત્તિ હોતી નથી તે સંપત્તિને પોતાની બનાવવા વિષયાધીન મનોવૃત્તિને તદાકાર બનાવી રાખે છે માટે સંપત્તિવાળો અને સંપત્તિહીન બહારની સંપત્તિનો ત્યાગી હોવા છતાં ત્યાગનું ફળ મેળવતાં ભોગવ્યા વગર પણ ભોગનું ફળ મેળવે છે.

• • •

એક તો પાસે સંપત્તિ હોવા છતાં તેને છોડીને વર્ષો સુધી પરદેશમાં વસનારો અને એકની પાસે સંપત્તિ નથી છતાં સંપત્તિને મેળવવા નિરંતર પ્રયત્નવાળો અને એક સંપત્તિ ન રાખવાની અને તે ભોગવવાની પ્રતિજ્ઞા કરીને તે સંપત્તિને આડકતરી રીતે રાખી તેને ભોગવવા ઇચ્છનારો–આ ત્રણે જણમાં કંઈ અંતર છે?

• • •

જેમ જેમ પ્રાણીઓનું ભાગ્ય પલટાય છે તેમ તેમ સાચી અને ઉત્તમ વસ્તુઓ લુપ્ત થતી જાય છે. જ્યારે જીવો ભાગ્યશાલી હતા ત્યારે સાચું ઝવેરાત પુષ્કળ હતું તેમ જ તેમના આત્મશ્રેય માટે લબ્ધિધારીઓ તેમ જ કેવળજ્ઞાની સુધીના ઉત્તમ પુરુષો વિદ્યમાન હતા. અત્યારે ભાગ્ય ફરવાથી સાચી વસ્તુઓનો અભાવ થઇ ગયો ને નકલીપણું વધી પડ્યું છે. પૂર્વ પુરુષો જેવા જ્ઞાની અને ઉત્તમ મહાત્માઓનો પણ અભાવ થઈ ગયો છે.

• • •

જીવોના ભાગ્યનું ફળ આપવા માટે કાળ, સારી વસ્તુ તથા ઉત્તમ પુરુષોને જીવોના સહ-વાસથી દૂર કરે છે. જેથી જીવો પોતાના દુષ્ટ કૃત્યનું ફળ ભોગવવા સન્મુખ થાય છે.

• • •

કોઈ વ્યક્તિ પૂર્વ કાળના મહાત્મા જેવો ડોળ ભલે કરે અને જનતાને ભ્રમિત કરી પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ ભલે સાધે તેથી તે કાંઇ સ્વપરનું ઐહિક કે આમુષ્મિક શ્રેય કરી શકતો નથી.

• • •

જો તું માનનું પાત્ર છે, માન ગ્રહણ કરવાનો અધિકારી છે છતાં ય ઈતર મનુષ્ય મિથ્યા અભિમાનથી જાણીને અથવા અજાણપણે તારું માન ન જાળવે—અપમાન કરે તો તારે ખેદ કરવાની કે ક્રોધ કરવાની જરૂર નથી; કારણ કે તારું અપમાન કરવાથી કાંઇ તારું અપમાન થતું નથી, પણ તારું અપમાન કરનારનું જ અપમાન થાય છે. કીંમતી હીરાની કીંમત આંકી ઉચિત ન જાળવનારની જ કીંમત ઘટે છે, પણ હીરાની કીંમત ઘટતી નથી.

● ● ●

જ્યારે કોઇ મનુષ્ય બીજા મનુષ્યના વિચારોથી જુદો પડે અથવા તો તેના કથનને અનુસરે નહીં ત્યારે તે ન માનનાર અને વિચારભેદ રાખનારના પ્રત્યે અપ્રીતિ રાખે છે અને તે પુરુષ માનનીય વિચારશીલ સજ્જન હોવા છતાં તેનું અપમાન કરે છે અને પોતે માને છે કે મેં અમુકનું અપમાન કર્યું, પણ આ પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી સજ્જન વિચારશીલ પુરુષ હલકો પડતો નથી પણ તે હલકો પાડવા પ્રયત્ન કરનાર પોતે જ હલકો પડે છે.

● ● ●

લાભ મળે યા ન મળે, શ્રીમંત થવાય યા ન થવાય; પણ નીતિ જાળવીને વ્યવસાય કરવો ઉચિત છે. નિરંતર ન્યાયને સન્મુખ રાખીને જ દરેક પ્રકારની વ્યાપારમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. અન્યાય અને અધર્મથી કરોડોની સંપત્તિ ભેગી કરીને માલમિષ્ટાન્ન ઉડાવનારા, બાગ-બંગલાઓનો ઉપભોગ કરનારા અને મોટરોમાં ફરનારા ભલે પોતાને શ્રીમંત અને સુખી માને, પરંતુ વાસ્તવિકમાં તેઓ કંગાલ તથા દુઃખી છે; કારણ કે તેમનું ભાવી જ કંગાલ તથા દુઃખી ઘડાય છે.

● ● ●

ન્યાયધર્મથી થોડુંક પણ ધન મેળવનાર ભલે સાદો ખોરાક ખાતો હોય, સાધારણ મકાન-માં રહેતો હોય, તથા બાગ, બંગલા અને મોટરના સાધન વગરનો હોય તો પણ તે શ્રીમંત છે—સુખી છે, તેનું ભાવી જ શ્રીમંતાઇનું અને સુખીપણાનું ઘડાય છે.

● ● ●

માન મળો યા ન મળો, કોઇ આદરસત્કાર કરો યા ન કરો, જગતમાં પૂજાનું પાત્ર બનો યા ન બનો પણ કેવળ આત્માના કલ્યાણ માટે જ સંસારથી પરાઙ્મુખ થઇને પાંચે ઇંદ્રિયોના વિષયોને અને સર્વ પ્રકારના બહારના તથા અંદરના સંયોગોને મળની જેમ ત્યાગ કરનાર વિરક્ત આત્મા નિરંતર સાચું અને સારું કરવા જ પ્રયત્ન કરે છે, પોતાના અધિકારની મર્યાદા ઓળંગતો નથી.

● ● ●

અધિકારની મર્યાદાને મરડીને, ઉદ્દેશની દિશાથી પરાઙ્મુખ થઇને અને સર્વત્યાગના સાચા તથા સારા માર્ગને પીઠ દઇને ભલે માન–પ્રતિષ્ઠા મેળવો યા જગતમાં આદરસત્કારનું પાત્ર બનીને પૂજાઓ. મોટા કહેવાઓ યા સારાં વસ્ત્ર, પાત્ર તથા ખાનપાન મેળવો પરંતુ તે જ્ઞાનીની દૃષ્ટિએ હલકામાં હલકો અને કંગાલમાં કંગાલ છે, જગતનો સ્વામી નહીં પણ દાસ છે, કાન તથા જીભનો સેવક છે.

● ● ●

કાન તથા જીભના ગુલામો મહાપુરુષ પદના અનધિકારી છે. પૈસાના અભાવે બનેલા દીન–કંગાલો કરતાં પણ હલકા દરજ્જાના છે. ત્યાગીઓની પંક્તિમાં તેમના માટે સ્થાન જ નથી.

● ● ●

પોતાનું અહિત કરીને પણ બીજાને સારું લગાડનાર તથા વાચિક પ્રવૃત્તિ કરનાર ક્ષુદ્ર સ્વાર્થના સમુદ્રમાં ડૂબેલો હોય છે અને તે અધમ કોટીમાં ગણાય છે.

● ● ●

પોતાના આત્માનું હિત કરીને બીજાનું હિત કરવા માઠું લાગે તેવી કાયિક ને વાચિક પ્રવૃત્તિ કરનાર નિઃસ્વાર્થી હોય છે ને ઉત્તમ જીવોની પંક્તિમાં ભળવાનો અધિકારી હોય છે.

● ● ●

પારકી વસ્તુ મેળવવામાં થોડીઘણી મળે તો થોડી મેળવનાર ઘણી મેળવનાર ઉપર અદેખાઇ કરે છે; પરંતુ પોતાની વસ્તુ મેળવવામાં કોઇ પણને કોઇના ઉપર અદેખાઇ આવતી નથી.

● ● ●

પોતાની વસ્તુ સંપૂર્ણ મેળવનારાઓ બધા ય સરખા હોય છે; કોઇ પણ નાનો મોટો નથી.

● ● ●

પારકી વસ્તુથી સંસાર ભર્યો છે, માટે ઓછાવત્તા પ્રમાણમાં અથવા સંપૂર્ણ મેળવી શકાય છે, પણ પોતાની વસ્તુ તો પરિમિત પ્રદેશમાં રહેલી હોવાથી સંપૂર્ણ અને સરખા પ્રમાણમાં સઘળા જીવો મેળવી શકે છે.

● ● ●

સુખ તથા દુઃખની શરુઆત તીવ્રપણે તથા મંદપણે થાય છે. કેટલુંક સુખ તથા દુઃખ અત્યંત તીવ્રપણે આરંભાય છે અને પછી ઉત્તરોત્તર મંદ થતું જાય છે, કેટલુંક મંદપણે આરંભાય છે અને ઉત્તરોત્તર તીવ્ર બનતું જાય છે, કેટલુંક ઉત્પત્તિથી અંત સુધી સરખું રહે છે, કેટલુંક જલદી શાન્ત જાય છે, કેટલુંક ઘણો કાળ રહેવાવાળું હોય છે.

● ●

સહુ કોઇ મળવાની આશાથી જ પોતાની વસ્તુ બીજાને આપે છે.

● ● ●

ધર્મના કાર્યમાં ધન વાપરનારાઓમાં બે પ્રકારના માનવીઓ હોય છે: અહીંયાં ધન-સંપત્તિ મળે અને શરીરે સુખી રહી વૈષયિક સુખો ભોગવાય અને પરલોકમાં સારી ગતિ તથા વૈષયિક સુખો સારા મળે તેવું ઇચ્છનારનો એક પ્રકાર તેમ જ બીજા પ્રકારના માનવીઓ કર્મોની નિર્જરા થાય, ભવ ઓછા થાય ને જલદી મુક્તિ મળે તેવું ઇચ્છનારા હોય છે.

● ● ●

કેટલાક નામનાને માટે ધન વાપરે છે. તેમને પણ પૌદ્ગલિક સુખની ઇચ્છા તો ગૌણ-પણે રહેલી હોય છે.

● ● ●

દાન આપીને પૌદ્ગલિક સુખોની ઇચ્છા રાખવી તે ધર્મ નથી, પણ એક પ્રકારનો વ્યાપાર છે. જેમ કોઈ માણસ બજારમાં જઇ વસ્ત્ર, ઘરેણાં કે ભોગોપભોગની કોઇ પણ વસ્તુ મેળવવાની ઇચ્છાથી દુકાનદારને પૈસા આપે છે અને જોઇતી વસ્તુ ખરીદે છે. તેવી જ રીતે જો

દાન આપી પૌદ્ગલિક સુખની ઇચ્છા રાખે તો તે દાન ધર્મ નહિ પણ પૈસા આપી વસ્તુ ખરીદવાની જેમ વ્યાપાર જ ગણાય.

● ● ●

કેટલાક શ્રીમંતો ધનના મદથી ગરીબ માણુસોને તિરસ્કારે છે અને તેમને હલકા મવાલી સમજે છે, માટે જ ગરીબવર્ગ ધનવાનોની અદેખાઈ કરી તેમનું ભૂંડું ઇચ્છે છે. જો ધનવાન નમ્ર બનીને ચાલતો હોય, દરેક મનુષ્યો સાથે પ્રીતિ રાખી તેમનો ઉચિત આદર કરતો હોય તો તેનું કોઇ પણ ભૂંડું ઇચ્છે નહિ. અને જો અવસરે દીનદુઃખિયાનો સાદ સાંભળી ઉદારતા દર્શાવતો હોય તો સંસારમાં ગરીબવર્ગ તેનું ભલું ઇચ્છી દાસ બન્યો રહે.

● ● ●

ધનવાનને ધનની વૃદ્ધિ માટે, ઘણો કાળ ધનને ટકાવી રાખવા માટે, અને આરોગ્યતા મેળવી ધનના ઉપભોગ માટે અનેકના આશીવાદની આવશ્યકતા રહે છે; માટે ધનના અમુક ભાગનો વ્યય આશીર્વાદ મેળવવા અવશ્ય કરવો જોઇએ.

● ● ●

લાખપતિ કે ક્રોડપતિ એમ માને છે કે મને જે કંઇ ધન મળ્યું છે તે મારા પ્રારબ્ધનું છે પણ આવી માન્યતા તદ્દન ભૂલભરેલી છે; કારણ કે તેણે મેળવેલા ધનમાં અનેકનું પ્રારબ્ધ જોડાયલું હોય છે અને તેઓ કોઇ ને કોઇ નિમિત્તથી પોતાનો ભાગ લઇ લે છે. સ્વજન, કુટુંબવર્ગ, નોકર, ચાકર, ડૉકટર, વકીલ વગેરે પોતાના ભાગ લીધા વગર છોડતા નથી.

● ● ●

જેનો જેનો ભાગ હોય છે તેમને જો પોતે ન આપે અને ઘણી જ કંગાલ હાલતમાં રહે, તો એક દિવસ સઘળું ધન નાશ પામી જાય છે અને પોતે સાચો કંગાલ બની જાય છે.

● ● ●

જો મેળવેલું ધન પોતાને જ ભોગવવાનુ હોય તો ધન હોવા છતાં કેમ મરી જાય છે? જ્યારે બધું ધન થઇ રહે ત્યારે મરવું જોઇએ. લાખોની સંપત્તિ પોતાની પાછળ મૂકી જતા જોવાય છે, અને પાછળથી તેનો ઉપયોગ કરનારા બીજા જ હોય છે તો પછી કેવી રીતે કહી શકાય કે જેને જે કંઈ મળે છે તે તેના જ ઉપભોગ માટે હોય છે?

● ● ●

જ્યારે માણુસ જન્મે છે ત્યારે તેની પાસે સુતરનો તાંતણો સરખો ય હોતો નથી. જન્મ્યા પછી જેને ત્યાં જન્મ્યો હોય છે તેની સંપત્તિનો હકદાર થઈ જાય છે. રાજાને ત્યાં જન્મ્યો હોય તો રાજ્યનો, શ્રીમંતને ત્યાં જન્મ્યો હોય તો ધનસંપત્તિનો, કંગાલ ભિખારીને ત્યાં જન્મ્યો હોય તો ભિખ માંગવાના ઠીકરાનો અને નાનકડા ઝૂંપડાનો. જન્મતી વખત સઘળા મનુષ્યોની અવસ્થા એક સરખી હોય છે પણ પછીથી રાજા, શ્રીમંત કે ભિખારી થવું તે સઘળાના જુદા જુદા પ્રારબ્ધ ઉપર આધાર રાખે છે. શ્રીમંતને ત્યાં જન્મેલો ભિખારી થઇ શકે છે અને ભિખારીને ત્યાં જન્મેલો શ્રીમંત કે રાજા થઇ શકે છે. અથવા તો જન્મદાતાની વિદ્યમાન સ્થિતિમાં જીવન ગાળે છે. તાત્પર્ય કે જીવ પોતાની સાથે આવેલા પ્રારબ્ધ અનુસાર સંપત્તિ તથા વિપત્તિને મેળવે છે.

● ● ●

જીવ જન્મ્યા પછી પુન્યસંયોગે મળેલી સંપત્તિને પોતાની ધારીને મમતા ધારણ કરે છે. અજ્ઞાનતાથી એમ પણ માની લે છે કે જાણે આ બધું સાથે જ લાવ્યો હોય ! અને તેથી જ તેના રક્ષણ માટે તથા તેને વધારવા માટે ચોવીસે કલાક ચિંતાવાળો રહે છે. સંપત્તિમાં વધારો થાય છે તો ખુશી થાય છે અને ઓછી થાય તો શોક કરે છે. અનેક મનુષ્યો સાથે ક્લેશ, કંકાસ, વૈર-વિરોધ, માયા-પ્રપંચ પણ સંપત્તિ વધારવાના તથા રક્ષણ કરવાના હેતુથી કરે છે.

• • •

જીવનને સંપત્તિ અને સગપણ દરેક જન્મમાં નવેસરથી કરવા પડે છે. સગપણ જુદા જુદા જીવો સાથે જુદા જુદા રૂપમાં થાય છે. પૂર્વજન્મના સગપણવાળા સાથે પણ સંબંધ થાય છે. નવા નવા જીવ સાથે વિશેષ કરીને થાય છે.

• • •

શ્રીમંત ઘરમાં અવતર્યો. ઘરના સઘળાને આનંદ થયો. વધાઇઓ આવવા લાગી. વાજાં વાગવા માંડ્યાં. જન્મમહોત્સવ સારી રીતે થયો. એક માણસ સંસારમાં અવતર્યો. ઘરની સ્થિતિ પ્રમાણે ઉછરીને મોટો થયો, સ્તનપાન છોડી ખોરાક લેવા લાગ્યો. દાસ-દાસીઓની સેવાચાકરીનો સ્વાદ ખૂબ ચાખ્યો, પોતાની ઇચ્છા અનુસાર રમવાનાં તથા ખાવાપીવાનાં સાધનો મોં-માંગ્યાં મેળવ્યાં. વસ્ત્રાભૂષણ તેમ જ અન્યાઅન્ય શારીરિક સુખનાં સાધનો યથેચ્છ પ્રાપ્ત કર્યાં. નિશ્ચિંતતાથી રમતગમતમાં બાલ્યાવસ્થા વ્યતીત કરી. કાંઇક સમજણ આવી ને નિશાળગયણું થયું. ભણવા માંડ્યું એટલામાં તો મોતે આવી ઉચકીને ફેંકી દીધો મનની મનમાં રહી ગઇ.

• • •

જન્મ્યા પછી જીવ માત્રને જીવવાની તૃષ્ણા ઘણી હોય છે બાલ્યાવસ્થામાં માતુ સ્તનપાન કરીને જીવવાનો હેતુ પાર પાડે છે. એટલે જીવને બાલ્યાવસ્થામાં જીવનના સાધનો મેળવવાની ચિંતા હોતી નથી. સ્તનપાન છોડ્યા પછી મુખ્યપણે પિતા અને ગૌણપણે માતા જીવાડવાની ચિંતાવાળા હોય છે એટલે સ્તનપાન છોડ્યા પછીની અવસ્થામાં પણ જીવવા પ્રયત્ન કરવાની જરૂર હોતી નથી. ત્યારપછી વિદ્યાર્થીની અવસ્થામાં પણ નિશ્ચિંતતા જ હોય છે. એટલામાં આયુષ્યનો ચોથો ભાગ વ્યતીત થઈ જાય છે.

• • •

ભણ્યા પછી અથવા તો ભણતા હોય તે દરમ્યાન પરણીને ગૃહવાસથી જોડાય છે. એટલામાં માતાપિતાનો અંત આવી ગયો હોય છે, અથવા તો માતાપિતા પરલોક જવાની તૈયારીમાં હોય છે. પચીશ, ત્રીશ વર્ષની ભરયુવાનીમાં જીવ સુસંસ્કાર તથા કુસંસ્કાર, સત્સંગ અથવા તો કુસંગ જેવા જેવા પ્રસંગોમાં હોય છે તે તે દિશામાં પ્રયાણ કરે છે. ચાલીશ, પીસ્તાલીશ અને પચાશ થયાં કે યુવાનીનું જોર નરમ પડી જાય છે, અને ઘણા પુત્ર, પૌત્રનો સ્વામી હોવાથી ચિંતિત જીવન ગાળે છે. આ સઘળી અવસ્થાઓ વ્યતીત થયા પછી છેવટે શું થાય છે તે તપાસો. વિચાર કર્યો છે કે શું થાય છે? મોત આવીને બધુંએ ઝૂંટવી લઇને આ નશ્વર દેહમાંથી કાઢી મૂકે છે.

• • •

માનવજાતમાં પ્રભુતા મેળવવાની ઈચ્છાથી પ્રયત્ન કરનારાઓની સંખ્યા વધુ પ્રમાણમાં દેખાય છે. દેખીતી રીતે કોઈ પણ પ્રકારની સ્વાર્થવૃત્તિ ન હોવા છતાં અને પરોપકારનું રૂપ આપવા છતાં પણ તેમની પ્રવૃત્તિમાં પ્રભુતાની છાયા રહેલી હોય છે, અને તેમનાથી થતી ભૂલો સુધરાવવાના પ્રસંગે બહાર તરી આવે છે. આત્મનિષ્ઠ સાચી પ્રભુતા પ્રગટ કરવાના ઇરાદાથી પ્રભુ શ્રી મહાવીરના પગલે ચાલનારાઓની મનોવૃત્તિમાં આગ્રહનો અંશ હોતો નથી, પણ અલ્પજ્ઞો પાસેથી પ્રભુતા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓની મનોવૃત્તિ આગ્રહબુદ્ધિને આધીન રહેલી હોય છે અને તેમની દરેક પ્રવૃત્તિમાં આગ્રહને અગ્રસ્થાન આપવામાં આવે છે; કારણ કે હું કરુ છું અથવા કહું છું તે સાચું છે, પછી ભૂલભરેલું કેમ ન હોય? પરંતુ જેમના પાસેથી પ્રભુતા મેળવવાની હોય છે તેમના અંતઃકરણમાં પોતાનામાં રહેલી પ્રભુતાની યોગ્યતા ઠસાવવા બીજા ભૂલે છે પણ હું ભૂલતો નથી એવી પ્રતીતિ કરાવવા પ્રયત્ન કરવો પડે છે અને તેમ કરતાં કોઈ વિઘ્ન ઉપસ્થિત કરે તો આવેશપૂર્વક સેવવું પડે છે.

● ● ●

મૃત્યુથી ભયભીત ન બનો. મૃત્યુ સંસારવાસીઓના સૌંદર્યને પ્રગટ કરે છે. મૃત્યુ એટલે વિકૃતિવિનાશ અને જન્મ એટલે પ્રકૃતિવિનાશ. મૃત્યુ વસ્તુની મૂળ અવસ્થા છે ત્યારે જન્મ વસ્તુની વિકૃત અવસ્થા છે તમને મરવું ગમતું નથી, જીવવું ગમે છે; પણ તમે જાણો છો કે જીવન એટલે શું? જે જીવનને તમે ઇચ્છો છો તે તમને કેટલું ઉપયોગી છે? જો તમે જીવવાની ઈચ્છા રાખતા હો તો જીવનનો અનાદર કરશો નહિ, જીવનથી કંટાળશો નહિ.

● ● ●

જન્મ આશ્રિત જીવન એટલે બનાવટી–વિકૃતિ જીવન અને પ્રકૃતિસ્વરૂપ–શુદ્ધ જીવન: આ બે પ્રકારના જીવનમાંથી તમને શુદ્ધ જીવનની ઇચ્છા છે કે અશુદ્ધ જીવનની?

● ● ●

જે જીવનની ઉત્પત્તિ–જન્મ છે, આદિ છે તે શુદ્ધ જીવનમાં થયેલો વિકાર છે; માટે તે વિકૃતિ સ્વરૂપવાળું હોવાથી અશુદ્ધ જીવન છે. આ અશુદ્ધ જીવનમાં જીવવાને ઇચ્છનારને અનેક પ્રકારની યાતનાઓ સહન કરવી પડે છે તથા ચિંતા, ભય, શોક અને નિરાશા પણ સહેવી પડે છે.

● ● ●

જેમ કોઈ માણસનું માથું દુઃખે કે પેટમાં ખૂબ ચૂંક આવે ત્યારે તે માણસ ઘણો જ ઉદાસ થાય છે, ખેદ કરે છે ને દરદને નાબૂદ કરવા ચાંપતા ઉપાયો લે છે તેવી જ રીતે જે માણસને કષાય વિષયનો ઉદય થાય ત્યારે તે માણસે તેમાં નહીં ભળતા તેથી ઉદાસ થઈને તેને નાબૂદ કરવા ચાંપતાં ઉપાયો લેવા જોઇએ, રોગોથી તો શરીરનો નાશ થાય છે પણ કષાયો તથા વિષયોથી તો આત્માનો નાશ થાય છે.

● ● ●

ઉદયાધીન આત્માએ ગમે તેમ ન કરવું અને ન ગમે તે કરવું ત્યારે ઉપશમ તથા ક્ષયાધીન આત્માએ ગમે તે કરવું અને ન ગમે તે ન કરવું.

● ● ●

'જૂઠું નહીં બોલું' એવી પ્રતિજ્ઞા ઘણાઓ લઈ શકે છે પણ સાચું બોલીશ એવી પ્રતિજ્ઞા ન લઇ શકે. ક્રોધ નહીં કરું, માન નહીં કરું, ઈત્યાદિ કષાયો ન કરવાની પ્રતિજ્ઞા ન લઈ શકો પણ ક્ષમા કરીશ, સરળતા રાખીશ, નમ્રતા રાખીશ, સંતોષ રાખીશ, એવી પ્રતિજ્ઞા તો કરી શકો છો. તાવ નહીં આવવા દઉં, માથું નહીં દુઃખવા દઉં, પેટમાં દરદ નહીં થવા દઉં, ઇત્યાદિ વ્યાધિ નહીં થવા દેવાની પ્રતિજ્ઞા નહીં લઈ શકો પણ વ્યાધિ આવે ત્યારે સમતાપણે–સમભાવે વેદી લઇશ, શાંતિ રાખીશ એવી પ્રતિજ્ઞા લઇ શકો છો.

● ● ●

અમૃતમય જીવન અને વિષમય જીવન: એ બે પ્રકારના જીવનવાળા જીવો સંસારમાં અસ્તિત્વ ધરાવે છે. વિષમય જીવનવાળા અમૃતમય જીવનવાળા જીવો કરતાં સંખ્યામાં અધિકતર છે, અને તેઓ પોતાનો જીવનપ્રવાહ વિષમય રેલાવી અનેક જીવોના જીવનને વિષમય બનાવી પ્રાણમુક્ત કરે છે. ક્ષુદ્ર સ્વાર્થ માટે અન્ય ભદ્રિક જીવોને પણ અમૃતના નામે વિષપાન કરાવે છે; જ્યારે અમૃત જીવનવાળા પોતાના અમૃત જીવન દ્વારા અનેક જીવોને અમૃતપાન કરાવે છે, અનેક જીવો અમૃતનું પાન કરીને સદાને માટે જીવવાવાળા થયા છે અને અમર બનીને અનંતા દુઃખોનો દરિયો તરી ગયા છે.

● ● ●

માનવી જ્યારે પોતાનામાં ગુણ હોય અથવા ન હોય પણ સ્વસ્તુતિ–પ્રશંસા સાંભળીને મનમાં હર્ષાતિરેકવાળો થયા સિવાય રહેતો નથી તેમ જ નિંદા–અવર્ણવાદ સાંભળીને ખેદ પામ્યા સિવાય રહેતો નથી. મોટે ભાગે માનવપ્રકૃતિ સ્વોત્કર્ષ અને પરાપકર્ષથી મુક્ત નથી. પોતાના વખાણ સારા સારા બુદ્ધિશાળીઓને પણ ગમે છે. વિદ્વાન્ કહેવાતા અને આગળ પડતો ભાગ લેનારા ઉપાધિધારકોને પણ પોતાના વખાણ સાંભળવાનો ઘણો જ શોખ હોય છે. જેવી રીતે પોતાના વખાણ સાંભળવાથી રાજી થાય તેવી જ રીતે પોતાને અપ્રિય માણસના વખાણ સાંભળવાથી ખુશી થતો નથી, ઊલટી દિલગીરી પેદા થાય છે એટલું જ નહિ પરંતુ તેના ઉપર દોષારોપણ કરી ઘૃણા પ્રકટ કરે છે, જનતામાં વખણાએલી વ્યક્તિને માટે ઉપરથી બનાવટી ખુશી ન–છૂટકે જ બતાવવી પડે છે, ને થતાં વખાણને સહમત બનવું પડે છે.

● ● ●

જન્મ્યા પછી માબાપે ઓળખાણને માટે રાખેલું નામ અમર કેવી રીતે થઇ શકે–કાયમ કેવી રીતે રહી શકે? આત્મા અમર થયા સિવાય નામ અમર થઈ શકતું નથી, માટે આત્માને અમર બનાવવા તન–ધન–જીવનનો ઉપયોગ કરવામાં આવે તો નામ અમર બની શકે ખરું. જ્યાં સુધી આત્મા મૃત્યુથી મુકાયો નથી ત્યાં સુધી નામ તો મરવાનું જ.

● ● ●

આકાર બદલાય છે તેની સાથે સાથે નામ પણ બદલાયા જ કરે છે. નામ ત્યારે જ કાયમ રહે જ્યારે આકાર બદલાય નહીં. આકારને આશ્રયીને જ નામ પડે છે. જેનું નામ નથી તેનો આકાર પણ નથી.

નામ રાખવું એટલે આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવું, શુદ્ધ સ્વરૂપ જે આકારવાળા નામમાં પ્રગટ થાય છે તે નામ અમર કહેવાય છે, અર્થાત્ જે નામથી સર્વથા કર્મનો ક્ષય થાય છે તે નામ બદલાતું નથી, કારણ કે નામ બદલાવાનું કારણ નાશ પામી જાય છે માટે તે નામ અમર કહેવાય છે.

જે આકારવાળું નામ જનતાને સ્વાર્થ માટે ઉપયોગી થઇ પડયું હોય તે નામ બદલાયા પછી પણ તેને જનતા સંભારે છે; પરંતુ જેનો સ્વાર્થ સધાયો હોય તેઓ જ સંભારે છે, તેમના વંશજો અથવા તો અન્ય વ્યક્તિઓ સંભારતા નથી.

જે દેહાકૃતિનું નામ રાખ્યું હોય છે તે દેહાકૃતિ જીવન ક્ષય થયે જીવનના વિયોગથી નાશ પામી જાય છે, એટલે નામ પણ ધીરે ધીરે સંસારમાંથી લુપ્ત થતું જાય છે.

● ● ●

**મનથી** ત્યાગ, વચનથી ત્યાગ, કાયાથી ત્યાગ આ ત્રણે ત્યાગમાં કેવળ વચનથી ત્યાગ તો એક પ્રકારનું અસત્ય છે, બીજાને ઠગવાને માટે કરાય છે. જેને ક્ષુદ્ર ત્યાગ સાધવો હોય છે તે વચનમાં ઘણા જ કેળવાએલા હોય છે. વચનથી ત્યાગ તે નામનો જ ત્યાગ હોવાથી આત્માને કોઇ પણ પ્રકારનો લાભ મળી શકતો નથી.

કેવળ કાયાથી ત્યાગ બે પ્રકારનો હોય છે: એકની પાસે એક વસ્તુ છે અને તેનો ત્યાગ કરે છે અને બીજો વસ્તુ નથી અને ત્યાગ કરે છે. આ બન્ને પ્રકારના ત્યાગીમાં જેની પાસે વસ્તુ છે અને છોડે છે તે ઉત્તમ છે, કારણ કે મળેલા ભોગોને છોડવા તે કઠણ છે અને વસ્તુ નથી તેને છોડવું ઘણું જ સહેલું છે, કારણ કે જે વસ્તુ પાસે નથી અને મળવાની પણ આશા નથી તેને તો પ્રથમથી જ ત્યાગ જેવું છે, માટે તેને છતી વસ્તુ છોડનાર કરતાં નીચી કોટીનો કહી શકાય.

કેવળ મનથી ત્યાગી, કેવળ કાયાથી ત્યાગી કરતાં ઊંચો છે, કારણ કે કેવળ કાયાથી છોડવું સહેલું છે, પણ મનથી છોડવું દુર્લભ છે. કેવળ કાયાથી છોડનાર સંસારમાં ઘણા નીકળશે, પણ મનથી છોડનાર તો કોઇક જ નીકળશે. ભિખારીઓ તેમ જ અન્ય ભાગ્યહીન પુરુષો વસ્તુ ન હોવાથી કેવળ કાયત્યાગી જેવા જ છે, પણ તેઓની મનોવૃત્તિમાં ત્યાગ ન હોવાથી તેઓ ત્યાગી કહેવાતા નથી.

મન, વચન અને કાયાથી છોડનાર સર્વોત્કૃષ્ટ ત્યાગી કહી શકાય છે. મન, વચન અને કાયાથી છોડનારા ત્યાગીઓ સંસારમાં ઘણા જ અલ્પ નીકળશે.

● ● ●

જીવનો બે વસ્તુઓ ઉપર જ હક્ક છે. એક તો જ્ઞાન–દર્શન આદિ પોતાનો ધર્મ અને બીજું પરવસ્તુ કર્મ. આ બે વસ્તુ સિવાય જેટલું જડ–ચૈતન્યમય જગત દેખાય છે તેના ઉપર જીવનો હક્ક નથી. જો કે કર્મ જડ વસ્તુ છે અને તે પર છે, એટલે તેના ઉપર પણ જીવનો હક્ક નથી, છતાં જીવ જ્યારથી સંસારમાં છે અને જ્યાં સુધી સંસારમાં રહેશે ત્યાં સુધી એક સમય માત્ર પણ કર્મ સર્વથા જીવથી છૂટાં પડવાનાં નથી. તેને અનાદિ કાળથી જીવે પોતાની જ વસ્તુ તરીકે માન્યાં છે અને હમેશાં તેની વૃદ્ધિ કરતો રહેશે, માટે કર્મ ઉપર પણ જીવનો હક્ક છે.

જીવ જગતના તમામ પદાર્થોને છોડીને ચાલ્યો જશે, આયુષ્યની શરુઆતથી સાથી બનેલ દેહને પણ છોડી દેશે; પરંતુ ધર્મ અને કર્મ એ બે વસ્તુઓને તો સાથે જ લઇ જવાનો.

● ● ●

માણસને પોતાની ભૂલની ત્યારે જ ખબર પડે છે કે જ્યારે ઠોકર ખાઇને હેઠો પડે છે.

● ● ●

સ્નેહનું વિષપાન કરનારાઓએ સુખશાંતિની આશા છોડી દઇને મૃત્યુની વાટ જોવી જોઇએ.

● ● ●

જો માણસ પોતાને મનગમતું કરતા હોય તો છેવટે અણગમો ન થવો જોઇએ અને જો પ્રવૃત્તિમાં પરિણામે અણગમો થાય તો મનગમતું કરવાની ભ્રમણા જ કહી શકાય.

● ● ●

જે સુખશાંતિમાં પરાધીનતા છે તે સાચી સુખશાંતિ જ નથી.

● ● ●

જેમ ફૂલને સુગંધી તથા સાકરને મીઠી બનાવવા બીજી વસ્તુની જરૂર પડતી નથી તેમ આત્માને સુખી બનાવવા કોઇ પણ વસ્તુની જરૂર નથી.

● ● ●

મોટા બનવું હોય તો નાનાઓનો આદરસત્કાર કરો, કારણ કે મોટા બનાવવું નાનાઓના હાથમાં છે.

● ● ●

દંભી માણસ વિશ્વાસઘાતી હોવાથી કોઇનો પણ પ્રેમ મેળવી શકતો નથી. ચાહતાં શીખશો તો કલેશ કરમાઈ જશે.

● ● ●

પૌદ્ગલિક સુખમાં ટેવાઈ ગયેલાને આત્મિક સુખ ગમતું નથી.

● ● ●

પોતાને ઓળખ્યા સિવાય પરમાત્મા ઓળખાય નહિ અને પરમાત્માને ઓળખ્યા સિવાય પરમાત્મા બની શકાય નહિ.

● ●

પુદ્ગલોના વિનાશ સિવાય આત્માનો વિકાસ થઇ શકતો નથી.

● ● ●

જેમ કાટાથી કાંટો નીકળે છે તેમ પ્રશસ્ત રાગથી અપ્રશસ્ત રાગ નીકળી જાય છે.

● ● ●

પોતાને મનગમતું કરવું હોય તો બીજાને મનગમતું કરો.

● ● ●

જેને માનસિક સુખ નથી તે ચક્રવર્તી કેમ ન હોય ? તો પણ દુઃખી જ છે.

● ● ●

આત્મા ઇન્દ્રિયોથી અપરાધી બનતો નથી, પણ મનથી બને છે.

● ● ●

પ્રેમની પરાકાષ્ઠા તન્મય થઈ જઇ એકનિષ્ઠપણામાં જ છે.

● ● ●

પૂર્ણ પ્રેમમાં હૃદયભેદ હોતો નથી અને જ્યાં હૃદયભેદ છે ત્યાં પૂર્ણ પ્રેમ નથી; પણ તુચ્છ સ્વાર્થ છે.

● ● ●

અંતરમાં અંતર રાખી સાચા સ્નેહીનો ડોળ કરનાર વિશ્વાસઘાતી દાનવ છે પણ માનવ નથી.

● ● ●

બે હૃદયવાળા માણસોમાં વિશ્વાસ રાખનાર ભૂલનો ભોગ બને છે.

● ● ●

પરમાત્માનો પૂર્ણ પ્રેમી તેમની આજ્ઞાઓનો અનાદર કરતો નથી.

● ● ●

હસવું તે આનંદનો ઊભરો છે.

● ● ●

કુદરત જે કંઇ તમને આપે તેમાં સંતોષ માની આનંદથી જીવો. પસંદ પડે અથવા ન પડે કુદરત પાસેથી આપેલું જ લેવું છે, માટે બીજાની પાસે વધુ સારું જોઇને નારાજ થશો નહિ.

● ● ●

ક્ષમા, સરળતા, નમ્રતા, શાંતિ, સમતા આદિ મળવાં તે પ્રભુસેવાનો બદલો છે, અને રૂપ, વય, ધન, સુંદરતા આદિ મળવાં તે પણ પ્રભુભક્તિનો બદલો છે; માટે તમને શું ગમે છે તેનો સારી રીતે વિચાર કરીને પ્રભુની સેવામાં અર્પણ કરજો.

● ● ●

વર્ણ, ગંધ, રસ આદિ જડનાં ધર્મો છે, તે દેહને પોષે છે અને જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ આત્માના ધર્મો છે, તે આત્માને પોષે છે; માટે તમે આત્મા છો કે જડ છો તેની ઓળખાણ કરીને તમને યોગ્ય લાગે તે ધર્મોનો ઉપયોગ કરશો.

● ● ●

તમે તમારું જ મેળવો. પારકું મેળવવા જશો તો પોતાનું પણ ખોઈ બેસશો અને પ્રયાસ વ્યર્થ જશે.

● ● ●

ભિખારીની સેવા કરવાથી શ્રીમંત બની શકાતું હોય તો જ જડની ઉપાસના કરવાથી સુખી બની શકાય.

● ● ●

સુંદર સુંદર મકાનો, ઘરેણાં, વસ્ત્રો, ભોજન આદિ જડ વસ્તુઓને વિકૃત બનાવી તેની પાસે સુખ તથા આનંદની ભીખ માગતાં જિંદગી વહી ગઇ છતાં કોઇએ કાંઈ પણ મેળવ્યું નહિ.

● ● ●

સાચો માર્ગ ઓળખી ગમન કરનાર લોકનો ભય રાખશે તે ભૂલો પડશે.

● ● ●

સાચું જાણવા છતાં પણ લોકોને સારું લગાડવા ખોટું આદરનાર હાથમાં દીવો લઇ કૂવામાં પડે છે.

● ● ●

ક્ષુદ્ર તૃષ્ણાઓ તથા તુચ્છ સ્વાર્થ સંતોષવાને લોકનો ભય રાખવામાં આવે છે તેનાથી હજારગણો ઓછો ભય પોતાના શ્રેયને માટે પરમાત્માનો રાખવામાં આવે તો પરમ કલ્યાણ થઇ જાય.

● ● ●

કોઇ પણ સ્વાર્થ માટે પેટમાં દગો રાખીને સ્નેહ કરનાર સ્નેહી નથી પણ પરમ શત્રુ છે.

● ● ●

બીજાના જીવનમાં જીવવાની ઇચ્છા થાય તે પહેલાં તેની ઉપયોગિતા અને ઉત્તમતાનો સારી રીતે વિચાર કરી લેવો જોઇએ.

● ● ●

સુખ, શાંતિ તથા આનંદ મેળવવાની ઇચ્છાવાળાની જીવનયાત્રા સાદી અને સરળ હોવી જોઇએ.

● ●

પ્રારબ્ધની પ્રેરણા પ્રમાણે પ્રવૃત્તિ કરતાં જગત ઉપર અણગમો લાવી દુ:ખી ન થશો.

● ● ●

આત્મવિકાસની ઇચ્છાથી જ પૌદ્‌ગલિક વસ્તુનો ત્યાગ કરશો પણ છોડેલી વસ્તુઓ પાછી મેળવવાની ઇચ્છાથી ત્યાગ કરશો નહિ; કારણ કે છતી વસ્તુઓ છોડીને પાછી તેની આશા રાખવી તે અજ્ઞાનતા છે.

● ● ●

વિશ્વવંદ્ય વિભૂની વિભૂતિ વિસારે પાડી વિષયવિકારના અંધકારમાં ભટકતા વિલાસીઓ વિકાસને બદલે વિનાશ જ મેળવે છે.

● ● ●

જગતનો વિલાસ જોઇને ભગત બનેલા વિલાસીઓ ભાગ્યે જ ભગવદ્‌ભજનમાં લીન થાય છે.

● ● ●

પ્રકૃતિ, પ્રવૃત્તિ અને વિચારની પ્રતિકૂળતામાં રહીને કઈ નિઃસ્વાર્થ વ્યક્તિ પોતાનું અહિત કરે?

● ● ●

તેવી દાક્ષિણ્યતા અને શરમ શા કામની કે પોતે નિઃસ્પૃહી, નિઃસ્વાર્થી અને નિર્મમત્વ હોવા છતાં અકલ્યાણ કરે?

● ● ●

દુનિયાની બે બાજુઓ : એક અંદરની અને બીજી બહારની. બહારની બાજુએ રાગ છે અને અંદરની બાજુએ વૈરાગ્ય છે. બહારની બાજુને ફેરવીને જુઓ તો વૈરાગ્ય મળશે.

● ● ●

પૌદ્ગલિક વસ્તુઓને જોવાથી મમતા મૂંઝવતી હોય તો તેનું ઉત્પત્તિસ્થાન તપાસી જુઓ. મમતા ટળી સમતા મળશે.

● ● ●

સંસારમાં મનુષ્ય જેવું બુદ્ધિશાળી અને કલાવાન બીજું કોઇ પણ પ્રાણી નથી કે જે પશુ, પક્ષી અને દેવતાને પણ પોતાને વશ કરે છે.

● ● ●

આત્મામાંથી રાગદ્વેષને વીણી કાઢવાનું નામ ધર્મ છે, તો પછી રાગદ્વેષને રાખી વધારી ધર્મ માનવો તે અજ્ઞાનતા જ કહી શકાય.

● ● ●

ધન તથા જીવન પ્રભુને સમર્પણ કરનારને જીવવાની કે ધનની ચિંતા રાખવી પડતી નથી.

● ● ●

જગતમાત્રને પોતાનું સંબંધી માની સ્નેહ કરનારની સહુ કોઈ સેવા કરવા ચહાય છે.

● ● ●

પર્યાયદષ્ટિમાં ખેદ છે અને ખુશી છે, દ્રવ્યદષ્ટિમાં સમભાવ છે માટે પર્યાયદષ્ટિ ન બનતાં દ્રવ્યદષ્ટિ બનો.

● ● ●

તારણહાર અને પાલણહારના દાસ બનીને રાજી થવું તે તો ડહાપણભરેલું ખરું, પણ મારનાર અને ડુબાડનારના દાસ બનીને રાજી થવું તે કેવું ડહાપણ કહેવાય ?

● ● ●

સારો કહેવડાવવા પ્રયાસ કરનાર આત્માને ઠગીને પ્રભુની દૃષ્ટિમાં ગુનેગાર બને છે ત્યારે સારો બનવા પ્રયાસ કરનાર આત્મવિકાસી બની પ્રભુની પ્રશંસાનું પાત્ર બને છે.

● ● ●

દોષોને દાટી દેવા કરતાં બાળી દેવાં સારાં છે.

● ● ●

આત્માને ઠગીને દુનિયાની દૃષ્ટિમાં મહાન્ બનનાર પામર પ્રાણી છે.

● ● ●

જડ વસ્તુની ચાહનામાં જીવન વ્યતીત કરનાર આત્મસ્વરૂપ મેળવી શકતો નથી.

● ● ●

સર્વોત્તમ ક્રિયાકુશળ માનવી મૃત્યુને જીતી શકે છે.

● ● ●

આનંદ શાશ્વતી વિશ્રાન્તિ છે માટે તેને મેળવવા પ્રયાસ કરવો જોઇએ.

● ● ●

જે પોતાના જીવનની કીંમત કરી શકતો નથી તે બીજાના જીવનની કીંમત અને કદર કેવી રીતે કરી શકશે ?

● ● ●

જીવવાને માટે ખાવાની જેટલી જરૂર છે તેનાથી પણ અધિક જરૂર સુખના માટે ધર્મ કરવાની છે.

● ● ●

જીવનની શરુઆતથી જ સંબંધ ધરાવનાર અને જીવનું અસ્તિત્વ ઓળખાવનાર એવા દેહનો વિશ્વાસ ન રાખીને આત્મશ્રેય સાધવું જોઇએ, તો પછી દેહથી ભિન્ન ઇતર સંબંધીઓનો વિશ્વાસ રાખીને કયો ડાહ્યો માણુસ પોતાનું શ્રેય સાધવામાં આળસ કરે ?

● ● ●

પરોપકાર અથવા પરઉદ્ધારના બહાને સેવા કરવાનો ડોળ કરીને અનિચ્છાએ પણ અશાંતિ ભોગવી પ્રસિદ્ધિમાં આવવાનો પ્રયાસ કરવા કરતાં એકાન્તમાં રહીને શાંતિપૂર્વક પોતાના આત્માની જ સેવા બજાવી શ્રેય સાધવું તે શ્રેષ્ઠતર છે.

● ● ●

માનવીની પ્રવૃત્તિ ઉપર તો અંકુશ મૂકી શકાય છે, પણ વૃત્તિ ઉપર અંકુશ મૂકી શકાતો નથી; કારણ કે માનવી અમુક અનિવાર્ય કારણને લઇને પોતાનું પ્રવૃત્તિમય જીવન વેચી શકે છે; પણ વૃત્તિમય જીવન વેચી શકતો નથી. કોઇ પણ અવસ્થામાં વૃત્તિમય જીવનનો તો પોતે જ સ્વામી રહે છે અને એટલા માટે જ પ્રવૃત્તિમય જીવનનો અન્ય સ્વામી હોવા છતાં પણ વૃત્તિમય જીવન પોતાની અત્યંત પ્રિય વ્યક્તિને અર્પણ કરીને તેને પોતાના વૃત્તિમય જીવનનો સ્વામી બનાવી શકે છે.

● ● ●

વસ્તુને સાચી રીતે ઓળખ્યા સિવાય 'સાચું' બોલી શકાય નહીં. તેમ જ સાચી પ્રવૃત્તિ થાય નહીં તેથી સાચી વસ્તુ મેળવી શકાય નહીં.

● ● ●

સારા વિચારો વિચારવાનું વ્યસન માનવજીવનની ઉત્તમતાને સફળ બનાવી શકે છે. ભલે વિચારો પ્રમાણે ન વર્તાય તો પણ આત્મશ્રેય કરવામાં અદ્વિતીય સહાયક થઇ શકે છે. જેમ ગાંજો, ભાંગ, તમાકુ, અફીણુ, ચા વગેરે વસ્તુઓનું વ્યસન પડી જવાથી તે વસ્તુઓ વગર ચાલતું નથી અને વારંવાર તેનું જ સ્મરણ થયા કરે છે, તેમ જ સારા વિચારો વિચારવાનું વ્યસન પડી જવાથી સારા જ વિચારો આવ્યા કરે છે.

● ● ●

પુદ્ગલાનંદીપણે અથવા તો વિષયાભિનંદીપણે કરવામાં આવતી ઇચ્છાઓ સફળ થાય અથવા તો નિષ્ફળ જાય, તો પણ આત્મા અપરાધી બનીને પૌદ્ગલિક વસ્તુઓ ન વાપરવા છતાં પણ તેના કડવાં ફળ અવશ્ય ચાખે છે.

● ● ●

સ્વાર્થવૃત્તિવાળા અનિચ્છાએ પણ બીજાની ઇચ્છાને આધીન થઇને ફરજિયાત પ્રવૃત્તિ કરે છે એ જ પરમ દુઃખ છે અને નિઃસ્વાર્થ વૃત્તિવાળા સ્વેચ્છાને આધીન રહીને મરજિયાત પ્રવૃત્તિ કરે છે માટે તે પરમ સુખી છે; કારણ કે પરાધીનતાએ અણગમતું કરવું પડે છે અને સ્વાધીનતાએ મનગમતું કરાય છે, માટે સ્વાધીનતામાં સુખ છે અને પરાધીનતામાં દુઃખ છે.

● ● ●

વિદ્વત્તા અને જ્ઞાનમાં ઘણું જ અંતર રહેલું છે. મોહનીય કર્મના ક્ષયોપશમ કે ક્ષય સિવાય જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી; પણ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી વિદ્વત્તા પ્રાપ્ત થાય છે. મોહનીય કર્મના ક્ષયોપશમ સિવાય એકલા જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી થવાવાળું જ્ઞાન અજ્ઞાન હોય છે કે જેને વિદ્વત્તા કહેવામાં આવે છે.

● ● ●

સંસારમાં રહીને સંસારની પૌદ્ગલિક વસ્તુ વાપરનારને સંસારના નિયમો ફરજિયાત પાળવા પડે છે. જેમકેઃ જન્મ્યો તેણે મરવું, યુવાને વૃદ્ધ થવું, શ્રીમંતે કંગાળ થવું, સંપત્તિવાળાએ વિપત્તિ ભોગવવી વગેરે નિયમો અવશ્ય પાળવા જ જોઇએ. જેની ઈચ્છા આ નિયમો પાળવાની ન હોય તેણે સંસારવાસ છોડીને ચાલ્યા જવું જોઇએ અને જેટલી પૌદ્ગલિક વસ્તુઓ વાપરવાને માટે લીધી હોય તે બધી ય છોડી દેવી જોઇએ.

● ● ●

જીવનના છેડે દેહની વિસ્મૃતિની સાથે જ ઇષ્ટવિયોગ દુઃખદાયી નથી નીવડતો, પણ જીવનકાળમાં ઇષ્ટવિયોગ અત્યંત દુઃખ આપે છે.

● ● ●

માનવજીવનમાં જીવવાના સિદ્ધાંતો અને હેતુઓથી અણજાણ માનવજીવનમાં સાચી રીતે જીવી જાણતો નથી.

● ● ●

સંસારની મુસાફરીમાં નીકળેલા આત્માઓને વિશ્રાન્ત માટે મળેલી દેહરૂપી ધર્મશાળાઓનો આશ્રય લેવો પડે છે. આ ધર્મશાળાઓ અમુક સમય માટે માત્ર વિશ્રાન્તિનું સ્થાન હોવાથી આત્માઓનો એના ઉપર કોઈ પણ પ્રકારનો હક નથી, માટે મુસાફરી કરવા ત્યાંથી નીકળવું પડે તો બહુ જ રાજી થઇને તે સ્થાન છોડી દેવું. અને આગળ પ્રયાણમાં જે કોઈ સ્થળ આવે ત્યાં શાંતિપૂર્વક નિર્વાહ કરી લેવો પણ કોઈ પણ સ્થાનમાં લેશમાત્ર પણ મમતા કરવી નહિ. મુસાફરીના અંતે કોઇ પણ આશ્રયસ્થળની જરૂર પડવાની નથી અને વિશ્રાન્તિ લીધેલાં પહેલાનાં સ્થળો કાંઈ પણ કામ આવવાનાં નથી.

● ● ●

પરિમિત નિદ્રામાં માનસિક વિચારો ઉપરનો કાબૂ છૂટી જવાથી શુભ ધ્યાન રહી શકતું નથી તો પછી અપરિમિત નિદ્રા(મૃત્યુ)ના સમયમાં વિચારો ઉપર કાબૂ રાખીને શુભ ધ્યાન કેવી રીતે રહી શકે ? માટે પરિમિતી કે અપરિમિતી નિદ્રા વગરની જાગૃત અવસ્થામાં શુભ વિચાર, શુભ ભાવનાઓ અને શુભ ધ્યાન દ્વારા નિર્જરા અથવા તો પુન્ય ઉપાર્જન કરી લેવું જોઇએ.

● ● ●

સ્નેહની સીમા ઓળંગી ગયા પછી શાસ્ત્રના બંધન શિથિલ થાય છે, જેથી સંસારની શેરીઓમાં કાંઇક વધારે રઝળવું પડે છે, પરંતુ શું બની શકે ? ઉદય આધીન આત્માને બધું કરવું પડે છે. મોહદશા જ એવી છે !

● ● ●

જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી મેળવેલ બુદ્ધિ તથા જ્ઞાનને વૈષયિક સુખો મેળવવા વાપરનાર અજ્ઞાની અને દુર્બુદ્ધિ કહી શકાય. એવા અજ્ઞાની જીવો પોતાનું અને પરનું અકલ્યાણ કરનાર હોય છે. તેમ જ સ્વપરના માનવજીવનને અધમ બનાવી આત્માનો અધઃપાત કરનાર હોવાથી પોતાની જાતના શત્રુ હોય છે, પરંતુ જેઓ બુદ્ધિ તથા જ્ઞાનનો ઉપયોગ આત્મવિકાસમાં કરનારા હોય છે તેઓ સંતપુરુષ કહેવાય અને એવા મહાપુરુષોના સત્સંગથી અનેક આત્માઓ પોતાનું કલ્યાણ સાધી શકે છે, માટે આવા પુરુષો કલ્યાણમિત્ર કહેવાય છે.

● ● ●

તપ, જપ, ધ્યાન, શાંતિ, સમતા, વૈરાગ્ય, આત્માર્થીપણું વગેરે લોકોને દેખાડી, તેમને ખુશી કરી પોતાને ક્ષુદ્ર સ્વાર્થ સાધવા પૂરતાં જ હોય તો તે આત્માનું અહિત કરી સંસાર વધારી માઠી ગતિઓમાં રઝળાવનારાં છે, કારણ કે તે પુદ્ગલાનંદીપણે કરવામાં આવતાં હોવાથી આત્મવિકાસનાં બાધક હોય છે, તેમ જ માયા તથા અસત્યના આશ્રિત હોવાથી આત્માનું અશ્રેય કરનારાં હોય છે; પણ તપ, જપ આદિનો આત્માનંદીપણે ઉપયોગ કરવામાં આવે તો આત્મવિકાસી બની કર્મોથી મુક્તિ મેળવી શકાય છે.

● ● ●

સત્ વસ્તુને ઓળખનારા અને તેની શ્રદ્ધા રાખનારા આત્માઓ જ સાચું બોલી શકે છે અને સાચી પ્રવૃત્તિ કરી શકે છે; તેમ જ તેમની સંગતમાં રહેનાર આત્માઓને સન્માર્ગે દોરીને તેમનું પરમ કલ્યાણ કરી શકે છે. આવા આત્માઓ સમ્યગ્જ્ઞાની હોવાથી વૈષયિક સુખોથી વિમુખ રહેલા હોય છે; કારણ કે તેઓ સાચા સુખના અનુભવી હોવાથી વૈષયિક સુખને દુઃખરૂપે જ માને છે જેથી તેમનો આત્મા ક્ષુદ્ર વૈષયિક વાસનાથી રહિત હોવાથી પોતાના આશ્રિતોને અવળે માર્ગે દોરતા નથી.

● ● ●

પ્રભુની પવિત્ર છાયામાં રહીને આપણે પવિત્ર બનવું છે માટે પ્રભુની છાયા છોડીને બીજે જવું નહીં એટલે અપ્રભુના—અપવિત્ર આત્માઓના પડછાયામાં પણ ઊભા રહેવું નહીં, તો જ આપણે પ્રભુને ગમીશું અને પવિત્ર બનીને પ્રભુની સાથે હંમેશને માટે રહી શકીશું.

● ● ●

આપણા શાશ્વતા સાથી તો પ્રભુ જ રહેવાના, બાકી સંસારનો સાથ તો સઘળો યે છૂટી જવાનો છે અને એટલા માટે જ આપણે સંસારના જીવો કરતાં પ્રભુને વધારે ચાહીએ છીએ, પૂજીએ છીએ, નમીએ છીએ, સ્તુતિ કરીએ છીએ, આશ્રય લઇએ છીએ; માટે પ્રભુને શું ગમે છે તે તરફ વધારે ધ્યાન આપવું.

● ● ●

કષાયોથી જીવન અભડાવવું-મેલું કરવું નહીં અને વિષયોથી કાયા અભડાવવી-મેલી કરવી નહીં. આ વાત પ્રભુને બહુ જ ગમે છે અને આવી રીતે વર્તનારની તપ, જપ, પૂજા, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ આદિથી અનેક પ્રકારે કરેલી સેવાને પ્રભુ સ્વીકારે છે.

● ● ●

સંસારી અલ્પજ્ઞ–અજ્ઞાની જીવોને ભલે ન ગમે તો કાંઇ પણ પરવા રાખવી નહીં, પણ પ્રભુને તો આપણા આચારવિચાર અને ઉચ્ચાર ગમવા જ જોઇએ; કારણ કે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત જીવન, અનંત આનંદ અને અનંત સુખ પ્રભુ પાસેથી લેવાનાં છે. આ વસ્તુઓ પ્રભુ સિવાય અલ્પજ્ઞ–અજ્ઞાનીઓ આપી શકતા નથી.

● ● ●

પ્રભુ સિવાય સંસારી જીવોમાંથી કોઇને પણ પોતાનું માની સાથ કરવો નહીં અને જો સાથ કરવાની ઇચ્છા થાય અને જીવનનો સાથી બનાવવો હોય તો પ્રભુને ગમતો હોય તેનો સાથ કરવો કે જેથી અપવિત્ર જીવન બનાવી પ્રભુની પ્રીતિ તોડીને પ્રભુના વિરોધી બનવાનો પ્રસંગ ન આવે.

● ● ●

આત્મવિકાસ તથા આત્મશુદ્ધિ કરવા ઉચ્ચતર ભાવોની તેમ જ ઉચ્ચતર પવિત્ર જીવન બનાવવાની અત્યંત આવશ્યકતા છે.

● ● ●

કોઇ પણ કારણને લઇને બાહ્યક્રિયા ઓછા પ્રમાણમાં થાય તો આત્મશુદ્ધિ–વિકાસમાં કોઈ પણ પ્રકારની અડચણ આવતી નથી પણ જીવન અને ભાવના તો ઉચ્ચતર અને પવિત્ર હોવા જ જોઇએ.

● ● ●

શુભ કર્મની ખામીને લઇને માનવીઓનાં અમૂલ્ય અને પવિત્ર માનવજીવન મેલાં થવાનો પ્રસંગ બને છે અને અશુભ કર્મની પ્રેરણાથી અપવિત્ર આત્માઓના સંસર્ગમાં જોડાઇને મેલાં–અપવિત્ર બનાવી નાખે પણ છે; તો પણ તેમણે હતાશ કે નિરાશ થવાની જરૂર નથી અને વધારે ને વધારે જીવનને અપવિત્ર–મેલું બનાવી આત્મવિકાસ માટે નિરુપયોગી બનાવવાની તેમ જ આત્માને અનંતા જન્મ, જરા, મરણના અનંતા દુઃખના અંધકારમાં હડસેલી મૂકીને આત્મશત્રુ બનાવવાની લેશમાત્ર આવશ્યકતા નથી.

● ● ●

માનવજીવન મોંઘું છે, ઘણું જ મોંઘું છે, માનવી સિવાયના સંસારના સમગ્ર જીવોના જીવનની કિંમત કરતાં માનવજીવનની કિંમત અનંતગણી વધારે છે; અને એટલા માટે જ માનવજીવનમાં જીવનારા જીવોની સંખ્યા બીજા સંસારી જીવો કરતાં ઘણી જ ઓછી છે; માટે જ માનવજીવનની પવિત્રતા જાળવી રાખવા અથવા તો કોઈક પ્રસંગે અજ્ઞાનતાથી અપવિત્ર બનેલાને વધારે અપવિત્ર થતું અટકાવીને પાછું પવિત્ર બનાવવાની અત્યંત આવશ્યકતા છે.

● ● ●

આત્મવિકાસ તથા આત્મશુદ્ધિનું અદ્વિતીય સાધનભૂત માનવજીવન, મલિન ભાવના તથા મલિન વ્યક્તિના સંસર્ગથી મેલું થઈ ગયું હોય તો તેને વધારે મલિન ન બનાવતા શુદ્ધ પરિણામ તથા શુદ્ધ વર્તનથી સ્વચ્છ બનાવીને દુર્લભ માનવજીવનની કિમત આંકનાર ડાહ્યા માણસો આત્મશુદ્ધિ–વિકાસને સાધી લે છે.

• • •

શુદ્ધ ભાવોથી મલિનતા દૂર થાય છે અને શુદ્ધ વર્તનથી આત્મા વધારે મલિન થતો અટકે છે.

• • •

મેલી ભીંત ઉપર કાઢેલાં સુંદર ચિત્રો જોનારના મનનું સારી રીતે આકર્ષણ કરે ખરાં પણ જલદી ભુંસાઇ જવાથી અને અંતરમાં મલિન પડ હોવાથી ભીંતને સુંદર બનાવી શકતાં નથી; પણ સ્વચ્છ ભીંત ઉપર કાઢેલું ચિત્ર ભીંતના સૌંદર્યને પ્રગટ કરે છે. તેવી જ રીતે મલિન જીવનવાળાનાં જ્ઞાન, ધ્યાન, જપ, તપ, બીજાના મનનું આકર્ષણ કરે ખરાં; પણ આત્મવિકાસ કે આત્મશુદ્ધિ ન કરી શકે અને પવિત્ર જીવનવાળાનાં જ્ઞાનાદિક આત્માને વિકાસમાં લાવી શકે છે.

• • •

માનવીના જીવનનો મોટો ભાગ બુદ્ધિની ઓછાશને લઇને કુસંસર્ગથી દુષ્કૃત્યોમાં વપરાઇ ગયો હોય તો નિરાશ ન થતાં શેષ જીવનને કુસંસર્ગ અને દુષ્કૃત્યોથી બચાવીને સત્કૃત્યો દ્વારા આત્મવિકાસ કરવા વાપરે તો, ખોઇ નાખેલા માનવજીવનનું ફળ મેળવી શકે છે. અને સઘળાયે સંતાપો, દુઃખો અને ઉદ્વેગોને શમાવી દઇને આત્મશુદ્ધિ દ્વારા પરમ શાંતિ મેળવી શકે છે. આ ઉપરાંત માનવજીવન સફળ બનાવી શકે છે.

• • •

જીવનના હેતુઓ જાળવવા વધારે કાળજી રાખવી.

• • •

જીવનમાં શાંતિ, સંતોષ, સમભાવ, સ્થિરતા અને શુદ્ધિ વધે તેવો વ્યવસાય કરવો.

• • •

સાચા લાભનું અર્થીપણું રાખવું.

• • •

પરમાત્માના અપરાધીની સજા ઘડવાનો તમને હક નથી, છતાં તમે સજા ઘડવાનું સાહસ કરશો તો તમારા સંકલ્પ પ્રમાણે તમારે સજા ભોગવવી પડશે. પ્રભુના અપરાધીની સજા પ્રભુના નિયમ પ્રમાણે તેને થશે જ, માટે તમારે તેની ચિંતા કરવાની આવશ્યકતા નથી. અને તમારા અપરાધીની સજા પણ તમારે ઘડવી નહિ, નહિ તો તે પણ તમારે ભોગવવી પડશે; કારણ કે તમારા વાંક વગર કનડે તે પરમાત્માનો ગુન્હેગાર છે. આ બન્ને પ્રકારના ગુન્હેગારોની સજા ઘડવાને માટે પ્રભુએ તમને આજ્ઞા આપી નથી, માટે પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરશો નહી.

• • •

જ્યાં સુધી શરીરના અવયવો કામ આપી શકતા હોય ત્યાં સુધી તે જ અવયવોનું કામ બીજાના અવયવોથી કરાવીને પોતાના હાથ, પગ આદિ અવયવોને શા માટે નિર્બળ બનાવી નિરુપયોગી બનાવવા જોઈએ?

● ● ●

કાદવથી ખરડાયલું વસ્ત્ર કાદવથી સાફ થાય નહીં, પણ પાણીથી સ્વચ્છ બનીને શ્વેત થાય છે, તેવી રીતે દોષોથી દોષો દૂર થાય નહીં પણ ગુણોથી દોષો દૂર થાય છે અર્થાત્ ઈર્ષ્યા, દ્વેષ, અસહિષ્ણુતા આદિ દોષોથી કલંકિત માનવી બીજામાં રહેલા દોષો દૂર કરીને ગુણુ બનાવી શકે નહિ; પણ સજ્જનતા, હિતૈષિતા આદિ સદ્‌ગુણોથી વાસિત માનવી જ બીજાને દોષમુક્ત બનાવીને સદ્‌ગુણોનો આરોપ કરી શકે છે.

● ● ●

બીજાના અવગુણ કે અહિતકરસૂચક પ્રવૃત્તિ જોઈને અણગમો કે તિરસ્કાર થવો તે દોષ છે અને દયા તથા પ્રેમથી હિતબુદ્ધિ થવી તે ગુણ છે. જનતામાં બીજાના દોષોનું વર્ણન કરી સંતોષ માનનાર દુર્જન છે અને ગુણ ગાઈને ખુશી થનાર સજ્જન છે.

● ● ●

જે પોતાના હૃદયનો અનુવાદ ન કરી શકે, તે બીજાના હૃદયના અનુવાદનો અનુવાદ કેવી રીતે કરી શકે?

● ● ●

સારા સારા અનુભવી મહાપુરુષો કહેતા આવ્યા છે કે સંસાર એક પ્રકારની નાટ્યશાળા છે. અને તેમાં પ્રાણીમાત્ર પાત્રો–એકટરો છે. તે પોતપોતાનું નાટક ભજવી રહ્યા છે. આ નાટ્યશાળામાં નાટક કરનારાઓનો વ્યવસ્થાપક–મૅનેજર મોહનીય કર્મ છે–આ પ્રમાણે કહેવાય છે, વંચાય છે અને ઉપદેશાય છે. આ વાત અનુભવસિદ્ધ–તદ્દન સાચી જ છે; જેમકે, ઘાંચી, મોચી, તરગાળો, મુસલમાન, બ્રાહ્મણ, કુંભાર, કોળી, વાણીયો, ઢેઢ, વાઘરી બધાયે ભેગા થઈને એક મંડળી–નાટક કંપની ઊભી કરી છે. પછી ભર્તૃહરિ આદિ રાજા મહારાજાઓનું નાટક ભજવે છે. તેમાં પિતા, પુત્ર, સ્ત્રી, પુત્રી, બહેન, માતા, કાકો, ભત્રીજો, શત્રુ, મિત્ર આદિ સંબંધોથી જોડાઈ જાય છે; અને એવા પ્રકારના ભાવો ભજવી બતાવે છે કે જેનાથી જોનાર ઉપર સારામાં સારી અસર થાય છે. જાણે સાચા જ સંબંધીઓ હોય તેવું જણાય છે, પણ નાટક પૂરું થાય એટલે બધા ય પોતપોતાના વસ્ત્રો કાઢી નાંખીને કિનારે મૂકે છે કે તરત જ પાછા મોચીનો મોચી અને ઘાંચીનો ઘાંચી, પાછા હતા તે રૂપમાં ફેરવાઈ જાય છે અને માતા, પિતા, પુત્ર આદિના સંબંધ જેવું કશું ય રહેતું નથી.

● ● ●

નાટકના જુદા જુદા ખેલોમાં એકમાં માતા હોય તે બીજામાં સ્ત્રી, અને સ્ત્રી બની હોય તે માતા અથવા માતા હોય તે પિતા અને પિતા હોય તે સ્ત્રી થાય છે અર્થાત્ જુદા ખેલમાં સંબંધો ફેરવાઈ જાય છે તેમ સંસારના સંબંધોની પણ એવી જ સ્થિતિ છે.

● ● ●

પોતાને ગમે તે બીજાને મનાવવું છે, પણ બીજાને ગમે તે સાચું પણ પોતે માનવું નથી. આ તે કેવો ન્યાય!

● ● ●

અજ્ઞાની બાળકને ફોસલાવવાને તો માટીનાં કેરી, નારંગી, મોસંબી, દાડમ, કેળાં, સંતરાં, જામફળ વગેરે ફળો દેખાડશો તો ચાલશે પણ જ્ઞાની પુરુષોને માટે તો સાચાં ફળો મેળવ્યા વગર નહિ ચાલે.

● ● ●

કાંઇક આત્મિક શક્તિ મેળવી હોય તો સ્વામી બનીને બીજાનું શ્રેય કરો; નહિ તો સેવક બનીને બીજાનું શ્રેય કરો; બન્ને દશામાં સ્વાર્થરહિત એકાંત હિતબુધ્ધિ હોવી જોઇએ.

● ● ●

બીજાની તરફથી હાંસી, તિરસ્કાર, અણગમો કે અપમાન વગેરેનો ભય ન રાખીને હૃદયની સરળતાપૂર્વક તમને ગમતું હોય તે કહો અને કરો. જો તમે ભૂલતા હશો તો તમને બીજા સુધારશે અને સાચું હશે તો સ્વીકારશે.

● ● ●

શું સુધારવું છે તે નક્કી કરો, અને પોતે સુધર્યા પછી જ બીજાને સુધારવા પ્રયાસ કરો.

● ● ●

અનુભવજ્ઞાન મેળવી અધિકારી બન્યા સિવાય કોઇ પણ બાબતમાં માથું મારશો નહીં; નહિ તો હાંસીનું પાત્ર બનશો.

● ● ●

કીર્તિ તથા મોટાઇને માટે જનતાને મનગમતું મનાવવાને જગત મથી રહ્યું છે, પણ સ્વપરના કલ્યાણની કામનાથી સાચું સમજાવવા ચહાતું નથી.

● ● ●

ઇર્ષ્યા, દ્વેષ તથા પેટ માટે ઉત્તમ પુરુષોની અવગણના કરી આત્માનો અધઃપાત કરશો નહીં.

● ● ●

પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા જનતાની દૃષ્ટિમાં ગુણીને અવગુણી અને અવગુણીને ગુણી મનાવી સંતોષ માનનારની અંદર માણસાઇનો અંશ પણ હોતો નથી.

● ● ●

ભાષા વાંચી, સમજી, સમજાવી જાણનાર તો ઘણા છે, પણ ભાવ વાંચી, સમજી, સમજાવી જાણનાર તો કોઈક વિરલા જ હશે.

● ● ●

જીવો, તમને ગમે તેમ જીવો. સ્વામી બનીને જીવો—સેવક બનીને જીવો. વખાણીને જીવો—વખણાઇને જીવો. દાતા બનીને જીવો—યાચક બનીને જીવો, સાધુ થઇને જીવો, ગૃહસ્થ રહીને જીવો; પણ સાચું જીવો.

● ● ●

પ્રશંસા મેળવવામાં શું સુખ અને આનંદ છે, તે જો સમજાતું ન હોય તો મિથ્યાભિમાનીઓને પૂછો. તે તમને સાચી રીતે સમજાવશે, કારણ કે તે આ વિષયના સારા અનુભવી હોય છે.

● ● ●

સંસારમાં પ્રશંસા જેવી કોઇ પણ કિંમતી વસ્તુ નથી, કે જે લાખોનો ખર્ચ કરીને પણ મેળવવામાં આવે છે.

● ● ●

સંસારમાં જીવો અનીતિ તથા અધર્મનું આચરણ કરીને દુઃખોથી રક્ષણ મેળવવા પૂર્વે ઉપાર્જન કરેલા પુન્યને વાપરે છે, અર્થાત્ અધર્મ કરવા છતાં જે જીવો દુઃખ ન ભોગવતાં સુખ ભોગવે છે તે પૂર્વજન્મના પુન્યનો જ પ્રભાવ છે.

● ● ●

મિથ્યાભિમાની માનવીઓ ભલે માની લે કે અમે સુખ મેળવવામાં તેથા સુખ ભોગવવામાં સ્વતંત્રપણે સમર્થ છીએ; પણ પુન્ય નાશ થતાં તેમનું મિથ્યાભિમાન ટકી શકતું નથી. પુન્ય ક્ષીણ થતાંની સાથે જ સુખનાં સઘળાં સાધનો નાશ પામી જાય છે.

● ● ●

અનેક ભવોમાં અનેક પ્રકારનાં કષ્ટો વેઠી ભેગા કરી રાખેલા પુન્યને ધર્મદૃષ્ટિથી જીવમાત્રનું રક્ષણ કરી, જીવોના અશુભ કર્મના ઉદયથી ઉદયમાં આવેલાં દુઃખોમાં નિમિત્ત-ભૂત ન બની, પોતાના આત્માને દુર્ગતિમાંથી બચાવી વિકાસી બનાવવા વાપરનારો ડાહ્યો માણસ કહેવાય છે.

● ● ●

પુણ્યનો ઉપયોગ પુણ્યકાર્યમાં જ થવો જોઇએ. પુણ્યના ઉદયથી પૌદ્‌ગલિક સુખના સાધનો મળે તો તેનો પણ પુણ્ય કાર્યમાં ઉપયોગ કરવો; પૌદ્‌ગલિક સુખોમાં લીન બની પુન્ય કાર્ય વિસારી દેવું ન જોઇએ.

● ● ●

સાચા સુખ માટે બનાવટી સુખનાં સાધનોનો ત્યાગ કરવો. સાચું સુખ મેળવવા જેટલું પુન્ય ન હોય તો તેટલું પુન્ય ભેગું કરવા વૈભવ અને જીવન વાપરી નાંખવા અને સાચું સુખ મેળવવું.

● ● ●

કષાય અને વિષયરૂપ પ્રખર પવનના અનેક પ્રકારની પ્રવૃત્તિરૂપ વાવાઝોડામાં આકડાના રૂની દશાને પ્રાપ્ત થયેલી મનોવૃત્તિવાળા જીવોને શાંતિ, સંતોષ અને સમતા ક્યાંથી ? અનેક પ્રદેશોમાં ક્ષણિક સ્પર્શવાળા આકડાના રૂની જેમ અનેક વિષયોમાં ક્ષણસ્થાયી મનોવૃત્તિવાળા જીવને આનંદ અને સુખ ક્યાંથી ? જેટલી અસ્થિરતા તેટલી જ અશાંતિ અને જેટલી અશાંતિ તેટલું જ અસુખ

● ● ●

શાંતિ તથા સુખ પ્રાપ્ત કરવા માટે અસ્થિરતા ટાળવી જોઇએ, અસ્થિરતા ટાળવા કષાય-વિષયની મંદતા થવી જોઇએ અને કષાય તથા વિષયોને મંદ કરવા તેના ઉત્પાદક કારણોથી દૂર રહેવું જોઇએ.

● ● ●

કષાય તથા વિષયને પેદા કરનાર-જાગૃત કરનાર સ્ત્રી, ધન, ઘર, ખેતર, સોનું, રૂપું, ઝવેરાત, બાગ, બંગલા આદિ વસ્તુઓને છોડયા પછી તે જ વસ્તુઓના સંસર્ગમાં રહેનારની ઘણી જ માઠી મનોદશા થાય છે. કષાય તથા વિષય પ્રબળ બની અધિકતર અસ્થિરતા ઉત્પન્ન કરે છે, જેથી જેની પાસે સ્ત્રી, ધન આદિ વસ્તુઓ નથી તે, અને છતીને છોડનાર બંને એક સરખા દુઃખના ભાગી બને છે.

• • •

જે કાળે, જે ક્ષેત્રમાં શુભ તથા અશુભનો ઉદય થવાનો હોય છે, તે જ કાળે તે ક્ષેત્રમાં માણસને જવા માટે બુદ્ધિ પ્રેરે છે અથવા તો ઉદય તે ક્ષેત્રમાં દોરી લઇ જાય છે. ત્યાં ગયા પછી તે માણસને ઉદયના પ્રમાણમાં સુખ-દુઃખ મળે છે. આ વ્યવસ્થામાં જરા પણ ફરક પડતો નથી.

• • •

દવા વિગેરે નિમિત્ત છે, બાકી તો ભાવી નિષ્ફળ થતું નથી. નિમિત્તની પણ ખાસ જરૂર રહે છે. ભગવાને પણ કોળાપાક ખાધો ત્યારે તેમનો વ્યાધિ ગયો. પોતે જ્ઞાની હતા એટલે જાણતા હતા કે અમુક દ્રવ્યના સંયોગથી મારો રોગ મટશે. આપણે અલ્પજ્ઞ છીએ એટલે આપણને ખબર ન પડે કે કયા દ્રવ્યોના સંયોગથી રોગ મટશે, માટે આપણે ઉપચાર કરવો ઘટે. કયા ઉપચારથી મટશે અને ક્યારે મટશે તેની ચિંતા કરવાની જરૂર નથી. અશાતાની શાંતિના સમયે જે ઉપચાર અનુકૂળ હશે તે જ ઉપચાર કરવા આપણી વૃત્તિઓ દોરશે અને અનુકૂળ સંયોગો પણ મળી આવશે. એટલે આપણને શાતા થતાં વાર નહિ લાગે; માટે શું થશે ? આ રોગ ક્યારે મટશે ? એવું આર્ત્તધ્યાન કરવાની કાંઇ પણ જરૂર નથી.

• • •

શરીરનો સંબંધ છે ત્યાં સુધી તેની ઉચિત સારસંભાળ રાખવી. શરીરના માટે આપણે કાંઇ ઘણા દુઃખો વેઠવાની જરૂર નથી. શરીરનું ઠીક થતું હોય અને આત્માના વિકાસમાં કાંઇક મદદગાર થતું હોય તો થોડું ઘણું સાધારણ નુકસાન વેઠીએ; પણ જ્ઞાન-દર્શનાદિમાં પડેલી ખોટ ઘણા કાળે પણ ન પુરાય તેમ જ અનેક ભવો કરી અસહ્ય કષ્ટ વેઠવું પડે તો શરીરની ઉપેક્ષા જ કરવી યોગ્ય છે.

• • •

સહુ કોઇ દેહના સંબંધી છે, આત્માના નથી. કરોડપતિ જીવતો હોય છે ત્યારે તેના પુત્રો તેની સેવા-ચાકરી કરે છે, તાબેદારી ઉઠાવે છે, સ્ત્રી ઘણો જ પ્રેમ બતાવે છે, મરી જાય છે ત્યારે રુદન કરે છે, છાતી કૂટે છે, વરસ દિવસ સુધી શોક પાળે છે, પુત્રો ઘણા જ દુઃખી થાય છે, શોકથી ઉદાસ રહે છે; પણ મરનાર શેરીમાંનું કૂતરું થયું હોય ને ઘરમાં પેસવા આવે તો ધોકા મારીને બહાર કાઢે છે. મનુષ્ય જન્મમાં અવતર્યા પછી પૂર્વભવનું—જાતિ સ્મરણ-જ્ઞાન થયું હોય અને આવીને કહે કે-આ બધી મિલકત મારી છે, તમે મારા પુત્રો છો, આ મારી સ્ત્રી છે, તો તેને મારીને બહાર કાઢશે કે આ કોઇ ગાંડો માણસ લાગે છે. ગરીબ સ્થિતિમાં ભીખ માગતો આવશે તો પણ તેને ગાળો ભાંડી બહાર કાઢશે પણ તેની કંગાળ દશા દૂર કરવા ઘણાં પાપ તથા પરિશ્રમ કરી મેળવેલા તેના જ પૈસાનો ઉપયોગ કરશે નહિ.

• • •

મારાથી શ્રેષ્ઠતર, વિશુદ્ધ અને પૂર્ણ સ્વતંત્ર મહાન શક્તિ કોઇ અદૃશ્યપણે વિદ્યમાન છે. તે માટે તેને પરમ પૂજ્ય માનીને તેના આશ્રય નીચે રહેવું જોઇએ. આવી માન્યતા દરેક સંસારવાસીની હોવી જોઇએ. સંસારવાસી જીવો ગમે તેટલા પોતાને સુખી, સમર્થ અને સ્વતંત્ર માને, પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં દુઃખી, અસમર્થ અને પૂર્ણ પરતંત્ર છે. સંસારવાસી જીવોનાં જીવન તપાસો, તેમની જીવનદોરી બીજાના હાથમાં છે.

• • •

જે માણસોને ખામી જોવાની ટેવ હોય છે, તેમનું વસ્તુની સુંદરતા તથા ગુણ તરફ લક્ષ જતું નથી, તે તેમની ક્ષુદ્રતા જણાવે છે.

• • •

કોઇના પણ મતનું પૂરું જ્ઞાન કર્યા વગર સમજ વગરનું બોલી કોઇ પણ મતનો તિરસ્કાર કરવો એ માનવીની મોટી ભૂલ છે.

• • •

સંસારની પ્રવૃત્તિઓમાં અભ્યાસ તથા ઉપયોગ શૂન્ય થવાનું પ્રયોજન—અનાદિ કાળથી દરેક પ્રવૃત્તિની દિશા જોયેલી છે માટે આત્મિક પ્રવૃત્તિની દિશા ન જોયેલી હોવાથી ત્યાં અભ્યાસ અને ઉપયોગની ખાસ જરૂર રહે છે. જાણીતા રસ્તાઓમાં માનવીને ધ્યાન રાખવાની જરૂર નથી રહેતી, અણજાણ રસ્તામાં ધ્યાન રાખવું જ પડે છે, ન રાખે તો ભૂલો પડી જાય અને જવું હોય ત્યાં ન જઇ શકે.

• • •

સંસારમાં ઘણાખરા જીવો ફરજિયાત જીવે છે; કારણ કે તેઓ દુઃખે જીવે છે શાથી? ભોગવિલાસનાં સાધનો બીજાને મળેલાં જોઇને પોતાને મેળવવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં ન મળવાથી; લાખો અને કરોડોની લાલસા હોવા છતાં ન પૂરાવાથી; બીજાને નીરોગી, સશક્ત અને ખૂબસૂરત જોઇ પોતાના સરોગી, અશક્ત અને કુબડા દેહ ઉપર કંટાળો આવવાથી; જ્યાં જાય ત્યાં અપમાન થવાથી; બીજાનાં આલીશાન બંગલા જોઇ પોતાનું જીર્ણશીર્ણ ઘર ન ગમવાથી; બીજાની પાસે સુંદર વસ્ત્રો અને ઘરેણાં જોઇ પોતાનાં જીર્ણ તથા ફાટી ગયેલાં વસ્ત્રો અને આભૂષણ વગરના દેહ ઉપર અણગમો થવાથી અને કોઇ પણ પ્રકારનો પોતાનો સ્વાર્થ ન સધાવાથી અજ્ઞાની જીવો દુઃખે જીવે છે, માટે તેઓ મરજિયાત ન જીવતાં ફરજિયાત જીવે છે.

• • •

શું તમે ધનવાન છો? તમે ધનવાન છો કે તમારો દેહ ધનવાન છે? મૂળચંદભાઇ, મોતીલાલભાઇ કે પ્રતાપભાઇ ધનવાન છે તેમાં તમારે શું? દેહના નામથી પેઢીઓ ચાલે અને દેહના નામે ધન જમે થાય. તમે તો દેહના પાસે ધન જોઇને ખુશી થાઓ એટલું જ, બાકી તો દેહ તમને પોતાના ધનમાંથી એક પૈસો પણ વાપરવા આપતાં કચવાય છે. તમારે પુન્ય અર્થે ફકીરને અથવા ગરીબને એક પૈસો આપવો હોય છે ત્યારે દેહ તમને આપવાની ના પાડે છે અને કહે છે કે—એક પૈસાનું પાન લઇને હું જ કેમ ન ખાઉં?

• • •

દેહ માને છે કે મેં ઘણાં કષ્ટ વેઠીને પૈસો મેળવ્યો છે, તે આત્માને શા માટે આપું? બાગ–બગીચા–બંગલા બનાવી, સિનેમા–નાટક જોઇ, ગાડી–મોટર રાખી, વસ્ત્ર–આભૂષણો અને ફોનોગ્રાફ વગેરે વાજિંત્રો વસાવી કે સારાં સારાં ખાનપાન તૈયાર કરાવી મારા આનંદ માટે મારા મેળવેલા પૈસાને હું જ કેમ ન વાપરું? આત્માને ધન આપી દઇ પોતે કંગાળ બની શા માટે દુઃખ ભોગવું?

• • •

તમે માનો છો કે-ભલે દેહે પૈસો મેળવતાં કષ્ટ સહન કર્યું હોય, પણ માયા, પ્રપંચ, ઠગાઈ અને વિશ્વાસઘાત તો મે કર્યાં છે માટે મારા શ્રેયાર્થે વાપરવા અને કરેલાં પાપોથી છૂટવા દેહે મેળવેલા પૈસામાંથી મને કેમ ભાગ ન મળે? દેહ માને છે કે–એમ તો જીવવધ કરવામાં તથા અસત્ય બોલવામાં મેં કયાં ખામી રાખી છે?

• • •

તમે માનો છો કે–દેહની દરેક પ્રવૃત્તિમાં મારી સહાયતા છે. જો હું મદદગાર ન હોઉં તો દેહ કાંઈ પણ કરી શકતો નથી દેહના કરેલા દરેક અપરાધની સજા મારે ભોગવવી પડે છે. દેહ કાંઇ સજા ભોગવતી વખતે સજામાંથી છોડાવવા મને મદદ કરતો નથી, પણ દુઃખ ભોગવવામાં નિમિત્ત બને છે. જો ફરીને દેહ ન આવી મળતો હોય તો મને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થાય અને સજા પણ ન ભોગવવી પડે પરંતુ મને દુઃખ દેવા પાછો બીજા રૂપમાં આવીને મને હેરાન કરે છે, માટે જો દેહે પોતે મેળવેલા પૈસામાંથી મને ભાગ ન આપવો હોય તો બીજું રૂપ ધારણ કરી મને વળગે નહિં. અને જો રૂપ બદલી મારી પાસે આવવું હોય તો મને મારા શ્રેય માટે, ભાવિમાં સજાથી થવાવાળા દુઃખોમાંથી છૂટવા માટે પૈસામાંથી ભાગ આપે.

• • •

સંસારમાં જીવોનો દેહ ઉપર અત્યંત સ્નેહ છે. દેહને પોષવા, સુંદર બનાવવા, પુષ્ટ બનાવવા જીવ દુર્ગતિનાં દુઃખો વેઠવા તૈયાર છે. દેહથી જુદા થવામાં જીવને ઘણું જ દુઃખ થાય છે. પોતાની સમગ્ર સંપત્તિ દેહને ખાતર અર્પણ કરવા હમેશાં તૈયાર રહે છે. પોતાને મળેલા કીમતી માનવ જીવનને પણ દેહની ખાતર વેડફી નાખે છે. દરેકના સુખ માટે પરમાત્માનો સંબંધ પણ છોડવા તૈયાર થઈ જાય છે. ચોવીશે કલાક દેહનો દાસ બન્યો રહે છે. પોતે જાણવા છતાં દેહને કુમાર્ગે જવા દઇને સ્વચ્છંદપણે કરેલા દેહના અપરાધોની સજા જીવ પોતે ભોગવી લે છે. દેહના અવયવરૂપ પાંચે ઇંદ્રિયોથી જે વખતે જેવી ઇચ્છા થાય તે પૂરી પાડવા એક ક્ષણ પણ વિલંબ કરતો નથી.

• • •

જીવ દેહની સેવામાં પોતાની બધી મિલ્કત ગુમાવીને ભિખારી બની ગયો છે. દેહના વિલાસની વસ્તુઓ માટે પોતાના શત્રુઓની ઘણી જ ખુશામત કરે છે અને પોતાની જ્ઞાનાદિક કીમતી વસ્તુઓને બદલે તુચ્છ અને અસાર જડાત્મક વસ્તુઓ દેહને મેળવી આપે છે. જીવનો

ચોવીશે કલાકનો પરિશ્રમ દેહને સુખી કરવા માટે જ છે. નિવૃત્તિ, વિશ્રાંતિ, શાંતિ, સમતા આદિ જે પોતાનું હિત કરવાવાળા પરમ સ્નેહી છે તેને શત્રુ માની તિરસ્કારી કાઢે છે.

• • •

દેહની શિખામણથી પરમ પવિત્ર ઉચ્ચ આત્માઓની અદેખાઇ કરે છે. પોતાની (જીવ) જાતિનો પરમ દ્વેષી બને છે, દેહ માટે જ સ્વનું અનિષ્ટ ચિંતવી તેને પરિતાપ ઉપજાવવામાં જ જીવ પોતાનું હિત સમજે છે. આવો દેહનો ગુલામ જીવ સ્વ-પરનું શ્રેય કરી સંસારના ચક્રમાંથી બહાર નીકળી શકતો નથી તેમ જ પોતાનું સર્વસ્વ મેળવી મોહના આકરા ફંદમાંથી મુક્ત થઈ શકતો નથી.

• • •

લક્ષાધિપતિ અને કરોડપતિ એમ માને છે કે મને જે કાંઇ મળ્યું છે તે મારા જ પ્રારબ્ધનું છે, પણ આવી માન્યતા તદ્દન ભૂલભરેલી છે; કારણ કે તેમણે મેળવેલા ધનમાં અનેકનું પ્રારબ્ધ જોડાએલું હોય છે, અને તેઓ કોઈ ને કોઈ નિમિત્તથી પોતાનો ભાગ લઇ લે છે. રોગ, સેવા, ટંટો-ફીસાદ અને મોજ-શોખ તથા પુત્ર-પુત્રી, સ્ત્રી આદિના નિમિત્તોથી ડૉકટર, નોકર, વકિલ, સિનેમા-નાટકવાળા, દરજી, સોની, સુથાર, લુહાર, હજામ અને સગા-સંબંધી વગેરે પોતાનો ભાગ લીધા વગર છોડતા નથી.

• • •

કેટલાકો એમ કહે છે કે અમારે વાર્ષિક પાંચ હજારનું ખરચ છે; પણ ખરું જોતાં તો તેમની જાતને માટે શેર અનાજ, બે ચાર સાદાં વસ્ત્ર અને રહેવાને સાદું મકાન જોઇએ, તો તેમાં વધારેમાં વધારે વાર્ષિક પાંચસોનું ખરચ ગણીએ, અને સંસાર વ્યવહારમાં રીતસરનું ખરચ ગણીએ, તો વર્ષ દિવસના પાંચસો થાય એટલે વાર્ષિક એક હજારનું ખરચ પોતાની જાતને માટે થાય છે, અને તેમાં તેઓનું પ્રારબ્ધ હોય જ છે. આ પ્રમાણે સંસારમાં માણસો દુ:ખ વેઠીને અને અધર્મ તથા અનીતિ કરીને ધન ભેગું કરે છે અને તેને બીજાઓ ખાઈ જાય છે અને પોતે કરેલા પાપની સજા ભોગવે છે.

• • •

પૌદ્‌ગલિક સુખના સાધન મેળવી આપવાની શક્તિ ધરાવનારની પ્રભુ તરીકે ઉપાસના કરનાર સાચા પ્રભુ મેળવવાનો અનધિકારી છે અને તે મિથ્યાજ્ઞાની હોવાથી આત્મિક લાભ મેળવી શકતો નથી.

• • •

ભાષાની મૂર્ખાઇથી ભવમાં ભટકી શકાતું નથી પણ ભાવની મૂર્ખાઇથી તો ભવમાંથી નીકળી ન જ શકાય ભાષાના અજાણને સ્વશ્રેયમાં બાધ આવે નહિ; પણ ભાવનો તો જાણ હોવો જ જોઇએ.

• • •

ભાવોનો અજાણ ગમે તેટલી ભાષાનો જાણ હોવા છતાં પણ મૂર્ખ કહેવાય છે.

• • •

વસ્તુને વસ્તુરૂપે જાણી શ્રદ્ધા રાખનાર ભાવનો જાણ કહેવાય છે.

• • •

પોતે પવિત્ર હોય તો જ પવિત્ર વાણીનો પ્રકાશ કરીને તે સ્વપરનું સાચું શ્રેય કરી શકે છે.

● ● ●

કષાય વિષયનો દાસ–અપવિત્ર પુરુષ પવિત્ર વાણી પ્રકાશી શકે નહીં; પણ તે પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા પવિત્ર વાણીનો ઉપયોગ કરી શકે છે.

● ● ●

પૂજાવાની અને ક્ષુદ્ર સ્વાર્થની ભાવનાવાળાથી સ્વપરનું શ્રેય ન સધાય પણ સરળતાથી પવિત્ર વાણી દ્વારા પરઉદ્ધારની કામનાવાળો સ્વ–પરનું શ્રેય કરી શકે છે.

● ● ●

પોતાના શ્રેય માટે મહાપુરુષોની પ્રવૃત્તિનું અનુકરણ મહાપુરુષ બનવાની યોગ્યતા પ્રાપ્ત કરાવી શકે છે; પણ ક્ષુદ્ર સ્વાર્થ માટે કરાયલું અનુકરણ અધમ પુરુષોની પંક્તિમાં ભળવા યોગ્ય બનાવે છે.

● ● ●

પૌદ્‌ગલિક લાભોની વાતો સાંભળવા અને તેને મેળવવા માનવી જેટલા ઉત્સાહથી પ્રયાસ કરે છે તેટલા ઉત્સાહથી આત્મિક લાભ સાંભળવા અને મેળવવા પ્રયત્ન કરતો નથી.

● ● ●

જીવ માત્ર જન્માંતરના સંસ્કારોને અનુસરે છે, જન્માંતરના ધાર્મિક સંસ્કારો વગર આત્મશુદ્ધિના હેતુથી ધર્મ ઉપર પ્રેમ થાય નહિ અને શુદ્ધ ધર્મનો આદર થાય નહિ.

● ● ●

પૌદ્‌ગલિક સુખ માટે ધાર્મિક પ્રવૃત્તિ કરનાર શુદ્ધ ધર્મનું આરાધન કરી શકતો નથી એટલે તેનો આત્મા કર્મોથી મુકાતો નથી પણ પુણ્ય કર્મ બાંધવાથી તેને ભોગવવા જન્મ મરણ વધારે છે.

● ● ●

પ્રભુની સંપત્તિ મેળવવા પ્રભુની દષ્ટિથી જોઇને વર્તવું જોઇએ, અને અજ્ઞાની જગતની પાસેથી મેળવવા તેની દષ્ટિથી જોઇને ચાલવું જોઇએ.

● ● ●

પ્રભુની દિવ્ય દષ્ટિથી જોનાર જગત સાથે સંબંધ રાખી શકતો નથી અને જગતની આંખોથી જોનાર પ્રભુ સાથે સંબંધ રાખવાનો અધિકારી નથી.

● ● ●

ધર્મી કરતાં પાપીનું કલ્યાણ પહેલું ઇચ્છવું જોઇએ, કારણ કે ધર્મી પુરુષો તો પોતાના સત્કૃત્યથી જ પોતાનું શ્રેય સાધી સુખી થશે, પણ પાપી તો દુષ્કૃત્યોથી દબાયલો હોવાથી તેને તેનાથી મુકાવાને અનેકના શુભ આશીર્વાદોની જરૂર છે. જો તેને અનેકના શુભ આશીર્વાદ મળે તો જ સદ્‌બુદ્ધિ આવીને સન્માર્ગ દ્વારા તેને શ્રેય પ્રાપ્ત કરાવી શકે છે.

● ● ●

તમે બીજાને જોઇને હસો છો તો રડતા કેમ નથી? કારણ કે એક પ્રકારનો આનંદ

મેળવવાને માટે જ તમે બીજાને હસો છો તો પછી જે માણસથી તમારો આનંદ પોષાતો હોય તેના દુ:ખથી દુ:ખી થઇને તમારે રહવું જ જોઈએ.

• • •

તમને આનંદ તથા સુખ આપનાર કોઈ જડ વસ્તુ બગડી જાય કે ભાંગી જાય છે તો તમે શોક કરો છો, તો પછી તમારા મિથ્યાભિમાનને પોષી આનંદ આપનાર ચૈતન્ય માટે તો વધારે શોકગ્રસ્ત થવું જોઇએ.

• • •

કાંઈ પણ ન ભણ્યો હોય તો પણ તે બુધ્ધિશાળી, ડાહ્યો અને પંડિત કહી શકાય કે જે પોતે છે તેવો દેખાય છે; કારણ કે તે પ્રભુ સાથે પ્રપંચ કરતો નથી અને એટલા માટે જ દુનિયાને ઠગીને વિશ્વાસઘાતી બની શકતો નથી

• • •

માનવીને મળેલી અનેક પ્રકારની કુદરતી બક્ષિસોમાંથી અદેખાઇ અને ઘૃણા પણ એક પ્રકારની બક્ષિસ છે, તો તેનો ઉપયોગ પુન્યમાં ન કરતાં પાપમાં કરવો જોઇએ.

• • •

માનવીને પાપ કરવું ગમે છે અને પુણ્ય ભોગવવું ગમે છે. ખાવું છે કરિયાતું અને મોં કરવું છે મીઠું તે કેમ બની શકે? જે માનવી પોતાના જીવનમાં મીઠાશ અનુભવી રહ્યા છે તેમણે અવશ્ય સાકર ખાધી હશે જ અને કડવાશ અનુભવનારાએ કરિયાતું ખાધું હશે એ વાત અનુભવસિધ્ધ છે; માટે જીવનમાં કડવાશ કાઢવી હોય તો સાકર ખાતાં શીખો.

• • •

સમભાવ અને શાંતિ જેવી કેટલીક વસ્તુઓ એવી છે કે જેને કુદરત (પ્રારબ્ધ) આપી શકતી નથી; કારણ કે તે તેના ઘરની નથી પણ જીવની ખુદ પોતાની માલિકીની છે. એટલે આત્માને આવી વસ્તુઓ મેળવવાને માટે કુદરતની ઓશિયાળી ભોગવવી પડતી નથી. જે આત્માઓએ સમભાવ અને શાંતિ મેળવ્યાં છે તેમણે કુદરતનો અસહકાર કરીને તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું છે, સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવાને માટે કુદરતનો સમૂળગો નાશ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

• • •

અનાદિ કાળથી જીવ મરતો આવ્યો છે. એક ક્ષણ પણ તે મૃત્યુ વગર રહ્યો નથી, મૃત્યુની સીમા ઓળંગાય નહિ ત્યાં સુધી જીવને મુક્તિ મળી શકતી નથી. મૃત્યુથી મુકાવાનું નામ મુક્તિ છે. નિર્વાણભૂમિ સુધી પહોંચ્યા વગર મૃત્યુથી છૂટી શકાય તેમ નથી; કારણ કે મૃત્યુની સીમા નિર્વાણભૂમિ સુધી જ છે, ત્યાર પછી મૃત્યુને એક ક્ષણ પણ અવકાશ નથી.

• • •

વૈરાગ્ય અને અણગમો એ બંનેમાં સ્થૂળ દૃષ્ટિથી કાંઇ પણ અંતર જણાતું નથી, છતાં બંનેમાં ઘણું જ અંતર છે. વૈરાગ્ય મોહનો ઉપશમ થવાથી થાય છે માટે તે વિકાસ સ્વરૂપ છે ત્યારે અણગમો મોહના ઉદયથી થવાવાળો એક પ્રકારનો વિકાર છે; માટે જ વૈરાગ્ય નિર્જરાનું કારણ છે અને અણગમો કર્મબંધનું કારણ છે. અણગમામાં વિષમ ભાવ છે, આર્ત્ત-

રૌદ્ર ધ્યાન છે અને વૈરાગ્યમાં સમભાવ છે. ધર્મધ્યાન તથા શુક્લધ્યાનની ઉત્તરોત્તર તીવ્રતા છે. વૈરાગ્ય ભાવ વિરલાને જ થાય છે અને ઉદ્વેગગર્ભિત અણગમો ઘણાઓમાં મળી આવે છે કે જેને સ્થૂળદૃષ્ટિ જીવો વૈરાગ્યના નામથી ઓળખાવે છે. વૈરાગ્યમાં કષાય તથા વિષયના ઉપશમ ભાવની આવશ્યકતા રહે છે માટે તે જ્ઞાનગર્ભિત છે અને અણગમો કષાય તથા વિષયના નિમિત્તથી થાય છે એટલે તે દુઃખગર્ભિત છે.

● ● ●

રાગ હોય છે ત્યાં સુધી જ વૈરાગ્ય કહેવાય છે. રાગનો ક્ષય થયા પછી વૈરાગ્ય જેવું કશુંય રહેતું નથી; કારણ કે રાગ–દ્વેષનો ક્રોધાદિ ચાર કષાયોમાં સમાવેશ થાય છે, માટે જ્યાં સુધી સંજ્વલન કષાય હોય ત્યાં સુધી વૈરાગ્ય કહી શકાય પણ તેનો ક્ષય કે ઉપશમ થયા પછી વીતરાગ કહેવાય છે, પણ વૈરાગી કહેવાતા નથી, માટે જ વૈરાગી અને વીતરાગમાં અંતર છે. સંપૂર્ણ (ક્ષાયિક ભાવે) વીતરાગ થયા પછી પાછા રાગી બની શકતા નથી પણ વૈરાગી પાછા રાગી બની શકે છે.

● ● ●

અલ્પજ્ઞો સાચાનો નિર્ણય કરી શકે નહીં. એક વ્યક્તિએ સાચું માની રાખ્યું હોય તેને તેનાથી વધારે બુદ્ધિવાળો યુક્તિ પ્રયુક્તિથી અસત્ય સિદ્ધ કરી બતાવે છે. તેનાથી વધારે બુદ્ધિશાળી હશે તે તેના કથનને અસિદ્ધ કરી બતાવશે. આમ બુદ્ધિની તારતમ્યતાથી કોઈ પણ પારમાર્થિક સત્ય જાણી શકે નહીં. સર્વજ્ઞોના વચનો ઉપર શ્રદ્ધા રાખવાની જરૂર રહે છે; કારણ કે જ્ઞાનબાધક કર્મો નષ્ટ થવાથી અને વસ્તુ માત્ર પ્રત્યક્ષ થવાથી સર્વજ્ઞોના જાણવામાં અને જણાવવામાં અસત્યનો અંશ પણ હોતો નથી.

● ● ●

સંસારમાં અજ્ઞાની જીવોએ માનેલું સુખ–દુ:ખ, પુણ્ય–પાપના ઓળા છે. આત્માના સ્વભાવસ્વરૂપ સાચું સુખ કોઈ પણ વસ્તુનો ઓળો નથી. તે સ્વતઃ સિદ્ધ અને સ્થિર છે. તેને ભોગવવાને સચેતન કે અચેતન જેવી બીજી કોઇ પણ વસ્તુના સંયોગની જરૂર નથી; માટે જ તે શાશ્વત અને અચળ છે. જે ઓળાસ્વરૂપ સુખ તે અસ્થિર છે; કારણ કે પુણ્ય પાપ એક ક્ષણ પણ એક સ્વરૂપે સ્થિર રહી શકતા નથી. દરેક ક્ષણે પરિવર્તન થયા કરે છે એટલા માટે તેના ઓળામાં પણ અસ્થિરતા છે. જે વસ્તુ અસ્થિર છે તેમાં ન્યૂનાધિકતા તથા વિષમતા અનુભવાય છે જેથી પરિણામે તે વસ્તુનો અભાવ થઈ જાય છે. આત્મસ્વરૂપ વાસ્તવિક સુખમાં આમાંનું કશુંય હોતું નથી માટે જ તે સાચું અને શાશ્વતું કહેવાય છે.

● ● ●

અજ્ઞાની માનવીઓનો ચોવીસે કલાકનો પ્રયત્ન કેવળ દુઃખ માટે જ હોય છે. જો કે માનવી સુખની શ્રદ્ધાથી જ અનેક પ્રકારના કષ્ટ સહન કરીને પ્રયત્ન કરે છે, છતાં અભણ-પણાને લઇને તેમને દુઃખ જ ભોગવવું પડે છે. આવા અણજાણ માણસો સુખને કેવળ નામ માત્રથી જાણે છે, પરંતુ તેને સાચી રીતે ઓળખતા નથી, જેથી તેઓ ઠગાય છે અને પરિણામે સુખ ન મળવાથી નિરાશ થાય છે.

● ● ●

કોઈ પણ કર્મને કોઇ પણ જ્ઞાની પુરુષે સુખ તરીકે ગણ્યું જ નથી. અણજાણ માણસો

પોતાના કાયિક, વાચિક તથા માનસિક વ્યાપારથી કેવળ કર્મનો સંગ્રહ કરે છે કે જેને જ્ઞાની પુરુષો દુઃખ કહીને ઓળખાવે છે. જો કર્મ દુઃખસ્વરૂપ છે તો પછી કર્મનું પરિણામ સુખ-સ્વરૂપ કેવી રીતે હોઇ શકે ?

• • •

છ ખંડનો સ્વામી ચક્રવર્ત્તી તથા ચક્રવર્તીપણાની ઋદ્ધિ ભુલાવી દઇને લંગોટી માત્ર વસ્ત્રધારી, ગલીઓમાં પડેલા એઠવાડમાંથી દાણા વીણી ખાનાર ભિખારીને ઘરેણાં કપડાંથી સુસજ્જિત કરીને તેની પાસેથી સુખ તથા આનંદની આશા રાખીને તેની સેવામાં નિરંતર રહે તો તે પોતાની મનોકામના સફળ કરી શકતો નથી, તેવી જ રીતે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર; જીવન અને અનંત સુખ તથા આનંદરૂપ છ ખંડનો ભોક્તા સાચી સંપત્તિથી પૂર્ણ આત્મા પોતાની સાચી સંપત્તિ વિસારી દઇને પોતાની વિજ્ઞાન સંપત્તિથી સંપત્તિવિહીન જડ વસ્તુ-ઓને સુશોભિત કરી સુખ તથા આનંદની આશાથી જડ તથા જડના વિકારોની સેવામાં વળગ્યો રહે તો તેનાં સુખ તથા આનંદનું દારિદ્રય ટળી શકતું નથી.

• • •

ગધેડું સાકરને કડવી કહીને તિરસ્કાર કરે અને ઊંટ લીમડાને મીઠો માની સ્વીકાર કરે તો સાકરની હાનિ કે લીમડાને લાભ મળી શકતો નથી; કારણ કે ગુણીનો તિરસ્કાર અને અવ-ગુણીનો સત્કાર પ્રાણીઓમાં રહેલા અજ્ઞાન–આશ્રિત રાગ–દ્વેષને લઇને થાય છે.

• • •

સાકરને પોતાની મીઠાશ સાબિત કરવાને માટે પ્રમાણોની કે સાક્ષીઓની જરૂર હોતી નથી; પણ સાકર જેવા દેખાતા પથ્થરને સાકરની પંક્તિમાં ભળવા મીઠાશની સિદ્ધિ માટે પ્રમાણ તથા સાક્ષીઓની જરૂર રહે છે.

• • •

જેણે વિકાસની વાટે વળીને આત્મિક ગુણ મેળવ્યા છે તેને પોતાની ઉત્તમતા કે ગુણો સાબિત કરવા અજ્ઞાની જનતાનો આશ્રય લઇ તેની ખુશામત કરવાની જરૂર રહેતી નથી; કારણ કે તે પ્રશંસાની પણ ઇચ્છાથી વિરક્ત છે.

• • •

અજ્ઞાની જનતાની પ્રશંસા કે સહકાર કેવળ આ ભવમાં જ મિથ્યાભિમાની શ્રીમંતો અને અણજાણ માણસોની પાસેથી પૌદ્ગલિક સુખના સાધન મેળવવામાં તથા મિથ્યાભિમાન પોષવામાં જ ઉપયોગી થાય છે. બાકી તો પુણ્ય કર્મ તથા નિર્જરાથી મળનારા સ્વર્ગ તથા મોક્ષ માટે તો તે અત્યંત નિરુપયોગી છે તેમ જ આત્મિક ગુણ મેળવવામાં અત્યંત બાધકર્તા છે. ગુણીને તો જનતાના પ્રમાણપત્રની કે પ્રશંસાની જરા ય જરૂર નથી. અને જ્યાં જરૂર જણાય ત્યાં ગુણનો અંશ પણ હોતો નથી; કારણ કે પ્રશંસા મેળવવાની પ્રબળ ઇચ્છા રહેવી તે જ મોટો અવગુણ છે.

• • •

ગુણી કહેવડાવી પૌદ્ગલિક સુખ મેળવવા માટે અજ્ઞાની જનતાના સહકાર માટે જેટલો પ્રયાસ કરવામાં આવે છે તેટલો પ્રયાસ ગુણ મેળવવા માટે કરવામાં આવે તો ઉભય લોકનું

હિત સાધી શકાય છે, તે પૂર્વ યુગના પરમર્ષિઓના પવિત્ર જીવન ઉપર દૃષ્ટિપાત કરવાથી સ્પષ્ટ જાણી શકાય છે.

• • •

આત્મા વસ્તુ માત્રને વાપરે છે; પણ તે પોતાની પદ્ધતિ પ્રમાણે. તેની ખબર પોતાને પડતી નથી એટલું પોતાનું અણજાણપણું કહેવાય. ઇન્દ્રિયો દ્વારા વપરાતી વસ્તુમાં પદ્ધતિફેર હોવાથી પોતાની પદ્ધતિને ભૂલી જાય છે અને ઇન્દ્રિયોની પદ્ધતિને પોતાની માની લે છે માટે તે મિથ્યાદષ્ટિ અજ્ઞાની કહેવાય છે.

• • •

ત્યાગ અને રાગ એ બે અત્યંત ભિન્ન અને વિરોધી વસ્તુ છે માટે જ્યાં રાગ હોય ત્યાં ત્યાગ ન હોય અને જ્યાં ત્યાગ હોય ત્યાં રાગ ન હોય, કારણ કે ત્યાગ ઉપશમભાવે થાય છે અને રાગ ઔદયિક ભાવે થાય છે.

• • •

દોષોનો અણજાણ બીજાને દોષી કહેવાનો અધિકારી નથી.

• • •

પોતે દોષી બન્યા વગર બીજાના દોષો જોઈ શકાય નહીં.

• • •

કર્માધીન જીવ માત્ર દોષી છે; કારણ કે તેઓ પરાધીન છે. જ્યાં સુધી સાચી સ્વાધીનતા મળે નહીં ત્યાં સુધી નિર્દોષી બની શકાય નહીં, માટે જ સદોષી આત્મા કોઇને પણ દોષી કહી શકે નહીં, છતાં જો બીજાને દોષી કહે તો તે પરમાત્માનો ગુન્હેગાર છે, કારણ કે તે પોતાને નિર્દોષ માનીને જ બીજાને દોષી ઠરાવી જનતામાં તેને હલકો પાડવા પ્રયત્ન કરે છે.

• • •

જે બીજાની ભૂલ કાઢે છે તે પોતાને ભૂલતો નથી એમ માને છે, એ જ તેની મોટી ભૂલ છે; કારણ કે સંસારમાં જ્ઞાની સિવાય બધા ય ભૂલે છે. સાચું જાણ્યા વગરની પ્રવૃત્તિ માત્ર ભૂલભરેલી છે. ભૂલનું પરિણામ અહિત, અનિષ્ટ અને દુઃખદાયી છે તે કોઈ પણ જીવને ગમતું નથી તો પણ ભૂલને ભૂલ નથી માનતા અને પરિણામે દુઃખ ભોગવે છે એ જ તેમની અજ્ઞાનતા છે.

• • •

અદેખાઇ, અસહિષ્ણુતા અને ઈર્ષ્યા દેખાય છે તો એક જેવાં, છતાં આપસમાં કાંઇક અંતર રાખે છે. કોઈ પણ કામમાં પોતાને નિષ્ફળતા અને બીજાને સફળતા મળતી જોઇને અદેખાઇ આવે છે; બીજાની પ્રશંસા સાંભળીને કે બીજાનો આદરસત્કાર થતો જોઇને અસહિષ્ણુતા થાય છે અને બીજાને રૂપ, બળ કે સંપત્તિ આદિમાં પોતાનાથી ચઢિયાતા જોઇને ઈર્ષ્યા થાય છે.

• • •

માર્ગનો અણજાણ વટેમાર્ગુ રસ્તો ભૂલતો હોય તો તેને માર્ગના ભોમિયાએ માર્ગ બતાવવો પણ તે તિરસ્કારથી નહીં પણ સત્કારથી; તિરસ્કારથી સાચો માર્ગ બતાવી શકાય

નહીં, કારણ કે ભૂલનું પરિણામ છે. તેથી તે માર્ગ બતાવતાં ભૂલ કરવાનો જ. અવળી સમજ તથા પારકી પીડાની બેદરકારીથી માનવી માત્ર ભૂલનો ભોગ બને છે.

● ● ●

માણસ વિકૃતિને ગમે તેટલી જાણે પણ પ્રકૃતિને જ્યાં સુધી જાણે નહીં ત્યાં સુધી જ્ઞાનીની પંક્તિમાં કોઈ ભળી શકે નહીં. હિતકારી હોય કે અહિતકારી પણ મનગમતું માને અને કરે તે સ્નેહી અને અણગમતું માને અને કરે તે નિસ્નેહી. બાકી તો જીવનમાં ઉપયોગી સ્નેહ કે નિસ્નેહ જેવી બીજી કોઈ પણ વસ્તુ જ નથી.

● ● ●

લાભવાળું હોય કે હાનિવાળું પણ મનગમતું કહે અને વર્તે તે મિત્ર અને અણગમતું કહે અને વર્તે તે શત્રુ. કોઇને પુણ્યના ઉદયથી સુંદર તન, ધન તથા સંપત્તિ આદિ ભોગોપભોગની વસ્તુઓ મળી હોય તો તેનો ઉપભોગ કરવાને સહુ કોઇ લલચાય છે અને મળે તો રાજી થાય છે; પણ કોઇને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, સમભાવ, શાંતિ, ત્યાગ–વૈરાગ્ય મળ્યાં હોય તો તેને મેળવી વાપરવાને કોઇ પણ ચહાતું નથી. પ્રવાસી આત્માને ચાલવાને બે માર્ગ : એક આ ત્મિક અને બીજો સાંસારિક. એટલે એક પોતાને ઘેર જવાનો અને બીજો દેશ પરદેશની મુસાફરી કરવાનો. પોતાને ઘેર જવાના રસ્તામાં કોઇ પણ પ્રકારનો ભય કે ઉપદ્રવ નથી એટલે નિર્ભયપણે પોતે એકલો જઇ શકે છે. એને નથી રખેવાળની જરૂર કે નથી કોઇ બીજી વસ્તુની જરૂર; કારણ કે એના ઘરમાં પોતાને વાપરવાની બધી વસ્તુઓ છે, અને તે સ્વચ્છ, સાદી અને સાચી છે એટલે બહારની (પૌદ્ગલિક) કોઇ પણ વસ્તુ ન રાખે તો ચાલી શકે છે, પણ દેશ પરદેશની મુસાફરીમાં તો એને બધું ય રાખવું પડે છે. મુસાફરીમાં ધર્મશાળાઓમાં (શરીરરૂપી) ઉતરવું પડે છે કે જ્યાં ઘર જેવી બિલકુલ સગવડ હોતી નથી. તેમાં બીજા ઘણાઓના ઉતારા હોય છે. કેટલા ય આવે છે અને જાય છે. વાપરવાની વસ્તુઓ ખરીદવા માટે દામ(પુણ્ય)ની જરૂર પડે છે. સારામાં સારી કીમત (આત્મલક્ષ્મી) આપવા છતાં પણ વસ્તુ ખરાબ અને ભેળસેળવાળી, પોતાનું સ્વાસ્થ્ય બગાડે તેવી મળે છે. રસ્તામાં અનેક પ્રકારના ભય અને ઉપદ્રવ હોવાથી પોતાને ઉપયોગી સમજી રાખેલી વસ્તુઓના બચાવ માટે રખેવાળ રાખવા પડે છે. આ પ્રમાણે દરેક જાતની પરાધીનતા ભોગવવી પડે છે અને હેરાન થવું પડે છે તો પણ આત્માને મુસાફરી ગમે છે; પણ ઘેર જવું ગમતું નથી.

● ● ●

જ્ઞાની સિવાય બધા ય વિદ્વાન અને બધા ય મૂર્ખા કહી શકાય; કારણ કે ભાષા, કળા આદિ અનેક પ્રકારના વિષયો હોવાથી બધા વિષયોમાં કોઇ પણ વ્યક્તિ નિષ્ણાત હોતી નથી. જે ભાષા અને કળામાં નિષ્ણાત હોય તેને આશ્રયી તે વિદ્વાન કહેવાય છે. અને તેનાથી અણજાણ હોય તેની અપેક્ષાએ તે મૂર્ખ કહેવાય છે; માટે કોઈ પણ પ્રકારની ભાષા અથવા તો કળાદિ જાણીને અભિમાન રાખવું તે મોટી મૂર્ખતા જ કહી શકાય.

● ● ●

બીજાની ભૂલો કાઢવી તે બહુ જ સહેલું કામ છે કે જે મૂર્ખમાં મૂર્ખ માણસ પણ કરી શકે છે; પરંતુ ભૂલો ન કરવી તે ઘણું જ કઠણ કામ છે કે જેને કહેવાતા વિદ્વાનો

પણ કરી શકતા નથી અને ગોથાં ખાધા કરે છે. જ્ઞાની પુરુષોને પણ ભૂલ ન કરવા હંમેશાં અપ્રમાદી–સાવધાન રહેવું પડે છે; તો પછી વિષયાસક્ત પામર જીવોનું તો કહેવું જ શું? પોતાને માટે અથવા તો પરના માટે, સારું હોય કે નરસું હોય પણ જે કાર્ય કરો તે પહેલાં આટલું જરૂર યાદ રાખવું કે–આ જે કાંઇ હું કરું છું તે મારા માટે જ છે પણ બીજાને માટે નથી. આ કાર્યના સારા અથવા તો નરસા પરિણામનો–ફળનો ભોગી હું જ છું, તેમાં બીજાને કાંઇ પણ લેવાદેવા નથી.

● ● ●

ગમે તે બાબત બીજાને સમજાવવાની ઇચ્છા થાય તો સમજાવવી બહુ સારી વાત છે; પણ તમારે બીજાને જે કાંઈ સમજાવવું હોય તે પહેલાં તમે પોતે સાચી તથા સારી રીતે સમજી લેજો; નહિ તો તમારી બુદ્ધિની કીમત થઈ જશે અને પ્રમાણિકતા ખોઇ બેસશો.

● ● ●

પોતે નાના બનતાં શીખ્યા પછી જ મોટા બનવાની ઈચ્છા રાખવી; કારણ કે નાના બન્યા પછી જ મોટા બનાય છે. અર્થાત્ નાના હોય છે તે જ મોટા થાય છે, પણ મોટા, મોટા બની શકતા નથી. આ વાતનો સારી રીતે વિચાર કરશો તો સ્પષ્ટ સમજાશે.

● ●

બીજાનું ગાયું ગાઓ તો અણજાણપણે ગાશો નહીં, નહીં તો જાણ આગળ હાંસીનું પાત્ર બનશો!

● ● ●

લોકમત કેળવ્યા વગર કોઇ પણ કાર્યમાં સફળતા મળી શકતી નથી. કદાચ દૈવયોગે સફળતા મળી જાય તો પણ પરિણામે તો સુખશાંતિથી વંચિત જ રહેવાય છે

● ● ●

તમારી પ્રવૃત્તિ માત્રમાં સ્વાર્થ તથા પરમાર્થ બંનેનો આદર થવો જોઇએ. જો કેવળ સ્વાર્થનો જ આદર થશે તો સાચો લાભ ખોઇ બેસશો અને આત્માનું અહિત કરી અધોગતિના પાત્ર બનશો.

● ● ●

પ્રમાણિકતા સર્વોત્તમ ગુણ છે અને તે માનવજીવનનું ભૂષણ છે, માટે ધનની પણ પરવા ન રાખીને પ્રમાણિકપણાની સંપત્તિ જાળવી રાખશો. સ્વાર્થદૃષ્ટિથી કદાચ ન જાળવી શકતા હો તો પણ પરમાર્થ દૃષ્ટિથી તો જરૂર જાળવશો; નહિ તો તમારા બન્ને ભવ બગડશે.

● ● ●

લાભ કે નુકશાન વ્યવસાયીને હોય છે; પણ નિરુદ્યમીને કશું હોતું નથી. કોઇને કાંઇ પણ સલાહ આપો તો સુબુદ્ધિથી આપવી; પણ કુબુદ્ધિથી નહીં.

● ● ●

પરમાર્થનું સારામાં સારું કાર્ય કેમ ન હોય તો પણ તે યશબુદ્ધિથી ન કરતાં હિત-શ્રેયબુદ્ધિથી કરવું જોઇએ; કારણ કે હિતબુદ્ધિથી કરવામાં આવતી પ્રવૃત્તિથી આત્માને લાભ મળી શકે છે અને યશબુદ્ધિથી બનાવટી નામધારી ક્ષણવિનશ્વર દેહને જ કેવળ મળે છે.

• • •

યશ–મોટાઈ માટે કાંઇ પણ કરનારને મિથ્યાભિમાન જરૂર આવે છે. તે બીજા ઉપર અનુગ્રહ કરતો હોય તેમ તેની મનોવૃત્તિમાં રહે છે અને પ્રશંસા સાંભળીને ખૂબ ફૂલાય છે, જેથી ઉભય લોકમાં અધઃપાતનું પાત્ર બને છે. યશને માટે જ જીવન તથા ધન વાપરનાર કેવળ પ્રશંસાનો જ લોભી હોય છે. તેને આત્મિક લાભની જરા ય પરવા હોતી નથી.

• • •

મિથ્યાભિમાનીનું જીવન કદાગ્રહનું વ્યસની બની ગયેલું હોય છે. તેનાં વચન-વિચાર અને વર્તન સ્વ–પરને અહિતકારી કોઈ બતાવે તો ય તે કદાગ્રહની સોબત છોડતો નથી.

• • •

વિષ ખાવાથી મરી જવાય છે એમ ભણેલો કહે તો માની લેવું અને અભણ કહે તો હસી કાઢવું તે ડહાપણભરેલું ન કહેવાય; માટે સાચું સમજુ કહે અથવા તો અણસમજુ કહે તે માની લેવામાં જ બુદ્ધિમત્તા રહેલી છે.

• • •

વખણાવું સહુ કોઇને ગમે છે પણ વખાણવું કોઇને પણ ગમતું નથી. કદાચ કોઇને અંગત સ્વાર્થના અંગે બીજાના વખાણ કરવા પડે તો વખણાવવા જેટલી મનની પ્રસન્નતા હોતી નથી.

• • •

મનોવૃત્તિ સુધર્યા વગર વર્તન સુધરી શકતું નથી. કદાચ સુધર્યા જેવું દેખાય તો પણ તે સાચું ફળ આપી શકતું નથી; કારણ કે તે સ્વાર્થગર્ભિત ડોળ માત્ર છે.

• • •

સ્વાર્થ હોય તો જ બીજાને હેત દેખાડી શકાય અને પોતાની શારીરિક તથા આર્થિક સંપત્તિ વાપરીને બીજાને વિપત્તિમાંથી ઉગારી શકાય. તે સિવાય તો મમતાનું દાસ બનેલું જડાસક્ત જગત પોતાને મળેલી સંપત્તિ આત્મશ્રેય માટે પણ વાપરતું નથી. દીન–દુઃખીને સુખી કરવા જે પ્રયત્ન કરે છે તે દયા કહેવાય છે. તે સિવાય તો દયા જેવી કોઇ વસ્તુ નથી.

• • •

પોતે સકર્મક હોવા છતાં અને સુખ–દુઃખ માનવા છતાં પણ બીજાને દીન–દુઃખી જોઇને તેના મનમાં દુઃખ, ઉદ્વેગ કે શોક ન થવાથી તે બીજાને સુખી કરવા કોઇ પણ પ્રકાર-નો પ્રયત્ન કરતો નથી તે જ તેની નિર્દયતા કહેવાય છે, તો પછી પોતે માનેલું પૌદ્ગલિક સુખ મેળવવા બીજાને દુઃખ આપવું તે તો ઉઘાડી નિર્દયતા જ છે.

• • •

કોઇ પણ પ્રકારના અંગત સ્વાર્થને લઇને બીજાના દુઃખોની મન ઉપર અસર થવાથી લાગણીઓ દુભાવવી તે દયા ન કહેવાય; પણ સર્વથા નિઃસ્વાર્થ વૃત્તિથી બીજાને દુઃખી જોઇને દુઃખી થવું તે દયા કહેવાય છે.

● ● ●

દુઃખ બે પ્રકારનું હોય છે: એક તો પોતાનું અને બીજું પારકું. પોતાના દુઃખને મટાડવા બીજાના દુઃખને ન ગણવું તે નિર્દયતા અને બીજાનું દુઃખ દૂર કરવા પોતાના દુઃખને ન ગણવું તે દયા.

● ● ●

સમભાવી જાણની દયા અને વિષમભાવી અણજાણની દયામાં અંતર હોય છે. વિષમ દૃષ્ટિ અણજાણપણાને લઇને ચર્મ–ચક્ષુથી જોનારા હોય છે અને સમદૃષ્ટિ જાણ પુરુષો જ્ઞાનદૃષ્ટિથી જુએ છે એટલા માટે જ તેઓ સુખસ્વરૂપ આત્મામાં થયેલી અશુદ્ધિ ખસેડવારૂપ દયા કરે છે, જેમાં પોતે અનુભવેલા કર્મજન્ય દુઃખોનું અવલંબન લેવામાં આવતું નથી એટલે પોતાનું દુઃખ ટાળવા પ્રયત્ન કરવામાં આવતો નથી. ત્યારે અણજાણ પોતે અનુભવેલી દીન હીનતાથી થયેલા દુઃખને બીજાના દુઃખ સાથે સરખાવવાથી ઉત્પન્ન થયેલા દુઃખને દૂર કરવા પ્રયત્ન કરે છે કે જેને સ્થૂળ દૃષ્ટિની દયા કહેવામાં આવે છે. જ્ઞાનીઓની દયામાં આત્મિક સુખની દૃષ્ટિ હોય છે અને અજાણની દયામાં પૌદ્ગલિક સુખની દૃષ્ટિ હોય છે.

● ● ●

દેહાધ્યાસી માનવી, કે જે શરીર અને જીવને જુદા માનતો નથી–શરીરને જ આત્મા માને છે તેના માટે અધર્મ, અનીતિ કે પાપ પુન્ય જેવું કશું ય હોતું નથી, કારણ કે તે પોતાને એટલે કોઈ પણ નામધારી દેહને સ્વર્ગનાં સુખ કે નરકનાં દુઃખ ભોગવતાં જોતો નથી, પણ આ જન્મમાં મૃત્યુ પછી અગ્નિમાં બળીને ભસ્મ થતાં કે જમીનમાં દટાતાં જુએ છે.

● ● ●

બહિરાત્મપણું ટળે નહીં અને અંતરાત્માની જાગૃતિ થાય નહીં ત્યાં સુધી નાસ્તિકતા ટળીને આસ્તિકતા પ્રાપ્ત થવી દુર્લભ છે.

● ● ●

મનને ગમે તે ન કહો પણ સાચું હોય તે કહો, કારણ કે બોલતી વખતે જે તમને ગમે છે તે આવતી કાલે નહીં ગમે એટલે બોલેલું ફરશે પણ જે સાચું હશે તેમાં ફેરફાર નહીં થાય.

● ● ●

લોભી માણસને પ્રમાણિકપણાની પરવા હોતી નથી; કારણ કે લોભ અને પ્રમાણિકતાને આડવેર છે એટલે બન્ને સાથે રહી શકતાં નથી, છતાં લોભી માણસ પ્રમાણિક કહેવડાવાનું સાહસ કરે છે. વિચારવામાં, બોલવામાં અને વર્તવામાં ભૂલ કરે છે એમ બીજાને કહેતાં પહેલાં તેનો આશય, ધ્યેય, ઉદ્દેશ, સાચી રીતે જાણી લેવો, પણ પોતાના વાણી, વર્તન અને વિચારની સાથે સરખામણી કરી બીજાની ઘૃણા કરવાનું સાહસ ન કરવું તે જ ડહાપણ ભરેલું કહેવાય.

● ● ●

દ્વેષબુદ્ધિના આશ્રિત પોતાનાં વાણી, વિચાર અને વર્તનથી અજ્ઞાનીઓમાં આદર મેળવી ફુલાવું તે એક પ્રકારની અજ્ઞાનતા જ કહી શકાય; કારણ કે પોતાની કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિમાં જ્યાં સુધી ઉત્તમ જ્ઞાની પુરુષો સહમત ન થાય ત્યાં સુધી ઉત્તમતા મેળવી શકાતી જ નથી; માટે પોતાની પ્રવૃત્તિની અજ્ઞાનીઓથી કરાયલી પ્રશંસાથી રાજી થવું નહિ. સાચી રીતે શીખ્યા વગર બીજાને શિખામણ આપવાના કોડ સેવવા તે મૂર્ખતા છે.

● ● ●

સાચો વેપાર કરતાં શીખવો તે જ ઉત્તમતા કહી શકાય; પણ અમુક ખોટો વેપાર કરે છે, એમ જનતાને જણાવવા પ્રયાસ કરવો તે દ્વેષગર્ભિત અધમતા જ કહી શકાય છે કે જેનું પરિણામ ક્લેશ અને ઉદ્વેગ સિવાય બીજું કાંઇ પણ સ્વપરહિતકારી આવી શકતું નથી.

● ● ●

મિથ્યાભિમાનના અંગે જે કોઇ પોતાના મનમાં એમ સમજે છે કે–હું ગુણવાન છું, બુદ્ધિમાન છું, વિદ્વાન્ છું, ધનવાન છું, કળાવાન છું, અને ગર્વની ગાંડાઇમાં બીજાને તુચ્છ સમજી જનતામાં પોતાનું મહત્ત્વ જણાવવા પ્રયાસ કરે છે તે બધી વાતે વંચિત જ રહે છે અને શિષ્ટ જનતામાં અનાદરનું પાત્ર બને છે.

● ● ●

બોલવામાં અને લખવામાં આશયના ઓળા પડ્યા વગર રહેતા નથી અને તે સાંભળનાર તથા વાંચનારને અસર કર્યા વગર રહેતા નથી, જેથી પરિણામે આશયને અનુસરીને જ લાભ તથા હાનિ કરવાવાળું નીવડે છે.

● ● ●

રહસ્ય જાણ્યા વગર અને અનુભવ મેળવ્યા વગર લખેલું અને બોલેલું કેવળ વાંચીને તથા સાંભળીને 'અમે પણ કાંઈક છીએ' એમ જનતાને બતાવવા કાગળ કાળા કરવા કે થૂંક ઉડાડવું તે જનતાને હાનિકર્તા નીવડે છે, કારણ કે આવા માણસોને ક્ષુદ્ર સ્વાર્થ સાધવા ગમે તેવાની પ્રશંસાની જરૂર છે પણ સ્વપરશ્રેયની કાંઇ પણ પરવા હોતી નથી.

● ● ●

ત્યાગી કહેવાતો હોય કે ભોગી કહેવાતો હોય; પણ જ્યાં સુધી જૂઠી પ્રશંસાની પરાધીનતામાંથી મુકાતો નથી ત્યાં સુધી તેને આધ્યાત્મિક વાતો કરવાનો પણ અધિકાર નથી, તો પછી આત્મિક ગુણો મેળવવાની તો વાત જ ક્યાંથી હોય ?

● ● ●

માણસને જીવવાને અન્ન તથા આરોગ્યતા આ બેની તો અત્યંત આવશ્યકતા છે : મકાન અને વસ્ત્રની પણ કાંઇક જરૂરત રહે છે, છતાં જો તે બે વસ્તુ ન મળે તો પણ જીવી શકે છે. બાકી તો વિષયો જેવી કોઇ પણ વસ્તુની જરૂરત માનવજીવનમાં જીવવા માટે પડતી નથી, વિષયપોષક સાધન વગર માણસ જીવી શકે છે.

● ● ●

શરીરના વિકારો માનવી માત્રને અણગમો ઉત્પન્ન કરે છે અને તેને કાઢવાને માનવી અનેક પ્રકારના ઉપચારો કરે છે; પણ માનસિક વિચારોથી તો કોઈને પણ અણગમો થતો નથી; તેમ જ તેને કાઢવાને કોઈ પણ પ્રયાસ કરતું નથી. ઊલટા વિકારો પોષવા તેવા સાધન તથા સંયોગને ખોળે છે. કદાચ અનુકૂળતા મળવાથી વિકારોને પુષ્ટિ મળે છે તો તે અત્યંત રાજી થાય છે એ જ આત્મિક ગુણવિનાશનું લક્ષણ છે; કારણ કે વિકારોનો વિકાસ જ આત્મિક ગુણનો વિનાશક છે માટે જ વિકારપોષક સાધનોથી મહાપુરુષો મુક્ત હોય છે.

● ● ●

બીજાની કૃપા તથા સ્નેહની ચાહના સૌ કોઈને રહે છે, કારણ કે તેઓ પ્રશંસા તથા ક્ષુદ્ર વાસનાના લોભી હોય છે એટલે ધનથી તથા ખુશામતથી બીજાને પ્રસન્ન રાખે છે; જેથી બીજાઓ તેના ઉપર મહેરબાનીથી તથા સ્નેહથી તેવા અછતા પણ ગુણો ગાય છે જે સાંભળીને પોતે રાજી થાય છે એ જ મોટી અજ્ઞાનતા છે.

● ● ●

દુનિયામાં કહેવાતા વિદ્વાનોની પ્રશંસા સાંભળીને ફૂલાય તે તો કાંઈ દુનિયાને ગમે, પણ મૂર્ખાઓની પ્રશંસા સાંભળીને ગર્વિષ્ઠ બનનારાઓને તો ડાહી દુનિયા મૂર્ખાઓના સરદાર જ માને છે.

● ● ●

જાણો, પુષ્કળ જાણો, જાણવું તે તમારો ધર્મ છે; પણ એવું ન જાણશો કે જેથી તમારું અકલ્યાણ થાય.

● ● ●

સર્વથા ભાવશૂન્ય કેવળ બહારનો વ્યવહાર લોઢાના કડાને સોનાનો ઢોળ ચઢાવવા જેવો છે, પરિણામે લોઢાની કિંમત ઊપજે પણ સોનાની ન મળે ગમાર ભલે સોનાની કિંમત આપી ખરીદે, પણ સરાફ તો કસીને, અને દેવતામાં નાંખીને પરીક્ષા કરી લોઢાની જ કિંમત આંકે.

● ● ●

આત્માનો અપકાર કરીને પરોપકાર થઈ શકતો જ નથી. જો આત્માનો અપકાર કરીને પણ પરોપકાર કરવાની માન્યતા હોય તો તે ક્ષુદ્ર સ્વાર્થગર્ભિત મિથ્યા ભ્રમણા જ છે.

● ● ●

અજ્ઞાની જનતામાં નિરપરાધી બનવા પ્રભુની દૃષ્ટિમાં સાપરાધી બનવું તે આત્માની અધોગતિનું લક્ષણ છે.

● ● ●

અજ્ઞાની જનતાના આદરથી પોતાને કૃતકૃત્ય માનનાર પ્રભુનો માર્ગ ભૂલે છે.

● ● ●

રાગ–દ્વેષમાં રસ પડતો હોય તો વીતરાગ બનવાની હોંશ રાખશો નહીં.

● ● ●

વીતરાગની સંમતિ બતાવી કષાય–વિષયને પોષનાર વીતરાગને રાગ–દ્વેષી બનાવી, તેમને હલકા પાડવાનું કલંક માથે વહોરે છે, કારણ કે વીતરાગની વાણી તથા વર્તનમાં કષાય–વિષયનો અંશ પણ હોતો નથી.

● ● ●

વિષયાસક્તિ વગર રાગ-દ્વેષનો આદર થઇ શકતો જ નથી; કારણ કે રાગ-દ્વેષ જ વિષયાસક્તિનું કારણ છે.

• • •

છતા-અછતા અવગુણો સાંભળીને કે જોઇને ઉપેક્ષા કરવી અથવા તો સમભાવ રાખવો તે સમજુ-ડાહ્યા જ્ઞાની પુરુષોનું લક્ષણ છે, અને અણગમો કે તિરસ્કાર થવો તે અજ્ઞાની મૂઢ જીવોનું લક્ષણ છે.

• • •

તીવ્ર રુચિ અને ઇચ્છાપૂર્વક અવગુણોનો આદર કરીને માનેલું સુખ, શાંતિ તથા આનંદ મેળવવો અને જનતામાં તેનો અનાદર બતાવી તિરસ્કાર કરવો તે એક પ્રકારની કૃતઘ્નતા જ કહી શકાય.

• • •

માનવીને અવગુણી કહેવડાવવું પસંદ નથી, છતાં અવગુણનો આશ્રય છોડવો ગમતો નથી.

• • •

નિરપરાધી તથા ગુણી કહેવડાવવા અજ્ઞાની વિષયાસક્ત માનવીની ખુશામત કરી જેટલી તાબેદારી ઉઠાવવી પડે છે તેટલી જો પ્રભુની ઉઠાવવામાં આવે તો સાચા નિરપરાધી બની આત્મિક ગુણ મેળવી શકાય છે.

• • •

સંસારી જીવોએ પરપૌદ્‌ગલિક વસ્તુના સંયોગથી જે કાંઇ આનંદ, સુખ, શાંતિ આદિ માન્યું છે તે મોહનીય કર્મજન્ય વિકૃતિસ્વરૂપ છે, પણ આત્માની પ્રકૃતિસ્વરૂપ નથી એટલે તાત્ત્વિક સાચું નથી.

• • •

મોહનીય કર્મ ક્ષય થયા પછી જડાત્મક વસ્તુઓના સંયોગ વિયોગથી થવાવાળા અનેક પ્રકારના પરિવર્તનમાં સુખ-દુઃખ-હર્ષ-શોક આદિ આત્માને કુસંપ થતો નથી; કારણ કે વસ્તુ માત્ર પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે તેમાં આત્માને વિચિત્ર ભાવમાં વર્તવાને અવકાશ જ નથી. આત્મા પણ તાત્ત્વિક દ્રવ્ય છે તે પોતાના જાણવાના સ્વભાવમાં વર્તતું હોવાથી દ્રષ્ટા તરીકે જ હોઇ શકે છે અને તેથી તે વસ્તુ માત્રનો ભોગ જ્ઞાન દ્વારા જ કરી શકે છે, બાકી જડ વસ્તુના સંયોગથી થવાવાળી વિકૃતિરૂપ ભોગ સંભવી શકે નહિ.

• • •

આત્માને સ્વરૂપ ભોક્તાની શ્રદ્ધા ન થાય અને અનાદિ કાળની જડાધીનતાને લઇને થવાવાળી વિકૃતિ સ્વરૂપ વિષયાસક્તિ નષ્ટ ન થાય ત્યાં સુધી ભોગની ભ્રમણાથી તેનું ભવભ્રમણ ટળી શકતું નથી.

• • •

સારું અને સાચું સ્વ-પરહિતકારી કાર્ય કરો, જનતાની કદર કે કીંમતની પરવા ન રાખો; કારણ કે તમારું કાર્ય જ તમારી કદર તથા કીમત કરશે. જો જનતાની કદરની ઇચ્છા રાખશો તો સાચું અને સારું નહિ કરી શકો અથવા તો કાર્ય કરતાં અટકી જશો.

• • •

આનંદ લેવા નીકળ્યા છો તો જ્યાંથી મળે ત્યાંથી લઇ લ્યો. પણ ધ્યાન રાખજો કે આનંદની ભ્રાન્તિથી શોક ન આવી જાય માટે સદ્દબુદ્ધિથી પરીક્ષા કરીને લેજો.

● ● ●

દુનિયામાં આકૃતિપૂજક ઘણા છે, પણ પ્રકૃતિપૂજક કોઇક વિરલ જ છે. સાક્ષાત્ પ્રભુ હોય, પ્રતિમા હોય પણ જ્યાં સુધી પ્રકૃતિપૂજક ન બનાય ત્યાં સુધી આત્મા પ્રકૃતિસ્વરૂપ બની શકતો નથી.

● ● ●

ગુણીપણાનું માન જોઇતું હોય તો પોતાના આત્માની પાસેથી મેળવો, બીજાની પાસેથી મેળવવાની ઈચ્છા ન રાખો. જો તમારો આત્મા જ તમારો તિરસ્કાર કરતો હશે તો બીજાઓ તમને ગમે તેવા પ્રકારનું અને ગમે તેટલું માન આપે તો પણ તમે તો તિરસ્કારનું પાત્ર જ રહેવાના.

● ● ●

સાચું અને સારું જોઇએ છે બધાયને, પણ સાચું અને સારું જાણવું અને વર્તવું કોઇને ગમતું નથી.

● ● ●

શેરડી મીઠી લાગતી હોય અને ચૂસવાનું મન થાય તો ચૂસો, પણ પૂંછડે ફિકાશનો ભાગ શરૂ થાય ત્યારે ફેંકી દેજો, ચૂસશો નહિ; કારણ કે બાણ–પૂંછડાના ભાગને પશુઓ ખાય છે માટે જો બાણને પણ ચૂસતા રહેશો તો તમારામાં અને પશુમાં કાંઇ પણ અંતર રહેશે નહિ.

● ● ●

મારે નથી મરવું એમ છાતી ઠોકીને કહેનાર સંસારમાં અત્યાર સુધી કોઇ પણ નીકળ્યું નથી, પણ મારે નથી જન્મવું એમ નિશ્ચયપૂર્વક કહેનારા સંસારમા અનંતા થઇ ગયા છે કે જેઓ પાછા અવતર્યા જ નથી.

● ● ●

જ્યાં સુધી માણસના ખોળિયામાં જીવનો વાસો હોય છે અર્થાત્ માણસ જીવતો હોય છે ત્યાં સુધી તે ધારણા પ્રમાણે કેટલુંક કામ કરી શકે છે; પણ જ્યારે દેહથી છૂટો પડે છે, મરી જાય છે ત્યારે પોતે સર્વથા પરાધીન હોવાથી કાંઈ પણ કરી શકતો નથી; તેને પોતાની હયાતીની પણ હોંશ હોતી નથી. હું કોણ છું ? ક્યાં છું ? જગત શું છે ? તેનું જરા ય ભાન હોતું નથી. ચક્રવર્તી રાજા, મહારાજા, શ્રીમંત, કંગાળ આદિ બધાયને આ નિયમ સરખી રીતે લાગુ પડે છે. જન્મ્યા પછી મેળવેલી કોઇ પણ પ્રકારની સત્તાવાળો આ નિયમનું ઉલ્લંઘન કરી શકતો નથી.

● ● ●

માનવી જીવતો હોય છે ત્યાં સુધી દેહના આશ્રયમાં રહીને ધન, રૂપ, બળ, ઐશ્વર્ય તથા સ્વામીપણાની સત્તાના મદમાં અનેક જીવોને ત્રાસ–ભય–કલેશ–સંતાપ વગેરે આપતી વખતે જીવનના છેડે દેહ છોડ્યા પછી થવાવાળી પોતાની નબળી અને નિઃસહાય સ્થિતિ સંભારતો નથી.

જીવોને ક્લેશ–ત્રાસ–ભય આપીને પણ જીવાય છે અને સુખ–શાંતિ તથા સંતોષ આપીને પણ જીવાય છે, છતાં બીજાની અનિચ્છાએ પણ પોતાની ક્ષુદ્ર વાસના તથા સ્વાર્થ પોષવા તેને પોતાનો તાબેદાર બનાવવાની ઇચ્છાથી પોતાને મળેલી સત્તા વાપરીને પોતાના વિચાર તથા વર્તનને અનુસરવાની ફરજ પાડે છે, પણ સ્વતંત્ર જીવવામાં બીજાને પોતાની સત્તાનો સહયોગ આપતા નથી. તેમને એટલું ય ભાન હોતુ નથી કે મારી પાસે જે કાંઈ સત્તા, સામર્થ્ય કે શક્તિ છે તે ઉછીનાં મળ્યા છે, માટે તે એક દિવસ પાછાં છીનવી લેવામાં આવશે.

● ● ●

ભીંત ઉપર, કપડાં ઉપર કે કાગળ ઉપર અથવા તો એવી બીજી કોઇ પણ વસ્તુ ઉપર ચીતરેલાં ચિત્રો કાળાંતરે ભુંસાઇ જાય છે, ત્યારે માનવીઓ દુનિયાનો પ્રલય માને છે. કોઇ કલિયુગના છેડે તો કોઈ પાચમા આરાને છેડે માને છે. પ્રલય માટે ભિન્ન ભિન્ન અનેક પ્રકારની માન્યતાઓ પ્રચલિત છે. તેના કાળનું અંતર તો બધા પાંચ હજાર વર્ષનું બતાવે છે, પણ વિચાર કરતાં એમ સમજાય છે કે જે દિવસે જીવ માનવીનું ખોળિયું છોડે છે તે દિવસે જ તેના માટે દુનિયાનો પ્રલય થાય છે, દુનિયાનું ચિત્ર તેની દૃષ્ટિમાંથી તથા સ્મરણમાંથી ભુંસાઇ જાય છે, માટે પ્રલયના સમયમાં હજારો વર્ષનું અંતર નથી પણ જીવોના પરિમિત જીવનને છેડે રહેલ હોવાથી પ્રલયના કાળનું અંતર પણ પરિમિત વર્ષનું છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો પ્રત્યેક સમયે દુનિયાનો પ્રલય થાય છે. જૂનાં ચિત્રો ભુંસાય છે અને નવાં દોરાય છે. એક જ સમયમાં ભુંસાવું અને દોરાવું થાય છે કે જેનો સર્વજ્ઞો સિવાય કોઈ પણ સાક્ષાત્કાર કરવાને સમર્થ નથી. અલ્પજ્ઞો જે જાણે તે સર્વજ્ઞોના વચનોથી જ જાણે છે, પણ પોતે સ્વતંત્રપણે જાણી શકતા નથી. આ પ્રમાણે પ્રત્યેક પળે ચીતરાતા અને ભુંસાતા ક્ષણિક જગતની અસર ખોળિયામાં વસતા જીવને થતી નથી; કારણ કે ક્ષણિક પરિવર્તનમાં અત્યંત સૂક્ષ્મપણે થવાવાળા ઉત્પત્તિ, વિનાશથી દેહનો સર્વથા વિયોગ થતો નથી એટલે જીવને પ્રલય જેવું કાઇ પણ લાગતુ નથી; પણ જ્યારે દેહનો આશ્રય છોડીને મૃત્યુને તાબે થવું પડે છે ત્યારે તેની દૃષ્ટિમાંથી જગતનું ચિત્ર ભુંસાવા માંડે છે અને દુનિયાનું સાચું સ્વરૂપ સમજાય છે. દુનિયા શી વસ્તુ છે? મોજશોખ શી વસ્તુ છે? સગાસંબંધી શુ છે અને સંપત્તિ, ઐશ્વર્ય, બાગ, બંગલા આદિ શું છે? તે બધું ય જીવને દેહ છોડતી વખતે યથાર્થ જણાય છે.

● ● ●

સંતોષ, શાંતિ, સમતા, દયા, દાન, ક્ષમા અને સરળતા આદિ જીવનના ઉત્તમ સાથીઓની અવગણના કરીને કામ, ક્રોધ, મોહ, નિર્દયતા તથા દંભ આદિનો આદર કરનાર મોતને તાબે થયા પછી બેભાન અવસ્થામાં જીવન–કાળમાં આદર કરાયલાની પ્રકૃતિ પ્રમાણે ભાવી જીવન-વ્યવસ્થા મેળવી શકે છે; કારણ કે મૃત્યુ પછી જીવ સ્વતંત્રપણે કાંઇ પણ કરી શક્તો નથી. દેહ છોડતાની સાથે જ જીવન–કાળમા માત્ર દેહની સાથે જ સંબંધ ધરાવનારા ધન, સ્વજન આદિ સંયોગ માત્રથી મુકાઇ જઇને ગાઢતમ અંધકારમાં પ્રવેશ કરે છે ત્યારે કર્માધીન જીવની પાસે દેહ–ઇંદ્રિયાદિ જાણવાનું કે સમજવાનું કાંઇ પણ સાધન ન હોવાથી મૂર્ચ્છિત થયેલા દેહધારી જીવના જેવી દશા અનુભવે છે. તે વખતે જીવનકાળના સાથીઓ નવી દુનિયામાં લઇ જઇને

તેની જીવન વ્યવસ્થા ઘડે છે. જો સંતોષ, શાંતિ આદિ સાથીઓ હોય તો તેઓ દૈવી કે માનવી દુનિયામાં જીવને લઇ જઇને મનગમતી જીવનવ્યવસ્થા કરે છે. જેથી જીવ પ્રકાશમય દુનિયામાં માનેલાં અથવા તો સાચાં સુખ, શાંતિ તથા આનંદનો ભાગી બને છે, અને કામ, ક્રોધાદિના આશ્રિત આત્માઓને તો મૃત્યુકાળ પછી પ્રકાશમય દુનિયામાં પ્રવેશ મળી શકતો નથી. પાશવી કે નારકીની અત્યંત ત્રાસ તથા ભયવાળી અને અંધકારવ્યાપ્ત દુનિયામાં અનંત કાળ સુધી પણ જન્મમરણ કરવાં પડે છે, તે વખતે માનવ જીવનના મિથ્યા વૈભવનો આછો પડછાયો પણ હોતો નથી, કારણ-કે કામક્રોધાદિ જીવનના શત્રુ હોવાથી તેને સુખ, શાંતિ તથા સાચું અને સારું મેળવી આપવામાં ઉદાસીન જ હોય છે. અથવા તો વસ્તુ પોતાના સ્વભાવ પ્રમાણે જ પરિણમે છે. સંતોષ, શાંતિ આદિ અમૃત છે અને કામ, ક્રોધાદિ વિષ છે, માટે અમૃત સેવન કરનાર અમર બને છે ત્યારે વિષનું સેવન કરનારને મૃત્યુને તાબે થવું પડે છે.

• • •

કામ, ક્રોધાદિ વિલાસના ઉત્પાદક છે માટે વિલાસીઓને તેનો આદર કરવો પડે છે. વિલાસ વિષ જેવો હોવાથી ભોગવતાં મધુર લાગે છે; પણ પરિણામે તો જીવને અણગમતા સંયોગોમાં લાવી મૂકે છે, છતાં મોહથી મુંઝાયલો જીવ સુખની મિથ્યા ભ્રમણાથી કામ, ક્રોધનો અત્યંત આદર કરે છે. કહેવાતા સમજુ ત્યાગી પણ મોહની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને અસમર્થ હોવાથી માયાનો આશ્રય લઇને પણ કામ, ક્રોધાદિની સેવા બજાવે છે.

• • •

અહિંયા કાંઇ પણ ન કરી શકો અથવા તો ન મેળવી શકો તો કાંઇ ચિંતા નહિ પણ અણજાણ તો રહેશો જ નહિ. સાચું અને સારું જાણીને જ જશો; કારણ કે સાચું જાણેલું હશે તો સંસારની શેરીઓમાં ભૂલા પડશો નહિ અને સમય આવ્યે સાચી સિદ્ધિ મેળવી શકશો.

• • •

સર્વથા અણજાણ અને અકર્મણ્યને જણાવવા સ્વ-પરની યોગ્યતાના પ્રમાણમાં કાંઇક બોલવું અને લખવું તે તો કાંઇક ઠીક કહેવાય, પણ જાણ અને કર્ત્તવ્યપરાયણની સ્ખલનાને ઉદ્દેશીને બોલવામાં અને લખવામાં દુનિયાને ડહાપણ બતાવવું તે એક પ્રકારની મૂર્ખાઇ છે, કારણ કે કર્ત્તવ્યપરાયણ બધું જાણે જ છે અને તેને કાર્યસિદ્ધિમાં અનેક પ્રકારના વિઘ્નો આવીને સ્ખલના પહોંચાડે છે તેમ જ અનેક મુશ્કેલીઓનો સામનો પણ કરવો પડે છે; પણ કર્ત્તવ્યહીન લખનાર કે બોલનારને તો માત્ર જીભ હલાવવી કે કાગળ કાળા કરવા તે સિવાય કાંઇ પણ વિઘ્ન કે મુશ્કેલી જેવું હોતું નથી; માટે જ આવા કર્ત્તવ્યહીન જીવો કર્ત્તવ્યપરાયણની જનતાના મોઢેથી પ્રશંસા સાંભળીને ઈર્ષ્યાથી તેમની સ્ખલના અને દોષોને દુનિયા આગળ ઉઘાડા કરીને મોટાઈ તથા જાણપણાનું માન મેળવવાની આશા રાખતા હોય તો તેઓની અજ્ઞાનતા જ છે.

• • •

આત્મબળ મેળવ્યા સિવાય બુદ્ધિમત્તાની ખ્યાતિ માટે જનતામાં ડહાપણ ડોળનાર ડાહ્યી જનતામાં તો હાંસીનું પાત્ર જ બને છે.

• • •

વિદ્વેષ, વિરોધ, ઇર્ષ્યા તથા અણગમાના આશ્રયમાં રહીને બીજાને જનતામાં હલકો બતાવી તેની નિંદા સાંભળવાના આશયથી બોલનાર કે લખનાર અધમ કોટીનું પાત્ર હોય છે. તેના બોલવાની કે લખવાની સજ્જન પુરુષોને કાંઇ પણ અસર થતી નથી અને પોતે જ તેમના તરફથી તિરસ્કારની લાગણીનો લાભ મેળવે છે.

● ● ●

જો આત્મકલ્યાણ મેળવવાની ઇચ્છા રાખતા હો તો તેની સાચી રીત સમજીને તે જ રસ્તે ચાલવા માંડજો પણ અનાદિ કાળથી સમજી રાખેલા અકલ્યાણના માર્ગે તો જશો જ નહિ.

● ● ●

જેઓ એમ કહે છે કે અમારે તો કોઇની પણ સાથે વૈર–વિરોધ નથી તો પછી તેમને કોઈના ઉપર રાગ પણ ન હોવો જોઇએ અને જો તેમનામાં રાગ છે તો પછી વૈર-વિરોધની ના પાડે છે તે જૂઠું બોલે છે; કારણ કે જ્યાં રાગ હોય છે ત્યાં દ્વેષ અવશ્ય હોય જ છે અને એટલા માટે જ રાગક્ષય થયા સિવાય વીતરાગ બની શકાતું નથી.

● ● ●

બીજાનું હિત કરવાની ઇચ્છા થાય તો ભલે કરો. ઉત્તમ કાર્ય છે પણ સ્વાર્થાંધ બની અંતરમાં અહિતની બુદ્ધિ રાખી પરનું હિત કરવાનો ડોળ દેખાડશો નહિ, કારણ કે તેથી આ લોકમાં અપ્રમાણિક બનશો અને પરલોકમાં અધોગતિની યાતનાઓ ભોગવશો.

● ● ●

જનતાને પ્રતિજ્ઞાપૂર્વક પોતાની જીવનપ્રવૃત્તિનો પરિચય આપીને અવળી પ્રવૃત્તિ આદરનાર વિશ્વાસઘાતી છે માટે તે ગમે તેવી પ્રવૃત્તિથી પણ સ્વ–પરનું શ્રેય કરી શકતો નથી, છતાં તે પરશ્રેયનો દાવો કરતા હોય તો માત્ર ક્ષુદ્ર વાસના પોષવાના આશયથી જનતાને ઠગે છે.

● ● ●

'અમે જાણીએ છીએ તે બધું સાચું જ છે' એમ માની લેવાની ભૂલ કરશો નહિ, કારણ કે જ્યાં સુધી તમને જાણવાને બીજાના લખાણ તથા કથનની અપેક્ષા રાખવી પડે છે પણ સ્વતંત્રપણે જાણતા નથી ત્યાં સુધી જાણવામાં તથા સમજવામાં તમે ભૂલવાના જ.

● ● ●

માનવી માત્ર મળેલા જીવનનું રક્ષણ કરવાને નિરંતર કાળજીપૂર્વક પ્રયત્ન કરે છે પણ સાચા જીવનને સમજવાની કોઇક જ કાળજી રાખે છે.

● ● ●

ક્યાં જવાશે તેનાથી તો તમે અણજાણ છો પણ સુખી સ્થળે જવાના માર્ગને તો અવશ્ય જાણો જ.

● ● ●

જે કાર્ય કરવાથી અપકીર્તિની આશંકા રહેતી હોય તેવા કાર્યનો સંકલ્પ સરખો કરશો નહિ.

● ● ●

નિઃસ્વાર્થી તથા નિર્લોભી માણસમાં સ્વાભાવિક સભ્યતા તથા નમ્રતા હોય છે, ત્યારે સ્વાર્થી તથા લોભી માણસમાં દેખાવ પૂરતી જ હોય છે.

• • •

માનવ પ્રકૃતિમાં પ્રાયઃ એક એવો અવગુણ ઘર કરી બેઠો છે કે માનવી પોતાની પાસે સારી અને સુંદર વસ્તુ હોય તો ય બીજાની વસ્તુ તેને પ્રિય લાગે છે અને તેને વાપરવાની ઇચ્છા રાખે છે.

• • •

એક જ જાતની બે વસ્તુ બે માણસ વાપરતા હોય છતાં તેમને એક બીજાની વસ્તુમાં નવીનતા દેખાય છે અને તેને વાપરવાને ચહાય છે, એ જ મનુષ્ય પ્રકૃતિની વિલક્ષણતા બતાવી આપે છે.

• • •

પરાધીન સુખ-સંપત્તિમાં નિરાશાનો અવકાશ રહે છે, પણ સ્વાધીન સુખ-સંપત્તિમાં તો નિરાશાનો ઓળો સરખો હોતો નથી, છતાં માનવી પરાધીન સુખ મેળવવા મથી રહ્યા છે, એ જ તેમની અજ્ઞાનતા સૂચવે છે.

• • •

સ્વાર્થી તથા અણુજાણુ માણુસોની શ્લાઘાથી ફૂલાવું તે મૂર્ખતા છે.

• • •

મૂર્ખ શ્રીમંત તથા સ્વાર્થી પંડિત મૂર્ખની સહાનુભૂતિથી ખ્યાતિ મેળવી ખુશ થવું તે અજ્ઞાનતા છે.

• • •

અવળાં કૃત્યોથી સત્કાર પામેલો આત્મા બીજાના આદરસત્કારથી સન્માનિત થઇ શકતો જ નથી.

• • •

અસત્ય, માયા, દંભ, દુરાચાર આ અવગુણોથી પોતે જ પોતાના આત્માનું અપમાન કરનાર અજ્ઞાનીઓના સન્માનથી ફૂલાતો હોય તો તેનામાં ડહાપણુનો અંશ પણુ હોતો નથી.

• • •

સદાચારી હોય કે દુરાચારી પણુ પૈસાથી તથા કહેવાતી વિદ્વત્તાથી અણુજાણુ અથવા તો સ્વાર્થી દુનિયામાં થોડુંઘણું પણુ માન મેળવનારના આવકારને ચાહનાર ઘણા હોય છે.

• • •

ખોટું પણુ બીજાને મનગમતું કહીને પોતાની વાસના પોષવાનાં સાધન મેળવવાના સિદ્ધાંતવાળાથી સ્વહિત જાળવનારે સાવચેત રહેવાની જરૂર છે.

• • •

ડાહી-ડાહી સુધરેલી ભાષામાં વાતો કરનારમાં સત્ય, સત્ત્વ, સ્વચ્છતા તથા સરળતા કેટલી છે તેને સાચી રીતે જાણ્યા સિવાય તેની વાગ્જાળમાં ફસાઈને જીવનસંપત્તિ કે ધન-સંપત્તિનો નાશ કરવો નહિ.

• • •

નમતાને નમતું આપવું પણ ગમતું આપવું નહિ, બુદ્ધિપૂર્વક સારી રીતે વિચાર કર્યા પછી જ ઉચિત જણાય તેમ વર્તવું; નહિ તો જીવન પર્યંત શલ્યની જેમ ખૂંચ્યા કરશે.

• • •

વાચાળતા, અસત્ય તથા માયાની આશ્રિત છે, માટે જ તે વિવેકનો વિરોધ કરનારી છે.

• • •

સુખે જીવવામાં ઘણા મતભેદ છે પણ દુઃખે મરવામાં કોઈનો પણ મતભેદ નથી.

• • •

જીવનમાં નિરુપયોગી જણાય તેવા કાર્યક્ષેત્રમાં ડાહ્યા માણસો પગ સરખો મૂકતા નથી. કોઈ પણ કાર્યમાં માનસિક અનુકૂળતા જળવાતી હોય તો જ પોતાના જીવન તથા ધનનો ફાળો આપવાને માનવી ચહાય છે.

• • •

માનવીને પોતાની મોટાઈ જેટલી ગમે છે તેટલું કાર્ય કરવું ગમતું નથી.

• • •

માનવી શારીરિક આરોગ્યતા માટે જેટલી કાળજી રાખે છે તેનાથી લાખમે ભાગે પણ ઓછી આત્મિક આરોગ્યતા મેળવવાને કાળજી રાખતો નથી.

• • •

જો ઇચ્છાઓને અંશમાત્ર પણ અવકાશ ન મળે તો પછી સુખના માટે ઝાઝો પ્રયાસ કરવો પડતો નથી.

• • •

જેઓ પોતે પોતાના આત્માનું અપમાન કરતા નથી તેમને જગતના અપમાનનો ભય હોતો નથી.

• • •

કષાય-વિષયના આશ્રિત બનીને કોઈ પણ પ્રકારનું કાર્ય કરવાથી આત્માનું અપમાન થાય છે.

• • •

તુચ્છ સ્વાર્થ માટે માનવી મરજીયાત જેટલું કષ્ટ સહન કરે છે તેટલું પરમાર્થ માટે ફરજીયાત સહન કરે તોય આત્માનું કલ્યાણ કરી શકે છે.

• • •

મનથી નિરપરાધી રહેનારને જગતને ઠગવા અવગુણોનો આદર કરવો પડતો નથી.

• • •

સમ્યગ્દર્શન, જ્ઞાનાદિ મેળવી વીતરાગ દશા પ્રાપ્ત કરવી તે ગુણાનુરાગ કહી શકાય.

ઊજળું દેખાતું બધું દૂધ હોતું નથી માટે પરીક્ષા કરી સાચું દૂધ પીશો તો જ પુષ્ટિ મેળવી શકશો.

જે પોતાના આત્માના ગુણોનો રાગી નથી તે પ્રભુના ગુણોનો રાગી બની શકતો નથી.

છૂટવા નીકળ્યા હો તો છૂટી જાણજો: પણ બૂડવાની ભ્રાન્તિથી પાણીમાંથી નીકળી ગારામાં ન ફસાઈ જશો.

સમતા, સમભાવ, શાંતિ, સંતોષ, ક્ષમા, વિષયવિરક્તિ આદિ આત્મધર્મરૂપ આત્મિક ગુણો કહેવાય છે, તે સિવાય તો કર્મજન્ય કળાઓને ગુણ માની તેનો અનુરાગ કરવાથી આત્મવિકાસ થતો નથી.

ગુણોનો સંગ્રહ કરનાર ભય, ક્લેશ તથા શોક સંતાપથી મુક્ત હોય છે.

પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં કોઈ વિષયની શાંતિ માટે બીજા ઉપર રાગ કરીને ગુણાનુરાગ કહેવો તે અજ્ઞાનતા છે.

જે રાગમાં આસક્તિ હોય તે અપવિત્ર અને જેમાં અનાસક્તિ તે પવિત્ર રાગ કહેવાય છે. અને તેને જ ગુણાનુરાગ કહેવામાં આવે છે. તે સિવાય તો આસક્તિગર્ભિત અવગુણાનુરાગ કહેવાય; કારણ કે જ્યાં આસક્તિ હોય છે ત્યાં વિષયોને અવકાશ હોય છે.

જે રાગથી આત્માને અહિતકારી દોષો—અવગુણોની પ્રાપ્તિ થાય તે ગુણાનુરાગ કહેવાય જ નહિ.

કોઈ પણ પ્રકારના વિષયને પોષવાના સ્વાર્થ માટે જ સચેતન દેહ અથવા તો અચેતન જડાત્મક વસ્તુઓ ઉપર સ્નેહ કે રાગ કરવામાં આવે છે, પણ પરમાર્થ માટે આત્મા ઉપર રાગ થઇ શકતો નથી.

પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો તે પરમાત્માનો રાગ કહી શકાય.

તમને જે કાળે જે મળે તે લઇને તેનાથી નિર્વાહ કરી લો પણ સારા—નરસાના વિકલ્પથી મળતું જતું કરીને સારાની આશામાં બેસી રહેશો નહિ, નહિ તો હાથ આવેલું ખોઈ બેસશો અને ધારેલું મળશે નહિ એટલે નિર્વાહની મુશ્કેલીથી જીવવું ભારે થઇ પડશે.

આજ નહિ તો આવતી કાલે અજવાળાનું અંધારું થવાનું છે માટે આળસ તથા આશાઓને છોડી દઇને અજવાળામાં જોઇને જે કાંઇ લેવું હોય, છોડવું હોય તે લઇને અને છોડી દઈને તૈયારી કરી રાખો; નહિ તો પછી ખાલી અંધારામાં કાંઈ પણ મૂકી કે લઈ નહીં શકો અને ખાલી હાથે ચાલ્યા જશો.

• • •

શક્તિ અને સાધન–સંપત્તિના પ્રમાણમાં ઈચ્છાઓને નોતરવી, નહિ તો ઈચ્છાઓ તમને ચારે તરફથી ઘેરી લઇને તમારા જીવનને અશાંતિ અને કલેશમય બનાવશે.

• • •

મૂર્ખાઇથી માનેલી બે ઘડીની મોજ માટે અસત્ય તથા માયાનો આશ્રય લઇને બીજાની મશ્કરી કરવી તે વિષપાન કરવા–કરાવવા જેવું છે, કારણ કે તે પરિણામે ઉભય લોકમાં મોતને નોતરે છે.

• • •

કોઇને દુઃખ દઇને રાજી થવું તે માણસાઈ નથી પણ મૂર્ખાઈ છે તે પોતાની જાત માટે વિચાર કરશો તો જણાશે. આત્માની શુદ્ધ દશા સાચી રીતે જાણ્યા વગર અને અશુદ્ધ કરનાર વસ્તુને સાચી રીતે ઓળખ્યા વગર આત્મા શોધવાનો પ્રયાસ નિષ્ફળ જાય છે.

• • •

શુદ્ધાત્માઓના વચનોના સંગ્રહરૂપ શાસ્ત્રોનો અભ્યાસ કર્યા વગર આત્મા સુધારી શકાય નહિ.

• • •

સાચું સુખ શાંતિ અને આનંદ–અનુભવ સિવાય ઓળખી શકાય નહિ, માટે જ મેળવી શકાય નહિ.

• • •

બીજાના ઉચિત, અનુચિત કાર્યની માત્ર ટીકા કરવાથી સારો લાભ નહિ મળે પણ અનુચિતનો ત્યાગ અને ઉચિતનો આદર કરવાથી ઉત્તમ લાભ મેળવી શકાશે.

• • •

કોઇ પણ બાબતમાં કેવળ આંખ કે કાનથી નિર્ણય કરવા કરતાં મનથી અને બુદ્ધિથી નિર્ણય કરવો ઉચિત છે, કારણ કે કેવળ આંખ તથા કાનનો નિર્ણય ખોટો ઠરશે પણ બુદ્ધિપૂર્વક નક્કી કરેલો નિર્ણય ભાગ્યે જ ફરશે.

• • •

સંસારમાં અનેક કાર્યક્ષેત્ર પડ્યાં છે તેમાંથી ઉપયોગી જણાય અને પસંદ પડે તે ક્ષેત્રમાં આત્મા તથા જીવનને હિતકારી વસ્તુના બી વાવવાં શરૂ કરી દો, પણ કાલ્પનિક ઘાટો ઘડ્યા કરશો નહિ.

ઈર્ષ્યાની શીખવણીથી જનતામાં બીજાને અપરાધી બનાવવાને બુદ્ધિ તથા જીવનનો જેટલો ઉપયોગ કરો છો તેટલો જ ઉપયોગ પોતે નિરપરાધી રહેવામાં કરશો તો સ્વ–પરનું કલ્યાણ કરી શકશો.

• • •

તમારા વાણી તથા વિલાસની અવગણના કરનાર ઉપર મિથ્યાભિમાનના આવેશથી મહાપુરુષોના વાણી તથા વિચારની અવજ્ઞાનું આળ ચઢાવીને જનતામાં વખોડશો તો પ્રભુદ્રોહી બનશો.

• • •

નિઃસ્વાર્થ વૃત્તિથી જગતનાં કલ્યાણની માત્ર કામના જ રાખશે; તો પણ સ્વાર્થગર્ભિત કરેલી સેવા કરતાં લાખગણી ચઢિયાતી છે.

• • •

તમે પોતાના સ્વાર્થ માટે બીજાના વાણી, વિચાર તથા વર્તન ઉપર જેટલી શ્રદ્ધા અને વિશ્વાસ રાખો છો, તેટલી શ્રદ્ધા અને વિશ્વાસ પરમાર્થ માટે પ્રભુની વાણી, વિચાર તથા વર્તન ઉપર રાખો તો આત્મશ્રેય સાધી શકાશે.

• • •

બાળદશા–અજ્ઞાનતાને લઈને કોઈ માયાવીના ભરમાવવાથી સોનાને પીત્તલ માની છોડી દો તો તમારી ઇચ્છા પણ સોનાના પાણીનો ઢોળ ચઢાવેલા લોઢાનો આદર કરતાં વિચાર કરજો, નહિ તો પીત્તળ જેટલો લાભ મેળવી શકશો નહિ અને કેવળ નુકશાન મેળવી પાસે હશે તે પણ ખોઈ બેસશો.

• • •

અનંતા કાળથી સંસારમાં ગણત્રી ગણાવતાં આવ્યા છો છતાં અત્યાર સુધીમાં ગાંઠનું ઘણું ગુમાવ્યું છે, પરન્તુ કાંઇ પણ મેળવ્યું નથી, માટે હવે તો સંસારમાં ગણત્રી વગરના થવામાં જ સાર છે.

• • •

મરવું તો છે જ તો પછી સમતાથી કેમ ન મરવું ? મમતાથી મરનાર કરતાં સમતાથી મરનાર ઉત્તમ આત્મા હોવાથી બંને લોકમાં સુખ, શાંતિ તથા આનંદનો ભોગી બને છે.

• • •

પોતાના આત્માને ઓળખીને તેના માટે કાંઇ પણ હિત ન કર્યું તો પછી દુનિયાને દેખાડવા ઘણું કર્યું હશે તો પણ તે દેહ છોડતાની સાથે જ બધું અદશ્ય થઇ જશે.

• • •

ચારિત્ર વગરના કળાવાન, ધનવાન, વિદ્વાન્ કે બુદ્ધિમાન લોકહિત કરી શકતા જ નથી; કારણ કે ચારિત્રહીનની કોઈના પર અંતરમાં ઊંડી છાપ પડી શકતી નથી. ગમે તેવા માનવીને પણ જ્યારે ચારિત્રહીનતાની ખબર પડશે કે તરત જ તેની મનોવૃત્તિમાં દેખાવ પૂરતા ગુણવાન માટે હલકા વિચારો આવવાથી તિરસ્કાર જ ઉત્પન્ન થશે.

• • •

કર્ત્તવ્યોના કંગાળ કર્ત્તવ્યપરાયણુની ભૂલો કાઢી ઉપદેશ આપવા પોતાનું ડહાપણ બતાવે છે, પણ પોતે સાચું અને સારું કરી બતાવી માર્ગદર્શક બની શકતા નથી એ જ તેમની તુચ્છતા તથા અપ્રમાણિકતા બતાવી આપે છે.

• • •

મનોવૃત્તિ મળ્યા સિવાયની માયાવી મૈત્રીથી માનવી સુખ, શાંતિ મેળવી શકતો નથી.

• • •

બીજાનું અહિત કરીને પોતાની ક્ષુદ્ર વાસના પોષવાની ઇચ્છા રાખવી જ નહિ.

• • •

જાણુવા માત્રથી સારા માણુસને પણ તિરસ્કાર ઉત્પન્ન થાય તેવી પોતાના મોભાને હલકો બનાવનાર ઇચ્છાઓનો કદી પણ આદર કરવો નહિં.

• • •

માનવી વધુ પડતી ન પૂરાય તેવી નકામી ઇચ્છાઓ ન રાખે તો પણ શાંતિથી જીવી શકે છે.

• • •

પરની પ્રાણુસંપત્તિ તથા ધનસંપત્તિ ઉપર તેના સ્વામી સિવાય કોઇનો પણ હક્ક નથી છતાં જે તેને બળાત્કારથી પડાવી લે છે તે પ્રભુનો ગુન્હેગાર છે.

• • •

નીતિ તથા ધર્મના આશ્રિતને બીજાની પાસે ન્યાય ચુકાવવા જવું પડતું નથી, કારણુ કે તે અપરાધોથી મુક્ત હોય છે. કુટિલતા ટાળીને જનકલ્યાણુ માટે કરવામાં આવતો પ્રયાસ સફળ બની શકે છે.

• • •

જે વાસનાઓથી આત્માનું અહિત થતું હોય તેને કાઢી નાખવા પ્રયાસ કરવો તે એક પ્રકારનો ધર્મ છે.

• • •

તુચ્છ સ્વાર્થ સાધવા જનતા સમક્ષ પ્રતિજ્ઞાઓ લેવામાં મહાપાપ છે; કારણુ કે સ્વાર્થના અંગે પ્રતિજ્ઞાઓનો ડોળ કરવાથી જનતાને ઠગીને વિશ્વાસઘાતી બનાય છે.

• • •

પરિણુામ વિચારી ગમે તે ભોગે પણુ પાવન કરવાના ભાવ તથા શક્તિ હોય તો જ કોઇ પણુ પ્રકારની પ્રતિજ્ઞા લેવાનું સાહસ કરવું, કારણુ કે આવેશમાં આવી પ્રતિજ્ઞા પળમાં લઈ શકાય છે, પણુ આવેશ શમી ગયા પછી તેને પાળવામાં ઘણી જ મુશ્કેલીઓ ઊભી થાય છે. તુચ્છ પ્રકૃતિનો માનવી ગમે તેટલો અવગુણી હશે તો ય ગુણુવાનના નંજીવા દોષોને દૃષ્ટિ સન્મુખ રાખીને પોતાને ગુણી માનશે.

• • •

જીવનપંથમાં પ્રયાણ કરી રહ્યા છો માટે જ્ઞાન-ચક્ષુ ઊઘાડી રાખજો, નહિ તો અવળે રસ્તે ચઢી જઈને હેરાન થશો.

● ● ●

સ્વાર્થી આશાનો અત્યંત આદર કરે છે પણ નિઃસ્વાર્થી તો તેની ઉપેક્ષા જ કરે છે.

● ● ●

લાગણી અથવા તો સ્નેહગર્ભિત સંસર્ગમાં આદર કે અનાદરની કાંઈપણ ગણત્રી જ હોતી નથી; પરંતુ કેવળ સ્વાર્થ કે વ્યવહાર માત્ર જાળવવામાં આદર તથા અનાદરને ખાસ કરીને પ્રધાનતા આપવામાં આવે છે.

● ● ●

સ્નેહથી સામાન્ય આવકાર પણ સોનાથી વધારે કિંમતી છે. ત્યારે તિરસ્કારથી આગ્રહ-ભર્યો આદરસત્કાર કથીરથી પણ હલકો છે.

● ● ●

બનતી સેવા કરી છૂટવું પણ નિષ્કારણ બીજાની પાસે સેવા કરાવવાની ઇચ્છા રાખવી નહિ.

● ● ●

બીજામાં દુર્ગુણો જોઈને તો કદાચ અણગમો થાય પણ ગુણ જોઈને અણગમો થવો તે અવગુણીનું ચિહ્ન છે.

● ●

કોઇ પણ માનવી પોતાની એબ બીજાની આગળ ઊઘાડી કરવા ઇચ્છતા નથી છતાં દુનિયાના ક્ષુદ્ર પ્રાણીઓ પોતાની તુચ્છ પ્રકૃતિને પોષવા બીજાની એબ જનતા સમક્ષ ઊઘાડીને રાજી થાય છે તે દુર્જનતાનું ચિહ્ન છે.

● ● ●

પ્રગટપણે તો દુર્ગુણોનો બધા ય વિરોધ કરે છે, છતાં વિલાસીને તો આદરપૂર્વક તેનો આશ્રય લેવો જ પડે છે.

● ● ●

કામ, ક્રોધ, મદ, મોહ, તિરસ્કાર, કટુ ભાષણ આદિથી કંગાળ બનવું સારું છે; પણ સમતા, સંતોષ, દયા, ક્ષમા, સદાચાર આદિથી તો શ્રીમંત બનવા પ્રયાસ કરવો પરંતુ દરિદ્રી રહેવું સારું નથી.

● ● ●

જડના દાસપણામાંથી છૂટ્યા સિવાય તુચ્છ માનવીના દાસપણામાંથી છૂટી શકાતું નથી.

● ● ●

પૌદ્‌ગલિક-અનાવટી ઘણું સુખ પણ અશાંતિ ટાળી શકતું નથી, પરંતુ થોડીક પણ આત્મિક સાચા સુખથી માનવી શાંતિ મેળવી શકે છે. માનવી પોતાના મોઢે પોતાની ગમે તેટલી પ્રશંસા કરે પણ જ્યાં સુધી લોકમાન્ય માણસોની સંમતિ ન મળે ત્યાં સુધી અપ્રમાણિક

જ ગણાય છે. માનવીને પોતાની સમજણ પ્રમાણે જેની પાસેથી મનગમતું મળી જાય તો તે અવગુણી હોય તો પણ તેના ગુણ ગાય છે.

• • •

કોઇ પણ વસ્તુ અથવા તો વ્યક્તિનો સ્વીકાર કે તિરસ્કાર કરતાં પહેલાં માનવીએ બીજાની પસંદગી ઉપર આધાર રાખતાં પોતે સદ્‌બુદ્ધિપૂર્વક તપાસી લેવું; નહિ તો પરિણામે ચિત્તમાં પશ્ચાત્તાપ તથા ક્લેશ થવાનો સંભવ રહે છે. આત્મવિકાસ કરીને પોતાની મહત્ત્વતા બીજાને બતાવવી તે જ ઉત્તમતા છે, પણ આત્મવિનાશ કરીને બતાવવી તે મૂર્ખતા છે. પોતાની સમજણ પ્રમાણે સમજાય તે સાચું જ હોતું નથી પણ સાચું સમજાય તે જ સાચું છે.

• • •

માન–અપમાનની માન્યતા માનવીની સમજણ ઉપર આધાર રાખે છે; કારણ કે કેટલાક અપમાનને માન સમજી રાજી થાય છે ત્યારે કેટલાક માનને અપમાન માની ક્રોધિત થાય છે.

• • •

કાંઇ પણ જાણ્યા પછી માનવીને 'મારા જેવું કોઇ પણ જાણતું નથી' એવું અભિમાન આવી જાય તો તે અણજાણ જ કહેવાય છે. માનવી કોઇ પણ પ્રવૃત્તિમાં વખણાઈ ગયા પછી જો તે અભિમાનનો આશ્રિત બને તો સારી અને સાચી રીતે કાર્ય કરી શકતો નથી અને અનેક ભૂલોનો ભોગ બને છે.

• • •

કેટલીક વખત તો ડાહ્યા અને બુદ્ધિશાળી માણસો પણ બીજાથી કરાયલી પોતાની ખોટી પ્રશંસા સાંભળીને રાજી થવાની ભૂલ કરી બેસે છે, છતાં તરત ભૂલ સુધારીને અલાભના ભાગી બનતા નથી.

• • •

ગુણો કોઇના આપેલા મળતા નથી પણ ગુણવાન–ઉત્તમ પુરુષોનું અનુકરણ કરવાથી પ્રગટ થાય છે.

• • •

માનવી પોતે અવગુણી હોવા છતાં બીજાને પૈસા આપીને પણ તેની પાસેથી ગુણો ખરીદીને રાજી થાય છે.

• • •

પોતાની પ્રશંસા સાંભળવાના લોભથી માનવી અવગુણી આગળ પણ તેનાં ગુણી તરીકે વખાણ કરે છે.

• • •

કોઈ પણ વસ્તુમાં પોતાના અપ્રગટ ગુણો પ્રગટ થવા તે વિકાસ કહેવાય છે અને ગુણોનું ઢંકાઇ જવું તે વિનાશ કહેવાય છે.

• • •

હૃદયની પવિત્રતા, સરળતા, સજ્જનતા, સુશીલતા, સદાચાર અને નિર્વિકારતા આદિ ગુણોને લઇને જ માનવી ગુણી કહેવાય છે, પણ એનાથી વિપરીત અપવિત્રતા, કુટિલતા, દુર્જનતા, દુરાચાર અને ક્ષુદ્ર વાસના આદિ દુર્ગુણોના વાસમાં સંગીત, સાહિત્ય, વિદ્યા, વાચાળતા આદિ કળાઓ હોવા છતાં પણ તે ગુણી કહેવાય નહિ પરંતુ તે હલકી કોટીનો ક્ષુદ્રાત્મા જ કહેવાય છે.

● ● ●

પૈસાવાળાની કદર કરનાર કરતાં ગુણવાનની કદર કરનારમાં સારું ડહાપણ હોય છે.

● ● ●

સરળ હૃદયથી વિશ્વાસ રાખી સાચું કહેનાર તથા વર્તનારને તુચ્છ સ્વાર્થ માટે કાવાદાવા કરી જનતામાં હલકો ચિતરનારમાં હોંશિયારી નથી પણ મૂર્ખતા તથા દુર્જનતા જ હોય છે.

● ● ●

પોતાની પ્રિય વસ્તુને વખોડી હલકી પાડનાર ઉપર અણગમો આવીને મન દુખાતું હોય તો બીજાની પ્રિય વસ્તુને વખોડતાં પહેલાં વિચાર કરી લેવો; કારણ કે સહુ કોઇને પોતાની પ્રિય માનેલી-વસ્તુની પ્રશંસા જ ગમે છે.

● ● ●

ક્ષુદ્ર સ્વાર્થ સાધવા બીજાની સરળતાનો દુરુપયોગ કરનારમાં સજ્જનતાની છાયા સરખી હોતી નથી.

● ● ●

ઉત્તમ પુરુષોના વાણી, વિચાર તથા વર્તનના અંકુશ વગરના માનવીમાં માણસાઇ ન હોવાથી ઉત્તમ જીવન બનાવી શકતો નથી. કષાય તથા વિષયથી વિકૃત થયેલી મનોવૃત્તિ અપવિત્ર કહેવાય છે.

● ● ●

નિઃસ્વાર્થ સ્નેહમાં જ પવિત્રતા રહેલી છે, કારણ કે સ્વાર્થગર્ભિત સ્નેહ માનસિક પવિત્રતાનો સંપૂર્ણ બાધક છે.

● ● ●

નિરોગી પુરુષો સિવાય જગતમાં કોઇ પણ નિરાશ્રિત રહીને સુખશાંતિ મેળવી શકતું નથી.

● ● ●

જન્મથી મરણ પર્યંતના જીવનની બધી ય જરૂરિયાતો સ્વાધીનપણે પૂરી પડતી નથી, પરની જરૂર પડે છે માટે જ માનવીઓ ઓળખાણ તથા સ્નેહને ઘણાં જ અગત્યનાં ગણે છે.

● ● ●

દુનિયામાં માણસો તો ઘણા નજરે પડે છે, પણ જેની આકૃતિની મનોવૃત્તિમાં છાપ પડી હોય તેની જ ઓળખાણ રહે છે.

● ● ●

મનગમતી વસ્તુ તથા વ્યક્તિમાં અણગમો ઉત્પન્ન કરવા કોઇ તુચ્છ પ્રકૃતિવાળો દુર્બુદ્ધિનો ઉપયોગ કરે તો ડાહ્યા માણસે તેનો આદર કરવો નહિ પણ અનાદર કરવો, જેથી દુર્જનોને ઉત્તેજન મળતું અટકી પડશે.

● ● ●

જીવનમાં સુખ, શાંતિ તથા આનંદને આશ્રય આપવા પૂરતી જ સરળતા રાખવી ઉચિત છે, પણ આપત્તિ–વિપત્તિ તથા અશાંતિપ્રવેશને સરળ બનાવી આપવા માટે તો સરળતાનો કિંચિત્ માત્ર પણ આદર કરવાની જરૂર નથી.

● ● ●

પોતાની પ્રકૃતિને પાલવતું હોય તેવાનો જ સહવાસ કરવો, નહિ તો જીવન દુઃખ-કલેશમય બનશે.

● ● ●

જીવવાનું ધ્યેય નક્કી કરીને બહુ જ ડહાપણપૂર્વક જીવનવ્યવસ્થા ઘડી નાખો, નહિ તો અવ્યવસ્થિત જીવનમાં સુખ, શાંતિ કે સંતોષ નહિ મેળવી શકો તેમ જ આત્મહિત પણ નહિ કરી શકો.

● ● ●

બીજાના અભિપ્રાયમાં ભળવા પોતાનો અભિપ્રાય બદલાતાં પહેલાં સદ્બુદ્ધિ વાપરી સારી રીતે વિચારી લેવાની જરૂર છે. વૈષયિક વૃત્તિઓ યોજવાના હેતુથી પવિત્ર ધર્મશાસ્ત્રોનો ઉપયોગ કરનાર પવિત્ર પુરુષોને કલંકિત કરી પોતાના આત્માને અધોગતિમાં હડસેલી મૂકવાનું સાહસ કરે છે.

● ● ●

જ્ઞાનામૃતના પિપાસુને વિષય–વિષમિશ્રિત જ્ઞાનામૃત પાવું તે આત્મઘાતી, ભાવહિંસકનું કામ છે.

● ● ●

જલોદર, ભગંદર, ક્ષય જેવા મહાન્ વ્યાધિઓથી પણ કષાય તથા વિષયનો વ્યાધિ ઘણો જ ભયંકર તથા હાનિકારક છે, કારણ કે જલોદર આદિ વ્યાધિઓથી તો કેવળ ક્ષણવિનશ્વર દેહનો નાશ થાય છે પણ કષાય–વિષયના વ્યાધિથી આત્માના જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિ ગુણોનો નાશ થાય છે.

● ● ●

ચૈતન્ય હોય કે જડ હોય, કોઈ પણ વસ્તુની ચાહના કરતાં પહેલાં સાચી રીતે જાણી લેવું જોઈએ કે તે આત્મશુદ્ધિમાં કેટલું ઉપયોગી છે. જો તેનાથી આત્મા અશુદ્ધ, અપવિત્ર બનતો હોય તો તેવી વસ્તુની રુચિમાં જ અશ્રેય છે.

● ● ●

સંસારમાં કેવળ આત્મવિકાસનું જ કાર્ય એવું છે કે જેમાં પરાધીનતાને અંશમાત્ર પણ અવકાશ નથી. તે સિવાયના કાર્ય માત્રમાં તો જગત પરાધીનતાની બેડીમાં જકડાઈ રહ્યું છે.

● ● ●

સમજીને કે સમજ્યા વગર પણ પોતાનો સ્વાર્થ સરતો જણાય તો જ માનવી બીજાના કહેવા પ્રમાણે માનવાને અને કરવાને તૈયાર થઈ જાય છે–ચાહે પછી કહેનાર ક્ષુદ્ર વાસના પોષવા જાળ જ કેમ ન પાથરતો હોય.

● ● ●

કોઇ અનુભવી ભોમિયો તમને અવળી દિશામાં જતાં જોઇને પૂછે કે-ક્યાં જવું છે? અને તમે તમારું ધ્યેય જણાવ્યા પછી તમને સવળી દિશાનું ભાન કરાવે તો-આ બધા ય જનારા મૂર્ખ છે-અવળી દિશામાં પ્રયાણ કરનારાઓ તરફ આંગળી ચીંધીને તેનો અનાદર કરશો નહિ, પણ પ્રયાણની દિશા બદલજો.

નામઠામનો નિશ્ચય કર્યા વગર એક ડગલું પણ ભરશો નહિ; કારણ કે અનિશ્ચિત પ્રયાણથી ભૂલા પડશો તો ભોમિયો પણ માર્ગ નહિ બતાવી શકે.

અવગુણી, આડંબરપ્રિય અજ્ઞાની જનતાથી જ માન મેળવી શકે છે કે જેમાં અવગુણો ઊઘાડા થતાં તિરસ્કારનો ભય રહેલો હોય છે, પણ સાચો ગુણવાન પોતાના આત્મા તથા ઉત્તમોત્તમ પવિત્ર જ્ઞાની પુરુષોના તરફથી આદરસત્કાર મેળવે છે અને તેમાં કોઈ પણ કાળે તિરસ્કારની છાયા સરખી પણ હોતી નથી.

અવગુણી માયાવીપણે જનતામાં ગુણીપણાનો ભ્રમ ઉત્પન્ન કરીને ગમે તેટલો આદરસત્કાર તથા માન-મોટાઇ મેળવી ખુશી મનાવે તો પણ તેના હૃદયમાં તો તેટલો આનંદ, શાંતિ કે સંતોષ હોતો નથી કે જેટલો આનંદ અને શાંતિ, સંતોષ જનતાના આદરસત્કારની પરવા ન રાખનાર આત્માર્થી સાચા ગુણવાનમાં હોય છે.

સાચા ગુણવાનનો આત્મા બળવાન હોવાથી તેના ઉપર અવગુણીનો પ્રભાવ પડી શકતો નથી. તેમ જ સદ્ગુણીને અપકીર્તિ પણ ભયભીત કરી શકતી નથી.

અવગુણી ગુણવાનની કદર કરતો નથી તો પણ ગુણનો તો તિરસ્કાર કરી શકતો જ નથી, અને તેનાથી નિરંતર દબાયેલો જ રહે છે.

સાચા ગુણવાનનું જીવન સુખ-શાંતિમય હોય છે ત્યારે (ગુણાભાસ) કહેવાતા ગુણવાનના જીવનમાં અશાંતિ, ચિંતા તથા ઉદ્વેગનું મિશ્રણ હોય છે.

ગુણોનો સંગ્રહ કરનાર ભય-ક્લેશ તથા શોક-સંતાપથી મુક્ત હોય છે.

અવગુણોના પક્ષપાતી અવગુણોને જ ગુણ તરીકે મનાવવા પ્રયાસ કરે છે; કારણ કે જગત ગુણીનો જ આદર કરે છે.

કેટલાક માનવી ગુણોને ઓળખે છે અને તે તેમને ઘણા જ ગમે છે તો પણ અવગુણને છોડીને ગુણોનો સહવાસ કરવો ગમતો નથી.

અજ્ઞાની જનતાને આશ્ચર્ય ઉત્પન્ન કરી આકર્ષણ કરે તેવા રૂપ-વય-કળા તથા ધન-સંપત્તિવાળાનો સ્નેહ મેળવીને જનતાને દેખાડવાને માનવી જેટલો ઉદ્યમી અને ઉત્સાહી રહે

છે તેટલો જ જપ, તપ તથા સંયમ આદિથી પવિત્ર બનેલા પુરુષનો રાગી બની તેમની આચરણા આદરીને જનતાને દેખાડવાને નિરુદ્યમી બને છે એ જ તેની મૂઢતા સૂચવે છે. સંસાર એક પ્રકારનું મ્યુઝીયમ છે. તેમાંની વૈષયિક વસ્તુઓના તમે દ્રષ્ટા છો પણ ભોક્તા નથી; કારણ કે તે તમારી વસ્તુ નથી છતાં મમતા કરીને ભોક્તા થવાનું સાહસ કરશો તો તમે કુદરતના અપરાધી બનવાની સજાનું પાત્ર બનશો.

● ● ●

રાગવાળી વસ્તુઓનો નિરંતર સંયોગ બન્યો રહેતો નથી તો ય મનોવૃત્તિમાં આલેખાયેલી તેની આકૃતિઓનો ઉપયોગમાં લઇને માનવી સંતોષ માને છે.

● ● ●

ઇર્ષ્યાના રોગથી હૃદયદાહ થતો હોય, બીજાની નિંદા તથા માઠા ચિંતવનથી માથું ચઢી જતું હોય, કામવાસનાથી તાણ આવતી હોય, કષાયથી મૃગિવાયુનો પ્રકોપ થતો હોય તો વીતરાગ પ્રભુના વચનરૂપ ઔષધનું સેવન કરશો તો જલદી આરામ થઇ જશે અને ભાવ-રોગોથી મુક્ત થઇને શાશ્વતી આરોગ્યતા મેળવશો.

● ● ●

અશુભ વિચારોની આંકડી આવે ત્યારે જ્ઞાની પુરુષોના વચનની ફાકી લેશો એટલે ચૂંક આવતી તરત અટકી જશે. ઉત્તમ પુરુષોના વાણી, વિચાર તથા વર્તનરૂપ ઔષધને વાપરીને નીરોગી બનવા તરફ લક્ષ આપશો; કારણ કે જીવન નીરોગી બનાવ્યા સિવાય આત્માનો ભાવરોગ મટશે નહિ.

● ● ●

સાદાઇ અને સત્યતા જીવનમાંથી શોક, સંતાપ, ભય તથા ક્લેશનો કચરો કાઢી નાખીને તેને સ્વચ્છ બનાવે છે.

● ● ●

અવળે માર્ગે ચઢી જઇને અથડાતા અણુજાણને સન્માર્ગ બતાવી સુખી કરવાની સદ્-બુદ્ધિ હોય તો નિઃસ્વાર્થ વૃત્તિથી અનુભવગમ્ય સાચું અને સાદું બોલીને સ્વ–પરનું હિત સાધો, પણ માત્ર બોલેલું સાંભળીને કે લખેલું વાંચીને મિથ્યાભિમાન પોષવાને ન સમજાય તેવી શબ્દાડંબરવાળી ભાષા બોલીને કે લખીને ફૂલાશો તો અસત્ પુરુષોના માર્ગને આવ-કારીને શ્રેયનો માર્ગ ચૂકી જશો.

● ● ●

વર્તન સવાયના અનુભવ વાણીવિલાસથી કોઇની પણ આત્મશુદ્ધિ થઈ શકતી નથી, પણ ક્ષુદ્ર સ્વાર્થસિદ્ધિ થઇ શકે છે.

● ●

પોતે આદરીને અનુભવ મેળવ્યા સિવાય બુદ્ધિથી વસ્તુને વલોવી શકે પણ સાચા તત્ત્વ-રૂપ માખણને કાઢી શકતા નથી, પરંતુ દૂધ ઉપર વળેલા ફીણના જેવા તત્ત્વાભાસને જ માખણ કહીને અણુસમજુને સંતોષે છે.

● ● ●

આત્મવિકાસની ઇચ્છાવાળો કોઈની પણ વાગૂજાળમાં ફસાતો નથી, પણ સદાચારી સરળ આત્મા દાસ બને છે. વિલાસી પોતાના વિચારોને સમજીને કરનારના અસદ્વર્તનની ઉપેક્ષા કરીને કેવળ તેના વચનોનો અનાદર કરી તેનું બહુમાન જાળવે છે અને તેની વાસનાઓને પોષે છે.

• • •

વિલાસના તાંતણાથી વણાયેલું જીવન–દોરડું આત્માને ભવના કૂવામાંથી બહાર કાઢી શકતું નથી.

• • •

ઘણાખરા માનવીને પોતે આદરેલી અવળી પ્રવૃત્તિને પણ યથાર્થપણાનું પ્રોત્સાહન મેળવવા પોતે માનેલા પ્રવીણ-માણસો પાસેથી સમ્મતિ મેળવીને સંતોષ માને છે.

• • •

સ્વાર્થના અંગે માનવીને અહિતકારી પણ ગમતું કહેવામાં શત્રુતા સચવાય છે અને નિઃસ્વાર્થપણે હિતકારી પણ અણગમતું કહેવાથી મિત્રતા ઝળકે છે.

• • •

અજ્ઞાનતાથી માનવી બીજાના કરતાં વધારે માયાની જાળ ગૂંથીને મિથ્યાભિમાની ફૂલાય છે, તેમાં જરા ય ડહાપણ પણ હોતું નથી છતાં પોતાને ઘણો જ બુદ્ધિશાળી માને છે.

• • •

મોતથી બચી જાણનાર જ બીજાને મોતથી બચાવી શકે છે, તે સિવાય તો મોતની જાળમાં ફસાવી શકે છે.

• • •

આત્માની સગાઇ રાખનાર પ્રભુને જલ્દી મેળવી શકે છે.

• • •

સાચી રીતે વિચાર કરશો તો સંસારમાં બધા જડસ્વરૂપ દેહ તથા ધનસંપત્તિના સગા છે પણ આત્માનું સગું કોઇ નથી. એટલે જ રૂપ તથા વયહીન થતાં કોઇ પણ સામું જોતું નથી.

• • •

જન્મવું કે મરવું તો ઘણું જ સહેલું કામ છે કે જે સંસારવાસી દરેક કરી શકે છે; પણ અમર બનવું ઘણું જ કઠણ છે જે કોઇક જ ઉત્તમ આત્મા પ્રાપ્ત કરી શકે છે.

• • •

નિઃસ્વાર્થ વૃત્તિથી કોઇ નમીને ચાલે તો તેને હલકો સમજી તેનો તિરસ્કાર કરવાની ભૂલ કરશો નહિ; કારણ કે નમ્રતા ધારણ કરનાર ગુણી છે માટે તેનું અપમાન કરવાથી તમે જ હલકા માણસોની પંક્તિમાં ભળવા લાયક બનશો.

• • •

કોઇ પણ પ્રકારના સ્વાર્થ સિવાય કોઈ કોઇનું કહેવું માનતું નથી માટે 'મારું કહેવું બધા માને છે તેથી હું કાંઇક છું' એમ ધારીને ફૂલાશો તો મૂર્ખા બનશો.

• • •

તમારી આજ્ઞા બીજા ન માને તો તેમના ઉપર ગુસ્સે થઇને અપશબ્દોથી તેમનું અપમાન કરશો નહિ, કારણ કે તમારું પુન્ય કાચું છે એટલે તમારું કહેવું કોઈ પણ માનશે નહિ.

પૌદ્ગલિક સુખ ભોગવવાની લાલચથી સંસારમાં પડી રહેવાની ઇચ્છાવાળાએ પુન્યનો સારી રીતે સંગ્રહ કરવાની જરૂર છે, કારણ કે પુન્ય વગર સંસારમાં પડી રહેવું નકામું છે.

વૈષયિક વૃત્તિઓ પોષવાના ઈરાદાથી દેહને વાપરવા આત્માએ પોતાનું કીંમતી માનવ જીવન ન આપતા પોતાની જ્ઞાનાદિ સંપત્તિ મેળવવા માટે તેનો ઉપયોગ કરવો જોઇએ.

દેહાધ્યાસી જીવ માને છે કે દરેક જીવનમાં દેહને બીજા દેહે કરેલા અપરાધોની સજા પોતાને ભોગવવી પડે છે માટે જ તે પોતે કરેલા અપરાધોની સજા પોતાને ભોગવવી નહિ પડે એમ જાણીને જ નિઃસંકોચપણે વધારે અપરાધો કરે છે. એ જ માનવીની અજ્ઞાનતા છે, કારણ કે દેહ તો જડ છે, તે અપરાધ કરવામાં અને સજા ભોગવવામાં નિમિત્ત માત્ર છે; પણ કર્તા તથા ભોક્તા તો જીવ છે કે જેનો નાશ નથી થતો અને અજ્ઞાનતાથી અસહ્ય અનંતા દુઃખ અનંતા ભવમાં ભટકીને ભોગવી રહ્યો છે.

જ્યાં સુધી તમે દેહ દ્વારા અપરાધો કરવાથી અટકશો નહિ ત્યાં સુધી તમે કર્મોની પરાધીનતામાંથી છૂટશો નહિ.

વર્તમાન માનવદેહથી થયેલા અપરાધોની સજા વર્તમાન દેહથી જ ભોગવી લેજો, પણ નિરપરાધી ભાવી જીવનના દેહને સજાનું પાત્ર બનાવશો નહિ; નહિ તો અન્યાયી બની શુદ્ધાત્માઓની પંક્તિમાં બેસવાનો અધિકાર ખોઇ બેસશો.

કોઇ પણ વસ્તુ કે વ્યક્તિની પ્રકૃતિ ન ગમે તો દિશા બદલો, પણ અણગમાથી મનને શોક સંતાપવાળું બનાવશો નહિ.

જીવનમાં ઉપયોગી અને સંબંધ ધરાવનાર બાબતો અને પ્રસંગો માટે જ તસ્દી લેશો, પણ પારકી અને નિરુપયોગી બાબતો અને પ્રસંગોનો સંકલ્પ કરીને મનને ડુલાવશો નહિ.

સ્વાર્થીપણે સહવાસ કરવાની ઇચ્છા રાખનાર હલકા હૃદયવાળાને ખોટું લાગવાનો ભય છોડી દઇને ચોખ્ખી ના પાડશો તો જ નિશ્ચિત જીવી શકશો, નહિ તો જીવન ચિંતા, શોક તથા ઉદ્વેગવાળું બનાવશો.

નબળા માણસોના વાણી, વિચાર તથા વર્તનનો વિરોધ કરીને તેની દાક્ષિણ્યતા ન રાખતાં તેના સહવાસથી વેગળા રહેશો તો જ સુખે જીવીને શ્રેય સાધી શકશો, નહિં તો કીમતી જીવન કોડીનું બનાવશો.

• • •

અપરાધીઓનું માનસ અપરાધોથી મેલું હોવાથી બીજાના મનને ઊજળું બનાવી જીવન નિરપરાધી બનાવી શકતા નથી; છતાં પણ તેઓ અન્યને નિરપરાધી બનાવવાનો ડોળ કરી અજ્ઞ જનતાને ઠગે છે.

• • •

પોતાનું જીવન બીજાને આદરણીય બનાવી શકાય તેવા મહાપુરુષોના સહવાસની ઇચ્છા રાખવી.

• • •

તુચ્છ હૃદયવાળા હલકા માણસના પડછાયામાં પણ તુચ્છતા તથા હલકાઇ રહેલી છે, તે જો દેહ ઉપર પડી જાય તો પણ જીવન તુચ્છ તથા હલકું બનાવે છે, માટે ઉત્તમ જીવન જીવનારે તેનો પડછાયો પણ પોતાના દેહ ઉપર ન પડવા દેવો જોઈએ, તો પછી તેવાનો સહવાસ જ ક્યાંથી હોઇ શકે?

• • •

ખોટું ન લગાડવાની દાક્ષિણ્યતાથી હલકા માણસના વિચાર તથા વર્તનનો આદર કરવો તે આપત્તિને નોતરવા જેવું છે.

• • •

ક્ષુદ્ર માનસ ક્ષુદ્ર હોવાથી સહવાસીના જીવનને ક્ષુદ્ર બનાવે છે.

• • •

પરસ્પર અણગમતું વર્તન સ્નેહની સાંકળના અંકોડા છૂટા પાડે છે.

• • •

જે હૃદયને ન ગમે તેની ઉપેક્ષા કરવામાં જ શાંતિ છે, છતાં દાક્ષિણ્યતાથી સ્વીકારશો તો મનમાં કચવાટ રહ્યા કરશે.

• • •

અસ્થિર મનવાળા હૃદયવિહોણા હોય છે. તેમના સ્નેહમાં શ્રધ્ધા રાખનાર પરિણામે ક્લેશ તથા સંતાપનું પાત્ર બને છે.

• • •

સાચો પ્રેમ હોય તો પાષાણની પ્રતિમા પણ પ્રભુસ્વરૂપે જણાય છે અને સ્વાર્થગર્ભિત ડોળ માત્ર હોય તો સાક્ષાત્ પ્રભુ પણ તુચ્છ ભાસે છે.

• • •

સ્વપરના કલ્યાણની સાચી કામનાથી કર્તવ્યપરાયણની અકર્મણ્યપણે કડવી ટીકા કરવી તે ક્ષુદ્રાત્માનું લક્ષણ છે.

• • •

દેશ–કાળના જાણુ સમર્થ મહાપુરુષોના હિતાવહ વચનોમાં દોષ બતાવી જનતામાં પંડિતાઈનું મિથ્યાભિમાન રાખનાર મૂર્ખશિરોમણી હોય છે; માટે શ્રેયાર્થી પુરુષો એવાના કથનમાં વિશ્વાસ રાખતા નથી.

● ● ●

તમને ગમતું પોતાને ન મળે પણ બીજાને મળે તો અદેખાઇથી દુઃખી થઇ વખોડશો નહિ; પણ પ્રસન્ન ચિત્તથી વખાણશો.

● ● ●

તમે પોતે જીવવાને માટે કાળજી રાખી જેટલો પ્રયાસ કરો છો તેટલો જ કાળજીપૂર્વક બીજાને જીવાડવાનો પ્રયાસ કરશો તો જ તમારી ધારણા પાર પડશે; કારણ કે ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવને પણ પોતાનું જીવન પ્રિય હોવાથી તે તેને છોડવું ગમતું નથી.

● ● ●

શરીરને રૂપાળું તથા સુંદર–આકર્ષક બનાવવાને જેટલા પ્રેમથી વસ્ત્ર, ઘરેણાં આદિ જડ વસ્તુઓને ચાહો છો તેટલા જ પ્રેમથી આત્માને સુંદર, રૂપાળો અને આકર્ષક બનાવવાને માટે જો પરમ પવિત્ર શુદ્ધાત્માને ચાહો તો તમે સાચી રીતે સુંદરતા આદિ મેળવી શકશો.

● ● ●

પારકું ઉછીનું લઇને બીજાને આપવા કરતાં તમે અનુભવજન્ય થોડુંક પણ પોતાનું આપશો તો સ્વપરનું કલ્યાણ સારી રીતે કરી શકશો, કારણ કે પારકી વસ્તુને પોતાની જણાવનારમાં મિથ્યાભિમાન તથા વાસના પોષવાની લાલસા હોવાથી શ્રેય કરી શકતો નથી.

● ● ●

જનતાને અણસમજુ સમજીને જ કેટલાક બુદ્ધિમત્તા તથા જાણપણાનું મિથ્યાભિમાન પોષવા માટે નિષ્ક્રિયપણે કેવળ બોલવામાં અને લખવામાં પોતાનું ડહાપણ બતાવે છે, પણ જ્યાં સુધી તેઓ બોલેલું કે લખેલું વર્તનમાં નથી મૂકતા ત્યાં સુધી તેમનામાં ડહાપણનો અંશ પણ હોતો નથી; કારણ કે તેમની પ્રવૃત્તિથી સરળ માણસો એમના માર્ગથી વંચિત રહે છે.

● ● ●

જો તમારું બોલવું અને લખવું સારું અને સાચું હોય તો તમે તે પ્રમાણે વર્તીને સારું ફળ મેળવી બતાવો એટલે જનતા પોતાની મેળે જ તમારા બોલ્યા વગર પણ તમારું અનુકરણ કરશે.

● ● ●

મળતી પ્રકૃતિવાળાની જ હૃદયભૂમિમાં સ્નેહના બીજ વાવશો તો ઊગી નીકળશે અને આનંદ તથા સુખનાં સુગંધી તથા મધુર પુષ્પ તથા ફળ આપશે. નિરાગી હૃદયમાં ‘મારું કોઇ નથી’ની ભાવના પરમ શાંતિ–સંતોષ આપનારી હોય છે, ત્યારે રાગી હૃદયમાં ‘મારું કોઇ નથી?’ની ભાવના પરમ દુઃખ, ક્લેશ તથા સંતાપ આપનારી થાય છે.

● ● ●

ઇચ્છિત વસ્તુ મેળવ્યા વગર પણ માનવી સંકલ્પ માત્રથી વસ્તુપ્રાપ્તિ માની સંતોષ ધારણ કરી શકે છે અને એટલા માટે જ શાંતિથી જીવી શકે છે. સંસારમાં પૂન્યની ઓછાશવાળા માનવીઓના જીવન એવી જ રીતે પસાર થાય છે.

● ● ●

માનવી તુચ્છ સ્વાર્થ માટે સમતા—સભ્યતા—નમ્રતા આદિ ગુણોનો દેખાવ કરે છે તેટલો આત્મહિત માટે આદર કરે તો સાચી રીતે આત્મિક ગુણો મેળવીને સારો આત્મવિકાસ સાધી શકે છે.

● ● ●

સ્વાર્થી દુનિયામાં ભલું કહેવડાવવાની ભાવના ન હોય તો કોઇ કોઇનું ભલું કરે નહિ.

● ● ●

નિર્દોષ કોઇનો પણ દોષ કાઢે નહિ અને પરનો દોષ કાઢનાર નિર્દોષ હોઈ શકે નહિ.

● ● ●

પોતાની સ્વાર્થસિદ્ધિમાં આડા આવનારને જનતામાં હલકો પાડવા દ્વેષબુધ્ધિથી તેના છતા—અછતા દોષો કહી દેખાડવા તે દુષ્ટ બુદ્ધિનું પરિણામ છે.

● ● ●

અણગમો કે ઇર્ષ્યા આદિના કારણથી જનતામાં બીજાને હલકો પાડવા પ્રયત્ન કરનાર પોતે જ હલકો પડે છે.

● ● ●

પરંતુ હિતાહિત ચિંતવવાથી ભાવનાનુસાર ફળ મળે છે, પણ પરવસ્તુના ભોગોપભોગનો સંકલ્પ માત્ર કરવાથી તે પ્રાપ્ત થતું નથી.

● ● ●

માનવીને શરીર, ઘર, વસ્ત્ર આદિની શુદ્ધિ ગમે છે પણ આત્મશુદ્ધિ ગમતી નથી, એ જ તેની અજ્ઞાનતા છે.

● ● ●

સ્નેહ કે લાગણી વગર દુઃખના અનુભવથી બીજાના દુઃખથી દુઃખી થઇને તેની સારસંભાળ લેવી તે ડહાપણ કહેવાય છે.

● ● ●

સુધારક બનવાની ઇચ્છા થવી તે સારી વાત છે, પણ શું સુધારવું છે તે પ્રથમ જાણી લઇને તેનો અભ્યાસ કરી પોતે તે પ્રમાણે સુધર્યા પછી જ બીજાને સુધારવાનો પ્રયાસ કરવો; નહિ તો ડાહ્યા માણસોમાં હાંસીનું પાત્ર બનશો.

● ● ●

સાચી નિષ્ઠાથી લોકહિતનું કાર્ય કરશો તો કદાચ લોક બદલો નહિ આપે તો યે કુદરત તો અવશ્ય બદલો આપશે જ; માટે બદલાની આશા રાખ્યા વગર જ લોકહિતમાં ઉદારતાથી જીવન વાપરવું. ચિરસ્થાયી સ્વાર્થ સધાતો હોય તો જ માનવ જીવનનો ઉપયોગ કરવો પણ ક્ષણિક સ્વાર્થ માટે જીવનને વેડફી નાખશો નહિ.

જે કાંઇ પ્રવૃત્તિ કરો તેમાં પરમાર્થને પ્રધાનતા આપશો તો જ કાંઇક સ્વાર્થ સાધી શકશો.

• • •

જો તમને મનગમતાં સાધન અને સંયોગ મળ્યાં હોય તો ભાન ભૂલીને બીજાની અવગણના કરતા નહિ; કારણ કે આવતી કાલે જ તમને અણગમતાં સાધન અને સંયોગ આવી મળનાર છે.

• • •

જો તમને બધાનો પ્રેમ જોઇતો હોય તો ગુણગ્રાહી બની બધાને ચાહતા શીખો.

• • •

તમને ગમતું હોય કે અણગમતું હોય, પણ કુદરતે જે કાંઇ આપ્યું હોય તેનો સ્વીકાર કરશો તો આવતી કાલે કુદરત તમને મનગમતી સગવડતા કરી આપશે.

• • •

જો તમને આદરસત્કાર ગમતો હોય તો બીજાનો આદરસત્કાર જોઇને દુઃખ ન માનશો.

• • •

બુદ્ધિનો દુરુપયોગ કરી, અણજાણોથી આદર મેળવી, ફૂલી જનારની કોડીની ય કીમત નથી, પણ સદ્બુદ્ધિથી સમજુ ડાહ્યા સજ્જનોથી આદર મેળવનાર જ પ્રશંસનીય હોઇ શકે છે.

• • •

ખોટું કહી ખોટ કાઢનાર તો ઘણા ય નીકળશે, પણ સાચું કરી બતાવનાર તો ભાગ્યે જ કોઇક નીકળશે.

• • •

ડહાપણ અને સદ્વર્તનમાં જરા ય અંતર નથી, માટે સદ્વર્તન વગર ડહાપણ હોઇ શકે જ નહિ.

• • •

સદ્વર્તન વગર વિદ્યા સદ્વિદ્યા થાય નહિ અને લોકહિત કરી શકાય નહિ.

• • •

આત્મજાગૃતિ વગરની જાગૃતિ અંતર્જગતમાં ગાઢતમ અંધકાર ફેલાવનારી છે.

• • •

તમે માત્ર લખેલું વાંચીને જાણકાર બનવા કરતાં લખનારના ભાવ વાંચીને જાણકાર બનવામાં લાભ મેળવી શકશો.

• • •

અશાંતિ અને સ્પૃહા બંનેનો ગાઢ સંબંધ છે. માટે જો અશાંતિનું આવવું બંધ કરવું હોય તો સ્પૃહાની સોબત છોડી દો.

• • •

માનવી મિથ્યાભિમાનનો આશ્રય છોડી દે તો પછી તેને ક્રોધનો આદર કરવાની જરૂર રહેતી નથી.

• • •

તમારે પોતાનો પ્રેમ કોઈને પણ આપવાની ઇચ્છા થાય તો પવિત્ર પુરુષોના ચરણે અર્પણ કરો.

● ● ●

રાગ એટલે તન્મય થઈ જવું માટે જ પ્રભુ ઉપર રાગ રાખ્યા વગર પ્રભુ બની શકાય નહિ.

● ● ●

જ્યાં સુધી તમને પોતાના દેહ ઉપર રાગ છે ત્યાં સુધી તમે વીતરાગ થઈ શકશો નહિ.

● ● ●

જ્યાં સુધી તમને પ્રભુને ગમતું સાચું અને સારું ન લાગે ત્યાં સુધી પોતાને ગમતું સાચું અને સારું માનવાની ભૂલ કરશો નહિ.

● ● ●

સાચું જ્ઞાન થયા વગર કેવળ પુસ્તકો વાંચવા માત્રથી દેહ તથા આત્માની ભિન્નતાની શ્રદ્ધા થતી નથી.

● ● ●

જીવને શરીર ઘણું જ વહાલું છે. શરીરને સારામાં સારી મનગમતી વસ્તુથી પોષીને જાળવી રાખેલ છે, છતાં છેવટે કાળ કોળિયો કરી જાય છે ત્યારે જીવ નિરાશ થઈને ચાલ્યો જાય છે.

● ● ●

જીવ માત્રને જીવાડવાની ઇચ્છા મૃત્યુને સીમાડે પહોંચાડે છે.

● ● ●

જીવવાની તીવ્ર ઇચ્છાથી સંપૂર્ણ મૃત્યુ થતું નથી.

● ● ●

જીવવાને માટે જેટલો પ્રયાસ કરાય છે તે મોતને પોષવાનો ઉપાય છે.

● ● ●

બીજાને આપવું છે દુઃખ અને લેવું છે સુખ, તે કોણ આપે?

● ● ●

સુખીની અને શ્રીમંતની સહુ કોઈ ઈર્ષ્યા કરે છે, પણ દુઃખીની અને કંગાળની કોઇ પણ અદેખાઈ કરતું નથી.

● ● ●

બીજાનું સુખ પડાવી લેવાને સહુ કોઈ પ્રયાસ કરે છે; પણ દુઃખની કોઇ પણ દરકાર રાખતું નથી.

● ● ●

એક બીજાની વાણી, વિચાર તથા વર્તન મનગમતાં હોય તો જ તેમની વચ્ચે સ્નેહની સંધી થઇ શકે છે.

● ● ●

માનવીઓના જીવનપ્રવાહનું ભેગા મળીને એક જ દિશામાં વહેવું તે સ્નેહ કહેવાય છે.

●

વિષયાસક્તિ વગરનો સ્નેહ આત્મા પ્રત્યે જ હોઈ શકે છે.

●

જે સ્નેહ, પ્રેમ અથવા તો રાગમાં પાંચે ઇંદ્રિયોની વિષયાસક્તિનો અભાવ હોય તે જ સ્નેહ, પ્રેમ, રાગ પવિત્ર કહેવાય છે.

●

રાગ કર્મનો વિકાર હોવાથી જ પવિત્ર હોય તો પણ સંપૂર્ણ વિકાસનો તો બાધક જ છે.

●

તમને શું ગમે છે તે પહેલાં નક્કી કરો, અને તે પછી જ તેને મેળવવા પ્રયાસ કરો; નહિ તો આવતી કાલે તમને અણગમો થશે તો તમારો પરિશ્રમ નિષ્ફળ જશે અને ચિત્ત ક્લેશથી વાસિત થશે.

●

બીજાની પાસેથી આદરસત્કાર તથા માન, મોટાઇ મેળવવાની લાલસાથી બીજાને ગમે તેવું બોલનાર તથા લખનાર માનવી પૈસા મેળવવાની ચાહનાથી શેઠની ખુશામત કરીને તેને ગમે તેવું વર્તન રાખનાર હલકા નોકર જેવો છે.

●

કેવળ કળાકૌશલ્યથી માનવીઓને રંજિત કરનાર સ્વપરનું કલ્યાણ કરી શકતો નથી.

●

સ્વયંપ્રકાશી સૂર્યની જેમ વિકાસી આત્મા જ માનવસૃષ્ટિના અંતરમાં બોધનું અજવાળું કરી શકે છે.

●

જીવવાનું સાધન મેળવવા પૂરતી જ ઇચ્છા રાખનારને કાવાદાવા કરવાની જરૂર રહેતી નથી.

●

મહાપુરુષોને તો પરમાર્થ જ સ્વાર્થ હોય છે.

●

સ્વાર્થનો ભોગ આપીને પણ જનકલ્યાણની પ્રવૃત્તિ આદરનાર સત્પુરુષ કહેવાય છે.

●

લોકહિતના દેખાવ માત્રની પ્રવૃત્તિને ક્ષુદ્ર વાસના પોષવાની જાળ બનાવનાર, ભોળાં હરણાં ફસાવવા સંગીત ગાનાર પારધિ જેવો છે.

●

કીર્તિના લોભીની દશા ઘણી જ કંગાળ હોય છે.

●

વિષયાસક્ત માણુસ આધ્યાત્મિક વાતો કરવા માત્રથી જ્ઞાનીઓની પંક્તિમાં ભળી શકતો નથી.

●

આત્માને ઓળખનાર કર્માધીન આત્માને દોષિત માનતો નથી.

● ● ●

હું જ સાચું જાણું છું એમ બીજાને જણાવવા વાચાળતાનો ઉપયોગ કરનાર આત્માને ઓળખી શકતો-જ નથી.

● ● ●

આપત્તિ, વિપત્તિના સંઘર્ષણુ વગર જીવન તેજોમય બની શકતું નથી.

● ● ●

સારું સારું ખાઇ–પીને ખુશી થવું અને મોત આવે ત્યારે મરી જવું એટલા માત્રથી માનવ જીવનની સફળતા થઇ શકતી નથી, પણ પોતાના જીવનને પ્રગતિશીલ બનાવી બીજાના જીવનને ઉજ્જવળ, પવિત્ર બનાવવા વ્યવસાયી જીવન સફળ કહી શકાય છે.

● ● ●

દુનિયાની મુસાફરી માટે બધી દિશાઓ ખુલ્લી છે, માટે જેને જે ગમે તે દિશામાં મુસાફરી કરી શકે છે.

● ● ●

સ્વાર્થ પૂરતી જ સેવા તથા સત્કાર કરનાર ઉત્તમ પુરુષની પંક્તિમાં ભળવા લાયક નથી.

● ● ●

કોઈ પણ પ્રકારના બદલાની આશા રાખી સેવા કરનાર સેવાભાવી કહી શકાય નહિ.

● ● ●

દાંભિકના અમર્યાદિત આદર, સત્કાર અને પ્રશંસા કરતાં, સરળનો સામાન્ય માત્ર આવકાર કરોડગણો ચઢિયાતો છે.

● ● ●

યોગ્યતા તથા ગુણ વગરની મોટાઇથી ભારે મરનાર ચંદનનો ભાર વહેનાર ખર જેવો છે.

● ● ●

ઉદાસ જીવન અને ઉદાર હૃદયવાળો નિર્ધન માણુસ પણ શ્રીમંત અને પરમ સુખી છે, ત્યારે અધમ જીવન તથા કંજુસ હૃદયવાળો માણુસ શ્રીમંત હોવા છતાં પણ કંગાળ અને પરમ દુઃખી છે.

● ● ●

માણુસાઇથી માનવ જીવનનો વિકાસ સાધી મુક્તિ મેળવી શકાય છે.

● ● ●

માનવીની બીજી બધી સંપત્તિ કરતાં માણુસાઇ સાચી સંપત્તિ છે.

● ● ●

ભૂતકાળને ભુલાવી આશાલતાને નવપલ્લવ બનાવવા નવા વર્ષની શરૂઆત થાય છે.

● ● ●

સ્નેહના શિખરથી ઝરણાં ઝર્યા વગર માનવીઓના જીવનપ્રવાહોનો સંગમ થઇ શકતો નથી

● ● ●

દુર્બુદ્ધિથી બીજાની ધન–સંપત્તિનો દુરુપયોગ કરનાર કરતાં બીજાના સરળ અને પવિત્ર જીવનને મલિન બનાવનાર વધારે અપરાધી હોવાથી અધમતમ જીવન જીવનાર કહી શકાય છે.

• • •

હિતબુદ્ધિમાં કોઈ પણ પ્રકારની વાસનાને સ્થાન હોતું જ નથી.

• • •

સ્વાર્થ સધાતો હોય તો જ ક્ષુદ્ર માનવી પરસ્પર સ્નેહ તથા મૈત્રીની જોડીને જાળવી શકે છે.

• • •

અધમ કૃત્યોના અંગે પોતાના જ આત્માથી તિરસ્કાર પામેલો માનવી અજ્ઞાનીઓના આદરસત્કારથી ભલે ગમે તેટલો ગર્વિષ્ઠ બને તો ય તેના આત્મામાં તો અપ્રસન્નતા તથા અશાંતિ રહેવાની જ.

• • •

આત્માનું અહિત કરી માન, પ્રતિષ્ઠા કે કીર્તિ મેળવનાર માનવ જીવનનો અનાદર કરે છે, માટે જ તે પ્રભુના વચનનો આદર કરતો નથી.

• • •

માનવ જીવનમાં મૂંઝવતા અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે, પણ માનવી પોતાની બુદ્ધિથી તેનો ઊકેલ લાવીને મૂંઝવણ દૂર કરે છે.

• • •

દાંત, શાંત તથા ક્ષમાશીલનું જીવન અમૃત જેવું મીઠું હોય છે, તેથી જનતા પોતાના જીવનમાં તેનો ઉપયોગ કરીને કડવાશ કાઢી નાંખી અમૃતમય જીવન બનાવે છે.

• • •

માનવ જીવન પવિત્ર બનાવવા માટે એક બીજાના વિચારો લેવા–દેવાની અત્યંત આવશ્યકતા છે, પણ તેમાં વાસના, સ્વાર્થ તથા અપવિત્રતા અંશ માત્ર પણ ન ભળવાં જોઈએ



## બોધસુધા

(૮૩)

વીતરાગની ઉપાસના વીતરાગ બનવાને માટે છે, કર્મોથી છૂટી જઈને નિત્ય સુખ મેળવવા માટે છે.

તમારી આર્થિક તથા શારીરિક શક્તિ સારી હોય તો દીનદુઃખીનો ઉદ્ધાર કરો.

તમારાથી સારું ન બની શકતું હોય તો જે સારું કરતા હોય તેમને જોઈને ખુશી થાઓ.

વસ્તુ માત્રમાં ગુણ અને અવગુણ બંને રહેલા છે, સર્વથા ગુણી કે સર્વથા અવગુણી જેવી કોઈ પણ વસ્તુ નથી. એકને એક વસ્તુ અવગુણ કરે છે ત્યારે તે જ વસ્તુ બીજાને ગુણ કરે છે, માટે કોઈ પણ વસ્તુને ખરાબ કહીને નિંદશો નહીં.

તમે ફેશનમાં ફસાઈ જઈને એવો ઉદ્ભટ વેશ ન ધારણ કરો કે જેને જોઈને તમારો પિતા, પુત્ર કે ભાઈ, માતા, પુત્રી કે બહેન પોતાનું મન બગાડીને અપરાધી બને.

સારા વિચારો વિચારવાની ટેવ પાડશો તો પછી તમને સારું કરતાં મુશ્કેલી નહીં પડે.

દુનિયાના દરેક પ્રદેશમાં પ્રસિદ્ધિ મેળવવી હોય તો પ્રભુમય બની જાઓ, કારણ કે વિશ્વવ્યાપી પ્રસિદ્ધિ પ્રભુ સિવાય બીજો કોઈ પણ મેળવી શકતો નથી.

ત્યાગ ન બની શકે તો વિરક્ત થાઓ, ભલે ત્યાગી ન થાઓ; કારણ કે વૈરાગ્ય અંદરનો ત્યાગ છે અને ત્યાગ બહારનો ત્યાગ છે.

મન સુંદર બનાવો, પછી તમને બધું ય સુંદર લાગશે.

જ્યાં પ્રેમ છે ત્યાં જ દયા છે. દયા પ્રેમ વગર રહી શકતી નથી.

દુનિયાની વાડીના ફૂલોમાંથી ભમરાની જેમ મીઠાશ લઈ લો અને કડવાશ છોડી દો, એટલે તમે સઘળાને મીઠા લાગશો.

જે વસ્તુ ઉપર તમારો હક્ક નથી તેના ભોગોપભોગની ચાહના રાખવી તમારી અજ્ઞાનતા છે.

જીવવાને માટે પ્રભુના ગુન્હેગાર બનવા કરતાં મરવું સારું છે.

વિકાર રહિત બન્યા સિવાય નિર્દોષ થવાતું નથી.

પ્રભુને મળવું હોય તો સર્વ પ્રાણી સાથે પ્રેમ કરતાં શીખો.

કુદરતે આપેલા ભોગોમાં ફસાઈ જઈને કંગાલ બનશો નહીં.

મરીને પાછું અવતરવું છે એ વાતને ધ્યાનમાં રાખશો તો મરતી વખત મૂંઝવણ ઓછી થશે.

સુખ જોઈતું હોય તો દુઃખીની પાસેથી ખરીદ કરો. સાટામાં સારું મળશે, બીજે નહીં મળે.

માણસાઇ મેળવો. કેવળ મનુષ્ય આકૃતિથી કાંઇ પણ વળવાનું નથી.

સદ્ગુણો ખોઈને ધન ન મેળવશો; કારણ કે સદ્ગુણ આગળ ધનની કાંઇ કીમત નથી; માટે ધન મળે યા ન મળે પણ સદ્ગુણને ફેંકી દેશો નહીં.

નિરુપયોગી વસ્તુઓનો સંગ્રહ કરી અપરાધી બનશો નહીં.

દુઃખ સહન કરતાં શીખો; સુખ સદા રહેવાનું નથી.

તમારી પાસે દુઃખની સામગ્રી ઘણી છે, નવી ખરીદશો નહીં.

દરેક પ્રવૃત્તિમાં તમે જે ભૂલ કરો તેને લક્ષ્યમાં રાખશો.

સુખને ન ખોળો, શાંતિને ખોળો, એટલે સુખ પોતાની મેળે જ આવી મળશે.

સરળતા રાખશો તો દરેક કાર્ય સાધવામાં ઉપયોગી થઇ પડશે.

સાચું કહી દો. બોલવામાં શરમ કે દાક્ષિણ્ય ન રાખો; નહીં તો વિશ્વાસઘાતી બનશો.

જો બીજો માણસ તમારા ઉપર વિશ્વાસ ન રાખે તો તમે તેને ઠગી શકો જ નહીં.

જીવવાનો લોભ ન રાખો. થોડું જીવો પણ સાચી રીતે જીવો.

બીજા જીવોને જીવાડીને જીવવાનો લોભ ભલે રાખો.

ધન મેળવવામાં ડહાપણ નથી પણ ધનનો ઉપયોગ કરવામાં જ ડહાપણ છે.

જો જુવાનીમાં ધન ન મળ્યું તો પછી ઇંદ્રિયોથી ક્ષીણ થયેલી વૃદ્ધાવસ્થામાં ધનને શું કરશો ?

તમે પોતાની જાતના મિત્ર બનશો તો જગતના મિત્ર બની શકશો.

તમે પોતાનું કલ્યાણ કરવામાં સ્વતંત્ર છો પણ પરનું કલ્યાણ કરવામાં પરતંત્ર છો.

સંસારમાં તમે મજૂર થઇને આવ્યા છો, માટે તમારી મજૂરી લઇને રસ્તે પડો. સંસારની કોઇ પણ વસ્તુ ઉપર તમારો હક્ક નથી.

ખાવામાં ભેદ છે પણ જીવવામાં નથી. સારું ખાનાર પણ જીવે છે ને સાદું ખાનાર પણ જીવે છે.

ફક્ત જીવવાની જ ઇચ્છા રાખવાથી દુઃખ વેગળું રહે છે.

તનથી ને ધનથી જગતનું ભલું ન કરી શકો તો મનથી તો ભલું ઇચ્છો.

તમે પૈસાના પૂજારી ન બનશો. પ્રભુના પૂજારી બનશો તો તેમાં જીવનની કીમત અંકાશે.

પારકી વસ્તુ મેળવી અભિમાનમાં આવી જશો તો પોતાની વસ્તુ મેળવી શકશો નહીં.

હમેશાં સ્વતંત્ર બનવાની ઇચ્છા રાખશો, સ્વચ્છંદી બનવાની ન રાખશો.

આંખ, કાન અને હૃદય વગરના ધનવાન કરતાં આંખ, કાન અને હૃદયવાળો નિર્ધન હજારગણો સારો છે.

સુખી અવસ્થા ભલે ભૂલી જાઓ, પણ દુઃખી અવસ્થા ભૂલશો નહીં.

કોઈ તમારો વાંક કાઢતું હોય તો ખુશી થાઓ, કારણ કે તે તમારામાંથી વાંકને કાઢે છે પણ નાંખતો નથી; માટે તમને તો લાભ જ છે.

સંસારમાં સારા કહેવડાવવું હોય તો દંભ છોડીને સત્કાર્ય કરો.

બધા પાસેથી માન જોઈતું હોય તો સહુ કોઇનું સન્માન કરો.

તમારે સંસારના સ્વામી બનવું હોય તો સંસારના સેવક બનો.

તમારે જેને પગે લગાડવો હોય તેને તમે હાથ જોડો.

સહુ કોઈ માનને ઇચ્છે છે માટે કોઇનું પણ અપમાન કરશો નહિ.

શોખ ભોગવતાં બીજા જીવોને શોક થાય છે માટે શોખ શોખ નથી પણ શોક જ છે.

સઘળા જીવો જીવવાની ઇચ્છાવાળા છે, માટે તુચ્છ વિષયોમાં આસક્ત બનીને કોઇ પણ જીવને મારશો નહિ.

તમને સંસારના કોઈ પણ જીવે હાથ જોડીને પ્રાર્થના કરી નથી કે–તમે અમને મારી નાખીને આનંદ ભોગવો.

જગતના જીવોનું રક્ષણ કરનાર જ જગતનો પિતા બની શકે છે.

સહુ કોઈ સ્વામી બનવું પસંદ કરે છે. સેવક બનવું કોઇને પણ ઇષ્ટ નથી.

વચનમાંથી કડવાશ કાઢી નાંખીને વાપરજો, કારણ સહુ કોઈ મધુર વચન ચહાય છે.

મનુષ્ય માત્ર સરખા છે, કુદરતી બક્ષીસો જુદી જુદી છે, માટે કોઈ પણ બક્ષીસનું અભિમાન કરનાર મૂર્ખ છે, કારણ કે સંપૂર્ણ બક્ષીસવાળો સંસારમાં કોઈ નથી.

તમે કાયાથી ખોટું કામ કરતાં દુનિયાનો ભય રાખો છો તો પછી મનથી ખોટું કામ કરતા પ્રભુનો ડર શા માટે રાખતા નથી?

લાખો ખર્ચતાં જે શોભા મળતી નથી તે શોભા ઉત્તમ પ્રકારના ચારિત્ર્યથી મળે છે.

શરીરની કાંતિ વધારવી હોય તો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળો.

શરીરને બળવાન અને ખૂબસુરત બનાવવું હોય તો સર્વ પ્રકારના વિષયોને છોડો.

સારાં ઘરેણાં પહેરવાથી કે સુંદર વસ્ત્રો પહેરવાથી શરીર શોભતું નથી, પણ ઉત્તમ પ્રકારના આચારવિચાર અને નીતિથી શોભે છે.

પ્રભુએ દયા કરી ઉપકારબુદ્ધિથી જે કાંઈ કહ્યું છે તેમ કરશો તો સુખી થશો.

ધન મળ્યા પછી મનુષ્યત્વહીન બની મનુષ્યપ્રેમ વિસરશો નહિ.

તમે પોતાનો ધર્મ રાખવામાં સ્વતંત્ર છો, પણ ધન રાખવામાં નથી.

દેહને ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ ન કરો, આત્માને ઉપયોગી વસ્તુઓનો કરો; કારણ કે દેહને બાળીને રાખ કરવામાં આવશે.

દેહની સેવામાં જ ઉત્તમ અને અમૂલ્ય જીવનને વેડફી ન નાંખો.

અપકારનો બદલો વાળવાનો કોઈ દિવસ પણ વિચાર ન કરશો.

નાશવાન દેહ માટે ભાન ભૂલી અપરાધી બનશો નહિ.

બીજા જીવોને જીવાડીને જીવનાર જ સાચું જીવે છે. બાકી તો બધા-ય-જીવતા પણ મરેલા જ છે.

તમારે આગળના માટે સારું જોઈતું હોય તો સત્કાર્ય કરી સાચી વસ્તુનો સંગ્રહ કરો.

મોતને તમે ભલે ભૂલી જાઓ પણ મોત તમને વિસરવાનું નથી. સમય આવે સામે આવીને ઊભું રહેશે, ત્યારે જ તમને ખબર પડશે કે હું મોતનો ગુલામ છું.

તમે આખર સ્થિતિમાં હો અને વૈદ્ય પાંચ સાત વર્ષ જીવવાની ગેરંટીથી સાજો કરવા તૈયાર થાય તો લાખો આપવા તૈયાર થાઓ છો, તો પછી અનંતા કાળ સુધીનું જીવન અર્પણ કરનાર પ્રભુના નામે હજારો ખર્ચતા કેમ મૂંઝાઓ છો? આ મૂંઝવણ જ તમારી પ્રભુ ઉપર કેટલી શ્રદ્ધા છે તે બતાવી આપે છે. પ્રભુશ્રદ્ધા વગર શ્રેય ક્યાંથી?

તમે દેહના માટે પૈસો વાપરતાં ઉદાર બની જાઓ છો અને પોતાના આત્માને માટે વાપરતા કંજૂસ બની જાઓ છો, આ તે કેવું ડહાપણ?

તમારી પાસે ધર્મ જે કાંઈ વસ્તુ માગે તે તમારી પાસે હોય તો તરત આપી દેજો; પણ કંગાળતા, દીનતા કે અશક્તિ બતાવશો નહિ; કારણ કે તમારી પાસે જે કાંઈ છે તે સઘળું ધર્મના પ્રતાપથી મળેલું છે.

અવસરે પરિશ્રમ કરીને ખેતરમાં વાવનારને અનાજ મળ્યે જાય છે, તેમ અવસરે ધર્મ-ક્ષેત્રમાં વાપરનારને સંપત્તિ મળ્યે જાય છે.

ખર્ચ કરવાનાં સ્થળો હોવાથી જ ધન કીમતી વસ્તુ છે. જો ખર્ચવાનું એક પણ સ્થળ ન હોય તો ધન તુચ્છ વસ્તુ છે.

પુણ્ય મળ્યું હોય તો થોડું થોડું વાપરજો. જો વધુ વાપરવાની ઇચ્છા હોય તો નવું પેદા કરજો.

ભાગ્યાનુસાર ઇચ્છા રાખજો. ભાગ્ય વગરની ઇચ્છા રાખશો તો મળેલું ખોઇ નાંખી દુઃખી થશો.

તમે શા કામે આવ્યા છો ? વિચારી જુઓ. સવારે નહિ, બપોરે નહિ અને સાંજે પણ જો કરવાનું નહિ કરશો તો પછી સૂર્ય આથમી ગયા પછી શું કરશો ?

તમને જડની સેવા કરતાં અનંતો કાળ ગયો. શું મળ્યું ? જન્મ મરણ કે બીજું કાંઇ ?

વિચાર કરી જોજો કે જે વસ્તુને તમે પોતાની માનો છો તેને તમે ક્યાંથી લાવ્યા છો ?

સ્વતંત્રપણે અશાતા—દુઃખ ભોગવી લેશો તો દુઃખ પામશો નહિ.

સ્વાર્થના ખાતર બીજાને સારું લગાડવા ખોટી પ્રતિજ્ઞા કરશો તો સ્વાર્થભ્રષ્ટ બનીને પ્રભુના ગુન્હેગાર બનશો.

કાયભોગી કરતાં વૃત્તિભોગી કનિષ્ઠતર છે, કાયત્યાગી કરતાં વૃત્તિત્યાગી શ્રેષ્ઠતર છે. કાય અને વૃત્તિ ઉભયનો ત્યાગી શ્રેષ્ઠતમ છે.

તમે કોઇ પણ પ્રકારના બદલાની ઇચ્છા રાખ્યા વગર વિશ્વની સેવા કરજો.

તમે પારકી સ્ત્રી, પારકું ધન આદિ પારકી વસ્તુઓને ભોગવવાની ઇચ્છા રાખશો તો વસ્તુઓ ભોગવ્યા વગર પણ પ્રભુના ગુન્હેગાર બનશો.

તમારે સદા સર્વદા સાચું જ બોલવું, છતાં પોતાની માનસિક નબળાઇને લઇને સ્વાર્થને જતો ન કરી શકો તો નિષ્કારણ જૂઠું બોલશો જ નહીં.

જે કામ કરવાથી સજ્જન, ડાહ્યા અને પ્રતિષ્ઠિત પુરુષોમાં અપયશ થાય તે કામ તમે કરશો નહીં.

જે કામને હલકા માણસો ઉત્તેજન આપે, વખાણે તેવા કામથી વેગળા રહેશો.

તમે કોઇ ગામ જતાં રસ્તો ભૂલી જાઓ તો ભરવાડ તથા ભિલ જેવા મૂર્ખ માણસોને રસ્તો પૂછતાં શરમાતાં નથી અને અભિમાન પણ રાખતાં નથી, તો પછી જીવનની મુસાફરી-માં રસ્તો ભૂલતાં ડાહ્યા અને બુદ્ધિશાળી માણસોને પૂછતાં શા માટે શરમ અને અભિમાન રાખો છો ?

જો તું સુખી હોય તો દુઃખમાં જીવવાની વ્યવસ્થા કરી રાખજે, કારણ કે આવતી કાલે દુઃખ આવીને ઊભું રહેશે. અને જો તું દુઃખી હોય તો બેભાન થવાથી ચેતતો રહેજે; કારણ કે આવતી કાલે સુખનો સમય આવશે.

સુખ આવ્યા પછી દુઃખી અવસ્થાની રીતભાત છોડીશ નહિ, કારણ કે સુખના દિવસ જતાં વાર નહિ લાગે અને પાછું દુઃખ આવીને ખડું થશે.

સંસારમાં બધી વાતે સુખી અને બધી વાતે દુઃખી કોઇ પણ નથી. જે સુખી છે તે દુઃખી પણ છે અને જે દુઃખી છે તે સુખી પણ છે. ધન છે તો પુત્ર નથી, અને પુત્ર છે તો ધન નથી. ધન, સ્ત્રી, પુત્ર છે. તો પુત્ર નાલાયક છે. ધન, સ્ત્રી, પુત્ર વગેરે સુખનાં સાધન સારાં છે તો શરીરમાં વ્યાધિ અને મનમાં ચિંતા રહે છે; માટે ભાગ્યાનુસાર મળેલી વસ્તુમાં સંતોષ રાખીને ન મળેલી વસ્તુનો શોચ ન કરશો.

તમને ખાવાને અન્ન, પહેરવાને વસ્ત્ર, રહેવાને મકાન અને શરીરમાં આરોગ્યતા એટલાં વાનાં મળે તો સંતોષ રાખી સુખી જીવન ગાળશો.

પાપ કરીને મેળવેલા ધનથી પાછું પાપ ખરીદશો નહિ પણ સુકૃતમાં ધન વાપરીને પુણ્ય ખરીદશો તો આગળ જતાં તમે સુખી થશો.

નબળાં કામ કરનાર પોતાની જાતનો શત્રુ છે અને સારાં કામ કરનાર મિત્ર છે, માટે તમે પોતે જ પોતાની જાતના શત્રુ બનશો નહીં.

ધન મેળવતાં આત્મા પાપથી જેટલો ખરડાયો હોય તેટલો ધોઇ નાખવા ધનમાંથી અમુક ભાગ સુકૃતમાં વાપરવા કાઢશો.

દુઃખ વેઠી, અપરાધ કરી મેળવેલા ધનનો પોતે નિરપરાધી બનવા ઉપયોગ ન કરતાં કેવળ દેહસેવામાં જ ઉપયોગ કરશો તો છેવટે દેહ છૂટી પડશે; અને અપરાધની સજા ભોગવવા દુર્ગતિમાં તમારે જવું પડશે.

તમે પોતાના શ્રેય માટે ભલે દુઃખ ભોગવો પણ દેહના મોજશોખ માટે તો જરા ય દુઃખ ભોગવશો નહિ.

જીવનનિર્વાહમાં નિરુપયોગી વસ્તુઓની ચાહના રાખી દુઃખી થશો નહિ.

બીજાનું ભલું ન કરી શકો, ન કરાવી શકો તો હરકત નહિ પણ મનથી તો જગતનું કલ્યાણ જ ઇચ્છશો.

તમને મેલાં કપડાંવાળા ગંદા મવાલીઓને જોઇને ઘૃણા ઉત્પન્ન થાય છે, પણ પ્રભુની દૃષ્ટિમાં તમે મવાલીઓ કરતાં પણ વધારે ગંદા છો; માટે જો તમારે પ્રભુદૃષ્ટિમાં સ્વચ્છ રહેવું હોય તો અનાસક્ત રહીને કર્મથી મેલા થશો નહિ અને પહેલાંનો મેલ ચોંટ્યો હોય તેને શુદ્ધ અધ્યવસાયથી ધોઈ નાખજો.

તમે સુતરાઉ અથવા રેશમી નવાં કપડાં પહેર્યાં હોય છે ત્યારે તમને વસ્ત્ર મેલાં થવાનો કે ડાઘ લાગવાનો ઘણો જ ભય રહે છે. ચીકાશથી તો ઘણા જ બચાવતા રહો છો. ધૂળવાળી જગ્યામાં કપડાં ઊંચાં લઈને બેસો છો, પણ તમારો આત્મા કર્મથી મેલો થાય છે. રાગદ્વેષની ચીકાશથી ચીકણો થાય છે તેનો તમને જરા ય ભય નથી તેમ જ આત્માને મેલો ન થવા દેવાની કાળજી કે ચિંતા પણ નથી.

આ જગતમાં જે કાંઇ જણાય છે તેમાં સાચું કેટલું છે અને સારું કેટલું છે? તમને જેટલું સાચું અને સારું લાગે છે તેનાથી તમને કેટલો સંતોષ, કેટલી શાન્તિ અને કેટલું સુખ મળ્યું ?

તમે જગતની જેટલી વસ્તુઓ વાપરી તેટલીથી સંતોષ તો મળ્યો હશે જ, હવે પાછી તે વસ્તુ વાપરવાની ઇચ્છા પણ નહિ જ થતી હશે.

જે વાત સર્વને ન કહેવાની હોય તે વાત બીજાના આગળ કહીને ભલામણ કરવી કે 'આ વાત કોઇને કહેશો નહિ' તે ગંભીર ભૂલ ગણાય, કારણ કે બીજાના આગળ કહેલી વાત આગળ ગયા સિવાય રહેતી નથી.જેવી રીતે તમે ન કહેવાની ભલામણ કરીને વાત કહી, તેવી જ રીતે તે પણ બીજા માણસને તમારી કહેલી વાત કહીને ન કહેવાની ભલામણ કરશે. તે વળી ત્રીજાને કહેશે, ત્રીજો વળી ચોથાને. આ પ્રમાણે ચાર કાને ગયેલી વાત સઘળે ફેલાઇ જશે.

તમે અનેક જન્મોમાં અનેક જીવોને મારીને અપરાધી બની રહ્યા છો અને આ જન્મમાં પણ હમેશાં ઇંદ્રિયોના દાસ બનીને અનેક જીવોને મારી રહ્યા છો માટે જ તમને મોતનો ભય રહ્યા કરે છે. જો તમારે મોતનો ભય ટાળવો હોય તો કોઈ પણ જીવને મારી અપરાધી બનશો નહિ.

તમે 'હું હોંશિયાર છું, બુદ્ધિશાળી છું', એવું અભિમાન રાખતા હો તો કાઢી નાખજો, કારણ કે જ્યાં સુધી તમે તમારા આત્માને જન્મમરણના દુઃખોમાંથી છોડાવતા નથી ત્યાં સુધી તમારામાં અક્કલ કે હોંશિયારી છે જ નહિ.

તમને કોઇ પાપી કહે છે ત્યારે તમને માઠું લાગે છે તો પછી પાપ શા માટે કરો છો? જેવું કરશો તેવું સહુ કોઇ કહેશે. પાપ ન કરો અને પાપ ન કરવું હોય તો માઠું ન લગાડો. ચોરી, લુચ્ચાઇ, જીવહિંસા વગેરે પાપાચરણ છોડી દો; નહિ તો આ દુનિયા ચોર, લુચ્ચો, પાપી કહ્યા વગર નહિ રહે.

ઘડીભરની મોજના ખાતર ચોરી, ઠગાઇ, બદમાશી કરીને જીવનપર્યંતની પ્રામાણિકતા તથા પ્રતિષ્ઠાને ધોઇ નાંખી દુનિયાની દૃષ્ટિમાં હલકા બનીને શા માટે દુર્ગતિના મહેમાન બનો છો?

તમારા ભલા માટે હિતબુદ્ધિથી કોઇ તમને બે શબ્દ કહે તો તેને ઉપકારી માનજો, પણ શત્રુ માનશો નહિ.

અનુભવી ડાહ્યો માણસ કોઇ વાત કહે અને તમે તમારી અલ્પબુદ્ધિથી તે જ વાતને ખોટી રીતે સમજી રાખી હોય તો કદાગ્રહ છોડી દઇને ડાહ્યા માણસની વાત સ્વીકારી લેજો.

કોઇ પણ પ્રકારનું વ્યસન તો ન જ હોવું જોઇએ. ચા, બીડી, પાન, સોપારી, તંબાકુ વગેરે વસ્તુઓ આર્થિક તેમજ શારીરિક સારી સ્થિતિનો નાશ કરનારી છે; ધાર્મિક ભાવનાઓને મંદ કરનારી છે અને કોઇ પ્રસંગે ન મળે તો ઘણી જ દુર્દશા કરાવનારી છે.

એવી ટેવ તો ન જ હોવી જોઇએ કે અમુક વસ્તુ વગર ન જ ચાલે. બે દિવસ વસ્તુ ન મળે તો પણ મનમાં મૂંઝવણ ન થવી જોઇએ. છેવટે જીવવાનું સાધન જે અન્ન તેના માટે પણ ચાર દિવસ ન મળે તો ય ચાલ્યું જાય તેવી ટેવ પાડવી જોઇએ.

માણસ ભલે કાળું–કૂબડું કે બેડોળ હોય, પણ હૃદય તથા જીભમાં મીઠાશ હોય તો તે સ્વર્ગના દેવો કરતાં પણ ઘણું જ સુંદર છે.

અપરાધની સજા ભોગવવાનો સમય આવે તો ખુશી થશો અને અપરાધી બનવાનો સમય આવે તો દિલગીર થશો.

ભૂતકાળની ભૂલને સંભારીને આજના સુખી દિવસને દુઃખી ન બનાવો, પણ વર્તમાન કાળે જે સુખનો દિવસ છે તેને આનંદથી ભેટી ભાવીમાં ભૂલ ન થવા પામે તે માટે સાવધાન રહો.

એક સાધારણ માણસની સેવા કરનાર બદલો મેળવી શકે છે. અરે! ગાય, ભેંસ જેવા પશુની સેવા પણ નિષ્ફળ જતી નથી, બદલામાં દૂધ દહીં મળે છે, તો પછી પ્રભુની સેવાથી બદલો કેમ ન મળે? ક્યારે અને શું બદલો મળશે તે માણસ જાણી શકતા નથી માટે જીવનપર્યંત પ્રભુની સેવા છોડવી ન જોઇએ.

ઉતાવળા ન થાઓ, ધીરજ રાખી સારું કર્યે જાઓ. તમારા માટે બધી સગવડ થઇ રહી છે. તમારી ઉચ્ચ ભાવના અને પ્રવૃત્તિ અનુસાર તમારું શુભ ભાગ્ય ઘડાઈ રહ્યું છે, અને અશુભ ભાગ્ય ક્ષીણ થઇ રહ્યું છે. સમય આવ્યે સારું ફળ મેળવશો માટે આરંભેલાં શુભ કાર્યને ફળ મળતાં સુધી છોડશો નહિ.

સાચી રીતે જનતાની સાથે વર્તો, દંભથી વર્તશો તો દેખાવમાં સારા લાગશો પણ તમારો આત્મા મલિન થવાથી છેવટે તિરસ્કારનું પાત્ર બની સહુ કોઇને અળખામણા લાગશો.

તમે પ્રભુના સાચા સેવક બનશો તો, સંસાર તમારું બહુમાન કરશે. તમને જનતાનું માન મેળવવા માયા–પ્રપંચ કરી બીજી ખટપટો કરવી પડશે નહિ.

કોઈના માટે સારો કે નરસો અભિપ્રાય બાંધતાં પહેલાં સારી રીતે વિચાર કરજો, નહિ તો જગતમાં મિથ્યાવાદીનું કલંક તમારા માથે ચોંટશે અને પ્રભુનો ગુન્હેગાર બની સજાનું પાત્ર બનશો.

દુનિયાને ન્યાય આપવાની હોંશ થતી હોય તો પહેલાં ન્યાયમાર્ગે ચાલી, ન્યાયાધીશની યોગ્યતા મેળવી ન્યાયાધીશ બનો; નહિ તો અન્યાય માર્ગે ચાલવાનો અને અનધિકારપણે ન્યાય આપવાનો આરોપ તમારા માથે આવશે અને બેવડી સજા ભોગવવી પડશે.

તમને કોઇએ પણ હાથ જોડીને પ્રાર્થના કરી નથી કે તમે અમારા ગુન્હાઓ બીજાઓની આગળ કહીને અમારા માટે સજાઓ ઘડીને બહાર પાડો.

જે માણસ જેટલા માનને લાયક હોય તેનું તેટલું જ માન જાળવવું તે યોગ્ય ગણાય, પણ તેનાથી વધુ પડતું માન આપવું તે તેનું અપમાન કરવા જેવું છે.

જેમ વડ, આંબા, ગુલાબ આદિ ઝાડોને કાપી નાંખીને તેની કલમો કરવામાં આવે છે, જેટલી કલમો કરવામાં આવે છે તેટલા જ નવા આંબા વિગેરે તૈયાર થાય છે અને કાપી નાંખેલું ઝાડ ખૂબ ફાલેફૂલે છે, તેવી જ રીતે વધારાની ધનસંપત્તિને કાપી નાંખી ગરીબ માણસોને દરિદ્રતાની ભૂમિમાં કલમ કરવામાં આવે તો સંપત્તિના અનેક નવાં વૃક્ષો તૈયાર થાય છે અને સંપત્તિનું મૂળ વૃક્ષ વિવિધ પ્રકારની સંપત્તિથી ખૂબ ફાલેફૂલે છે.

પુણ્ય સંયોગે સંપત્તિ મળ્યા પછી ધનમદમાં આવી જઇને ધનનો દુરુપયોગ કરશો નહિ કારણ કે ધનનો દુરુપયોગ થવાથી શીઘ્ર ધનનો નાશ થઇ જાય છે, પુણ્યપ્રકૃતિ જલ્દી ક્ષીણ થઈ જાય છે. મળેલું ધન ગયા પછી જીવનપર્યંત પાછું મળી શકતું નથી, માટે મોજશોખમાં ધનનો ઉપયોગ ન કરતાં પુણ્યમાર્ગમાં વ્યય કરશો.

કોઇના તરફથી કે પોતાની મેળે આપત્તિ–વિપત્તિ કે કોઈ પણ પ્રકારનું દુઃખ આવે તો –હું અપરાધી છું–એમ ચિંતવીને ખુશી થજો અને આનંદથી ભોગવી લેજો પણ બીજાને માથે અપરાધનું આળ ચઢાવીને ફરીથી અપરાધી બનશો નહિ.

તમને પોતાના દોષો જોઈને વીણવાની ઇચ્છા હશે તો વીણી શકશો અને સર્વથા દોષ રહિત બની શકશો, પણ બીજાના દોષ જોયા કરશો તો નિર્દોષ બની શકશો નહિ તેમ જ તેની ઇચ્છા વગર તમે તેના દોષોને પણ કાઢી શકશો નહિ.

બીજાને શાંતિ, સુખ અને આનંદ મેળવવામાં કારણભૂત થશો, પણ દુઃખ તથા અશાન્તિનું કારણ બનશો નહિ.

દોષના દ્વેષી અને ગુણના રાગી બનવું સારું છે; પણ ગુણના દ્વેષી બનવું સર્વથા નિર્ગુણ બનવા જેવું છે.

દુનિયાની વસ્તુઓને પોતે પસંદ કરતાં પહેલાં પ્રભુની પસંદગી ધ્યાનમાં રાખશો.

એટલું ધ્યાનમાં રાખજો કે દરેક બાબતમાં ચીકાશ સારી નથી પણ લૂખાશ સારી છે.

નિર્ગુણી અછતા ગુણો સાંભળવા ઉત્સાહવાળો રહે છે, ત્યારે ગુણી છતા દોષો સાંભળવા આતુર બન્યો રહે છે.

કોલસાને ધોળો કહેવા માત્રથી જ જો તે ધોળો થઇ જતો હોય તો જ નિર્ગુણીને ગુણી કહેવા માત્રથી ગુણવાન બની શકે છે.

જે દુઃખીને જોઇને દુઃખી થતો નથી તે દુઃખોથી છૂટી શકતો નથી.

સહુ કોઇ સુખને ચહાય છે એવી દૃઢ શ્રદ્ધાવાળો અપરાધી બની શકતો નથી.

સંસારના સઘળા જીવો અપરાધોના અતિથિ બન્યા છે, માટે જ અપરાધનું સ્વાગત કરવા સહુ કોઈ તૈયાર રહે છે.

તમે જરૂરિયાતોમાંથી પણ કરકસર કરીને પાંચ પૈસાનો બચાવ કર્યો હોય તો પોતાની ક્ષુદ્ર વાસનાઓમાં ન વાપરતાં અપંગ તથા અનાથ ગરીબ, બાળ, સ્ત્રી અને વૃદ્ધની સેવામાં વાપરશો.

જે માણસને જે વસ્તુની પ્રતિજ્ઞા હોય તે વસ્તુ ખાસ કારણ સિવાય તેને જાણીને આપવામાં આવે, તો આપનાર વિષપાન કરાવનાર કરતાં વધારે અપરાધી છે.

સેવાને બહાને અપરાધી બનવું યોગ્ય નથી. ધોવાની ઈચ્છાથી કાદવમાં પગ ખરડવા કરતાં ન ખરડવાં જ ઠીક છે.

ચોરી કરી કે બીજાના પ્રાણ હરણ કરીને સેવાની ભાવના રાખવી, મહાન્ અપરાધી બનવા જેવું છે.

તમે પ્રભુની દૃષ્ટિમાં નિરંતર રહો છો, પણ તમે પોતાની દૃષ્ટિમાં પ્રભુને ક્યારે રાખશો?

સર્વ જગત્ સમાય તેવી વિશાળ દૃષ્ટિ થયા સિવાય પ્રભુને મળી શકાતું નથી.

મોહનો નશો ઉતર્યા સિવાય બોલશો નહિ કે હું શુદ્ધ છું, નિરંજન છું, અનંત શક્તિવાળો છું, પરમાત્માસ્વરૂપ છું.

અધ્યાત્મીની ઓળખાણ તેની શુદ્ધ અને ઉચ્ચ પ્રકારની ક્રિયાઓથી થાય છે.

ક્રિયાનો પક્ષપાત કરવાને બદલે મૂળથી ઉચ્છેદ કરનાર જડાસક્ત–પુદ્ગલાનંદી છે; પણ અધ્યાત્મી નથી.

વસ્તુનો વાસ્તવિક બોધ કરવા વિચાર કરો પણ વિવાદ ન કરો.

બુદ્ધિ માત્રથી સિદ્ધ થયેલી વસ્તુ કરતાં પ્રયોગથી સિદ્ધ થયેલી વસ્તુ અત્યંત આદરણીય થાય છે.

જે વાત તમને ન રુચતી હોય તેને ન સ્વીકારો પણ સાચી વાતને જૂઠી બનાવવા તમારી બુદ્ધિને જૂઠી ન કરો.

તમારે શું જોઇએ છે, તેનો નિર્ણય કર્યા પછી જ કોઈ પણ દિશામાં પ્રયાણ કરો.

ઉપકારબુદ્ધિથી અને સેવાબુદ્ધિથી નિઃસ્વાર્થપણે કાંઇ પણ કરશો તો સારો લાભ મેળવશો.

તમે વિચાર કરવામાં સ્વતંત્ર છો; પણ સત્યાસત્યનો નિર્ણય કરવામાં તો પરતંત્ર જ છો.

જે વિષયનો તમને સર્વથા અભ્યાસ ન હોય તેવા વિષયમાં કદાપિ માથું મારશો નહિ.

કોઇ પણ કારણને લઇને કોઈ વ્યક્તિ પ્રત્યે તમને ઘૃણા–તિરસ્કાર હોય તો ભલે; પણ તેના સાચા અને સારા હિતકારી વક્તવ્ય પ્રત્યે ઘૃણા–તિરસ્કાર ન રાખશો.

પેટ ન ભરાતું હોય તો ફોડી નાંખજો, પણ કોઈના ઉત્તમ જીવનને અધમ બનાવવા પૈસાને માટે અધમ બનશો નહિ.

તમે દુનિયાના ગુણ ગાશો તો દુનિયા તમારા ગુણ ગાશે, અને અવગુણ ગાશો તો અવગુણ ગાશે.

પરમાત્મા જુદા નથી પણ એક જ છે, પરંતુ પરમાત્માને સાચી રીતે ઓળખીને ઉપાસના કરશો તો સાચું ફળ મેળવશો.

જે કાર્ય કરવામાં પ્રભુના ગુન્હેગાર ન થવાય તે કાર્ય કરતાં કોઇનો પણ ભય કે શંકા રાખવાની જરૂર નથી.

તમે સહુ કોઇને ગમતું નહિ કરી શકો. પ્રભુને ગમતું કરો.

માર્મિક વચનોના પ્રહાર, તલવારના પ્રહાર કરતાં ઘણા જ દુઃખદાયી છે.

તમારી પાસે કોઈ દુઃખથી બળ્યો–જળ્યો આવે તો તેને મીઠાં વચનોથી આશ્વાસન આપી શાંત પાડો; પણ તેનો તિરસ્કાર કરીને દુઃખની અગ્નિમાં વધારો ન કરો.

તમને સહુથી વધારે જે પ્રિય લાગતું હોય તે બીજાને આપો.

સઘળા ય આત્માઓનો ધર્મ એક જ છે, જુદો નથી; પણ તેને પ્રગટ કરવાનાં સાધનો જુદાં જુદાં છે માટે જે સાધનથી જેનો આત્મા શુદ્ધ થઇને પ્રકાશમય બને તેના માટે તે સાધન ઉપયોગી છે. તેમાં કદાગ્રહની કે વિવાદની જરૂર નથી.

ક્રોધ, મદ, લોભ, ઈર્ષ્યા, દંભ, દ્વેષ, વિરોધ અને વિષય વગેરે આત્માને મેલો બનાવી તેના જ્ઞાનાદિ ધર્મને ઢાંકી દેનારા છે, અને વર્ણ, ગંધ, રસ, શબ્દ અને સ્પર્શ વગેરે જડના ધર્મો ક્રોધાદિને સહાય કરવાવાળા છે; માટે જ્યાં બંને છે ત્યાં ધર્મનો વિકાસ નથી, પણ વિનાશ છે.

દુનિયામાં સાચું તે સાચું અને ખોટું તે ખોટું જ છે; પણ માનવીઓ વિપરીત બુદ્ધિને લઇને સાચાને ખોટું અને ખોટાને સાચું માને છે.

જડ જગતમાં ભટકતી વૃત્તિઓને રોકો એટલે તમને શાન્તિ, વિશ્રાંતિ બંને મળશે.

શાન્તિ, વિશ્રાન્તિ અને સુખના માટે એક પાઇ પણ ખર્ચવાની જરૂરત નથી. ગરીબમાં ગરીબ માણસ પણ તે મેળવી શકે છે.

જે અસંતોષી છે તે ગરીબમાં ગરીબ છે; કારણ કે તે પોતાની પાસે લાખોની સંપત્તિ હોવા છતાં ‘મારી પાસે કાંઈ નથી,’ એમ માનીને લોભના વશથી ગરીબાઇ ભોગવે છે.

જે જડની પાસે સુખનો અંશ નથી એવા સુખ વગરના કંગાળ જડની પાસે સુખની ભિખ માગનારો ભિખારીનો પણ ભિખારી છે.

ઇંદ્રિયોના વિષયોમાં અનાસક્ત ધારણ કર્યા વગર વૃત્તિઓ રોકી શકાતી નથી, અને વૃત્તિઓ રોકાયા સિવાય આત્મશુદ્ધિ થઇ શકતી નથી.

અસહ્ય વેદનાથી પીડાતો જેમ દયાનું પાત્ર છે તેમ ક્રોધના દરદથી પીડાતો પણ દયાનું પાત્ર છે, માટે બંનેના ઉચિત ઉપચાર કરીને આરામ અને શાન્તિ પમાડવા પ્રયત્ન કરવો તે મનુષ્યની ફરજ છે.

ભાન ભૂલીને વિકળ થયા સિવાય ગાળો ભાંડીને કે બીજી રીતે અપમાન કરી શકાતું નથી, માટે તે અપમાન કરનાર દ્વેષનું પાત્ર નથી પણ દયાનું પાત્ર છે; કારણ કે વિકળતા અત્યંત ક્રોધથી અથવા તો ગાંડપણથી થાય છે અર્થાત્ એક ક્રોધથી વિકળ અને બીજો ગાંડપણથી વિકળ–આ પ્રમાણે બન્ને વિકળતામાં સરખા હોવાથી તેમની પ્રવૃત્તિ ઉપર દયા જ કરવી જોઇએ.

તમારે પોતાની ઓળખાણ કરવી હોય તો વિષયાસક્તિ છોડવી જોઇએ.

આસક્તિ અને પ્રભુભક્તિને ઘણો જ વિરોધ છે. જ્યાં આસક્તિ છે ત્યાં પ્રભુભક્તિ રહી શકતી જ નથી.

દુનિયા શું વસ્તુ છે તે સાચી રીતે જાણવું હોય તો દુનિયાનો પક્ષપાત છોડી દઇને મધ્યસ્થપણાનો સ્વીકાર કરો.

ખોરાક સાદો હોય કે સારો હોય, પરિણામે ખાધા પછી બંનેનો મળ જ બને છે, માટે બન્ને પ્રકારના ખોરાકમાં કાંઇ પણ ભેદ નથી, તો પછી સારા ખોરાક માટે ચાહના રાખી શા માટે દુઃખી થાઓ છો? તમારે તો ખાતી વખત ક્ષુધાવેદનાની શાન્તિ અને જીવવું આ બે જ વાતો ઉપર ધ્યાન આપવું જોઇએ.

જરૂરિયાતો ઓછી કરી નાખશો તો જ ચિંતાઓને ઓછી કરી શકશો.

ચાર આનામાં જીવાય છે અને ચાર રૂપિયામાં ય જીવાય છે, પણ ચાર આનાવાળો જેટલો સુખે જીવી શકે છે તેટલો ચાર રૂપિયાવાળો સુખે જીવી શકતો નથી; કારણ કે ચાર રૂપિયાના ખોરાકવાળાને ડૉક્ટરો માટે હજારોની સગવડ કરી રાખવી પડે છે, અને ચાર આનાવાળાને તેમાંની કશી ય જરૂરત પડતી નથી.

કપાળની આંખોથી જોવા કરતાં હૃદયની આંખોથી જોનાર ઘણું જ સાચું જોઇ શકે છે.

જે પેટના માટે દુનિયા ચોવીશે કલાક શારીરિક અને માનસિક કષ્ટ વેઠી રહી છે, તે પેટ જો વગર મહેનતે ભરાતું હોય તો પછી આત્મશ્રેય માટે પ્રભુભક્તિમાં લીન કેમ ન થવું જોઇએ? આત્મવિકાસ માટે કેમ પ્રયત્ન કરવો ન જોઇએ?

ખાધેલું પચાવવા દવા ખાવા કરતાં વગર દવાએ પચી જાય તેટલો જ ખોરાક (ઊણોદરી) લેવો ઠીક છે.

મન ઉપર વળેલા કષાય અને વિષયના કાટને કાઢી નાખીને પ્રભુસ્મરણરૂપ પારસમણિનો સંસર્ગ કરવાથી આત્મા સ્વર્ણ બની જાય છે.

તમારી સદ્બુદ્ધિથી ઉત્પન્ન થયેલા તમારા પોતાના જ વિચારોને જનતાનાં કલ્યાણ માટે વાપરશો તો તમે સ્વપરનું હિત સાધી શકશો.

પોતાના મનની મલિનતાને લઇને વૈષયિક સુખોના વિરોધી ઉત્તમ પુરુષોના ઉત્તમ વિચારોને ભૂંસી નાખવા પામર મનુષ્યોના વિચારોનું પ્રચારકાર્ય કરનારાઓ પોતાના આત્માના પરમ દ્રોહી છે.

જે વિચારો તમારી બુદ્ધિને મલિન બનાવી તમારા જીવનમાં અધમતાનો વિકાસ કરે તેવા વિચારોનો સંગ્રહ કરીને બીજાને સંગ્રહ કરાવવા પ્રયત્ન કરવો તે જ સ્વ-પરના નાશની નિશાની છે.

અન્ન પરિમિત જીવનનું સાધન છે ત્યારે ધર્મ અપરિમિત અને સાચા અનંત જીવનનું પરમ સાધન છે.

અનીતિ અને અધર્મથી ધન ભેગું કરીને તે જ ધન અનીતિ અને અધર્મમાં વાપરવું તે ડાહ્યા માણસનું કામ નથી.

તમને સાચા અને ભલા માણસ બહુ ગમે છે માટે જો તમે સાચા અને ભલા બનશો તો સહુને ગમશો.

સર્વથા નિર્દોષના વિચારોની ગવેષણા કરજો અને જો તેવા વિચારો મળી જાય તો પોતાના અને પરના વિચારોને કાઢી નાંખીને તેનો સારી રીતે સંગ્રહ કરી તેના પ્રચાર માટે સમગ્ર જીવન અર્પણ કરશો તો તમે પોતાનું કલ્યાણ કરી શકશો.

તમારી માતા, પુત્રી કે બહેન ઉપર કોઈ કુદૃષ્ટિ કરે તો તમને કેટલું દુઃખ થાય છે? અને તમે ક્રોધમાં આવી જઇને તેને નીચ, દુર્જન ગણીને તેના પ્રાણ હરણ કરવા તૈયાર થઇ જાઓ છો, તો પછી તમે બીજાની માતા, સ્ત્રી, પુત્રી કે બહેન ઉપર કુદૃષ્ટિ કરતાં વિચાર કરજો કે આનું પરિણામ શું આવશે અને હું જગતમાં કેવો ગણાઇશ.

ધર્મ સિવાય બીજા કોઇ પણ પ્રકારનો દંભ કરી, દેહને પોષી તુચ્છ સ્વાર્થ સાધનારાઓ તો દંભ છોડી ધર્મનો આશ્રય લેવાથી છૂટી શકશે; પણ ધર્મનો દંભ કરી, તુચ્છ જડાત્મક સુખમાં મગ્ન રહી ક્ષુદ્ર સ્વાર્થ સાધનારાઓ મહાન્ અપરાધી હોવાથી ઘણે કાળે ઘોર કષ્ટો વેઠીને પણ છૂટી શકવાના નથી; કારણ કે છૂટવાની વસ્તુને બાંધવાના કામમાં લીધી છે.

ધન અને જીવનમાં જીવન કિંમતી વસ્તુ છે. તે ધન શા કામનું કે જે જીવનની કિંમત સમજવા દેતું નથી?

મહત્ત્વાકાંક્ષી જ મહાપુરુષ બની શકે છે પણ મિથ્યાભિમાની બની શકતો નથી, કારણ કે મહત્ત્વાકાંક્ષી ગુણવાનની ગુણસ્તુતિ સાંભળીને ખુશી થાય છે અને ગુણવાન બનવા પ્રયત્ન કરે છે, ત્યારે મિથ્યાભિમાની અદેખાઇ તથા અસહિષ્ણુતાથી ગુણવાનના અછતા દોષો બતાવી હલકો પાડવા પ્રયત્ન કરે છે.

દાંભિકતાથી જનતામાં મોટાઈ મેળવનારાઓનાં જીવન અસહિષ્ણુતાને લઇને પરમ દુઃખી હોવાથી અત્યંત દયાજનક હોય છે.

જેમના જીવનમાં જીવીને અનેક આત્માઓ પરમ સુખી થયા છે તેમના જીવન ધન્ય છે, પૂજ્ય છે, કોટિશઃ વંદનીય છે.

અધમમાં અધમ પણ જેમનાં દર્શન માત્રથી ઉત્તમતા મેળવે છે; સંતાપના તાપથી આકુલવ્યાકુલ થયેલા જેમની વાણી સાંભળવા માત્રથી શાન્તિ પામે છે, જેમની દૃષ્ટિમાં પાપી-અપરાધી જીવોનું પરમહિત સમાયેલું છે એવા દુનિયાના દેવ મહાપુરુષો પ્રાણી માત્રને પૂજ્ય છે, ઉપાસના કરવા લાયક છે.

પોતે વિષયાભિનંદી હોવા છતાં ભોળા, અણસમજુ, અજ્ઞાન માણસોને ભરમાવીને મોટા અને નિર્દોષ ભલે બનો, તેથી કાંઈ તેઓ કોઈને પણ સદોષ કે નિર્દોષ બનાવી શકતા નથી; કારણ કે બુદ્ધિશાળી સમજુ માણસો આવા હલકા માણસોના કહેવા ઉપર બહુ ધ્યાન આપતા નથી.

જેને જે અનુકૂળ હોય તે ખરાબ પણ સારું અને પ્રતિકૂળ હોય તે સારું પણ ખરાબ લાગવું તે તેની ક્ષુદ્રતાને જણાવે છે.

પોતાના વિચારો અને સિદ્ધાંતો ખોટા હોવા છતાં બીજાને મનાવવા પ્રયત્ન કરવાથી પણ તે જો ન માને અને વિરોધ કરે તેને જનતામાં હલકો પાડવા પ્રયત્ન કરનાર પામર પ્રાણી છે.

પોતાના પુન્યબળથી યશ તથા સંપત્તિ મેળવી સુખે જીવનારને પોતાનો આશ્રિત બનાવી પોતાની સત્તા નીચે રાખવા ઉદ્યમ કરવાથી પણ જો ફાવી ન શકે તો જનતામાં તેના છતા અછતા દોષો ગાઈને તેના પ્રત્યેનો જનતાનો પ્રેમ ઓછો કરવા કપટ કેળવનાર અધમતાનો પરમ ઉપાસક છે.

પોતાના હૃદયને દૂષિત તથા અવગુણી બનાવ્યા સિવાય બીજાના દોષો અને અવગુણો કહી શકાતા જ નથી.

જગતના જીવોને સુખે જીવતા જોઈને દુઃખી થનાર પ્રભુનો પૂર્ણ અપરાધી છે.

ધન, બળ, ઐશ્વર્ય, રૂપ અને વિદ્યા આદિના અભિમાનથી મત્ત બનીને બીજાની અવગણના, તિરસ્કાર કરનારને આપત્તિ-વિપત્તિ આવવાની જ અને દીન બનીને પોતાના બચાવની યાચના કરવાનો જ, માટે અભિમાનમાં આંધળો બનેલો પણ દયાને પાત્ર છે. તેના ઉપર

દ્વેષ ન કરતાં દયા કરવી જોઈએ; કારણ કે બિચારો પોતાને ભાવીમાં થનારા અનિષ્ટ પ્રસંગોને જોઈ શકતો નથી.

બીજાના દુઃખોને ગ્રહણ કરીને તેના બદલામાં સુખ આપવું તે ઉત્તમતા છે.

દુઃખ વેઠીને પણ બીજાઓને પરમ સુખ આપવા દુનિયામાં જે અવતરે છે તે અવતારી પુરુષ કહેવાય છે.

પોતે સત્ત્વહીન અને ગુણહીન હોવા છતાં બીજાના ધનબળથી કે પુન્યબળથી મોટા તરીકે પંકાઈને અભિમાનમાં મદોન્મત્ત બનનાર મૂર્ખાનો સરદાર છે.

પરોપકારમાં અને આત્મશ્રેયમાં ધન ખર્ચનાર કરતાં જીવન ખર્ચનાર અત્યંત શ્રેષ્ઠ છે.

મળ્યું છે તેના કરતાં પણ અસંખ્યગણું જો માનવજીવન લાંબું હોય તો પણ તેની એકે ક્ષણ નકામી નથી. જેઓ કહે છે અમે નકામા છીએ, તે ભૂલે છે. આત્મવિકાસનું ખાસ કામ કરવાનું છે તેમાં જીવનની સર્વ ક્ષણો કામે લગાડીને કિંમતી બનાવી શકાય છે.

જ્યાં સુધી સંપૂર્ણ આત્મવિકાસ ન થાય ત્યાં સુધી મનુષ્ય નકામો નથી.

ધન-સંપત્તિની વ્યવસ્થા સહુ કોઈ કરે છે, પણ જીવનસંપત્તિની વ્યવસ્થા કરનાર કોઈ વિરલો જ હોય છે.

વિષ જેવી પ્રાણઘાતક વસ્તુ કેમ ન હોય? પરંતુ માનવી જ્યાં સુધી ગુણકારી અને લાભકારી માને છે ત્યાં સુધી તે વસ્તુને છોડી શકતો નથી.

જે વસ્તુનો ત્યાગ કરવો હોય તેના પ્રત્યે વિરક્ત થવાની જરૂર છે અને તે વિરક્તભાવ વસ્તુના અવગુણ-દોષ જોવાથી ઉત્પન્ન થાય છે; માટે જો વસ્તુને છોડવી હોય તો ગુણની ભ્રમણા છોડી દઈને તેના વાસ્તવિક દોષો જુઓ.

સંસાર ખારો છે; છતાં જડાસક્ત જડાત્માઓને સારો લાગે છે-મીઠો લાગે છે.

આત્મસ્વરૂપને ઓળખી આત્મામાં જ રમનાર સંતપુરુષ છે અને ગંદકીની ગટરના કીડાની જેમ પાંચે ઇંદ્રિયોના વિષયોમાં જ મગ્ન રહેનાર પામર મનુષ્ય છે.

આત્મવિકાસના પંથે પ્રયાણ કરીને ઉપયોગી માનવજીવનને ટકાવી રાખવા નિરસ, સાદો, શુદ્ધ અને પરિમિત ખોરાક લેનાર સત્પુરુષ છે, અને વિકાસનો ડોળ કરી વિલાસ માટે દેહનો દાસ બની ઇંદ્રિયોનો પોષક, મનગમતો, સરસ, સ્વાદિષ્ટ અને સદોષ ખોરાક લેનાર ભિખારી છે.

ઉચ્ચતમ જીવનમાં જીવનારને ખોટી પ્રસિદ્ધિ મેળવવાની ચાહના ન હોવાથી આડંબર કરીને દાંભિક જીવન બનાવવાની સર્વથા આવશ્યકતા હોતી નથી. તેઓ હૃદયની શુદ્ધિ અને સરળતાથી જીવનને વધારે ઉચ્ચ બનાવવાના અર્થી હોય છે.

સાધુજીવન વ્યતીત કરવાનો ડોળ કરનાર અસાધુતાનો દાસ છે.

પ્રભુમય જીવન બનાવવાનો અર્થ વિષયાસક્ત પામર જીવોનો આશ્રિત બનતો નથી.

તમે જેમ જેમ જડના આશ્રિત બનશો તેમ તેમ તમારા સુખની હાનિ અને દુઃખની વૃદ્ધિ થશે અને જડથી સ્વતંત્રતા મેળવશો તો દુઃખની હાનિ અને સુખની વૃદ્ધિ થશે.

કર્મવિકાસની દિશા બદલાયા સિવાય ધર્મવિકાસ થઇ શકતો નથી.

પ્રભુ પરિમિત પ્રદેશવાળા વાડામાં ગોંધાઈ રહેલા નથી, પણ સર્વ સ્થળે છે અર્થાત્ અધિકારી મનુષ્ય માત્ર પ્રભુને મેળવી શકે છે.

જીવ માત્ર ધર્મી છે. જડ વસ્તુઓ પણ ધર્મ વગરની તો નથી જ; પરંતુ ધર્મના વિકાસના માર્ગમાં રહેલા આત્માઓ ઘણા જ થોડા છે.

જ્યાં વિકાસ છે ત્યાં વિલાસ નથી; જ્યાં વિલાસ છે ત્યાં વિકાસ નથી.

જડના ધર્મમાં આસક્તિ ધરાવનાર વિધર્મી છે—અધર્મી છે અને પોતાના ધર્મમાં લીન રહેનાર ધર્મી છે.

જડના ધર્મનો ઉપભોગ તે વિલાસ અને આત્મધર્મનો ઉપભોગ તે વિકાસ.

તમારું અહિત કેમ ન થતું હોય, પણ જે તમને ગમતું બોલે—ગમતું કરે તેને તમે ચાહો છો અને હિતકારી પણ તમને અણગમતું કરે તેની તમે ઘૃણા કરો છો એ તમારી મોટી ભૂલ છે.

ધર્મનો પ્રચાર કર્યો ત્યારે જ કહેવાય કે જીવો જડાસક્તિ છોડીને આત્મસન્મુખ થાય અને પોતાનું સાચું હિત સાધે.

પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા ધર્મવિકાસના સાધનોમાં વિવાદ કરી વૈરવિરોધ ઊભો કરવો તે અધર્મને ઉત્તેજન આપવા જેવું છે.

ખાનપાન અને માન-સત્કાર મેળવવા ધર્મના નામે સત્ય માર્ગ સંતાડીને અસત્ય માર્ગ બતાવનાર ધર્મનો પૂર્ણ દ્રોહી છે.

ક્ષમા, દયા, સત્ય આદિ ગુણો ન હોવા છતાં કોઇ ક્ષમાવાન, સત્યવાદી, બાળબ્રહ્મચારી આદિ ગુણોનો આરોપ કરી પ્રશંસા કરે તો ખુશી ન થતાં શરમાઓ; કારણ કે અછતી વસ્તુની પ્રશંસા તે એક પ્રકારની મશ્કરી છે અને ખોટી પ્રશંસા સાંભળી ખુશી થવું તે મૂર્ખતા છે.

તમે ગમે તેમ ભલે કરો; પણ તેમ કરવા બીજાઓને દોરીને પ્રભુના અપરાધી બનશો નહિ.

સચેતન અથવા અચેતન કોઇ પણ વસ્તુને હૃદયથી ચાહતાં પહેલાં પોતાનું વાસ્તવિક હિતાહિત વિચારી લેજો.

જે સિદ્ધાંતોને તમે સર્વથા અમલમાં મૂકી શકતા નથી તેનું ભાર દઈને સમર્થન કરતાં વિચાર કરજો.

પોતાની હલકી પ્રવૃત્તિમાં જનતાનો વિરોધ ટાળવા પ્રભુની સંમતિનું પ્રમાણપત્ર બતાવનાર પ્રભુનો પૂર્ણ દ્રોહી છે.

દાંભિક માનવજીવનમાં જીવવા કરતાં પશુજીવનમાં જીવવું શ્રેષ્ઠતર છે.

મનની અને જ્ઞાનની નબળાઇવાળાએ ઉત્તમ પુરુષોની પંક્તિમાં ભળવા સાહસ ખેડવું, તે તેના સર્વનાશ માટે છે.

ઉત્તમતા મેળવ્યા સિવાય દંભ કરીને ઉત્તમ પુરુષપણે પ્રસિદ્ધિ મેળવવી તે ઉત્તમ પુરુષોની ઉત્તમતાને કલંકિત કરી તેમને જનતામાં હલકા પાડવા જેવું છે.

પોતાના કલ્પિત માર્ગને પ્રભુનો માર્ગ બતાવીને પ્રભુના સાચા માર્ગે ચાલનારાઓને ભૂલો પાડનાર પ્રભુનો ઘોર અપરાધી છે.

કંગાળ સઘળાને પોતાના જેવા બનાવવાની ઇચ્છા રાખે છે, પણ ધનવાન પોતાના જેવા બનાવવાની ઇચ્છા રાખતા નથી એ જ તેમની ક્ષુદ્રતા છે.

કોઇ ભાગ્યશાળીને તન, ધન, કુટુંબ આદિથી સુખી જોઇને તેમની અદેખાઈ કરવાથી કાંઇ મળવાનું નથી; પણ તે વસ્તુઓ મેળવવા જેટલું પુન્ય ઉપાર્જન કરશો તો ભાગ્યોદયથી તમે પણ તે વસ્તુઓ મેળવી શકશો.

સ્વાર્થની પણ મર્યાદા હોવી જોઈએ. અમર્યાદિત સ્વાર્થ જનતામાં તિરસ્કારનું પાત્ર બનાવે છે.

કરવું પડશે, જવું પડશે, આપવું પડશે ઇત્યાદિ ભાવશૂન્ય લૌકિક વ્યવહાર એક પ્રકારનો દંભ છે અર્થાત્ ઇચ્છા વગર દાક્ષિણ્યથી, શરમથી કે લોકાપવાદથી બ્હીને કરવામાં આવતો દરેક પ્રકારનો લૌકિક વ્યવહાર, સ્વાર્થ સાધવા માટે સેવાતા દંભને કહેવામાં આવે છે.

તમને માન ન મળે તો હરકત નહી પણ અપમાન મળે તેવા કાર્ય, પ્રસંગ, પ્રદેશ અને વર્તનથી વેગળા રહેજો અર્થાત્ અપમાન મેળવશો નહિ.

પ્રમાણિકતા ખોઇને ધનવાન બનાતું હોય તો પ્રમાણિક બનો. ધનવાન બનવાની કાંઇ પણ જરૂરત નથી; કારણ કે ધનવાન કેવળ અજ્ઞાનીઓને જ પ્રિય અને આદરણીય થાય છે ત્યારે પ્રમાણિક ડાહ્યા માણસોને અને પ્રભુને પણ પ્રિય થાય છે.

તમે મોજશોખ માટે કરેલા પૈસાના દેવામાંથી તો છૂટી શકશો; પણ અનેક જીવોને દુઃખ આપી તેમનો સંહાર કરી કરેલા તેમના પ્રાણોના દેવામાંથી અનેક જન્મોમાં પ્રાણો આપતાં પણ છૂટી શકવાના નથી.

અદેખાઈ દુઃખોને આવવાનો સરળમાં સરળ માર્ગ છે.

જનતામાં દુર્ગુણો પ્રગટ કરવાનો ભય બતાવી બીજાની પાસેથી મેળવેલા પૈસાવડે પેટ ભરનારાઓ ગીધપક્ષીઓ કરતાં પણ ઉતરતા દરજ્જાના છે.

પરાયું ધન, પરાઈ સ્ત્રી આદિ પારકો વૈભવ ભોગવવાની લાલસા રાખવી એ અધમતાની નિશાની છે.

કોઇ પણ પ્રકારનું ખોટું કામ કરતાં પ્રભુનો ભય ન રાખો તો તમારી મરજી, પણ તમને મરવું ગમતું નથી માટે મોતનો તો ભય રાખજો.

ઉદ્યમ કરતાં જે કાંઇ મળે તેમાં સંતોષ રાખી આનંદ મનાવો, કારણ કે અવધિ પૂરી થયે દુઃખ મનાવશો તો ય મરશો અને આનંદ મનાવશો તો પણ મરવાના તો ખરા જ, માટે અંતિમ સરખા પરિણામવાળા ટૂંકા માનવજીવનમાં આનંદ શા માટે ન મનાવવો ?

છેતરપીંડીથી જગત છેતરાશે પણ પ્રભુ છેતરાવાના નથી, માટે પ્રભુથી કાંઈ પણ મેળવવાની ઇચ્છા હોય તો છેતરપીંડીને છોડી દેજો.

સંસારમાં પરસ્પર એકબીજાનો એકબીજાનાથી સ્વાર્થ સધાતો હોવાથી જ આપસઆપસમાં એકબીજાની સાથે ગાઢ સંબંધ, મિત્રતા અને સ્નેહ ધરાવે છે.

તમારા જીવનમાર્ગમાં કૃત્રિમતાના કાંટા વેરશો નહિ.

જગતને સુધારવાનો ડોળ કરવા કરતાં તમારી જાતને સુધારો.

જે દુર્ગુણોથી જીવન મલિન બનીને આત્માનો અધઃપાત થતો હોય તેવા દુર્ગુણોને પોતાનામાંથી અને પરમાંથી કાઢવાનો પ્રયત્ન કરો.

સ્વ-પરને અહિતકારી કોઇની પ્રવૃત્તિ જોઇને દયા આવતી હોય અને હિતકારી માર્ગ બતાવવા ઇચ્છા થાય તો હૃદયમાં સ્વાર્થનો અંશ પણ રાખશો નહિ.

સ્વાર્થ અને સ્પૃહા સાચો માર્ગ બતાવવાના અને સારે માર્ગે ચાલવાના વિરોધી છે.

જીવનનિર્વાહ સિવાયની જરૂરિયાતો એવી હોવી જોઇએ કે અપરાધ વિના અથવા તો અલ્પ અપરાધે પૂરી પડી શકે.

તમારા પ્રયાસથી કોઇનું હિત થતું હોય તો કાળજીપૂર્વક ધ્યાન આપશો, પણ ઉપેક્ષા ન કરશો.

કોઈ બીજાની સહાયતાથી જ તમે વિપત્તિમાંથી છૂટીને સંપત્તિવાળા બન્યા છો, માટે વિપત્તિગ્રસ્તને સહાય આપી સંપત્તિમાન બનાવવા ભૂલશો નહિ.

દુઃખ વેઠી સુખી થનાર જ સુખની મધુરતા જાણી શકે છે. વિપત્તિ ભોગવી સંપત્તિ મેળવનાર જ સંપત્તિની કિંમત કરી શકે છે. પરિશ્રમ કરી વિશ્રાન્તિ મેળવનાર જ વિશ્રાન્તિની

શાંતિને ઓળખી શકે છે. રોગથી પીડા પામીને આરોગ્યતા મેળવનારજ આરોગ્યતાના આનંદને ચાખી શકે છે અને ભૂખથી પીડા પામેલો જ મિષ્ટાન્નની મીઠાશ મેળવી શકે છે.

અનુભવશૂન્ય માણસો દુઃખીના દર્દને અને કંગાળતાની કનડગતને કળી શકતા નથી.

સંસારમાં પ્રાણીઓને બીજા અનુભવ ન પણ થાય, પરંતુ જન્મનો અને મૃત્યુનો અનુભવ તો પ્રાણીમાત્રને અવશ્ય થવાનો જ.

મૂર્ખમાં મૂર્ખ માણસ પણ જાણે છે કે વાવ્યા સિવાય ફળ મળતા નથી. એક વખત વાવ્યું હોય તો એક વખત ફળ મળે અને વારંવાર વાવવાથી વારંવાર ફળ મળે છે, તો પછી તમે ડાહ્યા થઇને એક વખત વાવી વારંવાર ફળની ઈચ્છા કેમ રાખો છો? વારંવાર સંપત્તિ જોઇતી હોય તો ખેડૂતની જેમ ખાવા જેટલું રાખી બાકીનું પુન્યક્ષેત્રમાં વાવી દો.

તમને કોઇ ગાળ દે, કનડે કે તમારી નિંદા કરે તો તમે તેને નીચ, નિર્દય અને દુર્જન માનો છો, તો પછી તમે બીજાને ગાળ દેતાં, કનડતા કે તેની નિંદા કરતાં પહેલાં વિચાર કરજો કે તમે પોતે કેવા કહેવડાવવું પસંદ કરો છો?

જેને બુધ્ધિમત્તાનું મિથ્યા અભિમાન નથી તેજ મધ્યસ્થ બનવાનો અધિકારી છે.

કોઇને ઉતારી પાડીને ઉત્તમ બનાવી શકાતો નથી.

જો તમે સાચા અને શુદ્ધ છો તો પછી એકાંત હિતબુધ્ધિથી સાચું બોલીને કે લખીને સંતાઓ છો શા માટે? અને જો કાંઇ અનિષ્ટ પ્રસંગ ઉપસ્થિત થવાનો ભય લાગતો હોય તો બોલો છો અને લખો છો શા માટે?

જે કામ કરવાની તમારી શક્તિ ન હોય અને આવડત પણ ન હોય તો તે કામ કરવાની હોંશ રાખશો નહિ. પહેલાં સારી રીતે અનુભવ મેળવી શક્તિને ખીલવ્યા પછી જ કાર્યને માથે લેશો, નહિ તો હાંસીને પાત્ર બનશો.

બીજાના વિચારો અને સિદ્ધાંતો તમારા જીવનનું શું શ્રેય કરનારા છે તેનો સાચી રીતે અને સારી રીતે અભ્યાસ કર્યા પછી જ અપનાવજો.

બીજાના વિચારો જનતાને શું ઉપયોગી છે તે બરાબર સમજ્યા સિવાય જનતા આગળ રજૂ કરશો નહિ.

કોઇ તમારી સલાહ લેવા આવે તો તેને તમે સાચી સલાહ આપશો, પછી તે તમારો શત્રુ કે મિત્ર હોય, પણ જો તેને ખોટી સલાહ આપશો તો વિશ્વાસઘાતી બનીને જનતામાં તિરસ્કારનું પાત્ર બનશો.

પુન્યબળથી સંપત્તિ મેળવી સુખ ભોગવનારની બરાબરી કરવા અનીતિનો માર્ગ લેશો તો ઇચ્છા સફળ કરી શકવાના નથી.

થોડા કષ્ટે મેળવેલા ધનને વાપરતાં તમે ખૂબ વિચાર કરો છો. એક પૈસો વાપરી પાંચ

પૈસા જેટલો લાભ મેળવવા ઇચ્છો છો, તો પછી મહાકષ્ટે મેળવેલા અમૂલ્ય માનવ જીવનને જેમ તેમ વેડફી નાંખતાં કેમ વિચાર કરતા નથી?

તમારા માનવજીવનના પચીસ કે પચાસ વર્ષની ક્ષણો વપરાઇ ગઇ હશે, છતાં તમે કોઇ દિવસ પણ વિચાર કર્યો છે કે આટલી ક્ષણો વાપરી મેં શું લાભ મેળવ્યો?

તમે બતાવી શકશો કે મરીને જ્યાં જવું છે ત્યાંના માટે શું વ્યવસ્થા કરી રાખી છે?

છે કોઇ જગતમાં છાતી ઠોકીને કહેનારો કે મારે મરી જવું નથી?

તમે ભલે મોતને ભૂલી જાઓ પણ મોત તમને ભૂલવાનું નથી.

યાદ રાખજો કે તમે વગડામાં થઇને જતા હશો અને તમારા જીવનનો અંત આવી ગયો હશે તો મોત તમને ત્યાં પણ છોડવાનું નથી. ઘેર જઇ સગાસંબંધીને મળીને બધી વ્યવસ્થા કરવા જેટલો સમય પણ તમને આપવાનું નથી; માટે હંમેશા મોતથી ચેતીને ચાલજો. બધા કાર્યોથી પરવારી તૈયાર થઇને રહેજો.

મરવાથી સહુને અણગમો થાય છે; પણ મરવાનું મૂળ વિષયાસક્તિથી કોઇને પણ અણગમો થતો નથી.

જેનાથી જેનું કાંઇ પણ કાર્ય સિદ્ધ થતું ન હોય અથવા તો કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ પણ ન થતી હોય તો પછી તે વ્યક્તિ ગમે તેટલી ઉદાર અને ધર્મીષ્ઠ કેમ ન હોય, પરંતુ તેને સ્વાર્થી માણસ કંજૂસ અને ધર્મધૂર્ત જરૂર કહેવાનો જ.

પોતાની પાછળ મૂકી જવાના હેતુથી ધનાદિનો સંગ્રહ કરવા મરણના છેડા સુધી પોતાનું કલ્યાણ ન કરતાં દુઃખ વેઠ્યા કરવું તે ડાહ્યા પુરુષનું કામ નથી.

તમે પોતાની જ ફિકર રાખો; કારણ કે સંસાર સહુ કોઇ સુખદુઃખ માટે પ્રારબ્ધ સાથે લઇને અવતર્યા છે. તમારું પ્રારબ્ધ કોઇને પણ ઉપયોગમાં આવવાનું નથી.

સંસાર ઉપર અજ્ઞાનતાથી જે વિરક્તભાવ થાય છે તે જો જ્ઞાનપૂર્વક થાય તો જીવાત્માનું કલ્યાણ થઇ જાય અને સર્વ દુઃખોથી છૂટી જાય.

અજ્ઞાનતાથી થયેલો વૈરાગ્ય થોડો કાળ રહે છે અને જ્ઞાનથી થયેલો વૈરાગ્ય હંમેશા રહે છે.

બીજાના છતા–અછતા દોષો સાંભળીને દિલગીર થવાને બદલે રાજી થનાર ઉત્તમતા મેળવવા લાયક નથી.

કોઈ માણસ તમારા આગળ બીજાની નિંદા કરે તો તરત તેને બોલતાં અટકાવી દેજો; કારણ કે નિંદક માણસનો એવો સ્વભાવ જ હોય છે કે તમારા આગળ બીજાની અને બીજાના આગળ તમારી નિંદા કરીને ખુશી થવું.

ક્રોધ, માન, માયા, લોભ અને નિર્દયતા તો આખી દુનિયા કરી જાણે છે. પણ ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ અને દયા કરી જાણે તે જ પુરુષ પૂજ્ય છે, વંદનીય છે.

પરના કલ્યાણ માટે પ્રાણ આપનાર પુરષોત્તમ કહેવાય છે.

ઇચ્છાઓ તેવી અને તેટલી જ રાખવી જોઇએ કે પોતાની આર્થિક અને શારીરિક શકિતથી સાધી શકાય. અસાધ્ય ઇચ્છાઓ અસાધ્ય રોગ કરતાં પણ વધારે પીડા આપનારી હોય છે.

કુદરતને કૂદી જવા સાહસ કરનાર વિપત્તિને આધીન બને છે.

જનતાની પાસેથી સેવાભકિતની આશા રાખનાર ભિખારી કરતાં પણ વધારે હલકો છે.

લઘુતા રાખવી સારી છે પણ હલકાઈ રાખવી સારી નથી, કારણ કે લઘુતા ગુણ છે અને હલકાઈ અવગુણ છે.

ગુણવાન થઇને અભિમાનનો ત્યાગ તે લઘુતા અને ગુણી અથવા તો અવગુણી થઇને અભિમાન કરવું તે હલકાઇ.

તે ગુણી ગુણવાન જ નથી કે જે અભિમાનનો આદર કરે છે; કારણ કે સઘળા ગુણોને કલંકિત કરનાર અભિમાન જ છે.

બદલાની આશા રાખ્યા વગર પરોપકાર કરવો તે જ ઉત્તમતા છે.

જે સંસારના જીવ માત્રનો સેવક બને છે તે જ સંસારનો સ્વામી બનવાનો અધિકારી છે.

દુઃખીની સાચા દિલથી સેવા કરતાં સંકોચ, ઘૃણા કે કંટાળો રાખશો નહિ.

કોઇ પણ કાર્યમાં બીજાનો વિશ્વાસ ભલે ન રાખો પણ આત્મવિશ્વાસ તો અવશ્ય રાખશો; કારણ કે આત્મવિશ્વાસ સિવાય કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. મુક્ત બની સાચું સુખ મેળવવા આત્મશ્રદ્ધાની અત્યંત આવશ્યકતા છે.

ગમે ત્યાં ફરો ને ગમે ત્યાં ભળો, પણ ઉત્તમ આચારવિચારને છોડીને ઉત્તમતા ગુમાવશો નહી.

ગમે તેટલા શ્રીમંત કેમ ન થાઓ, પરંતુ સ્વાશ્રયીપણું છોડશો નહિ; કારણ કે સ્વાશ્રયમાં સુખ છે અને પરાશ્રયમાં પરમ દુઃખ છે.

શ્રીમંત બનવાની ઘેલછામાં સુખી જીવનને દુઃખી ન બનાવશો.

ત્યાગ જ સુખ છે અને ભોગમાં જ દુઃખ છે. ભોગના અંતે પણ ત્યાગથી જ સુખ થાય છે.

જડ વસ્તુઓમાં લીન બનેલી વૃત્તિઓને ઇચ્છાપૂર્વક વાળી લેવાનું નામ જ ત્યાગ છે, બાકી તો વસ્તુવિયોગરૂપ ત્યાગ તો અનિચ્છાએ પણ નિરંતર થયા જ કરે છે, તેથી કાંઇ આત્માને શાન્તિ, સુખ કે આનંદ મળી શકતાં નથી, ઊલટાં દુઃખ, શોક ને દિલગીરી પ્રાપ્ત થાય છે.

જે શ્રીમંતાઇ પ્રભુના દ્રોહી બનાવી અનેક પ્રાણીઓની આપત્તિ-વિપત્તિનું કારણ બનાવતી હોય તેવી શ્રીમંતાઈ કરતાં ગરીબાઈ શ્રેષ્ઠતર છે.

સહનશક્તિની નબળાઈવાળામાં ક્ષમા રહી શકતી જ નથી.

અદેખાઇ અને અભિમાન ક્ષમાના સંપૂર્ણ વિરોધી છે.

મનુષ્ય માત્રને ધર્મના અંકુશની ખાસ જરૂરત છે, કારણ કે ધર્મ અનીતિથી બચાવી સુસંસ્કારી બનાવે છે.

માણસને જીવવા માટે ફક્ત અન્નપાણીની જ અત્યંત આવશ્યકતા છે, છતાં મકાન, વસ્ત્રપાત્ર અને જીવનનિર્વાહ પૂરતું ધન મેળવે તો પણ તે ઉપયોગી હોવાથી ભલે મેળવે, પણ વિષયની તો સર્વથા આવશ્યકતા નથી. વિષય સેવ્યા વગર ઘણી જ સારી રીતે જીવી શકે છે અને જીવન-નિર્વાહમાં કોઇ પણ પ્રકારની અગવડતા નડતી નથી.

તમે અનીતિનું કામ કરી ભલે દુનિયાથી છાનું રાખો પણ પ્રભુથી તો છાનું રાખી શકવાના નથી અને ઉપરથી નીતિ તથા ધર્મનો ડોળ કરી દુનિયા પાસેથી ભલે માન-સત્કાર મેળવો પણ પ્રભુની દૃષ્ટિમાં તો તમે ગુનેગાર હોવાથી તમારે જરૂર સજા ભોગવવી પડશે.

જે કાર્ય કરવામાં બીજાને જાણી જવાનો અને આપત્તિ-વિપત્તિનો ભય હોય તેવા કાર્ય-થી વેગળા રહેવામાં જ શ્રેય છે.

સુસંસ્કારી હો કે કુસંસ્કારી હો પણ શ્રીમંતના પ્રેમ અને પ્રસન્નતાને સહુ કોઇ ચહાય છે,

અપરાધી બનતાં પહેલા વિચાર કરી જોજો, કે જેના માટે તમે અપરાધ કરો છો તે કેટલા કાળ માટે અને આત્મશ્રેય માટે કેટલું ઉપયોગી છે.

દરેક કાર્યના પરિણામ ઉપર દૃષ્ટિપાત કરી વ્યવસાય કરનાર અનિશ્ચિત પ્રસંગોમાં સપડાતો નથી, તેમજ મૂંઝવણથી સુકાઇ જઇને ચિંતાને સ્વાધીન થતો નથી અને સુખે જીવન વ્યતીત કરી સાચી સુખસંપત્તિ મેળવી શકે છે.

કામ, ક્રોધ, મદ, મોહ, અજ્ઞાન વગેરેનો સમૂળગો નાશ કરનાર પ્રભુને નમસ્કાર.

નિરંજન–નિરાકાર–નિર્વિકાર–નિર્લેપ–જ્યોતિસ્વરૂપ મહાપ્રભુને નમસ્કાર.

કામ–ક્રોધાદિને નિર્બળ બનાવી સ્વ–પરને હિતકારી મનવચનકાયાનો વ્યાપાર કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારી ભગવાનને નમસ્કાર.

અબૂઝને બૂઝવી પ્રભુનો સાચો માર્ગ બતાવનાર આત્મજ્ઞાની મહાપુરુષને નમસ્કાર.

ત્યાગમૂર્તિ, સમભાવી, પરમદયાળુ, ક્ષમા, નમ્રતા, સજ્જનતા, કોમળતા આદિ ગુણોના સાગર, કષાયમુક્ત, વિષયવિરક્ત સંતપુરુષને નમસ્કાર.

શાન્તિ આપણા અંદર જ છે, માટે બહાર ભટકવાનું છોડી દઇને આત્મામાં જ શોધવા માટે હમેશાં તત્પર રહેવું જોઇએ.

સુખનો એક જ ઉપાય છે, ત્યાગ. જે જેટલું વધારેમાં વધારે ત્યાગમય જીવન બનાવી શકશે, તે તેટલો જ વધારે સુખી બની શકશે.

પોતાને પ્રાણી માત્રનો દાસ સમજનાર પ્રેમ મેળવી શકે છે. જે પોતાને શ્રેષ્ઠ માને છે તે પ્રેમતત્ત્વને સમજી જ શકતો નથી.

કોઇને પણ નાનો ન સમજનાર મોટો બની શકે છે, ગરીબ અને ધનવાનમાં ભેદ ન રાખવો.

સર્વમાન્ય એક આત્મા જ છે. આત્મજ્ઞાન થયા પછી જ સર્વમાન્ય, સર્વશ્રેષ્ઠ અને અંતર્યામી બની શકે છે.

જડ સંપ્રદાય અને ચૈતન્ય સંપ્રદાય સિવાય સંસારમાં ત્રીજો કોઇ સંપ્રદાય નથી.

ચૈતન્ય જાતિ અને જડ જાતિ સિવાય ત્રીજી કોઈ જાતિ નથી.

ચૈતન્યને ચૈતન્ય સંપ્રદાયની અને જડને જડ સંપ્રદાયની દીક્ષા આપવી તે ધર્મ.

પ્રભુની કોઈ પણ જાતિ નથી, તેમ જ પ્રભુનો કોઇ પણ સંપ્રદાય નથી.

જાતિ અને સંપ્રદાયનો ભેદ મટ્યા સિવાય જીવશિવનો ભેદ મટતો નથી.

તમે કોણ અને અમે કોણ તે સારી રીતે ઓળખ્યા પછી જ તમારો ધર્મ ખોટો અને અમારો ધર્મ સાચો કહેવાનું સાહસ કરવું.

પ્રભુ અને તમારા બચમાં રહેલો મોહ–માયાનો પડદો કાઢી નાંખો; પછી તમને પ્રભુ જુદા નહીં જણાય.

કેટલાક શ્રીમંતો ધનના મદથી ગરીબ માણસોનો તિરસ્કાર કરે છે અને તેમને હલકા મવાલી સમજે છે, માટે જ ગરીબવર્ગ ધનવાનોની અદેખાઇ કરી તેમનું ભૂંડું ઇચ્છે છે.

જો ધનવાન નમ્ર બની ચાલતો હોય, દરેક મનુષ્ય સાથે પ્રીતિ રાખી તેમનો ઉચિત આદર કરતો હોય તો તેનું કોઇ પણ ભૂંડું ઇચ્છે નહીં અને જો અવસરે દીનદુઃખીયાંનો સાદ સાંભળી કાંઇક ઉદારતા દર્શાવતો હોય તો સંસાર તેનું ભલું ઇચ્છી દાસ બન્યો રહે.

ધનવાનને ધનની વૃદ્ધિ માટે, ઘણો કાળ ધનને ટકાવી રાખવા અને આરોગ્યતા મેળવી ધનના ઉપભોગ માટે અનેકના આશીર્વાદની આવશ્યકતા રહે છે, માટે જ ધનવાનોએ ધનના અમુક ભાગનો વ્યય આશીર્વાદ મેળવવા અવશ્ય કરવો જોઇએ.

જો મળેલું ધન પોતાને જ ભોગવવું હોય તો ધન હોવા છતાં કેમ મરી જાય છે ? જ્યારે બધું ધન ભોગવાઇ જાય ત્યારે મરવું જોઇએ. લાખોની સંપત્તિ પોતાની પાછળ મૂકી

જતા જોવાય છે, પાછળથી તેનો ઉપભોગ કરનારા બીજા જ હોય છે, તો પછી કેવી રીતે કહી શકાય કે જેને જે કાંઇ મળે છે તે તેના જ ઉપભોગ માટે હોય છે?

તમને કરેલાં કર્મોની સજા ભોગવવાનો સમય આવે તો ફરજીયાત ન ભોગવતાં મરજીયાત ભોગવો.

સજામાંથી છૂટવા માટે ધની, બળી, અધિકારી, વૈદ્ય આદિ અપરાધીઓનો આશ્રય ન લો. પણ સર્વથા નિરપરાધી પ્રભુનો આશ્રય લો.

અપરાધ કર્યા પછી સજા ઘડાઇ ભોગવવાનો સમય આવે તે પહેલાં જેના તમે ગુનેગાર બન્યા છો તેની પાસે પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગીને સજામાંથી છૂટવા પ્રભુ પાસે અપીલ કરો અને પોતાના ગુના કબૂલી, હવે ફરીથી અપરાધ નહીં કરું એવી પ્રતિજ્ઞા કરી પ્રતીત કરાવો

જ્યારે જ્યારે તમે મોહની પ્રેરણાથી પ્રાણીઓના પ્રાણોની ચોરી કરી માનેલા આનંદ તથા સુખ ભોગવો છો ત્યારે ત્યારે તમારા માટે કર્મરાજા તરફથી સજાઓ ઘડાઇ જાય છે.

અપરાધ કરતી વખત અને સજા ઘડાતી વખત તમને બિલકુલ ભાન હોતું નથી, પણ સજા ભોગવવાનો સમય આવે છે ત્યારે તમને બહુ દુઃખ થાય છે અને અનિચ્છાએ પણ તમારે વિપત્તિઓ ભોગવવી પડે છે.

સ્વાધીનપણે અથવા તો પરાધીનપણે દુઃખ–સજા ભોગવી અપરાધમાંથી છૂટા થવાય છે, માટે દુઃખ–સજા ભોગવી અપરાધમાંથી છૂટી જવું તે સુખનો હેતુ છે.

રાજી થાઓ. રડો છો શા માટે? અપરાધની સજા ભોગવી પ્રાણીઓ સુખી થાય છે.

ધન, યૌવન, બળ, રૂપ આદિના મદથી છકી જઇ ધ્યાન રાખ્યા વગર ચાલતાં પગમાં કાચ કે કાંટો લગાડી બેઠા, તો હવે કઢાવતી વખતે શા માટે દુઃખ મનાવો છો? એ નીકળ્યા સિવાય સુખ થવાનું નથી.

ખુશીથી અપરાધ કર્યા છે માટે ખુશીથી સજા ભોગવી લો.

તમે જ્યારે દરિદ્રતા, રોગ, શોક આદિ આપત્તિ–વિપત્તિથી બહુ જ દુઃખી થાઓ છો ત્યારે પરમાત્માની પાસે હાથ જોડી પ્રાર્થના કરી માફી માગો છો કેઃ "હે પ્રભો! મારા અપરાધોને માફ કરો. હું ભૂલી ગયો. હવે ફરીથી આવાં અધમ–નીચ પાપકૃત્યો નહિં કરું." આ પ્રમાણે પ્રભુ આગળ તમે જૂઠું બોલો છો; કારણ કે તમે ભૂલથી ગુનેગાર નથી બન્યા, પણ જાણીબૂઝીને ક્ષણિક સુખ તથા આનંદના માટે પાપ કરીને પ્રભુના ગુનેગાર બન્યા છો. જો તમે ભૂલથી ગુનો કર્યો હોય તો ગુનો કર્યા પછી તરત જ પશ્ચાત્તાપપૂર્વક સખેદ ઉદાસવૃત્તિથી પ્રભુ પાસે માફી માગત; પણ જ્યાં સુધી ગુનાની સજા ભોગવવાનો વખત નહોતો આવ્યો ત્યાં સુધી તો તમે ગુના કરીને ખૂબ રાજી થતા હતા, પણ જ્યારે ચારે તરફથી તમને દુઃખે ઘેરી લીધા ત્યારે તમે પ્રભુ પાસે માફી માગો છો, માટે તમારે જૂઠું બોલવાની પણ સજા ભોગવવી પડશે.

જો તમે પ્રભુના કાયદાઓ તોડીને પ્રભુના સામે બંડ ઉઠાવશો તો કુદરત તરફથી દુઃખે

ભોગવાય તેવી ધરતીકંપ,- કોલેરા, પ્લેગ,- અતિવૃષ્ટિ, અગ્નિપ્રકોપ આદિ ગુપ્ત સજાઓ થયા સિવાય નહિ રહે.

પોતાનાં પાપો છાનાં રાખવા માયાનો પડદો જગત ઉપર ભલે નાખો, પણ પ્રભુ ઉપર નાખી શકવાના નથી.

સ્વાર્થની પણ હદ જોઇએ; મર્યાદા વગરનો સ્વાર્થ પ્રભુનો ગુનેગાર બનાવે છે.

સંસારને પોતાનો આશ્રિત બનાવવાની ઘેલછા રાખશો તો નિરાશ્રિત બની તમારે આપત્તિ વિપત્તિના આશ્રિત બનવું પડશે.

શું તમને પ્રભુના બતાવેલા સુખના માર્ગની શ્રદ્ધા છે? શ્રદ્ધા હોય તો પછી સુખ માટે અવળે માર્ગે કદાપિ ન જાઓ.

પ્રભુએ બતાવેલા સુખના માર્ગથી અવળે માર્ગે ચાલી પોતાને સુખી માનનાર પ્રભુને જૂઠા ઠરાવવાનો ગુનો કરે છે.

સુખ તથા દુઃખ કોઇને આપેલું મળતું નથી, પણ તમારી સમજણથી થતા વિચારોનું જ પરિણામ છે.

તમારી ઇચ્છાથી થનારાં સુખ-દુઃખ સાચાં નથી.

સુખના માટે ઇચ્છા-સ્પૃહાની જરૂર નથી

ઇચ્છા-સ્પૃહા છે, ત્યાં સાચું સુખ રહી શકતું નથી

સાચું સુખ ભેદ વગરનું-એક જ પ્રકારનું છે અને તે સઘળા જીવોમાં સુખરૂપે જ રહે છે અને ઇચ્છાથી થનારુ સુખ અનેક પ્રકારનું છે અને તે એકને સુખરૂપ તો બીજાને દુઃખરૂપ થાય છે, માટે જ ઇચ્છા-સ્પૃહા વગરનું સુખ તે જ સાચુ સુખ કહી શકાય

પારકી મોટાઇ કે ગુણ ગાવા જૂઠું બોલવું પડે તો અપરાધ માનો છો અને પોતાની બડાઇ હાંકવા ફાવે તેટલું જૂઠું બોલી પોતાને નિરપરાધી માની ખુશી થાઓ છો, આ તે કેવી સમજણ ?

સ્વાર્થ માટે અધમ તથા ક્ષુદ્ર માણસ ઉપર પ્રેમ રાખી સેવા કરો છો તેટલો પ્રેમ પ્રભુ ઉપર રાખી પરમાર્થ માટે પ્રભુની સેવા કરો તો તમારું કલ્યાણ થઇ જાય.

બીજાને સુખી જોઈ દુઃખી કે દિલગીર થશો તો તમારી પાસે સુખ આવવાનું નથી અને દુઃખી જોઇ સુખી થશો તો દુઃખ જોઇએ તેટલું મળી રહેશે; માટે જેની ઇચ્છા હોય તેનો આદર કરજો.

પરમેશ્વરને મળવા નીકળ્યા હો તો પ્રાણોની પરવા રાખશો નહિ.

ત્યાગી-વૈરાગીનો દંભ સેવી કીમતી સુંદર વસ્ત્રો, ખાનપાન ને માનસન્માન મેળવનાર કરતાં સાદાં ખાનપાન ને વસ્ત્રથી જીવનાર માન વગરનો મજૂર હજાર દરજ્જે સારો છે.

બીજા અવગુણો કરતાં પરસ્ત્રીલંપટપણાનો અવગુણ સઘળા ગુણોનો નાશ કરે છે, માટે વ્યભિચારથી વેગળા રહેજો.

પ્રભુકૃપાથી મળેલા માનવજીવન ઉપર પ્રભુનો જ હક્ક છે, માટે પ્રભુને અર્પણ કરવાને બદલે વિષય માટે માનવજીવન વેચનાર તથા ખરીદનાર બંને પ્રભુની મિલકતના ચોર હોવાથી અપરાધી બની સજાના પાત્ર બને છે.

જીવવાને માટે તમારી નોકરી કરનાર નોકરનું ધનમદથી ખોટી રીતે કનડગન કરી દિલ દુખાવશો તો પ્રભુની અવકૃપાના પાત્ર બનશો

ખાલી હાથે આવી લાખપતિ કે ક્રોડપતિ બન્યા પછી ક્રોડના લાખ અને લાખના હજાર થતાં દુઃખી શામાટે થાઓ છો અને વિચાર કેમ નથી કરતા કે હું શું લઇને આવ્યો હતો ?

હજારોના સુખને માટે સ્વાર્થ જતો કરનાર પ્રભુને પણ પ્રિય થાય છે.

લક્ષ્મીનો લાભ એકલા જ ન લેશો, બીજાને પણ લેવા દેજો. જો બીજાના લાભમાં આડા આવશો તો લક્ષ્મી તમને છોડીને ચાલી જશે.

પોતાની માલિકી રાખી વ્યાજે નાણાં આપનારને તમે નિર્વાહ માટે આપો છો, પણ પોતાની માલિકી છોડી દઇ વ્યાપાર માટે નાણાં આપનારને દુઃખી અવસ્થામાં પણ કાંઇ આપતા નથી, આ તે કેવો ન્યાય !

કેવળ મનમાં જ ભોગની ઇચ્છા રાખી પારકી વસ્તુ વાપરશો, તો પ્રભુના ગુનેગાર બની ગુપ્ત સજાનું પાત્ર બનશો અને દેહ તથા જીભથી જો માલિકની આજ્ઞા વગર વાપરશો તો માલિકના પણ ગુનેગાર બની મારપીટની સજા ભોગવશો.

હજારો માણસોએ પોતાનું ધન આપી તમને શ્રીમંત બનાવ્યા છે માટે હજારો દુઃખી જીવોને સુખી કરવા ધન વાપરશો તો તમારી પાસે લક્ષ્મી બની બની રહેશે

તમે ઇચ્છાઓના દાસ ન બનો પણ ઇચ્છાને તમારી દાસી બનાવો.

સ્વતંત્ર બનો. ચા, બીડી, પાન-સોપારી, માલમિષ્ટાન્ન જોઇએ જ એવી પરાધીનતા છોડી દેશો તો જ સુખી થશો.

બાગ-બંગલા, નોકર-ચાકર, મોટર, વસ્ત્ર, ઘરેણાં વગેરે જેટલી વસ્તુઓ ધારો છો તેટલા જ વધારે તમે પરાધીન બનો છો અને જેટલા તમે પરાધીન છો તેટલા જ તમે અપરાધી અને દુખી પણ છો.

વપરાશથી વધારાનું ધન મળે તો કુવ્યસનોમાં ન વેરી નાખતાં અર્થી-દુઃખી માણસોને જીવાડવામાં વાપરશો.

અપરાધોથી અવળા ચાલ્યા સિવાય દુઃખ તમને છોડવાનું નથી.

ગુણ વગરના લોકોની મહેરબાનીથી મોટા બની ફૂલાનાર પામર પ્રાણી છે.

શ્રીમંતોની સોડમાં ભરાઇ મોટાઇનો ડોળ કરનારાઓ ભોગીઓ કરતાં પણ ઊતરતા દરજ્જાના છે.

પ્રભુનો આજ્ઞાંકિત સાચો ભક્ત ધન-સ્ત્રીમાં આસક્ત પામર પ્રાણીઓની દરકાર કરતો નથી.

શ્રીમંતોના માન-સન્માનના ખાતર ધર્મને વેચી નાંખનાર કંગાલોનો દાસ છે.

દુનિયા ગમે તેમ કરે તેમાં તમે દિલગીર થઈ દુઃખી શા માટે થાઓ છો ? તમે સાચું અને સારું કરો.

પ્રભુના દર્શન કરતાં પણ શ્રીમંતોના દર્શનથી વધુ પ્રસન્ન બની પોતાને કૃતાર્થ માનનાર પ્રભુને મેળવી શકતો નથી.

ખોટી રીતે બીજાની મિલકત પડાવી લેશો તો કુદરત બીજી રીતે તમારું નુકશાન કરશે.

વગર મહેનતે ધર્મના નામે પારકું ધન ભોગવનાર ધર્મનો દ્રોહી બની ધનવાન કરતાં પણ વધારે અપરાધી થાય છે.

દુઃખના દબાણ સિવાય દયાની કીમત સમજી શકાતી નથી.

પૈસો બધાય દુઃખો અને દુર્ગુણોને દાબી દે છે.

દુનિયાની દીવાલ પર તમારાં અનેક ચિત્રો ચિતરાયાં ને ભૂંસાયાં તો યે હુંપણાનો મદ છોડી પ્રભુ સાંભરતા નથી ?

પ્રભુભક્તિ સિવાયના તમારા જીવનના વ્યાપારનો સરવાળો કરી જુઓ, અંતે શૂન્ય જ આવવાનું.

જે સંતપણે જગતની બત્રીસીયે ચઢ્યો નથી તે જન્મ્યો જ નથી.

પ્રભુતા જોઇતી હોય તો પ્રભુના આશ્રિત બનો.

ક્ષમા, દયા, નમ્રતા, સરળતા આદિ ગુણો કોઇના આપેલા મળતા નથી, પણ કુદરતી બક્ષીસ છે.

જેને કોઈ પણ ચહાતું નથી તેનો જન્મ નિરર્થક છે.

સારા વિચારો અને બીજાના અવગુણોનો કચરો નાખી મગજને ઊકરડો ન બનાવો.

પેટ માટે ભલે પરતંત્રતા ભોગવો, પણ મોજશોખ માટે બીજાની ગુલામી કરવી તે મૂર્ખતા છે.

તમને યશ-કીર્તિ ગમે છે, પણ યશ-કીર્તિના કામ કરનાર માણુસ ગમતા નથી: કેટલી અજ્ઞાનતા!

તમે પોતાના જ સુખને ન જુઓ; પણ દુઃખોથી દવાયેલા હૃદયોનું પણ ધ્યાન રાખો.

અનીતિ તથા અધર્મના પૈસાથી મિષ્ટાન્ન જમનાર કરતાં એઠવાડ વીણી ખાનાર ભિખારી હજાર દરજ્જે સારો છે.

તમે દુઃખનો સંગ્રહ કર્યા સિવાય બીજાને દુઃખ આપી શકતા નથી.

બીજાને દુઃખ દેવા પોતે દુઃખી થવું તે અધમતા છે.

બીજાનું સુખ પોતે લઇને બદલામાં દુઃખ આપવું તે ક્ષુદ્રતા અને દુઃખ લઇને સુખ આપવું તે ઉત્તમતા છે.

થોડું બોલનાર અને થોડું ખાનાર જ સત્યવક્તા અને નિરોગી બની શકે છે.

સદાચારી બનશો તો સંસારની શેરીઓમાં ભટકવાનું મટી જશે.

શક્તિના પ્રમાણમાં બીજાને દયા, દાન અને ક્ષમા આપશો; કારણ કે આવતી કાલે તમારે એ જ વસ્તુઓની બીજાની પાસે માગણી કરવી પડશે.

સંપત્તિ અને સુખ તમને ગમે છે તો પછી બીજાની પાસે સુખ-સંપત્તિ જોઇને દિલગીર શા માટે થાઓ છો? ખુશી થાઓ.

નિરાશ્રિતોને આશ્રય આપશો તો તમને કદાપિ નિરાશ્રિત બનવાનો પ્રસંગ આવશે નહિ

તમે તમારો વિચાર જનતાને જણાવી શકો છો, પણ ફરજિયાત કબૂલાવી શકતા નથી.

નિર્ધન કંગાલ નથી, પણ અસંતોષી માણુસ કંગાલ છે.

ધન, બળ, રૂપ, વિદ્યા અને ઐશ્વર્યતાના મદનો આફરો ચઢ્યો હોય તો, પોતાનાથી વધારે ધન, બળ, રૂપ, વિદ્યા અને ઐશ્વર્યતાવાળાને જોશો કે તરત જ તમારો ચઢેલો આફરો ઉતરી જશે.

શેર પાણી માય તેવુ વાસણ કૂવામાં નાખો કે દરિયામાં નાખો; રતિભાર પણ વધારે પાણી નહિ માય, તેવી જ રીતે કલકતે જાઓ કે ગામડામાં જાઓ, ભાગ્યથી વધારે એક કોડી પણ નહિ મળે.

સ્વાર્થ માટે તો સહુ કોઇ નાથ થવા તૈયાર થાય છે, પણ નિઃસ્વાર્થી નાથ તો એક પ્રભુ જ છે.

તમારી પાસે મોટાઈ નથી, માટે જ તમે બીજાની પાસેથી મોટાઇની આશા રાખો છો અને બીજાને મોટાઇ આપી શકતા નથી.

જેણે તમને મોટાઇ આપી મોટા બનાવ્યા છે, તે મોટો કે તમે મોટા તેનો કદી વિચાર કર્યો છે?

તમે નિર્ગુણી પણ ધનવાનની મોટાઇને વધારે પસંદ કરો છો અને ગુણવાન પણ નિર્ધનની મોટાઇથી મોં મરડો છો, આ તે તમારું કેવું ડહાપણ!

સરળતા રાખી નમીને ચાલનારને તમે હલકો અને નબળો ગણો છો, તે તમારી જ હલકાઇ અને નબળાઇ જાહેર કરે છે.

પ્રેમ જોઇતો હોય તો ક્ષમા કરતાં શીખો.

નમીને ચાલનારનું સહુ કોઇ ભલું ઇચ્છે છે.

ગર્વથી-ગાંડા બનેલાને ખુશામત બહુ ગમે છે.

સ્વાર્થ માટે સલામ ભરનારથી ગર્વિત થઇ ફૂલનાર મૂર્ખાનો સરદાર છે.

ખોટી પ્રશંસા સાંભળી શરમાવાને બદલે ખુશી થનાર ક્ષુદ્ર પ્રાણી છે.

સંસારમાં આત્મવિકાસી જ્ઞાની પુરુષ જ મોટો કહી શકાય, બાકી તો બહુ બોલનાર પોથીનો પંડિત અજ્ઞાની ક્ષુદ્ર કીટ સમાન છે.

શોભે તેવી યોગ્ય ઉપમાઓ જ ભૂષણરૂપ છે. બાકી તો અણછાજતી ઉપમાઓ દૂષણરૂપ છે.

વિકાસી આત્માઓની સંગતથી સાચા સુખનો વિકાસ થાય છે અને વિલાસીઓની સંગતથી વિનાશ જ થાય છે.

પ્રભુના પ્રેમમાં લગારે પોકળતા નથી, પણ પામર પ્રાણીઓનો પ્રેમ નિસાર-અને પોકળ હોય છે.

ક્ષુદ્ર વાસનાઓનો ભોગ આપ્યા સિવાય ગુણ મળી શકતા નથી.



# શિખામણો

( ૮૪ )

પ્રમાણિકતા માનવીની સાચી સંપત્તિ છે માટે બધું જતું કરીને પ્રામાણિકતા જાળવી રાખવી જોઈએ.

દુઃખ સહન કરી લેવું; પરંતુ ક્ષુદ્ર સ્વાર્થ માટે કોઈને પણ દગો દેવો નહિ.

સ્વાધીન બન્યા સિવાય સુખશાંતિ મળી શકતા નથી.

જરૂરિયાતો ઓછી કર્યા સિવાય સ્વાધીન બની શકાય નહિ.

જીવાય તેટલું જીવો; પણ સાચું જીવો અને મોતનો ભય રાખશો નહિ.

જે મોતથી ઘણા જ બ્હીએ છે તેમને આત્માના અમરપણાની દૃઢ શ્રદ્ધા હોતી નથી.

ખાઇને જીવાય છે તે વાત સાચી છે, તો પણ ખાવામાં- ફેર નથી પણ જીવવામાં છે. સજ્જન ખાઇને જીવે છે.

સાચું બોલતાં શીખ્યા હોય તે જ ભણેલા કહેવાય છે; બાકી તો બધા અભણ છે.

દયાનો ઉપાસક પ્રભુને બહુ જ ગમે છે, માટે જ તે પ્રભુની સઘળી સંપત્તિનો હકદાર છે.

માનવ જીવનની મહત્તા તથા ઉપયોગિતા સાચી રીતે ઓળખનારથી કલેશ, કંગાળિયત તથા આપત્તિવિપત્તિ દૂર રહે છે અને તે જ સાચી સુખ–સંપત્તિને મેળવી શકે છે.

જે પોતાને ઓળખે છે તે પ્રભુને ઓળખે છે અને જે પ્રભુને ઓળખે છે તે પોતાને ઓળખે છે. આને જ સાચી ઓળખાણ કહેવામાં આવે છે. બાકી બધી ઓળખાણ જૂઠી છે.

પ્રભુને તથા પોતાને ઓળખનાર જ જગતને ઓળખી શકે છે તે સિવાય તો જગત સાચી રીતે ઓળખી શકાતું નથી, છતાં જે ઓળખવાનો દાવો કરે છે તે એક પ્રકારની ભ્રમણા જ છે.

મોજશોખમાં સુખ ઘણું જ વપરાય છે, માટે મોજશોખ છોડી દઇને સુખને સાચવીને વાપરવાથી જીવનમાં દુઃખ વાપરવાનો સમય આવતો નથી.

ભોગવતાં આવડે તો બધાયની પાસે સુખ તથા આનંદ છે, છતાં વિવેકશૂન્ય આવડત વગરના માનવી દુઃખ તથા દિલગીરી ભોગવી રહ્યા છે.

બીજાને દુઃખ, કલેશ, ત્રાસ તથા ભય ઉત્પન્ન કરનારી પ્રકૃતિને પોષીને માનવી માને કે હું જીવું છું તો તે ભ્રમણા જ છે.

ધનના મોહમાં પેટ પૂરતું ધાન્ય પણ ન ખાઇને સંગ્રહ કરનાર છતે પૈસે કંગાળ છે.

મોતને ન ઓળખતા હો તો ઊંઘથી અનુમાન કરી લેજો.

ઊંઘીને ઊઠયા પછી પ્રભુને સંભારી તેમનો પાડ માનજો, કારણ કે તમે નવી દુનિયા નિહાળવાથી બચી ગયા છો અને માનવ જીવનનો પલટો થયો નથી.

ઓછાવત્તા પ્રમાણમાં પ્રાણ બધાયને હોય છે; જ્ઞાન તો વિરલાને જ હોય છે.

કુદરત તમને માનવ જીવનમાંથી ધક્કા મારી બહાર કાઢી મૂકે તે પહેલાં તમારા જીવન તથા ધનની સાચી વ્યવસ્થા કરી લેજો; નહિ તો દેહ છોડ્યા પછી ધન તથા જીવનમાંથી તમારું કાંઈ પણ નથી.

જીવનમાં ઉપયોગી વસ્તુ તમારી પાસે વધી ગઈ હોય તો તેને સંઘરી ન રાખતાં વસ્તુ વગરના જીવવાની જરૂરતવાળાને આપજો, પણ બીજાની જરૂરતને સાચી રીતે ઓળખી લેજો

સ્તુતિ સાંભળીને નમ્રતા બતાવવી તે એક પ્રકારનો ગર્વ છે; પરંતુ નિંદા સાંભળીને નમ્રતા બતાવવી તે જ સાચી નમ્રતા છે અને નિરભિમાનપણાનું ચિહ્ન છે.

ગુણ વગરની પ્રશંસાના ગ્રાહક બનાવટી પ્રશંસા ખરીદીને ઠગાય છે.

જેના પ્રતિ તિરસ્કાર હોય તેના મોઢેથી પોતાની પ્રશંસા સાંભળીને તેના ગુણ ગાવા હલકા માણસની પંક્તિમાં ભળવા લાયક છે; કારણ કે હૃદયમાં બીજું કંઈ હોય અને મોઢેથી ગુણ ગાવા તે દંભ કહેવાય છે.

હૃદયમાં અને વાણીમાં ભેદ રાખીને બીજાની સાથે વર્તવું તે વિશ્વાસઘાત કહેવાય છે.

દંભ વગર વિશ્વાસઘાત થઇ શકતો નથી, અને અસત્ય બોલ્યા સિવાય દંભ થઇ શકે નહિ; માટે જ જૂઠું બોલનાર દંભી હોવાથી વિશ્વાસઘાતી છે.

ઉત્તમ વાણી, વિચાર અને વર્તન સિવાય જીવન ઉત્તમ બની શકતું જ નથી.

અધમ માનવીઓના આનંદની ખાતર પોતાનું જીવન અધમ બનાવનાર પોતાની જાતનો શત્રુ છે માટે જ તેનું જીવન કોઈના પણ હિતના માટે ઉપયોગી બની શકતું નથી.

કેવળ પોતાની ક્ષુદ્ર વાસનાઓ પોષવાની ખાતર જ મળેલી વિદ્યા આદિ કુદરતી બક્ષીસોનો ઉપયોગ કરનાર પામર પ્રાણી છે, માટે તે જગતનું ભલું કરી શકતો નથી.

જીવવાને પણ ઉપયોગી કોઇ પણ પ્રકારનો લાભ ન મળતો હોય તો ય માનની ભૂખ-વાળો ઇચ્છા પ્રમાણે માન મેળવતો સાધનના અભાવે દુઃખે જીવવા છતાં પણ પોતાને પરમ સુખી માને છે એ જ તેની મૂર્ખતા છે

ખાધા વગર જીવી શકાતું હોય તો ખોટી પ્રશંસાથી ગુણી બની શકાય છે.

ગુણ વગરની પ્રશંસાથી ફુલાઇ જઇ ગર્વીષ્ઠ બનનારમાં બુદ્ધિમત્તા હોતી નથી.

મિથ્યાભિમાનીની મનોદશા અત્યંત કંગાલ હોય છે, કારણ કે તેને પ્રશંસા મેળવી મિથ્યાભિમાન પોષવા હલકામાં હલકા માણસની પણ ખુશામત કરવી પડે છે.

પ્રભાવશાળી બનવા કેટલાક જાડી બુદ્ધિના વિષયાસક્ત, પામર ધનવાનોની આજ્ઞાને તાબે રહેનાર બુદ્ધિ વગરના અજ્ઞાનીઓની પાસેથી જ પ્રશંસા મેળવી શકે છે.

પ્રભુના વચનો ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને સમગ્ર જીવન પ્રભુચરણમાં અર્પણ કરનાર જ પ્રભાવશાળી બનવાનો સંપૂર્ણ અધિકારી છે, અને તે જ પોતાના પ્રભાવથી જગતને દુઃખમાંથી છોડાવીને પરમ કલ્યાણ કરી શકે છે.

જીવન–દોરી નોકર-ચાકરોના હાથમાં મૂકી દેવી તે મૂર્ખાઇ છે, પણ શ્રીમંતાઇ નથી.

સંસારમાં દરેક પ્રકારની અનુકૂળતા સિવાય સુખ જેવી કોઇ વસ્તુ જ નથી

સ્વ–પરના હિતાહિતનો વિચાર કર્યા સિવાય કોઇને પોતાની ઇચ્છાનુસાર વર્તાવવા કદાગ્રહ કરવો નહિ

તુચ્છ સ્વાર્થ ખાતર બીજાની સેવા કરવી તે ગુલામી છે, પણ સેવા નથી.

માન મેળવવા બીજાને ઘેર જવા કરતાં ઘેર બેઠાં માન મેળવવુ તે શ્રેષ્ઠતર છે.

તમને જીવનમાં વાપરવા સંસારમાંથી ઘણીએ વસ્તુઓ મળી હોય તો પણ તમે નિરુપયોગી વસ્તુઓનો સંગ્રહ કરશો નહિ. તે વસ્તુઓના ઉપયોગવાળા માટે તેનો ત્યાગ કરશો.

સુખને ઓળખી તેની કદર તો સંતપુરુષો જ કરી શકે છે. બાકી જડાસક્ત જગત તો દુઃખની ઉપાસનામાં લીન બનીને સુખનો અનાદર કરી રહ્યું છે.

વિલાસી વસ્તુઓ માટે ગમે તેટલાં વલખાં મારો પણ પુન્યના ખપાવ્યા સિવાય મળવાની નથી.

માનવીને મનગમતા સંયોગ જોઇએ છે, પછી તે સારા હોય કે નરસા હોય તેની કાંઈ તેને પરવા નથી.

તુચ્છ સ્વાર્થના ખાતર માનવી અણગમતું પણ બીજાનું સાંભળવાને ઉત્સુક રહે છે, પરંતુ પરમાર્થના માટે ગમતું પણ બીજાનું સાંભળવામાં માનહાનિ સમજે છે, એ જ તેની મોટી ભૂલ છે.

જીવવાની ઇચ્છા હોય તો જીવો પણ નિષ્કારણ બીજાના શત્રુ તો બનશો જ નહિ.

પોતાના માનેલાં મોટા આગળ પોતાની મોટાઇ કરવી તે તેમનું અપમાન કરવા બરાબર છે

કોઇનું પણ કથન સાંભળતી વખતે કહેનારની બુદ્ધિથી સમજવા પ્રયાસ કરવો, પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ, કારણ કે તેમ કરવાથી સાચું સમજાશે અને ક્લેશ નહિ થાય

પોતાની નિર્બળ બુદ્ધિથી વસ્તુનું વિપરીતપણે વર્ણન કરી આગ્રહ કરવાથી તે વસ્તુ બદલાતી નથી, પણ છેવટે કહેનાર ખોટો ઠરવાથી બદલાય છે

બીજાનું માન જાળવવું પણ અભિમાન જાળવવાની જરૂરત નથી.

આવતાને આવકાર અને જતાને નમસ્કાર કરવો તે માણસાઇનું ચિહ્ન છે

હૃદયમાં ઉભરાતો આનંદ અથવા તો આઘાત બીજાની પાસે ઠલવાય નહિ ત્યાં સુધી માણસને શાંતિ મળી શકતી નથી.

શરીરની સુંદરતા કરતાં હૃદયની સુંદરતા ક્રોડગણી ચઢિયાતી છે.

નિખાલસ અને પવિત્ર હૃદય આગળ રૂપાળું શરીર કોડીની કિંમતનું છે.

માનવીને હલકા બનવું પસંદ નથી, છતાં બીજાની હલકાઈ સાંભળીને ગર્વથી ફુલાવું તે જ હલકાઇ છે

હલકાઈના વિચારોથી પોતે હલકા બન્યા સિવાય બીજાને હલકા બનાવી શકાય નહિ.

શુદ્ધ હૃદયવાળાની સરળતાનો દુરુપયોગ કરનાર દુર્જન કહેવાય છે.

જે માણસની પ્રકૃતિ અને પ્રવૃત્તિ તમને અણગમતી હોય તેની ઉપેક્ષા કરી દૂર રહેવું પણ બીજાની આગળ તેને વખોડી વગોવવું નહીં તે જ સજ્જનતા છે.

દુર્ગુણી તમારી ખોટી પ્રશંસા કરી નમીને ચાલે તેના અછતા ગુણો ગાવા અને નિઃસ્પૃહી સદ્ગુણી પુરુષ પ્રસંગ સિવાય તમારી પરવા ન રાખે તેના અછતા અવગુણો ગાવા તે તમારી દુર્જનતા સૂચવે છે

જેને દુર્ગુણીના દુર્ગુણો દુર્જન બનાવી શકતા નથી તે જ સંસારમાં સાચો સજ્જન અથવા તો સંત કહેવાય છે.

જેમ બીજાની કુટેવો આપણને ગમતી નથી તેમ આપણી પણ કુટેવો બીજાને ગમતી નથી, માટે કોઇની પણ કુટેવોની બીજા આગળ ટીકા કરવી નહિ.

માયા કરવી નહિ, પણ માયાવીની જાળને તો સારી રીતે સમજી લેવી જોઇએ.

સરળ બનો, પણ તેવા સરળ ન બનશો કે અધમ માણસોના પ્રપંચમાં ફસાઈ જઈને અધમ માર્ગમા દોરવાઈ જવાય, કારણ કે તે સરળતા નથી પણ મૂર્ખતા છે.

મૂર્ખાઓને ઠગી મોજ માણવામાં જ માનવ જીવનની સફળતા માનનાર પ્રભુના સિદ્ધાંતનો વિરોધી છે.

ક્ષુદ્ર સ્વાર્થીઓના જીવનમાં સત્યનો ઉપયોગ ભાગ્યે જ હોય છે.

જેનાથી અવગુણની પ્રાપ્તિ થાય તે ગુણાનુરાગ કહેવાય જ નહિ.

વિષયાસક્ત એવા સંગીત, સાહિત્ય, વિદ્વત્તા, વક્તૃત્વ આદિ કળાવાનનો રાગ તે વિષયાનુરાગ છે, પણ ગુણાનુરાગ નથી. આવાઓના અનુરાગથી જીવન અધમ બને છે અને આત્માનો અધઃપાત થાય છે.

વિકારના વિનાશ સિવાય પવિત્ર હૃદય બની શકતું નથી અને તે સિવાય તો ગુણો પણ વાસ કરી શકતા નથી.

કામ તથા કષાય બને નષ્ટ થવાથી હૃદય અને આત્મા બંને પવિત્ર બની શકે છે.

માયાવીઓના ખોટા આડંબરથી દુનિયા અંજાઇ જઇને ધન તથા જીવન બંને વેડફી રહી છે.

સત્ય તથા સંયમના સેવકને જ સ્વર્ગ તથા અપવર્ગના નિમંત્રણ હોઇ શકે છે.

આવડત તથા બુદ્ધિ વગરના માણસોને જ દંભી માણસો છેતરીને પોતાની ક્ષુદ્ર વાસના પોષે છે.

સદાચારી અને સત્યપ્રિય બુદ્ધિશાળી જગત વિષયાસક્તની દાંભિક વૃત્તિથી છેતરાતું નથી.

કેવળ વાણી માત્રથી માનવીના ચારિત્રનો નિર્ણય થઇ શકતો નથી.

જે પોતાના અધિકારથી ભ્રષ્ટ છે તેમાં આચારભ્રષ્ટતાનો સંભવ છે.

છે કોઈ સંસારમાં એવો સાચો સંત કે પોતાની સ્તુતિ યા નિંદા સાંભળવા છતાં જેના હૃદય પર હર્ષ કે શોકનો પડછાયો સરખો પણ ન પડે?

ધન-સંપત્તિવાળાની વિચારશક્તિનો વિકાસ થાય તો જ દંભી માણસો ફાવી શકે નહિ.

ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ માટે જ આડંબર કરવામાં આવે છે અને માટે જ તે ધન-સંપત્તિવાળા પાસેથી પોષી શકાય છે.

દંભી માણસો ગરીબોને તુચ્છ સમજી તેમનો અનાદર કરે છે

વિષયોમાં સુંદરતા નિહાળનાર જડબુદ્ધિ છે.

આત્મહિત ધ્યાનમાં રાખ્યા સિવાય પરહિત કે પરોપકાર થઈ શકતો નથી.

સત્યનો ઉપાસક નિરભિમાની માયાવીઓની જાળમાં ફસાતો નથી.

સત્યને સાથે રાખ્યા સિવાય સંયમી બની શકાય નહી.

કાવાદાવા કરવામાં કુશળ કહેવાતા વિદ્વાન ઓછી બુદ્ધિવાળી જનતાને છેતરીને પોતાની ક્ષુદ્ર વાસના પોષે છે.

અસંયમીનું જીવન પરાશ્રયી હોય છે; સંયમીનું જીવન સ્વાશ્રયી હોય છે.

દુનિયાના આવકારની ઇચ્છાથી ધનવાનને જ ડાહ્યા માનીને તેમનો સહકાર મેળવવા કહેવાતા વિદ્વાન પણ તેમની પ્રશંસા અને ખુશામતને પ્રધાનતા આપીને સત્ય તથા સંયમની અવગણના કરે છે

ત્યાગી હોય કે ભોગી હોય, પણ જેને શાંતિ તથા આનંદ માટે વૈષયિક વસ્તુઓ વાપરવાની જરૂર રહેતી હોય તેની મનોદશા અત્યંત કંગાળ હોય છે.

કોઈની પણ ક્ષુદ્ર વાસના પોષવી તે અધર્મ તથા અનીતિને ઉત્તેજન આપવા જેવું છે.

ખોટી પ્રશંસાથી ફૂલાશો તો ધૂતારા ઠગી જશે.

તમારી પાસે ધન–સંપત્તિ હોય તો જીવનનિર્વાહમાં જરૂરિયાતવાળાને આપશો, પણ દંભીઓની વાસના પોષવામાં દુરુપયોગ કરશો નહિ.

માયાવીઓના મિથ્યાડંબરથી મુંઝાઇને કીર્તિની લાલચથી ધનવ્યય કરવાની ઇચ્છા થાય તો પ્રથમ સદ્બુદ્ધિનો સારી રીતે ઉપયોગ કરી લેજો

કોઇ તમારા જીવન તથા ધનથી પોતાની વિષયાસક્તિ પોષવાના ઇરાદાથી તમને મનગમતી વાતો કરે તો તેનાથી સાવધ રહેશો.

પોતાના વાણી, વિચાર અને વર્તનથી તમારા જીવનને પવિત્ર બનાવનારના ચરણે તમારું સર્વસ્વ અર્પણ કરશો.

કોઇ દંભી સન્માર્ગનું વર્ણન કરીને તમને પોતાની દિશામાં દોરી જતો હોય અને તમને માર્ગ બદલાતો જણાય તો આગળ એક પગલું પણ ન ભરતાં ત્યાંથી જ પાછા ફરશો.

જીવતાં આવડતું હોય તો જીવો, પણ 'જીવતા પણ મરેલા જ છે' એમ કહેવડાવવાને જીવતા હો તો જીવન વ્યર્થ છે.

નિખાલસ અને પવિત્ર હૃદયવાળાની સાથે પાપબુદ્ધિથી વર્તવું તે અધમતાનું ચિહ્ન છે.

વિષયાસક્તિથી વિરામ પામેલા પવિત્ર પુરુષોના જીવન પ્રાણીઓના ત્રિવિધ તાપને શાંત કરે છે.

માનવ જીવનમાં જીવનારના હાથમાં જીવનદોરી મૂકનારને કોઇ પણ પ્રકારનો ભય હોતો નથી.

પવિત્ર અને ઉત્તમ જીવનવાળા મહાપુરુષોના જીવનમાં જીવનાર જ માનવજીવન જીવે છે, બાકી તો બધા પાશવી જીવન જીવી રહ્યા છે.

મર્યાદિત નમ્રતા-વિનય મનુષ્ય જાતિનું ભૂષણ છે.

અમર્યાદિત નમ્રતા અને વિનય ધૂર્તનું લક્ષણ છે.

માનવીને અપમાન ગમતું નથી પણ અપમાન મળે તેવી રીતે બીજાની સાથે વર્તવું છે.

માયાની સહાયતાથી માન મેળવી રાજી થનાર મૂર્ખ છે.

જેમ અત્યંત ક્ષુધાતુર ભિખારીને સૂકો રોટલો મળી જાય તો મિષ્ટાન્ન મળ્યા જેટલો આનંદ માને છે તેમ માનની અત્યંત ક્ષુધાવાળા ભિખારીને હલકામાં હલકો માણસ પણ માન આપે તો તે ગર્વથી ફૂલાઈ ઘણો જ રાજી થાય છે.

જીવનની ઉત્તમતા, પવિત્રતા, નિખાલસતા મેળવવાને બીજા કોઇ પણ માનવીની જરૂર પડતી નથી, સ્વતંત્રપણે મેળવી શકાય છે; છતાં માનવીને મેળવવી ગમતી નથી અને બીજાની આપેલી મેળવીને પોતાને કૃતકૃત્ય માને છે.

ક્ષુદ્ર વાસના પોષવાના આશયથી જ બીજાના ઉપર દેખીતો ઉપકાર કરવો તે અધમતા છે; કારણ કે પરિણામે બીજાની અનિચ્છાએ પણ તેની કીંમતી વસ્તુથી પોતાની વાસના તૃપ્ત કરાય છે.

પાપબુદ્ધિવાળો ગુણી બનવાનો અધિકારી નથી.

પોતાના તુચ્છ સ્વાર્થ માટે અવગુણીને ગુણી તરીકે પ્રસિદ્ધ કરનાર પામર છે.

નમીને ચાલનાર અવગુણીના અવગુણોને ઢાંકી ગુણો ગાનાર અપરાધી છે; કારણ કે તેથી સરળ માણસો અવગુણીની ક્ષુદ્ર વાસનાના ભોગ બને છે.

અધમ આચરણથી પોતાના આત્માનું અહિત કરનાર બહારથી દેખાતી સારી પ્રવૃત્તિથી પણ કલ્યાણ કરી શકતો નથી, પણ જનતાને રંજિત કરીને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધી શકે છે.

જનહિતની જાળ પાથરી સદાચારી સરળ આત્માઓને ફસાવીને દુરાચારી બનાવનાર દુર્ગતિનો દાસ છે

નિર્મળ પાણી જેવા પવિત્ર પુરુષો પરનો પાપમળ ધોઇ નાંખીને પવિત્ર બનાવે છે.

પરમ પવિત્ર પ્રભુના આશ્રિતોને પાપનો મેલ ચોંટતો નથી

સત્યથી સંયમની પ્રાપ્તિ થાય છે અને હૃદય પવિત્ર બની પરમ શાંતિ મેળવે છે.

નિર્દોષ આનંદથી ચિત્તની પ્રસન્નતા વિકાસ પામે છે.

શરીરની સુંદરતા વિષયાસક્તને ગમે છે ત્યારે આત્માની સુંદરતા વિષયવિરક્તને ગમે છે.

ખોટી પ્રશંસાથી ફૂલાશો નહિ પણ પ્રશંસાના પાત્ર બનવા પ્રયાસ કરશો.

વાણી વાવરી જાણનાર દુનિયામાં દેવ તરીકે પૂજાય છે.

માનવી જેટલો ધનવાનને ચહાય છે તેટલો ગુણવાનને ચાહતો નથી તે જ તેની અસાધુતા સૂચવે છે.

દુરાચારીની પાસેથી દુરાચારની માંગણી કરનાર દુર્જનનો અગ્રણી છે.

આત્મશ્રેય માટે ધન તથા જીવન વાપરતાં કંજૂસાઇ કરવી નહિ.

માન રાખવાની ઇચ્છા હોય તો ભલે રાખો, પણ અપમાન કરાવનાર માનને તો રાખશો જ નહિ.

બીજું બધું માગતાં શરમ રાખવી પણ સદ્‌ગુણી બનવા સત્પુરુષો પાસેથી ગુણો માગતાં જરા પણ શરમાવું નહિ.

ભોળપણ અને સરળતાની પણ મર્યાદા હોવી જોઇએ. તેવું ભોળપણ અને સરળતા શા કામની કે જેનો દુર્જનો દુરુપયોગ કરીને આપણી જીવનનૌકાને આપત્તિના ખડક સાથે અથડાવીને વિપત્તિના સમુદ્રમાં ઊંધી વાળે.

આખું જગત સમજાશે નહિ માટે સમજાય તેટલું સમજો પણ જીવનમાં ઉપયોગી અને જીવનમાં નિરુપયોગી સમજવા બુદ્ધિ તથા સમયને બગાડશો નહિ.

સાંભળવાની ઇચ્છા થાય તો ભલે સાંભળો પણ આત્મા ઉન્નત અને પવિત્ર બને તેવું સાંભળવા ઉત્સુક રહેશો.

ગુણોને સારી રીતે મેળવવાથી અને અવગુણોને છોડવાથી માણસોનું શ્રેય થાય છે એમ વૃદ્ધ પુરુષો કહે છે

ગુણોમાં સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્ર મોટા–ઉત્તમ ગુણો છે માટે બુદ્ધિશાળીઓએ તેને જ મેળવવા સારી રીતે યત્ન કરવો જોઇએ.

સમ્યગ્‌દર્શનાદિ ગુણો વગર નિરાશ્રિત ભવ્ય જીવો વિષયકષાયરૂપ ઘાતકી જાનવરોથી ભરેલી ભવાટવીમાં રખડે છે અને અનેક પ્રકારની વિડંબના ભોગવે છે.

જ્ઞાનાદિ ગુણ વગરના માણસોને ડગલે ને પગલે આપત્તિઓ નડે છે અને તેઓને ધનહીન માણસોની જેમ કયાય પણ સુખ હોતું નથી.

રસ્તે ચાલનારને થોડો પણ દીવાનો પ્રકાશ ગાઢ અંધકારમાં આપત્તિઓમાંથી બચાવવા સમર્થ થાય છે. તેવી જ રીતે મોક્ષમાર્ગે ચાલનારને જ્ઞાનદીપકનો થોડો પણ પ્રકાશ અજ્ઞાન અંધકારને હરવાથી ઉપકાર કરનારો થાય છે.

મિથ્યાત્વ અજ્ઞાનથી મૂંઝાયલો જીવ પોતાનું શ્રેય કરવાને અસમર્થ થાય છે અને કર્મના પુદ્ગલોથી ભારે થઈને સંસાર-સમુદ્રમાં ડૂબી જાય છે.

જેમ ઝેર ભળેલું અન્ન પ્રાણઘાતક હોવાથી ઝેર જ કહેવાય છે, તેમ મિથ્યાત્વમોહના આવરણવાળાનું જ્ઞાન અજ્ઞાનથી જૂદું હોતું નથી, અર્થાત્ આત્મગુણઘાતક હોવાથી તેવું જ્ઞાન અજ્ઞાન જ કહેવાય છે.

જડ માણસો પહેરેલાં ઊજળાં વસ્ત્રને મેલથી સાચવવાને જેટલી કાળજી રાખે છે, તેટલી કાળજી પોતાના આત્માને કર્મના મેલથી મેલો ન થવા દેવા માટે રાખતા નથી.

જેમ આંખ વગરના આંધળા માણસોને રાતદિવસમાં ભેદ હોતો નથી, સરખા લાગે છે, તેમ જ્ઞાનચક્ષુહીનને દેહ તથા આત્મામાં ભેદ જણાતો નથી, અર્થાત્ દેહ તથા આત્માને એક જ માને છે.

જડાત્મક પૈસારૂપી ધન નાશ પામતું જોઈને મૂર્ખાઓ શોક કરે છે; પણ તેમને પોતાનું ચેતનસ્વરૂપ જ્ઞાનાદિ ધન નાશ પામી રહ્યું છે તેની જરા ય ચિંતા થતી નથી.

નિર્ધનોનું ધન ધર્મ છે. ખરું જોતાં તો ધર્મવાળા જ શ્રીમંત કહી શકાય; બાકી ધર્મ વગરના ધનવાનને તો જ્ઞાનીઓ નિર્ધન-કંગાળ જ કહે છે.

નિર્ધન માણસો શોક કરે છે કે અમે ધન વગર ધર્મ કેવી રીતે કરીએ? પણ તેમનો શોક નકામો છે, કારણ કે તેમની પાસે તાત્ત્વિક ધર્મનું સાધન ઉત્તમ માનવ જીવન તો છે જ.

અરિહંતોએ માનવ જીવન ધનથી પણ અત્યંત દુર્લભ અને કીંમતી બતાવ્યું છે અને તેથી કરીને જ સંસારમાં ધન અર્પણ કરનારા અનેક છે, પણ જીવન અર્પણ કરનાર તો કોઈક જ હોય છે.

જુઓ, તીર્થંકરાદિ મહાપુરુષો છતી ધનસંપત્તિનો ત્યાગ કરીને નિર્ધન અવસ્થા સ્વીકારી અને માત્ર પોતાનું જીવન વાપરીને મુક્તિ પામ્યા છે, માટે ધન કરતાં માનવ જીવન ઊંચું છે.

સંસારમાં જડબુદ્ધિ માણસો નામ માટે લડે છે, ક્રોધાદિ કષાય કરે છે; પણ નામ કોઈ પણ નામવાળા સાથે ગયું નથી તેમ જ શાશ્વત રહ્યું પણ નથી; કારણ કે તે માતાપિતાએ માત્ર વ્યવહારમાં ઓળખવાને માટે જ પોતાની ઇચ્છા પ્રમાણે રાખેલું હોય છે.

જગતમાં નામને અમર રાખવા માટે કહેવાતા ત્યાગીઓ તથા ભોગીઓ પ્રભુના માર્ગનું ઉલ્લંઘન કરીને ઘણો ક્લેશ ભોગવે છે; પણ સમ્યગ્જ્ઞાન વગર નામને કોઈ પણ અમર કરી શક્યું નથી

બધા પ્રાણીઓને મોતનો ભય લાગે છે, મોતનું નામ સાંભળતાં જ ધ્રૂજી ઉઠે છે, તો મોતનો ભય ટાળી શાશ્વતું જીવન મેળવવાની ઈચ્છાવાળાએ બીજા જીવોને મારવાનો ત્યાગ કરવો જોઇએ.

જે જેટલા જીવો મારે છે, તે તેટલા જ મરણ મેળવે છે અને સંસારની ચારે ગતિમાં ભમે છે.

સંસારમાં જીવોને પુન્યથી સુખ અને પાપથી જ દુઃખ થાય છે. માણસ જેવું વાવે છે તેવું લણે છે, માટે જ અધર્મી સુખી થાય નહિ અને ધર્મી દુઃખી થાય નહિ

સાચા વિવેક વગરના ધનમાં આંધળા થયેલા પોતાનું તથા પરનું હિતાહિત તથા ધર્મ અધર્મ કયારે પણ જાણતા નથી.

ડાહ્યા માણસોએ અવિવેક, ગર્વની ગરમી, નિર્દય માનસ અને કાર્ય અકાર્યમાં મૂર્ખતાને દ્રવ્યનું અજીર્ણ કહ્યું છે.

આશ્ચર્યની વાત છે કે મૂર્ખ માણસો અપવિત્ર શરીરમાંથી દુર્ગંધ દૂર કરવા માટે શરીરમાં સુગંધી તેલ ચોપડવાનો વૃથા પ્રયત્ન કરે છે.

ઇર્ષ્યાની અગ્નિથી બળેલી હૃદય-ભૂમિમાં સુખના અંકુરો ફૂટી શકતા નથી, કારણ કે બીજાના સુખથી તેવી ભૂમિમાં દ્વેષની જ્વાળાઓ સળગતી જ રહે છે.

જે બીજાનું ઘણું સુખ જોઇને અસહિષ્ણુતાથી બળતો કયાંય પણ શાંતિ મેળવતો નથી તે દુઃખી જીવન જીવે છે.

ઇર્ષ્યા, દ્વેષ તથા વિરોધના જે ઉપાસક હોય છે તેઓને સ્વયંવરા દુર્ગતિ પ્રીતિથી હમેશાં બોલાવે છે.

અહો ! સંસારમાં મિથ્યાભિમાનીઓની કેટલી મૂર્ખતા છે કે પોતે ગુણ વગરના હોવા છતાં પણ નિરંતર સન્માન, મોટાઈ તથા યશની ઇચ્છા રાખે છે.

અહો ! જગતમાં જીવોની કેટલી મૂર્ખતા છે કે તેઓ હમેશાં ધન-સંપત્તિ, યશ-કીર્તિ તથા આદર-સત્કારમાં બીજાને પોતાનાથી વધેલા જોવા ઇચ્છતા નથી.

બધાને નમાવવાની, બધાના સ્વામી બનવાની, તથા બીજાને પોતાના સેવક બનાવી પોતાની આજ્ઞા પળાવવાની ઇચ્છા જગતમાં કોઇક જ પુન્યશાળી ઉત્તમ પુરુષને નહિ હોય. બાકી તો પ્રાયઃ વર્તમાન જગત, વર્તમાન દેહ તથા નામને જ સર્વોપરી કહેવડાવવા તનતોડ પ્રયત્ન કરી રહ્યું છે અને તેથી કરીને વિદ્વાન, દાતા, જ્ઞાની, પ્રભાવશાળી, સમર્થ ઇત્યાદિ પ્રશંસાના વચનો સાંભળવા નિરંતર આતુર બની રહ્યું છે; તેમ જ સાંભળીને પરમાનંદ અનુભવી રહ્યું છે.

પ્રમાદી ગુણહીન માણસો ક્યારેય ગુણ મેળવવાને ઇચ્છતા નથી, પરંતુ ગુણીઓમાં ગણાવાને ઇચ્છે છે.

જો હિંસક વૃત્તિથી સુખ મળતું હોય તો પછી દુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી, તેમ જ મોતનો ભય પણ હોઇ શકતો નથી.

જ્યાં વીતરાગ સ્થિતિ હોય છે ત્યાં હિંસક જીવો પોતાની ઘાતકવૃત્તિ છોડી દઇને સરળ તથા અહિંસક વૃત્તિવાળા થાય છે.

સુખના અન્તે પ્રાણીઓએ સદા આત્માવલંબી બનીને અધમ દાસવૃત્તિ(પરાધીનતા)નો ત્યાગ કરવો જોઇએ.

જેઓ પાણી પીવા માટે પણ હમેશાં બીજાના મોં સામે તાકવાવાળા હોય છે તેવા સર્વથા નિર્માલ્ય પરાધીન માણસો જગતમાં સ્વપરનું શું હિત કરવાના હતા ?

જગતમાં મૂર્ખ શ્રીમંતોની પ્રવૃત્તિ આશ્ચર્યકારી દેખાય છે, કારણ કે તેમને કાન, આંખ, જીભ હોવા છતાં પણ ધમમદથી બહેરા, આંધળા તથા મૂંગાનું અનુકરણ કરે છે.

આંખો સારી–સ્વચ્છ હોવા છતાં પણ તેઓ ચશ્મા પહેરે છે અને ચાલવાને શક્તિવાળા પગ હોવા છતા પણ તેઓ વાહન વગર દુકાન સુધી પણ જઈ શકતા નથી.

જો કોઈ દુઃખી માણસો તેમની પાસે આવીને યાચના કરે છે, તો તેમને ધનના ગર્વથી ગાળો દઇને, ગળચી પકડીને, ધક્કા મારી બહાર કાઢી મૂકે છે.

જગતમાં ગરીબ માણસો કરતાં શ્રીમંતોને ક્ષુધા વ્યાધિ વધુ પ્રમાણમાં હોવાથી ઘણો જ હેરાન કરે છે કિંમતી ઔષધિ(ખોરાક)નો દિવસ રાત્રિમાં ઉપચાર કરવા છતાં કેમે ય શાંત થતો નથી પણ વધતો જ જાય છે. ત્યારે ગરીબનો ક્ષુધા–વ્યાધિ એક જ વખત સાધારણ ખોરાક વાપરવાથી શાંત થઈ જાય છે.

લક્ષ્મીનો લાભ મળ્યા પછી ગર્વાધીન બનીને પોતાની પાછળની સ્થિતિ–ભોગવેલી અવસ્થાને ભૂલી જનારમાંથી બુદ્ધિ નષ્ટ થઈ જાય છે.

જેઓ સારાં સારાં વસ્ત્રો તથા ઘરેણાં પહેરે છે તેઓ બીજાના આનંદની ખાતર જ હોય છે અને તેથી કરીને જ જો કોઇ વસ્ત્રાદિના વખાણ કરે તો તે રાજી થાય છે અને વખોડે છે તો દિલગીર થાય છે.

બીજાની નિંદા કરનાર દુર્જન કહેવાય છે, માટે ગુણવાન સજ્જન પુરુષે બીજાની નિંદા કરવી છોડી દઇને પોતાની સજ્જનતાનું રક્ષણ કરવું જોઇએ

દુનિયામાં કોઇ પણ બીજાની પાસે ન્યાય માગતું નથી, છતાં દુર્જનો બીજાને અવગુણી તથા અપરાધી બનાવીને વખોડે છે.

જેઓ પોતાને માટે ન્યાયી બનતા નથી, પણ બીજાને માટે ન્યાય ચૂકવવા હમેશાં તૈયાર રહે છે એવા દુર્જન માણસો કાંટાવાળી જમીનની જેમ ડગલે ને પગલે દુઃખ આપનારા હોય છે.

નિર્દોષ સજ્જન માણસો પ્રાણાન્તે પણ બીજાના દોષોને ગ્રહણ કરતા નથી પણ સદોષી માણસો પારકા દોષો ગ્રહણ કરવામાં જ મહત્ત્વતા સમજે છે.

જે દોષોને કાઢે છે તે એક પ્રકારના સજ્જન છે પણ દુર્જન નથી, કારણ કે દોષો કાઢીને આત્મશુદ્ધિ કરનાર સજ્જન હોય છે.

છિદ્રાન્વેષી, તને નમસ્કાર થાઓ, કારણ કે તારા પ્રસાદથી અમે નિર્દોષ રહી શકીએ છીએ અને તારા ભયથી અપકૃત્યો સેવતા નથી.

કોઇ પણ કાર્યમાં સ્ખલના થવાના અવસરે હિતૈષીની જેમ તું રોકે છે અને ભૂલથી દોષો કરતા હોઇએ તો તું યાદ દેવડાવે છે.

સ્પર્ધા અને ઈર્ષ્યા ઉપરથી તો એક સરખી લાગે છે, પણ અંદરથી તો સૂર્યપ્રકાશ તથા અંધકારની જેમ મોટું અંતર છે.

ઇર્ષ્યા આત્માના ગુણોને હણવાવાળી છે તેમ જ ચિંતા તથા શોકને આપવાવાળી છે અને સ્પર્ધા આત્માની ઉન્નતિ કરીને શાંતિ–પ્રમોદ આપે છે.

સ્વચ્છંદતા ક્યારે ય પ્રાણીઓને સુખ આપતી નથી, પણ નિરંકુશ હાથીની જેમ સ્વપરનો વિનાશ કરનારી થાય છે.

અનાદિ પરતંત્રતામાંથી પ્રાપ્ત થયેલી સ્વતંત્રતા સુખને પ્રગટ કરે છે તેમ જ હાસ્ય, ક્રોધાદિ અંતરંગ શત્રુનો નાશ કરીને આત્મવિકાસ કરે છે.

જ્યાં સુધી સંસારને તું ગુણદૃષ્ટિથી જુએ છે ત્યાં સુધી તું તેને છોડી શકીશ નહિ માટે સંસારને તું ગુણદૃષ્ટિથી જોવાનું છોડી દે.

અનિત્યાદિ બાર ભાવનાઓમાં સંસારનું નિર્ગુણપણું બતાવ્યું છે જેથી સંસારનું સાચું સ્વરૂપ સમજાય છે, અને તેથી જીવો ભ્રાન્તિ ટાળીને સાચે રસ્તે જાય છે.

પહાડ ઉપર ચઢવાની જેમ આત્માને ઊંચે ચઢાવવો મુશ્કેલ છે; પણ વિનિપાત–નીચે પડવું થોડા શ્રમથી થાય છે તેથી તે સુલભ છે.

સંસારમાં મૂર્ખ માણસો મરવું જાણતા નથી, માટે બુદ્ધિશાળી માણસોએ સર્વજ્ઞ મહાપુરુષો જેવી રીતે નિર્વાણ પામ્યા છે તેવી રીતે મરતાં શીખવું જોઇએ.

બુદ્ધિશાળીઓએ કોઈની પણ સાથે વૈરવિરોધ ન કરવો જોઇએ, કારણ કે તે વિરોધથી જીવો અનેક જન્મ સુધી આપસમાં એક બીજાને દુઃખ આપનારા થાય છે.

આશ્ચર્યની વાત એ છે કે કોઇને જો મૂર્ખ કહીએ તો તે રીસે બળે છે, પણ જો તેને–'તમે ઘણા જ વિદ્વાન તથા બુદ્ધિશાળી છો' એમ કહીએ તો તે પોતાને મોઢે જ પોતાને મૂર્ખ જણાવે છે.

બારણું ઊઘાડી ઘરમાં આવનાર માણસને પૂછવામાં આવે કે કોણ છે ? તો તેના ઉત્તરમાં જ ' કોઈ નહિ ' એમ કહેવાનો રિવાજ છે કે જેને અસત્ય કહી શકાય, પણ ' કોઈ નહિ,' એ શબ્દ પરિચિત માણસનો સંકેત હોવાથી વ્યવહારમાં અસત્ય મનાતું નથી.

તું દુર્ગુણી છે એવું વચન ખુશીથી સાંભળવાની કોઇ પણ ઇચ્છા રાખતું નથી, પણ 'તું દુર્ગુણી છે એમ કહેવું ઘણા માણસોને ગમે છે.

સારી રીતે પરિણામ વિચારીને બીજાની સાથે મૈત્રીનો સંબંધ કરવો, કારણ કે સંબંધ કર્યા પછી કોઇ વખત પ્રતિકૂળતાથી વિચાર તથા વર્તનમાં ભેદ પડે તો પશ્ચાત્તાપ થતો નથી.

શ્રેયાર્થીઓએ બહારનો આડંબર જોઇને મૂંઝાઇ જવું નહિ, પણ મનોવૃત્તિ પારખી લેવી જોઇએ જેથી શ્રેયનો માર્ગ ભૂલાશે નહિ.

જે આપણા દોષો કાઢે છે તે આપણો શત્રુ નથી પણ મિત્ર છે, કારણ કે તે આપણામાંથી દોષો કાઢે છે પણ નાંખતો નથી.

જે ક્ષેત્રમાં શુભાશુભનો ઉદય થવાનો હોય છે તે ક્ષેત્રમાં કોઇ પણ નિમિત્તથી જઇને જીવ ઉદય અનુસાર સંપત્તિ–વિપત્તિ મેળવે છે.

જન્માંતરોના સંસ્કારોને લઇને અણુસમજુ બાળક પણ પોતાના અપરાધ સ્વીકારતું નથી, તો પછી સમજણવાળો માનવી પોતાના અપરાધને કેવી રીતે સ્વીકારે ?

કોઇ માણસમાં રોષ જણાય અને તે કહેવાની ઇચ્છા થાય તો બીજાની આગળ તે ન કહેતાં હિતબુદ્ધિથી દોષી માણસને કહેવું, કારણ કે પીઠ પાછળ બીજાની પાસે કોઈના દોષ કહેવાથી દોષી માણસ દ્વેષી થાય છે, અને દોષ કહેનારો દુર્જન તથા નિંદકના નામથી ઓળખાય છે.



# સુબોધમાળા

( ૮૫ )

જેનાથી હિત માંગીએ તે મંગળ, અથવા તો અનાદિ કાળથી સંસારમાં ભ્રમણ કરતા સકર્મક જીવને કર્મથી છોડાવે તે મંગળ.

હિત બે પ્રકારનું છે: ઐહિક (આ લોક સંબંધી) અને આમુષ્મિક (પરલોક સંબંધી), ઐહિક દેહને આશ્રયીને છે અને આમુષ્મિક આત્માને ઉદ્દેશીને હોય છે.

ધર્મ કરવાથી આત્મિક તથા પૌદ્ગલિક બન્ને પ્રકારના સુખ મળી શકે છે. આત્મદૃષ્ટિવાળાને આત્મિક અને પૌદ્ગલિક દૃષ્ટિવાળાને પૌદ્ગલિક સુખ મળે છે.

પુદ્ગલાનંદી, જડાસક્ત જીવો પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષય મળવાથી સુખ માને છે અને વિષયોની પ્રતિકૂળતામાં દુઃખ માને છે, અર્થાત્ ઇંદ્રિયોને અનુકૂળ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દના સંયોગથી સુખ અને પ્રતિકૂળ સંયોગથી દુઃખ માને છે; પણ તે સુખ દુઃખ તાત્ત્વિક નથી અને તેથી કરીને જ આત્માનંદી જીવો પોતાના સુખસ્વરૂપમાં મગ્ન હોવાથી તેમને જડાત્મક વસ્તુ માત્રની જરૂર હોતી નથી.

અનાદિ કાળના મોહનીયનાં સંયોગને લઇને આત્મા કર્મના વિકારોને પોતાના માને છે; પણ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં ચેતન વિકૃત સ્વભાવવાળું ન હોવાથી જડના વિકારો આત્માના હોઇ શકતા જ નથી.

દીવા ઉપર કુંડું ઊંધું વાળવું હોય તો દીવાનો પ્રકાશ દીવામાં જ રહે છે, પણ બહારની વસ્તુઓને પ્રકાશિત કરી શકતો નથી, તેમ ઘાતી કર્મરૂપ કુંડા નીચે ઢંકાયલો આત્માનો પ્રકાશ બહારની વસ્તુઓના સ્વરૂપને પ્રકાશિત કરતો નથી. તે ઘાતીકર્મનો ક્ષય થયા પછી વસ્તુ માત્રના સ્વરૂપનો બોધ કરાવે છે.

અનુકૂળ વિષયોના સંયોગથી હર્ષ તથા આનંદ આવે છે, અને તે પ્રતિકૂળ સંયોગથી નષ્ટ થાય છે અર્થાત્ શોક તથા ઉદ્વેગના રૂપમાં પરિણત થાય છે માટે જ તે આનંદ–હર્ષ તાત્ત્વિક નથી પણ મોહનીય કર્મનો વિકાર છે.

જે અછતું થાય છે અને જાય છે તે સ્વભાવ નથી પણ વિભાવ છે. અને વિભાવ છે તે વિકૃત સ્વરૂપ હોવાથી અતાત્ત્વિક છે.

પ્રકૃતિમાં વિકૃતિ જણાય ખરી પણ પ્રકૃતિ, વિકૃતિસ્વરૂપ થાય નહિ; કારણ કે પ્રકૃતિ સ્વભાવ છે પણ વિભાવ નથી. વિકૃતિ વિભાવ છે તેથી તે વિનાશી છે અને પ્રકૃતિ અવિનાશી છે.

મહાન્ રોગને લઇને સારામાં સારા પૌષ્ટિક ખોરાક ઉપર અભાવ થાય છે તેમ મોહ રોગથી ઘેરાયલા જીવને મહાપુરુષોના વચનો અને તેમના વર્તન ઉપર અભાવ થાય છે.

સૂર્ય આડું વાદળ આવી જાય છે ત્યારે સૂર્યમાં અંધારું દેખાય છે. પણ સૂર્યનું તેજ જરા પણ ઓછું થતું નથી, વાદળાં ખસી ગયા પછી સૂર્ય હતો તેવો પ્રકાશિત થાય છે, તેવી જ રીતે આત્મા ઉપર કર્મનું આવરણ આવી જવાથી વસ્તુની અણજાણતાનું તમ દેખાય છે તે કર્મના વિયોગથી ખસી ગયા પછી ચરાચર જગતનું સંપૂર્ણ જ્ઞાતાપણું પ્રકટ થાય છે.

આત્મા કર્તા કહેવાય છે, તે ઉપચારથી કહી શકાય; તાત્ત્વિક દૃષ્ટિથી તો આત્મા જ્ઞાતા તથા દ્રષ્ટાસ્વરૂપ છે.

જેનો મળવા વિછડવાનો સ્વભાવ નથી એવા અખંડ પદાર્થોમાં ગમનાદિ ક્રિયા હોતી નથી.

ભૂતકાળમાં વીતેલી અવસ્થાઓ વર્તનારૂપે ફરી આવે નહિ; પણ જ્યારે કેવળજ્ઞાન થાય છે ત્યારે સંપૂર્ણ ઉપયોગસ્વરૂપ પ્રકટ થતાં ત્રણે કાળની અવસ્થાઓ સમય માત્રમાં ઉપયોગરૂપે આવી શકે છે.

પર્યાય (અવસ્થાઓ)ને માનવાવાળો વસ્તુ માત્રને વિનાશી માને છે, ત્યારે દ્રવ્યને માનવાવાળો વસ્તુ માત્રને અવિનાશી માને છે.

આત્મા સ્વરૂપે અવિનાશી છે અને જડ વિનાશી છે.

હર્ષ તથા આનંદ જે આવ્યો કહેવાય છે તે મોહનીય કર્મનો વિકાર છે અને તે હૃદયમાં ઉભરાતો અનુભવાય છે. પરિણામે તે શોક તથા ઉદ્વેગના રૂપમાં ફેરવાઇ જાય છે.

ચૈતન સિવાયની જડાત્મક વસ્તુઓ વિકૃતિ સ્વરૂપ છે.

પાણીની પ્રકૃતિ શીતળ છે પણ અગ્નિના સંયોગથી તેમાં ઉષ્ણતા જણાય છે તે વિકૃતિ છે, જ્યારે પાણીથી અગ્નિનો વિયોગ થાય છે ત્યારે પાણીની પ્રકૃતિસ્વરૂપ શીતળતા પ્રકટ થાય છે.

જડ વસ્તુઓના સ્કંધોમાં ફેરફાર થાય છે, પણ આત્માના અસંખ્ય પ્રદેશોમાં કોઈ કાળે ફેરફાર થતો નથી. કોઇ પણ પ્રદેશમા રહેલા જ્ઞાનનો અંશ પણ નષ્ટ થતો નથી, તેથી આત્મા અવિકૃત સ્વરૂપવાળો હોવાથી ત્રણે કાળમાં અવિનાશી છે.

અજ્ઞાનતાને લઇને કર્મના દબાણથી કેઇ ગમે તેમ માને, પણ અનાદિ કાળથી જે વસ્તુનો સ્વભાવ છે તે બદલાતો નથી. ભલે કોઇ સાકરને કડવી માને તેથી તે કડવી થાય નહિ.

ભિન્ન ધર્મવાળી વસ્તુ ભેળી ભળવાથી વિભાવ થાય છે તેથી વસ્તુનો સ્વભાવ નાશ પામતો નથી.

આત્માની સાથે અનાદિ કાળથી કર્મ વળગેલાં છે છતાં તે જડ સ્વરૂપ બનીને ચેતન-સ્વભાવ છોડતો નથી.

અરીસો ચોખ્ખો હોય તેમાં ગમે તેટલાં પ્રતિબિંબ પડે તો પણ અરીસો પ્રતિબિંબ-સ્વરૂપ બનતો નથી

પૌદ્દગલિક સુખનાં સાધન મેળવી આપનારને પુન્ય કહેવામાં આવે છે, પણ તાત્ત્વિક પુન્ય તો તે જ કહેવાય કે જે આત્મિક શુદ્ધિ થાય તેવા સંયોગો મેળવી આપે.

પૌદ્દગલિક વસ્તુઓમાં સાચાં સુખ, શાંતિ, આનંદ વગેરે આત્મિક ગુણોનો વિકાસ કરવાની શક્તિ હોતી નથી.

સકર્મક જીવ અનાદિકાળથી પૌદ્દગલિક સુખ માટે જ પ્રવૃત્તિ કરતો આવ્યો છે તેથી સુખનું દારિદ્રય ટાળી શક્યો નથી, કારણ કે જડાત્મક સુખ કુત્રિમ હોવાથી ક્ષણિક છે.

ભોગ નિમિત્તે કરવામાં આવતી ધાર્મિક પ્રવૃત્તિઓ તથા વિચારો સંસારમાં રઝળાવે છે માટે જ તેને નિયાણું કહેવામાં આવે છે.

પરમાત્માની પ્રતિમા વગેરે મનની ચંચળતા સ્થિર કરવાનું સાચું સાધન છે.

હર્ષ, શોક, ગમવું, ન ગમવું વગેરે રાગ દ્વેષની પરિણતિને મંદ કરનારા વિચારોનો અભ્યાસ કરવાની જરૂર છે.

રાગ દ્વેષના પ્રવાહની સાથે મનની ચંચળતાના પ્રવાહનો સંબંધ હોવાથી રાગાદિના પ્રવાહને અટકાવવા પ્રયાસ કરવાની આવશ્યક્તા છે.

રાગ દ્વેષની પરિણતિને લઇને જ પૌદ્દગલિક વસ્તુઓમાં સારા નરસાપણાની ભાવના થાય છે, માટે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ વિચારીને રાગ દ્વેષને નિર્બળ બનાવવાની જરૂર છે.

મોહનીય કર્મ નબળું થાય તો જીવ ધારે તેટલી આત્મિક સંપત્તિ મેળવી શકે છે.

અધ્યવસાયની શુદ્ધિ વગર આત્મશુદ્ધિ થઇ શકતી નથી

પૌદ્દગલિક ભોગોની લાલસા છૂટયા વગર અધ્યવસાય શુદ્ધ થાય નહિ.

વિષયાસક્તિ ટાળ્યા વગર ભોગલાલસા છૂટી શકતી નથી.

મિથ્યાભિમાન જીવમાં રહેલી વિષયાસક્તિનું સૂચક છે.

ધાર્મિક પ્રવૃત્તિઓમાં કાયિક તથા વાચિક વ્યાપાર ઉપર જીવ સ્વાધીનપણે કાંઇક કાબૂ મેળવી શકે છે; પણ માનસિક વ્યાપારમાં તો પરાધીનપણે જીવને પોતાને કાબૂમાં આવવું પડે છે.

નિઃસ્વાર્થપણે ઉપદેશ આપવો અને પાળવો મુશ્કેલ છે, પણ સ્વાર્થવૃત્તિથી તો બંને સહેલ છે.

ધાર્મિક કે વ્યવહારિક પ્રવૃત્તિમાં માત્ર બીજાને સારું લગાડવાનું જ ધ્યેય હોય તો તેનું પરિણામ સુંદર હોતું નથી.

સ્વપરની દયાના આશ્રયમાં રહીને તમને ગમે તેમ કરશો તો શ્રેયને નોતરવું નહિ પડે.

સલાહ આપવી અને ઉપદેશ આપવો આ બંને શબ્દોમાં નામભેદ છે પણ અર્થભેદ નથી; છતાં ધાર્મિક દૃષ્ટિથી કહેવાય તે ઉપદેશ અને વ્યવહારિક દૃષ્ટિથી અપાય તે સલાહ કહેવાય છે.

દેહદૃષ્ટિ ટળી જાય તો ઇચ્છાઓને અવકાશ હોતો નથી.

માનવી મનથી તથા કાયાથી તો પોતાનું જ હિતાહિત કરી શકે છે, પણ વાણીથી તો સમગ્ર સંસારનું પણ હિતાહિત કરી શકે છે; માટે જ સ્વપરનું શ્રેય સાધવા વાણીના સંયમની અત્યંત આવશ્યકતા છે.

ત્યાગ અમૂલ્ય વસ્તુ છે. નરપતિ તથા સુરપતિ જેવા પણ તેની કિંમત આપી શકતા નથી, છતાં મનગમતાં ખાનપાન તથા માનસન્માન મેળવીને જે ત્યાગી સંતોષ માનતો હોય તે ત્યાગીને ઓળખીને તેની કદર કરી શક્યો નથી. પારસમણી તો ઝવેરી જ ઓળખીને તેનો આદર કરે છે અને તેનાથી ઉચિત લાભ મેળવી શકે છે, પણ અજાણના હાથમાં આવેલું મણિ પોતાની કિંમત ઘટાડીને અનાદરનું પાત્ર થાય છે.

ભોગ તો જડાસક્તિનો પોષક હોઇ શકે છે, પરંતુ ત્યાગ પણ જો પોષક થાય તો બન્નેમાં કાંઈ પણ અંતર રહેતું નથી; માત્ર નામનો ભેદ છે, અર્થનો નથી.

વૃત્તિમાં વક્રતા રાખી પ્રવૃત્તિમાં સરળતા દેખાડનારમાં ધર્મભાવના હોઇ શકતી નથી.

પુદ્ગલાનંદી જીવ ભલે રાગ દ્વેષનો તાબેદાર હોય છતાં તેને સાચું જાણવામાં અને વર્તવામાં રાગ દ્વેષનો ભય રાખવાની જરૂર નથી.

સારું સાંભળવું સહુ કોઇને ગમે છે, પણ સાચું સાંભળવું તો કોઇકને જ ગમે છે.

તમે ગમે તેમ માનો પણ તેથી જો બીજાનું અકલ્યાણ થતું હોય તો બીજાને મનાવવાનો આગ્રહ રાખશો નહિ.

બીજા બધા વિષયો છોડવા છતાં માત્ર કાન તથા આંખના વિષયની આસક્તિ પામરતાને છોડી શકતી નથી.

દેહ સન્માનનો આદર કરનાર આત્મ-સન્માનનો અનાદર કરે છે.

ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ તથા વિષય વિરક્તિનો આદર કર્યા વગર સંસારમાં કોઈ પણ સુખે જીવી શકે જ નહિ.

લખપતિ, ક્રોડપતિ, રાજા કે ચક્રવર્તી કેમ ન હોય, પણ જ્યાં સુધી કષાય તથા વિષયના આશ્રયે જીવતો હોય ત્યાં સુધી ફરિજ્યાત દુઃખને સુખ માનવું જ પડે છે.

માત્ર આંખથી આંધળો પોતાનું જ અહિત કરી શકે છે, તેમાં પણ ખાસ કરીને તો શરીરનું; પણ જ્ઞાનથી આંધળો તો સ્વપરના આત્માનું અહિત કરીને ઉભય લોકમાં દુઃખનો ભોગી બને છે.

ક્ષણિક અને તુચ્છ વૈષયિક આનંદ માટે સાચું સુખ, શાંતિ તથા આનંદનો અનાદર કરનાર આત્મદ્રોહ કરી પ્રભુનું અપમાન કરે છે.

આત્મા ઉપર કર્મની ફિલ્મ હોય ત્યાં સુધી અનેક પ્રકારની અવસ્થાઓ બદલાય છે, પણ તે માત્ર કર્મનો વિકાર છે.

જગતમાં જેટલી પ્રવૃત્તિ થાય છે તેમાં સૂર્ય સાક્ષીભૂત છે; પણ કર્તા નથી તેમ આત્મા દૃષ્ટા છે પણ કર્તા નથી.

સમ્યગ્‌જ્ઞાન વિનાની બધી પ્રવૃત્તિ સંસાર વધારનારી છે.

અનાદિના અભ્યાસને લઇને કષાય થયા વિના રહેતો નથી, તો ય બને તેટલો ઉપશમાવવાથી આત્મશ્રેય થાય છે.

અનાદિ કાળથી જડાત્મક તન, ધનાદિના માનને માટે ટેવાઇ ગયેલો જીવ માનનો આદર કરવાથી પોતાનું સર્વસ્વ ખોઈ બેસે છે.

જાણવા છતાં પણ અછતા ગુણોની પ્રશંસાથી ફૂલાઇ જનાર અજ્ઞાની, મૂર્ખ હોય છે.

આત્મ સન્માન હોય તેને બાહ્ય સન્માનની રુચિ થતી નથી.

સ્વભાવ અને ધર્મ કોઇને આપ્યા અપાતા નથી.

આત્માને ઓળખવો સહેલ નથી, જડાસક્ત માનવી આત્માને બદલે અનાત્મ(જડ)ની જ ઉપાસના કરનારો હોય છે.

જેમ શારીરિક તથા માનસિક સુખોને ઢાંકનાર દ્રવ્યરોગ અનેક પ્રકારના હોય છે, તેને મટડવાને ઔષધો પણ અનેક પ્રકારના હોય છે, તેમ આત્માના અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર, જીવન, સુખ આદિ ગુણોને ઢાંકનાર કર્મો ભાવરોગ કહેવાય છે, અને તે અનેક પ્રકારના હોવાથી તેને મટાડવાના ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભતા આદિ ઔષધો પણ અનેક પ્રકારના છે.

અસત્યનો ઉપયોગ કર્યા વગર માયા થાય નહિ.

સત્યની સાથે સરળતા રહી શકે છે; પણ અસત્યની સાથે તેનો મેળ નથી.

જડાત્મક સુખ મેળવવાની ઇચ્છાવાળાને માયા કરવી જ પડે છે.

જ્યાં સુધી જડાસક્તિ હોય ત્યાં સુધી આત્મા ઓળખી શકાય નહિ.

જે પ્રવૃત્તિથી કષાય ટળે તે ધર્મ અને જેનાથી કષાય વધે તે અધર્મ.

પુન્યબળથી ગમે તેવા વિષમ સંયોગોમાં પણ રક્ષણ મળી રહે છે.

સમ્યગ્‌જ્ઞાન વગરનો ભાવ અંધ જીવ કાંઈ પણ સાચું જોઈ શકે નહિ.

સંસારમાં કેટલાક જીવો જડ વસ્તુના દાસ બનીને તેની જ ઉપાસનામાં જીવન પૂરું કરે છે; પણ તેમને છેવટ સુધી તાત્ત્વિક સુખ મળી શકતું નથી.

સર્વજ્ઞ પ્રભુએ નિઃસ્વાર્થવૃત્તિથી કહેલા વચનો ઉપર શ્રદ્ધા રાખીને ઓછા અપરાધે જીવવા પ્રયાસ કરવો.

જીવવા માટે વનસ્પતિ તથા પાણીની તો જરૂર રહે જ છે, તેમાં પણ જો અલ્પ જીવવાળી અને થોડી વસ્તુથી ચાલતું હોય તો વ્યર્થ જીવોનો નાશ કરીને વધુ અપરાધી ન બનવું.

જે જીવ આત્માનું અનિષ્ટ કરીને જીવતો હોય તે જીવતો પણ મરેલો જ છે.

સર્વજ્ઞ પ્રભુએ કહ્યું છે કે કોઈ પણ જીવને દુઃખ આપ્યા વગર જીવો.

વિષયોને આધીન થઇને કોઇ પણ પ્રકારનું દુઃખ આપવાનું નામ પણ હિંસા છે, માત્ર પ્રાણુવિયોગ કરાવવાનું નામ જ હિંસા નથી.

સર્વજ્ઞોએ જે ધર્મ મુક્તિ મેળવવા માટે બતાવ્યો છે તેને બંધાવાના ઉપયોગમાં લેવો નહિં.

અન્યના હિતમાં નિમિત્તભૂત બનવું, પણ અહિતમાં ન બનવું.

સરળ બન્યા વગર બીજાના હિતમાં ઉપયોગી થઇ શકાય નહિ.

ધર્મ એટલે સુખ, અધર્મ એટલે દુઃખ.

મહાપુરુષોનો સંસર્ગ આત્માથી જીવોને વિકાસનો સાધક બને છે.

આત્મશુદ્ધિનો આદર મહાપુરુષોનો સંસર્ગ કરાવીને તેમના વચનો ઉપર સદ્ભાવ ઉત્પન્ન કરે છે.

જ્યાં સુધી જીવને આસક્તિ વધારે હોય અને પાંચે ઇંદ્રિયોના દાસપણામાંથી છૂટ્યો ન હોય ત્યાં સુધી સમાધિ મળી શકે નહિ.

જ્યાં મનુષ્ય બનવાની જ શંકા હોય ત્યાં મનુષ્યપણું મળવું તો બહુ જ દુર્લભ છે.

ધનવાળો ધન ખરચીને મુક્તિ મેળવી શકે નહિ, પણ અનાદિનો ત્યાગ કરીને જીવન ખરચનાર મુક્તિ મેળવી શકે છે. મુક્તિ મેળવનારાઓ દુનિયાની દષ્ટિમાં નિર્ધન જ હતા.

દુઃખ ભોગવવા માટે કોઈ પણ રાજી નથી, પણ અજ્ઞાની જીવ સાચી સમજણ ન હોવાથી સુખની ભ્રાંતિથી રાજી થઇને દુઃખ જ ભોગવી રહ્યા છે.

સકર્મક આત્મા પરાધીન છે અને સિદ્ધાત્મા સ્વાધીન છે, માટે જ તે અનંતા કાળ સુધી જીવશે. તેમને જીવવાને જડાત્મક કોઈ પણ વસ્તુની જરૂર ન હોવાથી પરાધીનપણું ભોગવવું પડતું નથી.

અનાદિ કાળથી જીવને જેવા સંસ્કાર હોય તે તરફ નિમિત્ત મળવાથી ઘસડાઈ જાય છે.

પ્રકૃતિથી જ મોહનીય પાપકર્મ હોવાથી તે કોઇ પણ જીવને સાચું જ્ઞાન પ્રવૃત્તિ કરવા દેતું નથી.

મોટાઈની લાલસા ઈર્ષ્યા તથા દ્રોહને પેદા કરનારી છે.

આંખ તથા કાનના વિષયની આસક્તિને આદરનાર મિથ્યાભિમાનનો આદર કરે જ છે.

પારકાના અવગુણ સાંભળીને રાજી થનારમા એકે ય ગુણ હોતા નથી.

ગુણવાનના અવગુણ સાંભળીને પ્રસન્ન થનાર અસાધુતાનો દાસ હોય છે.

બીજામાં દોષો જોવા જાણવા છતાં પણ મન તથા વાણીને દોષોથી દૂષિત ન કરનાર ઉત્તમ કોટીનો પવિત્ર પુરુષ છે.

અણુસમજુ, અજ્ઞાનીઓની પ્રશંસાથી પ્રસન્ન થઇને જ્ઞાનીઓની પ્રશંસાનો અનાદર કરનારમાં માણસાઈ હોતી નથી.

માત્ર વર્તમાન દેહના માન, સન્માન માટે ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી કષ્ટાનુષ્ઠાન કરનાર ભાવી જીવનનું ભલું કરી શકતો નથી.

રાગ દ્વેષનો અનાદર કરીને માત્ર આત્મશુદ્ધિ માટે જ તપ, ત્યાગ આદિ ધાર્મિક પ્રવૃત્તિ કરનારમાં સાચી ધર્મભાવના હોય છે, તેથી તેનામાં વૈર, વિરોધ કે ઇર્ષ્યાને સ્થાન હોતું નથી.

જેના હૃદયમાં સરળતા હોતી નથી તેનાથી સત્ય વેગળું જ રહે છે.

ક્ષય તથા પ્રમેહ આદિ રોગવાળાને ઘી, દહીં, દૂધ આદિ પૌષ્ટિક પદાર્થો પણ નુકશાન કરે છે, તેમ રાગ, દ્વેષ, ઇર્ષ્યા, મિથ્યાભિમાન આદિ ભાવરોગવાળાને આત્મગુણપોષક ધાર્મિક પ્રવૃત્તિઓથી પણ નુકશાન થાય છે.

સમ્યક્ત્વ, સાચી સમજણ વગર ધર્મની સાચી રુચિ થાય નહિ અને મુનિનું સાચું સુખ જાણી શકાય નહિ.

કષાય વિષયનો અનાદર કર્યા વગર સાચો માર્ગ જડવાનો નથી.

મોહનીયનું દબાણ હોય ત્યાં સુધી કર્મથી છૂટવાની ઇચ્છા થતી નથી.

રોગી માણસને અન્નની રુચિ થાય નહિ તેમ દર્શનમોહનું દબાણ હોય ત્યાં સુધી તાત્ત્વિક વસ્તુનો ઉપદેશ અને છૂટવાની વાતો ગમે નહિં.

અનાદિ કાળથી જીવ પૌદ્ગલિક સુખ ભોગવવાને ટેવાઇ ગયેલો હોવાથી તેને તાત્ત્વિક સુખ ગમતું નથી.

કષાયોને આધીન થઇને જડની સેવા કરનાર ભલેને ચક્રવર્તી હોય, તો પણ તે તાત્ત્વિક દૃષ્ટિથી સુખ ન જ કહી શકાય.

પ્રતિકૂળ સંયોગોમાં રહેવા છતાં પણ કષાયની અસર ન થાય તો સમભાવ પ્રકટ્યો કહી શકાય.



★

સ્વ૦ આચાર્ય મહારાજશ્રી વિજયકસ્તૂરસૂરીશ્વરજીવિરચિત

# પદ્ય વિભાગ

## સ્તુતિઓ

### પંચપરમેષ્ઠી સ્તુતિ

અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુ પદપંકજ નમી,
નમું વિશ્વમાંહિ વિચરતા જે વિશુદ્ધ ભાવે ઉપશમી;
દાસત્વ ટાળી મોહનું સ્વામી બન્યા જે વિશ્વના,
ત્રિકરણ જોગે થજો નિરંતર તેહને મમ વંદના.

---

### સાધારણ જિન સ્તુતિ

શ્રીમાન્ સાચા આપ દાતા શ્રીતણા સાચી પ્રભો !
છો વિશ્વબંધુ બંધુતા શું વર્ણવું તારી વિભો !
ભવમાં ભટકતા ભવ્યની નિઃસ્વાર્થથી રક્ષા કરો,
આઠી ગતિનાં દુઃખ દોહગ આપશ્રી સઘળા હરો.

---

### ( ૨ )

[ શાર્દૂલવિક્રીડિત ]

જેના જ્ઞાનબળે કરી જગતમાં, ત્યાગી થયા ભુક્તિના,
જેના ધ્યાનબળે કરી ભવિ ઘણા, ભોગી થયા મુક્તિના;
જેના નામબળે કરી સહુ ટળે, દુઃખો અને આપદા,
એવા શ્રી પ્રભુ પાર્શ્વનાથ તમને, વંદું સદા સર્વદા.

( ૩ )

( શિખરિણી )

પ્રભુ મુદ્રા તારી સકલ જનના પાપ હરતી,
અને મિથ્યા શ્રદ્ધા હૃદયપટથી દૂર કરતી;
મનોવૃત્તિ રોકે કુનય પથમાંહિ ફરતી,
વિલાસી જીવોના વિષય વિષ નાશ કરતી

---

( ૪ )

પ્રભુ તારી વાણી સમવસરણે યોજન જતી,
સુણી કાને જીવો ભવન ધરતા આદર હતી;
તજી ખોટી માયા ગ્રહણ કરતા શુદ્ધ વિરતિ,
બહુ પાળી ભાવે ગમન કરતા ઉચ્ચ સુગતિ.

---

## શ્રી મહાવીર સ્તુતિ (ભુજંગી)

કરું છું નતિભાવથી નાથ આપો, સુબુદ્ધિ અને સર્વ દુર્બુદ્ધિ કાપો;
પ્રભુ વિશ્વમાં આશરો છે તમારો, ભવાભોધિમાં ડુબતાને ઉગારો. ૧

સ્તુતિ ના કદિએ કરી આપની મેં, કરી ગોઠડીઓ સદા પાપની મેં;
વિચાર્યા નહિ મેં કદી સુવિચારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૨

રચી જાળ મેં તુચ્છ આશા ધરીને, ધર્યો હર્ષ મેં મુગ્ધને છેતરીને;
કર્યા છે પ્રપંચો પ્રભુ મેં હજારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૩

વિભો ! માનની જાળમાંહિ ફસીને, કરી મેં અવજ્ઞા તમારી હસીને;
કર્યા લોભ ને ક્રોધના કારભારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૪

જપ્યો જાપ ના હે વિભો ! આપનો મેં, કર્યો સાથ છે શોક સંતાપનો મેં;
કર્યો પાપમાંહિ પ્રભુ મેં વધારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૫

યમ ગર્જનાની ઉપેક્ષા કરી મેં, દુરાચારની સેવના આદરી મે;
તજ્યો મેં પવિત્રાઇનો માર્ગ સારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૬

નિવાર્યું નહિ ચિત્તને ભોગથી મેં, લગાડયું નહિ ચિત્તને યોગથી મેં;
ગયો રોગમાંહી સહુ જન્મ મારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૭

વિદાર્યાં ઘણા પ્રાણીઓ સ્વાર્થ સારુ, નથી જોયું મેં કાર્ય સારું નઠારું;
કરી ચિત્ત કાઠું કર્યો મેં ધસારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૮

રડાવ્યા ઘણા રાંકને કષ્ટ આપી, પ્રભુ આપની આણ છે મેં ઉત્થાપી;
નહિ વાંક મારો વિભો! ઉર ધારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૯

પ્રભુ શીખ માની નહિ મેં તમારી, સદા રાગ ને દ્વેષની આણ ધારી;
ગ્રહ્યો માર્ગ તેથી સદા મેં નઠારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૧૦

ભુલાવી પ્રભુ ભાન પોતાતણું મેં, ગુમાવ્યું સહુ છે પ્રભુ આપણું મેં;
વિપત્તિતણો મેં ન જોયો કિનારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૧૧

નયનથી કદી નાથને મેં ન જોયા, બધા દિવસો મેં વિભો! વ્યર્થ ખોયા;
પ્રભુ ના કદી આવતો ભાવ સારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૧૨

વંધ્ય વૃક્ષની જેમ આ જન્મ જાય, નહિ કૃત્ય સારાં પ્રભુ તોય થાય;
મને મૃત્યુ દેખી છૂટે છે મૂંઝારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૧૩

દયા લાવીને દીનની સુખ આપો, જરા જન્મ મૃત્યુતણાં કષ્ટ કાપો;
ગ્રહ્યો છે પ્રભુ હાથ મેં તો તમારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો. ૧૪

નાથ નામ છે આપનું વીર સ્વામી, ખરા વીર છો વિશ્વમાં આપ નામી;
જણાવ્યો પ્રભુ જે હતો ભાવ મારો, ભવાંભોધિમાં ડુબતાને ઉગારો ૧૫

---

જીત્યો મોહ મહા રિપુ પલકમાં, જેણે ક્ષમા આદરી,
ઘાતી કર્મ વિનાશ ખાસ કરવા, જેણે તપસ્યા કરી;
પામી કેવળજ્ઞાન ધ્યાનબળથી, જેણે શિવ-સ્ત્રી વરી,
વંદું તે પ્રભુને સદા પ્રણયથી, બે હાથ જોડી કરી.

---

હું છું દીન અનાથ આપ પ્રભુજી દીનોતણા નાથ છો,
હું છું બાળ અજાણ જાણ જગના મોક્ષે જવા સાથ છો;
વિદ્યા ચક્ષુવિહીન ક્ષીણ જનને દોરી જવા હાથ છો,
મોટો કામ વિકાર શાંત કરવા સાચા તમે ક્વાથ છો.

---

# શ્રી ચતુર્વિંશતિજિન સ્તવનાનિ

## શ્રી ઋષભજિન સ્તવન

[ પ્રથમ જિનેશ્વર પ્રણુમીયે-દેશી ]

ઋષભજિનેશ્વર વાંદતાં, નરભવ સફળો થાય,
જન્મમરણ જરા ત્રાસ, નડે નહિં ને વળી રોગ શોગ સહુ જાય. ઋષભ૦ ૧

કઠણ કરમ ઘણાં કાળનાં, નરમ બને તતકાળ,
નરમ ન રહે ક્ષય થાય બાંધેલાં હાલનાં, તૂટે સઘળી જાળ. ઋષભ૦ ૨

દરશન દરિશન જિનતણું, ભવભય ભંજનહાર,
કાળ અનંતાનંત, ભ્રમણ ભવ બીહામણું, દરશન ટાળણહાર. ઋષભ૦ ૩

દરિશનથી દરશન મળે, દરશન શુદ્ધિ થાય,
કાળ અનાદિ મિથ્યાત્વ ભુજંગમ વિષ ટળે, જિન દરિશન સુપસાય. ઋષભ૦ ૪

પુન્ય બળે લહે પ્રાણિયો, પ્રભુ મુખકમળ સુવાસ,
આતમમાં ઉદ્યોત કસ્તૂર મન માનીયો, શાશ્વત મુક્તિનિવાસ. ઋષભ૦ ૫

---

## શ્રી અજિતનાથ જિન સ્તવન

[ માતા મારુદેવીનો નંદ૦-દેશી ]

સાતા આપો અજિત જિણંદ, કાળ અનંતો વીતી ગયો પણ આરો ન આવ્યોજી,

જોયા બહુ મેં અન્ય તીરથના, તીરથ થઈ ઉજમાળ,
પણ તીરથ મેં સાચું ભાળીયું, તરવા તારું દયાળ. સા૦ ૧

તરીયે જેનાથી ભવસાગર, ભાવ તીરથ કહેવાય,
તેવું તીરથ નાથ તમારું, નામ યથારથ થાય. સા૦ ૨

પણ છે પ્રભુજી એક અચંબો, તરે અભવ્ય ન કેમ,
તીરથમાં રહેનાં પ્રભુ તારા, લહે ન શાશ્વત ખેમ. સા૦ ૩
ઊણાં દશ પૂરવ પણ જાણે, તોય ન તરે સંસાર,
કારણ કે ફરશે નહિં, ભાવે તીરથ ભાવ ગમાર. સા૦ ૪
પૂરણ શ્રદ્ધા તુજ તીરથની, રાખી મનમાં દેવ,
આત્મવિકાસી બનવા ભાવે, કસ્તૂર કરે તુજ સેવ. સા૦ ૫

## શ્રી સંભવનાથ જિન સ્તવન

[ પંથડો નિહાળું-રે બીજા જિનતણો રે–દેશી ]

આણા પ્રભુ તારી રે લાગે વ્હાલી બહુ મને રે, અવર ન આણ સુહાય,
અંતરંગ શુદ્ધિ રે કરવા સહુમાં આગળી રે, પાળવા મન હુલસાય. આણા૦ ૧
થયા ઘણા સુખિયા રે, પાળી તારી આણને રે, પામ્યા તે દુ ખોદધિ પાર,
આણ વિહુણા રે મનો મતી પ્રાણીયા રે, રખડી મર્યા સંસાર. આણા૦ ૨
જે જે પ્રાણી વર્ત્યા રે પ્રભુ તારી આણમાં રે, વરતાવી તેણે જગ આણ,
મનુષ્યનાં ભવમાં રે સ્વામીપણું ભોગવી રે, પામ્યા તે પદ નિરવાણ. આણા૦ ૩
પ્રભુ તારી આણા રે ભાવે ભવી જીવથી રે, નિશાદિન અખંડ પળાય,
શ્રી જિન સંભવ રે પ્રભુ તારી આણથી રે, મુક્તિપુરીમાં જાય. આણા૦ ૪
ભવો ભવ ભમતાં રે મુજને પ્રભુ તું મળ્યો રે, આનંદ અંગ ન માય,
ભવસ્થિતિ મારી રે પાકી શ્રદ્ધા થઈ મને રે, કરમ ન રહેશે કાંય. આણા૦ ૫
આતમ વિકાસી રે વાસી પ્રભુ મોક્ષના રે, ભાવ ઉદ્યોત સુહાય,
વિજય કસ્તૂરને રે અપાવો દયા કરી રે, મોહ ઉપર મહારાય. આણા૦ ૬

## શ્રી અભિનંદન જિન સ્તવન

[ જગજીવન જગ વાલહો–દેશી ]

અભિનંદન જિન વંદીયે, ખંડીયે પાપ પ્રચાર લાલ રે,
મોહ મિથ્યાત્વ નિકંદીયે, છંડીયે કૂટ વિચાર લાલ રે. અભિનંદન૦ ૧

આઠ મહામદ ગાળવા, ટાળવા લોભ વિશાળ લાલ રે,
ભાવે પ્રભુને નિહાળવાં બાળવા કપટની જાળ લાલ રે. અભિનંદન૦ ૨

નમન પ્રભુને જે કરે, તે તરે ભવ કૂપાર લાલ રે,
ચાર ગતિ નહિં તે ફરે, તે વરે શિવવધૂ સાર લાલ રે અભિનંદન૦ ૩

પ્રભુ મુખકમળ જે ભાળતા, ટાળતા તે ભવ વાસ લાલ રે,
લક્ષ્મી પોતાની વાળતા, ગાળતા, અરિ કરી દાસ લાલ રે. અભિનંદન૦ ૪

કસ્તૂર કાજ સુધારવા, તારવા આતમરામ લાલ રે,
ભાવ ઉદ્યોત વધારવા, ધારવા પ્રભુ અભિરામ લાલ રે. અભિનંદન૦ ૫

---

## શ્રી સુમતિ જિન સ્તવન

[ ગિરિવર દરશન વિરલા પાવે–દેશી ]

સુમતિ જિનેસર સુમતિ આપો, ફરી ફરી નહીં કરું પ્રભુજી પાપો. સુમતિ૦ ૧
કુમતિ ધુતારી જાય નઠારી, જો પ્રભુ થાયે સુમતિ મારી. સુમતિ૦ ૨
શુભમતિ શુભગતિ બંને બેનો, સાથે રહે પછી ભય છે શાનો ? સુમતિ૦ ૩
મોહ ડરે છે સુમતિ ભાળી, આતમ ઘર કરતા ઝટ ખાલી. સુમતિ૦ ૪
ક્રોધ લોભ મદ માયા કરતા, નાશી જવાનો વિચાર તે કરતા. સુમતિ૦ ૫
વિષય ભુજંગમ નિર્વિષ થઇને, ચાલ્યો ગયો નહીં આવું કહીને. સુમતિ૦ ૬
આતમમાં ઉદ્યોત જગાવે, કસ્તૂરને જો સુમતિ આવે. સુમતિ૦ ૭

---

## શ્રી પદ્મપ્રભ જિન સ્તવન

સિદ્ધાચળ શિખરે દીવો રે—દેશી

પદ્મપ્રભ જિનવર કાંતિ રે, અમળ કમળથી બહુ સારી;
મધુકર સમ ભવિ જન ગણુના રે, શુભ મનને છે હરનારી. પદ્મ૦ ૧
અજ્ઞાન તિમિર પટ હરીને રે, ભાવ નયન શુદ્ધ કરનારી;
શુભ પથ નહિં ભૂલે ફરીને રે, ભવિજનને થઇ અતિ ઉપગારી. પદ્મ૦ ૨
મુજ દોષ કોશને જોવા રે, દિવ્ય દીપકની ધરનારી;
મારાં પાપ ઘુવડને રોવા રે, હૃદય—ગુહામાં ફરનારી. પદ્મ૦ ૩
વિદ્યુત્ સમ નહિં અતિ ચચળ રે, નિત્ય વિકાસે રહેનારી;
રજ્જુ ચઉ દશ પટ અંચળ રે, ઊર્ધ્વ દિશામાં વસનારી. પદ્મ૦ ૪
આતમ ઉદ્યોત વિલાસી રે, અવર ન બીજે જડનારી;
કસ્તૂર કહે છે વિકાસી રે, થઇશ હું મનમંદિર ધારી પદ્મ૦ ૫

## શ્રી સુપાર્શ્વજિન સ્તવન

[ " સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો "—દેશી ]

સુખના સાગર છો મહારાજ સુખનું બિંદુ આપો,
સુખને સારુ સાચું ધન મેં સઘળું મારું ખોયું,
કાળ અનંતો વીતી ગયો પણ ક્યાંય નહીં સુખ જોયું. સુખના૦
કાળ અનાદિથી પ્રભુ મુજને મોહ બહુ ભરમાવે,
હોય દુઃખ ત્યાં સુખ બતાવે અવળું સહુ સમજાવે. સુખના૦
વસ્ત્રાભૂષણ મહેલ બાગને સુખદ કહી લલચાવે,
સુખ સારુ મેં સેવ્યા તોયે અંતે દુઃખ બતાવે. સુખના૦
ચાર અનંતામાંથી પ્રભુજી કાંઇ રહ્યું નથી પાસે,
કાંઇયે પણ જો નહીં આપશો તો મારું શું થાશે ? સુખના૦
પકડ્યું તારું સુખ મેળવવા લીધું ભવમાં ભટકી,
નામ સુપાર્શ્વ યથારથ કરશો તો ભવ–ભીતિ અટકી. સુખના૦
આત્મવિકાસી ભાવ દયાળુ જો સુખબિંદુ મળશે,
ભાવ દરિદ્ર જશે કસ્તૂરનું ને ભવ ફેરા ટળશે. સુખના૦

---

## શ્રી ચંદ્રપ્રભુ જિન સ્તવન

[ સુણ દયાનિધિ તુજ પદ પંકજ–દેશી ]

પ્રિય સુધા સમી ચંદ્ર પ્રભુની વાણી અતિ હિતકારી.
ભવિ જન મન શાંતિ કરનારી. પ્રિય૦
જે શ્રવણ પુટે પાનજ કરતા તે જનમ મરણ ફરી નહીં કરતા,
વળી સુંદર શિવ નારી વરતા. પ્રિય૦ ૧
પશુઓ પણ સમજે તુજ વાણી મનમંદિરમાં સમતા આણી,
તજે વૈર જનમનું તે પ્રાણી. પ્રિય૦ ૨
સાંભળતા હરખે તુજ વાણી, મુક્તિની શ્રદ્ધા મન આણી,
નિશ્ચય તરવાની એંધાણી, પ્રિય૦ ૩
જે જે તુજ વચને બંધાયા, તજી ક્રોધ લોભ મમતા માયા,
તે ચરમશરીરી કહેવાયા. પ્રિય૦ ૪
નિજ આતમનો ઉદ્યોત કરી, સંસારે જનમ્યા નહીં તે ફરી,
કસ્તૂરનું કાજ ગયું સુધરી. પ્રિય૦ ૫



---

## શ્રી સુવિધિજિન સ્તવન

[ સિદ્ધચક્ર વર સેવા કીજે–દેશી ]

સુવિધિ જિનેશ્વર ચરણકમળની સેવા ભવિજન કીજેજી,
ભાવ સહિત પૂરણ શ્રદ્ધાથી કરતાં શિવફળ લીજે,
ભવજળ તરિયેજી રે, કાળ અનાદિ નિવાસ ભવનો હરિયેજી રે. કાળ૦ ૧

વિધિ સહિત પ્રભુપૂજન કરતાં, પૂજ્ય બન્યા ત્રણ જગનાજી રે,
સમવસરણ પણ તેના રચાણાં દાસ બન્યા પ્રભુ મગના,
ભવજળ તરિયેજી રે. કાળ૦ ૨

અરિહંતાદિ વીશ સ્થાનકને વિધિ સહિત આરાધીજી રે,
તીર્થંકર શુભ નામ કરમને નિકાચિતપણે બાંધી,
ભવજળ તરિયેજી રે. કાળ૦ ૩

પૂજન વંદન ધ્યાન પ્રભુનું વિધિ સહિત સહુ કરતાજી રે,
વિધિતણો ભવિ ખપ કરીને, અવિધિ દોષ સહુ હરતા,
ભવજળ તરિયેજી રે. કાળ૦ ૪

ઘટ અંદર ઉદ્યોત કરીને, આતમ દરશન કરીયેજી રે,
કસ્તૂર તિમિર પટલ ટળવાથી, ભાવ અંધપણું હરિયે,
ભવજળ તરિયેજી રે. કાળ૦ ૫

---

## શ્રી શીતળ જિન સ્તવન

[ શીતલ જિનપતિ લલિત ત્રિભંગી–દેશી. ]

શીતળ જિન શીતળતા આપી, ત્રિવિધ તાપ નિવારો રે,
ચાર ગતિના બળતામાંથી, હવે તો આપ ઉગારો રે. શીતળ જિન ૧

નારક ચારક માંહિ વસતાં, પરમાધામી દેવ રે,
કુંભિ માંહિ નાંખી પચવતાં, સાર નહિં કોઇ લેવ રે. શીતળ જિન ૨

ઉષ્ણ વેદના નરકે મોટી, સહી અનંતી વાર રે,
તિર્યંચે દેવમાંહિ બળતાં, દુઃખતણો નહીં પાર રે. શીતળ જિન ૩

દ્વેષ દાવાનળ સળગે નિરંતર, ક્ષણ પણ નવિ હોળવાય રે,
કાળ અનંતો કાઢ્યો પણ હવે, તાપ સહન નવિ થાય રે. શીતળ જિન ૪

કોઈ ગતિમાં ન મળે શીતળતા, શીતળતા ભંડાર રે,
શીતળ શીતળ કણ દેશો તો, ખોટ ન પડશે લગાર રે. શીતળ જિન ૫

આતમ શીતળ થઇને મારા, ઘટમાં થાશે ઉદ્યોત રે,
શીતળ નામ યથારથ થાશે, કસ્તૂર પ્રગટશે જ્યોત રે. શીતળ જિન ૬

---

## શ્રી શ્રેયાંસ જિન સ્તવન

[જેમ જેમ એ ગિરિ ભેટીયે રે–દેશી]

શ્રી શ્રેયાંસ કૃપા કરી રે, શ્રેય કરો મુજ આજ પ્રભુજી.
આપ જેવા જિનરાજને રે, સહેલું છે આ કાજ પ્રભુજી,
વાર વાર વિનતિ કરું રે, અવધારો શિર તાજ પ્રભુજી. શ્રી૦ ૧

શ્રેય સુધા બિંદુ મળે તો, અજર અમર બની જાઉં પ્રભુજી,
તુજ મુજ અંતર ટાળીને રે, તુજ સમ હું પણ થાઉં પ્રભુજી. શ્રી૦ ૨

દેવ દેવીની પૂજના રે, જગમાં જ્યાં ત્યાં જણાય પ્રભુજી,
તોયે ન કોઈયે મેળવ્યું રે, સાચું શ્રેય ન કયાંય પ્રભુજી. શ્રી૦ ૩

સર્વ શ્રેયની યાચના રે, માની છે જિનરાય પ્રભુજી,
આશા મેં મનમાં ધરી રે, તે તો ખાલી ન જાય પ્રભુજી. શ્રી૦ ૪

અશ્રેયથી ઘણી મેં લહી રે, દુર્ગતિયો દુઃખદાય પ્રભુજી,
માટે હવે મને જોઈયે રે, નિશ્રેયસ સુખદાય પ્રભુજી. શ્રી૦ ૫

જેથી નિરંતર ઝગમગે રે, આતમમાં ઉદ્યોત પ્રભુજી,
કસ્તૂર વહેતો રહે સદા રે, શ્રેયતણો શુદ્ધ સ્રોત પ્રભુજી. શ્રી૦ ૬

---

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

[પ્રભુ પાસનું મુખડું જોવા–એ દેશી,

વાસુપૂજ્ય પરમ ઉપકારી, કરો પાવન ઉરમાં પધારી,
આપ આવી વસો પ્રભુ મારા, ઉરે દોષ સકળ હરનારા. વા૦ ૧

દોષ મોટા ટળે રાગ દ્વેષ, ગુણ ગળીયા જેણે અશેષ;
રાગ દ્વેષવિહુણો જીવ, સમભાવે રહી લહે શિવ. વા૦ ૨

પામી સાદિ અનંત નિવાસ, કરે ચાર અનંત વિકાસ;
મોહ તિમિરનો લેશ નથી જ્યાં, શુદ્ધ જ્ઞાન પ્રકાશ રહે ત્યાં, વા૦ ૩

થાય ભેદક દેહ વિચ્છેદ, તેથી ટળે પરસ્પર ભેદ,
એક વાસ કરે ત્યાં અનંતા, એક રૂપે રહે ભગવંતા. વા૦ ૪

શુદ્ધાતમ જ્યોતિનો સરખો, ઉદ્યોત નિરંતર નિરખો;
કસ્તૂર ટળી સહુ ભ્રાન્તિ, શાશ્વતી મળી શુદ્ધ શાંતિ. વા૦ ૫

---

## શ્રી વિમળનાથ જિન સ્તવન.

[ અનંતવીર્ય ભગવાન–દેશી ]

વિમળ જિણંદ દયાળ, દયા કરી જગપતિ,
વિમળાતમને કાજ, વિતર મને સન્મતિ. વિ૦ ૧

વિમળ પ્રભુ તુજ વાચ, સાચ કરી જે ગ્રહે,
વિમળ બને તસ જન્મ, વિમળ જીવન લહે. વિ૦ ૨

વિમળ તમારી આણ, બાણ સમ ભેદીને,
કઠણ કરમ કરે હાણ, સમૂલાં છેદીને. વિ૦ ૩

વિમળ દશા ભગવાન, ઠાણ ગુણ તેરમે,
જે ધરે તાહરૂં ધ્યાન, જરૂર તે ત્યાં રમે. વિ૦ ૪

વિમળ દિશા પ્રભુ આપ, પાપ નથી લેશ જ્યાં,
જનમ મરણ સંતાપ, વસો નિત્ય વાસ ત્યાં. વિ૦ ૫

વિમળાતમની જ્યોત, ઉદ્યોત વિમળ કરે,
કસ્તૂર આતમરામ, વિમળ ગુણગણ ધરે. વિ૦ ૬

## શ્રી અનંતનાથ જિન સ્તવન

[ સાંભળજો મુનિ સંયમ રાગે, ઉપશમ–દેશી ]

સ્વામી અનંત ચતુષ્ટય ધારો, ઘાતીયાં ચાર નિવારી રે,
ચાર અઘાતી ઘાત થયા પછી, આપ વર્યા શિવનારી રે. સ્વામી૦ ૧

અવરાયું મુજ જ્ઞાન અનંતું, વીર્ય જીવન સુખ સાચું રે,
ઈંદ્રિય બળ આયુષ્ય શ્વાસથી, કામ બને સહુ કાચું રે. સ્વામી૦ ૨

જનમ મરણ મેં વાર અનંતી, ચાર ગતિમાં કીધાં રે,
આપતણાં દરશન કરવાથી, કારજ સઘળાં સીધાં રે. સ્વામી૦ ૩

દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવથી, પુદ્ગલનું પરાવર્તન રે,
કીધાં અનંતાં તોયે ન બદલ્યું, હજુ સુધી પ્રભુ વર્તન રે. સ્વામી૦ ૪

સાથે રહેલા કાળ અનંતો, પહોંચ્યા મુક્તિ મોઝારો રે,
આપે પણ પ્રભુ અનંત જિનેશ્વર, છોડ્યો સાથ અમારો રે. સ્વામી૦ ૫

વિતી ગઇ ચોવીસી અનંતી, વીત્યો કાળ અનંતો રે,
હવે કૃપા જો થાય તમારી, આવી જાય ઝટ અંતો રે. સ્વામી૦ ૬

આતમનું તમ દૂર કરીને, કરો ઉદ્યોત વિકાસી રે,
ભાવ નયન કસ્તૂરનાં ઊઘડે, તો બને અજ અવિનાશી રે. સ્વામી૦ ૭

## શ્રી ધર્મનાથ જિન સ્તવન

[ અજિત જિણંદશું પ્રીતડી–દેશી ]

ધર્મ જિણંદની દેશના મીઠી લાગે હો અમૃત રસ સાર કે,
પાવન કરી પાવન થયા, બહુ પ્રાણી હો તરિયાં સંસાર કે. ધર્મ૦ ૧
દાન શિયળ તપ ભાવના, એમ ધર્મના હો કહ્યા ચાર પ્રકાર કે,
આરાધન ભવિ જન કરી, શુભ ભાવે હો ગયા મુક્તિ મોઝાર કે. ધર્મ૦ ૨
વત્થુ સહાવો ધર્મનું, શુદ્ધ લક્ષણ હો ભાખ્યું જિનરાય કે,
આતમધર્મ વિચારણા, જ્ઞાન દર્શન હો ચારિત્ર સુહાય કે. ધર્મ૦ ૩
ધર્મતણા પ્રભુ નાથ છો, તમે સાચા હો નથી કાચા જરાય કે,
ધર્માવરણ નિવારીને, વિકસાવ્યો હો નિજ ગુણ સમુદાય કે. ધર્મ૦ ૪
દુર્ગતિ પડતા જીવને; ધારી રાખે હો તે કારણ ધર્મ કે,
કાર્ય ધર્મ પ્રભુ તેં કહ્યો, શુદ્ધ થઈને હો જીવ લહે શિવશર્મ કે. ધર્મ૦ ૫
આતમ ધર્મને પામવા; પ્રભુ કરજો હો ઘટમાં ઉદ્યોત કે,
કસ્તૂરની એ યાચના; શુદ્ધ પ્રગટે હો આતમની જ્યોત કે. ધર્મ૦ ૬

---

## શ્રી શાંતિનાથ જિન સ્તવન

ધાર તલવારની સોહલી દોહલી,–દેશી,

શાંતિ જિન શાંત મુદ્રા પ્રભુ આપની, પાપની ઝાળને શાંત કરવા,
પુષ્કરાવર્તના મેઘ સરખી દીસે, ત્રિવિધ સંતાપનો તાપ હરવા. શાંતિ૦ ૧
ઔદયિક ભાવના વાસથી નિસરી, વિષયમમતા મેં પ્રભુ સર્વ ટાળી,
વિકળતા પણ ટળી વિમળતા બહુ મળી, આપની શાંત મુદ્રા નિહાળી. શાન્તિ૦ ૨
રાગનો રંગ ઝાંખો પડ્યો ને વળી, દ્વેષનો દાહ પણ હોલવાયો,
મોહ મમતા ગઈ પરમ શાંતિ થઈ, જ્યારથી આપનો હું ગણાયો. શાન્તિ૦ ૩
માન અપમાનની મૂઢતા સહુ ટળી, ને ટળ્યો ચિત્ત ઉદ્વેગ મારો,
પરમ સંતોષના પોષથી મેં પ્રભુ, શાંતિનો શાંત જોયો કિનારો. શાન્તિ૦ ૪
રોષના દોષથી જે થતી વેદના, શાંત થઈ ગઇ પ્રભુ સર્વ મારી,
સાંભળી પારકા ગુણ થતી બળતરા, શમી ગઇ જોઇ મૂર્તિ તમારી. શાન્તિ૦ ૫
આત્મ ઉદ્યોતની જ્યોત પ્રભુ ભાળતાં; અજ્ઞતા શાંત થઇ ગઇ હમારી,
શુદ્ધ શાંતિ મળી દાસ કસ્તૂરને, કર્મના કલેશને કાઢનારી, શાન્તિ૦ ૬

---

## શ્રી કુંથુનાથ જિન સ્તવન

[ સિદ્ધારથના રે નંદન વિનવું–દેશી ]

કુંથુ જિનેશ્વર કામિત સુરતરુ, સમ પ્રભુ આનંદકંદ,
કરમ પડલનું રે તિમિર મટાડવા, અનુપમ ઊગ્યો દિણંદ. કુંથુ૦ ૧
પરમ કૃપાળુ રે પાવન આતમા, કરવા તરવા વહાણ,
ભવિજન ભાવે રે તુજ પદ સેવતા, કરતા કોટી કલ્યાણ. કુંથુ૦ ૨
જડના સંગે રે કાળ રહ્યો ઘણો, સિદ્ધ થયું નહિં કાજ,
છેવટ થાકી રે પ્રભુજી આપની, સંગત કરી છે મેં આજ. કુંથુ૦ ૩
ભવ દવ બળતા રે સઘળા જીવને, જળ સમ હોલવનાર,
આપ વિના નથી કોઇયે વિશ્વમાં, સમરથ તારણહાર. કુંથુ ૪
પર ગુણ સંગે રે ગુણ સઘળા તજ્યા, દોષ ગ્રહ્યો મેં અસાર,
તુજ ગુણ સંગે રે દોષ ગયા સહુ, ગુણ ગણ મળિયા અપાર. કુંથુ૦ ૫
આતમ તાર્યો રે તેં પ્રભુ આપણો, જગમાં કરી રે ઉદ્યોત,
કસ્તૂર માંગે રે આપ કને પ્રભુ, નિરમળ ઝગમગ જ્યોત. કુંથુ૦ ૬

---

## શ્રી અરનાથ જિન સ્તવન

[ વીરા મારા ગજથકી ઉતરો–દેશી ]

શ્રી અરજિન સુજ વિનંતિ, સાંભળજો જગત્રાતા રે,
તુજ વિણુ કોઇ ન આપવા, સમરથ શિવસુખ સાતા રે. શ્રી અરજિન. ૧
મોહ રિપુ જે તેં જીતિયો, તેહ થકી હું જીતાયો રે,
મુજ ધન હરવા જે નાંખતો, કુવ્યસન કરથી લુંટાયો રે. શ્રી અરજિન. ૨
સુંદર મહેલ ને મેડીયો, દેખાડી લલચાવે રે,
હોય અસુંદર તો પણ તે, સુંદર કહીને ફસાવે રે. શ્રી અરજિન. ૩
ઘરથી બહાર કાઢી મને, લઇ જઇને પર ઘરમાં રે,
જ્ઞાનાદિ ધન લૂંટતો, રાખ્યું ન કાંઇ મુજ કરમાં રે. શ્રી અરજિન. ૪
રાગ દ્વેષ દોય પુત્રોને, મૂકે મારી વાંસે રે
ક્ષણ પણ નવી અળગા રહે, નિશદિન તે પણ ત્રાસે રે. શ્રી અરજિન. ૫
સહાય તમારી માંગવા, હું તુજ મંદિર આવું રે,
નિષ્કારણ બંધુ હવે, સહાય કરો જીતી જાઉં રે. શ્રી અરજિન. ૬
આતમ લક્ષ્મી મને મળે, પ્રગટે ઘટમાં ઉદ્યોત રે,
તિમિર ટળે કસ્તૂરનું, જ્ઞાનતણો વહે સ્રોત રે. શ્રી અરજિન. ૭

## શ્રી મલ્લિનાથ જિન સ્તવન

[ચોમાસી પારણું આવે–દેશી]

પ્રભુ મલ્લિ જિનેશ્વર ગાવું, તુજ ગુણુ ગણુ મુજમાં વસાવું,
જ્ઞાન દરશ ચરણુ પ્રગટાવું, વળી નિરમળ જ્યોતિ જગાવું રે. પ્રભુ૦ ૧
તુજ મૂરતિ શુદ્ધ બનાવું, મનમંદિરમાં પધરાવું,
શુદ્ધ ભાવ અમળ જળ લાવું, પછી પ્રભુ તમને નવરાવું રે. પ્રભુ૦ ૨
સમતા ચંદન હું લગાવું, બ્રહ્મચર્યનું પુષ્પ ચઢાવું,
ધર્મધ્યાનનો ધૂપ ધુખાવું, ભોગ ત્યાગ નૈવેદ્ય ધરાવું રે. પ્રભુ૦ ૩
સર્વ ચારિત્ર ચોખા મંગાવું, તુજ આગળ સ્વસ્તિક ઠાવું,
શુદ્ધ જ્ઞાન દીપક પ્રગટાવું, સહજાનંદ ફળ પ્રભુ પાવું રે. પ્રભુ૦ ૪
આતમનું તમ હું હટાવું, ઉદ્યોત કરી હરખાવું,
કસ્તૂર તુજ રૂપ સમાવું, તુજ મુજ અંતર હું મિટાવું રે. પ્રભુ૦ ૫

---

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

[ પુક્ખલવઈ વિજયે જયો રે–દેશી. ]

પરમાતમ પદ મેળવી રે, મુનિસુવ્રત ભગવાન,
ભવ્ય જીવોને તારવા રે, દેશના આપો પ્રધાન,
પરમગુરુ શું કરું તારાં વખાણુ, ગુણુ ગણુ તુજમાં અમાન. પરમગુરુ.

સમવસરણુમાં આપના રે, બેસે પર્ષદા બાર,
તિર્યંચો પણુ આવતા રે, જન્મનાં વૈર વિસાર. પરમગુરુ. ૧

સમજે સહુ તુજ દેશના રે, બૂઝે ભવ્ય અશેષ,
ભવસ્થિતિના પાકથી રે, વમતા કર્મ વિશેષ. પરમ૦ ૨

સંશય–છેદિની દેસના રે, યોજન સુધી સંભળાય,
પાંત્રીસ વાણી ગુણે ભરી રે, સાંભળતાં દુઃખ જાય. પરમ૦ ૩

અમૃતથી અતિ મીઠડી રે, પીતાં તૃપ્તિ ન થાય,
એક વખત જે સાંભળે રે, જન્મ સફળ તસ થાય. પરમ૦ ૪

આતમ ગુણુ વિકસાવવા રે, કરવા ઘટમાં ઉદ્યોત,
કસ્તૂરનું તમ ટાળવા રે, દેશના તુજ શુદ્ધ જ્યોત. પરમ૦ ૫

---

## શ્રી નમિનાથ જિન સ્તવન

[ જીરે મારે કુમર જાગ્યો તામ૦–દેશી ]

જી રે મારે મનમાં હર્ષ અપાર, નિરખ્યા શ્રી નમિનાથને જીરેજી૦
જી રે મારે વરતે જય જયકાર, ઝાલો જો પ્રભુ મુજ હાથને જીરેજી૦ ૧
જી રે મારે તુજ આગળ જગનાથ, શું કહું દુઃખ મેં બહુ સહ્યાં જીરેજી૦
જી રે મારે રાખો હવે પ્રભુ સાથ, દુઃખ અનંતા અનુભવ્યાં જીરેજી૦ ૨
જી રે મારે આપનો એક આધાર, કોઇ ન જગમાં માહરે જીરેજી૦
જી રે મારે સ્વાર્થીયો સંસાર, શરણુ પડ્યો છું તાહરે જીરેજી૦ ૩
જી રે મારે ચિંતા ટળી ગઇ છેક, તુજ સમ સમરથ ધણી કરી જીરેજી૦
જી રે મારે જાગ્યો ઘટમાં વિવેક, મુજ મન તુજ મુદ્રા ઠરી જીરેજી૦ ૪
જી રે મારે ગઇ ગરીબી ભગવાન, સાચી શ્રીમંતાઇ મળી જીરેજી૦
જી રે મારે કૃપા કરી છે અમાન, વર્ણવું હું પ્રભુ કેટલી? જીરેજી૦ ૫
જી રે મારે આતમ સમ કરનાર, સ્વચ્છ ઉદ્યોતના છે ધણી જીરેજી૦
જી રે મારે કસ્તૂર કર્મ વિદાર, ત્રિભુવન રત્ન ચિંતામણી જીરેજી૦ ૬

---

## શ્રી નેમનાથ જિન સ્તવન

[ મલ્લિજિન નાથજી વ્રત લીજે રે–દેશી. ]

પ્રભુ આપ પરમ ઉપકારી રે, તમે તાર્યાં ઘણા નર નારી રે,
પ્રભુ બાળથકી બ્રહ્મચારી, વિકાસી નેમિ જિનવર આપો રે,
બ્રહ્મચર્ય વિશુદ્ધિ સ્થાપો, વિકાસી૦ ૧
બ્રહ્મ શુદ્ધ આતમ સંકેત રે, તે છે નિર્મળ વર્ણે શ્વેત રે,
સ્વચ્છ જ્ઞાન ધરે ન અચેત, વિકાસી૦ ૨
તેમાં નિત્ય તમારો નિવાસ રે, છોડી જડનો સર્વ વિલાસ રે,
કર્યો જ્ઞાનનો પૂર્ણ વિકાસ, વિકાસી૦ ૩
સાચું સ્વપર પ્રકાશી સ્વરૂપ રે, પ્રગટાવી બન્યા જગ ભૂપ રે,
માંગું હું પણ તે શુદ્ધ રૂપ, વિકાસી૦ ૪
તારું શાસન વિશ્વ સ્વીકારે રે, જે ન ધારે તે સ્વરૂપ નિવારે રે,
તેથી વસ્તુ સકળ સ્વત્વ ધારે, વિકાસી૦ ૫
તુજ આતમનો ઉદ્યોત રે, વિશ્વે વ્યાપી રહ્યો જેમ જ્યોત રે,
કસ્તૂર ઘટમાં વહો સ્રોત, વિકાસી૦ ૬

---

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

[ સકળ સમતા સુર લતાનો–દેશી ]

સકળ સુરનર ચરણુ પડતાં, ચરણુ ફળને કાજ રે,
શરણુ લેતા સુગતિગામી; હરણુ કર્મ સમાજ રે;
પ્રભુ પાર્શ્વ જિનવર વરદ સાચો; નયને નિરખ્યો આજ રે;
એક એવડી શક્તિ રૂપે, વ્યક્તિ ભેદે ભેદ રે;
ભક્તિ કરતાં ભેદ ભાગે, વર્ણવે શુદ્ધ વેદ રે. પ્રભુ૦ ૧
આઠ જડ પડ ફરી વળેલાં, થાય જડથી નષ્ટ રે,
તડ પડે જડ જીવનું ને, પામે તુજ પદ ઇષ્ટ રે. પ્રભુ૦ ૨
દ્રવ્ય યોગે દ્રવ્ય નિરમળ, સમળ પણ દેખાય રે,
અમળ દ્રવ્ય સંયોગ મળતાં, સમળ નિરમળ થાય રે. પ્રભુ૦ ૩
જડ વિયોગી વિમળ તુજ પ્રભુ, આત્મ દ્રવ્ય સંયોગ રે,
કર્મ યોગી સમળ મુજ પ્રભુ, આત્મ કર્મ વિયોગ રે. પ્રભુ૦ ૪
વિશ્વમાં ઉદ્યોત કરતી; આત્મ જ્યોતિ શુદ્ધ રે,
તુજ સંગથી કસ્તૂરની પ્રભુ, પ્રગટી સ્વરૂપે બુદ્ધ રે. પ્રભુ૦ ૫

---

## શ્રી મહાવીર જિન સ્તવન

[ પંખીડા સંદેશો કેજો મારા શ્યામને–દેશી ]

શુદ્ધ સ્વરૂપી વીર જિનેશ્વર સાહેબા,
ચરણ શરણુ તુજ ભવિજનને સુખકારજો,
ચરણુ શરણુ વિન મરણુ કર્યાં પ્રભુ મેં ઘણાં;
તારણતરણુ પ્રભુ મેં ચરણુ ઉગારજો. શુદ્ધ૦ ૧
ચરણુ સ્વરૂપી આતમ નિજ રૂપે રમો;
મુક્ત દશામાં નિત્ય રહો અવિકારજો,
ક્ષાયિક ભાવે શમભાવી પ્રભુ આપ છો,
ઔદયિક મુજ ભાવ સકળ નિવારજો. શુદ્ધ૦ ૨
નિઃસંગી હું સંગી અંતર એટલું,
તુજ મુજ વચ્ચે શાસનના સરદાર જો,
નિઃસંગી તુજ સંગે ટળશે સંગતિ,
ટળશે અન્તર ભેદ ન રહેશે લગાર જો. શુદ્ધ૦ ૩

વર્ણ વિના વર્ણન પ્રભુ તુજ હું શું કરું ?
વર્ણ મળે પણ વર્ણન ટાળણહારજો,
વર્ણન કરવા ધીઠાઇ જે વર્ણની,
તે વર્ણોથી મળવા કરું વિચાર જો. શુદ્ધ૦ ૪

આતમનો ઉદ્યોત પ્રભુ શ્રી આપનો,
વ્યાપક સઘળા લોકાલોક મોઝાર જો,
કસ્તૂર કેવળ જ્યોત જગાવો વીરજી,
વ્યાપ્ય બન્યું તુજ વ્યાપકતા આધારજો. શુદ્ધ૦ ૫

## ઇતિ શ્રી ચોવીશ જિન સ્તવનાવલી

---

## શ્રી આદિ જિન સ્તવન

સરફરોશીકી તમન્ના...(ચાલ)

શાંતિ સમતા શુદ્ધ તારી, આદિજિન મને આલજો,
કાળ જૂની વિષમતાની, ગ્રંથી મારી ગાળજો.
જ્ઞાને ભાનુ જ્ઞાનકરથી, મિથ્યાતમ મારું હરી,
જ્ઞાન દરશન ચરણ સમ્યગ્, મુક્તિ પંથે વાળજો. શાંતિ.

પાંચ ઇંદ્રિયના વિષયનું, વિષય વિષ ટાળી કરી,
પુદ્ગલાનંદીપણાની, વાસના પ્રભુ ટાળજો. શાંતિ.

નિજ રૂપને ભૂલી કરી, પર રૂપમાં રમવાપણું,
મારું નિવારી નાથ નિજના, રૂપમાં મને ઢાળજો. શાંતિ.

સત્ય સંયમ શીલ સદ્ગુણ, આત્મધન મારું પ્રભુ,
મોહ તસ્કર હરણ કરવા, આવતાને પાળજો. શાંતિ.

આત્મજ્યોતિ શુદ્ધ મારી, શાશ્વતી પ્રગટાવવાં,
લીધું તમારું શરણ કસ્તૂર, વિશ્વવત્સલ ભાળજો. શાંતિ.

---

## શ્રી સંભવ જિન સ્તવન

[ પંથીડા સંદેશો–દેશી ]

શ્રી સંભવ જિનવર છો કેવળના ધણી,
અરજ કરું છું સાંભળજો મહારાજજો,
કાળ અનંતો ભમીને શરણે આપને,
આવ્યો છું જાણીને સરસે કાજજો. શ્રી. ૧

પંથ તમારો ઉત્તમ મેં નવિ જાણિયો,
રહી અજ્ઞાને દુઃખ સહ્યાં મેં અપારજો,
ચાર ગતિમાં ફરતાં જીવ હણ્યા ઘણા,
તુચ્છ વિષયને કાજ ન કર્યો વિચારજો. શ્રી. ૨

ન્યાય વિચારી સમભાવે કદી નવિ રહ્યો,
શત્રુ ગણીને પજવ્યા મેં બહુ લોકજો,
દુઃખ આપે દુઃખ સુખથી સુખ મળે સદા,
જાણી પર પ્રાણીનો નવિ હર્યો શોકજો. શ્રી. ૩

સત્ય વચનં સ્વારથવશ બોલ્યો હું નથી,
માયા-પ્રપંચે રમ્યો પ્રભુ દિન રાતજો,
પર પ્રાણીને છેતરી પ્રાણ મેં પોષિયા,
શોષ્યા આતમ ગુણ મેં શું કહું વાતજો ? શ્રી. ૪

કર્મ નિકાચિત બાંધ્યાં કૂડાં આળ દઇ,
ક્રોધાધીન થઇ મેં નથી રાખ્યું ભાનજો,
અહિત કર્યું મેં ઉદ્ધત બની સહુ કોઇનું,
વસ્તુ વિના પણ રાખ્યું બહુ અભિમાનજો. શ્રી. ૫

સ્તુતિ ગુણીની સાંભળી મનમાં હું બળું,
ઉત્તમ નરના અવગુણ વદું હજારજો.
મત્સર ઈર્ષ્યાવશ થઇ દૂષણ શોધતો,
રાખું હૃદયમાં નિશદિન અશુભ વિચારજો. શ્રી. ૬

રખડાવ્યો લોભોએ વિવિધ પ્રકારના;
ખાનપાને ને માન વળી મોટાઇજો,
દાન ધન વ્યસન જીવનની ઊંડી બહુ બની;
પૂરી નહિ પુરાયે તૃષ્ણા ખાઇજો. શ્રી. ૭

વિરુદ્ધ ધર્મથી અજ્ઞાને પ્રભુ હું થયો,
દેવગુરુના બોલ્યો હું અવર્ણવાદજો,
ધર્મ, ધર્મીની નિંદા કીધી મેં ઘણી,
હૃદય બળે છે જ્યારે આવે યાદજો. શ્રી. ૮

જન્મ મરણનો ભય નહિ રાખીને જરા,
અમર ગણી પોતાને કીધાં પાપજો,
ઘોર કર્મ કરી અપરાધી બહુ હું થયો,
શું કહું પ્રભુજી જાણો છો સહુ આપજો. શ્રી. ૯

યમ નિયમની શ્રદ્ધા સઘળી પરિહરી,
પુદ્ગલભોગી બની બન્યો જડ લીનજો,
પરવશ પડિયો નડીયો મોહરિપુ મને,
ભરમાવી લૂંટી લઈ કીધો દીનજો. શ્રી. ૧૦

જીવનદાતા ત્રાતા મુજને તું મળ્યો,
લેજો પ્રભુજી હવે મારી સંભાળજો,
બચી જઈશ હું સ્વામી જમના પાસથી,
જો બનશો પ્રભુજી મારા રખવાળજો. શ્રી. ૧૧

ગણતાં પાર ન આવે મારા દોષનો,
જાણો સઘળું કેવળજ્ઞાને આપજો;
ભાગ્ય ઉદયથી સ્વામી આપ મળ્યા મને,
દયા કરીને નાશ કરો મમ પાપજો. શ્રી. ૧૨

નિરમળ આતમ કારણ પ્રભુ તમને સ્તવ્યા,
વ્યોમ નિધિ નિધિ ઈંદુ સાલ સુખદાયજો,
લુણસાવાડે રહી ચોમાસું આપના,
ભાવે ગાવે કસ્તૂર ગુણગાનજો. શ્રી. ૧૩

---

( ૨ )

[ કાલી કમલીવાલે ]

સ્વામી સંભવ આપો અમને મુક્તિનું ધામ. અ૦
કરમ કઠણ કમઠે ભવવાસે
કર કરુણા દુઃખ સઘળા નાસે, શાન્તિના વિશ્રામ. અમને૦ ૧
જગમાં સઘળે ફરી વળીયો છું
છેવટ પ્રભુ તમને મળીયો છું તારક જાણી નામ. અમને૦ ૨
સ્તવન નમન કરી હું શુદ્ધ થાવું,
ધ્યાન તમારું નિશદિન ધ્યાઉં, ગાઉં ગુણ અભિરામ. અમને૦ ૩
જનમ મરણની ભીતિ નીવારી,
પદવી ઊંચી આપો તમારી, સિદ્ધ કરો અમ કામ. અમને૦ ૪
સંભવ જિનવર દરશન તારું
કહે કસ્તૂર શુદ્ધ કરનારું આતમના આરામ. અમને૦ ૫

---

## શ્રી શાંતિ જિન સ્તવન

[ મીઠા લાગ્યા તે મને .. ]

મારું ખોયું મેં પ્રભુ સઘળું પ્રમાદમાં.
પાછું તે કેમ મેળવાય રે શાન્તિ જિન માર્ગ બતાવજો.
જ્ઞાન ખોયું ને વળી દર્શન પણ ખોયું ચારિત્ર કેમ તે લેવાય રે....શાન્તિ૦
સુખના ઉપાયો મને સાચા નથી સૂઝતા સુખીયા તે કેમ થવાય રે....શાન્તિ૦
આપી અશાન્તિ ચાહું શાંતિ મેળવવા કેવી રીતે તે પમાય રે....શાન્તિ૦
આનંદ માટે કહો મારે શું કરવું ? આનંદઘન જિનરાય રે....શાન્તિ૦
આત્મઉદ્યોત માટે ઇચ્છા ઘણી છે, કસ્તૂર કહે કેમ થાય રે....શાન્તિ૦

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(રાગ–લાખ લાખ દીવડાની આરતી ઉતારજો.)

પાર્શ્વ પ્રભુ સમતાની વાનગી ચખાડજો,
ચાખવાની હોંશ ઘણી થાવે (મને) (૨) મંદિરીએ આવ્યો છું માગવા૦
નાથ મારી દુનિયાની માયા ભૂલાવજો,
માત તાત દારા ભૂલાય (ભલે) (૨)
મંદિરીએ આવ્યો છું માગવા૦
રોમે રોમે રંગ લાગે વિરાગના, ભાવો સોહામણા આતમના ત્યાગના;
આવેલા પાછા ન જાય (એ તો) (૨) મંદિરીએ૦
આપી ગુણો દોષ મારા સુધરાવજો,
મેલી ભૂંડી વાસનાથી બચાવજો;
આસક્તિ ભાવો ભૂંસાય (મારા) મંદિરીએ૦
સાચું સારું સુખ આપી અપનાવજો,
કાઢી કૂડો ક્રોધ શાન્તિ અપાવજો;
સમતાનો દાતા કહેવાય (તું તો) મંદિરીએ૦
તારું સાચું રૂપ નિરખી શાહપુરમાં,
પ્રગટી છે આત્મ જ્યોત મારા અંતરમાં;
કસ્તૂર ભાવે વંદાય (પ્રભુ) (૨) મંદિરીએ૦

---

## શ્રી સંખેશ્વર પાર્શ્વજિન સ્તવન

પ્રભુ તું છે આનંદનો વ્હેતો ઝરો,
સ્વામી પાર્શ્વ સંખેશ્વર નામ ધરો;
જ્ઞાતા છો લોકાલોકના, ક્ષણુ એક પણુ અંતર પ્રભુ,
પડતું નથી તેથી સદા, માને મુનિ તમને વિભુ;
તું છે ઘટ ઘટમાં, નિજ રૂપે ખરો. સ્વામી પાર્શ્વ૦

જ્ઞાન દર્શન ચરણુ સમ્યગ્, મુક્તિ પથ કહેવાય છે;
રત્નત્રયી એ આપને, મુજ રૂપમાંહિ સમાય છે;
વ્યક્તાવ્યક્તનું અંતર આપ હરો સ્વામી૦ ૨

ઉપયોગમાં છે તું સદા, વ્યવહારથી હું વેગળો;
ભાંગે સહુ એ ભેદ જો, મુજમાં પ્રભુ આવી મળો;
ઘાતી કર્મનો ઘેરો દૂર કરો સ્વામી૦ ૩

વિજ્ઞાન ઘન તુજ આત્મમાં, દ્રવ્યાદિ સહુ વ્યાપી રહ્યા;
શુદ્ધ આત્મભાવે તેં પ્રભુ, સંસારવાસીને કહ્યાં;
મારી વ્યાપક શક્તિના વિઘ્ન હરો. સ્વામી૦ ૪

વિશ્વ વલ્લભ આત્મજ્યોતિ, તમ હરી પ્રગટાવશો;
કેસ્તૂર આત્મ સ્વરૂપનો, સહુ ભેદભાવ હટાવશો;
મારા જીવનમાં દિનરાત ફરો. સ્વામી૦ ૫

સહુ સાત યુગ્મ સહસ્ર સંવત શ્વેત ફાગણુ છઠ ભલી;
મુનિ તેર સહ વલ્લભ પ્રભુ વંદન કર્યું શાંતિ મળી;
મારા આનંદમાં નિજ શક્તિ ભરો. સ્વામી૦ ૬

---

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

[ અહા કેવું ભાગ્ય જાગ્યું–ચાલ ]

પાર્શ્વ જિનવર કાપો દુખડાં આ તમારા દાસનાં,
આપ આપો સુફળ અમને આ અમારી આસનાં. ૧

વિશ્વના આ વાસમાં આવાસ તારું દીપતું,
વિશ્વ વાસીના તિમિરને હરણુ કરવા દીપતું. ૨

કર્મ વનચર નાસ કરવા કંઠીરવ સમ કાનને,
લાગતો રવ પ્રાણુઘાતક મોહ મૃગના કાનને. ૩

દ્વૈત રૂપે આપ જિનજી દ્વૈતના ભવ ભાવની,
સિદ્ધ કરતા શુદ્ધ રૂપે શુદ્ધ મારા ભાવની. ૪
મોહ મમતા કામ ક્રોધાદિતણી કુવાસના
કાઢી કસ્તૂરના નિવારો દુઃખ આ ભવ વાસના. ૫

---

## શ્રી મહાવીર જિન સ્તવન

(કાલી કમલીવાલે-રાગ)

મારા મનના ભાવો પ્રભુજી જાણો તમામ,
તો પણ તમને અરજ કરું છું, ચાર ગતિમાં ફરતો ફરું છું,
રખડયો ઠામો ઠામ,—પ્રભુજી૦-૧
જન્મ મરણના ફેરા ટાળો, ભવિજન તારક બિરુદ સંભાળો,
જગતારક તુજ નામ,—પ્રભુજી૦-૨
પરવશ બહુ દુઃખ સહન મેં કરીયાં, જપ તપ સંયમ નહિ આદરીયાં,
હારી ગયો છું હામ,—પ્રભુજી૦-૩
દરશન જ્ઞાન ચરણ ધન ખોયું, અધરમ કરતાં પાછું ન જોયું,
થયું ના સાચું દામ,—પ્રભુજી૦૪
અજર અમર અજ વીરજિનેશ્વર, કસ્તૂર વિજયતણા ભવ ભયહર,
જગ આશા વિસરામ,—પ્રભુજી૦-૫

(૨)

(ન્હવન કરે જિન ચંદ આનંદભર-દેશી)

શ્રમણ પ્રભુ મહાવીર જિનેશ્વર

રાગ દ્વેષ બળીયા રિપુ જીતી લીધું કેવળ હીર. જિ૦ ૧
સંગમ જેવા અધમ દેવથી હાર્યો નહી રણધીર. જિ૦ ૨
ચંડકોસીયો આપ કૃપાથી પામ્યો ભવજળ તીર. જિ૦ ૩
વેદ અરથ સવળો સમજાવી ગૌતમ કીધા વજીર. જિ૦ ૪
કરુણા કરી બ્રાહ્મણને આપ્યું ફાડી અડધું ચીર. જિ૦ ૫
મૂરતિ તારી લાગે વ્હાલી જેમ સાકરને ખીર. જિ૦ ૬
સમ દમ કસ્તૂરને પ્રભુ આપો કંચન વરણ શરીર. જિ૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન

[ ગિરિરાજ દર્શ પાવે જગ પુન્યવંત પ્રાણી–દેશી ]

માંગું તમારી સેવા ભલે, આપો યા ન આપો,
કમળાકરે ભ્રમર જ્યમ મધુ માટે ગાન કરતો,
તુજ રૂપ માટે ત્યમ હું, ભલે. ૧
સ્તુતિ આપની અમારી વાચા પવિત્ર કરતી,
ગાવું સહર્ષ પ્રભુજી, ભલે. ૨
રખડી ભવાટવીમાં અંતે નિરાશ થઇને,
આવ્યો તમારે શરણે, ભલે. ૩
વિકસે હૃદય અમારું મુખડું તમારું જોઇ,
આનંદ શાંતિ પામે, ભલે. ૪
જય જય પ્રભુજી મનહર લંછન મૃગેંદ્ર ધારી,
ધરું ધ્યાન સ્વામી તારું, ભલે. ૫
યશ ચંદ્ર ચંદ્રિકામાં ઝીલી હું શુદ્ધ થાઉં,
તુજથી ત્યજી જુદાઈ, ભલે. ૬
જીવન જ્યોતિ ચંદનબાળાતણી જગાવી,
તેમ જ્યોતિને જગાવો, ભલે. ૭

---

## ( ૪ )

[ અબ તેરા સિવા કૌન મેરા–ચાલ ]

મૈં આપ બિના કૈસે બનું જ્ઞાન ધરૈયા
અજ્ઞાન અંધેર કો હરાકે મેરે લૈયા;
ઘન રાગ દ્વેષથી બની હુઇ ગ્રંથી તોડકે
સમભાવકી સીઢી સે પ્રભુ ભાવ જોડકે;
ફિર મૈં ભી બનું આપ જૈસા ધ્યાન બઢૈયા. અજ્ઞાન૦ ૧
જબ શુકલધ્યાન અગ્નિકી જ્વાલાયેં જલેંગી,
ફિર ઘાતી કર્મ ચારકી વો ખાક કરેંગી
ઐસી મૈં ક્ષપકશ્રેણિકો બન જાઉં ચઢૈયા. અજ્ઞાન૦ ૨
પરભાવકો મૈં છોડ રમું આત્મભાવમેં
ફિર તો મિટે અંતર પ્રભુ અપને સ્વભાવમેં
શુદ્ધ રૂપકા હી મૈ તો બનું શીઘ્ર ઘડૈયા. અજ્ઞાન૦ ૩

સોહંકા જાપ મેં જપું પ્રત્યેક શ્વાસ મેં
જીસસે અભેદભાવસે રહેતા હું પાસ મેં
અદ્વૈત ભાવકા હે પ્રભુ તુંહી પઢૈયા. અજ્ઞાન૦ ૪
શક્તિસે મેંભી એક હું અપને મેં મિલાલો
કસ્તૂર કર્મ-પુંજકો મુજપેસે ઉઠાલો
ફિર આત્મ જ્યોતિ શાશ્વતી પ્રગટાવું સદૈયા. અજ્ઞાન૦ ૫

---

## સામાન્ય જિન સ્તવન

( એ તો લાખેણી આંગી કહેવાય ચાલ )

જયવંતું રહે જગમાંય શાસન જિનવરનું,
ભવ્ય જીવોનું તારક કહેવાય. શાસન૦ જયવંતું૦ આંકણી
ટાળી મિથ્યાત્વ સમ્યક્ત્વશાળી બને,
શુદ્ધ દેવ તરીકે જે માને તને;
એવું કહેવું સાચું તારું લાગે મને,
એ તો મુક્તિનું કારણ જણાય. શાસન૦ જયવંતું૦ ૧
સર્વ મંગળમાં મંગળ છે ઊંચું ઘણું,
તારા શાસનને શ્રદ્ધાથી હું તો ગણું;
મુખ્ય કારણ છે સર્વ કલ્યાણતણું,
સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ગણાય. શાસન૦ જયવંતું૦ ૨
ટાળી હિંસા અહિંસા જે હૈયે ધરે,
સત્ય બોલે ચોરીથી જે નિત્ય ડરે;
બ્રહ્મ ધારે પરિગ્રહ ત્યાગ કરે,
આવું પાળે તે મુક્તિમાં જાય. શાસન૦ જયવંતું૦ ૩
કામ ક્રોધાદિનો સંગ છોડી કરી,
તારી આણાઓ મસ્તક પર જેણે ધરી;
તે તો સંસારસમુદ્ર ગયા તરી,
ઉત્તમ પદવીનું દાતા ગણાય. શાસન૦ જયવંતું૦ ૪
આત્મ વિકસે ને સંપત્તિ સાચી મળે,
થાય ઉદ્યોત અજ્ઞાન તમ સહુ ટળે;
શુદ્ધ શાશ્વતી જ્યોતિમાં જ્યોતિ મળે,
આવું કસ્તૂરથી ભાવે વંદાય. શાસન૦ જયવંતું૦ ૫

---

[ ૨ ]

( અબોલા શાને........ચાલ )

તારનાર તારા જેવો નાથ, દુનિયામાં બીજો ન કોઇ,

કામ ક્રોધ મોહ માયા મમતા હરાવી,
વિજય મેળવવામાં સાથ, દુનિયામાં. તારનાર૦ ૧

રાગ દ્વેષ ભાવ અરિ દુર્જયને જીતવા,
વીરતાથી ભીડનાર બાથ, દુનિયામાં. તારનાર૦ ૨

વિષય વિકાર ભાવ અબ્ધિમાં ડુબતાને,
કહાડનાર પકડીને હાથ, દુનિયામાં. તારનાર૦ ૩

ભવ અટવીમાં ભૂલા પડયાને,
સાચો બતાવનાર પાથ, દુનિયામાં. તારનાર૦ ૪

આત્મ ઉદ્યોત મળે તારા સ્વરૂપબળે,
કસ્તૂર ચાહે સંગાથ, દુનિયામાં. તારનાર૦ ૫

---

[ ૩ ]

( છાની છાની......ચાલ )

જાણ્યું માન્યું મેં તારું વચન પ્રમાણ, જિનવર જગ હિતકારી
કેવળજ્ઞાને પ્રભુ જાણી ભાખ્યું સુજાણ, સહુને અતિ ઉપકારી.

દ્રવ્ય ભાવનો ભેદ બતાવી ભાવ પ્રધાન જણાવ્યો,
ભાવે શ્રદ્ધું છું તારું પ્રવચન ભાણ. જિનવર૦

જીવ અજીવનું સ્વરૂપ પ્રકાશી જીવને આપ વખાણ્યો
જેને જાણી પ્રગટાવે આતમજ્ઞાન. જિનવર૦

ભાવ દયા કરી ભવ્ય જીવોને શાશ્વત સુખ બતાવ્યું,
શ્રધ્ધા રાખી મેળવતા શાશ્વત ઠાણ. જિનવર૦

સુખ શાંતિ આનંદ જીવનને આત્મ ધર્મ બતલાવે,
તારી વાણીની સાચી એ ઓળખાણ. જિનવર૦

જડાસક્તિથી જીવ અનંતા કાળથી ભવમાં ભટકે,
આવું ભાખે કસ્તૂરના શ્રી ભગવાન. જિનવર૦

---

[ ૪ ]

[ મારું વતન આ...ચાલ ]

તારું શરણુ આ તારું શરણુ.

ભવદવમાં બળતા ભવ્યોને, શાંતિકરણુ આ શાંતિકરણુ. તારું૦
ભાવ રોગને દૂર કરીને, ટાળે મરણુ આ ટાળે મરણુ. તારું૦
ભવચારકથી મુક્તિ અપાવે, તારું ચરણુ આ તારું ચરણુ. તારું૦
કામ ભુજંગનું વિષ હરવાને, અમૃત ઝરણુ આ અમૃત ઝરણુ. તારું૦
આત્મ વિકાશી કરે અવિનાશી, શ્વેત વરણુ આ શ્વેત વરણુ. તારું૦
ભવજળધિ તરવા કસ્તૂરને, સાચું તરણુ આ સાચું તરણુ. તારું૦

[ ૫ ]

( રાગ-મારે તે ગામડે એક વાર આવજો.)

અંતરના દ્વાર નાથ આજે ઉઘાડજો,
હે.......કર્મોનો મેલ ચઢ્યો આજે ઉતારજો-અંતરના.
મારી અજ્ઞાનતા (૨) પ્રભુ હવે ટાળજો, હે.......અંતરના.

સાખી-

ભવભવનાં દુઃખો સહી, આવ્યો છું તુજ પાસ.
જો દુઃખ દૂર તમે ના કરો, બીજી કોની આશ ?
સઘળે અંધાર દીસે, રસ્તો ના સૂઝતો,
તારો એક રાહ, સંસારમાં ઝઝૂમતો,
ન્યારા એ નેહે પ્રભુ ક્યારે ઉગારશો ?
સાથી શિવનારી વીર ક્યારે દેખાડશો ?
લપટાયા કર્મે અમે ક્યારે હવે તારશો ? -અંતરના.

સાખી-

થાક્યો છું રવડી મથી, આ સંસારે નાથ !
મનમંદિર આવો તમે, તારો ઝાલી હાથ.
આવો અમારે ઉર, ચિંતા કરોને ચૂર,
શરણે આવ્યા છીએ આપના;
કસ્તૂર હરિદ્રતા કહો, ક્યારે કાઢશો ? હે...... મારી.

# બોધ–લહરી

ભેદ નથી ત્યાં વેદ છે, વેદ વિના અજ્ઞાન;
વેદ ભેદમાં ભેદ છે, રજની દિવસ સમાન. ૧

મૃત્યુથી સઘળા ડરે, જન્મથી ડરે ન કોઈ;
ભય રાખે જે જન્મનો, નિશ્ચય જ્ઞાની સોઇ. ૨

મરણ વિકાર વિનાશ છે, જન્મ વિકાર વિકાસ;
જન્મ ટળે આતમતણો, પ્રગટે જ્ઞાન વિલાસ. ૩

શેકી નાંખ્યા બીજનો, જન્મ નહિ ફેરી વાર;
મરણ થવાથી આત્મા, રખડે નહીં સંસાર. ૪

મરણ ખરું તે જાણીએ, જ્યાં છે જન્મ વિનાશ;
તે મરણું મરણું નથી, જન્મતણો જ્યાં વાસ. ૫

મરવાના અભ્યાસથી, મરતાં ઘણા કમોત;
કરણી કર એવી હવે, થાય મોતનું મોત. ૬

મરતાં શીખો માનવી, છોડી અવર જંજાળ;
તે જગમાં સુખીઆ થયા, જેણે જીત્યો કાળ. ૭

દાસપણું જડનું કરે, ડરે મોતથી બાળ;
જડની સેવા છોડી જો, શું કરશે પછી કાળ ? ૮

અલખ ખલકમાં સહુ કહે, અલખ ન લખતું કોય;
જે પોતાને ઓળખે, લખે અલખને સોય. ૯

પરમેશ્વરને શોધવા, ઘર ઘરણી તજી માલ,
નીકળ્યા પણ નથી જાણતા, રહે ક્યાં દીનદયાળ? ૧૦

રડે રાંક જડ નાશથી, નિજ નાશે નવિ શોક;
જડ ચેતનને પારખે, તેવો જ્ઞાની કોક. ૧૧

કર્મ મહિષી સમ નથી, ભડકી ભાગે દૂર;
ભેખ ભેદને જોઇને, માટે થાઓ શૂર. ૧૨

ભેખ પલટવો સહેલ છે, વિના કષ્ટ પલટાય;
દુષ્કર મન પલટ્યા વિના, કારજ સિદ્ધ ન થાય. ૧૩
છોડ્યો વદે સંસાર જે, ચાર ગતિ ફરનાર;
અમર થયો મિથ્યા વદે, વાર વાર મરનાર. ૧૪
ક્યાંથી આવ્યો ક્યાં જશે ? હમણાં તું છે કોણ ?
બોલ વિચાર્યું છે કદી ? ધારી ઘડી એક મૌન. ૧૫
યોગી ભોગી જનમથી, છે સઘળો સંસાર;
યોગ ભોગના મર્મને, વિરલા જાણનહાર. ૧૬
યોગ ભોગ જડ વસ્તુનો, કરતા સઘળા જીવ;
સમજી કરશો સ્વરૂપનો, ત્યારે બનશો શિવ. ૧૭
યોગી અયોગી થાય છે, ભોગી અયોગી ન થાય;
જો ભોગી યોગી બને, તો ભવફેરા જાય. ૧૮
સર્વજ્ઞોની દૃષ્ટિમાં, આસ્તિક બનો જરૂર;
અલ્પજ્ઞો અજ્ઞાનીઓ, છો કહે નાસ્તિક ધુર. ૧૯
વખત થયો છે, ખબર છે ? પળ પળ મોંઘી જાય;
મહાકષ્ટે નર તન મળ્યું, સમજી કર વ્યવસાય. ૨૦
મન વચન કાયા એકથી, સંતતણો વ્યવહાર;
ભેદ પાડી જે વર્તતા, કરતા તે વ્યભિચાર. ૨૧
પરનારી ભોગી કહ્યો, વ્યભિચાર જગ રીત,
વ્યભિચારી જ્ઞાની કહે, પરપરિણતિથી પ્રીત. ૨૨
સાચો જ્ઞાની તે કહ્યો, જેને અનુભવ જ્ઞાન;
પર જ્ઞાને જ્ઞાની બને, તે તો અંધ સમાન. ૨૩
શાસ્ત્ર વાંચે ભાષા ભણી, કહે જગ પંડિત રાય,
અનુભવ જ્ઞાને જે વદે, તે જ્ઞાની કહેવાય. ૨૪
અંતર પંડિત જ્ઞાનીનું, ખજુવા ભાનુ સમાન;
પંડિત પોથી કીટ છે, અચળ જ્ઞાની ભગવાન. ૨૫
અનુભવ જ્ઞાન વિના નહીં, જાણે પ્રભુ સંકેત.
તલમાં તેલ રહ્યું છતાં, પંડિત પીલે રેત. ૨૬
જાણે પણ સમજે નહીં, પંડિત અનુભવહીન;
જાણે સમજે જ્ઞાનીઓ, અનુભવ રસમાં લીન. ૨૭
ભક્ષણ વિષ કરે મરે, જાણી ત્યાગી જેહ;
જ્ઞાની તેને જાણીએ, ખાય અજ્ઞાની તેહ. ૨૮

અનુભવ વિન શ્રદ્ધા નહીં, શ્રદ્ધા વિન નહીં જ્ઞાન;
જ્ઞાન વિના મુક્તિ નહીં, ભાખે શ્રી ભગવાન. ૨૯

રાગ દ્વેષના ભાગને, કાઢી કર વ્યાપાર;
સાચી લક્ષ્મી મેળવી, બન સાચો સાહુકાર. ૩૦

મરવા માંડયું જન્મથી, ભય રાખે શું થાય?
મૃત્યુનું મૃત્યુ બને, કર એવો વ્યવસાય. ૩૧

જીવ લક્ષ નવ મરણમાં, સ્વ-પરદાર નવિ ભેદ;
માટે સ્ત્રીસંગ સર્વથા, તજો ધરી મન ખેદ. ૩૨

લીન રહે નિત બ્રહ્મમાં, બ્રહ્મચારી ભગવાન;
અબ્રહ્મથી અળગા રહ્યા, વસ્તુ પ્રકાશન ભાન. ૩૩

જડ આતમ બંને મળ્યા, સ્વ સ્વ ધર્મ કરે ભોગ;
વર્ણાદિ જડ ભોગવે, આતમ નિજ ઉપયોગ. ૩૪

વેર ઝેર ઝરણું ઝરે, જડતાનું જ્યાં જોર;
નામ ધર્મ પણ ત્યાં નથી, રહ્યું અંધારું ઘોર. ૩૫

જડ વસ્તુ સુખ આપશે, છોડો એવી આશ;
કાળ અનંતો વહી જશે, અંતે થશો નિરાશ. ૩૬

આતમ ધર્મ અનેક છે, પ્રગટે છોડે કષાય:
એક જ ચાંપ દબાવતા, અનેક દિપક થાય. ૩૭

મારું તારું જ્યાં રહ્યું, હું-તું-નું જ્યાં જોર;
ત્યાં આતમ ધન લૂંટતા, રાગ દ્વેષ બે ચોર. ૩૮

જડમાં જે વિશ્વાસ છે, તે ચેતનમાં થાય;
વિપદ ટળે સહુ સુખ મળે, ભવ ફેરા સહુ જાય. ૩૯

હિંસા મનથી પણ તજે, દ્વેષ કરે સહુ દૂર;
પ્રાણી શાંત બને સદા, વાઘ સિંહ સમ ક્રૂર. ૪૦

લોહ તિજોરીથી કદી, ધનરક્ષા નવિ હોય;
તિજોરી કર પુન્યની, ધન હરશે નહિં કોય. ૪૧

જેથી ચાહે માનને, તેનું કર તું માન;
નમ્ર થઈને ચાલજે, મૂકીને અભિમાન. ૪૨

વસ્તુ ચાહે નવ નવિ, પાસે નથી બદામ;
કહો કિમ વસ્તુ મેળવે, આપ્યા વિન તે દામ? ૪૩

પુન્ય દામ પાસે નથી, સુખ સંપત્તિ સ્હાય;
મળે ન ક્રોડ ઉપાયથી, ઉલ્ટું દુઃખ જ થાય. ૪૪

## ઉપદેશક પદ.

ઊગતો સૂર્ય જોઇને નવિ આશ્ચર્ય કો - માને,
ઊગ્યો તે આથમી જાશે જગત જનતા બધી જાણે. ૧
નદીનું વ્હેણુ ભાળીને નવાઇ ના કદી લાગે,
સુકાઇ નીરથી ખાલી નિહાળી શોક ના જાગે. ૨
ઘડીયો રેંટથી નીરે ભરેલી થાય છે ખાલી,
અચંબો ના ધરે શાણા ભરેલી જોઇને ખાલી. ૩
તેજસ્વી સૂર્ય કિરણોથી હતું જ્યા દિવ્ય અજવાળું,
ન તાજુબ થાય કો ડાહ્યા જોઈ ત્યાં ઘોરતમ કાળું. ૪
ખીલી જે છે તે કરમાશે કળી છે તે ખીલી જાશે,
વિમાસે શું થવાનું છે હતું તે ના હતું થાશે. ૫
બાળ છે તે યુવક થાશે યુવક પણ વૃદ્ધ થઇ જાશે,
સમયનું ચક્ર ફરતાં તે વૃદ્ધ મૃત્યુવશ થાશે. ૬
અગર જો હોય તું સુખી ન રહેશે ચેતતો રહેજે,
અગર જો હોય તું દુઃખી ન રહેશે દુઃખ સહી લેજે. ૭
વિનાશી વસ્તુ સંયોગે થશે તું જેટલો ખુશી,
વિયોગે દુઃખી તું થઇને તેટલો થઇશ ના ખુશી. ૮
**वियोगान्ताश्च संयोगाः** વદે કસ્તૂર નિજ વાણી,
વિચારી હર્ષ દિલગીરી ન ધરતો ભાવ સમ આણી. ૯

---

## કેમ ચાલશે ?

લાગી લગન પ્રભુ આપની,
ભાળ્યા વિના કેમ ચાલશે ? એ ચાલ.

વિજ્ઞાન લોચન હીન થઇ, આથડું જ્યા ત્યાં પ્રભુ,
ધારી દયા મુજ હાથને, ઝાલ્યા વિના કેમ ચાલશે ? ૧
ખોયું પ્રભુ મમતા કરીને, જ્ઞાન, દર્શન મેં સહુ,
થોડું ઘણું નિજનું પ્રભુ, આલ્યા વિના કેમ ચાલશે ? ૨
શ્રેણી ક્ષપક આરૂઢ થઇને, કર્મ ક્ષય કીધાં તમે,
મુજ કર્મ રાશીને પ્રભુ, બાળ્યા વિના કેમ ચાલશે ? ૩
સંસાર અટવીમાં પ્રભુ, રખડું અનંતા કાળથી,
થાકી ગયો, શિવ મહેલમાં, મ્હાલ્યા વિના કેમ ચાલશે ? ૪
મુજ આત્મનો ઉદ્યોત કરવા, લીધું શરણુ પ્રભુ આપનું,
કસ્તૂરનું ભવનું ભ્રમણુ, ટાળ્યા વિના કેમ ચાલશે ? ૫

---

## ઉપદેશક–૫૬

મળ્યું છે માનવી જીવન, બને તો ધર્મ કરતો જા;
પાપનું ઝેર ઢોળીને, પુણ્ય પીયૂષ ભરતો જા. ૧

રાગ ને દ્વેષની વાતો, સ્મરણમાંથી વિસરતો જા;
અશાન્તિ લોભને ટાળી, શાન્તિ સંતોષ ધરતો જા. ૨

વિષયની વાસના છોડી, હવે તો તું સુધરતો જા;
ગુલામીથી થવા છૂટો, પ્રતિજ્ઞાઓ ઉચ્ચરતો જા. ૩

મોતની બ્હીક લાગે તો, પ્રભુ–પંથમાં વિચરતો જા;
ગતિ તું શ્રેષ્ઠ મેળવવા, પાપથી ખૂબ ડરતો જા. ૪

ભરેલો ભાગ્ય લક્ષ્મીથી, અભાગીમાં વિતરતો જા;
વિચારી વસ્તુની સ્થિતિ, વિપત્તિ–વારિ તરતો જા. ૫

નિરાગી દેવને સેવી, ભવાબ્ધિથી નિસરતો જા;
સુજ્ઞાની સદ્‌ગુરુકેરા, ચરણમાં નિત્ય ફરતો જા. ૬

પ્રભુના તું ગુન્હાઓથી, હંમેશાં તો ઉગરતો જા;
બનીને નિત્ય સત્સંગી, કુસંગોથી ઉતરતો જા. ૭

વિશ્વનું શ્રેય કરવાને, ખુશી થઇને તું મરતો જા;
ન ગમતી હોય જો પીડા, પરાઈ પીડ હરતો જા. ૮

વિશ્વવાસી તણી ખોટી, સગાઈ પોથી વિખરતો જા;
તત્ત્વવેત્તા મહાજ્ઞાની–તણી ટોળીમાં ગરતો જા. ૯

પરાયાં ઘર ઘણા ભટક્યો, હવે તું આત્મ ધરતો જા;
પરાયા રૂપને છોડી, સ્વરૂપે તું ઉછરતો જા. ૧૦

વિકાસી વીરની ચર્ચા, વિચારી શ્રેય ચરતો જા;
વિલાસી વિશ્વવાસીના, વિલાસોથી વિછરતો જા. ૧૧

ક્ષમાની તું કરી સેવા, કર્મ કાઠાં નિર્જરતો જા;
દુઃખી દેખીને આ દુનિયા, દયા સ્રોતે તું ઝરતો જા. ૧૨

પરાઈ પ્રીત છોડીને, નિજાતમમાં તું ઠરતો જા,
શાશ્વતું સુખ જોઇએ તો, મુક્તિ રામા તું વરતો જા. ૧૩

કહે કસ્તૂર આ કીંમતી, જીવનમાં શ્રેય કરતો જા;
જરા સમજીને પોતાની, દયા ઉરમાં તું ધરતો જા. ૧૪

---

## પ્રભુનો પંથ ન્યારો છે.

જગતમાં સ્વાર્થવશ થઇને, બતાવો પંથ શિવપુરનો;
ન હોવે માર્ગ તે સાચો, પ્રભુનો પંથ ન્યારો છે. ૧
ધર્મને રાખવા માટે, અવરના પ્રાણ હરવામાં;
બતાવો પુણ્યરાશિ પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૨
વદીને વાત બહુ જૂઠી, કપટની જાળ ગુંથીને;
વધારો વૈર-વહ્નિ પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૩
સ્વર્ગ ને મોક્ષનાં સુખો, બતાવીને હથેલીમાં;
ફસાવો મૂઢ જનને પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૪
પ્રભુની શુદ્ધ વાણીમાં, વેરનું ઝેર ભેળીને;
ગમારોને ભલે પાઓ, પ્રભુનો પંથ ન્યારો છે. ૫
અમે સાચા તમે જૂઠા, અધર્મી ને અમે ધર્મી;
વદો વિદ્વેષી વાતો પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૬
ન માને વેણ પોતાનું, નરકગામી કહો તેને,
પ્રભુનું નામ લઈને પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૭
રાગ ને દ્વેષના બીજો, વિવેકે શૂન્ય ભૂમિમાં;
ખુશી થઇને ભલે વાવો, પ્રભુનો પંથ ન્યારો છે. ૮
લડાવો ધર્મઘેલાને, બતાવી પંથ પોતાનો;
ભલે મોટા કહાવો પણ, પ્રભુનો પંથ ન્યારો છે. ૯
કર્મનો નાશ કરવાને, પ્રભુનો માર્ગ પીછાની;
કરો કલ્યાણ પોતાનું, પ્રભુનો પંથ ન્યારો છે. ૧૦
રાગ ને દ્વેપ જ્યાં છે ત્યાં, ન હોવે માર્ગ જિનવરનો,
કહે કસ્તૂર દુનિયાથી, પ્રભુનો પંથ ન્યારો છે. ૧૧

---

## 'ઊઘાડી આંખથી જોશો.'

કર્યું શું કામ એવું કે, ફુલાઓ છો તમે મનમાં ?
તમારી ભૂલના માટે, ઊઘાડી આંખથી જોશો. ૧
ન જાણ્યું જિંદગાનીનું, ખરું કર્તવ્ય કરવાનું;
તમારા શ્રેયના માટે, ઊઘાડી આંખથી જોશો. ૨
રડાવીને ગરીબોને, રિબાવીને અનાથોને;
ખુશી માનો તમે કેવી ? ઊઘાડી આંખથી જોશો. ૩

તમે આવ્યા અહિં ક્યાંથી ? અહિંથી ક્યાં જવાના છો ?
શું કરવાને અહિં આવ્યા ? ઊઘાડી આંખથી જોશો. ૪

જે લાવ્યા ના તમે સાથે, વધાર્યું કે ઘટાડ્યું છે ?
રહ્યું છે કેટલું પાસે ? ઊઘાડી આંખથી જોશો. ૫

તમારી તુચ્છ તૃષ્ણાઓ, કદિ યે પૂરી નહિ થાશે;
મરણ આવી જશે પાસે, ઊઘાડી આંખથી જોશો. ૬

ઘણી લક્ષ્મી કરી ભેગી, પાછળ મૂકવા માટે;
તમે શું લઈ જશો સાથે ? ઊઘાડી આંખથી જોશો. ૭

અનાદિ કાળથી ભટકો, ચોરાશી લાખ યોનિમાં;
હજુએ કેમ રખડો છો ? ઊઘાડી આંખથી જોશો. ૮

ન માની પુન્ય પાપોને, કરી કૃત્યો ઘણાં કૂડાં;
તમારી શું ગતિ થાશે ? ઊઘાડી આંખથી જોશો. ૯

હજારો દંભ સેવીને, ઠગો અણજાણ જીવોને;
ઠગાશે શું પ્રભુ તેથી ? ઊઘાડી આંખથી જોશો. ૧૦

કહે કસ્તૂર મદ છોડો, મળ્યું છે પૂર્ણ શું તમને ?
બધી વાતે અધૂરા છો, ઊઘાડી આંખથી જોશો. ૧૧

---

## ઉપદેશક-કવ્વાલી.

વિવિધતા વિશ્વની જોઇ મુઝાઓ ના તમે મનમાં;
તપાસી જોયું છે કો દી, તમારું જાય છે શું શું ? ૧

ફલાણો આમ બોલે છે, ફલાણો આમ ચાલે છે;
તપાસો ત્યાગી પરચિંતા-તમારું. ૨

ફલાણો ચોર ને લુચ્ચો, ફલાણો મૂર્ખ અજ્ઞાની;
વિચારો વ્યર્થ નિંદાથી-તમારું. ૩

યદિ ટેં ટેં કરે તો હું, ચખાડી દઉં મજા ભારે;
ફુલાઓ પણ જરા જોશો-તમારું. ૪

બીચારા રાંક શું કરશે ? બધી વાતે છું પોંચેલો;
વદો પણ ધ્યાન તો આપો-તમારું. ૫

કરો હિંસા વદો જૂઠું, કરો ચોરી વ્યભિચારી;
પરંતુ એટલું જો જો-તમારું. ૬

અનંતું જ્ઞાન ને દર્શન, અનંતું વીર્ય ને જીવન;
તપાસો આ બધામાંથી-તમારું. ૭

અનંતું સુખ ને આનંદ, અચળ મુક્તિ પરમ શાંતિ;
તમારા ગુણ—ગણોમાંથી—તમારું. ૮
તન, ધન, દાસ ને દારા, ગયાં માતાપિતા પ્યારાં;
ગયું જે આ બધું તેમાં-તમારું. ૯
કરો તૈયારીઓ જ્યારે, જવાને બીજી દુનિયામાં;
બધી વસ્તુ ગણી લેજો-તમારું. ૧૦
અનંતા કાળથી જગમાં, સફર કરતા તમે આવો;
કદી કસ્તૂર તપાસ્યું છે, અમારું જાય છે શું શું-તમારું. ૧૧

---

## 'નથી મૃત્યુ વિસરવાનું'

વિસારી વીરની વાણી, વળો વાટે ભલે ખોટી;
કરો કૃત્યો ભલે કૂડાં, નથી મૃત્યુ વિસરવાનું. ૧
હજારો જીવને મારી, વિનાશી દેહને પાળો,
વિસારી મૃત્યુને કિન્તુ,-નથી૦ ૨
વદી વાણી તમે જૂઠી, તુચ્છ તૃષ્ણા ભલે પૂરો;
વખત જ્યારે થશે પૂરો,-નથી૦ ૩
પરાઇ ચીજ ચોરીને, ખુશી થઇને અતિ મનમાં,
ભલે મોજે તમે માનો,-નથી૦ ૪
વિષયથી આંધળા થઇને, અનીતિના રહી પંથે,
ગણો ના મોતને તો એ,-નથી૦ ૫
વધારીને તમો તૃષ્ણા, કરી અન્યાયના કામો,
ભલે લક્ષ્મી કરો ભેગી,-નથી૦ ૬
કરીને ક્રોધ નિર્બળને, દુઃખ દઇને ભલે કનડો,
પરંતુ જાણજો સાચુ,-નથી૦ ૭
અભિમાને રહી માતા, વિનય ને નમ્રતા છોડી,
ગણો સહુને ભલે કોડી,-નથી૦ ૮
વિના વસ્તુ થવા મોટા, ભલે સેવો તમે માયા,
ઠગો અંતે ભલે ભોળા,-નથી૦ ૯
લોભથી ક્ષોભ પામીને, ધર્મની ભાવના છોડી;
અધર્મે જા ભલે દોડી,-નથી૦ ૧૦
કનક ને કામિની રાગી, ભલે થા દેહનો રાગી;
પ્રભુના રાગને ત્યાગી,-નથી૦ ૧૧

દ્વેષ ભાવે ભલે માની, સ્વજાતિ જીવને શત્રુ;
અશાતા આપીને હરખો,–નથી૦ ૧૨
ક્લેશ, કંકાસથી પરને, ભલે સંતાપ ઉપજાવી;
બનાવો ક્લેશમય જીવન,–નથી૦ ૧૩
અદેખાઇથી બીજા પર, ચઢાવી આળ બહુ કૂડા;
તમે હલકા ભલે પાડો,–નથી૦ ૧૪
વિષયની વાસના પોષો, બનાવી બાગ ને બંગલા;
ભલે રામા રમાડીને,–નથી૦ ૧૫
પ્રભુની આણમાં રહીને, સહુને મિત્ર સમ માની;
કહે કસ્તૂર આ તમને, ખરે મૃત્યુ વિસરવાનું. ૧૬

---

## ' કરો છો શોક શું કરવા ? '

તમે જન્મ્યા હતા જ્યારે, હતું ધન- કેટલું ત્યારે ?
ગુમાવ્યું મેં બધું માની, કરો છો શોક શું કરવા ? ૧
ઘણી લક્ષ્મી હતી જ્યારે, વિસારીને પ્રભુ ત્યારે;
બન્યા કંગાળ અત્યારે, કરો છો શોક શું કરવા ? ૨
જુવાનીમાં દિવાના થઇ, ભુલાવ્યા ધર્મકૃત્યોને;
થયા ઘરડા નથી બનતું, કરો છો શોક શું કરવા ? ૩
અકારા ઝેર બહુ પીધાં, મરણની બીક છોડીને;
મરણ આવી ખડું જ્યારે, કરો છો શોક શું કરવા ? ૪
મળેલી સર્વ શક્તિથી, અશક્તોને સતાવીને;
હીણશક્તિ થયા જ્યારે, કરો છો શોક શું કરવા ? ૫
દયાની શિખ ના આપી, દયાળુ થઇને દુખીયાને;
દયા મળતી નથી જ્યારે, કરો છો શોક શું કરવા ? ૬
સંતોષી ક્ષુદ્ર તૃષ્ણાઓ, અવરના પ્રાણ લૂંટીને;
લુંટાતા પ્રાણ પોતાના, કરો છો શોક શું કરવા ? ૭
ચઢીને માનને ઘોડે, હૃદય બાળ્યાં ઘણાઓનાં;
હવે બળવા વખત આવે, કરો છો શોક શું કરવા ? ૮
દશા માઠી નિહાળીને, અવરની ધ્યાન ના દીધું;
દશા માઠી થઇ જ્યારે, કરો છો શોક શું કરવા ? ૯
પડ્યા પર પાટુઓ મારી, ઘણા રાજી થયા મનમાં;
તમારો વારો આવ્યો છે, કરો છો શોક શું કરવા ? ૧૦

કર્યાં આરોપ પુદ્ગલમાં, વિશેષ સુખ મેળવવા;
નિરાશા અંતમાં મળતાં, કરો છો શોક શું કરવા ? ૧૧
બધું એ ખોઈને હોંશે, કરેલી દેહની સેવા;
અંતમાં રાખ સહુ બનતાં, કરો છો શોક શું કરવા ? ૧૨
ન જોયો તત્ત્વદૃષ્ટિથી, સુખદ કસ્તૂર શુભ રસ્તો;
દુઃખદ રસ્તે ભૂલા ભટકી, કરો છો શોક શું કરવા ? ૧૩

---

## ' વિષમ છે વાટ શિવપુરની '

અનાદિ કાળની ટેવો, ટળે નહીં જ્યાં સુધી સઘળી;
મળે નહિં ત્યાં સુધી મુક્તિ, વિષમ છે વાટ શિવપુરની. ૧
કષાયો ચાર લૂંટારા, પ્રમાદી પથિક જન લૂંટે;
લુંટાઈને વળે પાછા, વિષમ છે વાટ શિવપુરની. ૨
સરિતા ઊંડી તૃષ્ણાની, પડી છે વાટમાં આડી;
ડૂબતા પ્રાણીઓ પુષ્કળ, વિષમ છે વાટ શિવપુરની. ૩
રાગ ને દ્વેષના ડુંગર, ગગનચુંબી શિખરવાળા;
ઓળંગીને જવું મુશ્કિલ, વિષમ છે વાટ શિવપુરની. ૪
વેદના તીવ્ર દવ વહ્નિ, બળે છે વાટમાં સઘળે;
બળ્યા છે પ્રાણીઓ તેથી, વિષમ છે વાટ શિવપુરની ૫
વિલાસોની ઘટાવાળાં, વિષય વિષ-વૃક્ષની ઝાડી;
મુંઝાવીને હરે શુદ્ધિ, વિષમ છે વાટ શિવપુરની. ૬
હર્ષ ને શોક ધુતારા, બતાવીને ક્ષણિક વસ્તુ;
ઠગી લે જ્ઞાન દર્શનને, વિષમ છે વાટ શિવપુરની. ૭
અહંતા ને વળી મમતા-તણું જ્યાં ઘોર અંધારું;
ભૂલે છે પ્રાણીઓ રસ્તો, વિષમ છે વાટ શિવપુરની. ૮
ભયંકર વાટમાં દર્શન-મોહનો કેસરી બેઠો;
જવા દેતો નથી કોઈને, વિષમ છે વાટ શિવપુરની. ૯
હાસ્ય ને ભયતણા કાંટા, વેરાયા છે ઊભે રસ્તે,
નથી જગ્યા જરા ખાલી, વિષમ છે વાટ શિવપુરની. ૧૦
તજીને વાટ શિવપુરની, વિષય વાટે વળ્યા પ્રાણી,
સીધી કસ્તૂર જણાણી પણ, વિષમ છે વાટ શિવપુરની, ૧૧

---

## પ્રભુ-સ્તુતિ

વિશ્વેશ આપ ભવતારક છો જ મારા,
જાણી ગ્રહ્યા પ્રભુજી મેં ચરણો તમારા;
આપો મને સુમતિ દેવ સદા કૃપાળુ,
જેથી કરી કુમતિનું સહુ જોર ટાળું. ૧

જન્માંતરો કરી ઘણા બહુ કાળ ખોયો,
તોયે નહીં હજી સુધી, ભવ અંત જોયો;
ક્યારે થશે તુજ સમો પ્રભુ આત્મ મારો,
બોલો હવે પ્રભુ! નહિં ઘણું મૌન ધારો. ૨

યત્નો કર્યાં નથી પ્રભુ તને ભેટવાને,
હું શું કરું હવે કહો સુગતિ જવાને?
જાણું નહિં કઇ દિશા પકડું હું નાથ!
આવી મળું ઝટ દઇ પ્રભુ આપ સાથ. ૩

કષ્ટે કરી મનુજ જન્મ મને મળ્યો છે,
માનું મનોરથ પ્રભુ સઘળો ફળ્યો છે;
આજ્ઞા ન માની કદીયે પ્રભુ મેં તમારી,
એળે ગયો ભવ અરે! તમને વિસારી. ૪

સ્તુત્ય પ્રભુ સ્તવન પૂજન મેં તમારું,
કીધું નથી ભવ-સમુદ્રથી તારનારું;
તોએ પ્રભુ તરી જવા બહુ આશ રાખું;
તારો મને હવે નહિં કરશો નિરાશ. ૫

રક્ષા કરો દુઃખદ દુર્ગતિયો નિવારી,
જે મેં કર્યાં પ્રભુ ગુન્હા સહુ તે વિસારી,
યાચું નહિં અવર હું પ્રભુ આપ પાસ,
આપો પ્રભુ મને તમે શિવસંદ્મવાસ. ૬

સૂના મને પ્રભુ કરું સહુ ધર્મકામ,
પામું ન મૂલ્ય પ્રભુ હું પુટલી બદામ;
તોયે દયાનિધિ મને મળશે તમારી,
શ્રદ્ધાથકી નિજ ગુણો શુદ્ધ આત્મધારી. ૭

રિદ્ધિ મળી સહુ મને હતી જે વિસારી,
માનું દયા થઇ ઘણી પ્રભુજી તમારી;
લાધ્યું નથી હજી સુધી પણ ધામ તારું;
કસ્તૂરનું મન ઘણું પ્રભુ તેજ સારું. ૮

———

## ઉપદેશક-પદ

શુભ કામ કરી લે રે, અવસર સારો મળ્યો;
નર ભવ અતિ ઉત્તમ રે, આંગણે સુર-દ્રુમ ફળ્યો. ૧
ક્ષણ ક્ષણ તારું આયુષ્ય રે, ઓછું થાય સદા;
કેમ યાદ ન આવે રે, મોતતણી વિપદા. ૨
કૂડાં કૃત્યો કરીને રે, કહે તારું શું સુધર્યું ?
ખોઇ પુણ્ય તે સઘળું રે, નવું ઘણું પાપ કર્યું. ૩
ભવ ફેરા વધારી રે, સંતોષ મનમાં ધરે,
દુઃખદાયી ગતિમાં રે, વારંવાર ફરે. ૪
પાપસ્થાનક સેવતાં રે, જપ તપ કિરિયા કરે,
નવિ લેખે લાગે રે, શ્રમ સહુ વ્યર્થ કરે. ૫
કાણું નાવ ન તરતું રે, છિદ્ર ન બંધ કરે;
વલે પાણી ઉલેચે રે, છેવટ ડૂબે ખરે. ૬
વિષ પાન કરીને રે, જીવવાની આશા ધરે,
એવા અજ્ઞાની જીવો રે, જાણી જોઇને મરે. ૭
પ્રભુ પંથ ભુલાવી રે, ઉલટે રસ્તે ધરે,
એવા સાચા શત્રુને રે, મૂઢ જ સ્નેહી કરે. ૮
નિજ સ્વારથ સાધવા રે, સગપણ કાઢે ઘણાં;
નિઃસ્વારથી જગમાં રે, લાખમાં બે ત્રણ જણા. ૯
વિવેક વિનાના રે, માનવી નહિં તે પશુ;
કૃત્યાકૃત્ય ન જાણે રે, વળી નવિ ધર્મ કશું. ૧૦
કાયા કામ ન આવશે રે, જેની તું સેવા કરે;
જ્ઞાન દર્શન જીવન રે, વ્યર્થ ગુમાવી મરે. ૧૧
કસ્તૂર વિકાસી રે, નિજાતમમાં વિચરો,
દુઃખ દોહગ ટાળી રે, શિવસુખ લક્ષ્મી વરો. ૧૨

---

## જવાની તો જવાની છે

અથિર છે વિશ્વની બાજી, થાઓ છો-શું તહમે રાજી ?
કહે છે સંત જન ગાજી, જવાની તો જવાની છે. ૧
ધર્મની ધારણા છોડી, વિષય પૂઠે રહ્યા દોડી,
શું કરશો દ્રવ્યને જોડી, જવાની તો જવાની છે. ૨

અનીતિ લાગતી મીઠી, ભૂલ્યા શું કાળની ચીઠી ?
દુર્ગતિ શું નથી દીઠી ? જવાની તો જવાની છે. ૩
નથી કાં ઈશ ને ધ્યાતા, બનો ના કાં તમે દાતા;
થઇને કાં ફરો માતા, જવાની તો જવાની છે. ૪
વિશ્વને બંધુ સમ જાણો, હૃદયમાં તો દયા આણો;
આવો ના આવશે ટાણો, જવાની તો જવાની છે. ૫
બંગલા બાગ ને ગાડી, મોટર સાઇકલ અને લાડી;
જોઇ કાં બુદ્ધિ થઇ જાડી ? જવાની તો જવાની છે. ૬
દુઃખીના દુઃખને જોઈ, હૃદય કાં ન પડે રોઇ;
નાખો કાં જિંદગી ખોઇ, જવાની તો જવાની છે. ૭
અક્કડ થઇ કાં તમે ચાલો, તમે કાં નીચું ના ભાળો ?
બનાવો રોફ શું ઠાલો ? જવાની તો જવાની છે. ૮
મર્મના વેણુ કાં બોલો, અવરની એબ કાં ખોલો ?
જરા તો બોલને તોળો, જવાની તે જવાની છે. ૯
ઉત્તમ જે માર્ગ તરવાનો, વડેરાનો ન કાં માનો;
કરો શું વ્યર્થ તોફાનો, જવાની તો જવાની છે. ૧૦
નમો ના સંતને કોઈ, રહો શું સામને જોઈ;
નાખો કાં સભ્યતા ધોઈ, જવાની તો જવાની છે. ૧૧
પિતા માતાતણી સેવા, કરો ના કાં તમે લેવા ?
નિરંતર સુખના મેવા, જવાની તો જવાની છે. ૧૨
બતાવો તમે કાં બળને, હમેશાં દુઃખી નિર્બળને,
નથી શું જાણુતા વળને, જવાની તો જવાની છે. ૧૩
તમે શા ધ્યાનમાં પેઠા ? વિસારી કાં પ્રભુ બેઠા ?
પરો કાં જાણીને હેઠા ? જવાની તો જવાની છે. ૧૪
ગર્વને મૂળથી બાળો, પ્રભુના માર્ગ પર ચાલો;
ગુરુની આણુ તો પાળો, જવાની તો જવાની છે. ૧૫
કથન શ્રી વીરનું મીઠું, સ્તુતિનું પાત્ર મેં દીઠું;
રખે કરશો નાં ઉર ધીઠું, જવાની તો જવાની છે. ૧૬
નમ્રતા કેમ ના ધારો ? વડિલને કાં ન જુહારો ?
સ્મરણમાં લાવી ઉપકારો, જવાની તો જવાની છે. ૧૭
વિચારી વાત પગ ધરશો, જનમ મૃત્યુનો ભય હરશો;
યશોથી જિંદગી ભરશો, જવાની તો જવાની છે. ૧૮

## સુખેચ્છુને સૂચના

વિશ્વાસ રાખો પૂજ્ય શ્રી પ્રભુ વીરના સિદ્ધાંતમાં,
શંકાઓ સઘળી પરિહરી નિશ્ચય કરો નિજ સ્વાન્તમાં;
સંસારની ચારે ગતિમાં સુખની ઇચ્છા કરી,
દુઃખી બનો ના બાંધવો જણવે પ્રભુશ્રી હિત ધરી. ૧

કૃત્રિમ આ સંસાર છે, ત્યાં સુખ સાચું નવ જડે,
સુખાભિલાષી પ્રાણીઓ સહુ ભ્રમિત થઇને રડવડે;
સ્વપ્નાતણી સુખડીથકી કહો તૃપ્તિ કોની છે થઇ ?
દૈવી ઘણાં સુખ ભોગવ્યાં પણ સુખતૃષ્ણા નવ ગઇ. ૨

ચૈતન્ય જડમય વિશ્વમા જડમાં નથી સુખ દુઃખ રહ્યું,
ચૈતન્યમાં સુખ દુઃખ વસે જડને નિમિત્ત કારણ કહ્યું;
જડ કારણે સુખ સાપડે તે સુખ નહીં પણ દુઃખ છે,
પરિણામ જોતાં સુખના સહુ ધર્મથી તે વિમુખ છે. ૩

ધન ધામ ગાડી બાગ વાડી વસ્ત્ર આભૂષણતણા,
સંયોગથી સુખ માનતા પુદ્ગલાનંદી જન ઘણા;
સંયોગ ત્યાં કૃત્રિમતા નવ જાણતા અજ્ઞાનથી,
તેથી કરી દુઃખ પામતા અતિ વસ્તુના નુકશાનથી. ૪

સંયોગ ને વિયોગ ઇચ્છિત અનિચ્છિત પુદ્ગલતણા,
સુખદુઃખને સાધે નિરંતર ક્ષણિક આ સંસારના;
સાચું નથી સુખ દુઃખ આ સંસારનું તેથી કરી,
જ્ઞાની જનો ત્યાગી કરી સુખ સત્ય સાધે મન ધરી. ૫

અજ્ઞાની જન સંસારમાં ભિક્ષુક વૃત્તિ આદરી,
પુદ્ગલ કને સુખ માગતા જડ વસ્તુની કરી ચાકરી;
સુખસંપદા એમ નવ મળે જડ વસ્તુ પાસેથી કદા,
ધનહીન પાસે યાચતાં મળતી નથી કદી સંપદા. ૬

વિષયાભિલાષી પ્રાણીઓ સેવી વિષયસુખ માનતા,
પણ અંતમાં દુઃખ ભોગવે પ્રત્યક્ષ એ અજ્ઞાનતા;
કૃત્રિમ ક્ષણિક સુખ કારણે ઉત્તમ જીવન પણ વ્યય કરે,
એથી અધિક શું મૂર્ખતા કે રત્ન સાટે રજ ધરે. ૭

કલ્યાણ ઇચ્છો આત્મનું તો સુખ કૃત્રિમ પરિહરો,
સત્પથ ઉપર વિચરી કરી સહુ જીવને સુખી કરો,
તુલના કરો સુખ દુઃખતણી સંસારના અતિ ખંતથી,
રસ્તો ન જાણો ન્યાયનો તો પૂછજો શુદ્ધ સંતથી. ૮

વિશ્વવેત્તા વીરના વચનો યદિ સંભારશો,
જગની સહુ રચના તમે ક્ષણમાં હૃદયમાં ધારશો;
યમરાજનો ભય ભાંગશે ભવજાળ સઘળી તૂટશે,
જીવન અનંતુ મેળવી આ જીવ દુઃખથી છૂટશે. ૯

## હિતશિક્ષા

સુખી તેં થઇ રંકને દુઃખ દીધું, છતી શક્તિએ શ્રેષ્ઠ ના કાજ કીધું;
ઇહાંથી જરા શોચ તું ક્યાં જવાનો ? કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૧
નિવારી દયા જીવના પ્રાણ લીધા, વિષય વિષતણા જામ તેં ખૂબ પીધા;
ગઈ તેટલી તું નથી કાઢવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૨
કમાઈ કરી પાપની હર્ષ પામે, ઠગે લોકને તું સદા શ્રેષ્ઠ નામે;
નથી જાણતો પંથ તું છાંડવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૩
સ્તુતિ સાંભળી સાધુ નરની બળે તું, અસાધુતણી સંગતિમાં ફરે તું;
અરે ! જાણ તું છે સમય જાગવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૪
રચીને પ્રપંચો ઘણા છેતર તું, ભલા લોકમાંહી ગણાવા ફરે તું;
તને આવો ધંધો નથી છાજવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૫
વિના પુન્ય લક્ષ્મીતણી આશ રાખી, અનીતિતણી સુખડી ખૂબ ચાખી;
કરે માન તું શું અરે ! ધનપણાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૬
જણાવે અભિમાન ખોટું કરીને, ઘણું ચીકણું પાપ બાંધે ફરીને;
ખરું જાણજે જમ નથી ભૂલવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૭
યમોની નથી બીક તેં લેશ રાખી, લૂંટ્યા લોકને તેં ગળે ફાંસી નાખી;
સુખી તું નથી અંત સુધી થવાનો, કદી દુર્ગતિથી નથી છૂટવાનો. ૮

## લક્ષ્મીની અસ્થિરતા વિષે

વસુમંતો વસુ પામી, થશો ના વિષયી કામી;
વિચારી વાત આ નામી, સહુ લક્ષ્મી જવાની છે. ૧
વસુના માનમાં ફૂલી, જશો ના દુઃખીને ભૂલી;
જુઓને આંખથી ખુલી, સહુ લક્ષ્મી જવાની છે. ૨
સજ્જનતા કાં ન ઉર ધારો, અહો ના માર્ગ કાં સારો ?
વ્યર્થ કાં જિંદગી હારો, સહુ લક્ષ્મી જવાની છે. ૩
પોતાની પૂર્વની સ્થિતિ, વિસારી પાછલી રીતિ;
છોડો કાં ઈશની ભીતિ, સહુ લક્ષ્મી જવાની છે. ૪

વસુના છાકમાં ભાઇ, છકો ના ભૂલને ખાઇ;
રહેશે ના પાસ એક પાઇ, સહુ લક્ષ્મી જવાની છે. ૫

વસુનો કેફ છે ભૂંડો માનો લવરી કરી રૂડું;
જશે લક્ષ્મીનું સુખ ઊંડું, સહુ લક્ષ્મી જવાની છે. ૬

ભિક્ષુને આંખથી ભાળો, દીઓ ના દીનને ગાળો;
થોડું પણ હાથથી આલો, સહુ લક્ષ્મી જવાની છે. ૭

હતી કંગાળીયત જ્યારે, અવસ્થા શી હતી ત્યારે ?
વિસારો કેમ અત્યારે, સહુ લક્ષ્મી જવાની છે. ૮

ધર્મના માર્ગને છોડી, સહુ લક્ષ્મી તમે જોડી;
તમારી છે ન એક કોડી, સહુ લક્ષ્મી જવાની છે. ૯

મળી લક્ષ્મી લઇ ગાડી, અનાવ્યા બંગલા વાડી;
જુઓ શું આંખને ફાડી, સહુ લક્ષ્મી જવાની છે. ૧૦

મોટરમાં બેસીને મ્હાલો, હવે ના પાદથી ચાલો;
ભલે ચ્હાનો પીઓ પ્યાલો, સહુ લક્ષ્મી જવાની છે. ૧૧

ગરીબોની કરી હાંસી, તમે કયાં છૂટશો નાશી ?
રહેશે નહિ રોટલો વાસી, સહુ લક્ષ્મી જવાની છે. ૧૨

વસુથી આંધળા થઇને, ગરીબને ખૂબ દુઃખ દઇને;
પડો કાં ખાડામાં જઇને, સહુ લક્ષ્મી જવાની છે. ૧૩

સહુ જીવોના સુખ માટે, મળેલું દ્રવ્ય શું દાટે ?
વાપરો નિત્ય શુભ વાટે, સહુ લક્ષ્મી જવાની છે. ૧૪

કરી લ્યો ચાર દી ચટકો, ઉદ્ધતાઈતણો લટકો,
રહેશે ના વસ્ત્રનો કટકો, સહુ લક્ષ્મી જવાની છે. ૧૫

ફેન્સી વાળને ઓળી, શરીરે સેન્ટને ચોળી,
ભરો કાં પાપની ઝોળી, સહુ લક્ષ્મી જવાની છે. ૧૬

કટુ ને મર્મની વાણી, વદી કાં થાઓ ધૂળધાણી ?
રહેશે ના કાંઇ એંધાણી, સહુ લક્ષ્મી જવાની છે. ૧૭

કઠણતા ઉરતણી તજશો, સ્તુતિના પાત્ર તો ઠરશો;
રમણતા ધર્મમાં કરશો, સહુ લક્ષ્મી જવાની છે. ૧૮

વિમળ ઉત્તમ કરો કામો, જગતમાં વાપરી દામો,
યશોને લક્ષ્મીથી પામો, સહુ લક્ષ્મી જવાની છે. ૧૯

---

## વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા

અત્યારે વિશ્વમાં જોતાં, દુઃખી સહુ કો જણાયે છે;
વિચારો હેતુ શા માટે? વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧

સજ્જનતા, સત્યતા, ઋજુતા, નમ્રતા ને દયાળુતા;
હૃદયથી દૂર કરવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૨

અદેખી આળસુ લોભી, વિદ્વેષી ને વ્યભિચારી;
થઈને સ્વાર્થની પ્યારી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૩

સ્વજાતિ સ્નેહ છોડીને, સતાવી માનવી જનને;
થઇ કૂક્ષંભરી તેથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૪

નજીવા સ્વાર્થને માટે, બગાડી કામ બીજાનું;
બજાવી કામ પોતાનું, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૫

બીજાની ઉન્નતિ જોઇ, ઉદ્વેગી થઈ અવર માટે;
અપાયો ચિંતવી મનમાં, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૬

ભલે દુઃખી રહો બીજા, નિરંતર સુખી હું થાઉં;
વિચારી આ વિચારોને, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૭

તડફ્તા અન્ન-જળ માટે, અનાથો સેંકડો જોઇ;
હૃદય નિષ્ઠુર કરવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૮

પિતા માતા અને ભ્રાતા, ભગિની આદિ દુઃખિયાની;
ઉપેક્ષા શ્રીમદે કરીને, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૯

ચઢીને માનના ઘોડે, ભલાઇ સૌ ભુલાવીને;
ભુંડાઇમાં ઉતરવાથી, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૧૦

સહુથી ઉચ્ચ બનવાને, અવરની ખોદણી કરીને;
પ્રશંસી વ્યર્થ પોતાને, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧૧

પરસ્પર સંપને તોડી, કરીને વૈરની વૃદ્ધિ;
ફીસાદી ખૂબ બનવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧૨

અવરને દુઃખ દરિયામાં, નાંખવા હર્ષથી પોતે;
પ્રપંચો ખૂબ રચવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧૩

જગતને ધૂતવા માટે, બતાવી ડોળ ઉપરનો,
ચાહના પૂર્ણ કરવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧૪

સ્વદેશી રીત છોડીને, વિદેશી રીત પકડીને;
અસલનો માર્ગ તજવાથી, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૧૫

સુસ્વાદુ ભક્ષ્ય ને સુંદર, અતિ સાદું તજી ભોજન;
અભક્ષ્યે ચિત્ત ધરવાથી, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૧૬
અતિ ઉત્તમ અને નિર્મળ, સ્વદેશી વસ્તુ છોડીને;
વિદેશીમાં વિચરવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૧૭
વિદેશી ઠાઠને જોઇ, લુંટાવી લક્ષ્મી પોતાની,
બની કંગાળ તેથી આ, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૧૮
અતિ નિઃસત્વતા ધારી, થઇ આધીન બીજાને;
ગુલામીને સ્વીકારીને, વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૧૯
અહિંસા ધર્મને છોડી, બની હિંસાતણા કિંકર;
દયાને દૂર કરવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૨૦
કરી મોટાઇ પોતાની, સ્તુતિ કરતા ન ગુણી જનની;
રતિના ગુણ ગ્રહવાથી, વિપત્તિગ્રસ્ત થઇ દુનિયા. ૨૧
જગતના જીવની સાથે, યતનાથી પ્રેમ નહિં પાળ્યો;
'જીવનમાં ઝેર ભરવાથી' વિપત્તિગ્રસ્ત થઈ દુનિયા. ૨૨

---

## કમાણી શું કરી સાચી ?

અરે ! ઓ માનવી શાણા, હૃદયમાં તું વિચારી જો;
અવતરી ફાની દુનિયામાં, કમાણી શું કરી સાચી ? ૧
જીવનના સર્વ ક્ષણને તેં, વાપરી લાભ શું લીધો ?
ગુમાવી જિંદગી સઘળી, કમાણી શું કરી સાચી ? ૨
સહીને સેંકડો કષ્ટો, કરેલાં પુણ્યના બળથી;
પામીને માનવી જીવન, કમાણી શું કરી સાચી ? ૩
અનંતા જીવની જાનો, લઈ તેં લોભના વશથી;
થઇને શ્રીપતિ જગમાં, કમાણી શું કરી સાચી ? ૪
બનાવી બાગ ને બંગલા, બસાવી હાથી ને ઘોડા;
બીછાવી ગાદી ને તકીઆ, કમાણી શું કરી સાચી ? ૫
સેંકડો નાટકો જોયાં, નચાવી નિત્ય ગણિકાઓ;
સિનેમા શોખથી જોઈ, કમાણી શું કરી સાચી ? ૬
મોટર ને સાઈકલો ઉપર, બેસીને ખૂબ તું મ્હાલ્યો;
દોડાવી ગાડી ઘોડાને, કમાણી શું કરી સાચી ? ૭
મેવા ને ફ્રૂટ મીઠાઇ, તીખાં ને ખૂબ તમતમતા;
જમીને ભાવતાં ભોજન, કમાણી શું કરી સાચી ? ૮

હીરા માણેક ને પન્ને, જડેલાં અંગમાં સઘળે;
ઘરેણાં ભાવથી પહેરી, કમાણી શું કરી સાચી ? ૯

રેશમી ને વળી કસબી, સરસ બારીક ને કોમળ;
વસ્ત્રને અંગમાં પહેરી, કમાણી શું કરી સાચી ? ૧૦

વિષયની વાસનાથી તું, રમણીઓમાં રહી મશગૂલ;
વિકારોને વધારીને, કમાણી શું કરી સાચી ? ૧૧

દેહને પુષ્ટ કરવાને, ઔષધિઓ ઘણી ખાધી;
વધારી દેહના બળને, કમાણી શું કરી સાચી ? ૧૨

કરી વ્યાપાર તેં મોટા, હજારો લાખ ક્રોડોને;
ગુમાવી તેં કમાઇને, કમાણી શું કરી સાચી ? ૧૩

અનીતિ આચરીને તેં, દેવાળું દાખવી સઘળે;
રહાવી રાંક નિર્ધનને, કમાણી શું કરી સાચી ? ૧૪

ભૂલી જઇ ઇશનો મારગ, સ્વચ્છંદે આપ ચાલીને;
ભોળવી લોકોને ભોળા, કમાણી શું કરી સાચી ? ૧૫

પ્રભુનું નામ ના લીધું, દામનું નામ જપતાં તેં;
જીવનના અંતને આણી, કમાણી શું કરી સાચી ? ૧૬

કઠણુતા ઉર વિષે ધારી, સ્તુતિ ના ઇશની કીધી;
રહીને માનમાં નિશદિન, કમાણી શું કરી સાચી ? ૧૭

વિચારી તુચ્છ વિચારો, જગતનું ના ભલું કીધું;
યત્નથી તું વિચારી જો, કમાણી શું કરી સાચી ? ૧૮

---

## ખરા અધ્યાત્મી તે જાણો.

પ્રભુ શ્રી વીરની વાણી, સમાણી છે હૈયે જેને, જણાણી છે ક્રિયામાંહી, ખરા અધ્યાત્મી તે જાણો ૧
નિશ્ચય નય ગૌણ રાખીને, વ્યવહારે મુખ્યતા ધારે, ઉભય નય ધારતા હૃદયે, ખરા૦ ૨
ક્રિયા ને જ્ઞાનથી સિદ્ધિ, કથી છે કેવળી પ્રભુએ, ન ત્યાગે એકને પણ જે, ખરા૦ ૩
ગુરુ ને દેવની આજ્ઞા, અખિલ ગુણગ્રામ દેનારી, ન ખંડે જે થઇ શાણા, ખરા૦ ૪
વિચારી સાત નયને જે, અનેકાંતિક મારગમાં, નિરંતર મગ્ન થઇ મ્હાલે, ખરા૦ ૫
શબ્દનય અર્થનય જાણે, દ્રવ્ય પર્યાય ગુણગુણથી, વિશ્વના ભાવને ભજતાં, ખરા૦ ૬
પુદ્ગલાનંદતા છોડી, વિષયથી જે રહી અળગા, આત્મ–આનંદતા ધારે, ખરા૦ ૭
જીવાદિ તત્ત્વ નવને જે, સ્વરૂપે ઓળખી કરીને, હેયોપાદેયતા ધરતા, ખરા૦ ૮
કુનયનો માર્ગ છોડીને, સુનયના માર્ગમાં રમતા, નિરંતર શુદ્ધ શ્રદ્ધાથી, ખરા૦ ૯

નથી જ્યાં ક્રોધ ને માયા, નથી જ્યાં માનની છાયા, સરળતા ધારતા હૃદયે, ખરા૦ ૧૦
ન વૃત્તિ ધારતા બકની, સદા જ્યાં ચિત્ત ને વાચા–તણા વ્યાપાર સમ હોવે, ખરા૦ ૧૧
અતિ ગંભીરતા ધારી, સદા સત્વોના ઉપકારી, સ્પૃહાને મૂળથી મારી, ખરા૦ ૧૨
ઉચિત આચાર ના છોડે, અનીતિથી રહી અળગા, સદા ભાષા વદે સાચી, ખરા૦ ૧૩
કર્મના રૂપને જાણી, સત્વ પર ધારીને કરુણા, તુરત સુમાર્ગ દેખાડે, ખરા૦ ૧૪
વિપત્તિમાં ને સંપત્તિમાં, જણાયે શોક ના ખુશી, યત્નથી શાંતિમાં વિચરી, ખરા૦ ૧૫

---

## કુસંપે કેર વર્તાવ્યો

જમાનો હાલનો જોતાં, ઘણો ખોટો જણાયો છે; સહુ સંસારવાસીમાં, કુસંપે કેર વર્તાવ્યો. ૧
નથી કોઈ દેશને છોડ્યો, નગર કે ગામ ના છોડયાં, નથી કોઈ જાતને છોડી, કુસંપે૦ ૨
રાય ને રંક ના છોડયા, ન છોડયા ત્યાગી ને ભોગી; પરસ્પર ભાઇ ભાઇમાં, કુસંપે૦ ૩
પિતા ને પુત્ર જેવા પણ, પરસ્પર શત્રુતા ધારી, દીયે છે જાનથી મારી, કુસંપે૦ ૪
પોતાનું નાક કાપીને, અમંગળ અન્યનું કરવું; ભણાવી પાઠ બહુ એવા, કુસંપે૦ ૫
ધર્મના કાર્યમાં સઘળે, કરાવી ક્લેશ ને ઝગડા; પરસ્પરમાં લડાવીને, કુસંપે૦ ૬
કુગતિમાં નાખવા માટે, કુબુદ્ધિ આપીને સહુને; ધર્મની ભાવના તોડી, કુસંપે૦ ૭
ધર્મશ્રદ્ધા ખસેડીને, હૃદય કાઠા બનાવીને; પુણ્યનો માર્ગ ભુલાવી, કુસંપે૦ ૮
અક્કલના આંધળા કીધા, હિતાહિત ના શકે જોઇ; કરીને લાભથી અળગા, કુસંપે૦ ૯
ધર્મથી, સ્નેહથી, ધનથી, ચાહથી પણ ચુકાવીને; કર્યા છે હાલ બહુ ભૂંડા, કુસંપે૦ ૧૦
કરી છે દુઃખી દુનિયાને, સહુ સુખો હરી લઇને; દુર્દશા દેશને આપી, કુસંપે૦ ૧૧
રખે કોઇ ના વધો જગમાં, મારાથી ધર્મ કે ધનમાં; વિચારી ચાહતા ભૂંડું, કુસંપે૦ ૧૨
ગુણી જનની કરે નિંદા, તેમને પાડવા હલકા; વધારી ખૂબ ઇર્ષાને, કુસંપે૦ ૧૩
છોડાવી કુળમર્યાદા, સહુ ત્યાગી ને ભોગીને; વાળીને વિપરીત વાટે, કુસંપે૦ ૧૪
કરીને કામ નીચોનાં, સમજતા ઠીક મેં કીધું; તુરત આનંદ આપીને, કુસંપે૦ ૧૫
વિપદમાં અન્યને નાંખો, જન્મથી એ જ શીખવાડે; યત્નથી સંપના શત્રુ, કુસંપે૦ ૧૬

---

## દશા માઠી થવાની છે

તમારી જાતના માટે, વિચારો કાં ન થઈ શાણા ?
જીવોની ઘાત કરશો તો, દશા માઠી થવાની છે. ૧
જઇને જ્યોતિષી પાસે, ઘણા લાચાર થઈ પૂછો, અમારી ભાવીમાં કેવી, દશા૦ ૨
તમે છો જ્યોતિષી પોતે, અવર કાં જ્યોતિષી ખોળો ? પૂછી લો આત્મને કે શી, દશા૦ ૩

ક્રૂરતા સ્વાન્તમાં ધારી, કરો સંહાર જીવોનો; ન જાણો પીડ બીજાની, દશા૦ ૪
અનંતા જીવને મારી, તેમના દેહનું ભોજન; કરીને ખુશી કાં થાઓ, દશા૦ ૫
નથી શું જાણતા જગમાં, ઘાતકીને સજા ફાંસી; તમે ક્યાં છૂટશો નાશી ? દશા૦ ૬
સદા સંસારી કામોમાં, કરો છો કેટલાં ખૂનો, તપાસો એક દિવસનાં, દશા૦ ૭
સકળ સંસારના પ્રાણી, પ્રભુના રાજ્યમાં સરખા, ગણાયે છે જરા શોચો, દશા૦ ૮
વ્યવહારે રાજ્યકર્તાની, ભીતિથી આણ શિર આણો, પ્રભુ–આણા ન કાં માનો ? દશા૦ ૯
નિજાતમ ગણો સહુની, કરો રક્ષા પ્રભુ આણા, નિરંતર ચાહથી ખંડો, દશા૦ ૧૦
તમોને પાંચ ઇન્દ્રિયો, મળી છે જીવ જાળવવા, નથી કાં લક્ષ્યમાં લેતા ? દશા૦ ૧૧
સબળ કાં થઈ તમે ભૂલો ? રક્ષણ કરવું જ નિર્બળનું, નિર્દયતા વાપરી અંતે, દશા૦ ૧૨
નરાયુ પુણ્યથી પામી, પાપથી ક્ષુદ્રતા ધરતા, જંતુને દુઃખ દેવાથી, દશા૦ ૧૩
સ્નેહાળુ શાંતિમય જીવન, બનાવો બંધુતા ધારી, સહુને ત્રાસ દેશો તો, દશા૦ ૧૪
કર્મ ખોટાં કરી જગમાં, સિધાવી નર્કની ગતિમાં, તુરત ત્યાં જન્મ લેતાં હા, દશા૦ ૧૫
વિદારી જીવને કીધાં, જગતમાં ક્રૂર જે કામો, યમોના માર ખાઈને, દશા૦ ૧૬

---

## ‘ બોધપદ ’

સમકિત રોપાને તું વાવ, તારી આતમ વાડીમાં, જડની આસક્તિ નિવારી,
ક્ષણ નશ્વર સ્વરૂપ વિચારી, શુદ્ધ જ્ઞાન સુમન વિકસાવ. તારી૦ ૧
જડ દેહથકી તું ન્યારો, તું શાશ્વત છે રહેનારો, નિજ રૂપ સુગંધ ફેલાવ, તારી૦ ૨
પરપરિણતિ રમવું છોડી, નિજ પરિણતિમાં મન જોડી, શુદ્ધ બ્રહ્મ દેવ પધરાવ, તારી૦ ૩
પરભાવનો કદીયે ન કરતા, નિજ સકળનો ભાવ ધરતા, ઉપયોગ સ્વરૂપ શોભાવ, તારી૦ ૪
વસ્તુગત વસ્તુ જાણી, નવિ હર્ષ શોક મન આણી, શમ જળનો કરે છંટકાવ, તારી૦ ૫
મિથ્યા દર્શન નથી તારું, અસત્ ને સત્ જોનારું, સત્ દર્શન રેંટ ચલાવ, તારી૦ ૬
નિજ ગુણ અમૃત સમ પાણી, શુદ્ધ આશયથી તે તાણી, કસ્તૂરે રોપાને પીવડાવ. તારી૦ ૭

---

## ખરું સહુ કામ બાકી છે

( કવ્વાલી )

બેઠા છો કેમ થઈ નવરા, તમે જાણે તજી ચિંતા; પરંતુ ધ્યાનમાં છે કે, ખરું સહુ કામ બાકી છે. ૧
કરી ધંધા બહુ અવળા, ગુમાવી દ્રવ્ય પોતાનું; કરોડો મેળવ્યા છે પણ, ખરું૦ ૨
ક્ષમા ને નમ્રતા ખોયાં, ક્રોધ ને માન સંઘરીને; બતાવો શું તમે કીધું ? ખરું૦ ૩

વિવાહાદિ ઘણાં કામો, કરી સંસારના હોંશે; ભલે સંતોષ માનો પણ, ખરું૦ ૪
સીનેમા નાટકો જોયાં, સેંકડો રૂપીઆ ખરચી, તમારું શું સર્યું તેથી? ખરું૦ ૫
બની વિદ્વાન્ લોકોને, રીઝાવીને થયાં રાજી; પરંતુ એથીએ અળગું, ખરું૦ ૬
બંધાવ્યા મ્હેલ મેડીઓ, વસાવ્યાં શોખનાં સાધન; ખુશી શું થાઓ છો મનમાં? ખરું૦ ૭
વિવિધ દેશો નિહાળીને, અનુભવ મેળવ્યો બ્હોળો; પરંતુ આત્મ અનુભવનું, ખરું૦ ૮
કહે કસ્તૂર ભવભ્રમણા, ટળે નહિં જ્યા સુધી સઘળી; ખરેખર ત્યાં સુધી જાણો, ખરું૦ ૯

---

## આત્મબોધ સજ્ઝાય

(પંખીડા સંદેશો કહેજો–એ દેશી)

માનવ મોહની નિદ્રામાંથી જાગને, જોને પડવા આવી છે હવે સાંજ જો;
સૂતાં સૂતાં નરભવ એળે વહી ગયો, માથે વાગી રહી છે મોતની ઝાંઝ જો. માનવ. ૧

ટેવ નથી આ સારી સૂવાની જરા, સૂવામાં ખોયું છે શુદ્ધ સ્વરૂપ જો;
દર્શન જ્ઞાન જીવન સુખ ખોયું તેં સહુ, જાગ જાગ નહી તો પડશે ભવ–કૂપજો. માનવ. ૨

દીન બનીને જડની સેવામાં સદા, થઈ પરાધીન સહેતો દુઃખ અપારજો;
જો તું ઇચ્છે સુખ તો સ્વાધીન થા હવે, ત્યાગ કરીને નબળા વિષય વિકારજો. માનવ. ૩

લાભ મેળવ તું ઉત્તમ જીવન છે મળ્યું, ફરી ફરી નહી મળશે નરનો અવતારજો;
ભૂલ થઇ જે સુખની ભ્રમણાથી હવે, ભૂલ સુધારી મારગ અવળો વિસારજો. માનવ. ૪

નુકશાનીમાં છું કે હું છું લાભમાં, જોયું વિચારી છે તેં કરતાં કામ જો;
ખોટાં કામો કરવામાં જીવન ગયું, સારાં કામો કરવાનું નહીં નામ જો. માનવ. ૫

શ્રેય કામમાં જીવન તું હવે વાપરી, લાભ મેળવ જેમ આયુ ન નિષ્ફળ જાય જો;
આતમશુદ્ધિ સારી તારી થઇ જશે, ને વળી સંચિત કર્મ સકળ ક્ષય થાય જો. માનવ. ૬

યત્ન કરીને ઉપશમ કર તું ક્રોધને, જેથી કરીને કર્મ નવાં ન બંધાય જો;
સર્પ વાઘ સમળી ને હિંસક પ્રાણીના, ભવ ટળશે જે નિશ્ચય નરકે જાય જો. માનવ. ૭

થાય સદા મનશુદ્ધિ એવી સંગતિ, કરજે જેથી થઇશ અતિ ગુણવાન જો;
આત્મઘાતી થઈશ નહી કુસંગતે, છોડી દેજે દોષી અવગુણવાન જો. માનવ. ૮

ઓળખ તું પોતાને સાચા જ્ઞાનથી, કમનીય સ્તુત્ય રવિ સમ તારું રૂપ જો;
વિમલ જણાશે યત્નથી આવરણો ગયે, કેવળી થઇને બનશે મુક્ત સ્વરૂપ જો. માનવ. ૯

---

## સફર આ પૂરી થઇ છે

તમે તરછોડી મમતાને, વળોને શ્રેયની વાટે;
પ્રમાદી ક્યાં સુધી રહેશો, સફર આ પૂરી થઇ ગઈ છે. ૧
વીત્યા ચાલીશ આશામાં, મળ્યું ના દ્રવ્ય તોયે કાંઇ; થશો ઘરડા હવે ચેતો, સફર૦ ૨
વળે છે ઝાંખ આંખોમાં, કાન પણ થઈ ગયા બ્હેરા; હવે તો કાંઈ સમજોને, સફર૦ ૩
ગયો સહુ જન્મ ધંધામાં, લોભનો અંત ના આવ્યો; ધર્મ કરશો તમે ક્યારે? સફર૦ ૪
ધરા ધન ધામ દારાની, કરી સેવા ગયા થાકી; કરો સેવા નિજાતમની, સફર૦ ૫
રડાવ્યા દીન દુઃખિયોને, ચઢીને માનના ઘોડે, ખમાવી લો હવે જલદી, સફર૦ ૬
બનીને બીન સ્વારથમાં, કર્યાં કૃત્યો ઘણાં કૂડાં, હવે સત્કૃત્યમાં વળગો, સફર૦ ૭
થયા સીતેર પંચોતેર, કર્યો સાથી તમે માંચો; પ્રભુનું નામ સંભારો, સફર૦ ૮
રાજયક્ષ્મા પડ્યો લાગુ, અશક્તિ બહુ વધી ગઈ છે; દવાઓ મેલી દો અળગી, સફર૦ ૯
જવું ચોક્કસ બધું મૂકી, વહીને કેમ ભૂલો છો; તજો મમતા તમે કૂડી, સફર૦ ૧૦
પ્રભુના માર્ગમાં રહીને, કહે કસ્તૂર ચેતીને; બતાવી દો જગતને કે, સફર૦ ૧૧

---

## નથી કાંઇએ સુધરવાનું

સહુના કાર્યની સિદ્ધિ, થાય છે ધર્મ કરવાથી;
ધમાલે ધર્મ છોડીને, નથી કાંઇએ સુધરવાનું. ૧
વૃક્ષના મૂળમાં વહ્નિ, લગાડી આશ જો કરીએ; મનોરમ પુષ્પ ને ફળની, નથી૦ ૨
જગતના જીવને જગમાં, વિચરતાં સુખ મેળવવા; પુણ્યની સહાયતા છોડી; નથી૦ ૩
અત્યારે વિશ્વમાં બહુધા, થયા છે ધર્મના દ્વેષી; પરંતુ આમ કરવાથી, નથી૦ ૪
ઉત્તમ ધી શ્રી અને જીવન, મળ્યાં જે ધર્મ પરતાપે; પરાઙ્મુખ થઈ વિચરવાથી, નથી૦ ૫
વિપત્તિઓ વધી જયમ જયમ, વિસારી ધર્મને ત્યમ ત્યમ; વળીને વિપરીત વાટે, નથી૦ ૬
ધર્મના છાંયડે રહીને, સુધારો સાધવો જોઈએ; ધર્મથી ભ્રષ્ટ થઇ જઇને, નથી૦ ૭
તમારી દુર્દશા કયમ થઇ, વિચારો કાં ન ઉર એવું; કર્યો ના ધર્મને તેથી, નથી૦ ૮
ધર્મની લાગણી છોડી, ક્રિયારુચી કરી ઓછી; પતિત થઈ ધર્મશ્રદ્ધાથી, નથી૦ ૯
પ્રભુપૂજા સ્મરણ સેવા, તજી પ્રભુભક્તિના પંથો; અનીશ્વરવાદી બનવાથી, નથી૦ ૧૦
અતિ અલ્પજ્ઞ થઇ પોતે, વિશેષજ્ઞોની ઉકિતમાં; બતાવ્યે ભૂલ ખુશ થઇને, નથી૦ ૧૧
વધારી ભૂલ પોતાની, સુધારો અન્યનો કરવો; હૃદયમાં હામ ભીડેથી, નથી૦ ૧૨

અવજ્ઞા પૂજ્ય ગુરુજનની, કરીને કાર્ય કરવાને; કરો ઉદ્યમ ઘણો તોએ, નથી૦ ૧૩
કથન શ્રી વીરનું મરડી, સ્તુતિનું પાત્રને પ્યારું; રમ્યાથી રંગભૂમિમાં, નથી૦ ૧૪
વિસારી ધર્મની ભૂમિ, જગત ઉદ્ધારનાં પથમાં; યત્નથી પણ વિચરશો તો, નથી૦ ૧૫

---

## કથનનો અંત ના આણ્યો

વિશ્વમાં માનવી હોંશે, જન્મથી બોલતાં શીખ્યા;
પરંતુ કાજ સાધીને, કથનનો અંત ના આણ્યો. ૧
કહેલું એક બીજાનું, સાંભળીને વદે સહુકો,
ઇતિશ્રીને કહી કોઈએ, કથનનો૦ ૨
સજ્જનો દેશના પ્રેમી, કરીને દેશની સેવા,
કરી બહુ ભાષણો એવાં, કથનનો૦ ૩
હજારો આદમી ભેગા, થઇને ઠાઠ બહુ કીધો,
વદીને વાણીઓ મીઠી, કથનનો૦ ૪
પ્રભુ શ્રી વીરના પગલે, ચાલવું આપણે જોઇએ,
ગાઇને ગીત બહુ એવા, કથનનો૦ ૫
વિચારી ખૂબ વિચારો, હૃદયમાં હોંશથી સહુએ;
વચનમાંહી ઉચ્ચારીને, કથનનો૦ ૬
સભાઓમાં મળી સહુએ, કર્યાં બહુ પાસ પ્રસ્તાવો,
અમલમાં કિન્તુ મૂકીને, કથનનો૦ ૭
કરી પરમાર્થનાં કાર્યો, સ્તુતિના પાત્ર થઈ જગમાં;
રમીને રમ્ય મારગમાં, કથનનો૦ ૮

---

## ક્રોધ છે પૂર્ણ દુખદાયી

કરો ના ક્રોધ છે બૂરો, ધર્મનો ઘાતકી પૂરો
કરે છે પુણ્યનો ચૂરો, ક્રોધ છે પૂર્ણ દુખદાયી. ૧
દેહને અગ્નિ સમ બાળે, ચિત્તની સ્થિરતા ટાળે, રક્તને ખૂબ ઉકાળે, ક્રોધ છે૦ ૨
ક્રોધને ઢેઢ સમ જાણો, હૃદય-મંદિર કાં આણો? શાંતિમાં મોજ તો માણો, ક્રોધ છે૦ ૩
ક્રોધના વેગમાં આવી, વેરના બીજને વાવી; ખુઓ કાં જિંદગી આવી? ક્રોધ છે૦ ૪
બુદ્ધિશાળી બન્યા છોડો, ક્રોધની પ્રીતને તોડો, ક્ષમાથી મિત્રતા જોડો, ક્રોધ છે૦ ૫
ચઢે છે ક્રોધ જે કાળે, ભલું ભૂંડું નહિ ભાળે; ભૂમિથી ઊંચે ઉછાળે, ક્રોધ છે૦ ૬

ત્રિદોષી રોગીના ચાળા, કરો શાને તમે વ્હાલા ? પડો કાં દુર્ગતિ ઠાલા ? ક્રોધ છે૦ ૭
ક્રોધથી ના રહે નીતિ, ભૂલાવે કુળની રીતિ; છોડાવે ઇશની ભીતિ, ક્રોધ છે૦ ૮
ક્રોધથી સભ્યતા નાશે, અક્કલના અંશ રહે પાસે; તમારી આબરુ જાશે, ક્રોધ છે૦ ૯
થશો જો ક્રોધના વશમાં, ન રહેશે નામ માણુસમાં; રહેશે ખામી તો યશમાં; ક્રોધ છે૦ ૧૦

---

## સહુ મળ આત્માને તું ધો

અરે શરમા ન જરા ચેતન, વિષયની તું ગુલામીથી;
બચી જા બુદ્ધિશાળી તું, અધમ આચારી કામીથી. ૧

વિષયના દાસની માઠી, દશા જોઈ વિચારી લે;
માર્ગ બ્રહ્મચારીનો સુંદર, ખુશીથી તું સ્વીકારી લે. ૨

સમજ તું છોડ નાદાની, બન્યો બહુ બુદ્ધિશાળી તું;
અશુચી દેહ પ્રાણીનું, વિચારી જો નિહાળી તું. ૩

ત્વચાની કોથળીમાંહી, ભર્યાં છે મૂત્ર ને વિષ્ઠા;
ભ્રમિત થઇને સુખની રે, ધરી છે કેમ તેં નિષ્ઠા? ૪

ભુલાવી ભાન પોતાનું, થયો તું કામનો ચાકર;
કરાવે કામ તારાથી, અધમ અત્યંત દુઃખાકર. ૫

તન ધન આત્મની શક્તિ, મદન દેવે હરી લીધી;
વિષયનું કેફ પાઇને, મૂર્ખતા બુદ્ધિમાં કીધી. ૬

અશુચિને શુચિ માને, ત્યજી વિવેક થઈ માતો;
સદા દુર્ગંધી કાયાને, ફરે છે રાત–દિન ન્હાતો. ૭

અગર વિષ્ટા કે મૂતરમાં, પડેલો ચર્ણુ તું જોવે;
ઘૃણાથી મ્હોં ચઢાવીને, ઘસીને ખૂબ તુ ધોવે. ૮

રક્ત ને માંસના લોચા, જુએ તું શ્લેષ્મને જ્યારે;
ઢાંકીને નાક ને મોઢું, વમન કરી નાંખતો ત્યારે. ૯

હવે તું કામની આણા, અખંડ પાળે થઈ રાજી,
ઘૃણા તેં હર્ષથી છોડી, રહ્યો છે કેફમાં ગાજી, ૧૦

ઉતારી કેફ આગામી, નરકનાં દુઃખને તું જો;
વિસારી વાત વિષયોની સહુ મળ આત્માનો તું ધો. ૧૧

---

## બતાવો વાંક કોનો છે?

હતી લક્ષ્મી ઘણી જ્યારે, દોડાવી મોટરો ત્યારે;
ન મળતું અન્ન અત્યારે; બતાવો વાંક કોનો છે? ૧
ઉછેર્યો દુઃખ ઘણું સહીને, પુત્રને ચાકરી કરવા; પિતાને પાટુઓ મારે, બતાવો૦ ૨
કરી આશા કમાવાની, કર્યો વ્યાપાર લાખોનો; ગયું ધન ના મળી કોડી, બતાવો૦ ૩
સંપત્તિમાં સગાં સ્નેહી, થઇને સાર બહુ કરતાં; આપત્તિમાં થયા અળગા, બતાવો૦ ૪
હજારો માનવી નમતા, આદરસત્કાર બહુ કરતા; નથી કોઈ સામને જોતું, બતાવો૦ ૫
મળી લક્ષ્મી ઘણાં સુંદર, બંધાવ્યાં મહેલ મેડીઓ; ભોગવવા ના રહ્યા ક્ષણ પણ, બતાવો૦ ૬
મૂછો પર તાવ દેતા'તા, અક્કડ થઈ આપ ફરતા'તા; નિહાળી ભોંય તે ચાલે, બતાવો૦ ૭
પહેરવા નવ નવા વસ્ત્રો, હતાં મિષ્ટાન્ન ખાવાને; ચીંથરે હાલ તે ભટકે, બતાવો૦ ૮
હતી આશા ઘણી મોટી, જગતમાં નામ કરવાની; પરંતુ થઇ દશા માઠી, બતાવો૦ ૯
બધી વાતે હતા સુખીયા, દયાનું દાન પણ કરતા; દયા યાચે હવે પોતે, બતાવો૦ ૧૦
રૂપાળા ખૂબ રઢિયાળા, હતા ત્યારે ચકિત કરતા; ઘૃણાનું પાત્ર તે બનતા, બતાવો૦ ૧૧
સબળ થઇને ઘણા નિર્બળ, પ્રાણીઓને સતાવ્યા'તા; બીજાને આશરે જીવે, બતાવો૦ ૧૨
દશાઓ શ્રેષ્ઠ ને માઠી, સકળ સંસારની કરતી;
રહી બહાર મહાશક્તિ, ખરેખર વાંક તેનો છે. ૧૩

---

## ભૂલ્યા ત્યાંથી ફરી ગણુશો

હતા નાના તમે જ્યારે, કર્યાં લાખો ગુન્હા ત્યારે,
કરો ના શોચ અત્યારે, ભૂલ્યા ત્યાંથી ફરી ગણુશો. ૧
જુવાનીમાં હતી શક્તિ, ન તપ જપ કાંઇ પણ કીધું; તમારું ધ્યાન બેશે તો, ભૂલ્યા૦ ૨
ઘણા મિત્રો કરી જોયા, હજારોનું કરી પાણી, કોઈ નહિ કામ આવ્યું તો, ભૂલ્યા૦ ૩
કરી વિશ્વાસ બીજાનો, સોંપ્યાં તન મન અને ધનને; બન્યા વિશ્વાસઘાતી તો, ભૂલ્યા૦ ૪
ન કરવાનું તમે કીધું, થયા હેરાન તેથી બહુ; હજુએ કાંઈ નથી બગડ્યું, ભૂલ્યા૦ ૫
બનાવ્યું પાપમય જીવન, ક્ષણિક આ દેહના માટે; સુધારી શેષ જીવનને, ભૂલ્યા૦ ૬
ધર્મ છોડી વળ્યા ધંધે, ફાવટ નહિ ત્યાં જરા આવી; તજી દઇને તમે સઘળું, ભૂલ્યા૦ ૭
ફસાયા જોઈ આડંબર, ધર્મ ને ધન સહુ ખોયું, ઠગાયા માનતા હો તો, ભૂલ્યા૦ ૮
હૃદયના હેતથી ચાહ્યાં, અંતર નહિ અંશ પણ રાખ્યું, પોકળતા ત્યાં નિહાળી તો, ભૂલ્યા૦ ૯
પ્રેમના પાત્રમાં રેડી, સ્નેહામૃત સ્નેહીને આપ્યુ, પીધું નહિ ઢોળી નાખ્યું તો, ભૂલ્યા૦ ૧૦
પ્રેમથી સાથે રમતા'તા, સાથે જમતા ને ભમતા'તા, હવે કોઇને ન ગમતા તો, ભૂલ્યા૦ ૧૧
ભૂલવું કામ માણસનું, ભૂલ તો ચાલી આવી છે; ભૂલોને ના ભૂલ્યા હો તો, ભૂલ્યા૦ ૧૨

## વિચરશો વીરના પંથે

પંથ છે વિશ્વમાં ઉત્તમ, પ્રભુ શ્રી વીર જિનવરનો;
હૃદયની શુદ્ધ શ્રદ્ધાથી, વિચરશો વીરના પંથે૦ ૧

ન્યાયથી વીરની વાણી, તપાસો દોષની હાણી; નીસરણી મોક્ષની જાણી, વિચરશો૦ ૨
સરળતા ને ક્ષમા ધારી, માન ને લોભને વારી; વિકારી કામને મારી, વિચરશો૦ ૩
કર્મની ચિત્રતા જાણી, ન દેશો દોષ કોઇ પ્રાણી; વિચારી વીરની વાણી, વિચરશો૦ ૪
સ્તુતિ–નિંદા વચન સહીને, પરમ સમભાવમાં રહીને; પ્રભુ આણા શિરે વહીને, વિચરશો૦ ૫
રત્નસમ જન્મ નર પામી, વિસરશો ના કદી સ્વામી; નિવારીને સહુ ખામી, વિચરશો૦ ૬
વિષયની દાસતા છોડી, દેહની મિત્રતા તોડી; પ્રભુથી પ્રેમને જોડી, વિચરશો૦ ૭
જગતનો પ્રેમ છે ખોટો, પ્રભુનો આશરો મોટો; વિચારીને નફો ટોટો, વિચરશો૦ ૮
પાપોનો ભય સદા હરવા, નિજાતમને સુખી કરવા; રસીલી શિવવધૂ વરવા, વિચરશો૦ ૯
જીવનશુદ્ધિ થશે સારી, કર્મનો મેલ નિવારી; ધર્મની ભાવના ધારી, વિચરશો૦ ૧૦

---

## મ્હારી ભાવના

–હરિગીત–

સંસારના સહુ જીવને, શાંતિ મળો ભવ-તાપથી;
અતિ પુણ્ય કાર્યે પગ ધરો, વિરમો દુઃખદ સહુ પાપથી;
અપરાધી કો થાશો નહિ, નહિ કષ્ટ આપો કોઇને;
અત્યંત ઉરમાં હર્ષ ધારો, બંધુગણને જોઇને. ૧

નહિ કષ્ટ પામો કોઈ પણ, સહુ સુખના ભાગી બનો;
ઉદ્વેગ ઉરથી પરિહરીને, આત્મવત્ સહુને ગણો;
ચાહો નિરંતર ચિત્તમાં સહુ, વિશ્વવાસી પ્રાણીને;
રાખો પરસ્પર સ્નેહને, બોલો મધુરી વાણીને. ૨

કરુણા કરો કંગાળ પર ઉપકાર બુદ્ધિ ઉર ધરો;
દુઃખીતણાં દુઃખ દૂર કરવા, ચિત્તમાં ચિંતા ધરો;
અપકાર કો કરશો નહિ, અપકાર કરતા પર કદા;
કરશો ન ભૂંડું કોઈનું, કરજો ભલું સહુનું સદા. ૩

માયા મૃષા ત્યાગો સહુ, ને ક્રોધ તૃષ્ણા પરિહરો;
ત્યાગો પ્રપંચો સર્વથા, નિજ ચિત્તમાં ઋજુતા ધરો;

નહિ વંચના કરશો કદી, નહીં ધૂર્તતા કદી આદરો;
વિચરો અતિશય શ્રેષ્ઠ પંથે, ઉત્પથોને પરિહરો. ૪

કલ્યાણ ઇચ્છો વિશ્વનું, સહુ પ્રાણી પર મમતા ધરો;
સંતાપ સહુના પરિહરી, પરમાર્થનાં કાર્યો કરો;
નિજ સ્વાર્થ માટે અન્ય પર નહીં, દ્રોહ કિંચિત્ મન ધરો;
ત્યાગો પરસ્પર વેર ને, આધિ અવરની અપહરો. ૫

નિજ કર્મનો ઉચ્છેદ કરવા, શુદ્ધ સંયમ આદરો;
નવ બ્રહ્મગુપ્તિ આચરો, દ્વાદશ પ્રકારે તપ કરો;
અંદર અને બાહિરતણી, સઘળી ઉપાધી પરિહરો;
જડ મૂળથી સહુ કર્મને, ઉચ્છેદીને મુક્તિ વરો. ૬

અતિ શુદ્ધ શ્રદ્ધાથી પ્રભુ, શ્રી વીરની આણા વહો;
મિથ્યાત્વને છોડી સહુ, સમ્યક્ત્વની શુદ્ધિ ગ્રહો;
વિષયાંધતા ધારો નહીં, દાસત્વ ઈંદ્રિયનું તજો;
છોડી અવર જંજાળને, શુદ્ધ ભાવથી પ્રભુને ભજો. ૭

ત્યાગો પરસ્પર ક્લેશને, ઇર્ષા ન ધારો સર્વથા;
જોઇ અવરનાં કષ્ટને, ધારો સદા ઉરમાં વ્યથા;
નિંદા ન કરશો કોઇની, નિજ આત્મને નિંદો સદા;
નહિં દોષદૃષ્ટિ ધારશો, રોષે ભરાઇને કદા. ૮

મિથ્યાભિમાની ના બનો, ધારો મહત્વાકાંક્ષતા;
દ્વેષાગ્નિથી બળશો નહી, ધારી હૃદયમાં શાંતતા;
રાખી સ્મરણમાં લક્ષ્યબિંદુ, મ્હાલજો સત્કાર્યમાં;
આચાર આર્યોના ચરો, ભળશો કદી ન અનાર્યમાં. ૯

આગ્રહ ન ખોટો ધારશો, સત્યાગ્રહી બનજો સદા;
શ્રી વીરના સિદ્ધાંતને, ઉરથી ઉતારો ના કદા;
ભવસિંધુથી તરજો સહુ, સિદ્ધિ ગતિને પામજો;
નિશદિન પ્રભુના ચરણમાં, નિજ શિશને સહુ નામજો. ૧૦

## વર્તમાન વિશ્વની દશા

( કવ્વાલી )

ખરેખર વિશ્વ અત્યારે, વિપત્તિથી વીંટાયું છે;
થશે શું ભાવીમાં સહુનું, વિચારોમાં મુંઝાયું છે. ૧

ધર્મનો પંથ છોડીને, અધમ વાટે વળાયું છે;
દ્રવ્ય તૃષ્ણા વધી તેથી, કૃત્ય સાચું ભૂલાયું છે. ૨

નથી કોઈ વિશ્વમાં સુખીયા, શાસ્ત્રમાં જે ગવાયું છે,
અત્યારે તે સહુ કોઇની, નજર આગળ સુઝાયું છે. ૩

હતા જ્યાં મહેલ મેડીયો, ઘુવડથી ત્યાં વસાયું છે;
થયા ત્યાં બાગ ને બંગલા, દીસાએ જ્યાં જવાયું છે. ૪

હતું જે પુન્ય ધન પાસે, બધુંયે તે ખવાયું છે;
બધી વાતે ઊભી થયલી, કનડગતથી ઘેરાયું છે. ૫

ભલે ફરતી બધે લક્ષ્મી, જીવન તો જોખમાયું છે;
વિચારો લક્ષ્મી જોઇ જોઇને, પેટ કોનું ભરાયું છે ? ૬

ધની ને ધન વગરનાને, ધન્ય જીવન ગણાયું છે;
પડ્યો ટોટો ઘણો તેનો, કયાંય ધન તો ભરાયું છે. ૭

ધની કરતાં ઘણા નિર્ધન, અત્યારે તો થવાયું છે;
સમય વીતે ખબર પડશે, કોણ કેવું ઘવાયું છે ? ૮

અત્યારે પુન્ય રળવાનું, કામ આવ્યું સવાયું છે;
ભૂખ્યાને અન્ન આપે તે, ધાન્યથી જે ધરાયું છે. ૯

અતિશય પુન્યના બળથી, પાપ જેનું દબાયું છે;
સુખી છે ને સુખી રહેશે, પાપથી જ્યાં ખસાયું છે. ૧૦

વધ્યું બહુ પાપ તેથી આ, વિપત્તિ વ્હાણું વાયું છે;
સંપત્તિ સૂર્ય જોશે તે, પુન્ય-નાણું કમાયું છે. ૧૧

